


# Pandya Business Group of East Africa

**MOMBASA :**

Hardware & Ironmongery Ltd. Box 253
Karachwalla Ltd. Box 148
Coast Properties Ltd. Box 168
Pandya & Co. Ltd. Box 135

**NAIROBI :**

Hardware Stores Ltd. Box 266
Karachiwalla (Nairobi) Ltd. Box 916
Elys Ltd. Box 411
Nairobi Steel Wares Ltd. Box 1733
Building & Hardware Ltd. Box 3911

**JINJA :**

Uganda Hardware Ltd. Box 109

**KAMPALA :**

Hardware & Ironmongery (Uganda) Ltd. Box 430
Kikagati Stores Ltd. Box 347
Elys (Uganda) Lld. Box 166
Electrical & Radio Works Ltd. Box 430

**DAR-ES-SALAAM :**

Hardware & Ironmongery (Tanganyika) Ltd. Box 285
Elys (T) Ltd.

**TANGA :**

Hardware Stores (Tanga) Ltd. Box 209

**LONDON OFFICE :**

East Afrika Traders Corporation (London) Ltd. 232/238 Bishopsgate.

# ગરમીની સીઝનનો સાથી

★ ફાગણ માસ આજ છે. અને વસંત ગરમીના મોજાંની શરૂઆત પણ સાથે સાથે લાવે છે. પછી તો ગ્રીષ્મની ભીષ્મ ગરમી આપણને અનેક રીતે મુશ્કેલીમાં મુકે છે. ગરમીથી અકળામણ અને ગભરામણ થાય છે. પહેરેલાં કપડાં વારંવાર ભીંજાય છે. કામકાજમાં દિલ લાગતું નથી. આ સંજોગોમાં આપણે સગવડે તો ઇલેકટ્રીક પંખો તેમજ ઠંડા પીણાનો કૃત્રિમ આશ્રય મેળવીએ છીએ. અલબત્ત તેથી થોડી વાર માટે આપણને આરામ કે રાહત મળે છે પણ પાછળથી સાંધાઓ કળે છે, દુઃખે છે તેમજ તંદુરસ્તીને પણ નુકશાન પહોંચી શરીરમાં અશક્તિ આવે છે. આ રીતે ગરમીને દૂર કરવાના ઉપલકીયા ઉપાયો કદી કારગત નીવડતા નથી.

★ ગરમી જેવા ભયંકર દુશ્મનને મુળથીજ પાછો હઠાવવા માટે તેમજ મગજ અને શરીરને (બહારથી તેમજ અંદરથી) હિમાલય જેવી ઠંડક આપવા માટે 'ચરક ભંડાર' તરફથી ગુલકંદ (પ્રવાલયુકત) જાહેર જનતા સમક્ષ રજુ કરવામાં આવે છે. જે ખરેખર ગરમીની સીઝનનો સાથી છે.

★ આ કંઈ બજારમાં વેચાતો સામાન્ય 'ગુલકંદ' નથી. તાજા ગુલાબ, ખડી સાકર, વંશલોચન, એલચી, ચાંદીના પાન વિગેરે શુદ્ધ દ્રવ્યો વાપરી 'ચરક'નો ગુલકંદ બનાવવામાં આવે છે. વળી એક રતલ ગુલકંદમાં એક તોલો પ્રવાલભસ્મ (ચંદ્રપુટી) ખાસ મેળવવામાં આવતી હોવાથી, ગરમી દુર કરવા તેમજ ગરમીના દર્દો નાબુદ કરવામાં ઉત્તમ છે.

★ બાળકો ઓરી, અછબડા, શીતળા, વિગેરે રોગોના ભોગ થાય છે. આ રોગો પછી, તેના શરીરમાં ઠંડક લાવવા માટે આ 'ગુલકુંદ' એક અકસીર ઉપાય છે.

★ ગરમીના ભોગ બનેલાઓએ રાહત મેળવવા અને બીજાઓએ ગરમીથી બચવા 'ચરક'ના 'ગુલકંદ' (પ્રવાલયુકત)નું સેવન કરવું જરૂરી છે.

★ જેઓ ખોટી ગરમીથી પીડાતા હોય, કે ગરમીના ઝાડા, શરીરમાં દાહ થતો હોય, આમ્લપિત્ત, તજાગરમી, પિત્તથી ઉલટી, ઉનાળામાં લુ લાગવી, ગરમીથી માથાનો દુઃખાવો થવો વિગેરે દર્દો માટે 'ગુલકંદ' સાથે 'ચરક'ની ઔષધિ નં. ૧૨૦ શરીરની ખોટી ગરમી દૂર કરનાર રૂપેરી ગોળીઓ વાપરવા ખાસ ભલામણ છે.

★ પાંચ રતલી બરણીની કિંમત રૂ. ૧૮–૮–૦, એક રતલી બાટલીની કિંમત રૂ. ૪–૦–૦ અને અર્ધા રતલી બાટલીની કિંમત રૂ. ૨–૨–૦ છે. જ્યારે ઔષધિ નં. ૧૨૦ ગોળી ૨૫ ના રૂ. ૨–૦–૦ અને ગોળી ૧૦૦ ના રૂ. ૭–૮–૦ છે.

★ આ બેઉ વસ્તુઓ હિંદભરમાં તેમજ પરદેશમાં જાણીતા દવાવાળાઓને ત્યાં મળે છે. માત્ર એ 'ચરક' ની છે કે નહિ તેની ખાત્રી કરીને જ લેવા ભલામણ છે.




નું

# અનેરૂં આકર્ષણ

૧ દરેક અંકે મનોહર અને ભાવવાહી ત્રિરંગી મુખપૃષ્ઠ.

૨ દર મહિને દિલને ગમી જાય એવું કલાત્મક કવર પેજ.

૩ કલા અને સાહિત્યનો સુમેળ, શિક્ષણ અને સંસ્કારનો પમરાટ અને ગૃહજીવનની માધુરીના ચેતનવંતા રસ-ઝરણાંનો કલકલ નાદ !

૪ સર્વોપયોગી સામાજિક બાબતોને ચર્ચતું પૂર્વ આફ્રિકાનું અગ્રગણ્ય માસિક.

૫ શિષ્ટ વાર્તાઓ, કૌટુંબિક શિક્ષણ અને સંસ્કાર રેડતું આ માસિક બીજા વર્ષમાં પ્રવેશ કરે છે.

૬ માતૃભાષાનું ગૌરવ સાચવતું અને મનોરંજન પીરસતું આ માસિક છે.

૭ તેના "દીપોત્સવી અંક" અને "નવલિકા અંક" ના ભારોભાર વખાણ થયાં છે.

વાર્ષિક લવાજમ શી. ૨૦

હિંદમાં રૂ. આઠ

---

લખો :—

**શ્રી ધનજી કાનજી ગાંધી**

પી. ઓ. બોક્સ નં. ૩૩૯, કંપાલા. (યુગાન્ડા-આફ્રિકા)

અંક ૧ : એપ્રિલ '૫૫
સળંગ અંક : ૩૦૧
સમાજમાં સંસ્કાર અને




'ઊર્મિ' : વર્ષ ૨૧
'નવરચના': વર્ષ ૨૦
સાહિત્ય પ્રેરતું સામયિક

ક્રમ

૧૪૨૭૭





સૂચના

* લવાજમ વરસનું સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* છૂટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે
* 
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. ઑ. નં. ૭૩ : અમદાવાદ ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ લિ; ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.



ધૂમકેતુ

# હૃદયમંદિર

આપણો દેહ છે. એ જ મંદિર છે. હૃદય, પોતાની વાત પાંચ દ્વારથી પ્રગટ કરે છે. અને બહારની વાતને પાંચ દ્વારથી અંદર લે છે. આ પાંચ દ્વારમાં પૂર્વ તરફનું દ્વાર એ આપણાં ચક્ષુ. એ હૃદયને બધું બતાવે છે. એ તેજ છે. એ ચક્ષુ આપણો સૂર્ય છે. એ ન હોય તો બધે અંધકાર વ્યાપી જાય.

એ જ પ્રમાણે કર્ણેન્દ્રિય છે. એ જ પ્રમાણે ઘ્રાણેન્દ્રિય છે. સ્પર્શેન્દ્રિય છે.

આપણું હૃદય એ આપણું સ્વર્ગ પણ છે. આ પાંચ લોકપાળો હૃદયને બરાબર રક્ષે તો સ્વર્ગ ખડું થાય. આ પાંચનું રક્ષણ નબળું હોય કે નબળી વાતો જ અંદર પ્રવેશ પામતી રહે તો હૃદયમાં જ નર્ક ઊભું થાય છે!

દેવ-દાનવ, સુર-અસુર, સ્વર્ગ-નરક, આ બધી જ વાતો આપણા હૃદયની વાતો છે.

આપણું હૃદય પવિત્ર હોય તો એમાં આત્મતેજ પ્રગટે. એ આત્માના મહેમાન થવા માટે પરમ-આત્મા એટલે પરમાત્મા પણ પ્રગટે. આ બધી જ લીલા હૃદયની છે. આપણી જ કર્મેન્દ્રિયો ને જ્ઞાનેન્દ્રિયોની છે.

જ્યારે આપણો આત્મા પરમાત્માને ઓળખે ત્યારે તે આકાશ જેવો વ્યાપક બની જાય. જેમ આકાશ બધે છે, બધું જુએ છે, બધું સાંભળે છે, બધાનું સાક્ષી છે, બધાનો આનંદ લે છે, તેમ આપણો આત્મા પણ બધે વ્યાપે ને બધા જ આનંદ એ લઈ શકે.

આ આપણો આત્મા આપણે જોઇ શકતા નથી. છતાં એ છે એ વાત આપણે જાણીએ

છીએ. મરણ વખતે 'હું' થઈ જાય પછી આપણું શરીર, ઇંદ્રિયો બધાં એનાં એ હોય છે, છતાં એ બધાં જ જાણે જડ હોય તેમ કાંઈ જોઈ શકતાં નથી, સાંભળી શકતાં નથી, કાંઈ કરી શકતાં નથી.

માટે આત્મા છે. એ આત્મા આપણો સૌથી નિકટનો મિત્ર છે. એની હાજરી આપણે પવિત્ર હોઈએ તો જ અનુભવી શકીએ.

પવિત્ર હોવું એટલે માળા ફેરવ્યા કરવી કે રામ રામ કર્યા કરવું એમ નહિ.

પવિત્ર હોવું એટલે પોતાને જે કામ મળ્યું છે તે કામ એકનિષ્ઠાથી, પ્રેમથી, સચ્ચાઈથી કરવું તે.

એવો પવિત્ર માણસ જાણે છે કે આત્મા છે. આત્મા, પરમાત્મા પણ છે. એ મરતો નથી, માટે મારે મરણ નથી એ ભય પામતો નથી, એ નિત્ય છે માટે હું પણ નિત્ય છું.

આ પૃથ્વીને હું છોડી જઈશ છતાં હું પૃથ્વીનો મટી જઈશ નહિ. હું આંહીં જ હોઇશ. આવું જેને જ્ઞાન થાય છે, તે જાણે છે સત્ય અહિંસા ને પ્રેમ—એ ત્રણ અમર છે. અને એને પણ એમના દ્વારા જ અમરત્વ મળે છે. દોડાદોડી, પૈસાની ધમાલ, સાચાંખોટાં, છળકપટ, દગાફટકા, ક્રોધવેર, કટુતા, ક્ષુદ્રતા, આમાંની કોઈ જ વાત આત્માની નથી. એનાથી જે દૂર રહે, એ માણસને જ એક દિવસ પોતાના હૃદયમંદિરમાં જ એક તેજ જોવા મળે!

એ તેજ, આત્માનું તેજ છે!

એ તેજ એનું સ્વર્ગ છે. એ જ એનું સાચું જીવન છે.

તમામ જ્ઞાનકથાઓ માણસને માણસ બનાવવા માટે છે.



રસઝરા

## વિલિનિકરણ

'રસનાં—રસની છોળનાં તે કાંઇ પદર્શન હોતા હશે?' હું એક દિવસ ભૂલથી એની પાસે આ પ્રશ્ન કરવા તો ગઇ, પણ એનો મને સામેથી એવો તો જવાબ મળ્યો! હું ત્યારથી એના છલકાઇ જતા રસને ક્યારેય રોકવા પ્રયત્ન નથી કરતી. હું સાવ અરસિક બનીને એના રસને ઠંડો પાડી દઉં છું એવું તો નથી જ. અને એટલે જ છોળો ઉડાડતો એ જ્યારે મારી પાસે હોય ત્યારે હું પણ ઘડીભર એકાબૂ બની જાઉં છું—એની દરેક ક્રિયાને ક્રિયાશીલ રહેવા દેવામાં મારાથી બનતી બધી મદદ કરું છું. અને ત્યારે, હા ત્યારે જ ત્યાં યૌવનના રસ રેલાવતો મધુમાસ પૂર્ણ યૌવનથી ખીલી ઊઠે છે વસંતની માદકતા પૂરેપૂરી શક્તિથી વધુ મદનીય બને છે. હું ઘણીવાર મારી સાવ ઠંડીગાર કાયામાં વસંતની ઉષ્મા લાવવા એકલી એકલી પ્રયત્ન કરતી પણ એ અનુભવી જ નહોતી શકતી. અને હવે મારા જીવનમાં એ આવ્યા પછી મને એટલી બધી ઉષ્મા, એટલી બધી હુંફ, એટલો બધો ઉત્સાહ, એટલી બધી શક્તિ આપી રહ્યો છે કે મારું ચાલે તો તો હું એને મારા હૈયાથી ઘડીભર પણ અળગો ન કરું. આખો વખત એના હૈયા સાથે મારા હૈયાધબકારનું વિલીનીકરણ કરું અને અખૂટ રસના ઘૂંટડા તો પીવા ને પાવામાંથી હું ઊંચી જ ન આવું. પણ મારું એકલીનું એ જ નથી ચાલવા દેતો ને!







### '૫૭ માંયે ક્રાંતિ નથી

હિન્દુસ્તાનની તવારીખમાં '૫૭ ની સાલ પલટાની નિશાની તરીકે ઓળખાય છે. એ '૫૭ ની સાલ આવે તે પહેલાં વિનોબાએ એના તરફ આંગળી ચીંધી લોકોને ચેતવવા માંડ્યા છે. આપણને ય મનમાં વિચાર ઝબકી જાય છે કે '૫૭ આવશે ત્યારે દેશમાં નવાજૂની થઈ જશે કે શું ?

આમ તો ફેરફારો થતા જ આવ્યા છે. પહેલાં હતું એવું જ ચાલે છે એમ કોણ કહી શકે ? પણ ફેરફારો ધીરી ગતિએ થાય, સમજપૂર્વક થાય ત્યારે એ સુધારો ગણાય. સુધારાઓ પાછળ આંદોલનો હોય અને લોકમત એની તરફેણમાં પડેલો હોય. આવા ફેરફારો વિવિધ ક્ષેત્રે હોઈ શકે અને ઓછા ઉહાપોહે પ્રજા અપનાવી લે.

ઝડપથી ફેરફારો લાવવા હોય તો તાકાત જોઈએ. 'એના સિવાય નહિ જ ચાલે' અને 'કોઈ પણ ભોગે એ ફેરફાર થવા જ જોઈએ' આવી કોઈકની ઘેલછા જોઈએ. એવા ફેરફારોને જીવનની સિદ્ધિ બનાવવાની મહેચ્છા હોય તો બને. એના માર્ગમાં બીજી જે બાબતો આવે તેને જમીનદોસ્ત કરતો એ આવે તો બને. આ થયો ક્રાંતિનો માર્ગ.

'૫૭ માં ફેરફારો ભલે આવે, ક્રાંતિ નથી આવવાની. નરમ દિલના, વેરાગી વૃત્તિવાળા, ધણી દિશામાં પ્રવૃત્તિ કરવાવાળા, નુકશાનથી ડરનારા, સહુની સાથે મેળ ઇચ્છનારા આગેવાનોથી ક્રાંતિ થાય ખરી ?

### સમૃદ્ધિનાં સ્વપ્નાં

પંચવર્ષીય યોજનાઓથી, વિકાસ યોજનાઓથી, જગતમાં યુદ્ધની સંભાવના ઘટવાથી, અમેરિકાની સહાયથી અને બીજા દેશોની સામાન્ય શુભનિષ્ઠાથી આપણે આગળ વધી રહ્યા છીએ, સમૃદ્ધ થતા જઈએ છીએ. પણ દેશનો ભૂખમરો ટળે, હાડપિંજરો ઉપર વસ્ત્રો ઢંકાય, રઝળતા લોકો ઉપર છાપરાનું રક્ષણ મળે એટલું થતાંમાં યે વરસો વીતી જશે.

ત્યાં સુધી આપણી સમૃદ્ધિ ભૂતકાળની સરખામણી માટે ખપ લાગવાની, આંકડાઓમાં દેખાવાની. ત્યાં સુધી ભણેલા વધવાના, બેકારી પણ વધવાની. ઔષધોનું ઉત્પાદન દવાખાનાં ને દાક્તર–નર્સો વધવાનાં અને રોગ પણ વધવાના. કાપડનું ઉત્પાદન વધવાનું અને એનું તકલાદીપણું ને ભાવ બંને વધવાનાં. અને બીજું તો ઠીક પણ આમદાની વધી કે ખરચના ઘોડા બેકાબુ બની દોટ મૂકવાના. એટલે દેખીતી સમૃદ્ધિ પાછળ જીવનનાં મહામૂલાં તત્વોની ખોટ ઊભી છે : નિરાંત, સાદાઈ, નિષ્ઠા, વિશ્વાસ, સદ્‌ભાવ, કૃતજ્ઞતા એ બધાંનો વધતો જતો અભાવ શું નથી વરતાતો ?

અગર જો સમૃદ્ધિની એક છોળ ખરેખર ઓચિંતી આ દેશમાં આવી ગઈ તો પશ્ચિમને ય ભૂલાવે એ રીતે આપણે મોજીલા, એદી, ઈર્ષ્યાળુ, ગુમાની કેમ નહિ થઈ જઈએ ? પણ એ છોળનાં સ્વપ્નાં જ જોવાનાં છે, આવવાની ક્યાં છે ? થઈ શકે, હિંદુસ્તાનમાં એ ક્રાંતિ થઈ શકે ને એ દ્વારા સમૃદ્ધિ લાવી શકાય. કશું અશક્ય નથી. પણ સ્થિતિ બદલાવવાની આપણી ઇચ્છા નથી, એ બદલાવવાની આગેવાનોમાં શ્રદ્ધા નથી. કાળ પાકી ગયો છે પણ એનો ત્યાગ કર્યો, નવસર્જનના ઘાટ ઘડવાનું આપણને મન થતું નથી,

જાણે એ તાકાતે જ ગાંધીજીને રાજકીય આઝાદીનું પગથિયું ચઢવાનું હતું એટલે એમના સર્જનમાં એ છાયા ઢળેલી રહેતી. હવે એ પ્રશ્ન રહ્યો નથી. ક્ષેત્ર ખુલ્લું છે. હવે જે ઘડતર કરવાનું છે તેમાં ઘરની કે બહારની નડતર રહી નથી. આપણી કલ્પના સ્વેચ્છાથી વિહરી શકે, આપણી ભાવના ઉદાર બની શકે, આપણી નિષ્ઠા દૃઢ થઈ શકે, આપણાં મૂલ્યો ઘણાં ઊંચે જઈ શકે. પણ શું થાય? એવી ભૂખ ઉઘડતી નથી, ઓછા પ્રયત્ને ઝાઝું કર્યાનો સંતોષ મેળવી લેવાય છે, ચીલામાંથી નીકળાતું નથી.

આપણી પ્રવૃત્તિઓમાં સાધનોને એક કાળે બહુ મહત્વ અપાયું છે. સારાં સાધનો એ જ અડધી સિદ્ધિ છે એ વાત ખરી, પણ એ ઉપયોગ માટે છે ને એના વડે મેળવવાનું બીજું છે એ કેમ ભૂલી શકાય? સત્યાગ્રહ, ભૂદાન, શ્રમયજ્ઞ, કાંતણ એ બધાં સાધનો છે. એમની શુદ્ધિ માટેનો આગ્રહ ગમે એટલો સ્તુતિપાત્ર હોય છતાં એના આકર્ષણમાં પ્રવૃત્તિઓને ભમાવવી તે યોગ્ય નથી.

### તો પછી કઇ તરફ?

શું જોઈએ છે? અન્ન વસ્ત્ર ને ઘર—આટલું મળ્યે સુખ આવવાનું છે? અરે, આ દેશમાં સુખને પણ ઠોકરે મારવામાં નથી આવ્યું શું? શું આપણે નિરાંત જોઈએ છે? શું સમાનતા મેળવવી છે? આપણે આત્માનો સાક્ષાત્કાર કરવો છે! કે પછી શ્રમની પ્રતિષ્ઠા, ગૃહઉદ્યોગ ને સંપત્તિની વહેંચણી સંબંધી ચર્ચા કરી સંતોષ લેવો છે?

શું આપણે આનંદ મેળવવો છે? કેવો આનંદ? વરઘોડા, સન્માનના મેળાવડા, ખેલ તમાશા, ભોજન સમારંભો આરતિઓ કે યજ્ઞો, કુંભમેળા, લશ્કરી દમામ—કેવો આનંદ જોઈએ?

સમાજવાદી પેટર્ન જાહેર કર્યાથી કશી સ્પષ્ટ છાપ ઊઠતી નથી, ભૂતકાળનાં અને પરદેશનાં અનેક જાળાં વળગેલી એ પેટર્નથી ગુંચવાડો વધ્યો છે. ત્યારે સામ્યયોગ માગીશું? એમાં સંસારીઓને બાવા બનવાનું હોય એવો ભાસ આવે છે. સામ્યવાદ તરફ જોઈએ તો જાણે માણસ મટી રાજ્યના ગુલામ બનવાનું નજરે પડે છે. તો પછી કઈ તરફ?

ના કહીશું તો યે કાયદાનું જોર વધતું રહ્યું છે ને એ જ વધવાનું છે. એની પાછળ રહેલી લશ્કરી બળની તાકાત ઘટવાની નથી. વ્યક્તિઓની પસંદ ઘટવાની છે. અને રાજ્યના નામે, પ્રજાહિતના બહાને, કે સમાનતાના સૂત્ર વડે બળિયાના બે ભાગ આપ્યે જ છૂટકો છે.

ખરું છે કે ઘણો ન્યાય કે ઘણું સત્ય વારંવાર આગળ કરવાથી ઘણી નિર્બળતા ઉપજાવે છે. અન્યાય સામેના પ્રતિકારની શક્તિ ઘટી જાય છે.

### પ્રજાના ધબકાર

ખબર આવી કે કોલસાની ખાણમાં હોનારત થઈ. ટ્રેન ઉથલી પડી ને જાન ગયા. પ્લેન બળી ગયું ને માણસો મરી ગયાં. હોડી ડૂબી ને ખાનાખરાબી થઈ. પણ આવી ખબરો પછી જે આઘાત દેશભરમાં ફરી વળવો જોઈએ તે દેખાતો નથી. અકસ્માતો અને રાષ્ટ્રિય આપત્તિઓ વચ્ચેનો તફાવત હજુ જાણે આપણાથી અજાણ્યો છે.

હા, દુકાળ પડે, ધરતીકંપ થાય કે રેલ આવે ત્યારે દેશમાં જરા હલચલ થાય છે. પણ આંગળીમાં થતું દુઃખ શરીરભરમાં વ્યાપી રહે એમ દેશના એક છેડે થતી આપત્તિથી આખા દેશમાં અનુકંપાં ફેલાઈ જતી નથી.

એકલી વિપત્તિઓની જ વાત નથી. સત્કર્મોની સુવાસ પણ ચોગરદમ ફેલાતી નથી, જે જાણે છે તેને ય પૂરી સમજાતી નથી, આવા સમાચારો ક્યાંકથી સાંપડે છે ત્યારે જાણે આપણે નવાઈ અનુભવીએ છીએ, મન માનતું નથી. દેશમાં સંસ્કાર ધન છે તે બતાવનારાં નહિ હોવાથી બિહામણી દરિદ્રતા જ વળગેલી રહે છે.

શું પ્રજાના દિલમાં એક ધબકાર નથી ફરી વળતો! હોળી–દિવાળીએ પ્રજાનું દિલ નથી ડોલી ઊઠતું! રંગ અને દીવાની હાકલ કરવા કોણ જાય છે?



પણ શિસ્તામાં ડૂબેલી પ્રજા જૂની પકડમાંથી હજુ છૂટતી નથી. પ્રસંગ ઓળખીને આનંદ કે વિષાદ અનુભવી શકે એટલી સમજ કે ઇચ્છા હજુ જાણે ખીલ્યાં નથી એમ માનવું શું ભૂલભરેલું છે?

### વિશ્વાસભર્યો રણકો

ડાંગની ભાષા વિષે ધારાસભામાં અચાનક ચર્ચાનું વાવાઝોડું ફરી વળ્યું અને એ પ્રસંગે દિનકરરાવે હકીકતો ઉપર નીડરતાથી સચોટ પ્રકાશ નાખ્યો તેથી ગુજરાતે આનંદ અનુભવ્યો છે.

કેટલાક વખતથી એવું બનતું આવ્યું છે કે એકતાના નામે, લોકશાહીના બચાવમાં, પક્ષની શિસ્તની ખાતર નાનામોટા કેટલાય આગેવાનો કે સેવકો પોતાના અંતરની વાત દબાવી રાખે છે. ગેરવાજબી કે અણગમતું નભાવતા જઈ તેઓ ખોટા શિરસ્તાઓ ચલાવે છે. મ્યુનિ. માં લોકલબોર્ડમાં કે ધારાસભાની ચુંટણીઓ વખતે માન્ય સિદ્ધાંતો કેટલી સરળતાથી નેવે મૂકવામાં આવે છે તે આપણાથી અજાણ્યું નથી. કૉન્ગ્રેસના બહુ નિઃસ્વાર્થી સેવકો પણ કોમવાદની અપીલ કરી મોકો જોઈ લાયકાતને ઠોકરે ઉડાવે છે. તાકીદની જીતથી ખુશ બને છે.

ડાંગના સવાલ ઉપર કોઈ કે સોદો કરી ઘા કર્યાનું ઘણા વખતથી સંભળાતું હતું. અધિકારપદેથી જે કાંઈ કહેવાતું તે સંદિગ્ધ અને હાવકું હતું. આ સંજોગોમાં ઘણે વખતે ગુજરાતે વિશ્વાસના બોલનો રણકો સાંભળ્યો અને જાણે ગોઠવાઈ રહેલી બાજી ઉપરથી પડદો ઊંચકાયો.

ડાંગ ગુજરાતમાં રહે કે જાય એ જુદી વાત છે. પણ આખું કોળું શાકમાં જાય એ ઘાટમાંથી કોઈ કે તપાસ રાખીને ચોખ્ખી વાત કરી એ બાબત નોંધવા જેવી છે.

### શું ગેરવાજબી-તમાચો કે બરતરફી?

તમાચો માર્યા પછી બરતરફી જેવું કડક પગલું ભર્યા બદલ મુંબાઇ સરકારને શું કહેવું?

એ ખરી વાત છે કે જૂનવાણી અધિકારીઓ હજુયે બ્રિટિશ રાજના વિશિષ્ઠ અધિકારો ભોગવતા હોય એમ વર્તે છે, અને કેટલીક વખત કાયદો પોતાના હાથમાં લઈ એનો દુરુપયોગ કરે છે. એમનું માનસ ઠેકાણે લાવવા સરકાર જાગ્રત રહે એ નિશાની સારી છે. તેમ છતાં બરતરફી સુધીની ભારે સજા તાત્કાલિક કર્યાથી અધિકારી વર્ગમાં ગંભીર પ્રત્યાઘાતો થશે.

દેખીતું છે કે અધિકારીઓ વિરોધ નહિ નોંધાવે તેમજ કોર્ટમાં જઈ રક્ષણ નહિ માગે. પણ દિલમાં એક પ્રકારની કડવાશ, ઉપેક્ષા, ભયનો ધૂમાડો છવાઈ જવાથી એમની કામગીરીમાં ઢીલ અને ફરજના ભાનમાં ઓટ આવવાનો સંભવ તો રહેશે.

યાદ રહેવું જોઈએ કે કેટલીય વાર તમાચા જેવી શારીરિક શિક્ષા કરતાંયે આકરો પ્રહાર બને એવી ભાષા વપરાય છે. બીજાની રૂબરૂમાં આવું અપમાન થયું હોય તો માણસને મરવા જેવું લાગે છે. છતાં, ભાગ્યે જ સજાની વાત વાજબી લાગે.

પહેલી ભૂલ માટે તમાચો ગેરવાજબી હોય તો બીજી માટે બરતરફી વધારે ગેરવાજબી છે.

### રજાઓમાં વિદ્યાર્થીઓની પ્રવૃત્તિ

ઉનાળાની લાંબી રજાઓ દરમ્યાન મેટ્રિકના વિદ્યાર્થીઓ કશુંક નવું ઉપયોગી શીખી શકે તો કેવું સારું. અનેક વિદ્યાર્થીઓને એવી ઇચ્છા હોય છે. અગર જો રજાઓમાં કામ શીખતાં બે પૈસા મળી શકે તો તેઓ રાજી થઈ રહે એ સ્વાભાવિક છે.

રજાઓની વિદાય આપતાં દરેક નિશાળમાં એક સમારંભ થાય અને રજાઓ કેમ ગાળવી એની સૂચનાઓ આપવામાં આવે તો વિદ્યાર્થીઓને ઘણી મદદ થાય. પણ, શાળાના સંચાલકોને સહેલગાહો સિવાય બીજું ગોઠવવાનું ક્યાંથી સૂઝે?

રજાઓના દિવસોમાં આળસમાં વિદ્યાર્થીનું હીર ઝાંખું પડે છે. એ નવરાશમાં એનું મન ગોટે ચઢે છે—'શું કરું?' અને જો કોઈ પ્રવૃત્તિ હાથ નથી ધરાતી તો એના દિલમાં નિરાશા ફરી વળે છે. પર્યટણો એ કેંક સુખી ગણાતા વર્ગ માટે શક્ય છે. ગ્રીષ્મવર્ગો સારા છે અને એ ઢબની બીજી પ્રવૃત્તિઓ આવકારવા જેવી છે.





કોઈ એમ રખે માને કે રજાઓમાંયે વળી શીખવાનાં કે કામનાં લફરાં કર્યાથી કોઠવાં! સાવ નિવૃત્તિથી વધુ થાક ચઢે છે એ જાણીતી વાત છે. એટલે રજાઓમાં વાર્તાઓ વાંચી કે ઊંઘ કાઢીને કોઈનું સુધરતું નથી, બગડે છે. નિરાંતના ગાળામાં એકાદ ઉપયોગી કામ શીખી શકાય તેજ ઇચ્છવા જેવું છે.

વર્ગો, શિબિરો, પર્યટનો એવી જે શક્યતાઓ છે તેમાંથી વિદ્યાર્થીને પસંદગી કરવાની ભલે રહે, પણ એ શોધી આપવાનું કામ તો શાળાઓએ બજાવવું જ જોઈએ.

### વહાલભર્યા હુમલા

મંદિરોમાં હરિજન દાખલ કરવાનો આગ્રહ હતો ત્યારે હરિજનોને હિંદુઓના સમાન હક આપવાની વાત હતી. પણ પુરીમાં વિનોબાએ ખ્રિસ્તીને સાથે લઈ જવાનું અને તેને મનાઈ થઈ એટલે દર્શન છોડી દેવાનું પગલું ભર્યું તે ન સમજાય એવું છે.

રામકૃષ્ણ મિશનનાં મંદિરો બધાં ધર્મના અનુયાયીઓ માટે ખુલ્લાં છે. ત્યાં કોઈ સજ્જનને ધર્મના ફેરને કારણે દૂર કરતા નથી. બીજાં હિંદુ મંદિરો હિંદુઓ માટે છે એ વાત આટલી જાણીતી હોવા છતાં વિનોબા એક ખ્રિસ્તી સાથીને લઈને દર્શન કરવા ગયા ને ત્યાં ગયા પછી વ્યવસ્થાપકોને મુઝવણમાં મૂકયા તે વાજબી નથી. ઈશ્વર સર્વત્ર વસે છે એવું દૃઢ માનનારાઓને વળી મંદિર શાં?

મંદિરોના દેવ ઉપર શ્રદ્ધા ના રાખનારાઓ એવી ચળવળ ચલાવે જેથી મંદિરોમાં ચાલતી પ્રણાલીઓ તૂટવા માંડે તે બરોબર નથી. તે કરતાં તો એમજ કહેવું યોગ્ય છે કે આ મંદિરો બંધ કરો અને અમે કહીએ તેવાં મંદિરો ચાલુ કરો. મંદિર-પ્રવૃત્તિ કરનારા મંદિરો સુધારવા ઇચ્છે છે કે બંધ કરવા તે સ્પષ્ટ થાય તો સારુ.

પ્રજા કેવો ધર્મ પાળે તે બાબતમાં છૂટ રાખવાની હોય તો મંદિરો ઉપરના વહાલભર્યા હુમલાઓ બંધ થવા જોઈએ.

### અંબુભાઇ પુરાણીનો હીરકઉત્સવ

અંબુભાઈ પુરાણીનાં સાઠ વર્ષનો ઉત્સવ ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળથી મે મહિનામાં થવાનો છે. અર્પણ કરવા માટે જે થેલી એકઠી થાય તેમાંથી અડધો ભાગ અરવિંદાશ્રમને સોંપવાનો છે. એ રીતે એક વ્યક્તિ દ્વારા બે સંસ્થાઓ પ્રત્યે ગુજરાત આદર દાખવે છે.

પુરાણી ભાઈઓએ ગુજરાતમાં જોમ લાવવા જે પ્રયત્નો કર્યા તેનાં સુંદર પરિણામો રાષ્ટ્રીય લડત દરમ્યાન જોવા મળેલાં. શીલવાન ને સંયમી, કસરતબાજ ને હિંમતવાળા અનેક યુવાનોનો ફાલ ગુજરાતમાં મહોરી ઊઠ્યો. ઠેકઠેકાણે વ્યાયામ પ્રવૃત્તિ શરૂ થઈ એણે વિદ્યાર્થીઓનાં ચારિત્ર્ય ઘડવામાં ઘણી મદદ કરી. છોટુભાઈ પુરાણી તો ગયા.–અંબુભાઈએ વ્યાયામના ક્ષેત્રમાંથી વધારે બહોળા ક્ષેત્રમાં પ્રયાણ કર્યું અને દોરવણી આપી. એ ઋણ ગુજરાત અદા કરે છે.

ત્રીસ વર્ષની વ્યાયામ પ્રવૃત્તિ પછી ગુજરાતનું સ્વાસ્થ્ય સુધર્યું છે? નવી પેઢી વધારે નિરોગી, વધારે તંદુરસ્ત બની છે? આપણે ઊગતી પ્રજાને નવા રાહે મૂકી શક્યા છીએ? સારી રમતો તરફ વિદ્યાર્થીઓને વાળી શક્યા છીએ? પ્રજાનો રસ એ દિશામાં વધ્યો છે? અંબુભાઈનું બહુમાન કરતી વેળા ગુજરાતે આ સવાલોમાં તપાસ કરવી જોઈશે.







હરિંદ્રા પંડિત

# ગમા–અણગમા

માનવીના સ્વભાવમાં જ છે કે તેને અમુક વસ્તુ ગમે અને અમુક વસ્તુ ન ગમે. અને તેમાંથી જ એની હેરાનગતિ અને ખુશી જન્મે છે. છેલ્લા ચારેક માસથી ન લખાઈ શકેલા માનસશાસ્ત્રના આ મહત્ત્વના બાકીના લેખો હવે જલદી પૂરા થશે. અને ઊર્મિના વાચકો પાસે નિયમિત પહોંચશે......

ગમા અને અણગમા વિષે વિચારતી વખતે એક વસ્તુ ધ્યાન ખેંચે છે અને તે માનવીમાત્રની મનગમતી પ્રવૃત્તિ હાથ ધરવાની સ્વાભાવિક લાક્ષણિકતા અને ન ગમતી પ્રવૃત્તિમાં માથું નહીં મારવાની વૃત્તિ. સામાન્ય માનવી અને માનસશાસ્ત્રીઓ આ એક પ્રશ્ન પર વગર ચર્ચાએ સંમત થાય છે કે અમુક વસ્તુ ગમવી કે ન ગમવી એ માનવીની જન્મજાત વૃત્તિઓ પર અવલંબે છે. આથી માનવી ગમતી પરિસ્થિતિ તરફ અણજાણ્યે આકર્ષાય છે, ટેવની જેમ ઘસડાય છે અને ન ગમતી પરિસ્થિતિ કે પ્રસંગોથી દૂર ભાગે છે.

અમુક સંવેદનાઓ ( feelings ) માનવીને ગમે છે. સુખની સ્મૃતિ, પોતાનાં માનસિક વલણોને અનુકૂળ આવે તેવા સમાચાર, ગમતી વ્યક્તિનું દર્શન, મનપસંદ જગ્યામાં વસવાટ અને પોતાને ગમતા શોખોનું પોષણ કોને નથી ગમતું ? તમને રેડિયો પર રજૂ થતો અમુક જ કાર્યક્રમ સાંભળવો ગમતો હોય, તમે વારંવાર એ સાંભળો પણ ખરા, તમને એમાં વધુ ને વધુ રસ પડતો જાય અને એની સરખામણીમાં તમને બીજા બધા કાર્યક્રમો શુષ્ક લાગતા હોય તો તમે બીજા કાર્યક્રમો સાંભળવાની પરવા નહીં કરો; કારણ કે ગમતી પ્રવૃત્તિમાં જ સમય ખર્ચવાની વૃત્તિ સર્જનજૂની છે, એનાથી તમે કઈ રીતે બચી શકવાના ?

આવું જ ન ગમતી વસ્તુઓ પ્રત્યે આપણું વલણ હોય છે. દુઃખદ સ્મૃતિઓ, અનાકર્ષક વસ્તુઓ અને અણગમતી વ્યક્તિઓ વિષે વિચાર માત્ર કરવો માણસોને નથી ગમતો એટલું જ નહીં, બલ્કે એનો વિચાર માત્ર કંટાળાની લાગણી ઉપજાવે છે. આ ગમા–અણગમાની લાગણીનાં મૂળ ઘણાં ઊંડાં હોય છે અને એનો મુખ્ય આધાર બાહ્ય સંજોગો તેમજ માનવીના પોતાના અનુભવો તથા વલણો પર રહેલો છે. કેટલીક વસ્તુઓ આપણને શા માટે ગમે છે કે નથી ગમતી એનાં કારણો આપણી પાસે નથી હોતાં; માત્ર માનવીનું મન એટલું જાણે છે કે એને અમુક વસ્તુ રૂચતી નથી.

'Psychology and Self–development' નામના પુસ્તકમાં બેનેટ ગમાઅણગમાની લાગણીને 'સંવેદનશીલ તત્ત્વ' ( Affective Element ) તરીકે ઓળખાવે છે. એનું એમ માનવું છે કે આ લાગણી સાથે આપણા પ્રિય-અપ્રિય અનુભવો જોડાયેલા હોય છે અને એ અનુભવોની અસર આપણી જ્ઞાનતંતુપદ્ધતિ પર પડેલી હોય છે. આપણી માનસિક શક્તિઓને જેમાં સંપૂર્ણ રીતે વિહરવાની છૂટ મળે એવી દરેક પ્રવૃત્તિ આપણને ગમે છે; પણ માનસિક શક્તિ અવરોધાય એટલે એના નિયમિત પ્રવાહમાં ખલેલ પડે છે; આથી મન પીડાય છે અને ખલેલ પહોંચાડનાર સંજોગ, વ્યક્તિ કે વિચારો એને ગમતાં નથી.

વળી જે પ્રવૃત્તિથી આપણે ટેવાઈ ગયાં હોઈએ એમાં આપણને ખાસ જોર પડતું નથી ને આપણે ટેવ મુજબ કર્યા કરીએ છીએ. બીજી બાજુએ આપણી શક્તિઓ બરાબર પરિપકવ થઈ હોય ને એને પ્રકટીકરણની જરૂર હોય ત્યારે જે કોઈ પ્રવૃત્તિ હાથમાં આવે એમાં આપણે મન પરોવીએ છીએ. એનો અર્થ એમ નથી કે આપણા ઇચ્છિત માર્ગે જતી વખતે જ્ઞાનતંતુઓએ પોતાનો ચોક્કસ રસ્તો નક્કી કરી લીધો હોય છે, આથી આપણી શક્તિ વહે જાય છે, એમાં પણ કોઈક વાર વિઘ્નો આવે છે.

અમુક જાતનાં જંતુઓનો બિહામણો દેખાવ, અમુક સ્વાદ અને સુગંધની સ્મૃતિ અને એવા અનેક વિચારો ઘણીવાર આનુવંશિક હોવાથી એક જાતની તીવ્ર તિરસ્કારની લાગણી જન્માવતાં હોય છે. આથી આપણને ન ગમતી સંવેદનાઓ પ્રત્યે આપણું મન

આપ આવાં કાન કરે છે ને એનાથી દૂર ભાગવા માટે આપણું શરીરયંત્ર કામે લાગી જાય છે.

માનસશાસ્ત્રની પ્રયોગશાળાઓમાં આજકાલ પોતાને ગમતી પ્રવૃત્તિઓમાં રોકાયેલી વ્યક્તિઓની માનસિક સ્થિતિનું માપકરણ અને ન ગમતી ક્રિયાઓ પરાણે કરતી વ્યક્તિની શારીરિક (હૃદયના ધબકારા, ફેફસાંની પ્રવૃત્તિ અને મગજના સ્નાયુઓની અકડાઈ) અને માનસિક સ્થિતિનું માપકરણ લેવામાં આવે છે. માનસશાસ્ત્રીઓ આ જાતના પ્રયોગ પછી એવા તારણ પર આવ્યા છે કે પોતાનાં માનસિક વલણોને અનુકૂળ હોય તેવી પ્રવૃત્તિમાં જોડાયેલી વ્યક્તિઓ જીવન વિષે બહુ જ આશાસ્પદ હોય છે અને આનંદ ને ઉત્સાહપૂર્વક પોતાનું કામ કરતાં કદી ય થાકતી નથી. એનાથી ઉલ્ટું જ્યારે કોઈ વ્યક્તિને ન ગમતું કામ કરવું પડે છે ત્યારે જાણે કોઈએ એના જીવનનો આનંદ હણી લીધો હોય એવી પરિસ્થિતિ ઉદ્ભવે છે.

આપણે સૌ જાણીએ છીએ અને દરેકને એનો અંગત અનુભવ હોય છે કે ઉલટી થાય એવાં સંવેદનો, ખરાબ બેસ્વાદ વાનગી ને દુર્ગંધ, શારીરિક દુખાવો, નિરાશા ને નાહિંમત સ્વભાવેજ ન ગમે તેવાં હોય છે: એવું જ ગમતી વસ્તુઓનું. આપણને લાભદાયી નીવડેલા અનુભવ સાથે જોડાયેલાં સંસ્મરણો, આશા ને આનંદનું વર્ણન કરવાની જરૂર જ નથી કારણ કે એનો પણ ઓછે વત્તે અંશે દરેકને અનુભવ હોય છે. વિચારવાની વસ્તુ માત્ર એ છે કે દરેક વ્યક્તિ મૂળભૂત રીતે બીજી વ્યક્તિ કરતાં જુદી છે. આ ચિત્ર વિચિત્ર દુનિયામાં દરેક વ્યક્તિ જુદા જુદા સ્વભાવની વ્યક્તિઓના સંપર્કમાં આવે છે. દરેકને ભાતભાતના સારાનરસા અનુભવો થાય છે; આથી દરેકનાં તારણો સ્વાભાવિક રીતે જુદાં પડે છે.

પરિસ્થિતિ પણ એટલી જલદી બદલાતી રહે છે કે એક અનુભવ જે કલાક પહેલાં મીઠો લાગતો હોય એનું કલાક પછી પુનરાવર્તન કરવાની માનવીની હિંમત ચાલતી નથી. બેડમિંગ્ટન, ટેનિસ, પાનાં કે એવી બીજી કોઈ પણ રમત અમુક વખત સુધી રમ્યા પછી માનવી શારીરિક કે માનસિક રીતે એટલો થાકી જાય છે કે જ્યાં સુધી ફરી પાછી એની એ તાજગી પાછી ન આવે ત્યાં સુધી એ પોતાના મનને એમાં રોકવા તત્પર નહીં થાય. વળી એક વ્યક્તિને જે ગમે છે, તેના પ્રત્યે બીજી વ્યક્તિને સખત અણગમો હોય છે. ઘણીવાર એવું બને છે કે અમુક વ્યક્તિ બુદ્ધિશાળી હોય, હોંશિયાર પણ હોય ને ચાલાક પણ હોય, આથી એક વ્યક્તિને તે ખૂબજ ગમે જ્યારે એના એ જ ગુણો બીજી વ્યક્તિને પોતાના તરફ આકર્ષવામાં નિષ્ફળ પણ નીવડે. આને માટે બીજી વ્યક્તિનો પેલી વ્યક્તિ સાથેનો પરિચય, અનુભવ અને સ્વભાવ પણ જવાબદાર હોઈ શકે.

આમછતાં એક વસ્તુ નક્કી છે કે આ વિશ્વમાં કેટલીક વસ્તુઓ એવી છે કે જે સામાન્ય માનવીને જરૂર ગમે છે ને સાથે સાથે કેટલીક એવી વાંધાભરી વસ્તુઓ હોય છે જે દરેકને નથી ગમતી. ઝગમગતા તારાઓથી શણગારેલું આકાશ ભાગ્યે જ કોઈને નથી ગમતું અને અંગત ખામીઓથી પીડાઈને પોતાનાં દુઃખોને ભૂલવા મથતો દારૂડીયો ભાગ્યે જ કોઈને ગમે છે. સૌંદર્યશાસ્ત્રે આ પ્રશ્ન છણવાનો જરાક સરખો પ્રયત્ન કર્યો છે અને કળા કારીગરી ને સંગીતને લાગુ પડતા અમુક સિદ્ધાંતો સ્થાપવાની કોશિશ કરી છે. સામાન્ય રીતે આપણે સૌ જાણીએ છીએ કે સુરીલું સંગીત આપણને મસ્ત બનાવે છે ને બેસૂરું સંગીત ચીડ ઉપજાવે છે. અમુક રંગો આપણને મોહિત કરે છે ને બાકીના આપણા મન પર ઊંધી અસર જન્માવે છે. અમુક મકાનોની બાંધણી આપણને કલાયુક્ત લાગે છે જ્યારે અમુક જાતની રચના કદરૂપી લાગે છે. મીઠાશ, ઝાંખા રંગો, સુવાસ, નરમ, સુંવાળી ને આકર્ષક વસ્તુઓ દરેકને ગમે છે. કોઈ વખત એમ પણ લાગે છે કે આ બધી આકર્ષક આરામ આપનારી, શાંતિદાયી ને આનંદ આપનારી છે. વ્યક્તિનું મન કોઈ વખત આવી વસ્તુઓ માટે ઝંખે છે તો કોઈ વખત ચમત્કારી ને ચોંકાવનારી ઉત્તેજીત વસ્તુઓ માટે પણ ઇચ્છા કરે છે.

આપણા ગમા-અણગમા આપણી દરેક ક્રિયા પર ઊંડી અસર જમાવતા હોય છે. જે પ્રવૃત્તિમાં આપણને રસ હોય એમાં આપણે વધુ સક્રિય બનીએ છીએ અને જે પ્રવૃત્તિ પ્રત્યે આપણને તિરસ્કાર હોય તે



દિશામાં આપણે એક ડગલું પણ ભરતા નથી. આમ આપણા ગમા ક્રિયામાં વેગ પૂરે છે તો અણગમા ક્રિયાને અવરોધે છે. પ્રાગૈતિહાસિક યુગમાં આ ગમા–અણગમાની લાગણી જ માનવીની સઘળી પ્રવૃત્તિઓને દોરતી હતી. કેટલાક માનસશાસ્ત્રીઓ ને નૃવંશશાસ્ત્રીઓનું એમ કહેવું છે કે ગમા–અણગમાની ભાવના જ તે વખતે બુદ્ધિની ગરજ સારતી. આ જ ભાવના હજુ પણ પ્રાણીસૃષ્ટિનું જીવન સંચિત કરે છે અને વિદ્વાનો પ્રાણીઓના જીવનને દોરનાર કાયદા તરીકે ગમા–અણગમાની લાગણીને હજુ પણ ઓળખાવે છે. એની અગત્ય પ્રાણીજીવન માટે ઘણી છે, કારણ કે જનાવરોમાં વિવેક ને બુદ્ધિ નથી હોતાં. જો માનવીના જીવનને પણ આ ગમા–અણગમા દોરતા બની જાય તો જિંદગી વધુ સરળ બની જાય. પણ હવે એવું બને તેમ નથી. માનવીનું મન ઉત્ક્રાંતિકાળમાં ધીમેધીમે વિકસ્યું છે અને આથી જ એની વિચારશક્તિ, નિર્ણયશક્તિ અને વિવેક વધુ વિકાસ પામ્યાં છે. જો માનવી ગમા–અણગમાની આંધળી ભાવનાથી દોરાઈ ને આગળ વધે તો હવે તેનું સત્યાનાશ વળી જાય અને એ પોતાની નૈતિક જવાબદારીઓ ભૂલીને અવળે રસ્તે ચડી બેસે. માનવી માત્ર સંજોગોનું જ પૂતળું બની જાય એવું તો હવે બને તેમ જ નથી. એના જન્મની સાથે જ સંજોગો સાથે સંઘર્ષ કરીને, જીવનની સુખસગવડો ભોગવવા એ ખૂબ મથ્યો છે.

આમછતાં માનવીની બુદ્ધિ આજે સલામતી માટે ઝંખે છે અને આ સલામતી જો એ બુદ્ધિ વડે દોરાય તો જ મળે. બુદ્ધિ એક જ વસ્તુ એવી છે કે જે તાત્કાલિક આનંદ કે શોકના ઊંડાણમાં ડોકિયું કરીને જોઈ શકે તેમ છે અને ગમા–અણગમાની લાગણી ઉપર કાબૂ મેળવી શકે તેમ છે. વળી દરેક વ્યક્તિ પોતાની સાથે અમુક ખાસ શક્તિઓ અને નિર્બળતાઓ જન્મતાંવેંત લાવી હોય છે. સાથેસાથે કુદરત પણ દરેકના સંજોગોને અનુકૂળ નથી બનાવી શકતી; આથી ઘણી વ્યક્તિઓ સંજોગો સાથે ઘસડાય છે ને પોતાને ન ગમતું ઘણું કરે છે. ઘણા ય વિદ્વાનો એવું સૂચવે છે કે આપણે જ્યારે આપણને ગમતી પ્રવૃત્તિ હાથ ધરી ન શકીએ ત્યારે આપણા મનને એવું મનાવવા પ્રયત્ન કરવો જોઈએ કે આપણે જે કરીએ છીએ, જે પ્રવૃત્તિમાં મન રોકયું છે એ આપણને ગમે છે ને એમાં આપણને રસ છે. એમ કરીએ તો દુનિયાના ઘણા પ્રશ્નો ઊકલી જાય.

સૂરજનો પ્રકાશ, ચોખ્ખી હવા, શુદ્ધ પાણી, નિરાંતની ઊંઘ, સારી મૈત્રી, સાદો ખોરાક, નિર્દોષ ગંમત, આનંદી ગીતો, રમતો ને જે કાંઈ કામ સ્વીકારીએ એમાંથી આનંદ લૂંટવાની રીત કોઈ પણ માનવીને સુખી બનાવવા માટેપૂરતાં છે. આશાવાદને ફત્તેહ હમેશાં સાથે જ હોય છે. આથી માત્ર વાતો કર્યા વગર, જે કાંઈ પ્રવૃત્તિમાં રસ પડે (અથવા જેને વિષે રસ કેળવી શકીએ) એમાં ઝંપલાવીને આગળ વધવાની કોશિશ કરવી એ જ માનવીની ફરજ છે.

ગમા–અણગમાની લાગણી સ્વાભાવિક છે, પણ પોતાના અણગમાઓની લાંબી યાદી બનાવીને કંજૂસના ધનની માફક રોજ રાત્રે એને ગણવાની ને એમાં એકાદ વધુ અણગમાનો ઉમેરો કરવાની વૃત્તિ વધારે ખતરનાક છે. એમાં આપણી પોતાની મૂર્ખાઈ છે અને આપણા આત્માની છેતરપીંડી છે. માનવી પ્રયત્ન કરે તો શું ન કરી શકે? અલબત્ત, માનવીનું જીવન પ્રત્યેનું દૃષ્ટિબિંદુ એમાં મોટો ભાગ ભજવી શકે. સારું નરસું વિચારીને નિર્ણય લેવાની શક્તિ એ કુદરત તરફથી મળેલી અનેક બક્ષિસોમાંની એક અનેરી બક્ષિસ છે. એનો સારો કે ખરાબ ઉપયોગ કરવો એ માનવીના હાથની વાત છે. અણગમાની પકડમાંથી છૂટવું હોય તો લાગણીના ગુલામ થવા કરતાં એના માલિક થઈને એના પર કાબૂ મેળવવો જ રહ્યો ને? વિસંવાદિતાઓથી ભરેલા જીવનમાં સંવાદિતા આણવા માટે ને જીવનનાં ઉમદા તત્ત્વોને વિકસાવવા માટે પણ અણગમા ઓછા કરવા ને એ ઓછા ન થાય ત્યાં સુધી ન ગમતી વસ્તુઓ, વિચાર કે વ્યક્તિઓ પ્રત્યે સહિષ્ણુતા કેળવવી અત્યંત જરૂરી છે.

★





રવિશંકર વ્યાસ

# આશીર્વચન

આખું વિશ્વ આજે જે ભૂદાનની સફળ પ્રવૃત્તિ સામે મીટ માંડી રહ્યું છે એ પ્રવૃત્તિના પ્રણેતા સંત વિનોબાજીની આખીયે વિચારસરણીને ગૂંથી લેતું એક સળંગ નાટક ભૂદાન શ્રી જયમલ્લ પરમારે લખ્યું છે અને અનેક સ્થળે સફળરીતે ભજવાયું છે. પૂ. મહારાજે લખેલ પુરોવચન અહીં મૂકેલ છે ભારતી સંઘ તરફથી પ્રગટ થયેલ આ નાટકના વેચાણનો બધો નફો ભૂદાન પ્રવૃત્તિ માટે ખરચાશે....

ભૂદાન નાટક રસપૂર્વક વાંચી ગયો. ભૂદાનનો વિચાર જે રીતે નાટકમાં ગૂંથ્યો છે તે રીત ખૂબ અસરકારક ને રોચક લાગી છે. ભૂદાનના સિદ્ધાંતોને યથાર્થ રૂપમાં મૂકવામાં અને બધી બાજુથી છણવામાં શ્રી જયમલભાઈ સફળ થયા છે. આપણામાં કહેવત છે કે મોરનાં ઈંડાંને ચીતરવાં ન પડે. જયમલભાઈ પાસે તેજસ્વી કલમ તો હતી જ. તેમણે ભૂદાનનો વિચાર ઝીલ્યો ને આવી સુંદર રીતે રજૂ કર્યો એટલે એ સૌને ગમશે જ.

ભવાઈમાંથી નાટકનો જન્મ થયો છે. ભવાઈ નો અર્થ થાય છે ભવ+વહી—સંસાર કેવી રીતે વહી રહ્યો છે તે ભજવવું તે. વાત મોઢેથી કહેવા કરતાં જ્યારે ભજવવામાં આવે છે ત્યારે માણસના દિલ પર વધારે અસર કરે છે. કારણ કે એમાં આંખ સામે એક ચિત્ર ખડું થાય છે. એક કજોડાનું મોઢેથી ગમે તેટલું વર્ણન કરીએ તો પણ એનું પૂરું ચિત્ર ઊઠતું નથી. પણ જ્યારે સાચે સાચ કજોડું રંગમંચ ઉપર આવે છે ત્યારે આપણા દિલ પર ઘેરી અસર મૂકતું જાય છે આ રીતે નાટક એ વિચાર પ્રચારમાં અગત્યનો ભાગ ભજવે છે. એ મનોરંજન છે. પણ જો દૃષ્ટિપૂર્વકનાં નાટકો ભજવાય તો મનોરંજનની સાથે સાથે વિચારનો પણ આમજનતામાં પ્રચાર થાય.

નાટકના ગુણદોષ, એનું પાત્રાલેખન અને ભજવવાની દૃષ્ટિએ એની ગોઠવણી વગેરેમાં તો હું ઝાઝું સમજતો નથી પણ આ આખુયે નાટક વાંચી ગયો. મને તે ગમ્યું છે. ભૂમિદાનનો મૂળભૂત વિચાર જે રીતે રજૂ કરવામાં આવ્યો છે તે ખૂબ અસરકારક છે.

યુવાનો, વિદ્યાર્થીઓ, અને સામાજિક સંસ્થાઓ આ નાટકને ભજવે ને લોકોમાં ભૂમિદાનના વિચાર પ્રચારમાં મદદ કરે એવી મારી અપેક્ષા છે. આટલું મોડું ને છતાં સુંદર નાટક લખવા બદલ અને ગુજરાતને આપવા બદલ ભાઈ જયમલને મારા ધન્યવાદ છે. વિનોબાજીએ સાહિત્યકારોને સૂચન કર્યું હતું કે તમે વાર્તાઓ, નવલકથાઓ, કાવ્યો દ્વારા આ વિચારનો જનતામાં પ્રચાર કરો. એ દિશામાં ભાઈ જયમલનું આ સુંદર પગલું છે ને તેને આવકારું છું. ગુજરાતના સાહિત્યકારો, લેખકો, ચિંતકો આ ભૂમિદાન યજ્ઞની પાછળના વિચારનું ચિંતન કરે અને તે સાહિત્યમાં ઊતારે.

*



ઈશ્વરભાઈ પટેલ

# જનતા કાજે જીવનાર

કીર્તિને લાત મારનાર માણસ જ માણસ માટે કંઇક કરી જઇ શકે છે. ત્યારે જ એ જીવી ગયો કહેવાય. એવા જ એક કર્મવીરનો આ પરિચય અંગ્રેજી ઉપરથી આપણને સરળ ગુજરાતીમાં મળે છે......

૧૮૭૦-૭૫ના અરસાની વાત છે. અમેરિકાના કેટલાક વિસ્તારો ત્યારે સાવ અર્ધજંગલી દશામાં હતા. ન મળે વાહનવ્યવહારનું ઠેકાણું કે ન મળે દવાદારૂની સગવડ. એ જમાનામાં જ્યોર્જિયા પરગણાના એક કસહીન ખેતરના કંગાલ માલિકને ત્યાં ટોમ મેકીન્ટોસ નામનો એક છોકરો ઉછરતો હતો.

એક દિવસ એ અને એનો એક દોસ્ત રમતા હતા. રમતાં રમતાં એનો દોસ્ત છાપરા પરથી પડી ગયો અને અપાર પીડા ભોગવી એ મરણને શરણ થયો, કારણ કે આજુબાજુ માઈલો સુધી કોઈ વૈદ્ય કે ડૉકટરનું નામોનિશાન ન હતું. સારવારના અભાવે નિપજેલા પોતાના મિત્રના આ કરુણ અવસાનથી નાના ટોમનું દિલ એવું તો વલોવાઈ ગયું કે એની કબર પર એણે સોગંદ લીધા કે પોતે એક અચ્છો ડૉકટર બનશે.

પોતાના મિત્રના મૃત્યુની આ કારમી સ્મૃતિએ એને એવો તો પજવ્યા કર્યો કે ભૂખ, ગરીબાઈ અને અગવડ વેઠીને પણ એ એકવીસ વરસની ઉંમરે પહોંચતા તો એક વૈદ્ય તરીકેની લાયકાત મેળવી ચૂકયો. આટલી લાયકાત અને ઉપાધિથી કોઈ પણ ઠીક શહેરમાં પાટિયું મારી, એ જમાનામાં, એ સુખચેનથી રહી શકયો હોત. પણ એને તો એ વિસ્તારના સૌ શ્રેષ્ઠ ડૉકટર બનવું હતું. એટલે તે જમાનાના એ વિસ્તારના વાઢકાપ નિષ્ણાત ડૉ. વિલીને ત્યાં એ પહોંચી ગયો અને તેમના હાથ નીચે ઉમેદવારી શરૂ કરી. ભૂખ્યો અને તરસ્યો યુવાન ટોમ, પડછાયાની માફક ડૉ. વિલીની સાથે ફરવા લાગ્યો અને એ જે કરે, જે કહે તે બહુ ચીવટાઈથી નોંધવા લાગ્યો. એની આ નિષ્ઠાથી પ્રભાવિત થઈને ડૉકટર એને વારંવાર પોતાનો હાથ અજમાવવાની તક આપ્યા કરતો. એવી એક ગંભીર અને ગૂંચવણભરી શસ્ત્રક્રિયા જ્યારે ટોમે સફળતાપૂર્વક કરી ત્યારે વિલી બોલી ઊઠયો, 'બેટા, મને આવડે છે તેટલું તો તું શીખી ગયો!'

હવે તો એ એક સર્જન તરીકે ગમે ત્યાં પ્રેક્ટીસ શરૂ કરી પોતાની ભૂખ ભાંગી શકયો હોત. પણ એના મને બળવો ઊઠાવ્યો કે હજુ તો પોતે સર્વશ્રેષ્ઠ ફીઝિશયન નહોતો. એટલે એણે એક વહાણમાં બેસી જર્મનીની વાટ લીધી અને હીડલબર્ગ વિદ્યાપીઠની દાકતરી કૉલેજમાં એ દાખલ થયો.

ત્યાંની કૉલેજના સૌ વિદ્યાર્થીઓમાં એ જુદો જ તરી આવતો. એની નાની સરખી કાયા પર જ્યારે પ્રિન્સ આલ્બર્ટ કોટ અને ખાસી ઊંચી ટોપ હેટ ચઢતી ત્યારે એ હતો તે કરતાં ઊંચો લાગતો. અને એની લાંબી ઊડતી દાઢી એને જુવાનીમાં પણ પ્રૌઢત્વનો ઓપ આપતી. આવાં અસરકારક વ્યક્તિત્વની એની છાપ જ્યારે એનો તીણો અવાજ નીકળતો ત્યારે ઓસરી જતી. પણ આ બધાની એને કંઈ પડી નહોતી. એ તો અભ્યાસ પાછળ એવો પડયો હતો કે માન સાથે પાસ થયો અને જ્યોર્જિયાના એક અકિંચન ખેડૂત પુત્રનું જીવન સ્વપ્ન આકાર પામ્યું.

આટલી વિદ્વતા અને નિષ્ણાતપણું પ્રાપ્ત કર્યા પછી એણે જે આદર્યું એને કારણે તો એના સૌ દોસ્તો ને સગાંએ એને તરત મૂરખનો ઈલકાબ આપી દીધો. કોઈ એક મોટા શહેરમાં દબદબાથી દવાખાનું શરૂ કરવાને બદલે એ તો જઈને બેઠો થોમસવીલા નામના એક નાના સરખા ખેતી પ્રધાન ગામમાં! એણે પોતાના જીવનના એક બીજા સ્વપ્નને સિદ્ધ કરવાની શરૂઆત કરી.

ગામના સૌને જ્યારે એ ગામમાં થોડી દુકાનો, થોડાં ઘર અને એક યુદ્ધ સ્મારક એટલાં જ દેખાતાં હતાં





ત્યારે ટૉમની આંખોને ત્યાં નજરે પડતી એક સરસ ઈસ્પિતાલ, રોગનિદાન કેન્દ્રો, આયા તાલીમશાળા અને એ આખા ય જંગલ વિસ્તારની સેવા કરતું એક પ્રવૃત્તિશીલ તબીબી કેન્દ્ર. આની એ કોઈ વખત વાત છેડતો તો સૌ એને તરંગી ગણી હસી કાઢતા. આટલા બધા પૈસા આ ખેડૂતલોકો લાવે જ ક્યાંથી?

પણ એ તો મચ્યો જ રહ્યો. સૌ પ્રથમ એણે એ વિસ્તારમાં જુવાન ડૉક્ટરોને સ્થિર થવા આકર્ષ્યા. પોતાને ત્યાં ઉમેદવારી કરતા સૌ જુવાનોને એ એટલી ધગશ, એવા પ્રેમ અને એટલી ઉત્કટ તલ્લીનતાથી શીખવતો કે એ ચાલીસ વરસનો થયો ત્યાં સુધીમાં તો એનું નામ દંતકથા જેવું લોકવાયકે ચઢ્યું. એના સંસર્ગમા આવતા સૌ જુવાનોમા ડૉક્ટર થવાની ભાવના રેડતો એટલું જ નહિ એ માટે જરૂરી નાણા અને પ્રબંધ પણ એ કરી આપતો. અને એના આ પ્રેમાકર્ષણથી ખેંચાઈ સૌ તૈયાર થઈ એની સાથે પડોશી વિસ્તારમાં જ કામે લાગી જતા.

પોતાના યુવાન ડૉક્ટર મિત્રોને એ હમેશાં કહેતો કે તમારે પૈસાદારની જ દવા કરી ખૂબ પૈસા પડાવવા હશે તો પણ તમારે ગરીબ લોકોની દવા કરવી પડશે કારણ કે દવા કરવાનું શીખવા માટે તમારે બિમારીનો ઇલાજ કરવો પડશે અને પૈસાદાર કરતાં ગરીબલોકો સંખ્યામાં બિમાર વધારે હોય છે. મારા સ્વપ્નમાં રમતી ઇસ્પિતાલ જ્યારે અહીં ખડી થશે ત્યારે દસ દસ ફૂટ મોટા અક્ષરોમાં હું લખાવવાનો છુ કે આ ઈસ્પિતાલ ‘કોઈ પણ જાતના ગરીબ કે તવંગર દરદીઓ માટે છે.’

એની ડૉક્ટર તરીકેની ખ્યાતિ એટલી તો ચોમેર પ્રસરી કે જેમ યુવાન માણસો તેની પાછળ શીખવા આવતા તેમ દરદીઓ પણ દોડી આવતા. સાથેસાથે એની ભૂંડી બોલી અને આકરા મિજાજની વાતો પણ સૌ સ્થળે વહેતી થઈ. પણ એના આ ભૂંડા મિજાજ અને બોલીની પાછળ એક અતિકરુણામય હૃદય ડોકિયાં કરી રહ્યું છે તે તેના મિત્રો સિવાય બીજા ભાગ્યે જ જાણતા. જ્યારે ક્યારેક એ કોઈ મદદવાંચ્છું દરદી કે વિદ્યાર્થી, પડોશી કે ગ્રામવાસી પર ચિઢાતો, વા એને એ ઉધડો લેતો ત્યારે મિત્રો સમજતા કે પેલાને પાકી મદદ મળી ગઈ! એની આ ભાંડણલીલા પાછળનું માનસશાસ્ત્રીય રહસ્ય એ હતું કે પોતે કરેલી મદદની વાત કોઈએ ય જાણવી ન જોઈએ. પ્રભુ ઈસુના ઉપદેશની જેમ જમણા હાથે આપેલું, ડાબા હાથે જાણવું ન જોઈએ એ એનું જીવનસૂત્ર હતું. એટલે કોઈ મિત્ર કોઈ વખત એને મોઢે કે કોઈની હાજરીમાં એની આ ગુપ્ત મદદનો ઉલ્લેખ સરખોય કરે તો એ એના પર તૂટી પડતો. અને એટલે ગામનો પાદરી જે એના આ રહસ્યને પિછાનતો તે, કદીય દેવળમાં ન જનાર એવા આ ખરાબ જીભવાળા ખ્રી· વિરોધી ટૉમને ઉત્તમ ખ્રિસ્તી તરીકે જાહેર કરતો ત્યારે સૌ મનમાં સમસમી ઊઠતા.

એના સૌ દોસ્તો અને સૌ દુશ્મનો એક વાતમાં એના વિશે સંમત હતા કે એ પાકો કંજૂસનો કટકો છે. વરસો સુધી એની ઑપરેશન રૂમ એ જ એનું ઘર હતું. દિવસે જે ટેબલ પર એ દરદીઓની વાઢકાપ કે પાટાપીંડી કરતો એ જ ટેબલ રાત્રિ દરમિયાન એનું શયનસ્થાન બનતું, અને જે સ્ટવ પર એ પોતાનાં સાધનો સ્ટરીલાઈઝ કરતો, એના જ પર એ રાંધતો. પોતાનાં કપડાં એ પોતે જ ધોઈ કાઢતો, અરે પોતાનો સાબુ પણ એ સ્વતંત્ર બનાવી લેતો અને મોજાં તૂટે તો એને સાંધી લેવાનું પણ એ જ કરતો. એની ગંદીશી નાની ઓરડીની દિવાલો પર જમાના જૂની છબીઓ અને એનાં પોતાનાં પ્રમાણપત્રોની હારની હાર લટકાવેલી હતી અને ઑપરેશન ટેબલ પર ઊંચે એની લાંબી દાઢીને ઑપરેશન વખતે વીંટાળવાની જાળી હતી. દર ૭ વરસે એ અતિ કચવાતે મને પ્રિન્સ આલ્બર્ટ જાતનો એક નવો કોટ ખરીદતો અને દર પંદર વરસે એક ટોપ હેટ. અરે આટલી કમાણી હોવા છતાં ગામમાં વીજળી આવ્યા પછી પણ એ સસ્તું હોવાથી ફાનસ જ વાપરતો. આનંદ પ્રમોદને એ પિછાનતો જ નહિ એટલે એણે



કદીય દારૂ પીધો નથી, કદી કોઈને ય ચાપાણી માટે નોતર્યો નથી, કદી સિનેમા જોવા એ ગયો નથી કે પત્તાં પણ ખેલ્યો નથી. બીડી એ એક માત્ર એના વૈભવનું સાધન હતી. એના આવા, ઉગ્ર તાપસી જીવનની ખૂબી તો સૌને એના મરણ બાદ જ સમજાઈ!

બે પૈસા ખરચતો પોતાની બગી અને ઘોડા પાછળ, વૈદ્યકીય પુસ્તકો અને ઓજારો પાછળ; અને થૈમસવીલામાં સૌથી પહેલી મોટર ગાડી ખરીદનાર પણ એ જ. આવા કંજૂસને એક નહિ પણ બે ગાડી ખરીદતો જોઈ ભલભલા વિમાસણમાં પડેલા પણ એને મન તો એ પોતાના દૂરદૂરના દરદીઓ પાસે જલદી પહોંચવાનું સાધન માત્ર હતી. એટલે એના લાંબા કોટના ઊંડા ગજવામાંથી મોટર માટેના જરૂરી પૈસા એણે કાઢી આપ્યા ત્યારે સૌ નવાઈમાં પડેલા. અને એને ઉતાવળ કેટલી હતી કે મશીનની કામગીરી સમજાવતા માણસને બાજુએ હડસેલી કાઢી એ તો ચઢી બેઠો તે જાય સીધો! રસ્તામાં આવતા માણસોને એણે ઘણીય બૂમો પાડી પણ કોઈ ખસ્યા જ નહિ એટલે એણે મોટરને જરાક વાળી તે જઈને અથડાઈ યુદ્ધ સ્મારકના ઓટલા પર. ઓટલાંના થોડા પથ્થર ભાંગ્યા અને મોટરના તો ભુક્કે ભુક્કા ઊડી ગયા. એ ભગ્નાવશેષોમાંથી ડોકિયું કરતો ડૉ. ટૉમ પેલા લોકોને ગાળો ભાંડતો ભાંડતો પહોંચ્યો તે બીજી ગાડી લઈ આવ્યો!

એક દિવસે એણે જમીનનો એક ટુકડો ખરીદ્યો અને બાંધકામ શરૂ કર્યું. સૌને એમ લાગ્યું કે એ નવું ઘર બાંધતો હશે! પણ જમીન ઊંચે આવ્યું ત્યારે સમજ પડી કે એ તો એક ઇસ્પિતાલનું મકાન હતું: એ ઇસ્પિતાલની હરેક ચીજ—મકાન, સાધનો બધાનું ખર્ચ એણે જ આપ્યું અને તેમાં પ્રયોગ-શાળા વગેરે બધું આધુનિક ઢબનું બનાવ્યું.

આ પત્યું એટલે મિત્રોએ માન્યું કે હવે એનું એક જીવનસ્વપ્ન પૂરું થયું એટલે એ ઠરીઠામ થઈ બેસશે, પ્રભૂતામાં પગલાં માંડશે અને આનંદ કરશે.

પણ સૌની આ ધારણા ખોટી પડી. ટૉમ કદી પરણ્યો જ નહિ. હા, જીવનની શરૂઆતમાં એ એક યુવતી સાથે પ્રેમમાં પડેલો. એક રવિવારે સાંજે એણે એને મુલાકાતનો સમય આપેલો, પણ તે જ વખતે એક સીદી છોકરાનો હાથ ભાંગી ગયાના સમાચાર આવ્યા એટલે એ પેલાનો હાથ સમારવા ગયો, જતાં જતાં એ પેલી છોકરીના ઘર આગળ રહી તેને કહેવા ગયો એટલે પેલી છેડાઈ પડી અને બોલી 'જરા ઊભો રહે, અને કહેતો જા કે તારે મન કોણ વધારે અગત્યનું છે: હું કે એક સીદી બૂચિયો?'

જરાય થોભ્યા સિવાય એના તીણા અવાજે ટૉમ બોલ્યો, 'એનો જવાબ તો હું નહિ આપું પણ હું એટલું જરૂર કહીશ કે ડાકટરની પત્ની થવાને તું લાયક નથી.'

ત્યારની ઘડી અને આજનો દહાડો. તે પછીની પચાસ વરસની એની જિંદગીમાં એણે કોઈ સ્ત્રી સાથે જરા પણ સંબંધ બાંધ્યો જ નહિ. એ એમનાથી અળગો જ રહેતો. માત્ર બે જ સ્ત્રીઓની હાજરી એ ખમી શકતો: એક એની બહેન અને પાછલા જીવનની એની રસોઈયણ એક સીદી બાઈ.

આવો સ્ત્રીસૂગાળો ટૉમ બાળકપ્રેમી હતો એમ કોઈ કહે તો આપણા માન્યામાં ન આવે. પણ એનો બાળક માટેનો પ્રેમ એટલો તો ઉત્કટ હતો કે કોઈ મા-બાપ છોકરાને સરખી રીતે ન રાખતાં હોય તો એ ફાવે તેવો લાગવગવાળો કે જોરાવર હોય તો ય તેને વઢી નાખતો, એની ધૂળ ખંખેરી કાઢતો અને એટલે તો એના લાંબા ગંદા આલ્બર્ટ કોટનાં ગજવાંમાં કોઈ બાળકને આપવા માટે પીપરમીંટ ન હોય એવું કદી બન્યું નથી.

ગામમાં અદ્યતન ઇસ્પિતાલ શરૂ થઈ એટલે ગામનો તો ચહેરો જ બદલાઈ ગયો છતાં ટૉમમાં કશોય ફેર ન થયો. એ તો એનું એ જ સાદું, કરકસરિયું જીવન જીવી પૈસા બચાવ્યા જ કરતો કારણ કે એ હમેશાં





આંઈ આવે જ શીદને ! ક્યાં એનું ગામ, કોણ જાણે કેટલાય ગાઉ આઘે, ને ક્યાં આ દેપરું, ક્યાં એનાં માબાપ ને ક્યાં ઈ? નહિ ખાવાનાં ઠેકાણાં, નહિ પીવાનાં ઠેકાણાં, કાયા સાજી થાય, માંદી થાય, પણ ઈ ડગે? માહતરનીએ કાંઈ વાત છે ને?'

સૌએ માથાં ધૂણાવ્યાં. સૌ થોડીવાર શાંત રહ્યાં.

'હું તો મૂઈ, જે દી માહતર આવ્યો ને તે દી જ સાંજે બરાબર પાણી ભરીને આવતી 'તી. મારો અરજણભાઈ ધર્મશાળા ઉપર ઊભો 'તો, તે આવીને તરત જ એને પૂછ્યું 'આંઈ કોઈ ભણશે?' એમની હારે હતો આ રૂડીનો ભાઈ. એની માથે હતા બે રેંટિયા ને એક ડબ્બો, માહતરને ખભે હતી એક પીંજણ ને હાથમાં હતો ડંગોરો, ને ઉઘાડે માથે હો!' છોકરી કાંઈક પરાક્રમની વાત કરતી હોય તેમ ઉલ્લાસભેર બોલવા માંડી. 'આ સંધુય જોઈને તો ગામ આખું ભેગું થઈ ગયું, ને સૌ માહતરને વીંટી વળ્યા: સૌ કીયે કે અમે ભણશું; અમે ભણવા આવશું. આંઈ તો બહુ લોક ભણવા આવશે.'

'ને ભણાવીએ કેવા દીધા?' સુપડું લેવા ઊઠતાં અમરત બોલી, 'મારા શીવાને કંઈએ આવડે નહિ, ઈ ચાર મહિનામાં તો વાંચતાને માંડતા સંધુય શીખી ગયો. રોજનાં દાડીઆં સુદ્ધાં નોંધી શકે ને? ઈ તો એના બાપા શીખ્યા નહિ, નીકર એટલા દીમાં તો કેટલુંય શીખી ગયા હોત. છોકરાંનું ગજુ ક્યાં ને મોટાનું ક્યાં?'

'ને તે દી ખાદી વેચવા નીકળ્યા 'તા.' છોકરીને યાદ આવ્યું.

'મારી મા તો રોટલા ઘડતી 'તી. તે માહતરનો સાદ સાંભળીને બાર દોડી આવી, જુએ તો માહતર. ખંભે તાકા, હાથમાં ગજ ને કાતર; પેલાં તો મારી મા કે' કે ચાર આનાની ફાડો. પણ માહતર તો સંધુય સમજાવવા બેઠા. ઈ કે' કે આ સધાય પૈસા જે ભૂખે મરે છે એને જાશે, આ એનું કાંતેલું છે. તમે પૈસા દેશો તો એમને રોજી મળશે. નકર તો એને ખાવાનુંય નહિ મળે અને પહેરવાનુંય નહિ મળે! એટલે મારી માને થીયું કે લ્યો ત્યારે આઠ આનાની લીયો. તે અમરતબોન ઇ સંધાય આપણાથી ય ગરીબ હશે? ઈ તે હશે કેવાક? આપણે જોને ભાખડા ઘડીએ નવરા ન પડે. નવરા પડ્યા કે ભારાં કરવા ઉપડી જાય. મોસમ ટાણે તો દે મારો બાપો, નો મળે ઊંઘ કે નો મળે અંન, રાત ને દી છોકરાં સુદ્ધાંત કામ કરવાનાં—કામ, કામ ને કામ—તો ય ભાણામાં તો જારના રોટલા ભાળવાના; ઇયે ભગવાનની મે'ર હોય તો. નીકર પાણીનાય સાંસા. આથીય ઈ બધા વધારે દુઃખી હશે?'

'હશે જ ને? માહતર અમથા નો કીએ, લે હવે જોઈ હવે.' કહી ડોશીએ છોકરીની હડપચી ઝાલીને મોઢું ફેરવ્યું.

'હા...હા...માહતર એક દી નો'તા કે'તા, કોણ જાણે કીયાય મલકમાં માણસને કામ જ નથી મળતું!' ઓરડામાં સુપડું લઈ પાછી ફરતી અમરતે કહ્યું, 'શું કરે! કામ મળે તો ખાય ને? આપણી પાસે તો આટલી કટકા કટકા જમીને છે તે મે'નત કરીને કામી ખાયેં, ઈ નો હોય તો!' બોલતાં બોલતાં અમરત ઓરડામાં પાછી ગઈ.

'તયેં, ઈ મલકમાં તો ભારે દુઃખ. બચાડા કરે શું?' છોકરીએ નિસાસો મૂક્યો.

આ, જવજી તો રાંડ સમજે જ નહિ. એટલે ગાંધી મા'તમાએ આ રેંટિયો ગોતી કાઢ્યો, બેઠા બેઠા કાંતે.' બહા'ર આવીને અમરતે છોકરીના વાંસામાં ધબ્બો માર્યો.

'તે તું કેમ નથી કાંતતી? નવરી ધૂપ જેવી છું ને? મારા અરજણભાઈ સારું મજાનું પણોરું વણાવ ને?'

'ક્યાં કંતાય છે? પૂરું આવડે તો ને?'

'તયેં રેંટિયો મોટે ઉપાડે લીધો 'તો શીદને?' ડોશીમા બોલ્યાં.

'લીધો 'તો તો ઘણોય કાંતવાં, પણ કાંતતા તો પૂરું શીખવ્યું નહિ ને માહતરૂંતો પકડાઈ ગયા.'

'તે દી ભલા માહતરને શીદ પકડી ગયા?'

'શીદને કીમ? ગાંધીવાળા માતરને પકડી લેવાતા એટલે, ક્યાંક તમે બધાંવ ઈની વાદે ગાંધીમાં ભળી જાવ તો?'

'એવું તે કોણ નવરૂં બેઠું 'તું, મફત ઠાલાના સાળા'– ડોશીમાએ નાકનું ટેરવું ચડાવ્યું.

'કેમ નવરા નો હોઈ. માહતર હોત તો આજ પરારની વરસની ઘોડે મીઠું લેવા નો ઘોડ્યાં હોત?' અમરતે પૂછ્યું.

'તે, ઈ તો એક દી! પાછાં આવીને ઘેર બેસી ગીયાં ન હોત, એક દી મીઠું લેવા દેવામાં સરકારના બાપનું શું વીયું જાતું 'તું? આવડો બધો સમદર પડ્યો છે!' છોકરી બોલીને માથું ગુંથાવું મૂકી દઈ ડોશીમા સામું જોઈ રહી.

'તું તો બાપુ બઉ લપીલી, છાનુંમાનું માથું ઓળાવી લેને ઝટ.' ડોશીમાએ છોકરીનું માથું નમાવ્યું ને ઝાંખે અજવાળે સેંથો પાડતાં કહ્યું.:

'બઉ જાણવું 'તું તો એને પકડી ગયા ત્યારે પૂછવું 'તું ને?'

થોડીવાર ઓશરીમાં શાંતિ પથરાઈ ગઈ. ફળિયામાં વરસતું અંધારૂં ને ઓસરીમાં વેરાતું અજવાળું વાતાવરણમાં બેહુદાં ચિત્રો ઊભાં કરતાં હતાં. ફળિયામાં કૂતરું ભસ્યું, પછવાડે કાંઈક ખડખડાટ થયો.

'અમરત, કૂતરું ભસ્યું, કાંઈક ખડખડાટ થયો ખરૂં?' ડોશીમા બોલ્યાં.

અમરતે જોયું તો અજવાળાની કિનાર પર બે જણા કાદવવાળાં કપડાં પહેરી લાકડી સાથે ઉઘાડે માથે ઊભા હતા. એક જણને ખભે થેલો હતો. બીજાને ખભે રૂમાલ. પ્રામાણિક શ્રમના પરિણામની ખાત્રી પછી જે અનિર્વચનીય, ઘેરા, સુમધુર આનંદ ચહેરા પર પથરાઈ રહે છે તેવો આનંદ ને હાસ્ય બંનેના ચહેરા ઉપર પથરાયેલાં હતાં.

'માહતર!' અમરત બોલી ઊઠી.

'છી, છી, છી, ધીમે બોલો.' થેલાવાળા જુવાને ખભેથી થેલો ઉતારતાં કહ્યું.

'માહતર તમે ક્યાંથી?' જવજીએ માથું ઓળાવવું મૂકી દીધું ને કૂદકો મારી ઊભી થઈ ગઈ. થેલો મૂકનાર આ ઉલેટ ઘાટની છતાં શોભીતી છોકરી સામે જોઈ રહ્યો.

'અદ્ધરથી, અંધારામાં ન ઓળખ્યો ને?' બીજા જુવાને હસીને કહ્યું.

'અમરત, ઘરમાંથી કોથળો લાવ તો. ને માહતર સારૂ સટસટ બે રોટલા ટીપી નાખ.' ડોસીમા બોલ્યાં.

'ક્યાંથી ઓળખે? આ મેલાંઘેલાં કાદવવાળાં લૂગડાં, હાથમાં મોટી ડાંગ ને એમાં વળી અંધારૂં.' અમરતે ઘરમાંથી કોથળો લાવી પાથરતાં કહ્યું.

'કોથળાની કાંઈ જરૂર નથી, નાહકનો બગડશે.' થેલાવાળો જુવાન બોલ્યો.

'હવે તમારાં લૂગડાં કરતાં તો અમારો કોથળો વધારે નથી ને?'

'લૂગડાંનેય ડાઘા પડે એવું ક્યાં છે?' એણે એમ ને એમ ઓશરી પર ઝૂકાવ્યું. ને નેવાં ઝાલીને ઊભેલા બીજા જુવાનને કહ્યું, 'બેસને દિનુ.'

'ઈ તો ઊભા જ રે'શે જ્યારે આવે ત્યારે. પાથરી દયેં પણ પગ વાળીને બેસવાના જ સમ; પછી તો અમે કહીએ કે અમારા આંગણે આવી આમ મોભના ઘોડા ઘોડે ઊભા રે'શો એ નહિ પાલવે, પણ એને કાંઈ નહિ, આ આવ્યા ને આ નેવાં ઝાલીને ઊભા.' ડોશીએ બોલતાં ખાટલી સહેજ ખસેડી દીવાની વાટ વધારી. દિનુએ નેવા સામે જોયું ને પછી છોકરી સામે જોઈ હસ્યો.

'આ અધરાતે કેમ માથું ગુંથાવા આવી છું! નવે ગામ જાનું છે?'





છોકરી નીચું જોઈ ગઈ ને ચૂંદડીનો છેડો સંકોર્યો.

'એની નણંદ પયણે છે તો બે દી જમવા જુઠવા જઈ આવશે. વળાવવાને તો હજુ વાર છે.' ડોશીમાએ જવાબ આપ્યો.

'આપણે ઓરડામાં બેસીએ તો?' થેલો મૂકીને બેઠેલા જુવાને દિનુને પૂછ્યું.

'હા, એ વધુ સલામતી ભરેલું છે. મા, હાલોને ઓરડીમાં, નાહકના કોઈ દેખી જશે તો સવારમાં હેરાન થઈ પડીએ. રે'વું આખું બે કલાક ને શીદ પીડા વહોરવી.' દિનુ બોલીને ઓસરી પર પડ્યો ને સૌ ઊઠ્યાં.

'આવા ગામડામાં અમને કોણ પૂછતું'તું ને અમારે શું એવો જંગ માંડવો'તો તે અમને હેરાન કરો!' ઓરડા તરફ વળતાં અમરતે કહ્યું.

'ના એટલા સારૂ નહિ, પણ આને એને આગલી દાઝ હોય ને આ બા'નું મળી જાય.'

'હા, ભા, હા, નરસાને નો પૂગાય. તે દી તમને પકડી ગીયા પછી ફોજદારે મુખીને આપણે ત્યાં મોકલ્યો, તે દી બરાબર અમરતના બાપા ઘરે નહિ ને અરજણ પણ ટાંકણે ખેતર ગીયેલો એટલે કઈ દીધું કે 'આદમી માણસ ઘીરે નથી, આવે એટલે આવજો.' ને સાંજે તો ફોજદાર હાલ્યો ગીયો–પણ નરસું થાવું હોય એને સો છીંડા જડે.'

'તે અરજણભાઈ ક્યાં છે?' બધા ઘરમાં આવ્યા એટલે દિનુએ ખૂણામાં ઘંટી પર બેસતાં કહ્યું ને ઓરડામાં એક નજર ફેરવી. બધું વરસ દિવસ પહેલાં જોયેલું તેમનું તેમ હતું. એ જ ગાર, એ જ ગેરમટી, એ જ ઉતરડની હાર. પડખે તૂટેલો પટારો ને ગારાનો કોઠલો ને ઊંચે ગોખમાં મૂતા વાંકે જીવતા આદમી જેવું નૂર વિનાનું ઝાંખું પીળું ટમટમીયું. ને એ બધા નિર્જીવ ને રસહીન વાતાવરણ વચ્ચે તૂટેલી ધરી, ને ભાંગેલ ઉંટડાવાળું આડું ખેચતા આ ત્રણે નિર્બળ છતાં સ્નેહપૂર્ણ જીવો; આ કેવી ઉદાત્ત સમૃદ્ધિ હતી! એને થયું—પણ બીજી જ પળે આ પ્રશ્ન થયો, 'શું એ અખૂટ છે? નહિ સાચવીએ તો ય એવાં જ રહેશે?' એ વધુ વિચાર કરે ત્યાં ડોશીના શબ્દો અથડાયા :

'અરજણ ને શીવાના ભા તો ભાડે ગીયા છે એને તો આજ ચાર મહિના થાવા આવ્યા; શીવોય ઓણુસાલ હારે ગીયો છે.'

'ક્યાં વિરમગામ ભાડે ગયા છે?'

'હા.'

'અમરત બેન, રોટલા તો ઘડો છો પણ સરકારના ગુનેગાર થશો હો; અમે તો બહારવટીઆ* છીએ, અમને આશરો દેવો કે પાણી પાવું એ ગુનો છે એ ખબર છે ને?' દિનુ હસ્યો.

'હા, હવે ઈ તો બધી ખબર છે?' છોકરીએ કહ્યું. એના મોં પર પથરાતા આછા અજવાળાએ એના લટકાને વધુ સુંદર બનાવ્યો.

'પણ તને કોણ પૂછે છે?' તું શીદને નાહકની ઊતરી પડછ—તારે ઘેર આવીએ ત્યારે આ બધી હિંમત બતાવજે ને, જોયું, આ તો પારકે ઘેર બહાદૂરી બતાવવા આવે છે.'

'હા, હા, છે લ્યો.' છોકરીએ અંગુઠો બતાવ્યો.

'કેમ છે લ્યો? અમૃતબેનનું ઘરં જપત થાય એમાં તારે શું લેવા દેવા? કાંઈ સનાન સૂતક ખરૂં? તું તો તારે ઘેર બેઠે મજા કરવાની, કોકના ઘરમાં ભાડે રે'વા તો એને જાવું પડશે.'

છોકરી ચૂપ રહી. સૌ ફરીથી ખડખડાટ હસી પડ્યાં. પણ આ વખતે છોકરી ન હસી. એણે નીચું જોઈ ભરાવદાર હાથે માથાનો છેડો નજીક ખેચ્યો.

'તે એમાં શરમાઈ શેની જાસ? કે'ને કે એમનું ઘર જાશે તો અમારે યાં રે'વા આવશે.' અમરતે ચૂલે તાવડી મૂકતાં કહ્યું.

'શેની કહી શકે? એનું ઘર તો થાય? હજુ તો બેઉ ઘર પારકાં છે.' દિનુએ હસીને કહ્યું. છોકરીએ

* Members of illegal assembly.

વધુ નીચું જોયું. તલસરાના ફૂંળા ને તેજસ્વી તાપના લાલ પીળા રંગ એના ગાલે પૂરાયા.

'એમ કોઈને ખબર નથી પડતી. આપણે તો સાવ પરવાડે પડ્યા ત્યાં શું? પણ માહતર તમે અસુરા કેમ?' ડોસીમા વચમાં બોલ્યાં.

'માડી, અમારે વળી અસુરૂં શું ને વે'લું શું? જ્યારે હાલી ત્યારે દી ને સુઈ ત્યારે રાત' થેલાવાળા જુવાને પગ લંબાવી લેંઘાના પાયચા ઉતારતાં કહ્યું. સૌ થોડીવાર શાંત રહ્યા.

'અમે જાતા 'તા આમ આંટી થઈને નવાગામ કોર, નવેગામ્ દીએ પકડાવું 'તું. પણ તો આંહી રાતે જ આવવું પડે નકર આંહી જ પકડી લે ને વળી તમને મળાય નહિ.'

'તે તમને ફરીવાર પકડવાના?' છોકરીએ ઊંચું જોઈ આશ્ચર્યથી પૂછ્યું.

'ના, અમે ફરીવાર પકડાવાનાં.' દિનુએ સુધાર્યું.

'તે માહતર, તમે હાથે કરીને શીદને પકડાવા જાવ છો?' અમરતે રોટલો ઘડતાં કકળાટ કર્યો.

'કેમ, ન પકડાઈએ ત્યારે શું? બહાર રહીને સરકારના હુકમ માનવા એનાં કરતાં જેલમાં રહેવું શું ખોટું?'

'જેલમાં શું ખોટું? આ જેલમાં જઈને અરધા તો થઈ આવ્યા, હવેને ફેરે જાવ એટલે પૂરા બીજું શું?' અમરતે જોરથી કહ્યું ને રોટલો તાવડીમાં નાખ્યો.

'તો એથી રૂડું શું? કોઈ નહિ ને કોક દિવસ જો આ દેહ એવા કામમાં નો ઘસાઈ જાય તો આજસુધી પાળી, પંપાળી, લાડ લડાવ્યા શું કામનાં?'

'આમ સાવ ગાળી નાખવા ખરૂં ને?'

'હા જ તો. નહિતર તો હું બે રોટલાં ખાતો હોઉં કે પાશેર ઘી ખાતો હોઉં ઈ શા કામનું? ઝાઝું ખાઉં છું એ જ ને. બધી યે તાકાત કોક દી ખરચાવાની હોય તો સંઘરી યે પરમાણ. બાકી જાડા થવાથી શું વળ્યું? આ મકન શેઠ બહુ જાડા છે શું કામના ભાઈ? ટાણે જે ઘસાય ઈ સાચું કમાણો! કાં મા, હું ખોટું કહું છું?' દિનુએ ઘંટી પર બેઠા બેઠા ચલાવ્યે રાખ્યું. એના મોઢા પર પડતો ઝાંખો પીળો પ્રકાશ ને આંખમાં પ્રતિબિંબિત થતો ચૂલાનો લાલ તેજસ્વી પ્રકાશ શબ્દોને નવું સ્વરૂપ આપતા હતા, છોકરી સાંભળી રહી પછી ધીમેથી બબડી :

'સાવ ખોટું' ને મોઢું કસાણું કરી પૂછ્યું, 'તંઈ તમે બીજીવાર જેલમાં જવાના ખરું?'

'હા, છૂટકો જ નથી. ને આ વખતે તો વળી લાંબી સજા થાય.'

'તે આ વખતે તમે કેટલી સજા ભરી આવ્યા?'

'એક વરસ.'

'ઓય! માડી. આ હજી તમને ઓછી લાગી?'

'સાચું કહું અમરતબેન, તમે નહિ માનો, પણ એક વરસ કેમ ગયું એ ખબર ન પડી.'

'એટલે જ આમ અરધા થઈ ગયા ખરું ને?' છોકરીએ કહ્યું ને એ હસી. એનું હાસ્ય ઝીણે ઝીણે વરસતા મેઘ જેવું રોમાંચક ને આહ્લાદક હતું. એની આંખમાં ઝીણું તોફાન અને આછી શરમનો સુભગ મેળ હતો.

'ગાંડી, એ તો કાયા છે. પાંચ દી ચડે ને પાંચ દી ઊતરે. પણ આપણાં મન આનંદમાં હોય એટલે બસ. આનંદમાં ન હોત તો શું કામ ફરીવાર પકડાવા જાત?'

'ડાબલો ડાટી મૂકયો છે એટલે!' છોકરી ધીમેથી બોલી પણ કોઈએ સાંભળ્યું નહિ—સૌ ચૂપ રહ્યા. માત્ર બળતાં તલસરાંનો સડ્ડ, સડ્ડ અવાજ આ શાંતિ સામે વિરોધ નોંધાવતો હતો.

'તમે તો હમણાં જ છૂટ્યા હશો ને? પાછા સટ સટ કેમ પકડાવા હાલ્યા?' આખરે અમરતે પૂછ્યું.

'બહાર નથી ગમતું એટલે,' થેલાવાળા જુવાને જવાબ દીધો.





'શે ગમતું નથી? મજાનાં ખાઈ પીને લેર કરી. ભગવાને પાંચ પૈસા આપ્યા હોય તો એ જીવને સંતોષી. બસ. બીજી હૈયાહોળી કરી જ શીદને?' ડોશીમા કોઠલામાંથી ઘી કાઢતાં બોલતાં હતા.

'મા, પણ હૈયાહોળી એકવાર ચેતાઈ ગઈ છે તે કેમે કરી ઓલાતી જ નથી. બહાર જેટલા દી હોઇ એટલા દી તો વળી વધારે જોરમાં હોય. તમારા જેવાનું ધી હોમાય ખરું ને?' દિનુએ હસીને કહ્યું ને જમીન પરથી લઈ પગને ઘંટીની થાળા પર ટેકવ્યો.

'એ નાહકનું અમારું થાળું તૂટી જશે. હવે હેઠે બેસોને, બાપુ.' છોકરીએ બૂમ મારી. એણે એને પગ રાખતાં જોયો હતો.

'મને નીચે બેસવું ફાવતું જ નથી. કાંઈક ઊંચું બેસણું જોઈએ જ.'

'ત્યાં જેલમાં તમારી કઈ સગી સાંગામાચી ઢાળી દેતી 'તી?'

'ત્યાં અમારી કોઈ સગી ન હતી, બધા ય સગા હતા.' દિનુએ હસીને જવાબ આપ્યો.

ફરી ફળીમાં કાંઈક ખડખડાટ થયો, કડીયાળી ડાંગ ખખડી, બધા સહજ ચમક્યા. બૂઢા પસાયતાનો ખોખરો અવાજ સંભળાયો.

'કાં અમરત, આજ તો હજુ ખાટલા નથી પાથર્યા?' છોકરી કોઈ કાંઈ બોલે તે પહેલાં ઊઠીને કોડીઆને ફૂંક મારી બહાર ગઈ. ઓરડામાં અંધારું ફેલાયું. માત્ર ચૂલામાં લાલ લોહી જેવો અગ્નિનો પીડો દેખાતો હતો.

'રોટલા ઘડી લીધા છે, હું બહાર જઈ ને આને વળા યાવું, નાહકનો ક્યાંક ભેખડે ભરાવી દેશે.' કહી અમરત ધીમેથી ઓસરીમાં ગઈ ને જતાં જતાં ઓરડાનું બારણું વાસી સાંકળ ચડાવી.

× × ×

બહાર ક્યાંય સુધી વાતો ચાલી. આખરે જવજી બોલી: 'મેરુબાપા મારી મા આજ બપોરના તમને સાંભરતી'તી. બધે ય તપાસ કરી પણ તમારો પત્તો ન લાગ્યો. જરાક એની ફોર જાજોને.'

'હા, પણ ગગી તે બપોરે હું ને મુખી ગ્યા 'તા નવેગામ, જમાદાર સા'બ પાસે અમારે પંદર દીએ રિપોટ દેવા જાવું પડે ને?'

'શેનો?'

'શેનો શું?' આ બધા ગાંધીવાળાનો. તે મુખી રોકાઈ ગયા, પણ મેથી તો ગામ થોડું રેઢું મેલાય છે—તે આવતો રિયો.'

'હમણાં ગાંધીવાળા તો મુદ્દલે આ બાજુ વરતાણા નથી.' છોકરી બોલી.

'ક્યાંથી વરતાય? સંધાયને લઈને જેલમાં ખોસી ઘાલ્યા ત્યાં? આપણા માહતરને તે દી નો પકડી ગ્યા? તે પછી પત્તો જ ન મળે. કોણ જાણે ક્યાંય ભંડારી દીધા. ઈ બધાં ય આ મુખીનાં કામ હો. સાળો મલક આખાનો ઉતાર—એના કરતાં તરકે સારા.'

અંદર ઓરડામાં આછું દબાયેલું હાસ્ય સંભળાયું. કાનમાં કાંઈક વાતો થઈ.

'પણ મેરુબાપા, મારે ત્યાં જાતા જજો હો.'

'હા, ઈ તો મોઢે જાતો જાઈશ, તું ક્યારે આવવાની, આવશ કે આયાં જ સુવાની છુ?'

'ના, ના હું તો માથું ગુંથાવા આવી 'તી.'

'ઠીક, ભા—બેસ સારે. તારે તો સાસરે જાવાનું હશે હં.' કહી કોટવાળ નીચે ઊતર્યો. એનો ઢબઢબ અવાજ અંધારામાં ડૂબી ગયો.

× × ×

'જો જો ભડકતા નહિ.' છોકરીએ અંધારામાં કહ્યું.

'એની વાતોમાં મારો રોટલો બળી ગયો હશે.' અમરતે ચૂલા આગળ જતાં કહ્યું.

'અમરતબેન બાકસ લાવ તો' છોકરીએ કહ્યું.

'અરે ફાનસ કરવાની કંઇ જરૂર નથી.'

'તઈ ખાશો કોની આંખે?'



'ના, ના કાંઈ જીવજંત પડે.' ડોશીમાએ કહ્યું ને ડોશીમાએ દીવો પેટાવ્યો ને બંને જણ જમવા બેઠા.

'અરજણભાઈ ક્યારે આવવાના છે?' દિતુએ જમતાં જમતાં કહ્યું.

'આ વરસાદ થિયો એટલે બેચાર દીમાં પુગવા જોઈ.' ડોશીમાએ કહ્યું.

'તમને મળવા સારૂ થઈને એવા તલખતા 'તા કે વાત નહિ હો—યાદ નથી તમે પકડાણા તે દી વાંસોવાંસ પકડાવા કેવું મન થઈ ગયું 'તું?' અમરતે કહ્યું.

'હા, પણ ઈ તો માહતરે સમજાવ્યા હો, નહિતર એને તો ભાઈને ગાંધીમાં જ ભળી જવું 'તું.' છોકરી બોલી.

'ગાંધીમાં તો શું ભળી જાય પણ તે દી પકડાવાનો ઘોડો ઉપડ્યો 'તો. પણ ક્યાંથી કામ આવે? આ ખેડ, આ ઢોર, આ બધાં સગાંસાંઈ થોડું જ છોડાય છે. સનેહ છે એટલે ઘડીક મનમાં લાગી આવે.' દિતુના વાડકામાં દૂધ રેડતાં ડોશીમા બોલ્યાં.

'તે તમે એને મળ્યા વિના પરબારા પકડાઈ જાશો? શીવો તો મને જાતી વખતે ય કે'તો ગીયો કે માહતર આવે તો જરૂરાજરૂર રોકજે ને મેં તો હા પાડી, મને શું ખબર કે તમે નહિ રોકાવ!'

'તે પણ રોકાય કોને ઘેર?'

બધાં ચૂપ થઈ ગયાં. છોકરીએ નીચું જોઈ વળી ઊંચું જોયું. દિતુ ખાવાનું છોડી એના મોં સામું તાકી રહ્યો હતો. બંને હસી પડ્યાં, બધાં હસ્યાં.

'કાં કેમ મુંગી થઈ ગઈ? જો તમે કહો તો પણ રોકાવાય તેમ નથી. આવતી કાલે અમારે નવેગામ જવાનું છે. ત્યાં થોડીક પત્રિકા વહેંચશું. બનશે તો સભા ભરશું, સરઘસ કાઢશું ને પકડાઈ જાશું. સભા સરઘસ થાય કે નો થાય પણ આ પત્રિકા તો કાલે ત્યાં ચોંટાડવી જ જોઈએ. બોલો આંહી રોકાઉં? કોઈને ઘરે નહિ તો ખેતરમાં. તો યે આ કામ અધૂરું આવ્યા એમાં બે વાત હતી. એક તો તમને મળવું 'તું, બીજું અરજણભાઈ જો હોય તો એનું થોડુંક કામ હતું.' ખાતાં ખાતાં દિતુએ કીધું.

'શું કામ હતું?' છોકરીએ પૂછ્યું. અમરતે આંખવતી જ સંમતિ આપી.

'નવેગામ એક સંદેશો કહેવરાવવો હતો અને ભેગાભેગા દારૂગોળો પણ મોકલાવવો હતો.'

'પત્રિકા?' અમરત ધીમે સાદે બોલી.

'હા.'

'તમે ય ઠીક લાગો છો'

'કેમ? તમને બીક લાગી કે અરજણભાઈ વખતે પકડાઈ જાય.'

'ના, ના ઈ તો વાંદરાને નીસરણી બતાવી એટલે, બાકી અમને કોણ પકડતું 'તું?'

'હા, એ તો છે જ.'

'તમારી ચિઠ્ઠી તો હું યે લઈ જાઉં!' છોકરીએ ઓચિંતાનું થોડીવારે કહ્યું.

'પણ પત્રિકા?'

બધાં મુંગાં રહ્યાં. દિતુ હાથ ધોતો હતો—અમરત છોકરીને કહેતી હતી.

'તું તારા બચકામાં લૂગડાંની બેવડમાં મૂકી દેજે ને, કોને ખબર પડવાની હતી?'

'પણ તો પછી માહતરને નવાગામ જવું નો પડે ને?'

'જાવું તો પડશે પણ બેચાર દી પછી.' દિતુએ કહ્યું.

'ત્યાંનો નાયક બહુ ખરાબ છે. બધા સૈનિકોને બહુ હેરાન કરે છે. એટલે અમે થોડા જણ ત્યાં જઈને ધમાલ મચાવવા ધારીએ છીએ. એટલે અરજણભાઈ હોત તો આ પત્રિકાથી એને આગળથી ખબર પડી જાત. ને સાથોસાથ ચિઠ્ઠી દેત એટલે ગામના જુવાનીઆ તૈયાર થઈ રહેત; પણ આ તો તું ચિઠ્ઠી લઈ





ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# ગર્ભાધાન : અકસ્માત કે આશ્ચર્ય ?

ગર્ભાધાન—કુદરતની આ એવી તો અનોખી પ્રક્રિયા છે નર અને માદાનું આ સહિયારું કાર્ય કેટલીક સમજુતી માગે છે જે આ લેખમાંથી મળી રહે છે........

ગર્ભાધાન એ કાંઈ સાધારણ ક્રિયા નથી પણ વ્યક્તિ માત્રના જીવનમાં બનતી બધી ઘટનાઓ કરતાં અતિ મહત્વની, અદ્ભુત અને રોમાંચક ઘટના છે. આપણો જન્મ એ કાંઈ આકસ્મિક પરિણામ નથી પણ ખરી રીતે તો તે એક રહસ્યપૂર્ણ આશ્ચર્ય છે. જાણો છો ખરા કે તમારા જન્મની તક વિરુદ્ધમાં ૨૯૯,૯૯૯,૯૯૯,૯૯૯,૯૯૯ તકો હતી ?

જાણીતી હકીકત છે કે સંભોગ વખતે થયેલા વીર્યસ્રાવમાં આવેલા લાખ્ખો શુક્રકોષોમાંથી માત્ર એક શુક્રકોષનું સ્ત્રીની બીજવાહિની નળીમાં વાટ જોઈ બેસી રહેલા બીજકોષ સાથે મિલન થતાં ગર્ભાધાન થાય છે. આ ઘટના થવામાં વિશિષ્ટ પ્રકારનો શુક્રકોષ, વિશિષ્ટ પ્રકારનો બીજકોષ અને વિશિષ્ટ સમય પણ સંકળાયેલાં છે. મિલન થવામાં શુક્રકોષ બીજકોષમાં સંપૂર્ણ ભળી જાય છે. દ્વૈતમાંથી અદ્વૈત સધાય છે. આ પછી તરત જ ફલિત થયેલા બીજની કામગીરી શરૂ થાય છે.

શુક્રકોષ અને બીજકોષમાંથી ક્રોમોસોમો છૂટા પડે છે. દરેકમાંથી ૨૪—૨૪ ક્રોમોસોમો આવે છે. ક્રોમોસોમ એ જીનોની હારમાળા છે. દરેક જીનમાં વારસાની સામગ્રી રહેલી છે. વ્યક્તિમાત્રને શરીરનો બાંધો ને ઊંચાઈ, આંખો ને વાળનો રંગ, આયુર્મર્યાદા, રોગો થઈ આવવાની શક્યતા, ધંધાનું કૌશલ, બુદ્ધિમતા, ખોડ અને બીજી બાબતો મા અને બાપમાંથી વારસામાં મળે છે, વારસાની બાબતો નક્કી કરનાર જીનો છે.

માતાના ૨૪ ક્રોમોસોમો ને પિતાના ૨૪ ક્રોમોસોમો એકઠા મળવાથી બાળકનો દેહ બંધાય છે. બંને

---

પડઘો પાડ્યો. બંને જણા નીચે ઊતરી ઊભા. ઓશરીના ઉંબરા પર કોડિયું લઈને છોકરી ઊભી હતી. એના ઝાંખા પીળા પ્રકાશમાં સૌના મોં ઉપરનો ભાવ વધુ ઊંડો—વધુ અસરકારક ચિતરાયે જતો હતો.

'ઠીક, મા, અમરતબેન.' બન્નેએ હાથ જોડ્યા.

'કેમ તારે અબોલાં લેવાં છે, ભાઈનો કરીઆવર ન ગમ્યો ?' હિતુએ છોકરી તરફ હસીને પૂછ્યું. એ મુંગી રહી, ગરમ તેલમાં ગરમ...ગરમ...ઉમેરાયે જતાં હતાં.

'ગાંડી, રડવા માંડી ? મેં બધાં ગીત જૂઠાં જૂઠાં ગાયાં લાગે છે. ભૂલી ગઈ—

લોજે બેની હામ નો ભાંગે
રે લોજે બેની વેદના જાગે
તું એ રણબંકડા કેરી બહેન
ફુલાતી રાખજે છાતી રે—
સુના સમદરની પાળે.'

એણે ધીમેથી ગાયું ને બારણા તરફ જવા એક ડગલું ભર્યું.

'તું ત્યાં કેટલા દિવસ રોકાવાની છે?' એણે અટકીને પૂછ્યું.

'ત્રણ' છોકરીએ આંસું લૂછી ઊંચું જોયું.

'ત્યારે તું અહીં આવીશ, ત્યાં સુધી અમે અહીં રોકાશું, એ દરમ્યાન શીવો ને અરજણભાઈ આવે તો મળી લેશું. બસ—તારો એકાદ રાસડો કનુભાઈને સાંભળવો છે. આવીને ગાઈશ ને ? કે અબોલાં રાખવાની ?' છોકરી સહેજ હસી.

'હાં—હવે બસ. અમે ઉપડીએ ત્યારે અપશુકન ન થવાં જોઈએ. રોવું એ તો અપશુકન ગણાય.' એણે મોં ફેરવી અંધારામાં ડગલું ભર્યું. પવનનો ઝપાટો આવ્યો ને પાછલું કોડિયું બુઝાઈ ગયું.

શૂન્ય શબ્દાતીત અંધકારે ત્રણે સ્ત્રીઓને ઘેરી લીધી.







પ્રકારના ક્રોમોસોમોમાંથી ગમે તે બે એકઠાં મળી જોડકાંમાં ગોઠવાય છે. આનાં જે પ્રકારનાં જોડકાં બંધાય એ રીતના વ્યક્તિના દેહના ઘાટ અને ગુણોનું સર્જન થાય છે. આ કારણસર જ તમે તમારા ભાઈઓ અને બહેનો કરતાં જુદા પડો છો. એક કુટુમ્બનાં બાળકો જુદાં પડે છે. અરે વ્યક્તિએ વ્યક્તિમાત્ર એક બીજાથી જુદી પડે છે.

સમજવા ખાતર વિચારો કે ક્રોમોસોમોનાં ચાર જોડકાં છે. આમાંનાં અડધાં માતાનાં છે ને બાકીનાં અડધાં પિતાનાં છે. આમાંથી દરેકનું એક એક ક્રોમોસોમ લઈ બીજા સાથે ગોઠવી બની શકે એટલાં જોડકાં બનાવો. આવી મેળવણી કરતાં કેટલાં જોડકાં બનશે! બરાબર સોળ જોડકાં બને છે. જેમાં દરેક મેળવણી બીજા કરતાં જુદી પડે છે.

આ તો ચાર જોડકાંની વાત થઈ. હવે એમાં એક જોડ ઉમેરો. પાંચ જોડની એક બીજા સાથે મેળવણી કરી જોડકાં ગોઠવવામાં આવે તો બરાબર ૩૨ જોડકાં તૈયાર થાય છે. આમ એક નવી જોડ ઉમેરાતાં મેળવણીનાં જોડકાંની સંખ્યા બેવડી થાય છે. આ રીતે ૨૪ જોડ ક્રોમોસોમોની એક બીજા સાથે મન ફાવે એવી જોડ બંધાતાં, એકબીજાથી તદ્દન જુદાં એવાં ૧૬૭૭૭૨૧૬ જોડકાં તૈયાર થાય છે. આનો અર્થ એ થયો કે દરેક મા-બાપ આટલી બધી સંખ્યામાં વારસામાં આપવાની સામગ્રીનાં જોડકાં નિપજાવી શકે છે. પણ ગર્ભાધાન થતાં આમાંનું ફક્ત એક જ જોડકું ઉપયોગમાં આવે છે.

હવે તમારા જન્મની વિગત વિચારો. તમારા શરીરનો અડધો ભાગ બાંધનાર પિતાનો શુક્રકોષ છે તો બીજો અડધો ભાગ બાંધનાર માતાનો બીજકોષ છે. ૧૬૭૭૭૨૧૬ શુક્રકોષોમાંનું ફક્ત એક જ બળવાન શુક્રકોષ માતાના ખાસ બીજકોષમાં યથેષ્ટ સમયે મળવાથી ગર્ભાધાન થાય છે. આવું તો ફક્ત ૩૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ વખતમાં એક વખત જ થવું શક્ય છે! આમાં અકસ્માતને સ્થાન જ ક્યાં છે? આ તો ફક્ત 'તક' ની જ બાબત છે, આ સાથે બીજાં બળો વિચારતાં આબેહુબ તમારા જેવો બીજો માનવી ઉત્પન્ન થવો તદ્દન અશક્ય બલ્કે અસંભવિત છે.

કોઈ ઇષ્ટ પળે વિશિષ્ટ શુક્રકોષનું વિશિષ્ટ બીજકોષ સાથે મિલન થવાને પરિણામે એકાદ બુદ્ધ, દયાનંદ, શિવાજી, ટાગોર કે ગાંધીજીનો જન્મ સંભવિત બને છે આવી કોઈ 'તક' ના પરિણામે જ આપણું બાળક બુદ્ધિવાન કે બોથડ, સોહામણું કે કદરૂપું, છ આંગળીઓવાળું કે ડાયાબેટિસ થઈ આવવાની શક્યતાવાળું, ઓગણીસ કે નેવું વર્ષની આયુર્મર્યાદાવાળું જન્મે છે. આ બધી સંભવિતતાઓ નક્કી કરનાર ક્રોમોસોમોના જોડકાંમાં રહેલાં જીનો છે.

હવે આગળ વાત વિચારીએ. ફલિત થયેલા બીજના બે ભાગલા પડે છે. દરેક ભાગમાં ૨૪ જોડ ક્રોમોસોમો આવી રહે છે. ફરીથી ભાગલા પડતાં બેના ચાર અને ચારના આઠ આમ ભાગલા પડે છે. આમ ભાગલાની ક્રિયા થતાં થતાં પિસ્તાલીસ વખત ભાગલા પડી પૂર્ણ વિકસિત બાળકનો દેહ થવા માટે ૨૬૦ પરાર્ધ કોષો નિપજે છે. એક કોષમાંથી કેટલા બધા કોષોની નિષ્પત્તિ!

અમુક શુક્રકોષનું અમુક બીજકોષ સાથે મિલન થવું એનો આધાર કોઈ 'તક' ઉપર છે. વળી આમાંના ક્રોમોસોમોની ગોઠવણી થવામાં આપણો હેતુ કે ઇચ્છા કાંઈ કામમાં નથી આવતાં. અમુક ઢબનાં જોડકાં બંધાવામાં પણ 'તક' રહેલી છે. હવે કહો આવું રહસ્યભર્યું ગર્ભાધાન થવામાં અકસ્માત ભાગ ભજવે છે કે કુદરતનું કાંઈ અકળ આશ્ચર્ય?



ગુજરાતી માસિકોમાં ઊર્મિ અતિ ઉચ્ચ સ્થાન ભોગવે છે. એ જોઈ—હું નિયમિત વાંચું છું—ખૂબ સંતોષ થાય છે.
—ધનસુખલાલ મહેતા [મુંબઈ] ૪-૩-'૫૫



ચુનીલાલ મડિયા

# અભિષેક

ભગવાન તો ભાવનાના ભૂખ્યા હોય છે. સમૃદ્ધિના રલછલ એને ખપતા નથી હોતી. એવી જ એક શ્રદ્ધાનો સાચો પુરાવો બતાવતી આ નાટિકા લેખકના નવા એકાંકી સંગ્રહ 'અભિષેક'માંથી અહીં મૂકી છે. ભાવના અને શ્રદ્ધાનો સુમેળ કેવો વણાયો છે........

પાત્રો

બે ચોકિયાતો : ડોસી : ચામુંડરાય : પુરોહિત

સ્થળ : વિંધ્યગિરિની તળેટી.

સમય : ઇસ્વીસન ૧૦૨૮ ના માર્ચની ત્રીજી તારીખ ને રવિવારનો પ્રાતઃકાળ.

[ તળેટીમાંની સેનાપતિ ચામુંડરાયની છાવણી તરફ જવાનો માર્ગ દેખાય છે. માર્ગ વચ્ચે બે પહેરેગીરો હથિયાર લઈ ને બેઠા છે.

બહારથી પ્રવેશ કરનાર માણસો ડાબી બાજુથી આવીને જમણી બાજુ તળેટીની દિશામાં જાય એવી યોજના છે.

પશ્ચાદ્‌ભૂમાં નાનકડી ટેકરી ઉપર ગોમટેશ્વરની પ્રતિમાની આછીપાળતી આકૃતિ દેખાય છે. પ્રતિમાની આજુબાજુ વાંસ–વળીની ઊંચી પાજ બાંધેલી છે.

પડદો ઊપડતાં, એક પહેરેગીર બીજા ઊંઘતા પહેરેગીરને ઢંઢોળીને જગાડતો હોય છે.]

પહેલો : અલ્યા, તને અહીં ઊંઘવા બોલાવ્યો છે કે ચોકી કરવા ?

બીજો ( અર્ધનિદ્રિત અવસ્થામાં ): હં...હં...

પહેલો : હં...હં શું કરે છે ? આ ધોળે દિવસે ઝોકાં ખાય છે તે શરમાતો નથી ?

બીજો : હં...હં...

[ મોટું બગાસું ખાઇને ફરી ઊંઘી જાય છે.]

પહેલો : લ્યો ! ઝોકું ખાવાને બદલે ભાઈસાહેબે બગાસું ખાધું ને ફરી પાછાં વેંગણ જોખવા માંડયાં ! અલ્યા, તને અહીં પહેરો ભરવા બેસાડયો છે કે રમત કરવા ?

બીજો ( ઊંઘમાં બબડતો ) : જરાક જંપવા દે ને ! આખી રાતનો ઉજાગરો...

પહેલો : લ્યો ! સાંભળો સમાચાર ! અલ્યા, ઉજાગરો કરીને પહેરો ભરવા સારુ તો આપણને અહીં બેસાડયા છે. તું એમ સમજે છે કે ચામુંડરાયે તને ચોખા ચડાવવા સારું અહીં મૂક્યો છે, મૂરખના શિરોમણિ !

બીજો : માથું ભારે થઈ ગયું છે. પાંપણ ઊઘડતી જ નથી.

પહેલો : આ તો મોટો દલ્લીનો શહેનશાહ નીકળ્યો ! કોઈ બોલે એમાંય એને કકળાટ લાગે ! ( બે હાથ વડે ઢંઢોળીને મોટે અવાજે ) નવાબના દીકરા, હવે ઝટ હાથિયારપડિયાર લઈ ને સાબદો થઈ જા, નહિતર ચામુંડરાયની સવારી આવશે ને તને ઊંઘતો ભાળશે તો ઊભો ને ઊભો ચીરી નાખશે—

બીજો ( ઝબકીને જાગતાં ) : સવારી ? સેનાપતિની સવારી ? આવી પહોંચી કે શું ?

પહેલો : ના, ના. એ તો હજી તારી ઊંઘ પૂરી થાય ત્યાં સુધી વાટ જોતી ઊભી રહેશે. રાજાનો પાટવી ન જોયો હોય તો !

બીજો ( આંખો ચોળતાં ) : પણ હજી સૂરજ તો ઊગ્યો નથી !

પહેલો : સૂરજ ત્યાં આથમણે નહિ, ઊગમણે ઊગે છે, અકલના ઓથમીર ! આ તરફ નજર કર, વાંસ એક ઊંચો ચડી ગયો છે !

બીજો : પ્રતિમાના અભિષેકને તો હજી વાર છે ને ?

પહેલો : હવે કેટલી વાર ? ચોઘડિયું તો શરૂ થઈ ગયું છે. ને ભૂદેવો ક્યારના મંત્રો બોલે છે એ સાંભળતો નથી ? હવે તો ચામુંડરાય આવે એટલી જ વાર.

બીજો : ( પૂર્વ તરફ નજર કરતાં ) : અરે, બાહુબ-





લીની મૂર્તિ ક્યાં ગઈ! મને તો, મૂર્તિને બદલે વાંસ-વળીનું જંગલ જ દેખાય છે.

પહેલો : એ તો અભિષેક કરવા માટે પ્રતિમા ઉપર પાજ બાંધી છે. સાઠ હાથ ઊંચી મૂર્તિના માથા પર દૂધ રેડવાનું તે પાજ બાંધ્યા વિના પહોંચાય શી રીતે?

[ દૂધના દેગ ભરીભરીને માણસો પસાર થાય છે. ]

બીજો (આશ્ચર્યથી): અરે! આટલું બધું દૂધ? રાત આખીમાં કેટલા બધા દેગ ભરીભરીને દૂધ આવ્યું!

પહેલો : તે ન આવે? આ તો બાહુબલી ભગવાનની પ્રતિષ્ઠા કરવાની છે.

બીજો : તે આ બધુ દૂધ-ઘી એમ ને એમ ઢોળી નાખશે?

પહેલો : ઢોળી નાખશે એમ ન બોલાય, મૂરખ! ભગવાનના માથા ઉપર અભિષેક કરશે, એમ કહે.

બીજો : પણ આમાં તો કેટલું બધું ખરચ થશે!

પહેલો : તે કાંઈ તારી પાસેથી માગવા નહિ આવે.

[ એક ડોસી હાથમાં નાળિયેરની કાચલીમાં કશુંક પ્રવાહી લઈને આવે છે અને તળેટી તરફ આગળ વધે છે ત્યાં જ પહેરેગીરો એને પડકારે છે. ]

બીજો : એય ડોસી, કોણ છો તું?

ડોસી : હું અહીં બેળગોળને કાંઠે રહું છું.

પહેલો : તારું નામ શું?

ડોસી : મારું નામ ગુલ્લકાયજી.

બીજો : આમ ક્યાં જાય છે?

ડોસી : મારા ભગવાનનાં દર્શન કરવા.

પહેલો : તારા ભગવાન! કોણ છે તારા ભગવાન?

ડોસી : જુઓ! પણે વિન્ધ્યગિરિ ઉપર ઊભા એ બાહુબલીજી!—જે ક્રોધને જીતીને કેવળી થયા!

બીજો : પણ તેં ગોઠી મહારાજની રજા લીધી છે?

ડોસી : ભગવાનનાં દર્શન કરવામાં વળી રજા કોની લેવાતી હશે?

પહેલો : તે તું સેનાપતિની કાંઈ સગી થાય છે?

ડોસી : મારે તો આ દુનિયામાં કોઈ સગુંસાગવું નથી

બીજો : તો તારાથી તળેટીમાં નહિ જવાય.

ડોસી : ભગવાનનાં દર્શનમાં આડે આવીને શાલા અંતરાય કર્મ શું કામે બાંધો છો, ભાઈ?

પહેલો : ભાઈ, અમે તો ચિઠ્ઠીના ચાકર. સેનાપતિ ચામુંડરાયના હુકમ પ્રમાણે—

ડોસી : સેનાપતિ તો કેવા હળુકર્મી જીવ છે! એટલે તો એણે ડુંગર ઉપર ભગવાનની આવડી ઊંચી મૂર્તિ કોતરાવી. એવા જ્ઞાની માણસ આવો હુકમ કરે ખરા?

બીજો : ડોસી, તું બહુ કચકચ કર માં ને જ્યાંથી આવી હો ત્યાં પાછી ચાલી જા!

ડોસી : નહિ જાઉં. મારા નાથના ચરણકમળમાંથી પાછી નહિ જાઉં.

પહેલો (બીજાને ઉદ્દેશીને): આ ડોસી ગાંડી લાગે છે.

બીજો : મનેય એવો જ વહેમ છે. (ડોસીને) આ તારા હાથમાં શું છે?

ડોસી : નાળિયેરની કાચલી છે, ભાઈ!

પહેલો : પણ એમાં ભર્યું છે શું?

ડોસી : મારી ગવરી ગાયનું દૂધ—

બીજો : દૂધ! તું પણ દૂધ લઈને આવી છે?

ડોસી : હા, મારા ભગવાનનો અભિષેક કરવા (બંને ચોકિયાતો હસી પડે છે.)

પહેલો : આટલું પાવળુંએક દૂધ લઈને તું આ ભગવાનનો અભિષેક કરવા આવી છે?

ડોસી : મારા ગરીબ ઘરમાં વધારે તો ક્યાંથી હોય?

બીજો (હસતાં હસતાં): ને એય વળી, બીજું કાંઈ ઠામ ન જડ્યું તે નાળિયેરની કાચલી ભરીને લાવી છે!



ડોસી : સહુના ઘરમાં સોનારૂપાનાં ઠામ થોડાં હોય છે, ભાઈ?

પહેલો : અરે, પણ આ પ્રતિમા છે પૂરા સાઠ હાથ ઊંચી, ને તું આ દૂધ લાવી છે, એ પૂરાં સાઠ ટીપાંય નહિ હોય.

ડોસી : ભલેને ન હોય! ભગવાન તો ભાવનાના ભૂખ્યા છે, ભાઈ!

બીજો (રોષથી) : ડોકરી, તું તો અમારી ને ભેગી ભગવાનનીય ઠેકડી કરવા આવી છે! નીકળ અહીંથી!

ડોસી : આવું આવું બોલીને તમે જ ભગવાનની ઠેકડી કરી રહ્યા છો!

પહેલો : જીભ કાંઈ બહુ વધી છે? મેલું કે માથામાં આ દંડુકો?

બીજો : ભલી થઈને ભાગી નીકળ, નહિ તો હાડકાં ખોખરાં થઈ જાશે.

ડોસી : તમે પહેલા આરાના મૂઢમતિ જીવ જેવા લાગો છો. આવું આવું બોલીને કોઈને મારી નાખવાની રાવઈ શું કામે વહોરો છો?

[દૂરથી ડંકા નિશાનના અવાજો નજીક આવતા સંભળાય છે]

પહેલો : સેનાપતિની સવારી આવી પહોંચી! ડોસી, જીવ વહાલો હોય તો આઘીપાછી થઈ જા, નહિતર કચડાઈ મરીશ.

ડોસી : મારા ભગવાનને આટલું ચાંગળું દૂધ ચડાવ્યા વિના હું નહિ મરું.

[લાવલશ્કર ને દોરદમામ સાથે સેનાપતિ ચામુંડરાય પસાર થાય છે. એને ઉદ્દેશીને ડોસી કાલું કાલું કરગરવા માંડે છે.]

ડોસી : સેનાપતિજી, મને તમારી ભેગી તળેટીમાં લઈ જાવ! મને મારા ભગવાનનો ભેટો કરાવો! મારું આટલું દૂધ ભગવાનને માથે ચડાવવા દિયો!

[ડોસીને કરગરતી જોઇને ચામુંડરાય ચમકે છે.]

ચામુંડરાય (પહેરેગીરને) : કોણ છે આ ડોસી?

પહેલો : એ એ તો ગાંડી છે, ગાંડી!

ચામુંડરાય : એને બહાર કાઢો અહીંથી.

[ચામુંડરાય તળેટી તરફ જાય છે.]

ડોસી : હું તો અત્યાર સુધી એમ સમજતી હતી કે તમે બે સિપાઈ જ મૂઢમતિ જીવ છો. પણ હવે ખબર પડી કે તમારા સેનાપતિ તો તમારાથી ય વધારે મતિમૂઢ છે!

પહેલો : ફરી પાછી જીભ વધી કે?

બીજો : તારો લવારો બંધ કર. નહિતર ભોંયભેગી થઈ જઈશ.

ડોસી : અરે પામર જીવ, આ સેનાપતિ જેવા મિથ્યાત્વી માણસની સેવા કરો છો એના કરતાં આ સામે વિન્ધ્યગિરિ ઉપર ઊભા છે એ વીતરાગ પ્રભુને પૂજો તો કર્મનાં બંધન તૂટી જાશે ને ભવસાગર તરી જશો.

[તળેટીની દિશામાં સેનાપતિ ચામુંડરાયના નામના જયઘોષ સંભળાય છે.]

ડોસી : આ સેનાપતિના જયજયકારના ઘોંઘાટમાં જિનપ્રભુની મૂંગી-મધુરી વાણી તો કોને કાને પડે? ગોશાલક જેવા પાપકર્મી જીવના કાનમાં વીર પ્રભુનાં બે વેણ પડ્યાં હતાં એમાં તો એ સંસાર તરી ગયો.

પહેલો : ડોકરી, હવે તારો બબડાટ બંધ કરીશ? કે પછી આ બંદૂક ઉપાડું?

ડોસી (હસી પડતાં) : મને તમારા ઉપર દયા આવે છે. અરે અભાગિયા જીવ, કરુણામૂર્તિથી હાથ-વેંત જેટલા નજીક ઊભા છો છતાંય તમારા હૃદયમાં હજી કરુણાનો છાંટો નથી!

બીજો : આ ડોસીને હવે પાંસરી દોર કર્યા વિના છૂટકો નથી. આપણા બળનો પરચો બતાવીશું નહિ ત્યાં સુધી અહીંથી ખસશે નહિ.





ડોસી (મોટેથી હસીને): બળનો પરચો! બળ તો દુનિયામાં એક બાહુબલીનું જ. મોટાભાઈ ભરત ઉપર પ્રહાર કરવા મુઠ્ઠી વાળીને હાથ ઉગામ્યો, પણ તરત ક્રોધને જીતી ગયા ને એ જ મુઠ્ઠી વડે પોતાનું કેશલુંચન કરી નાખ્યું...ને દીક્ષા લઈને મોક્ષ પામ્યા.

[ તળેટીમાંથી મંત્રોચ્ચારનું સમૂહગાન સંભળાવા માંડે છે. પહેરેગીરો તળેટીની દિશામાં તાકી રહે છે. ]

પહેલો: હં, જુઓ હવે અભિષેક શરૂ થાય છે!

બીજો: પાજનાં પગથિયાં ઉપર ઘી-દૂધના ઘડા પહોંચવા માંડ્યા.

ડોસી: મનેય મારું આટલુંક દૂધ પહોંચાડવા દોને, ભાઈ!

[ પહેરેગીરો ખડખડાટ હસી પડે છે. ]

પહેલો: ડોસી, તને કેટલાં વરસ થયાં હશે?

ડોસી: હું કાંઈ ભણેલગણેલ થોડી છું, કે મને વરસ ગણતાં આવડે?

પહેલો: પણ અટકળે કેટલી દિવાળી જોઈ?

ડોસી: આ ભગવાન જેટલા હાથ ઊંચેરા છે એટલી દિવાળી જોઈ હશે એમ લાગે છે!

બીજો: ભગવાન તો સાઠ હાથ ઊંચા છે. તને સાઠ વરસ થઈ ગયાં?

પહેલો: એટલે જ સાઠે બુદ્ધિ નાઠી જેવું થયું લાગે છે! નહિતર, ગોમટેશ્વરને કાચલીભર દૂધ ચડાવવાનું ગાંડપણ તને સૂઝે ખરું?

ડોસી: એમાં ગાંડપણ વળી શાનું ભાઈ? સંસારત્યાગી સાધુ તો ગમે એવા ગરીબને ઘેરથી ય ગોચરી વહોરે તો આ ગોમટેશ્વર ભગવાન મારી કવલી ગાયનું આટલું અર્ઘ્ય નહિ સ્વીકારે શું!

[ મંત્રધ્વનિ વધારે ઘેરો બને છે અને પહેરેગીરો પ્રતિમા તરફ તાકી રહે છે. ]

પહેલો: જુઓ, હવે પ્રથમ કુંભ રેડાશે!

ડોસી: કુંભ ભલે રેડાય, પણ મને મારી આ ટચુકડી કાચલી પણ રેડવા જવા દો!

પુરોહિતોના અવાજો: અથાતોભિષેક.

[ ડોસી પરાણે તળેટી તરફ જવા મથે છે ]

ડોસી: મને જવા દો! મારા ભગવાન પાસે જવા દો!

પહેલો: ડોકરી, અહીંથી જરા ય ખસી છે તો ખોખરી કરી નાખીશ.

બીજો: ને હવે એક અક્ષર પણ બોલી છે તો ગળચી દાબી નાખીશ.

[ ડોસી કપાળ પર હાથનું છાજું કરીને અભિષેકવિધિ અવલોકી રહે છે. ]

ડોસી (સંતોષથી): વાહ! મારા પ્રભુને મસ્તકે પ્રથમ કુંભ રેડાયો...!

પહેલો (આશ્ચર્યથી): પણ અરે, પંચામૃતની ધારા પ્રતિમાને સ્પર્શતી કેમ નથી?

બીજો (આશ્ચર્યથી): ઘડોએક ઘી દૂધ બધું ગયું ક્યાં!

પુરોહિતોના અવાજો: પુનશ્ચ! પુનશ્ચ!

[ તળેટીમા આશ્ચર્યોદ્‌ગારોનો ઘોઘાટ મચી રહે છે. ]

ડોસી: પહેલો કુંભ રેડાયો એનું શું થયું ભાઈ! મને તો હવે આંખે ઝાંખ આવે છે એટલે બરાબર સૂઝતું પણ નથી.

પહેલો: એ તો પ્રતિમાનો પથ્થર હજી સુધી સાવ કોરો હતોને, એટલે એને ધારાવાડી અડકતી નથી.

બીજો: હવે બીજો કુંભ ઢલવાય છે, જુઓ!

ડોસી: બીજો પણ ઢલવાયો, પણ મને હજી એની ધારા ક્યાંય દેખાતી નથી. તમારી ઝીણી આંખે કાંઈ દેખાય છે, ભાઈ?

પહેલો: ના, અમને પણ કાંઈ નથી દેખાતું.

બીજો: આ તો કૌતુક થયું!

પુરોહિતના અવાજો: પુનશ્ચ! પુનશ્ચ!

પહેલો: હં, હવે બરાબર! ત્રીજો કુંભ આવ્યો—



બીજો : ને ઢોળાવાયો.

ડોસી : પણ એની ધારા તો હું ભાળતી નથી! કે પછી મારી આંખ હવે સાવ ખોટી થઈ ગઈ છે?

પહેલો : અમનેય કાંઈ કળાતું નથી!

ડોસી : અરે! આટલા અભિષેકમાં તો મારા પ્રભુ આપાદમસ્તક નાહી રહેવા જોઈએ, એને બદલે આ શું? હજી સુધી પંચામૃતનું એક બૂંદ પણ કેમ એમની કાયા ઉપર કળાતું નથી!

[ તળેટીમાં જબરો કોલાહલ મચે છે. ]

પુરોહિતોના અવાજો : વિઘ્ન! મહાવિઘ્ન! દૈવી વિઘ્ન!

પહેલો : ડોકરી તેં અહીં આવીને અભિષેકમાં વિઘ્ન ઊભું કર્યું લાગે છે.

ડોસી : વિઘ્ન ઊભું કરવાનું મારા જેવી ગરીબ બાઈનું શું ગજું?

બીજો : સેનાપતિની સવારીમાં આડે ઊભીને તેં અપશુકન કરાવ્યાં!

ડોસી : હું તો વિધવા છું–ગંગાસ્વરૂપ છું. મારું દર્શન કરીને તો માણસ પાવન થાય. એને અપશુકન નહિ, શુભ શુકન થાય!

પહેલો : પાછો તારો બબડાટ શરૂ થઈ ગયો!

[ ચામુંડરાય અને પુરોહિતો તળેટી બાજુથી પ્રવેશે છે ]

ચામુંડરાય (પહેરેગીરોને) : સવારી નીકળી ત્યારે અહીં કોઈ ડોસી ઊભી હતી?

પહેલો : જી, હા. આ ઊભી—

ચામુંડરાય : એ કશુંક કરગરતી હતી?

બીજો : જી, હા. આ કાચલીમાં દૂધ ભરીને લાવી છે, ને ભગવાનને મસ્તકે અભિષેક કરવાની વાત કરે છે!

પહેલો : અને અમને ક્યારની પજવે છે!

ચામુંડરાય : એ પજવવા નથી આવી; આપણા ઉપર કૃપા કરવા આવી છે.

પુરોહિતો : એને હાથે જ મસ્તકાભિષેકનો પ્રારંભ થઈ શકશે.

ચામુંડરાય (ડોસીને) : માતાજી, મંડપમાં પધારવાની કૃપા કરશો?

ડોસી : મને તો તમારા સિપાઈડા મારી નાખશે—

ચામુંડરાય : તમારી કૃપાથી જ અમારાં જીવન સાર્થક થશે.

પુરોહિતો : તમારે હાથે જ પ્રતિમાની પ્રતિષ્ઠા થઈ શકશે.

ચામુંડરાય : ચાલો સત્વર ચાલો, માતાજી! અભિષેકનો મુહૂર્તકાળ વીતી રહ્યો છે.

[ સેનાપતિ ડોસીને વંદન કરે છે અને પ્રેમપૂર્વક હાથ ઝાલીને તળેટી તરફ દોરી જાય છે. ]

પહેલો : અલ્યા. આ ડોસીએ તો આપણો દાટ વાળી નાખ્યો!

બીજો : ભારે પહોંચેલ નીકળી!

પહેલો : જરૂર એણે કાંઈક વિદ્યા–બિદ્યા અજમાવી હશે.

બીજો : એ વિના આવું કૌતુક થાય ખરું!

[ બન્ને જણા વાતો કરતાં ફરી તળેટીની દિશામાં તાકી રહે છે. ]

પહેલો : અરે ડોસીને તો સેનાપતિની પાલખીમાં બેસાડી!

બીજો : ને આખી પાલખીને પાજ ઉપર ચડાવી.

પહેલો : હજી એણે હાથમાં પેલી કાચલી તો એમની એમ જ ઝાલી રાખી છે!

બીજો : ભેંસના ડોળા જેટલુંક એ દૂધ પ્રતિમાની આવડી કાયાને અડશે ય ખરું!

પહેલો : હમણાં સહુની ઠેકડી થાશે. સેનાપતિજી મોટે ઊપાડે એને પાજ ઉપર ચડાવે છે પણ અમ- ઘડીએ સહુ ભોંઠા પડશે!

બીજો : લ્યો પાલખી તો પાજને છેલ્લે પગથિયે પહોંચી પણ ગઈ!

[ સામુહિક મંત્રોચ્ચાર સાથે પુરોહિતના અવાજો સંભળાય છે. ]

પુરોહિતોના અવાજો: અથતો અભિષેકઃ આરબ્ધઃ મહામસ્તકાભિષેકઃ શ્રી શ્રી ગોમટેશ્વરસ્ય જય !

બીજો: અલ્યા, હું હજી ઊંઘું છું ?

પહેલો: તારી ઊંઘ તો મેં ક્યારની ઉડાડી દીધી છે, એ જાણતો નથી ?

બીજો: તો પછી પણે પાજ ઉપર હું ભાળું છું એ સાચું છે કે સપનું છે? હું હજી સોણામાં તો નથી ને ?

પહેલો: ના, ના, સાચુ જ છે, સંધુંય સાચું છે. જો, જો, ડોસીએ એની કાચલી ઊંધી વાળીને ભગવાનના માથા ઉપર દૂધ રેડયું !

બીજો: અરે, આ તો જાણે દૂધનો વરસાદ વરસ્યો ! મુશળધાર ! અલ્યા, એની કાચલીમાં આટલું બધું દૂધ સમાણું કેમ કરીને ?

તળેટીમાંથી અવાજો: શ્રી શ્રી ગોમટેશ્વરનો જય ! શ્રી શ્રી ગુલ્લકાયજીનો જય !

પહેલો: અલ્યા, આ ગુલ્લકાયજી ડોસીએ તો ગજબનો કીમિયો કર્યો કાંઈ!

બીજો: જો તો ખરો ! હજી એની ધારવડી હાલ્યા કરે છે !

પહેલો: આ તો ભગવાન ઉપર બારેય મેઘ ખાંગા થયા હોય એટલું દૂધ વરસી રહ્યું છે.

બીજો: તળેટી આખી દૂધથી તરબોળ થઈ ગઈ!

પહેલો: ને એનું વહેણ હજી આની કોર આવતું લાગે છે!

બીજો: આપણે એમાં તણાઈ તો નહિ જઈએ ને ? મને તરતાંય નથી આવડતું.

પહેલો: મને તો આ બધું સાચું માનવામાં નથી આવતું. અલ્યા, હવે હું તને એક વાત પૂછું ?

બીજો: એકને બદલે બે વાત પૂછને ભાઈ!

પહેલો: આ સપનું છે કે સાચું છે? હું અટાણે ઊંઘું છું કે જાગું છું ?

બીજો: હું પણ એ જ પૂછું છું. હું સોણામાં છું કે જાગતો છું ?

પહેલો: આમાં કોણ કોની પરીક્ષા કરે ? ને કોણ કોને જવાબ આપે?

બીજો: ઓલી ડોસીને અહીંથી પાછી નીકળવા દે. એને જ પૂછી જોઈશું.

*

પ્રો. જશભાઇ કા. પટેલ

## હૈયું બેઠો હારી

હૈયું બેઠો હારી રે !
આજ લગીનાં બંધન દુવારનાં
તેં નાખ્યાં ઉઘાડી રે !
હું તો હૈયું બેઠો હારી રે !
ન્હોતો હાર્યો જીવનભર જે; પલમાં બેઠો હારી;
જીત માણી'તી સદૈવ તેણે આખરહાર સ્વીકારી !
શો જાદુ કહે પાસ તારી ?
હું તો હૈયું બેઠો હારી રે !
તારી જીતમાં મારી જીત, મેં લીધી વાત વિચારી,
તું હું એક, પછી કોણ ગયું જીતી, કોણ જ હારી ?
હારજીત સૌ ત્હારી-મ્હારી !
હું તો હૈયું બેઠો હારી રે !

★



નાથાલાલ દવે

# ગુરુદેવનું શાંતિનિકેતન

રવીન્દ્રનાથ ટાગોર—એ નામથી આજે ભારત વિશ્વભરમાં જાણીતું છે. એમની એ પ્રતિભા અને પારાયણની તપોભૂમિ જેવું શાંતિનિકેતન આજે પણ ચૈતન્ય રેલાવે છે. એ પુણ્યભૂમિનું દર્શન કરીને આ પ્રવાસમાળાના કવિ-લેખક પણ કેવા ખીલી ઊઠે છે...

એકદા આ ભારતના કયા વનતલે
કોણ હે મહાન પ્રાણ! કયા આનંદબલે
ઉદાત્ત કર્યો ઉચ્ચાર, સુણો વિશ્વજન!
સુણો અમૃતના પુત્ર! સુણો, દેવગણ!
દિવ્યધામવાસી! આજે મેં લીધો છે જાણી
અંધાર પારેથી એક દિવ્ય જ્યોતિર્મય
મહાન્ત પુરુષ. માત્ર તેને જાણ્યા થકી
મૃત્યુને ઉલ્લંઘી શકો, અન્ય માર્ગ નથી.
ફરી વાર આ ભારતે કોણ દેશે આણી
એ મહા આનંદમંત્ર, એ ઉદ્દાત વાણી
સંજીવની, સર્વ મૃત્યુ તણી મૃત્યુંજય
પરમ ઘોષણા, એ એકાંત નિર્ભય
અનંત અમૃતવાર્તા? મૂર્છિત ભારત!
એ જ એક માર્ગ તારો, નહીં અન્ય પથ.

પરાધીન ભારતનું મસ્તક જ્યારે અગૌરવ અને અપમાનના ભારથી નીચું નમ્યું હતું, પ્રજાજીવન અનેક ક્ષુલ્લક કલહોની તુચ્છતામાં છિન્ન ભિન્ન થઈ ગયું હતું ત્યારે રવીન્દ્રનાથનો અહીં જન્મ થયો અને સૌંદર્યથી રસાએલી ઉદાત્ત વાણીમાં તેમણે આનંદના અક્ષય અમૃતલોકની વાત કરી. ઉપનિષદ્ કાળના તપોવનમાંથી ભૂલા પડેલા મહર્ષિ સમા એ કવિવરની પ્રચંડ પ્રતિભા તેમના એંશી વર્ષના દીર્ઘ આયુષ્યકાળ દરમ્યાન ભારતવર્ષ પર સૂર્યના જેવા પ્રભાવથી પ્રકાશતી રહી. ઉપરના કાવ્યમાં જે આનંદમંત્રની, જે સંજીવનીની તેમણે વાત કરી છે તે તેમણે જ ભારતને આપી. રાષ્ટ્રનો ખોવાયેલો પ્રાણ પાછો તેમની કવિતામાં પ્રાપ્ત થયો.

અનુપમ સુંદર નવલિકાઓ, નવલકથાઓ, નાટકો અને અદ્ભુત કાવ્યોનું સર્જન કરતા કરતા કવિ શિક્ષણ તરફ કેવી રીતે વળ્યા અને ૧૯૦૨માં કલકત્તાથી સાઠ માઈલ દૂર બોલપુર પાસે આ આશ્રમમાં શાંતિનિકેતનની તેમણે શા માટે સ્થાપના કરી તેની વાત તેમણે અનેક વાર કરી છે. કવિના પારાવાર પરિશ્રમથી આશ્રમ વિકસ્યો. ૧૯૨૧માં વિશ્વભારતીની સ્થાપના થઈ. અને ૧૯૫૦માં વિશ્વભારતી વિશ્વવિદ્યાલય બન્યું.

આશ્રમની આસપાસ ક્ષિતિજ સુધી વિસ્તરતાં ખુલ્લાં મેદાન છે, વચ્ચે વચ્ચે ખજુરીનાં ઝાડો ઊભાં છે. લાલ રંગની જમીન છે. વરસાદનું પાણી વહેવાથી તેમાં નાના ખાડાટેકરા થયા છે. દૂર સાંતાલ લોકોનાં પલ્લી (ગામડાં) દેખાય છે. પુકુર (તળાવ)નાં ભૂરાં પાણી તાપમાં ચમકે છે. આ નિર્જન ખેતરો વચ્ચેથી વાંકોચૂંકો માર્ગ જાય છે અને પ્રવાસીઓને દૂરથી ઊંચાં શાલવૃક્ષો અને આંબલીની ઘટાથી ઘેરાયેલું એવું મંદિર અને શાંતિનિકેતનની મુખ્ય ઈમારત નજરે ચડે છે. પ્રવેશદ્વાર પર ધ્યાનમંત્ર કોતરેલો છે, ' एकमेवाद्वितीयं आनंदरुपं अमृतं यद्विभाति. '

પહેલાં આવ્યું હિંદીભવન. પછી આવ્યું ચીનીભવન. પરશાળમાં નંદબાબુનાં ચિત્રો જોતાં જૂની વાત યાદ આવી.

એક દિવસ નંદબાબુ ઝડપભેર ચીનીભવનમાં આવ્યા. વિદ્યાર્થીને કહે, ' જા, મારી મોટી પીછી લઈ આવ.' વિદ્યાર્થી પીછી લાવ્યો પણ નંદબાબુએ ધારેલી તે નહીં. ગુસ્સાથી નંદબાબુએ હાક મારી, ' ભાગ, ભાગ અહીંથી.' વિદ્યાર્થી માસ્ટર મોશાયનું ઉગ્ર સ્વરૂપ જોઈને ભાગ્યો.

નંદબાબુએ ખિસ્સામાંથી રૂમાલ કાઢ્યો. તેનો ગોળ વીંટો કર્યો. રંગમાં ઝબોળીને ભીંત પર આલેખન શરૂ કર્યું. ' નટીર પૂજા ' ની ચિત્રમાળા તૈયાર થવા લાગી.

કવિવરના પુત્ર રથીનદા ગાતા ગાતા દાદર ચડ્યા. નંદબાબુએ બૂમ મારી, ' કોણ છે એ? જાવ, ભાગો અહીંથી.' રથીનદા ચૂપચાપ દાદર ઊતરી ગયા.





માસ્ટર મોશાયને આજ સર્જનની ધૂન લાગી છે. ચિત્રની રૂપરેખા તૈયાર થતી જાય છે. રાજા ભગવાન બુદ્ધની પૂજાની મનાઈ ફરમાવે છે. સૈનિક રાજાજ્ઞાની ઘોષણા કરે છે. સંધ્યા નમે છે. ભગવાન અણપૂજ્યા કેમ રહે ? દાસી સુમતિ પૂજાની તૈયારી કરે છે. સખીઓ શિખામણ આપે છે, 'અરે અબુજ! ક્યાં ચાલી? રાજાના કોપનો વિચાર કર.' પણ સુમતિ તો નખશિખ આરતી પેટાવે છે. પ્રભુ આગળ નૃત્ય શરૂ કરે છે. રાજાનો સૈનિક તલવાર ચલાવે છે. શૂન્ય મંદિરમાં આભરણો અસ્તવ્યસ્ત પડ્યાં છે. ફૂલો વેરાઈ ગયાં છે. પૂર્ણિમાનો ચંદ્ર નિર્જન વન. કાષાય ચીવરધારી ભિક્ષુ શૂન્યતામાં ખિન્નભાવે બેઠા છે.

રેખાઓ અંકાતી ગઈ. કલાકારનું હૈયું હળવું થયું. બીજે દિવસે નંદબાબુ બાળકની જેમ હસતા હસતા બધાને પૂછતા હતા, 'કાલે મને શું થયું હતું? ખરે જ, હું પાગલ બની ગયો હતો.'

ચીનીભવનમાં પ્રો. તાન કામ કરે છે. હસ્તલિખિત ચીની ગ્રંથોનો અહીં ભંડાર છે. આગળ આવ્યું શિશુભવન. તે પછી આમ્રકુંજ, જ્યાં વૃક્ષની છાયામાં વર્ગ ચાલતો હતો. ડૉ. બાગચી અનુસ્નાતક વર્ગ સંભાળે છે. નાનું પ્રાર્થના મંદિર, તેનું નામ 'બ્રહ્મલોક'. પછી ઉદીચિ નામનું મકાન, જ્યાં કવિવરનાં પાલિત પુત્રી નંદિતા રહે છે.

*

વચ્ચે એક પુરાતન વૃક્ષ નીચે કવિવરના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરની સમાધિ છે. ત્યાં લખ્યું છે: 'તિનિ આમાર પ્રાણેર આરામ, મનેર આનંદ, આત્માર શાંતિ.' પિતા વિશે કવિવરે કહ્યું છે, 'તેઓ હિમાલયમાં દૂર દૂર ભ્રમણ કરતા હતા. બબ્બે ત્રણ ત્રણ વરસે જ્યારે ઘેર આવતા ત્યારે આખું કુટુંબ કોઈ નવી જ હવા અનુભવતું. તેથી મારી બાલ્યવય ભય અને અદબથી અંજાઈ જતી. એ મારી બાલ્યવયમાં તેમનું જે સ્વરૂપ મને દેખાયું હતું તે તેમની એકલતા અને વિશદ નિઃસંગતાનું રૂપ છે કાંચનજંઘા જેવી રીતે નજીકનાં ગિરિશિખરોથી અલગ બની પોતાની ઉત્તુંગ હિમશોભા ધારણ કરીને વિરાજી રહે છે, તેવી રીતે મારી આગળ મારા પિતૃદેવનો આવિર્ભાવ થયો હતો. તેમને જોઈને પાછળથી મને ઉપનિષદનું એક વચન યાદ આવતું, 'વૃક્ષ ઇવ સ્તબ્ધઃ દિવિ તિષ્ઠત્યેકઃ' તે એકાકી આ આકાશમાં વૃક્ષની પેઠે સ્તબ્ધ ઊભા છે.' ૧૮૬૩માં દેવેન્દ્રનાથ ઠાકુરે આ જગ્યા વેચાતી લીધી હતી અને અહીં આશ્રમ રચ્યો હતો.

ઉદીચિ પછી ઉદયન, પુનશ્ચ નામનાં મકાન આવ્યાં. સાદું એવું શ્યામલી આવ્યું. ગાંધીજી અહીં આવે ત્યારે શ્યામલીમાં ઊતરતા. બાજુમાં કવિવર રહેતા. તે નાનો પણ ભવ્ય 'ઉત્તરાયણ' છે. તેના એક ખંડમાં કવિવરની ખાલી ખુરશી છે. એ 'શૂન્ય ચાકિ'માં રથીનદાનું એક કાવ્ય મૂક્યું છે. ખંડમાં કવિની સુપરિચિત છબીઓ છે. ટેબલ પર તેમની ચીજો છે, તેમાં છે તેમની કલમ, જેના વડે જગત સમૃદ્ધ બન્યું છે.

એક વાર ગાંધીજી શાંતિનિકેતન આવ્યા. ઉત્તરાયણમાં તેમને માટે ભારે સજાવટ કરેલી. [તે જોઈ તેમણે કહ્યું: 'નવવધૂના સોહાગખંડ જેવું લાગે છે.] જેમ જાણે હું વરરાજા બનીને આવ્યો ન હોઉં.'

કવિ કહે: 'હા, શાંતિનિકેતન નવવધૂના ઉત્સાહથી આપનું સ્વાગત કરે છે.'

રાત્રે ગાંધીજીને ઓરડામાં નિદ્રા ન આવી. તેમણે જાતે પથારી ફેરવી લીધી અને અગાશીમાં જઈને સૂતા. સવારે કવિવરે આવીને જોયું; 'અહો! નવવધૂ બિચારી રાતભર વાટ જોતી રહી ને દુલ્હા તો બહાર જઈને સૂતા છે!'

અમદાવાદથી વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ શાંતિનિકેતન આવ્યા હતા. ત્યાં તેમણે ખાદી ન જોઈ. કવિવરના લાંબા કેશ, સુગંધી તેલ, રેશમી વસ્ત્રો વગેરે જોઈ નારાજ થયા હશે. એક બંગાળી વિદ્યાર્થીને કહ્યું,



'કવિવર ઉત્તમ કાવ્યો લખે છે. દેશને તેથી ઘણો લાભ થાય છે. પણ સવારમાં અર્ધો કલાક રેંટિયા પર કાંતતા હોય તો કેવું સારું ?'

બંગાળી વિદ્યાર્થી કહે: 'ગાંધીજી મહાન નેતા છે. દેશની ઘણી સેવા કરે છે. પણ રોજ ઊઠીને એક બે ગીત લખતા હોય તો કેવું સારું !'

ગાંધીજી અને રવીન્દ્રનાથ બંનેની પ્રકૃતિ કેટલી ભિન્ન! છતાં બંને એકબીજાને કેવા સમજતા હતા! જાપાનના કવિ યોન નેગુચી સેવાગ્રામ આવ્યા એટલે ગાંધીજી કહે: 'શાંતિનિકેતન જાઓ. શાંતિનિકેતન એ જ હિંદ છે.' અને રવીન્દ્રનાથ કહે: 'યજ્ઞને માનવદેહે અવતરવાની ઇચ્છા થઈ અને તે ગાંધીરૂપે પ્રગટ થયા.'

૧૯૩૨માં હરિજનોને હિંદુ સમાજ સાથે રાખવા માટે ગાંધીજીએ ઉપવાસ આરંભ્યા ત્યારે કવિવરે ઉચ્ચારેલી વેદનાભરી વાણી આજે પણ કાનમાં ગુંજે છે: 'સમસ્ત અંતઃકરણ વડે તેમની વાણી સાંભળો. તેમના સંકલ્પનું જોર કેવું પ્રચંડ છે તેનો અનુભવ કરો. આજે તે તપસ્વીએ ઉપવાસ શરૂ કર્યા છે. આપણા દેશ ઉપર લાંબા સમયથી અભિશાપ ઊતરેલો છે. તેને માટે એક જણ પ્રાયશ્ચિત કરવા બેઠા છે. મૃત્યુના વિશાળ પાત્રમાં તેમણે પોતાનું પ્રાયશ્ચિત આપણા સૌની સામે ધરી દીધું છે. સૌ એનો સ્વીકાર કરો. પાપનું ક્ષાલન કરો. મંગલ થશે. તેમની છેવટની વાણી આજ હું તમને સંભળાવવા આવ્યો છું.

જો તેમને આપણે ખાતર જીવન આપવું પડ્યું, તો પરિતાપનો પાર નહિ રહે. આજે સંપૂર્ણ હૃદયપૂર્વક બોલો કે ભય શાનો? તેઓ બધા ભય હરીને બેઠા છે. મૃત્યુભય ઉપર તેમણે જય મેળવ્યો છે. જો તેમની શક્તિનો અગ્નિ આપણા સૌના મનમાં ભભૂકી ઊઠશે, જો આપણે બધા બોલીશું કે 'હે તપસ્વી, તમારો જય થાઓ, તમારી તપસ્યા સાર્થક થાઓ,' તો આખી પૃથ્વી આજે વિસ્મય પામશે. સૌ કોઈ કહેશે સત્યની વાણી અમોઘ છે. ભારતવર્ષ ધન્ય બનશે.

તે તપસ્વીનો જય થાઓ, જેઓ અત્યારે મૃત્યુને સામે લઈને, ભગવાનને અંતરમાં પધરાવીને, સમસ્ત હૃદયના પ્રેમને ઉજ્જ્વલ રીતે પેટવીને બેઠા છે. તમે સૌ તેનો જયધ્વનિ કરો. તમારો કંઠધ્વનિ તેમના આસન સુધી પહોંચવા દો. બોલો, તમને અમે સ્વીકાર્યા છે, તમારા સત્યને અમે સ્વીકાર્યું છે.

હું શું કહી શકવાનો હતો? મારી ભાષામાં જોર ક્યાં છે? તેઓ જે ભાષા બોલે છે તે કાને સાંભળવાની નથી, પ્રાણે સાંભળવાની છે.'

*

વિનયભવન એ વિકાસયોજના નીચે ચાલતું અધ્યાપન મંદિર છે. દૂર શ્રીનિકેતનમાં ઉદ્યોગશિક્ષણ ચાલે છે. સંગીતભવનમાં રવીન્દ્ર-સંગીતનો વર્ગ ચાલે છે. કલકત્તા રેડિયોઘરે અહીં જ નાનો બ્રોડકાસ્ટિંગ સ્ટુડિયો બાંધેલ છે, જ્યાંથી કવિવરનાં ગીતો પ્રસારિત થાય છે. ગ્રંથાલયમાં અઢી લાખ જેટલાં પુસ્તકોનો સંગ્રહ છે.

બાજુમાં છે કાલોઘર. ભારતના વિખ્યાત શિલ્પની અનુકૃતિઓ અહીં વિદ્યાર્થીઓએ એકત્રિત કરી છે. શ્રીસદન એ ત્રણસો બહેનો રહી શકે તેવું છાત્રાલય છે. મુખ્ય કાર્યાલયમાં શ્રી એન. કે. સેન મળ્યા. તેઓ સંસ્થાના મદદનીશ કર્મસચીવ છે અને 'વિશ્વભારતી' ત્રિમાસિકના તંત્રી છે.

સંસ્થાના વયોવૃદ્ધ કુલપતિ આચાર્ય ક્ષિતિમોહન સેન પણ ત્યાં જ મળ્યા. તેમની 'શિક્ષણસાધના'નો ગુજરાતી અનુવાદ થયો છે. ચોરાશીમું વરસ ચાલે છે. માનસિક સ્ફૂર્તિ એવી ને એવી જ છે. સરલતા અને સૌજન્યની મૂર્તિ સમા. સફેદ દાઢી અને મસ્તક પર થોડા અસ્તવ્યસ્ત શ્વેત કેશ. પ્રસન્ન પ્રેમાળ મુખમુદ્રા. આંખોમાં આનંદની ઝલક દેખાય. કહે, 'હવે તો બુઢ્ઢો થઈ ગયો છું, કાંઈ કામ કરી શકતો નથી. બસ, જરા ટપાલ જોવા આવું છું.' ૧૯૨૦માં





સૌરાષ્ટ્રમાં આવેલ તેની વાત કરી. માધવપુર, માંગરોળ, સોમનાથ ગયેલા. પોરબંદરમાં જે ઓરડામાં ગાંધીજીનો જન્મ થયો હતો ત્યાં લાપશી જમ્યા હતા. ગાંધીજીના કુટુંબીજનો તેમને 'મોહન! મોહનિયા!' કહીને કેમ સાદ પાડતા તે બોલી બતાવ્યું પછી બાળકની પેઠે હસવા લાગ્યા. કીર્તિમંદિર બંધાયાની મેં વાત કહી, તો કહે: 'એમનું કીર્તિમંદિર તો ભારતના હૃદયમાં, પ્રત્યેક ભારતવાસીના જીવનમાં હોય.'

કલાભવનનું નામ નંદન છે. દિવાલો પર અજંતાનાં ચિત્રોની ઉત્તમ અનુકૃતિઓ છે. કલાગુરુ અવનીન્દ્રનાથનાં ઓમર ખય્યામ પરનાં પાંચ ચિત્રો છે. ગગનેન્દ્રનાથનાં છાયાપ્રકાશના ઇન્દ્રલોક સમાં બે ચિત્રો જોવા મળ્યાં. બહાર દિવાલ પર બાપુની દાંડીયાત્રાનું વિખ્યાત ચિત્ર છે. હાથમાં દંડ લઈ ગાંધીજી ચાલી નીકળ્યા છે. ઊંચી લોખંડી કાયા છે. દૃઢ ગતિ છે. ભીષણ કઠોર મુખમુદ્રા છે. નંદબાબુને પૂછ્યું: 'ગાંધીજીનું વ્યક્તિત્વ તો અત્યંત સૌમ્ય હતું. તેમનું આવું આલેખન શી રીતે કર્યું?'

નંદબાબુ કહે: 'તે વખતે મને એ એવા જ દેખાતા. રાષ્ટ્રની દુર્દાંત સંકલ્પશક્તિ તેમનામાં મૂર્તિમંત થઈ હતી.'

ભારતના આ સર્વશ્રેષ્ઠ કલાકાર એ નાના મકાનમાં રહે છે. તબિયત ઠીક નથી રહેતી. સૌરાષ્ટ્રથી હું આવું છું એ જાણી રાજી થયા. સહુ કલાકારોના ખબર પૂછ્યા. શ્રી. સોમલાલ શાહ, શ્રી. રસિકલાલ પરીખ, શ્રી. કનુ દેસાઈ, શ્રી. રવિશંકર રાવળ, શ્રી. જાદવ, કુમારશ્રી મંગળસિંહજીને યાદ કર્યા. મેં તેમના હસ્તાક્ષર માગ્યા એટલે ટેબલ નીચેથી એક કાર્ડ કાઢ્યું અને ભારો લઈ આવતી સાંતાલ નારીનું ચિત્ર આલેખી એક બાજુએ સહી કરી આપી. તેમનો પાટલો, પેડ, પેન્સિલો. ટાંકો અને પેટીમાં તેમની તુલિકાઓ જોઈ, જેમના વડે તેમણે ભારતનો કલાભંડાર સમૃદ્ધ બનાવ્યો છે અને રંગરેખાના અનેક અભિનવ પ્રયોગો દ્વારા આ દેશના કલાકારો માટે નવા નવા માર્ગો ખુલ્લા કરી આપ્યા છે. વડોદરા કલામંદિરમાં તેમણે આલેખેલ 'મીરા' અને 'નટીર પૂજા'ની પેનલની વાત નીકળી. તેઓ કહે, 'વડોદરામાં મારી તબિયત સારી ન રહી. તાવે ખૂબ સતાવ્યો. મહાપ્રયત્ને કામ પૂરું થયું.'

*

રાતે આકાશમાં ચાંદની ખીલી હતી. પાછળ નહેરમાં પાણી છલકતાં હતાં. વિસ્તૃત મેદાનોમાં વિદ્યાર્થીઓ ચર્ચા કરે છે. કન્યાઓનાં જૂથ રસ્તા પર ચાલ્યાં જાય છે. તેમના હાસ્યકલ્લોલ હવામાં ગાજે છે. અધ્યાપકો ચોગાનમાં પોતાનાં કુટુંબીજનો સાથે ખુરશીઓ નાખીને બેઠા છે. બાળકો રમે છે. દૂર સાંતાલની બંસરી વાગે છે. સાથે ઢોલનો અવાજ સંભળાય છે. શાંતિનિકેતનનું પ્રસન્ન વાતાવરણ હૃદય સચવાઈ રહ્યું દેખાય છે.

કવિવર વિશે હું ઉત્સાહથી વાત કરતો હતો કે ગુજરાત કવિને પોતાના જ ગણે છે, તેમની પાસેથી અમને ખૂબ પ્રેરણા મળી છે. તેમની ગોરા, કુમુદિની, ઘરેબાહિરે, નૌકાડૂબી, ચોખેરબાલી વગેરે નવલોના ઉત્તમ અનુવાદો થયા છે. 'પ્રાચીન સાહિત્ય' 'પૂર્વ અને પશ્ચિમ' 'સાધના' 'વિશ્વપરિચય' જેવા ગ્રંથો, 'ચિત્રાંગદા,' 'ડાકઘર' વગેરે નાટકો ગુજરાતમાં વંચાય છે. 'ગીતાંજલિ' નો અનુવાદ થયો છે. ત્યારે એક બંગાળી યુવકે પૂછ્યું: 'તમારા વિદ્યાલયોમાં ગુરુદેવનાં કયાં કયાં પુસ્તકો ચાલે છે?'

મેં મુંબાઈ યુનિવર્સિટી, વડોદરા યુનિવર્સિટી, ગુજરાત યુનિવર્સિટીની પાઠ્યપુસ્તકોની યાદીઓ મનમાં સંભારી જોઈ. એમ. એ. સુધીના અભ્યાસક્રમમાં ભારતવર્ષના આ સર્વશ્રેષ્ઠ કવિનું એકેય પુસ્તક ચાલતું નથી. ગુજરાતના વિદ્યાર્થીઓને ત્યારે શું શીખવાય છે? જવા દો વાત. એમાં ઊંડા ઊતરવા જતાં કેટલીયે પ્રકાશક પેઢીઓ સાથે કજીઓ જામી પડશે.

રવીન્દ્રનાથની વાત થતી હોય ત્યાં બંગાળના મહાન નવલકથાકાર શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય યાદ આવે જ.



કોઈ ભાવિક વાચક શરદબાબુ પાસે ગયો અને પૂછ્યું : 'તમે લખો છો તે અમને સમજાય છે પણ રવિબાબુ લખે છે તે સમજાતું નથી, તેનું શું કારણ હશે ?'

શરદબાબુએ જવાબ આપ્યો, 'કારણ એ કે અમે તમારા જેવા માટે લખીએ છીએ જ્યારે રવિબાબુ અમારા જેવા માટે લખે છે.'

*

શાંતિનિકેતનમાં સવાર બહુ સરસ પડે છે. વૈતાલિકનાં ગાન સાથે છાત્રો જાગે છે. બકુલતલા, છાતિમતલા, શાલવીધિ અને આમ્રકુંજમાં પક્ષીઓ કલરવ કરી મૂકે છે. જમીન પર ફૂલોની ચાદર પથરાઈ જાય છે. કવિવરનાં એ પ્રિય વૃક્ષોની છાયામાં સવારમાં ફરવું એ એક મોટો આનંદ છે.

જવાનો સમય થયો. કવિએ વિદાયનાં અનેક ગીતો લખ્યાં છે. તે યાદ આવ્યા વગર કેમ રહે ?

'જાનેર વેલા એઇ કથાટિ બોલતે આમિ ચાઇ,
જા દેખેછિ, જા પેયેછિ, તુલના તાહાર નાહિ'

[જવાની વેળા થઈ છે ત્યારે આ વાત કહેવા માગું છું: જે મેં જોયું છે, જે હું પામ્યો છું, તેની તુલના થાય તેમ નથી.]

કવિવરની ૭૦મી જયંતી ઉજવાતી હતી. દેશપરદેશથી તેમને અંજલિઓ અર્પવામાં આવી હતી. એ સમારંભમાં કવિવરે અદ્ભુત પ્રત્યુત્તર આપ્યો છે. તેમણે કહ્યું : 'મેં જીર્ણ જગતમાં જન્મ ગ્રહણ કર્યો નથી. આંખો ઉઘાડતાં મેં જે કંઈ જોયું છે તેનાથી મારી આંખો કલાન્ત થઈ નથી. વિસ્મયનો પાર પામ્યો નથી. ચરાચરમાં વ્યાપી રહેલ અનાદિકાળની જે અનાહત વાણી અનંતકાળની દિશામાં ધ્વનિત થઈ રહી છે, તેને મારા મને અને પ્રાણે ઝીલી છે. મનમાં થાય છે કે યુગેયુગે એ વિશ્વવાણી સાંભળતો આવ્યો છું. સૌરમંડળને એક છેડે રહેલી આપણી નાનકડી શ્યામલા પૃથ્વીને ઋતુના આકાશદૂતો વિચિત્ર રસની વર્ણસજાથી સજાવે છે, એ આદરના અનુષ્ઠાનથી મારા હૃદયનું અભિષેકજલ લઈને યોગ સાધવામાં મેં કોઈ દિવસ આળસ કર્યું નથી. પ્રતિદિન ઉષ:કાળે અંધારી રાત્રિને અંતે સ્તબ્ધ થઈને એ વાતની ઉપલબ્ધિ કરવા ઊભો રહ્યો છું यत्ते रूपं कल्याणतमं तत्ते पश्यामि મેં તે વિરાટનો મારા અનુભવમાં સ્પર્શ કરવા ઇચ્છા રાખી છે, જેઓ બધી સત્તાના આત્મીય સંબંધના એક તત્ત્વ સમા છે, જેમની ખુશીથી જ નિરંતર અસંખ્ય રૂપના પ્રકાશથી મારો પ્રાણ વિવિધ ભાવે પ્રસન્ન થઈ ઊભો છે અને ગાઈ ઊઠ્યો છે—को ह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात् !

'મેં આ જગતને ચાહ્યું છે. મહતને પ્રણામ કર્યા છે. મુક્તિની મેં કામના કરી છે. મેં માનવમાં રહેલા તે મહામાનવમાં શ્રદ્ધા રાખી છે, જેઓ सदा जनानां हृदये संन्निविष्टः'

મૃત્યુલોકનું શ્રેષ્ઠ દાન જે પ્રીતિ તે પામ્યો છું, એ વાતનો પ્રણામપૂર્વક સ્વીકાર કરું છું. અને તે વળી એવા પૃથ્વીના વરણીય માનવોને હાથે જેમની પાસે માત્ર કૃતજ્ઞતા નહિ, પરંતુ મારું હૃદય નિવેદન કરું છું. તેમના દક્ષિણ હાથના સ્પર્શથી મારે લલાટે વિરાટ માનવનો સ્પર્શ થયો છે. મારું જે કાંઈ હોય તે તેમના ગ્રહણને યોગ્ય થાઓ.'

૧૮૬૧ના મે માસની છઠ્ઠી તારીખે કલકત્તામાં કવિવરનો જન્મ થયો. ૭મી ઑગસ્ટ ૧૯૪૧ના દિવસે સં. ૧૯૯૭ના શ્રાવણની પૂર્ણિમાના મધ્યાહ્ને તેમની જીવનલીલા સમાપ્ત થઈ. શ્રી મેઘાણીએ 'ફૂલછાબ'માં લખ્યું : 'સંસ્કૃતિનો મોતી તૂટ્યો' શ્રી. સુંદરમે અંજલિ આપી :

'જય હે કવિરવિ, સુમધુર સુખછવિ,
તવ ગાને તે તરવી પૃથિવી'

પણ સન્મુખે પથરાયેલા શાંતિના પારાવારમાં વિધાતાને કર્ણધાર તરીકે રાખીને તેમની દયાનું ચિરપાથેય સાથે લઈને કવિએ પોતે જ ભાવથી મૃત્યુલોકની વિદાય લીધી છે એવી તો સંસારના કોઈ માનવીએ નહીં લીધી હોય. એ કહેતા ગયા છે કે—





' এ দ্যুলোক মধুময়, মধুময় পৃথিবীর ধুলি—
অંতરે લિયે છિ આમિ તુલિ,
એઈ મહામંત્રખાનિ,
ચરિતાર્થ જીવનેર વાણી!
દિને દિને પેયેછિનુ સત્યેર જા કિછુ ઉપહાર
મધુરસે ક્ષય નાહિ તાર.
તાઈ એઈ મંત્રવાણી મૃત્યુર શેષેર પ્રાતે બાજે,
સબ ક્ષતિ મિથ્યા કરિ અનંતેર આનંદ બિરાજે.
શેષ સ્પર્શ નિયે જાબો ધરનીર
બોલે જાબો—તોમાર ધુલિર
તિલક પરેછિ ભાલે,
દેખેછિ નિત્યેર જ્યોતિ દુર્યોગેર માયાર આડાલે
સત્યેર આનંદરૂપ એ ધુલિતે નિયે છે મૂરતિ,
એઈ જેને એ ધુલાયે રાખિનુ પ્રણતિ."

[ આ દ્યુલોક મધુમય છે. પૃથ્વીની ધૂળ મધુમય છે. ચરિતાર્થ જીવનની વાણી સમો એ મહામંત્ર હું અંતરે લઉં છું. દિને દિને જે સત્યનો ઉપહાર પામ્યો છું. તેના મધુરસનો ક્ષય થાય તેમ નથી. તેથી આ મંત્રની વાણી મૃત્યુના શેષ પ્રાંતે વાગી રહી છે, જ્યાં સર્વ ક્ષતિને મિથ્યા કરીને અનંતનો આનંદ વિલસી રહ્યો છે. ધરતીને છેલ્લો સ્પર્શ કરતાં કરતાં કહેતો જઈશ, 'તારી ધૂળનું તિલક ભાલે ધારણ કર્યું છે. દુર્યોગની માયાના આવરણ પાછળથી નિત્ય જ્યોતિનું દર્શન કર્યું છે. આ ધૂળમાંથી સત્યનું આનંદરૂપ મૂર્તિમંત થયું છે. એ જાણી આ ધૂળને પ્રણામ કરું છું.]



## સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**શિશુ :** ગોપાળ નીલકંઠ દાંડેકર. અનુ. ગોપાળરાવ વિદ્વાંસ. પાનાં ૨૫૦. સાડાત્રણ રૂપિયા. **અભિસારિકા :** ઈશ્વર પેટલીકર. પાનાં ૩૦૦. ચાર રૂપિયા. **પલટાતાં ગૃહજીવન :** ગ. ત્ર્યં. માડખોલકર, અનુ. ગોપાળરાવ વિદ્વાંસ. પાનાં ૪૬૪. સવાસાત રૂપિયા. **ગોપા રાણી :** નરેશચંદ્ર સેનગુપ્ત. અનુ. રમણલાલ સોની. પાનાં ૩૩૧. સાડાચાર રૂપિયા. **શચીપૌલોમી :** રમણલાલ વ. દેસાઈ. પાનાં ૪૧૯. સાડાપાંચ રૂપિયા. **ચિનગારી :** ઈશ્વર પેટલીકર. પાનાં ૨૭૪. પોણાચાર રૂપિયા. **ગારંબીનો બાપુ :** શ્રી. ના. પેંડસે. અનુ. ગોપાળરાવ વિદ્વાંસ. પાનાં ૪૧૭. સાડાપાંચ રૂપિયા. **તેજરેખા :** પીતાંબર પટેલ. પાનાં ૩૯૨. સાડાપાંચ રૂપિયા—આઠેય પુસ્તકોના પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. **રત્નકંકણ :** રવીન્દ્રનાથ ટાગોર. અનુ. મીનુ દેસાઈ. પાનાં ૨૦૮. ચાર રૂપિયા. એન. એમ. ઠક્કરની કંપની, મુંબઈ, ૨. **ઠગ. (સંક્ષિપ્ત) :** રમણલાલ વે. દેસાઈ. પાનાં ૧૩૨. દોઢ રૂપિયો. **કરણઘેલો (સંક્ષિપ્ત) :** નંદશંકર તુળજાશંકર. સં. કેતુભાઈ વોરા. પાનાં ૧૬૦. બે રૂપિયા. **જનમટીપ (સંક્ષિપ્ત) :** ઈશ્વર પેટલીકર. પાનાં ૧૩૮. દોઢ રૂપિયો. **ગોદાન (સંક્ષિપ્ત) :** પ્રેમચંદજી. સં. રમણલાલ સોની. પાનાં ૧૪૭. દોઢ રૂપિયો. **અબ્રાહમ લિંકન :** એમિલ લડ્વિગ. અનુ. મગનભાઈ નાયક. પાનાં ૧૪૮. દોઢ રૂપિયો. **રણમલ લાખા :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૧૨૭. પોણાબે રૂપિયા. **અભિષેક :** ચુનીલાલ મડિયા. પાનાં ૧૦૦. દોઢ રૂપિયો. **કાવ્યલહરી :** તનસુખ ભટ્ટ. પાનાં ૧૦૦, દોઢ રૂપિયો.—આઠેય પુસ્તકોના પ્રકાશક : વોરા ઍન્ડ કંપની, મુંબઈ, ૨. **ઇંદ્રધારણાં :** ભગવત્ રા. ભટ્ટ. પાનાં ૧૪૧. બે રૂપિયા. પ્રતિમા પ્રકાશન, મુંબઈ ૭. **રાસ-નિકેતન :** જનાર્દન પ્રભાસ્કર. પાનાં ૭૨. એક રૂપિયો. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **અધ્યાપન કળા :** જુગતરામ દવે. પાનાં ૧૧૧. સવા રૂપિયો. **સુંદરપુરની શાળાનો પહેલો કલાક** જુગતરામ દવે. પાનાં ૧૨૮. સવા રૂપિયો—બન્નેના પ્રકાશક ગુજરાત નઈ તાલીમ સંઘ, વેડછી. **ચરોતર સર્વ સંગ્રહ ૧-૨ :** સં. પુરુષોત્તમ છ. શાહ : ચન્દ્રકાન્ત ફૂ. શાહ. પાનાં ૧૦૪૮+૯૪૪. પંદર રૂપિયા. લોકમત પ્રકાશન લિ., નડિયાદ.





ગુલાબદાસ બ્રોકર

# એક અવિચારી કૃત્ય

જગતના સાહિત્ય ઉપર જેમની વાર્તાશૈલીએ ચિરંજીવ અસર પાડી છે તે એન્ટન ચેખોવની વાર્તાનું આ ગુજરાતી રૂપાંતર છે. શ્રી બ્રોકરની રૂપાંતરિત વાર્તાઓના નવા સંગ્રહ 'બિચારાં સુનંદાબહેન !'માં આ વાર્તા પણ છે......

માધવલાલ નામના જાણીતા વકીલ પોતાની હંમેશની ટેવ મુજબ રાતના ફરતાં ફરતાં એક તારના થાંભલા પાસે અટક્યા અને તેમણે એક ઊંડો નિઃશ્વાસ મૂક્યો. એક અઠવાડિયા પહેલાં રાતના ફરીને જેવા તે પાછા ઘેર જવાની તૈયારી કરતા હતા ત્યાં તેમની જૂની નોકરડી મોંઘી તેમને બરાબર આ જ જગ્યાએ ભેટી ગઈ હતી અને તેમને દુષ્ટતાપૂર્વક તેણે કહ્યું હતું : 'જરા ઊભા રહો. તમારી તો એવી વલે હું કરી મૂકીશ કે હવે પછી નિર્દોષ છોકરીઓને કેમ હેરાન કરી શકાય છે એની તમને પણ ખબર પડશે. મારું છોકરું હું તમારે આંગણે મૂકી જઈશ, ને કાયદેથી પણ તમારી ખબર લઈ નાખીશ, ને તમારી વહુને પણ કહી દઈશ...'

અને એ મોંઘીએ માગણી કરી હતી કે વકીલ સાહેબે તેના ખાતામાં પાંચ હજાર રૂપિયા તરતોતરત ભરી દેવા. માધવલાલને તે યાદ આવ્યું. તેમણે એક નિઃશ્વાસ મૂક્યો, અને જે ક્ષણિક મોહે તેમને આટલા ચિન્તા અને દુઃખમાં ધકેલી દીધા હતા તે મોહ માટે તેમને હાર્દિક પસ્તાવો થયો.

પોતાના બંગલા પાસે પહોંચતાં તે બહારનાં પગથિયાં ઉપર જરા આરામ લેવા બેસી ગયા. બરાબર દસ વાગ્યા હતા અને ચંદ્રમા વાદળોમાંથી થોડો થોડો બહાર દેખાવા લાગ્યો હતો. ગલીમાં કે આજુબાજુના બંગલાઓ આગળ ચકલુંય ફરકતું નહોતું. આ જાણીતી જગ્યાએ ઉનાળો ગાળવા આવેલાં વૃદ્ધ માણસો સૂવાની તૈયારી કરતાં હતાં અને જુવાન માણસો આજુબાજુના જંગલોમાં લહેર કરતાં હતાં. દીવાસળી શોધવા માટે બન્ને ખીસામાં માધવલાલે હાથ નાખ્યા ને તેમની કોણી સાથે કશુંક સુંવાળું ઘસાયું. પોતાની જમણી કોણી તરફ તેમણે બેપરવાઈથી જોયું, અને જાણે કે પોતાની બાજુમાં જ જીવતા સાપને ન જોયો હોય તેમ તેમના ચહેરા ઉપર ભયની એક જબરજસ્ત છાયા ફરી વળી. પગથિયાં ઉપર બારણાની બરાબર નજીક એક પોટલું પડ્યું હતું. કશુંક સમચોરસ કશાકમાં વીંટાળેલું હોય એવું કશુંક લાગતું હતું. પોટલાનો એક છેડો જરા ખુલ્લો હતો અને એમાં થોડોક હાથ નાખતાં વકીલ સાહેબને અંદર ભીનું ભીનું અને જરા ગરમીવાળું હોય એવું કશુંક જણાયું. બીકમાં ને બીકમાં તે કૂદીને ઝડપભેર ઊભા થઈ ગયા અને એક કેદી પોતાના ચોકીદારોથી નાસવાનો પ્રયત્ન કરતાં જેવી નજર નાખે એવી નજરે ચારેબાજુ તેમણે જોયું.

મુઠ્ઠીઓ વાળતાં અને દાંત કચકચાવતાં ગુસ્સાથી તે બોલ્યો : 'મૂકી ગઈ રાંડ; આ રહ્યું મારા અવિચારી કૃત્યનું ફળ, હે ભગવાન !'

ભય, ગુસ્સા અને શરમથી તે નિશ્ચલ બની ગયા. હવે શું કરવું ? પોતાની પત્નીને ખબર પડી જાય તો એ શું કહે ? કોર્ટમાં બીજા વકીલો શું કહે ? એને ખાતરી જ હતી કે નામદાર જજ તો આ ખબર પડતાં જ પોતાને પાંસળીમાં કોણી મારી હસતાં હસતાં કહેવાના જ : 'તમને અભિનંદન. હા, હા, હા... તમારા વાળ ભલે સફેદ થયા પણ તમારું હૈયું તો હજી લહેરી છે હો...તમે ગે જબરા છો હો માધવલાલ !' ઉનાળામાં આ ગામમાં આવતા મુસાફરો પણ પોતાની આ ખાનગી વાત જાણી જવાના અને કદાચ સારાં સારાં ઘરનાં બારણાં પોતા માટે કાયમનાં વસાઈ જવાનાં. આવા બનાવો છાપામાં તો આવે જ અને તેથી બિચારા માધવલાલનું નાનું નામ આખા હિંદુસ્તાનમાં છપાઈ જવાનું.

બંગલાની વચલી બારી ખુલ્લી હતી ને તેમાંથી જમવા માટે તૈયારી કરતી અને કરાવતી પોતાની પત્ની કાંતાનો અવાજ માધવલાલ ચોખ્ખો સાંભળી





શકતા હતા. દરવાજા પાસેની ઓરડીમાં ભૈયો રામ-ચરણ તબલાં ઉપર ગમેતેમ હાથ પછાડતો હતો. બાળકને માત્ર જાગી જઈને રોવાની જ વાર હતી. એ થાય કે તરત જ આ ગુપ્ત વાત જાહેર થઈ જાય. માધવલાલને ઉતાવળે કશુંક કરી નાખવાની પ્રબળ ઇચ્છા પોતાને પ્રેરતી હતી તેનું ભાન થયું.

'જલદી, જલદી' તે ગણગણ્યા. 'આ પળે જ, બીજું કોઈ પણ જોઈ જાય તે પહેલાં જ હું આ બાળકને ક્યાંક ઉપાડી જઈશ ને કોઈકના બારણામાં મૂકી આવીશ...'

માધવલાલે એ પોટલાને એક હાથમાં ઉપાડ્યું અને ધીમે ધીમે સાવચેત પગલે, કોઈને પણ વહેમ ન પડે એ રીતે ગલીમાં ચાલવા માંડ્યું

'હદ ઉપરાંતની ખરાબ સ્થિતિ.' જાણે કે પોતાને કશું લાગતું વળગતું ન હોય તેવો ચહેરો રાખવાનો પ્રયત્ન કરતાં તેમણે વિચાર્યું, 'એક વકીલ હાથમાં બાળક લઈને રસ્તા ઉપર ચાલ્યો જાય છે! વાહ વાહ રે! જો કોઈ મને આમ જોઈ જાય અને આખી પરિસ્થિતિ સમજી જાય તો તો મારું આવી જ બન્યું ...લાવને આ ઘરનાં પગથિયાં ઉપર આને મૂકી દઉં ...ના ઊભા રહો. બારીઓ ઉઘાડી છે ને કદાચ કોઈ જોતું યે હોય. પેલા વેપારી રુગનાથજીના બારણે જ આને લઈ જાઉં...વેપારીઓ પૈસાપાત્ર હોય છે ને વળી હૃદયના પણ કૂણા હોય છે, કદાચ એ લોકો 'શુકિયા' કરીને આને દત્તક પણ રાખી લે.'

અને માધવલાલે રુગનાથજીનું મકાન દૂર દૂરની ગલીમાં છેક નદી કાંઠે હતું તોયે ત્યાં જ આ બાળકને મૂકી આવવાનું મન સાથે નક્કી કરી લીધું.

'માર્ગમાં જો એ ચીસાચીસ કરવા ન માંડે કે આ પોટલામાંથી લસરી ન પડે તો સારું!' વકીલ સાહેબે વિચાર્યું: 'આ પણ એક આફત છે ને! જાણે કોઈ સામાનના પોટલાને મારા હાથમાં લઈ જતો હોઉં એમ એક મનુષ્ય પ્રાણીને મારે લઈ જવું પડે છે. મનુષ્ય પ્રાણી, જીવતું જાગતું, આત્માવાળું, બીજા કોઈ પણ મનુષ્યના જેવા જ લાગણીતંત્રવાળું .. જો સારે નસીબે રુગનાથજી એને દત્તક રાખી ઉછેરે તો તો એ કોઈ મહાન વ્યક્તિયે બની જાય ...કદાચ એ કોઈ પ્રાધ્યાપક, સેનાધિપતિ, કે લેખક પણ બની જાય તોયે શું નવાઈ? ..ગમે તે બનવું શક્ય છે. અત્યારે તો જાણે એંઠવાડનું વાસણ ઉપાડીને જતો હોઉં એમ આને હું લઈ જાઉં છું ને કદાચ ત્રીસ કે ચાલીસ વર્ષમાં તો એની હાજરીમાં બેઠા રહેવાની પણ મારી હિંમત નહિ ચાલતી હોય...'

માધવલાલ એક સાંકડી, અવરજવર વિનાની ગલીમાંથી પસાર થતા હતા. આજુબાજુ બન્ને બાજુ વાડ બાંધેલી હતી. અને લીંબુના ઝાડના કાળા ઘન પડછાયાઓ ચારે બાજુ પથરાઈ ગયા હતા. ત્યાં ઓચિંતાં જ તેમને વિચાર આવ્યો કે પોતે કોઈ ક્રૂર ગુનાહિત કાર્ય કરી રહ્યા હતા.

'કેટલું હલકું કામ કરું છું આ! ખરેખર.' તેમને વિચાર આવ્યો: 'એટલું હલકું કે આનાથી હલકું બીજું કશું હોઈ શકે જ નહિ...બિચારા આ નાના બાળકને બારણે બારણે શા માટે હું ફેરવું છું! એનો વાંક જ નથી કે એણે જન્મ લીધો. એણે અમારું કશું બગાડ્યું પણ નથી. અમે જ બદમાશો છીએ...આપણે મઝા કરીએ છીએ અને ભોગવવું પડે છે આવાં નિર્દોષ બાળકોને. આ આખી કઢંગી પરિસ્થિતિનો જ વિચાર કરો ને! દુષ્કૃત્ય મેં કર્યું-અને ક્રૂર ભાવિનો સામનો કરવાનું આ બાળકને માથે. જો હું એને રુગનાથજીના ઘરને આંગણે છોડી આવીશ તો એ લોકો એને કોઈ અનાથાશ્રમમાં મોકલી દેશે, ને ત્યાં એ અજાણ્યાઓની વચ્ચે ઘરેડમાં પડી ગયેલા કાર્યક્રમને આધારે ઊછરશે...નહિ મળે એને પ્રેમ, ન લાડ, ન કોડ. અને પછી કોઈ મોચીને ત્યાં એને કામ શીખવા મૂકવામાં આવશે. કદાચ ..દારૂ પીતાં એ શીખશે, બિભત્સ ભાષા બોલતાં શીખશે ને ભૂખે રખડશે. મોચી! અને એ પણ સારા ઘરનો પ્રતિષ્ઠિત વકીલનો છોકરો! ..આ તો મારા લોહીમાંસનો બનેલો છે...'



લીંબુના ઝાડના પડછાયામાંથી માધવલાલ હવે મોટા રસ્તા ઉપર ચંદ્રના પ્રકાશમાં આવ્યા અને પોટલું જરા ઉઘાડી તેમણે બાળક સામે જોયું.

'સૂઈ ગયો શું ?' તે ગણગણ્યા, 'લુચ્ચા ! તારું નાક તો બરોબર તારા બાપના જેવું જ પોપટિયું છે...એ તો સૂતો છે. એને ભાન પણ નથી કે એનો જ બાપ એની સામે તાકી રહ્યો છે...આ તો નાટક છે, દીકરા, નાટક...તારે મને માફ કરવું જોઈએ ...માફ કરવું જોઈએ, બેટા...એમ લાગે છે કે તારું ભાવિ જ એવું છે...'

વકીલ સાહેબે આંખો પટપટાવી અને પોતાના ગાલ ઉપરથી ધ્રુજારી પસાર થતી અનુભવી. ફરી પાછું બાળકને તેમણે બરોબર લપેટી લીધું. પોતાની બગલમાં બરોબર તેને સાચવીને મૂકયું અને આગળ ચાલ્યા. રુગનાથજીના બંગલા સુધી જતાં આખે રસ્તે તેમના મગજમાં આવા જ વિચારો ઘોળાતા હતા અને તેમનું હૃદય તેમને ડંખ્યા કરતું હતું.

'જો હું સારો પ્રમાણિક માણસ હોઉં,' તેમણે વિચાર્યું, 'તો તો જહન્નમમાં જાય બધું ! ગમેતેમ કરીને હું આ બાળકને લઈ કાંતા પાસે પહોંચી જાઉં, તેને પગે પડું અને કહું : મને માફ કર. મેં પાપ કર્યું છે. મને ભલે તું જોઈએ એટલો ત્રાસ આપ. પણ આપણે આ નાના બાળકનો વિનાશ નહિ થવા દઈએ. આપણને એકે બાળક પણ નથી. ચાલ આને જ આપણે ઉછેરીએ. એ પણ સારી બાઈ છે, હા જ પાડે. અને તો તો મારું બાળક મારી સાથે જ રહે...હં.'

તે રુગનાથજીના બંગલા પાસે પહોંચ્યા. અને અચકાઈને ઊભા રહ્યા. તેમને કલ્પના આવી કે જાણે પોતે પોતાના ઘરના દીવાનખાનામાં બેઠા છે, છાપું વાંચતા. ને પોતાનાં કપડાં સાથે પોપટિયા વાળવાળો એક નાનકડો છોકરો ગેલ કરી રહ્યો છે. સાથે સાથે જ આંખ મીંચકાવતા સહચારીઓ, કોણી ભરાવતાં અને મોટેથી હસતા નામદાર જજ વગેરેની કલ્પના પણ તેને આવી જ...તેમના ડંખતા આત્મા ઉપરાંત તેમના હૃદયમાં કશુંક ઉષ્માભર્યું, વિષાદમય અને કોમળ સળવળાટ પેદા કરતું હતું....

સાવચેતીપૂર્વક વકીલ સાહેબે બાળકને ઘરનાં પગથિયાં ઉપર મૂકયું અને તેની સામે પોતાનો હાથ હલાવ્યો. ફરીથી તેમના ગાલ ઉપરથી એક ધ્રુજારી પસાર થઈ ગઈ હોય તેમ તેમને લાગ્યું...

'માફ કરજે, દોસ્ત...હું બદમાશ છું.' એ બોલ્યા.

'મારા વિશે કોઈ બૂરો વિચાર નહિ સેવતો, ભાઈ.'

તે એક ડગલું પાછા હઠયા પણ પછી તરત જ તેમણે નિર્ણયપૂર્વક ગળું ખંખાર્યું અને કહ્યું :

'અરે, ચાહે તે થાઓ. જહન્નમમાં જાય બધું. હું આને લઈ જઈશ, લોકોને કહેવું હોય તે ભલે કહેતા.'

માધવલાલે બાળકને ઉપાડી લીધું અને ઉતાવળે પાછા ચાલ્યા.

'એમને કહેવું હોય તે કહે,' તેમણે વિચાર્યું. 'હું તો સીધો ઘેર જઈશ, તેને પગે પડીશ : કાંતા !—કાંતા સારી બાઈ છે, તે સમજી જશે...ને અમે એને ઉછેરી મોટો કરીશું...જો એ છોકરો હશે તો અમે એનું નામ વાડીલાલ રાખીશું : છોકરી હશે તો અરુણા...ગમે તેમ, અમારા બુઢ્ઢાપામાં એ એક સહારો થઈ પડશે.'

અને નક્કી કર્યા પ્રમાણે જ તેમણે અમલ પણ કર્યો. રોતા રોતા, શરમ અને ભયથી અર્ધ બેભાન જેવા બની ગયેલા, આશા અને કોઈ ન સમજી શકાય એવા આનંદથી ભરેલા તે પોતાના બંગલામાં દાખલ થયા, સીધા પત્ની પાસે ગયા અને તેને પગે પડ્યા.

'કાંતા,' તેમણે ડૂસકું ખાધું અને બાળકને જમીન પર મૂકયું. 'તું મને શિક્ષા કરે એ પહેલાં મારી વાત સાંભળી લે.. મેં પાપ કર્યું છે...આ મારું બાળક છે...મોંઘી તો તને યાદ છે ને...સેતાનનો પ્રેરાયો હું...'

અને શરમ ને ભયથી લગભગ ભાન ગુમાવી બેઠેલા

તેં ફૂદકો મારી ઊભા થયા અને જવાબની પણ રાહ જોયા વિના જાણે કોઈએ તેમને ફટકાર્યા હોય અને તે નાસી જતા હોય તેમ તે બહાર ખુલ્લી હવામાં દોડી ગયા.

'મને એ પાછી અંદર બોલાવશે નહિ ત્યાં સુધી હું અહીં જ બેઠો રહીશ.' તેમણે વિચાર્યું : 'આ આઘાત સહી લેવાનો અને એને વિશે વિચાર કરી લેવાનો હું એને પૂરતો સમય આપીશ…'

દરવાન રામચરણ હાથમાં તબલું લઈ એમની પાસેથી પસાર થયો. તેમને એણે જોયા ને ખભા હલાવ્યા. એક મિનિટ પછી તે ફરી પાછો ત્યાંથી નીકળ્યો અને ફરી પાછા તેણે પોતાના ખભા હલાવ્યા.

'આ પણ ફારસ છે ને! કોઈ દી આવું સાંભળ્યું હતું!' તે હસતાં હસતાં બબડયો : 'ધોબણ નાયડી હમણાં જ અહીં આવી 'તી સાહેબ! મૂર્ખીએ એના બચ્ચાને અહીં આ પગથિયાં ઉપર બહાર મૂક્યું ને પોતે અંદર આવી. ઈ મારી આગળ હતી ત્યાં અહીંથી કોક એના બચ્ચાને ઉપાડી ગયું.. આવો કોને ખ્યાલ હોય?'

'શું! શું કહે છે તું!' વકીલ સાહેબ બરાડ્યા.

રામચરણે શેઠના ગુસ્સાનો પોતે સમજી શકે તેવો અર્થ કર્યો. માથું ખંજવાળ્યું ને એક નિસાસો નાખ્યો :

'મને માફ કરો વકીલ સાહેબ,' તે બોલ્યો, 'પણ આ એક તો ઉનાળાની રજાના દિવસો છે…ને માણસને ઓરત…ઓરત વિના નથી ચાલતું સાહેબ …હું એમ કહું છું…'

અને ક્રોધ અને આશ્ચર્યથી પોતે સામે તાકી રહેલી શેઠની આંખો તરફ નજર જતાં જાણે કોઈ ગુનો કર્યો હોય તેમ તેણે ગળું ખંખાર્યું અને આગળ ચલાવ્યું : 'ઈ ગુનો તો છે જ પણ…સાહેબ, માણસ શું કરે…?…આપે અજાણ્યા માણસોને ઘરમાં ન ઘાલવાનો હુકમ આપ્યો છે, એ મને ખબર છે પણ આપણા ઘરમાં તો હવે કોઈ એવું માણસ જ નથી. જ્યારે મોંઘી અહીં નોકરી કરતી ત્યારે હું કોઈ ઓરતને મારી પાસે લાવતો નહીં, કેમકે ઘરમાં જ એક ઓરત તો હતી ને? પણ હવે …સાહેબ, આપ જ આપની મેળે વિચાર કરી જુઓ… અજાણ્યાં ન આવે તો શું થાય? મોંઘી હતી ત્યારે આવું કંઈ નહોતું બનતું કારણ કે…'

'ચાલ, નીકળ અહીંથી, સુવ્વર.' માધવલાલે બૂમ પાડી, પગ પછાડ્યા ને પોતે પાછા પોતાના ઓરડામાં ચાલ્યા ગયા. કાંતા આશ્ચર્યચકિત અને ગુસ્સે બનેલી કાંતા, પહેલાં બેઠી હતી તેમ જ બેઠી હતી, તેની આંસુઓથી છલકાતી આંખો એ બાળક સામે સ્થિર રાખીને.

'જોયું ને, જોયું ને,' ફિક્કા ચહેરા સહિત અને પોતાના હોઠને સ્મિતમાં ભરવાનો પ્રયત્ન કરતાં માધવલાલ બોલ્યા : 'કેવી બનાવી! આ તો એક મશ્કરી હતી… આ કંઈ મારું બાળક નથી…એ તો ધોબણનું છે!…હું…તો મશ્કરી કરતો હતો… જા, એને દરવાનને આપી આવ.'



જે સમાજ પરિશ્રમમાંથી છટકવાની તરકીબ સતત શોધ્યા કરતો હોય તે અનિવાર્યપણે સટ્ટા અને જુગારને પાટલે જઈને જ બેસવાનો. મને લાગે છે કે શબ્દરચના હરીફાઈ એક આફત બની ગઈ છે. પરંતુ મને એમ લાગે છે કે એ મૂળ દરદ નથી, પણ તેનું બાહ્ય ચિહ્ન છે. જ્યાં સુધી આપણે, ભણેલાઓ ડાહ્યા નહિ બેસાડીએ, શ્રમની પ્રતિષ્ઠા સ્થાપિત નહીં કરીએ, એ જાતની પ્રવૃત્તિમાં પડેલા લોકો સાથેનો સંબંધ તોડી નહીં નાખીએ અને તેમનો વિરોધ નહીં પોકારીએ ત્યાં સુધી કોઈ સુધારો શક્ય નથી. કાયદા દ્વારા નિષેધાત્મક પગલાં લેવાય તેનાથી રોગ માત્ર દબાઈ જશે પણ તે પછી તો કાર્ય નહીં થાય તો કશું જ પરિણામ નહીં આવે કોઈ બીજો માર્ગ શોધીને દરદ બહાર નીકળી આવશે જ.

—ઉછરંગરાય ઢેબર



મોહનલાલ વ્યાસ

# ' મારુંય એક ભર '

જુગારની બદી માટે સરકાર કડક પગલે કામ લે છે. પણ આ ધોળે દિવસે ચાલતી શબ્દવ્યૂહોની લૂંટ તરફ હજુ કશાં પગલાં લેવાતાં નથી! આ બદીએ આજે કેટલાંય લોકોને વગરમહેનતે લખપતિ બનવાનાં કેવાં પ્રલોભનો આપ્યાં છે એ આ પ્રસંગ કહી આપે છે...

રેલગાડી ઉપડવાનો સમય થયો હતો. એટલામાં એક ભાઈ ઉતાવળા ડબામાં ચઢયા અને મારી બાજુમાં બેસી ગયા. કંઈક ધૂનમાં હોય એવું લાગ્યું. ન કોઈની સામું જોયું કે ન આજુબાજુ નજર નાખી. તેમની પાસે એક નાનકડી 'બ્રીફકેઈસ' હતી. તુરત જ તેમણે એ ઉઘાડી તેમાંથી એક છાપું કાઢયું અને શબ્દવ્યૂહની ચાવીઓ ગોઠવવા લાગ્યા. તેમાં તેઓ એટલા બધા તલ્લીન થઈ ગયા હતા કે એક કલાક કેમ ગયો તેની તેઓને ખબર નહિ રહી હોય. રેલગાડી નાનાં નાનાં ત્રણેક સ્ટેશને ઊભી રહ્યા પછી એક મોટા સ્ટેશને આવીને ઊભી રહી હતી. કેટલાંક ઉતારુઓ ચઢયાં અને ઊતર્યાં. રેલગાડી ફરી ઉપડવાની તૈયારી કરતી હતી તેવામાં આ ભાઈએ અચાનક બહાર નજર કરી. તેઓને એકદમ કંઈક યાદ આવ્યું હોય તેમ ઉતાવળા ડબામાંથી ઉતરવા માંડયા. તેઓની 'બ્રીફ કેઈસ' પડી હતી. મને લાગ્યું કે આ ભાઈને ઉતરવાનું સ્ટેશન આવી ગયું હશે પરંતુ શબ્દવ્યૂહની ચાવીઓમાં તન્મય બની જવાને લીધે ખ્યાલ નહિ રહ્યો હોય. એટલે હું બોલ્યો:

' મીસ્ટર, તમારી બ્રીફ કેઈસ.'

મી: માફ કરજો. ઉતાવળમાં હું ભૂલી જતો. હતો. ક્યારે આ સ્ટેશન આવ્યું તેનો ખ્યાલ પણ ન રહ્યો.

હું: એટલા બધા મશગૂલ બની ગયા હતા?

મી: આ બુદ્ધિની કસરત એવી છે.

હું: બુદ્ધિની કસરત છે કે લખપતિ થવાનાં સ્વપ્નાં!

એ ભાઈ મારી સામે જોઈ જરા અર્થપૂર્ણ હસ્યા. 'બ્રીફ કેઈસ' લઈ ઉતાવળા ઊતરી ગયા. મને થયું કે આ શબ્દવ્યૂહ હરીફાઈએ આવાં કેટલાને ગાંડા કર્યાં હશે?

મારે ઊતરવાનું સ્ટેશન આવ્યું ત્યારે પણ મારા મનને આ વિચારોએ ઘેરી લીધું હતું. સ્ટેશનની બહાર નીકળી મેં ચાલવા માંડયું. બજાર આવી લાગી. નજર ફેરવતાં એક હોટલના ચડા પર તેનો માલિક અને તેના ચાર-પાંચ મળતિયા છાપામાંથી શબ્દવ્યૂહ હરીફાઈના પ્રવેશપત્રો ભરતા હતા. ઊંચે જોયું તો 'જવાહર હિંદુ હોટલ'નું પાટિયું લટકતું હતું. અંદર નજર નાખી તો મેલાં કપડાં પહેરેલા બે હોટલના છોકરાઓ અંદરોઅંદર કંઈક ગૂપચૂપ વાતો કરી રહ્યા હતા અને ચારેક ઘરાકો ચા પીતા વાતો કરતા હતા.

હું મારા વિચારો સાથે આગળ વધ્યો. વિચારોનો વેગ વધતો જતો હતો. હરીફાઈનો ચસકો આવા લોકોને ક્યાં લઈ જશે? શ્રમ કર્યા વિના ધનપતિ થવાની મનોવૃત્તિ સાથે સખત પરિશ્રમથી નૂતન ભારતના નવનિર્માણના યુગ-ધર્મનો કઈ રીતે મેળ મળશે? આપણા જનગણમાં સ્વતંત્રતાનું ખમીર ક્યારે પ્રગટશે? શ્રમનો મહિમા કઈ રીતે સ્થાપિત થશે? ખુશનશીબી છે કે ભારતના કરોડો શ્રમજીવી કિસાન કામદારો આ મનોવૃત્તિથી દૂર રહ્યા છે.

હું મારે કામે ગયો. કામ પૂરું કરી પાછો ફરતો હતો. બજારમાં થઈ ચાલ્યો જતો હતો. તેવામાં એક દુકાન પાસે નાનકડું ટોળું એકઠું થયેલું જોયું. મને લાગ્યું કે કંઈ તકરાર થઈ હશે. આવા બનાવો તો આપણે ત્યાં સામાન્ય હોય છે.

જરા નજીક જઈ જોયું તો એ દુકાન એક ઓટલા પર લાકડાના ખોખામાંથી ઊભી કરવામાં આવી હતી. આ હાટડીમાં અખબારો, અઠવાડિકો અને માસિકો ટીંગાડેલાં હતાં.

મારી જિજ્ઞાસા વધી. અહીં એવું શું હતું કે આટલા બધા માણસો ભેગાં થયાં હતાં? આમ તો ટોળામાં





શાંતિ દેખાતી હતી એટલે તકરાર હોવાની સંભાવના ઓછી લાગી.. શું લોકોની જ્ઞાનપિપાસા વધી હતી?

હું પણ ટોળામાં સામેલ થયો. જોયું તો લોકો શબ્દ-વ્યૂહ હરીફાઈના પ્રવેશપત્રો અને પૈસા આપી પાવતી લેતા હતા. ટોળામાં ભિન્ન ભિન્ન જાતના માણસો હતા. કોઈ પ્રવેશપત્રો લેવા આવ્યા હતા. કોઈ પ્રવેશ પત્રો ભરાવતા હતા. કોઈ સીલબંધ પરબીડિયાં આપતા હતા. એટલામાં મારી નજર એક ખૂણે ઊભેલા આદિવાસી ભીલ પર પડી.

એના હાથમાં ડાંગ હતી. માથે એક કપડાનો ફેંટો બાંધ્યો હતો. શરીર ખુલ્લું હતું. ટૂંકી પોતડી પહેરી હતી. ખભે ફાળિયું હતું. એના મોં પર કરચલીઓ પડી ગઈ હતી. એની નજીકમાં એનો એક ભાઈબંધ હાથમાં ચલમ લઈ ઊભો હતો. મનમાં થયું કે આ આદિવાસી ભીલોને અહીં શું કામ હશે? કદાચ ટોળું જોઈ કંઈ તમાશો હશે એમ માની આવી ચડ્યા હશે! પરંતુ મારી વિસામણ દૂર કરવા જ બોલાયો હોય તેમ આદિવાસી ભીલનો અવાજ મારે કાને અથડાયો: 'એલા એય, મારુંય એક ભર' એનો સાથીદાર પણ બોલી ઉઠયો, 'મારું ય એક ભરજે' અને બંનેએ પોતપોતાના પૈસા આગળ ધર્યા. હાટડીના માલિકે પૈસા લઈ, નામ સરનામાં લખી લીધાં અને પાવતી ફાડી આપી. બને આદિવાસી ભીલો પાવતી લઈ મલકાતા મોઢે વાતો કરતા ચાલતા હતા. મારાથી ન રહેવાયું. હું ટોળામાંથી નીકળી તેઓની પાછળ ગયો. થોડેક દૂર ચાલ્યા પછી તેઓને ઊભા રાખી પૂછ્યું :

ક્યાંથી આવો છો!

ભી: છાપરેથી.

હું: આ શું ભર્યું?

ભી: લખપતિ.

હું: ભણેલા છો!

ભી: નારે ભાઈ. પણ ભણેલા જ કંઈ લખપતિ થાય? અમે ન થઈએ?

હું: તમે લખપતિ થઈ શું કરશો!

ભી: તમે કૅરો છો ઈ.

હું: હવે તો લખપતિના દહાડા પૂરા થવા આવ્યા ત્યારે તમને લખપતિ થવાના કોડ જાગ્યા? આ અંગ્રેજ ગયા. રાજા મહારાજા ગયા, જમીનદાર-જાગીરદાર ગયા. હવે લખપતિ રહી શકવાના નથી. મહેનત કરશે તે ખાશે. બેઠાં બેઠાં નહિ ખવાય.

ભી: ખરી વાત છે? તો આ બધા શીદ કાગળિયાં ભરે છે?

હું: બધા તો ગાંડા થયા છે. વગર મહેનતે ખાવું છે. પણ તમને આ ચસકો કોણે લગાડ્યો?

ભી: અમારા ગામના વેપારીએ.

હું સમજ્યો. હરીફાઈનું કમીશન મેળવવા વેપારી છાપરે પહોંચ્યો હશે. આ ભલા, ભોળા, સીધા સાદા ભીલોને લખપતિ થવાનાં સ્વપ્નાં આપ્યાં હશે. સાચા શ્રમજીવીઓને શ્રમનું મહત્વ ભૂલાવ્યું હશે. હરીફાઈની ઘેલછા શું ઝૂંપડાઓ સુધી પણ પહોંચી ગઈ હશે? એ ક્યાં જઈ અટકશે? પ્રજાને કેટલી હદ સુધી પછાડશે? મારા મનમાં આ વિચારો ઊભરાવા લાગ્યા.

અને હું સ્ટેશને પહોંચ્યો. મારે અમદાવાદની ગાડી પકડવી હતી. સ્ટેશન પર જઈ જોયું તો ગાડી ઉપડી ગઈ હતી. પાછળ જોયું તો સ્ટેશનના બાંકડા પર બેસી બે માણસો શબ્દવ્યૂહની ચાવીઓ ઉકેલતા હતા.



નરસિંહ મહેતા શ્રાદ્ધને દિવસે ઘી લેવા ગયા અને ભજન ગાવામાં પડી ગયા તેથી શ્રાદ્ધની વાત ભૂલી ગયા અને શ્રાદ્ધ પતી ગયા પછી ઘેર ગયા, એ જાણી જેટલી નવાઈ લાગે છે તેટલી જ આમા નવાઈ નથી શું? નાહવા ગયેલો માણસ છ દિવસે પાછો ફરે! —ઈશ્વર પેટલીકર (નવા પુસ્તક 'સાધુ તો ચલતા ભલા'માં)



વિ. સ. ખાંડેકર

# જીવનકલા

તાજમહાલ વિષે અનેક વાર્તાઓ-કાવ્યો રચાયાં હશે જ. દરેકે પોતપોતાની રીતે એ પ્રેમનાં આંસુની ઈમારતને નવાજી હશે. પણ અહીં કુશળ વાર્તાકારની છણાવટ તો જુઓ! બે ઘડી ફીદા થઈ જવાય એવી શ્રી ખાંડેકરની આ વાર્તાને **શ્રી ગોપાળરાવ વિદ્વાંસે** ગુજરાતીમાં ઉતારી છે.........

ટ્રેઈનની ગતિ ધીમી પડી. ઉત્કંઠાભેર સુરેખાએ બારીબહાર જોયું. સ્ટેશનનું નામ વાંચતાં જ તે નિરાશ બની. 'ઓહ, દિલ્હી-તો બહોત દૂર હૈ.' તે મનમાં મનમાં ગણગણી.

ટ્રેઈનની ગતિ સાથે તેનાં વિચારચક્રો પણ ગતિમાન બન્યાં. ગાડી આગળ દોડ્યે જતી હતી; સુરેખાનું મન ભૂતકાળમાં દોડી રહ્યું હતું.

દિલીપને જોયાં બે વર્ષ થઈ ગયાં. હવે એ કેવો દેખાતો હશે? ઈંગ્લાંડનાં હવાપાણીએ પોતાનામાં ઠીક ઠીક ફેરફાર કર્યો છે; અહીં એનામાં પણ કંઈક ફેરફાર તો થયો જ હશે ને? તેના છેલ્લા છેલ્લા પત્રો તો કેવા-ટૂંકા અને રુક્ષ આવતા હતા! રોજ યંત્રો સાથે કામ કરવાને પરિણામે માણસ પણ યંત્ર જેવો થઈ જતો હશે શું? પણ ત્યારે દિલીપ અગાઉ પણ એવો કર્યાં ન હતો? મગજ, હાથ, પગ, મોઢું બધાં હમેશાં યંત્રો પેઠે ચાલ્યાં કરતાં હોય. એની એ યાંત્રિકતાની મજાક ઉડાડતાં પોતે એકવાર કહેલું પણ ખરું: 'ખરેખર, બ્રહ્માએ તને ઘડ્યો ત્યારે મગજમાં ગ્રામોફોન ને પગમાં પંજાબમેલ ગોઠવ્યાં લાગે છે!' તે વેળા દિલીપ કેટલીયે વાર સુધી હસ્યા જ કર્યો હતો. પોતાના એ શબ્દો ઉપર તેણે બીજી જાતજાતની ગમ્મતો પણ કરેલી.

થોડી વાર પહેલાં ઊંઘમાં સ્વપ્નમાં તેની સાથે થયેલી વાતચીત તેણે સંભારવા માંડી. ધુમ્મસથી છવાયેલી બહારની સૃષ્ટિ પેઠે જ તેનું સ્વપ્નમાંહેનું ઝાંખું રમણીય સ્વરૂપ એને અતિ મનોરમ લાગ્યું. વળી તે મનમાં વિચારી રહી; મધુર સ્વપ્ન એટલે એક શ્રેષ્ઠ કાવ્ય જ ગણાય. બંનેમાં અનુભવ અને આશાનો કેવો સુંદર સંગમ થયો હોય છે! વિલાયતથી પાછા ફર્યા પછી તુરત 'પ્રેમ'ના ચિત્ર માટે અખિલ ભારતીય ચિત્રકલા પરિષદે એક ઈનામ જાહેર કરેલું પોતે વાંચ્યું હતું. એ માટે તૈયાર કરવાના ચિત્રની પાર્શ્વભૂમિ અર્થે તાજમહલ જોવા સારૂ પોતે દિલીપને મળવા દિલ્હી જઈ રહી છે, એ યાદ આવ્યું. દિલીપ દિલ્હીમાં છે અને બે વર્ષ પહેલાં એની સાથે પોતાના વિવાહ નક્કી થયા છે, એ પણ ખરું. દિલીપના કામકાજના ભરાવામાં દિલીપ દિલ્હી છોડી અહીં સુધી પોતાને મળવા મુંબઈ આવી શક્યો ન હતો, એ પણ ખરું. પણ એ જતું કરીએ તો એણે લખેલા એક પત્રમાં 'જાગતી જ્યોત' નાટક વિષે ખૂબખૂબ હોંશભેર વર્ણનો લખ્યાં હતાં. પોતે તેને કોઈ સુંદર નવલકથા મોકલવાનું લખેલું ત્યારે 'કેટલા ટકા પ્રેમવાળી નવલકથા મોકલું' એવો સવાલ કરી મરાઠી લેખકો વિષે ઉપહાસ પણ દાખવેલો. આ બધું પોતે સ્વપ્નમાં જુદે જુદે સ્વરૂપે જોયું હતું.

એ સ્વપ્નનો વધુ વિચાર કરતાં તેને લાગ્યું: ચિત્રકારનું ચિત્ર એ પણ એક મધુર સ્વપ્ન જ નથી શું? તો વળી પોતે દિલીપ સાથે હવે જે તાજમહાલ જોવા જવાની છે તે પણ બીજું શું છે? કલાકારને સૂઝેલું એક મનોહારી સ્વપ્ન જ લક્ષ્મીએ યમુનાને કાંઠે કમલપાશ વડે જકડી રાખ્યું નથી શું? કલા એ પણ સ્વપ્ન, પ્રેમ એ પણ સ્વપ્ન ને જીવન એ પણ સ્વપ્ન જ નહિ? પણ......પણ આ બધાં સ્વપ્નો કંઈ મનગમતાં જ થોડાં હોય છે?—

છેલ્લા એ વિચિત્ર વિચારને મગજમાં સ્ફૂરવાને ટાણે જ ગાડીએ દિલ્હીના સ્ટેશનમાં પ્રવેશ કર્યો. પાટા બદલતાં થતો અસાધારણ કર્ણકટુ ખડખડાટ સુરેખાને તેના છેલ્લા વિચારના જેટલો જ અમંગળ ભાસ્યો. દિલ્હીનું સ્ટેશન છે એમ જાણતાં જ વળી તેણે બારીમાંથી બહાર ડોકાવા માંડ્યું. પ્લેટફોર્મની ભીડમાં એને દિલીપ ક્યાંય દેખાયો નહિ. આખરે

ગાડી ઊભી રહી, અને હમાલોએ ડબ્બામાં ઘૂસવા માંડ્યું. તેણે સામાન નીચે ઉતરાવી ચીડથી જ ચોમેર જોવા માંડ્યું. દરમિયાન તુરત તેને યાદ આવ્યું કે પત્રમાં બધી માહિતી લખી દિલીપે ઊમેર્યું હતું : 'આ ગાડીમાં થર્ડ ક્લાસમાં કંઈ ખાસ હેરાનગતિ નથી. સેકન્ડની ટિકિટના પૈસા ખર્ચવા જ હોય, તો વધારાના પૈસા અહીં વાપરી નાખવાનું હું તને વચન આપું છું.'

સુરેખાએ આખા પ્લૅટફૉર્મ ઉપર શોધક નજરે જોઈ લીધું પણ દિલીપનો પત્તો ન હતો. સ્ટેશન પરના પેસેંજરોનો ગડબડાટ, સામાનનો ખડખડાટ અને હમાલોની ભાડા માટેની કચકચ—બધાનો કર્કશ પ્રતિધ્વનિ સુરેખાના મગજમાં ઊઠ્યો. બે વરસ વિલાયતમાં રહી અહીં પાછી આવી, ત્યારે પણ મુંબઈ સુધી મળવા ન અવાયાનું દિલીપનું બહાનું ઘડીભર સાચું માનીએ તોપણ અત્યારે અહીં સ્ટેશન ઉપર આવતાં એને શું—

પોર્ટરે એક સાધો ફેરવ્યો અને બહુ જ શાનદાર રીતે એક ટ્રેઈન બીજે પાટે ચડી ગઈ. એ જોતાં જ વળી સુરેખાનું મન બોલી ઊઠ્યું: 'દિલીપના દિલમાં પણ આમ જ કોઈ ફેરફાર થઈ ગયો હશે? છેલ્લા વર્ષ દરમિયાન એના કાગળો પણ કેટલા ઓછા થઈ ગયા હતા? અને અત્યારે તો એને સ્ટેશને આવવાનું પણ સૂઝ્યું નહિ! શી ખબર, અહીં બે વર્ષ દિલ્હીમાં ભાઈસાહેબે એકલા મોજ માણી તે દરમિયાન અહીંની જ કોઈ છોકરી સાથે પ્રેમપાશમાં બંધાયો હોય તો?'

'ઓ ચિત્રકારબહેન! તમે તો તાજમહાલ જોવા નીકળ્યાં છો કે દિલ્હીનું સ્ટેશન જોવા?' એ શબ્દો કાને પડતાં જ સુરેખાએ પાછળ જોયું. પણ વિચિત્ર વિચારોથી મન ડહોળાઈ ગયું હોવાથી તેના મોં પર હાસ્યનું મોજું ચમક્યું નહિ. દિલીપનું એ આજુ ધ્યાન ગયા સિવાય રહ્યું નહિ. તેણે હસીને કહ્યું: 'હજુ વખત તો પ્રભાતનો જ છે. કળીઓ ઊઘડવાનો અવસર આ જ ગણાય.'

'બીજી કળીઓ માટે હશે, પણ સૂર્યકમળની કળીઓ માટે તો—'

'એમાં એને શો વાંધો? અત્યારે તો સૂર્યોદય ક્યારનો થઈ ગયો છે. હું 'રાશવા' શબ્દ વાપરત, પણ પછી એમાં કાવ્ય રહેતું નથી.'

'સૂર્યોદય તો થયો છે, પણ આકાશમાં મેઘાડંબર છાયું છે. એથી ચોમેર અંધારું જ છે.'

'મેઘાડંબર છાયું હોય, તો ઊલટું વધારે સારું. ધોધમાર વરસાદ પડી જાય તો અત્યારે જે આ ગરમી થઈ રહી છે તેમાં ઠંડક આવે!'

ગાડીમાં બેઠા પછી સુરેખાએ હજુ ચડાવી રાખેલા મોંથી જ ગુસ્સામાં કહ્યું : 'મારું નામ છે સુરેખા—'

'હું એ પૂરેપૂરું જાણું છું.'

'એમ? ત્યારે ઘડી પહેલાં તો મેં 'ચિત્રકારબહેન' એવું સંબોધન સાંભળ્યું! તેનું?'

'એ પણ એક સવાલ જ છે. આખું નામ ઉચ્ચારીએ તો જુદાઈ લાગે. અને 'સુરા' શબ્દ વાપરું તો એનો સંસ્કૃત અર્થ (મદિરા) અને મરાઠી અર્થ (છરો) ભારે ભયંકર બની જાય!'

'પણ બે વર્ષ પહેલાં 'સુરુ' નામ મારે માટે જ વપરાતું હતું. અને હવે—'

'હવેની વાત એમ છે કે સુરુનાં ઝાડ માત્ર શોભા માટે જ રખાય છે. ઠેઠ ઇંગ્લાંડ જઈ ચિત્રકળાનું શિક્ષણ લઈ આવેલાં વિદુષીને એ નામે તો શી રીતે બોલાવાય?'

હવે સુરેખાથી હસ્યા વિના રહેવાયું નહિ. દિલીપનો સ્વભાવ પહેલાંના જેવો જ મશ્કરો રહ્યો છે, એ જાણી તે ખૂબ રાજી થઈ. પવનથી વાદળાં દૂર દૂર વિખેરાઈ જાય એમ આ નવીન ભાવના સાથે એના મોં પરની ઉદાસીનતા ક્યાંયે દૂર ઊડી ગઈ. માત્ર વિખેરાઈ જતાં જતાં પણ જેમ વાદળાં વરસાદના છાંટા નાખતા જાય તેમ દિલીપ પોતાને લેવા વખતસર સ્ટેશન પર આવ્યો નહિ તે માટે તેને કંઈક સંભળાવી



દેવાનું સુરેખાને મન થઈ આવ્યું. કાંડે બાંધેલી ઘડિયાળમાં જોતાં તે બોલી: 'ખરું છે કે મોટા માણસો પાસે નાનાઓની કાંઈ કિંમત જ ન હોય!'

સુરેખા શું કહેવા માગે છે તે ન સમજાયાથી દિલીપે માત્ર પ્રશ્નાર્થ મુદ્રા સાથે તેના ભણી જોયું.

'ઘડિયાળ પણ યંત્રમાં જ ગણાય ને?' સુરેખાએ કહ્યું.

'ના ના; માણસમાં ગણાય.'

'એ ઘડિયાળને કદી મેળ ખાય નહિ, જેમ એ માણસોને—'

પોતાનો દાવ આમ ઊલટો પડવાથી સુરેખા મનમાં મનમાં ચિડાઈ ઊઠી. જરા ગુસ્સામાં જ તે બોલી: 'કાંટા ફેરવીને ઘડિયાળને મેળવી શકાય. પણ માણસના મન કાંઈ એ રીતે ફેરવી શકાતાં નથી.'

'હા. એ પણ સાચું. ત્યારે તો હું હવે ઇશ્વરના સોગંદ લઈને કહું છું કે ઘડિયાળ યંત્ર છે.'

હવે સુરેખા તાનમાં આવી. 'પણ તોયે આખરે તો નાનું યંત્ર જ ને?'

'કેટલાંક ઘડિયાળો ખૂબ મોટાં હોય છે.'

'મિલનાં યંત્રો જેવડાં?'

'એવડાં મોટાં તો ક્યાંય નથી જોયાં!'

'માટે જ હું કહેતી હતી કે મોટાં યંત્રો ચલાવનારના ધ્યાનમાં પણ ઘડિયાળ જેવાં નાનાં નાજુક યંત્રો ક્યાંથી આવે? ને એટલે જ સ્ટેશને પોતાનું કોઈ અંગત માણસ આવવાનું છે, એની શુધ. પણ શાની રહે?'

દિલીપની આંખમાં કોઈ કરુણ ભાવ ઊમટી આવ્યો હોય, એવો સુરેખાને ભાસ થયો. પણ એ પળવાર જ ટક્યો, તુરત ખડખડાટ કરી દિલીપ હસી ઊઠ્યો.

'શું છે તે આટલું બધું હસે છે?'

'એમ છે કે ચિત્રકલા તર્કશાસ્ત્ર સાથે લગ્નગ્રંથિથી જોડાવા માગતી હતી. એ અટકી પડ્યું, એટલે હું રાજી થયો.'

'ત્યારે તો લગન અટકી જવાથી તું રાજી થાય છે એમ ગણવું?' એ પ્રશ્ન પૂછતાં સુરેખાના અવાજમાં આવેલો થડકાર છૂપો ન રહ્યો. પોતે કરવા માંડેલી મશ્કરી આમ સુરેખાને દુભવશે એમ દિલીપે ધારેલું નહિ. એને દુઃખ થયું. અવાજમાં નરમાશ લાવી તેણે કહ્યું: 'એમ નથી, રેખા! તારો તર્ક સાવ ખોટો છે એટલું જ મારે કહેવું હતું.'

'તું મિલમાં યંત્રો ચલવે છે એ મારો તર્ક ખોટો છે?'

'હા.'

સુરેખા નવાઈ પામી તેના સામે જોઈ રહી.

'કાલે જ મને કામ ઉપરથી છૂટો કરવામાં આવ્યો છે.' દિલીપે કહ્યું.

'કેમ વારુ?'

'હડતાળ ઉપર જનારા મજૂરોનો પક્ષ લઈ મેં તકરાર કરવા માંડી તેથી.'

'પણ એ ભાંજગડમાં તું પડ્યો જ શા માટે?'

'તું ચિત્રો શા માટે કાઢે છે?'

'એ તો એક સુંદર કલા છે!'

'હડતાળ ઉપર જનારા માનવીઓ પણ જીવંત માનવીઓ છે!'

'જીવંત અને સુંદર એક જ ગણાય?'

'જરૂર, દુનિયામાં જીવનથી સુંદર બીજું શું છે?'

'મૃત્યુ.'

'એ શી રીતે?'

'તાજમહાલ સુંદર નથી શું? પણ તેનો ઉગમ ત્યારે મુમતાઝના મૃત્યુમાં છે.'

'મુમતાઝ તો સમ્રાટની બેગમ હતી. એ કોઈ સામાન્ય મજૂરની પત્ની હોત તો—'

એટલામાં ઘર આવી પહોંચ્યું એટલે દિલીપે ગાડી થોભાવી. ઊભી રહેલી ગાડીનો આંચકો સુરેખાના

શરીરને ને દિલીપના છેવટના વાક્યનો આંચકો સુરેખાના હૃદયને લાગ્યા વિના રહ્યો નહિ.

દિલીપની ઓરડી સાવ સાદી જોઈને સુરેખા ચકિત બની. ઓરડી મોટી હતી, સ્વચ્છ હતી, પણ તે સુંદર છે એમ સુરેખા કોઈ રીતે માની શકી નહિ. દિલીપના ટેબલ પર પડેલાં પુસ્તકો તેણે ફેરવવા માંડ્યાં. કોઈ મરાઠી કે અંગ્રેજી નવલકથા મળી આવશે એવું તેણે ધાર્યું હતું; પણ ત્યાં તો ઉચ્ચાર કરતાં મોં બગાડવું પડે એવા કર્ણકટુ નામવાળા રશિયન લેખકોનાં પુસ્તકો થોકબંધ પડ્યાં હતાં. એક પુસ્તકનું નામ હતું, 'ખેતરો અને કારખાનાં' તો બીજાનું નામ હતું, 'એક મજૂરની આત્મકથા'! કંટાળીને સુરેખા આરામખુરશીમાં પડી. તેણે હસતાં હસતાં દિલીપને ટકોર કરી: 'આ તો પેટમાં પગ જેવું લાગે છે! ચાલ તારી બેંકબુક બતાવ જોઈએ.'

'કેમ. ટિકિટ ખર્ચના વધેલા પૈસા મારે નામે મૂકી દેવા ધાર્યું છે શું?'

'વધે ક્યાંથી? હું તો સેકન્ડક્લાસમાં આવી છું!'

'ઓ હો!'

'મેં તો ધારેલું કે તેં થર્ડ કલાસનું સૂચન મશ્કરીમાં જ કર્યું હશે.'

'પૈસાદારોને મશ્કરી થાય ને ગરીબનો જીવ જાય.'

'તું પણ હવે મજૂરોના આગેવાનોની ભાષાઓ શીખ્યો ખરો! દિલીપ, તારા મગજમાં વળી આ ભૂસું ક્યાંથી ભરાયું?'

'સાચું કહું રેખા?'

'જરૂર.'

'જે રસ્તે તું પેઠી તે જ રસ્તે હોં!'

'એટલે?'

'એટલે કે હૃદય દ્વારા?'

'વાહ વાહ! મારા પરના પ્રેમને તું ગાંડપણનું ભૂસું જ ગણે છે શું?'

'કોઈપણ જાતનો પ્રેમ એ દુનિયામાંહેનું એક ગાંડપણ જ કહેવાય છે.'

'અરે, ફરી વળી મજૂરોનો આગેવાન થવા લાગ્યો!'

'ફરી નહિ. હું માનવી બન્યો છું.'

'એમ? ત્યારે પહેલાં શું હતો?'

'પશુ—'

સુરેખા આંખો ફાડી દિલીપ સામે જોઈ જ રહી.

એણે શાંતિથી કહેવા માંડ્યું: 'સુરેખા! માત્ર પુસ્તકો ભણવાથી કોઈ માણસ નથી થઈ શકતું. પ્રેમ વડે જ થાય છે. પેટ ભરાય પણ જો હૃદય ખાલી—'

'એ બારામાં તારે બીવાની કશી જરૂર નથી. આવડી મોટી આખી ને આખી હું તારા હૃદયમાં ભરાઈ બેઠી છું ને?'

'કેવળ તું અને હું? રેખા! દુનિયા શું એવડી નાનકડી છે?'

'પ્રેમની દુનિયા તો બહુ જ બહુ જ નાનકડી હોય છે.'

'એવી દુનિયા તો ઢીંગલા-ઢીંગલીની જ હોય.'

'અં હં...રાજારાણીની હોય! તાજમહાલ કાંઈ સાઠ માળનો રાજમહેલ નથી; પણ એ કેટલું સુંદર પ્રેમચિત્ર છે!'

કોણ જાણે શું થયું પણ દિલીપ સ્તબ્ધ રહ્યો. થોડી વારે તેણે વાતનો વિષય બદલી ઈંગ્લાંડની વાતો આદરી. સુરેખા ખીલી ઊઠી. 'હસતી વસંત', 'શિશિરનાં ફૂલ', 'ટેમ્સ નદીને કિનારે' વગેરે ઈનામી ચિત્રો પોતે શી રીતે દોર્યાં એની વાત કરતાં કરતાં તે પાછી બાલિકા બની ગઈ. એ બધું સાંભળી લીધા પછી દિલીપે કહ્યું: 'ત્યારે તો હિંદુસ્તાનમાં પણ તારું ચિત્ર જ ઈનામ જીતી જશે.'

'એટલે? કાંઈ શંકા છે! મળવું જ જોઈએ! હું કોણ?'

'તું તો પ્રખ્યાત ચિત્રકર્ત્રી સુરેખા!'



'અં હં...હું તો દિલીપની વાગ્દત્ત વધૂ છું. તારી સાથે હું તાજમહેલ જોવા જઈશ. પૂનમની ચાંદનીમાં હું તારી સાથે હરીશ ફરીશ, મજા કરીશ. પછી એવું તો સુંદર ચિત્ર કાઢીશ કે બસ!'

'ચાલ, ત્યારે હું તને અહીં જ એ તાજમહાલ બતાવું.'

સુરેખાને એમ લાગ્યું કે આગ્રાનાં તાજમહાલના જેવું જ દિલ્હીમાં પણ કોઈએ સુંદર મંદિર બંધાવ્યું હશે. હર્ષમાં આવી તે બોલી ઊઠી: 'આંધળો માગે એક આંખ ત્યારે ભગવાન આપે—'

'આંખે દેખાવા માંડયાં પછી એ આંધળો આંખો મીંચી તો નહિ જાય ને?'

'દિલીપ! તને તો બસ, આડું અવળું ગમે તેમ બોલવાની ટેવ જ પડી લાગે છે.'

બપોરના દિલ્હી માંહેનો નવો તાજમહાલ જોવા માટે સુરેખાને સાથે લઈ દિલીપ નીકળી પડયો. રસ્તે જતાં જતાં સુરેખા મનમાં મનમાં પોતા બંને વચ્ચે થયેલી વાતચીત સંભારતી જતી હતી. નવલકથાનો નાયક પોતાની ભાવિ વધૂ સાથે આવી રીતે કંઈ વાત કરે ખરો? પોતે સ્ટેશને ઊતરી ત્યારથી માંડીને થયેલા બધા પ્રશ્નોત્તરો કોઈ વકીલ અને સાક્ષીના પ્રશ્નોત્તરો જેવા હતા. એનું કારણ શું? શું દિલીપનો પ્રેમ પોતા પરથી ઊઠી ગયો હશે? અગર શું મજૂરોની હડતાળને લીધે એનું હૃદય રુક્ષ બન્યું હશે! ચાલતાં ચાલતાં સુરેખાની નજર પાછળ ખેંચાઈ. એક માણસ તેની પાછળ પાછળ જ ચાલ્યો આવતો હતો. એ ચહેરો કયાંઈ જોયો હોય—બરાબર, સવારે દિલીપની ઓરડીમાંથી પોતે બારી બહાર નજર નાખેલી ત્યારે સડક ઉપર આ જ માણસ ઊભો હતો. ત્યારે શું એ માણસ પાછળ આવતો હતો, એ કેવળ અકસ્માત હતો કે કાંઈ—'.

'રેખા! જો આ મારો તાજમહાલ.'

સુરેખા વિચારતંદ્રામાંથી જાગી ગઈ. દિલીપનાં મસ્કરા સ્વભાવ ઉપર તે ચિડાઈ, કેમકે સામે દેખાતી હતી તે તો મજૂરોની એક ચાલી હતી.

'દિલીપ!—' રેખાએ આંખો ફાડી પૂછ્યું.

'ચાલ. અહીંનું પ્રેમચિત્ર તને બતાવું.'

'આ સડી ગયેલા કેદખાનામાં?'

'આ કેદખાનાં ઊભાં કોણે કર્યાં?'

'કોણે કર્યાં?'

'મૃત્યુ પામેલા માનવીઓ પાછળ મહેલો બાંધનારાઓએ!'

સુરેખા ખૂબ ચિડાઈ ઊઠી હતી, છતાં કશો જવાબ આપ્યા વિના દિલીપ સાથે તે ચાલીમાં પ્રવેશી. રસ્તે મળતા મજૂરો દિલીપને ખૂબ પ્રેમપૂર્વક નમસ્કાર કરતા હતા. બીજે દાદરે ગયા પછી એક નાનકડી ઓરડી પાસે દિલીપ રોકાયો. બહાર ઊભાં ઊભાં જ તેણે પૂછ્યુંઃ 'મહાદેવને કેમ છે?'

'હવે આંખો ઊઘાડી છે.' તુરત જવાબ આવ્યો. અને સાથો સાથ ઓરડીનું બારણું ખોલી એક જૂનું પાનું વસ્ત્ર પહેરેલી વિધવા બારણામાં આવી ઊભી. તેને ખસવાનું કહી દિલીપ સીધો મહાદેવની પથારી પાસે પહોંચ્યો. પ્રેમળ સ્વરે કહ્યું: 'ભાઈ મહાદેવ...'

'હં.'

'હવે ઠીક છે ને?'

'હા મોટાભાઈ.'

'કાંઈ કહેવું છે?'

'બા કયાં ગઈ?'

'તારે રમવા મોટર જોઈએ છીએ ને, તે લેવા બા મુંબઈ ગઈ છે.'

'અને બાપુજી?'

'તારી દવા લાવવા માટે ગયા છે. હવે શાંતિથી પડયો રહેજે, હાં. તારે જલદી જલદી સાજા થઈ





જવું છે ને! ને મોટર આવે એટલે પછી રમવું જોશે ને!'

ધીરે ધીરે મહાદેવના શરીરને પંપાળતાં પંપાળતાં દિલીપે પેલી વિધવા બાઈ સાથે જરૂરી વાતચીત ઉકેલી લીધી. એ વાતચીતમાં લાગણીનું દર્દ હતું. દિલીપ બહાર આવ્યો. દાદરો ઊતરતાં ઊતરતાં સુરેખાએ પૂછ્યું. 'અલ્યા આ છોકરાની બા ક્યાં ગઈ છે?'

'ચાર દિવસ પહેલાં ક્ષયમાં ખલાસ થઈ ગઈ છે.'

'અને બાપ?'

'ગઈકાલના ગોળીબારમાં ખલાસ થયો.'

'ગોળીબાર?'

'બેકાર હડતાળિયાઓએ એકાબૂ બની મિલ પાસે મોટો જમાવ કર્યો હતો. એમને વિખેરવા માટે પોલીસોએ ગોળીબાર કર્યો!'

'ત્યારે તું ક્યાં હતો?'

'આ છોકરાના બાપાની બાજુમાં જ!'

સુરેખાને શરીરે રૂવાં ઊભાં થયાં. થોડીવાર રહીને તેણે પૂછ્યું: 'આજે અત્યારે સ્ટેશને તું મોડો પડ્યો, તેનું આ જ કારણ હતું?'

'એ વખતે હડતાળિયાઓની સભા હતી. તેમને સમજાવવા હું ભાષણ કરતો હતો ત્યારે ગઈકાલના ગોળીબારનો પ્રસંગ મારી નજર સામે તરતો હતો, એટલે ભાષણ કરતી વેળા મને સમયનો ખ્યાલ ન રહ્યો.'

'જીવન સામે કલાનું સ્મરણ જ ન રહ્યું, કેમ?'

દિલીપે હસીને સુરેખાના એ વાક્યનું સ્વાગત કર્યું. 'અને જો હું થર્ડ ક્લાસમાં આવી હોત તો ટિકિટના વધેલા પૈસા—'

'મારી બેંકમાં જઈને જમા કરાવી લેત.'

'આપણે જે તાજમહાલ જોયો એ જ તારી બેંક ને?'

'રેખા! એ પૈસા પેલા માંદા બાળકને ખપ લાગત. તેં પેલી વિધવાને જોઈ! મહાદેવ એનો કોઈ જાતનો સગો નથી! હમણાં તો વળી હડતાલ ચાલે છે: મિલમાંથી જે જૂજજાજ મદદ મળે એમાંથી રોટલો ને ડુંગળીનો દડો ખાઈ એ જીવે છે ને આંખમાં તેલ આંજી આ માંદા બાળકની શુશ્રૂષા કરે છે, તેં મારો તાજમહાલ ને એનું પ્રેમચિત્ર જોયાં!'

× × ×

બીજે જ દિવસે પૂનમ હતી. પોતાના કામકાજની વ્યવસ્થા બીજાને સોંપી દિલીપ સુરેખાને તાજમહાલ બતાવવા નીકળ્યો.

ટિકિટ લેતાં લેતાં દિલીપની પાછળ આજે પણ તેણે કાલવાળા આદમીને જ જોયો. તેના મનમાં એક શંકા પસાર થઈ. વિચિત્ર નજરે દિલીપ ભણી જોતાં જોતાં તે બોલી:

'આજે આપણે જવાનું બંધ રાખીએ તો?'

'રેખા! તું તે કેવી મનમોજી છે!'

'પણ કાલે જઈએ તો?'

'બાપુ; કામ કદી મુલતવી ન રાખવું, અને આ કંઈ અત્યારે જેલમાં જવાની વાત નથી, આપણે તો તાજમહાલ જોવા જઈએ છીએ, કાલનો કાંઈ ભરોસો થોડો જ છે? અત્યારે તું મને અહીં દેખે છે, અને કાલે કોણ જાણે—'

'બસ હવે તારું ડહાપણ!' દિલીપ કંઈ અશુભ બોલી જશે, એમ માનીને રેખા વચ્ચે જ બોલી ઊઠી.

પાછાં ફરતાં તેણે જોયું તો પેલો અપરિચીત માનવી પોતાની આ વાતચીત સાંભળી ખંધાઈભર્યું હસતો હોય એવો સુરેખાને ભ્રમ થયો. કોઈ બિહામણું સ્વપ્ન લાંબા વખત સુધી નજરે તર્યાં જ કરે, તેમ એ અપરિચિત માણસનો ચહેરો કેટલીયે વાર સુધી એના માનસપટ પર ઘેરી છાયા પાડી રહ્યો હતો. પણ છેટેથી તાજમહાલ નજરે પડતાં જ પાછું એ દિલ ચાંદનીમાં નાહવા લાગ્યું. થોડીવારમાં જ સુરેખા એ માનવીનું અસ્તિત્વ ભૂલી ગઈ.



એ અમર મંદિરની દર્શન–સમાધિમાં કેટલો સમય વીત્યો એનું તેને ભાન ન રહ્યું. કોઈ રીતે એની આંખ તૃપ્તિ અનુભવતી ન હતી. આ પ્રેમ–મંદિર જો દિવસે પણ આટલું સુંદર લાગે છે, તો પૂનમની ચાંદનીમાં તો તે ચંદ્રવિકાસી કમળના જેવું જ દેખાતું હોવું જોઈએ. આરામ અર્થે તેઓ બંને બેઠાં ત્યારે તો નાના બાળકની પેઠે સુરેખાએ દિલીપને કહ્યું: તાજમહાલ કેટલો કેટલો સુંદર દેખાય છે, ખરું! અદ્‌ભુત!'

'એમાં એક જ ખામી છે.'

સુરેખાએ ભ્રૂકુટિ ઊંચી કરી પ્રશ્ન કર્યો; 'શું?'

'ગરીબોને કાંઈ નહિ તો એક જ દિવસ અહીં રહેવાની રજા મળવી જોઈએ.'

'મોં મચકોડી નાક ચડાવી સુરેખાએ કહ્યું: 'દિલ્હીમાં સરાઈઓ અને ધર્મશાળાઓનો દુકાળ પડ્યો છે શું?'

'રેખા! આ તાજમહાલ કોણે બાંધ્યો?'

'શાહજહાંએ.'

'નહિ નહિ; એની ગરીબ પ્રજાએ! આ તાજમહાલ પાછળ ખર્ચાયેલા પૈસા—'

'પણ આ સુંદર કલ્પના તો શાહજહાંની જ ને?'

'જો શાહજહાંની કલ્પનાની વાત કરે છે! શાહજહાં પોતે શું તારા જેવો ચિત્રકાર હતો? અગર શું કોઈ મહાશિલ્પી હતો? દુનિયામાં નામ પ્રખ્યાત થયું શાહજહાંનું, પણ જેની બુદ્ધિએ આ તાજમહાલને જન્મ આપ્યો, એ ગરીબ કલાકાર—'

'શાહજહાનને મુમતાઝ પ્રત્યે આટલો બધો પ્રેમ હતો એથી જ તો આ તાજ—'

'મુમતાઝે પોતાની આત્મકથા લખીને એમાં જો કાંઈ આવું લખ્યું હોત તો—'

'તને માણસ ઉપર કશો વિશ્વાસ જ નથી શું?'

'છે; પણ તે માનવી તરીકે, દેવ તરીકે નહિ. શાહજહાન કલાપ્રેમી હશે, પણ એને સાચા પ્રેમનો ક્યાં ખ્યાલ હતો?'

'શા પરથી નહોતો?'

'એ અંગે તો હજારો સાક્ષીઓ તૈયાર છે! એના જનાનખાનામાંહેની અસંખ્ય સ્ત્રીઓ. ઠાર કરવામાં આવેલા તેના ભાઈઓ—'

'દિલીપ—'

'શું રેખા? સત્ય સુંદર હોય છે એમ કીટ્‌સ બોલે છે, તે યાદ છે ને?'

'તું તો કેવો ભયંકર માણસ છે!'

'શાહજહાં જેવો?—'

સુરેખા એનો કંઈક જવાબ આપવા માગતી હતી, પણ ત્યાં તો પડખે થોડાક લોકોને આવતા દીઠા, એટલે તે અટકી ગઈ. કાલથી વારેવારે નજરે પડતો પેલો આદમી ફરી ચોખ્ખો દેખાતાં જ તે ગૂંચવાઈ ગઈ. બીજી જ પળે તેને ખુલાસો મળી ગયો. એ માણસ એક સી. આઈ. ડી. હતો. દિલ્હી છોડી દિલીપ ક્યાંઈ નાસી જાય છે એમ સમજી એણે પોતાની ફરજ બજાવી. તાજમહાલની સામે જ તેને પકડવામાં આવ્યો. હડતાળિયાઓની સભામાં શાંતિનો ભંગ થાય તેવી ઉશ્કેરણી કરનારું ભાષણ કરવાનો તેના પર આરોપ હતો. પોલીસને આધીન થતાં થતાં દિલીપે સુરેખાને કહ્યું: 'રેખા! સત્ય ભયંકર હોય એ જ સાચું ખરું કે નહિ?'

આંસુભરી આંખે સુરેખા તાજમહાલ અને દિલીપ ભણી વારા ફરતી જોતી હતી. સૌંદર્ય અને સત્ય—કલા અને જીવન—વચ્ચેના તીવ્ર વિરોધને જોઈને જ હોય તેમ તેની આંખે આંસુની ધારા ચાલી.

× × ×

× ×

અખિલ ભારતીય ચિત્ર-પરિષદનું ઈનામ,

"પ્રેમચિત્ર"

સુરેખાનું નામ સાર્થક કરનારી ચિત્રકર્તી.

પ્રેમ ઉપર પ્રકાશ ફેંકનારો તાજમહાલ.





જેલની કોટડીમાં ઉપરનાં મોટાં બીબાંઓમાં છાપેલાં મથાળાં વાંચતાં વાંચતાં દિલીપનું દિલ ત્યાંથી બહાર દોડી ન્યાયમંદિરના વિશાળ હૉલમાં પહોંચ્યું. કેસ સાંભળવા માટે સુરેખા હાજર હતી. બચાવ કરતી વખતે પોતાના ભાષણના સમર્થનમાં દિલીપે તાજ-મહાલનો ખાસ દાખલો આપ્યો હતો—

'તાજમહાલ બંધાવવા માટે દરેકેદરેક વ્યક્તિ શાહજહાંનાં વખાણ કરે છે. પણ એ બંધાવવા માટે એણે કેટલા મજૂરોને વેઠે લીધા હતા, એ બેનમૂન મકરબો બાંધવા માટે કેટલા કારીગરોએ લોહીનું પાણી કર્યું હતું, અગર તો એમાં ખર્ચાયેલા અઢળક પૈસા કરરૂપે ભરતી વખતે લાખ્ખો ગરીબ લોકો કેટલા બેહાલ બન્યા હશે, એનો કોઈ વિચાર સરખો કરે છે ખરું ?'

પોતાના આ સવાલને ઉડાવી દેવો હોય તેમ ન્યાયાધીશે સહેજ ચીડમાં જ કહ્યું: 'ત્યારે તો એમ લાગે છે કે તમે કલાની વિરૂદ્ધ છો !'

'હું કેવળ કલા નથી માગતો. જીવન સાથે વણાઈ ગયેલી કલા હું માગું છું.'

'એનો અર્થ ?'

'જો હું અર્થ આપવા બેસું, તો જે ભાષણ સારુ મારા પર ખટલો (કેસ) ચલાવવામાં આવ્યો છે, તેવું જ બીજું ભાષણ કરવું પડે !'

કેસનો નિકાલ કરી શિક્ષા ફરમાવાઈ ત્યારે સુરેખાની વિદાય લેતાં લેતાં પોતે કહેલું: 'રેખા ! આજથી આપણા બંનેના માર્ગો જુદા પડે છે.'

'કઈ રીતે તે સમજાવશો ?' સુરેખાએ ગદ્ગદ્ બની પૂછ્યું.

'મારો માર્ગ જેલનો છે, તારો તાજમહેલનો છે.'

'પણ આગળ જતાં તે મળી પણ જાય !'

'શું જેલ અને તાજમહેલ એક બની જશે?'

'શા માટે ન બને ?'

સુરેખાના એ જવાબથી ખુશ થતો થતો નવાઈ પામી પોતે જુદો પડ્યો. પણ છાપામાંની હકીકત વાંચ્યા પછી સ્પષ્ટ થયું કે સુરેખાની ચટકદાર વાતચીતમાં બહુ ઊંડો અર્થ હતો નહિ.

એ સમાચારે દિલીપના હૈયાને ભાંગી નાખ્યું હતું. સુરેખા પોતાની કલાનો ઉપયોગ કેવળ નિર્જીવ સૌંદર્યના મર્યાદિત ક્ષેત્રમાં જ કરવાની, જ્યારે પોતે તો માનવી જીવન જ સૌંદર્યભર્યું બને તે માટે પરિશ્રમ કરશે—ઝગડશે ! બંને દૃષ્ટિમાં બે ધ્રુવો જેટલું અંતર છે ! અર્થાત્ હવે લગનના કૉલ તોડી નાખ્યા વિના બંનેને સુખ નહિ જ સાંપડે.

મનમાં આવા નિશ્ચય સાથે શૂન્ય ચિત્તે દિલીપે જેલની ઓરડી બહાર નજર દોડાવી, ત્યાં ઑફિસમાંથી કોઈ તેને તેડવા આવતું હતું. તેની મુલાકાત લેવા માટે કોઈ આવ્યું હતું. એણે તર્ક કરવા માંડ્યો: 'અત્યારે કોણ આવ્યું હશે ! સુરેખા તો નહિ હોય ?'

અશક્ય ! તાજમહાલનું કાયમી 'ઘરેડવાળું' પ્રેમચિત્ર દોરી તુરત પોતાને મળવા આવવાની હિંમત એ દાખવી જ ન શકે ! પણ—પણ કદાચને 'હવે આપણે પરણી નહિ શકીએ' એમ કહેવા સારું જ તે કાં ન આવી હોય ! એ કલ્પના મગજમાં આવતાંની સાથે જ દિલીપ વ્યાકુળ બની ગયો. પણ ઘડી પહેલાં જ પોતે એવા નિર્ણય ઉપર જ આવ્યો હતો તે યાદ આવતાં તે મનમાં જ હસી પડ્યો.

દિલીપે ઑફિસમાં પગ મૂકતવિંત જ ખુરશીમાં બેઠેલી સુરેખા ઊભી થઈ. દિલીપે ટાણો માર્યો: 'વર્ગમાં શિક્ષક પ્રવેશતા હોય, એવો જ બરોબર દેખાવ થયો આ તો !'

સુરેખાએ માત્ર મોં મલકાવ્યું.

'ઈનામ મેળવવા માટે મારાં ઘણાં ઘણાં અભિનંદન !' છતાં સુરેખા મૂંગી રહી. તેને મૂંગી રહેલી દેખી દિલીપે કહ્યું: 'હવે તારે કોઈ સુદર ચિત્રકાર સાથે લગ્નગ્રંથિથી જોડાઈ જવું જઈએ.'

સુરેખાએ ગંભીર બની જવાબ આપ્યો: 'એ નક્કી થયાનું કહેવા માટે જ તો હું આવી છું !'



'એ શેનાં ચિત્રો દોરે છે?'

'પ્રેમનાં.'

'તો તો એને પણ કાંઈક ઇનામ મળ્યું જ હોવું જોઈએ.'

'હા, મારા પહેલાં જ ઇનામ મળી ગયું છે.'

'ઓ હો! એમનું મુબારક નામ?'

આંસુ રોકી સુરેખાએ કહ્યું: 'નામમાં જરા ગોટાળો થયો છે હોં!'

'શો વારુ?'

'એનું ને તારું નામ એક જ આવે છે.'

સુરેખાના અત્યાર સુધીના બધા જવાબોનો અર્થ હવે એકાએક દિલીપના ધ્યાનમાં આવી ગયો. તેણે તુરત ઉમેર્યું: 'પણ તાજમહાલ ઉપર મને કેટલી ઇંતરાજી છે, એ તું જાણે છે ને?'

સુરેખાએ સાથે આણેલું ચિત્ર ખોલીને તેની સામે ધર્યું. ચિત્રમાં યમુનાના જળમાં પડેલું તાજમહાલનું પ્રતિબિંબ નદીને કાંઠે ઊભેલા તાજમહાલ કરતાં ઘણું વધારે સુંદર હતું. દુઃખથી ભરેલા જીવનપ્રવાહને રમણીયતા ધારણ કરાવનાર પ્રેમની જાણે એ મૂર્તિ ન હોય! ચિત્ર તળે લખ્યું હતું—

'જીવનકલા'

'આ નામ કાંઈ બરાબર ન કહેવાય.'

'કેમ ન કહેવાય? આ યમુનાનું પાણી છે, આ તાજમહાલ છે. જીવન-કલાનો સંયોગ છે. જીવનરૂપી હૃદયમાં જ કલા જણાય ને? તીર ઉપરના તાજમહાલ કરતાં પાણી માંહેનો પ્રતિબિંબિત તાજમહાલ વધારે સુંદર નથી દેખાતો શું?'



પંકજ

## મત હરખા

પાગલ મન તું મત હરખા,
સ્હેજ હસાવી લેતું કોઈ અસુવનના પરખા—
મત હરખા:

પલમાં મલકે નમણી પાંપણ,
પલમાં વરસે ઉરનાં શ્રાવણ:
પલ પલ બદલે દુનિયા એના,
અબ છોડ ઓર અભરખા—
મત હરખા:

મરકે મીઠું ગગન સિતારો,
દેશે શું એ જીવન સહારો?
મેલી દે મૃગજળની માયા,
ભવરણમાં મૃગ તણા એ વલખા—
મત હરખા:

આ કાંઠે છે ગીત સોહાનું,
ઓ કિનારે ડૂબેલ ભાનુ:
ભેદ ભરમ તો મનખે મન—
કાલ આગે સબ સરખા:
મત હરખા—



'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.





ભદન્ત આનંદ કૌસલ્યાયન

# સૌંદર્યની કિંમત

રૂપગર્વિતા નારી અના રૂપ માટે સદાય ગર્વ લેતી હોય છે. એ ગર્વ કયારેય પણ ખંડિત થતો અનુભવાતો જ નથી હોતો. પણ અહીં આપણા દેશના એક અજોડ અભ્યાસી આ નાની વાતમાં કેટલું બધું કહી જાય છે? થી ગુણવંત છો. શાહે આ વાત ગુજરાતીમા ઉતારેલ છે......

સ્ત્રી અને પુરુષ વચ્ચેના આકર્ષણના કોયડાનો ઉકેલ લાવવા માટેની ચર્ચા અને લખાણપટ્ટી અનાદિ કાળથી થતાં આવ્યા છે છતાં હજી એ જેમનો તેમ વણઉકેલ્યો પડ્યો છે. હજી પણ સ્ત્રી પુરુષ તરફ આકર્ષિત થાય છે અને પુરુષ સ્ત્રી તરફ. પરંતુ એવું શા માટે છે? પાણી શા માટે ઠંડુ હોય છે અને અગ્નિ શા માટે ગરમ હોય છે એ, જેમ નથી કહી શકાતું તેમ આનુ પણ છે.

આ પ્રકારનું માત્ર મર્ત્યલોકમાં જ છે એવું નથી. દિવ્યલોકના દેવતાઓમાં પણ આવું બને છે.

ઉદયપ્રભા રાજકુંવરી હતી. તે સર્વાંગ સુંદર હતી. તેનો પતિ પાણિગ્રહણ કર્યા પછી તરત મૃત્યુ પામ્યો હતો.

તે એક સપ્તશૃંગી પ્રાસાદમાં બેઠી હતી. અત્યંત વિલાસી શયનગૃહમાં તે એકલી જ હતી.

કોણ જાણે કયાંથી, કેવી રીતે, એક દેવપુરુષ ત્યાં આવી ચડ્યો. તે બોલ્યો, 'સુહાસિની સુંદરી! એક રાત આપણે સાથે રહીએ તેવી યાચના કરું છું. મને સંતુષ્ટ કર. તારા માટે સુવર્ણથી ભરપૂર આ થાળ લાવ્યો છું.'

જવાબ મળ્યો, 'મારા પતિ સિવાય અન્યની મેં કદી ઇચ્છા કરી નથી. આપ પાછા ફરો.'

વીલે મોએ તે અદૃશ્ય થઈ ગયો.

બીજે દિવસ, એ જ પુરુષ, એવો જ થાળ.

પણ આજે એમાં ચાંદી હતી. સુવર્ણની જગ્યાએ. પેલી આજે કશો ઉત્તર જ ન આપ્યો. પુરુષ થોડી વારે ચાલ્યો ગયો.

ત્રીજે દિવસ. એ જ દેવ-પુરુષ આવ્યો. હાથમાં થાળ હતો. આજે એમાં નહોતું સુવર્ણ, નહોતી ચાંદી. માત્ર ત્રાંબુ ભર્યું હતું.

થાળમાંના આ રોજના પરિવર્તનથી જાગૃત થયેલી જિજ્ઞાસાને સંતોષવા માટે રૂપસુંદરી બોલી, 'દેવ! તું આમ શા માટે કરે છે? મારા માટેના પુરસ્કારમાં ઉત્તરોત્તર ઘટાડો શા માટે કરે છે?—સ્ત્રીને પોતા તરફ આકર્ષિત કરવા માટે અન્ય પુરુષ તો વધારો કરતા હોય છે!'

દેવતાએ ઉત્તર આપ્યો તે આ હતો: 'રાજસુંદરી! નિરર્થક પુરસ્કાર ગુમાવનાર સામાન્ય ક્ષુદ્ર પુરુષ જેવો હું નથી. સૌંદર્ય સ્થાયી તો રહેનાર નથી. દિનપ્રતિદિન એ તો ઘટતું જ જાય છે. એ પ્રમાણે તું પણ સૌંદર્ય, આયુષ્ય અને વર્ણમાં ઘટતી જાય છે માટે હું પણ તારું મૂલ્ય ઘટાડું છું અને એટલે પુરસ્કાર પણ ઘટાડું છું.'

*

પછી શું થયું એની ખબર નથી. પરંતુ રાજકુંવરીનો મૃત પતિ દેવયોનિમાં જન્મીને પોતાની પ્રિય પત્નીની પરીક્ષા લેવા નહિ આવ્યો હોય, તેની શી ખાત્રી!

*

શેખાદમ આબુવાલા

## એ જ મારે જાણવું છે

એ જ મારે જાણવું છે, એ જ મારી શોધ છે.
આ સમયનો ક્રોધ છે કે કોઈનો અવરોધ છે!
કોણ આ દુશ્મન બની બેઠું હશે ઈન્સાનનું?
સુખના છે છાંટા ફક્ત ને દુઃખનો મોટો ધોધ છે!

અનવર આગેવાન

# ચૈતાવર

પુષ્પબહારમાં વસંત ખીલી હોય, કોકિલના ટહુકાથી કુદરતનું સંગીત અબંધ ચાલુ હોય એવો એ ચૈત્ર માસ આપણી સંસ્કૃતિએ મહત્ત્વનો ગણ્યો છે. ગીત અને આલાપનો એ મધુ માસ પ્રાંતિપ્રાંતની મહત્તા રજૂ કરે છે અહીં મૈથિલીનાં લોકગીતોથી ચૈત્ર માસનો મહિમા વર્ણવાયો છે……

મૈથિલી લોકગીતોમાં 'ચૈતાવર'ની મધુરિમા ને કોમળતા તો અનોખી છે. એમાં વસંતની રસમસ્તી અને રંગીન ભાવનાઓના હૃદયંગમ ચિત્રો ઉપસ્યાં છે. આ ગીતોનો મુખ્ય વિષય પ્રેમ-શૃંગારનો છે. હોળી પછી ચૈત્ર મહિનો બેસતાં જ 'ચૈતાવર'ના સ્વર આલાપવા મંડે છે, ત્યારે એ સંગીત-માધુરી હૃદયને મંત્ર-મુગ્ધ બનાવી દે છે. જાણે, આ ગીતોના શબ્દે-શબ્દમાં કોઈ અનોખો જાદુ ભર્યો છે. આ મનોરમ ગીત-શૈલીના કેટલાક નમૂના અહીં આપ્યા છે:

નઈ ભેજે પતિયા
આયલ ચૈત ઉતપતિયા હો રામા
નઇ ભેજે પતિયા
બિરહી કોયલિયા શબદ સુનાવે
કલ ન પડય અબ રતિયા હો રામા
નઈ ભેજે પતિયા
બેલી-ચમેલી ફૂલે બગિયા મેં
જોવના ફૂલલ મોરે અંગિયા હો રામા
નઇ ભેજે પતિયા

ભાવાર્થ— હાય રામ! ઉતપાતી-શરારતી ચૈતર આવ્યો. પણ મારા પરદેશી પિયુએ સંદેશોય ન મોકલ્યો.

વિરહી કોયલ કૂજી રહી છે. હે સખિ, એને સાંભળી મારી સારી રાત નીંદ વગરની વેરણ બને છે.

હાય રામ! મારા પ્રવાસી પ્રિયતમે સંદેશો ન મોકલ્યો?

વન-ઉપવનમાં બેલા અને ચમેલી ચટકતી ખીલી છે અને-હે સખિ, અહીં મારા દેહમાં-ચોલીમાં જોબન ખીલ્યું છે.

હાય રામ! મારા પિયુએ સંદેશાની ચબરખીયે ન મોકલી!

આ ગીતો ગાવાની રીત તદ્દન જુદી જ છે. ગીતની શરૂઆતમાં અને અંતમાં 'રામા' અથવા 'હો રામા' શબ્દનો સુંદર લહેકો ગવાય છે.

આમ્ર-મોરની તાજી સુગંધે સમસ્ત વન-ઉપવન મહેકી ઊઠે છે. મંજરીઓ પર બેઠી કોયલ કૂજે છે અને ક્યાંક નાની-નાની કળીઓ લચી રહી છે તો ક્યાંક નાની-નાની કૂંપળો, ડાળખીઓ પરસ્પર આલિંગી રહી છે. આ રંગરૂપ અને રસમસ્તીથી સરાબોર પ્રકૃતિને જોઈ વિરહિણીનું મન વ્યાકુળ બને છે. પ્રિયતમની સ્મૃતિ પ્રબળ બને છે; ત્યારે એના કંઠમાંથી વેદના વાણીસ્વરૂપે સાકાર બની ગૂંજે છે:

ચૈત બીતિ જયતઇ હો રામા
તબ પિયા કી કરે અયતઈ
આ રે અમુઆ મોજર ગેલ
ફૂરિ ગેલ ટિકોરવા
ડારે-પાને ભેલ મતલવા હો રામા
ચૈત બીતિ જયતઇ હો રામા
તબ પિયા કી કરે અયતઈ?

—ઓ રામ! જ્યારે ચૈત્ર વીતી જશે, ત્યારે પ્રિયતમ શું આવીને કરશે? આંબે મોર બેઠા છે, કૂંણી-કૂંણી કુંપળો કિલ્લોલતી ડોળી છે. નાની-નાની કૂણેરી ડાળો રસભરી લચીપચી છે.

ઓ રામ! ચૈત્ર વીતી જશે, ત્યારે પ્રિયતમ આવીને પણ શું કરશે? મતલબકે, મધુમાસની મોસમ વીતી ગયા પછી આવવું શા ખપનું!

આવી મનભાવના ઋતુમાં પિયુ આવી જાય, તો એથી વધુ સુખદ કલ્પના બીજી કઈ હોઈ શકે? તે પ્રિયતમના આગમનની આગાહી, સંકેત કેવી કેવી ચેષ્ટાઓ દ્વારા જાગે છે એનું ઉત્કૃષ્ટ ઉદાહરણ આ નિમ્ન ગીત પૂરું પાડે છે સાથોસાથ એમાં ભારની ઝૂલતી રસમયના વિરહિણીઓના દૂખિત હૃદયને પ્રફુલ્લિત બનાવવામાં વિશેષ રૂપથી સફલ બની છે:—

બાઇ આંખ મોર ફરકે હે નનદી
પિયા આજુ અચયિન
કિતનો સંવારી માથે ક બેની
બાર-બાર સખિ ખસકે હે નનદી
પિયા આજુ અચયિન
ખુલિ-ખુલિ જાય બન્દ અંગિયા ક
સિર ક સારી સરકે હે નનદી
પિયા આજુ અચયિન

—મારી ડાબી આંખ ફરકે છે, હે નણદી! આજ મારા પ્રિયતમ આવશે. હું કેટલીય વાર માથાની વેણી ગૂંથું છું, માથું સંવારું છું, પણ હે નણદી, તે વારે વારે ફસકી જાય છે. આજ મારા પિયુ આવશે.

મારી ચોળીના બોરિયા (બટન) રહી-રહીને ઊખડી જાય છે, અને માથાની સાડી વારે વારે સરકી જાય છે. હે નણદી, આજ મારા પિયુ આવશે!

આમ વિરહિણીના કેટલાય દિવસો ઇંતેજારમાં વીતી ગયા. છતાંય તે પ્રતિપળ પાંપણને પલકારે પ્રિયતમની પ્રતીક્ષા કરતી, પ્રિયમિલનનું સ્વપ્ન જોયા કરે છે:—

રતિયા કે દેખલો સપનવાં રામા
કિ પ્રભુ મોર આયલ
મોહિ વિરહિનિ ક બાન સમ લાગય
પપિહા ક નિઠુર વચનમા રામા
ખાન-પાન મોહિ કિછુ ને ભાવય
આપ જાય કુબ્જા રસ બેસ લેલ
છન નહિં મોહિ ચયનમા રામા.

—હે સખિ, રાતે મને સોણલું આવ્યું કે, મારા પ્રિયતમ જાણે પધાર્યાં!

મને વિરહિણીને બપૈયાની નિષ્ઠુર બોલી તીર જેવી લાગે છે. (કારણ કે મને સુતી સપનામાંથી જગાડી—એવો નિર્દેશ કરાયો છે.)

ખાન-પાન કંઈ નથી ભાવતું. સુખની સેજ પણ નથી ગોઠતી. ઓ રામ!

શ્રીકૃષ્ણ તો કુબ્જાના પ્રેમપાશમાં બંધાઈ ગયા અને અહીં મને ક્ષણભર પણ ચેન પડતું નથી.

વિજોગણની મર્મવેદનાનું સજીવ ચિત્ર આ પંક્તિઓમાં દૂબહુ ઝીલાયું છે. ધરતીના કૂંડામાંથી ફૂટી નીકળતા અંકુરની જેમ અણીયાળો કાંટો વિજોગણના હૃદયમાં ખૂંચીને ઘાયલ કરી નાખે છે:

આધી-આધી રતિયા હો રામા
બોલઇ છઇ પહુરૂઆ
અબ ને જાયબ તોહિં પાસ
બેંગન તોડે ગેલોં ઓહિ બેંગનબરિયા
ગડિ ગેલ છતિયા મેં કાંટ હો રામા
કે મોર છતિયા ક કંટવા નિકાલત
કે મોર દરદ હરિ લેત
દેઓરા મોર છતિયા ક કંટવા નિકાલત
સંઇયા દરદ હરિ લેત હો રામા!

—અરધી રાતે પહરુ બોલ્યા કરે છે, હે પ્રિયતમ! હવે હું તારી પાસે નહીં આવું!

રીંગણા તોડવા વાડીએ ગઈ, ત્યાં મારે હૈયે કેર કાંટો વાગ્યો, હે પ્રિયતમ! કોણ મારી છાતીનો કાંટો કાઢશે? અને કોણ મારા હૈયાની પીડા હરશે?

દિયર મારી છાતીનો કાંટો કાઢશે અને પિયુ મારા હૈયાનું દુઃખ દૂર કરશે.

અંતમાં, રતિરસ અભિસારનું એક આકર્ષક ચિત્ર જોઈએ. એમાં પરદેશી પિયુના આગમનથી હરખાતી સ્ત્રી એના સ્વાગત કાજે ફૂલની માળા ગૂંથી એને પહેરાવવા સુરભિત સેજે સુવાડી, અંતરના આલિંગને લપેટી લેવા ઉત્સુક થતી ગાય છે:

ચલુ સખિયા હે મલિયા કે બગવા રામા
કિ ચલુ સખિયા હે
ડાલા ભરિ લોઢવોં ચંગેરી ભરિ લોઢવોં
કિ બરવોં બોઇછવા રામા
કિ ચલુ સખિયા હે
ફુલવા લોઢિ-લોઢિ હરવા ગુંથઓવોં
પિયા ક ગરવા પૈન્હએવોં
રાત હોત પિયો ઘરવા મેં અચયિન
સેજિયા ઝારિ ગધા લપટયબિન રામા
કિ ચલુ સખિયા હે!

—હે સખિ, ચાલો માળીના બાગમાં! ત્યાં



જયમલ્લ પરમાર

# ભગતબાપુ

જે અજોડ પ્રવૃત્તિએ આખા વિશ્વના મોંમાં આંગળાં નખાવ્યાં છે એ પૂ. વિનોબાજીની ભૂદાન પ્રવૃત્તિ ઉપર લખાયેલું ત્રિઅંકી નાટક **ભૂદાન** એક પાવરધા કલમ-કસબીએ લખેલ છે અને સફળતાથી અનેક ઠેકાણે ભજવાયેલ છે તેમાંથી વાનગી રૂપે અહીં એક જ પ્રવેશ મૂક્યો છે........

[ગોરિયાળી ગામની સીમ જંગલ જેવી છે. ખાડા ટેકરા અને ટેકરીઓ ઝાડીને કારણે મોટા જંગલ જેવી લાગે છે. નાની ખોપું પણ છે અને આ ડુંગરાળ ધરતીને ઘસાઈને એક બાજુ નદી ચાલી જાય છે. બીજી બાજુ એક ધોરી ગાડામાર્ગ ચાલ્યો જાય છે. આજકાલ સુરેશની ટોળીએ સંતાવા માટે આ જંગલનો આશરો લીધો છે. એક બાજુ સાંતલપર ગામ, બીજી બાજુ ગોરિયાળી અને ફરતાં પચાસ ગામનું કેન્દ્રવર્તી સ્થાન આ જંગલ છે. ભગતબાપુના રામજી મંદિરની જગ્યા પણ અહીંથી માંડી ચાર પાંચ કોસને પલ્લે પડી છે. ગોરિયાળી અને સાંતલપર વચ્ચે ૨૦ ગાઉનું અંતર પડ્યું છે. પણ આ જંગલથી ગોરિયાળી ગામ ત્રણ ચાર માઇલ જ દૂર છે. ગોરિયાળી જમીનદારી ગામ છે. જમીનદારી તકરારને કારણે આજકાલ ખેડૂતો સાંતી નથી જોડતા. છેલ્લા થોડા દિવસથી તો જમીનદારો અને ખેડૂતો વચ્ચે એવો તંગ મામલો ચાલે છે કે જમીનદારો હથિયારધારી રક્ષકો રાખે છે. સવારે આવીને સાંજે પડખેના શહેરમાં ચાલ્યા જાય છે. કેટલાક જમીનદારો ભાગી ગયા છે. જ્યારે ગામના ચોરાનો કબજો લઈને સરકારી પોલીસોની એક હથિયારધારી ટુકડી પડી છે. ખેડૂતો ને જમીનદારો બંને ત્રાસ ત્રાસ પોકારી રહ્યા છે. એટલે છેવટના નિવેડા માટે મરણીયા બનતા જાય છે. આ જંગલની એક ખોપમાંથી ગ્લાનિ ઉપજાવતા દુહા સંભળાય છે.]

**ભેરવ જપ ખાવો ભલો ભલો અગનઅંઘોળ,**
**પણ રૂદિયે રાતોચોળ ડામ પાપનો દોહ્યલો;**
**ભીતર તો ભડકા બળે ને ધુંવો ન ભાળે કોઈ,**
**મરવું રોઈ રોઈ માથું પટકી મરદને;**
**મોભ મલોખું નીકળ્યું ને ભેરૂ એરૂ જેમ**
**આવો નો'તો વે'મ કે ખૂટલ થાશે ખીલડા.**

[રસ્તા ઉપર બે કુમારવયની છોકરીઓ વાતો કરતી ઝડપથી આવતી હોય એવું સંભળાય છે. ટેકરા પાછળથી એક બંદૂકધારી આદમી ઊભો થાય છે. નેજવું કરીને મારગ માથે નજર ફેંકે છે. બંદૂકધારીએ માથે પાઘડી, અંગે કેડિયું, ચોરણો અને મોઢે બુકાની બાંધી છે. કપડાં મેલાં ને ફાટેલાં છે. વળદાર મૂછો છે. કેડે તમંચો અને જમૈયો ખોસ્યા છે. મારગ માથે નજર કરતાં બે છોકરીઓને વાતો કરતી ઝડપથી ભગતબાપુના આશ્રમનો મારગ પકડવા આ બાજુ આવતી જોઈને બંદૂકધારીના મોઢા ઉપર મલકાટ પથરાય છે. છોકરીઓ વાતો કરતી નજીક આવે છે. બંદૂકધારી ટેકરા પાછળ પાછો લપાઇ બેસે છે. છોકરીઓએ ગામડાના વેપારીની દીકરીઓ જેવાં કપડાં પહેર્યાં છે.]

રૂખી : મંગુ! હાલ આપણે ઝટઝટ ભગતબાપુના આશ્રમે પહોંચી જઈએ. મને તો આ ડુંગર જોઈને બીક લાગે છે.

મંગુ : રૂખીબેન! એમાં વળી બીક કેવાની? અમે તો આંઈ રોજ અડાયાં છાણા વીણવા આવીં છીં. હવે બાપુની જગ્યા કાંઈ આઘી નથી. એ ધજા ફરૅકે આ, આમ જુઓ?

---

ડાલા ભરી-ભરીને ફૂલ વીણીશ, અને ખોઈ ભરીશ. ફૂલ વીણી-વીણીને હાર ગૂંથીશ, અને એ હાર મારા પ્રિયતમને ગળે પહેરાવીશ.

રાત પડ્યે પ્રિયતમ ઘેર આવશે. હું સેજ સંવારીને એને મારા ગળે વિંટાળી લઈશ.

હે સખિ, માળીના બાગમાં ચાલો!

આ રીતે મૈથિલી લોકગીત 'ચૈતાવર'માં પ્રેમ-મસ્તીની અખંડધારાથી પ્રવાહિત છે. સાથે એના ભાવોની સુકોમળતા, શબ્દોનું માધુર્ય અને માર્મિકતા ભરી પડી છે.





[ રૂખી ધજાનો ફરકાટ જોવા ઊંચી ડોકે નજર નાખે છે. બરાબર ટેકરા પાસે આવે છે ને બંદૂકધારી રૂખીને બોલાવે છે. ]

બંદૂકધારી : રૂખીબોન !

[ ત્યાં તો બંને છોકરીઓથી ચીસ પડાઈ જાય છે. બંદૂકધારી જરા છોભીલો પડે છે જરા થોભીને બહાર આવે છે ત્યાં તો છોકરીઓની રાડ નીકળી જાય છે. બંને આડા હાથ કરીને કહે છે. ]

બંને છોકરીઓ : નઈ...નઈ... નઈ...નઈ...

બંદૂકધારી : (વધુ છોભીલો પડતાં) રૂખીબોન ! ડરો માં, ઈ તો હું ધૂડો. એટલી વારમાં ભૂલી ગિયાં ?

[ એમ કહીને ધૂડો મોઢેથી બુકાની છોડે છે. બંને છોકરીઓ ફરીથી ચીસ પાડીને ગભરાતી હાથથી મોઢું ઢાંકી દે છે. ]

ધૂડો : હું તમને નઈ મારૂં બોન ! ઘણે દીએ તમને જોયાં અટલે મને થિયું કે લાવ બોલાવું.

[ છોકરીઓ રડે છે. થોડીવારે ]

રૂખી : ( ડુસકાં ભરતી ભરતી ) તમે ..તમે...... તમે મારા મામાને મારી નાખ્યા. તમે બારવટીઆ છો.

[ ધૂડો નિઃશ્વાસ મૂકે છે. ]

ધૂડો : હાચી વાત સે બોન ! પણ તમને કાંઈ મારૂં ? તમને તો મેં ઉસેરીને મોટાં કર્યાં સે.

[ રૂખી જોરથી રડી પડે છે. ]

રૂખી : ( ડુસકાં ભરતી ભરતી ) તમે......તમે... મારા બાપુને ઘાયલ કર્યા, અમારાં ઘર સળગાવી નાખ્યાં. હું...હું... જસુભાઈ મને ને બાને મામાને ન્યાં મૂકી ગ્યા. તમે મારા મામાનેય મારી નાખ્યા.

[ એમ કહેતી રૂખી મુસકે મુસકે રડી પડે છે. ધૂડો ગળગળો થ૦ જાય છે.-બંદૂક ઉપર ટેકો દઈને ઘડીભર મૌન રહે છે. ]

[ હથિયાર આઘાં મૂકે છે. ]

ધૂડો : બોન ! બાપુને મેં નથી માર્યા. પણ મામાને માર્યો ઈ હાચી વાત.

[ હું...ઉં...ઉ...ઉં...એમ ધૂડો નિસાસો નાખે છે. ટેકરી પાછળથી સુરેશ ડોકું કાઢે છે. અને પાછો લપાઈને સાંભળે છે. રૂખી ધૂડાના હથિયાર સામે આંગળી ચીંધે છે. ]

ધૂડો : આની બીક લાગે સે ! લ્યો સેટાં મૂકી દઉં !

કયો, અટાણુના પોરમાં આ વગડામાં કેમ નિહર્યાં !

રૂખી : મારા બાપુજી પાસે ભગતબાપુની જગ્યાએ જાતી 'તી.

ધૂડો : ન્યાંકણુ કેમ ?

રૂખી : (જરા વિશ્વાસ આવતાં લૂગડાં ઠીકઠાક કરતાં કરતાં થોડા ડર સાથે ) મારા મામા મરી ગયા પછી મને ને મારી બાને ગોરિયાળીમાં બહુ બીક લાગે છે.

ધૂડો : હં અં અં અં......

રૂખી : તે મારી બા કયે કે તારા બાપુજીને કહે કે આપણને આશ્રમમાં તેડી જાય. ને કાં જસુભાઈ હારે શેરમાં હાલ્યા જાઈ.

ધૂડો : એટલી બધી બીક લાગે સે બોન !

રૂખી : અમે તો તમારૂં ને સુરેશભાઈનું નામ સાંભળીને ફફડી મરીઈ છીં. બાપુ ઘાયલ થિયા પછી કોઈ દી ધરાઈને ધાન ખાધું નથી. રાત આખી ફફડાટમાં કાઢીઈ છીં.

ધૂડો : ગોરિયાળીમાં તો સરકારે પોલીસ મૂકયા સે ને ?

રૂખી : ઈ તો રોયા બારવટીઆથી એ બેદ છે. આખું ગામ કકળાટ કરે છે.

ધૂડો : હાલો બોન ! હું તમને ભગત બાપુની જગ્યા હુધી મૂકી જાઉ.

રૂખી : ના ભા ! અમને બીક લાગે.

ધૂડો : બોન ! રસ્તે કોક ખાંટસવાદીઆ હેરાન કરે તો અમારૂં નામ લેવારો.



રૂખી : મારા બાપુજી ને જસુભાઈ બેય વઢે, કે તું બારવટીઆ ભેગી કેમ આવી ?

ધૂડો : હું તમને જગ્યોના રસ્તા હુધી મૂકીને પાસો વળી જાઈસિ. બારવટીઓ થ્યો ઈમાં તો ના નઈ. હાલો બેન !

[ બંને છોકરીઓ અને ધૂડો માર્ગે પળવા જાય છે ત્યાં ટેકરી પાછળથી સુરેશનો સખ્તાઇભર્યો અવાજ આવે છે. ]

સુરેશ : શું માંડ્યું છે આ નાટક ધૂડા !

[ બંને છોકરીઓ ફરીથી ચીસ પાડી ઊઠે છે. ધૂડો એક ક્ષણ ચમકીને સ્વસ્થ બની ઊભો રહે છે. સુરેશ ટેકરી પાછળથી નીકળીને રસ્તા ઉપર આવે છે. માથે રૂમાલ બાંધ્યો છે. ઝભ્ભો અને સુરવાલ પહેર્યાં છે. કેડે ખેસ બાંધ્યો છે. કારતુસનો હારડો ગળે ભરાવ્યો છે. હાથમાં બંદૂક છે. કપડાં મેલાં અને ફાટેલાં છે. દાઢી વધી છે. ]

ધૂડો : ડરો માં રૂખીબેન ! હું જીવતો સું ન્યાં લગણ કોઈ તમારા ઉપર હાથ નઈ ઉગામે. (જરા કડકાઈથી સુરેશ તરફ ફરીને) શેનું નાટક સુરાભાઈ ! હું તો રૂખીબેનને વળાવવા જાઉં સું.

સુરેશ : એ...એ...એમ ! રૂખી કોની દીકરી છે એ ખબર છે ?

ધૂડો : ખબર કેમ નો હોય ? મૂળજીભાની.

સુરેશ : એટલે કે કિસાન અને મઝદૂરોના એક દુશ્મન જમીનદારની.

ધૂડો : પણ રૂખીબેન તો મારા હાથમાં ઉસરીને મોટાં થ્યાં સે.

સુરેશ : મૂડીવાદીઓની સરકારના બહારવટીઆને આવા વેવલાવેડા ન શોભે ધૂડા !

ધૂડો : (જરા ગરમ થઈને) વેવલાવેડા કરવા હોત તો મારા સગા હાથે ઈના મામાને ગોળીએ શું કરવા દેત ? આજ લગણ આંસકો ખાધા વગર માણહુંને ધાણીફૂટ ગોળીએ દીધા સે. માવતર જેવાં ભાઈ–ભાભીનો દશ્મન થઈને બેઠો સું. ઈ બધા વેવલાવેડા કે'વાય કે સુરાભાઈ !

સુરેશ : એમાં જ તારો મીજાજ હમણાં હમણાં બગડતો જાય છે !

ધૂડો : આડી અવળી વાતું સોડો સુરાભાઈ ! રૂખીબેનને મૂકી આવું પસી બીજી વાત.

સુરેશ : રૂખીને તો બાન તરીકે રાખવી જોઈએ. જ્યાં સુધી મૂળજીભા જમીનની પતાવટ કરવા વચમાં ન પડે ત્યાં સુધી.

ધૂડો : (આંખ ફેરવીને) શું કયો સો સુરાભાઈ ! એક કુંવારકાને બાન રાખવી સે ?

સુરેશ : મારી સગી બહેન કરતાં વધુ સારી રીતે રાખીશ, પણ જમીનનો ઝગડો પાર પાડવો હોય તો આવો મોકો ફરી નહિ મળે.

ધૂડો : તમે ઈને બેનની જેમ રાખો પણ દુનિયામાં ઈની ઈજ્જત કેટલી રિયે ? ઈને જીવવા જેવું રિયે ?

સુરેશ : જો ધૂડા ! જ્યારે જનતાના પ્રાણપ્રશ્નો હલ કરવા હોય ત્યારે વ્યક્તિઓનાં સુખ દુઃખનો વિચાર ન થાય. દિવસે દિવસે પોલીસની ભીંસ વધતી જાય છે. આપણા આસરા ઓછા થતા જાય છે. ખાવાનાં ઠેકાણાં પડતાં નથી. આપણા સાથીઓ એક પછી એક ખલાસ થતા જાય છે. આપણી આંતરિક તાકાત અમર છે. પણ આવો મોકો ફરી નહિ મળે.

ધૂડો : આટ આટલાં લોઈ રેડ્યા પછી જમીનનો સવાલ આવી નમાલી રીતે ઉકેલવો સે સુરાભાઈ !

સુરેશ : તને એ પછી સમજાશે ધૂડા ! અહીં સ્ટ્રેટેજીનો—વ્યૂહરચનાનો સવાલ છે. આપણે બુદ્ધિ વગરના જંગલી બહારવટીઆ નથી. પરિસ્થિતિનો પૂરો ઉપયોગ કરીને એક પણ તક ગુમાવ્યા સિવાય આપણે આપણી નેમ પાર પાડવાની છે.

ધૂડો : એટલે આપણે બુદ્ધિવાળા ખરા પણ ધડા વગરનાં માણહ સીએ ? ક્યાંક બોદું બોલવા લાગ્યું સુરાભાઈ ! આમાં આપણી ટેક ક્યાં રઈ ?





સુરેશ : અક્કલ વગરની ટેક એ નરી બેવકુફી છે.

ધૂડો : એટલે અટાણુ હુધી આપણે હંધા ગધાડા હતા ઈમ !

સુરેશ : આપણી નેમ એ જ આપણી ટેક છે. એ ન સમજીએ તો જ આપણે ગધેડા બનીએ.

ધૂડો : મને તો આમાં અક્કલના વેવલાવેડા લાગે સે સુરાભાઈ ! હું રૂખીઓનને મેલી આવું.

[ધૂડો જવાનું કરે છે.]

સુરેશ : ત્યારે રૂખીને ધ્યાન રાખવાની મારી વાત તને મંજૂર નથી !

ધૂડો : ઈમાં કે'વાનું હોય ?

સુરેશ : તું હાથમાં આવેલી તક ખોવરાવે છે !

[ ત્યાં એક ખેડૂત જુવાન દોડતો આવે છે. ]

જુવાન : સુરાભાઈ ! ભગતબાપુ આ બાજુ આવે સે.

[ સુરેશના હાથમાં બંદૂક સખ્તાઈથી પકડાય છે. ધૂડો જરા ચમકે છે. ]

સુરેશ : અહીં ? આ બાજુ આવે છે ?

જુવાન : મેં એમને રોકયા સે. કયે કે મારે સુરેશભાઈને મળવું સે.

સુરેશ : મને ? એને કોણે ખબર આપ્યા કે હું અહીં છું ?

જુવાન : ઈ કોણુ જાણે !

[ ઘડીભર થંભીને ]

સુરેશ : જા, મોકલ. સાથે છે કોઈ ?

જુવાન : કોઈ નથી.

સુરેશ : સારૂં, મોકલ.

[ ધૂડો ઘડીક સુરેશના મુખ સામું જુએ છે. ઘડીક છોકરીઓ સામે જુએ છે ને હળવેથી બોલે છે. ]

ધૂડો : સુરાભાઈ ! હું તો જાઉં સું પણ જરા હંભાળજો.

સુરેશ : એ જોગટો મને શું કરવાનો હતો !

ધૂડો : હું ઈમ નથી કે'તો. હું તો કઉં સું કે ભગત બાપુને જરા જાળવજો.

સુરેશ : એટલે ? ( આંખ ફેરવીને સુરેશ બોલ્યો. )

ધૂડો : બીજું કાંઈ નઈ, પણ વખત સે ને તમારાથી ગરમ થઈ જવાણું તો આપણુને ભવોભવનું મેણું રિયે.

સુરેશ : એટલે હું ઈ ભગતડાના પગ ધોઈને પૂજું એમ ને ?

ધૂડો : ઈમ હું નથી કે'તો, હાથ નો ઉપાડતા એટલું.

સુરેશ : શેના ઉપરથી તું કહે છે ?

ધૂડો : તમારી આંખ ઉપરથી. એકવાર ભગતબાપુને ઠેકાણે કરવા તમે ખેડૂતને હાકલ કરેલી. આજે બધું તક જોઈને કામ કરવાનું કયો સો. વખત સે ને તમે ઘા કરી લ્યો તો મારું તો મોત જ બગડે ને !

સુરેશ : તારી પ્રતિજ્ઞા યાદ કર ધૂડા ! કિસાન-મજદૂરોના —મહેનતકશ લોકોના રાજ માટે એની સામે પડનારા તમામને ઉખેડી નાખવાની તેં પ્રતિજ્ઞા લીધી છે.

ધૂડો : હા, પણ મેં માણસાઈ સોડવાની પરતિગના નથી લીધી સુરાભાઈ ! ભગતબાપુએ મને મરતાને ઉગારેલો. ધાડમાં વેતરાઈ ગિયેલા આપણા જણને પરદે નાખી ને સાકરી ભગતબાપુએ કરી. ઈના ઉપર હાથ ઉપડે પસી ઈમાં માણસાઈ ક્યાં રઈ ?

સુરેશ : પહેલાં પ્રતિજ્ઞા પૂરી કરો. માણસાઈ આપો-આપ એની પાછળ પાછળ ચાલી આવશે. એક નવી દુનિયાની રચના ખાતર આપણે, તમામે કાંઈ કરી છૂટવું જોઈએ.

ધૂડો : ભાષણુમાં તો હવે સૌ પાવરધા થઈ ગ્યા સે. પણ અટાણે સરસા કરવાનું ટાણું નથી. હું જાઉં સું.

સુરેશ : ( ખીજાઈને ) છેવટ તો તારામાં ય જમીનદારોની ગુલામીની રોટીનું લોહી પડ્યું છે ને !

ધૂડો : ( એકદમ વીફરીને ) સું કીધું સુરાભાઈ !



મારામાં જમીનદારોની રોટીનું લોઈ પડ્યું સે ઈમ ને? હા હા પડ્યું સે. મારા એકલામાં નઈ પણ અમારા હંધાય કિસાન-મજૂર ભાયુંમાં ઈ લોઈ ભર્યું સે. પણ તમે સુરાભાઈ! ઈ ગુલામીનું લોઈ ભરનારા, રાંકનું રગત પીનારા માબાપોનું ફરજંદ સો ઈ નો ભૂલતા.

સુરેશ : (ત્રાડ મારીને) ધૂડા!

ધૂડો : સુરાભાઈ! તમારું તો લોઈ જ મૂડીવાદીઓની જમાતનું સે. નઈ તો મરદની ટેક મેલીને તક આવે ઈમ ફરી એહવાના ને વ્યુરસનાના લાળા થોડા સાવો?

સુરેશ : (હાથમાં બંદૂકને જોરથી પકડતાં) જબાન સંભાળ ધૂડા!

ધૂડો : મને બોલાવવો રેવા દ્યો. સુરાભાઈ! આ તમારા બાપદાદા એક ઝાતની ઝમીંદારી ખેડે સે ને તમે બીજી ઝાતની ખેડવા માંડ્યા સો. ઝમીંદારી તો ખરી ખરી ને ખરી. ખોળિયું બદલ્યું સે એટલું જ. લ્યો રામ રામ. હાલો બોન!

[ સુરેશ કાંઈ બોલે તે પહેલાં ધૂડો બન્ને બાળાઓને લઈને સડસડાટ ચાલ્યો જાય છે. લાલઘૂમ આંખે સુરેશ એ મારગે તાકી રહે છે. એ જ વખતે ભગતબાપુ પ્રવેશે છે. ]

ભગતબાપુ : (શાંત અને સ્વસ્થ અવાજે) સુરેશભાઈ!

[ સુરેશનું ધ્યાન હજી ધૂડો ગયો એ મારગ તરફ છે. ફરીથી ભગતબાપુ બોલાવે છે. ]

ભગતબાપુ : સુરેશભાઈ!

[ સુરેશ અચાનક અવાજથી ચમકે છે. એકદમ બંદૂક ઉપાડીને ત્રાડે છે. ]

સુરેશ : કોણ છે?

ભગતબાપુ : ગભરાઓ નહિ, સુરેશભાઈ! એ તો હું છું.

[ ભગતબાપુ સામે આવો દેખાવ થઈ જતાં સુરેશ જરાક પાછો પડે છે. ]

સુરેશ : ગભારાટ શબ્દ સુરેશના શબ્દકોષમાં નથી ભગતજી!

ભગતબાપુ : તમારી બહાદુરી વિષે કોઈ શક નથી. એટલે જ તો હું એનાથી આકર્ષાઈને અહીં સુધી આવ્યો છું.

સુરેશ : (સહેજ અકડાઈને) તમને અમારા વાવડ કોણે આપ્યા?

ભગતબાપુ : એમાં વાવડ જેવું શું છે? ગોરિયાળી ગામમાં ખેડૂતો ને જમીનદારો વચ્ચે ખૂનામરકી ફાટી પડવાની તૈયારીઓ ચાલતી હતી. હું એ બાજુ જવા નીકળ્યો ને મનમાં વિચાર આવ્યો, કે આજે ગોરિયાળીમાં તો આવતી કાલે ધરમકોટમાં આ લડાઈ ફાટી જ નીકળવાની છે. એ ડાળાપાંખડાને પકડું એના કરતાં મૂળને જ પકડું તો શું ખોટું? એમ ધારીને અહીં આવ્યો છું સુરેશભાઈ!

સુરેશ : પણ તમને અમારો પત્તો કોણે આપ્યો?

ભગતબાપુ : સુરેશભાઈ! ખેડૂતોથી કશું અજાણ્યું નથી. ને બનતાં સુધી ખેડૂતો મારાથી કશું છુપાવતા નથી. હું અહીં આવ્યો છું એ તમારા ચોકીદાર સિવાય કોઈ જાણતું નથી.

સુરેશ : (એટલી જ અકડાઈથી) ત્યારે તમને મોકલ્યા કોણે?

ભગતબાપુ : મને પોલીસોએ પણ નથી મોકલ્યા ને જમીનદારોએ પણ નથી મોકલ્યો. મને ચારે બાજુથી વરસી રહેલા અમાનુષી સીતમોએ મોકલ્યો છે.

સુરેશ : તે કહો તમારા જમીનદારો અને શ્રીમંતોની સરકારોને, કે કિસાન મઝદૂરોના કુદરતે બક્ષેલા અધિકારો વિના વિલંબે સુપ્રત કરી આપે. જુલમ પણ એ જ વરસાવે છે ને અધિકારો પણ એમણે જ ઝૂંટવી લીધા છે.

ભગતબાપુ : હું સરકાર તરફથી આવ્યો નથી અને





સરકાર પાસે જવું નથી, સિવાય કે મને દરિદ્રનારાયણ સરકાર પાસે જવા ફરજ પાડે ? હું તો માત્ર એટલું જ કહેવા આવ્યો છું કે જે તમે માગો છો તેથી વિશેષ હું માગું છું. તમે માત્ર એક વર્ગનો ઉત્કર્ષ માગો છો. હું મનુષ્ય માત્રનો ઉત્કર્ષ માગુ છું. સૌના અધિકારો સૌ સૌની પાસે રહે અને સૌનો ઉદય થાય.

સુરેશ : નીતિનાં ચવાઈ ગયેલાં ચેડાંમાં મને બહુ રસ નથી ભગતજી !

ભગતબાપુ : હું ઉપદેશ દેવા નથી આવ્યો સુરેશભાઈ ! હું એટલું માગવા આવ્યો છું કે આ હિંસક માર્ગ છોડીને તમારી મહેચ્છા પાર પાડવા માટે બીજા કોઈ રસ્તા અજમાવો.

સુરેશ : બીજા એટલે કે હૃદયપલટાના રસ્તા ?

ભગતબાપુ : તમને એમાં શ્રદ્ધા હોય તો એ સૌથી શ્રેષ્ઠ ઉપાય છે.

સુરેશ : ગાંધીજીની નિષ્ફળતા પછી તમારી શ્રદ્ધા હજી ટકે છે ?

ભગતબાપુ: ઉલટી બળવત્તર બની છે. ગાંધીજી નિષ્ફળ ગયા નથી. જીવતાં બાપુ જેટલું સિદ્ધ કરી ન શકયા તે મરીને કર્યું છે. માનવીમાં રહેલા સદ્અંશોમાં તમને વિશ્વાસ ન હોય તો હું બીજાં વ્યવહારૂ સૂચનો કરવા આવ્યો છું.

સુરેશ : જેવાં કે ?

ભગતબાપુ : આપણા દેશમાં જમીન વગરના ખેડૂતો કરતાં જમીનવાળા ખેડૂતોની સંખ્યા ઘણી મોટી છે તમે આ હિંસા દ્વારા લઘુમતિ માટે બહુમતિનો રોષ વહોરી રહ્યા છો, એટલે ખેડૂતોમાં હિંસક બળવો પેદા કરવામાં તમે નિષ્ફળ નીવડશો. વળી તમારા કરતાં સરકારનાં હિંસક સાધનો અનેકગણાં છે. સરકાર જેટલું લશ્કરીબળ તો તમે પેદા કરી શકવાના જ નથી. એક વાત ન ભૂલશો સુરેશભાઈ ! કે આ દેશના બેકાર ખેડૂતો કે મજૂરો પણ ખૂનામરકી દ્વારા મેળવેલો લોહીભીનો કોળિયો ખાવામાં આનંદ લઈ શકતા નથી.

સુરેશ : ચીનની ક્રાંતિ વિષે તમે સાંભળ્યું હશે.

ભગતબાપુ : ચીનની લોહિયાળ ક્રાંતિ પાછળ ૩૨ વર્ષનો લોહિયાળ ઇતિહાસ પડેલો હતો. ચાંગકાઈશેકની સરકાર ને ચીનની આર્થિક સ્થિતિ ભારત સાથે કોઈ રીતે સરખાવી શકાય તેવી નહોતી. ભારતમાં અસંતોષ અલબત્ત છે. પણ એ અસંતોષમાં ક્રાંતિનું બળ નથી. કારણ કે રાજદ્વારી પક્ષો સત્તાની ખેંચતાણમાં ક્રાંતિ માટેની નક્કર નૈતિક ભૂમિકા ઊભી કરવાને બદલે ક્ષણિક આવેગ ને ઉશ્કેરાટ જ પેદા કરે છે. તમારે ક્રાંતિ કરવી હોય તો હિંસક માર્ગો અખત્યાર કરવાની કોઈ જરૂર નથી. તમારાં કાર્યોદ્વારા તમે લોકોનાં હૃદય સુધી ન પહોંચી શકો તો તમારા વિચારો દ્વારા લોકોના દિમાગ સુધી જરૂર પહોંચી શકશો. એને માટે બંધારણીય માર્ગ અખત્યાર કરો. હિંસાદ્વારા લાદેલી સમજણ ક્ષણિક નીવડશે. જ્યારે વિચારો દ્વારા પેદા કરેલી સમજમાંથી આજની અસહ્ય અસમાનતાનો નાશ કરવાની ચિરંજીવી તાકાત પેદા થશે.

સુરેશ : અહિંસા દ્વારા સમાજની નવરચના કરવા માટે એક જુગ પુરતો ન થઈ રહે ભગતજી ! અને ત્યાં સુધીમાં તો જગતમાં અનેક પલટા આવી જાય.

ભગતબાપુ : એટલું તો માનો છો ને કે જગતમાં અનેક પલટાનું પરિવર્તનશીલ તત્ત્વ તો પડેલું જ છે ! તો પછી તમે ક્રાંતિ કરવા માટે જે માર્ગ પકડ્યો છે તે આખરી જ છે એમ શા માટે માનો છો ? કાર્લ માર્કસ જેવા સામ્યવાદના પિતા પણ છેલ્લાં સત્યો જ ઉચ્ચારી ગયા છે એમ વૈજ્ઞાનિક યુગનું બુદ્ધિશાળી પ્રાણી તો કોઈ ન જ માની શકે.



સુરેશ : આજે તો વિજ્ઞાન શાહીવાદી દેશોનું તાબેદાર બની બેઠું છે.

ભગતબાપુ : એમ કહો કે શાહીવાદી અને સામ્યવાદી બન્ને પ્રકારના દેશો વિજ્ઞાનની વિશ્વસંહારક શોધના તાબેદાર બની બેઠા છે. એમાંથી વિશ્વશાંતિ આવે કઈ રીતે ?

સુરેશ : વિશ્વશાંતિ માટે જ અમે આ મૂડીવાદી રચનાનો નાશ કરવા માગીએ છીએ.

ભગતબાપુ : મૂડીવાદી રચનાનો નાશ જરૂર કરો. પણ મૂડીવાદીઓનો નાશ શા માટે કરો છો! તમારી આ વિનાશક પદ્ધતિ માનવીને પશુ બનાવે છે. જ્યારે અહિંસક ક્રાંતિ પશુમાં માનવી સરજે છે.

સુરેશ : ત્યારે ચીન અને રશિયામાં શું બધાં પશુ બની ગયાં છે ?

ભગતબાપુ : જ્યાં સત્તા સર્વોપરી હોય હોય ત્યાં માનવતાનું રાજ્ય સ્થપાયું છે એમ કેમ કહી શકાય ? જ્યાં હિંસાથી ક્રાંતિ થાય ત્યાં ગરીબોનું નહિ પણ અમલદારોનું રાજ ઊભું થાય છે. તમે તમારાં કાર્યોનું માર્ગદર્શન વિજ્ઞાનરૂપી માસ્તર પાસે કે જગતમાં બની રહેલા બનાવો પાસે ન માગો, પણ તમારા અંતરાત્મા પાસે તમારાં કાર્યોનું માર્ગદર્શન માગો. શાંતિનો સાચો ઉકેલ ત્યાંથી તમને મળી રહેશે.

સુરેશ : તમારી અહિંસા પણ હિંસા દ્વારા જ સિદ્ધ થશે. એકવાર ભારતભરમાં આમજનતાનો બળવો જાગી જતાં અહિંસા એની પાછળ પાછળ ચાલી આવશે.

ભગતબાપુ : સુરેશભાઈ ! દિવસે આવાં કોતરોમાં છુપાઈ રહો અને રાતે પાંચ પંદર ખૂન કરો કે બે પાંચ ગામડાં સળગાવો એથી ભારતમાં બળવો પેદા થઈ જશે એવી ભ્રમણામાં રખે રહેતા ! જો તમારે લડાઈ જ લડવી હોય તો વિશ્વયુદ્ધની તૈયારીઓ આદરો. જ્યાં સુધી કરોડોના સંહાર કરવાની શક્તિ પેદા ન કરો ત્યાં સુધી આવી ધાડ, ખૂનથી બળવા થવાનો જમાનો વીતી ગયો. આજે તો તમનેય લોકમત કેળવવાનો ને મેળવવાનો અધિકાર મળ્યો છે. પ્રજામાં તમારા વિચારોનો પ્રચાર બંદૂક કે ખૂનથી નહિ પણ પરિસ્થિતિના પૂરા ભાન સાથેની સમજાવટથી કરો. આજે આપણી સામે વિજ્ઞાને એક સવાલ પેદા કરી દીધો છે કે વિશ્વયુદ્ધ કે વિશ્વપ્રેમ ? હિંસક પ્રવૃત્તિઓ તમને વિશ્વયુદ્ધ તરફ દોરી જશે. અહિંસક પ્રવૃત્તિઓ વિશ્વપ્રેમ તરફ. અંતે તમે માગો છો વિશ્વશાંતિ જ ને ?

[એ જ વખતે બંદૂકનો ધડાકો થાય છે. છલંગ મારીને સુરેશ ભાગે છે ને ટેકરીઓ પાછળ ઊતરી જાય છે. શસ્ત્રસજ્જ પોલીસોનું એક ધાડું દોડી આવે છે, એનો ઉપરી એકલા ભગતબાપુને જોતાં કહે છે.]

પો. ઉપરી : ક્યાં નાસી ગયો પેલો સુરેશ ?

ભગતબાપુ : એને જ્યાં નાસવું હશે ત્યાં.

પો. ઉપરી : ભગતબાપુ ! એ સરકારનો દુશ્મન છે, જમીનદારોનો ખૂની છે. આપના ખૂનનું કાવતરું પણ એણે કરેલું. માટે જલદી કહો કે કઈ બાજુ ગયો એ ?

ભગતબાપુ : ભાઈ ! એને જ્યાં જવું હશે ત્યાં એ ગયો હશે. તમારી ફરજ તમે બજાવો. મારી ફરજ હું બજાવું છું.

પો. ઉપરી : જનતાના જાનમાલના રક્ષણ માટે આપે અમને સહકાર આપવો જોઈએ.

ભગતબાપુ : યથાશક્તિમતિ મારી રીતે હું આપું જ છું. આપ સૌ આપના કામે વળગો. મારે મોડું થાય છે. હું જાઉં છું.

[પોલીસો ફાટચે ડાચે ભગતબાપુને જતા જોઈ રહે છે. પડદો પડે છે]







વાડીલાલ મો૦ શાહ

# આદર્શ આર્યા

[ શાસ્ત્રીય વાઙ્મયના અભ્યાસીઓને તો સદ્ગત ચિંતક અને ફિલસૂફ - વાડીલાલ મોતીલાલ શાહનું નામ પૂરેપૂરું પરિચિત છે, પરંતુ કેવળ લલિતવાઙ્મયનાં રસિયાંઓને એ નામ કદાચ અજાણ્યું લાગે એવો સંભવ ખરો; કારણ એ ક્ષેત્રમાં મહાલવાનો 'ધખારો' તેમજ 'મોહ' એ વિચારક વાડીલાલને હતો જ નહિ. ધર્મ, સમાજ, રાજ્ય તેમજ ગૃહના ગૂઢ પ્રશ્નોની બારીક ચિકિત્સા કરવાને પરિણામે તથા 'નગ્ન સત્ય'ની શોધ કરવા જતાં, બીજા અનેક ચિંતકો અને ફિલસૂફોની બાબતમાં બનતું આવ્યું છે તે મુજબ તેમનામાં પણ લેખનવૃત્તિ પ્રેરાઈ હતી અને એ લેખનવૃત્તિએ તેમની પાસે લેખક, વક્તા અને પત્રકાર તથા કવચિત્ કવચિત્ કાવ્યકાર તરીકેના વેશ ભજવાવ્યા છે એ તો હવે સુવિદિત જ છે. એ રીતે વિકાસક્રમની અનેક ભૂમિકાઓ વટાવવા જતાં પ્રચારલક્ષી વાઙ્મય સાથે 'ટૂંકી કહાણીઓ,' કથાઓ વગેરે યોજવાને તેમને અનેક વખતે પ્રેરણા મળી હતી. તેવી જ એક પ્રેરણાને પરિણામે સને ૧૯૧૪ના ઓક્ટોબર માસમાં આ 'આદર્શ આર્યા'નું સર્જન થવા પામ્યું હતું. વાચકવર્ગના લક્ષ પર મૂકવા જેવી વાત એટલી જ છે કે ગુજરાતી સાહિત્યમાં નવલિકાનાં ક્ષેત્રમાં સ્વ. મલયાનિલ પ્રકાશ્યા નહોતા અને શ્રી ધૂમકેતુ, શ્રી મુનશી જેવાઓ નવલિકા-લેખનને અપનાવવા માટે ખાનગી પ્રયાસો કરી કરી રહ્યા હશે તેવે સમયે એ વા. મો. શાહે આ ટૂંકી વાર્તાને સર્જાવી હતી એ દૃષ્ટિએ એ સર્જનને અવલોકવું જોઈએ. ચાર દાયકા પહેલાં લખાયલી નવલિકા આજે પણ વાચકવર્ગના આદરને પાત્ર ઠરે એવું એનું કલેવર છે. એથી વિશેષ જાણવાની અભિલાષા રાખનારે એક વખત એ કથાનું પઠન કરી લેવું એ જ ઠીક થઈ પડશે.

સાથોસાથ એક વાત ઓર કહી દઉં! વા. મો. શાહનું ધ્યેય સાહિત્યમાં સુધારો કે વધારો કરવાનું નહોતું તેમજ સાહિત્યકાર તરીકે પ્રસિદ્ધિ પ્રાપ્ત કરવાનું પણ નહોતું. કહાણી-લેખક તરીકે કીર્તિ કમાવાની તેમણે તેમનાં જીવન દરમિયાન ઇચ્છા સરખીયે કરી નહોતી. તેમનાં લેખન માટે તેમણે સ્પષ્ટતાપૂર્વક, લખ્યું છે કે 'કથા લખવી એ તેનો આશય નથી; 'કથાકાર' હોવાનો એણે કદાપિ દાવો કર્યો નથી અને 'કથાકાર' થવું પડે એ તેને મન 'મહત્તાભર્યું' કે 'રુચતું', પણ નથી.' [મૃત્યુના મોંમાં: આમુખ:] એથી ઊલટું એ વિચારક વાડીલાલના જ શબ્દોમાં જ કહેવાનો આગ્રહ રાખીએ તો વિના સંકોચે કહી શકાય કે 'જિંદગીને નવો અર્થ આપવો એ આ કથા લખનારનો 'શોખ' છે.'

—ત્રિભુવન વી. હેમાણી ]

આદર્શ આર્યાની શોધ માટે શું ઊંડા ભૂતકાળમાં ડૂબકી મારવાની જરૂર જ છે? શું કીર્તિમાન આર્યાવર્ત છેક જ ચારિત્રહીન થઈ ગયો છે કે તેના વર્તમાન ચિત્રપટ પર એક પણ આદર્શ ચિત્ર ન જોવાઈ શકે?

ચાલો આપણે એ ચિત્રપટ તપાસીએ! ત્યાં કોઈ સ્થળે એકાદ આદર્શ આર્યાનું રમણીય ચિત્ર મળી રહેશે. પૂર્વમાં નજર કરો: ત્યાં આશ્ચર્યજનક સૌંદર્યવાળી પરન્તુ માનસિક સ્વાસ્થ્ય ગુમાવી બેઠેલી શ્રેષ્ઠિકન્યા તમે જોશો. તે ભવ્ય મૂર્તિના પવિત્ર ચહેરા પર તમે નિર્મળ શીલ, ઉચ્ચ દયાભાવ અને સ્વાર્પણનાં ચિહ્નો પ્રત્યક્ષ જોઈ શકશો. તમને તેનું પિછાન કરવાની ઇચ્છા થાય છે? જો તમે એ પિછાનને ચારિત્ર શીખવાના ઉપયોગ માટે જ ઇચ્છતા હશો તો, પોતાની જિંદગી રદબાતલ કરનાર કટ્ટા શત્રુ ઉપર પણ અનુપમ દયા બતાવનાર તે દેવી તમારા ઉપર કૃપા કરી પોતાનું પૂર્ણ વૃત્તાંત છાયા રૂપે તમારી સમક્ષ રજૂ કરવાની આનાકાની નહિ જ કરે.

તૈયાર થાઓ ત્યારે; જુઓ ચિત્રપટ પરનું તે મોહક પરંતુ ગમગીન ચિત્ર હાલવા લાગે છે. આસપાસનો દેખાવ પણ બદલાઈ જાય છે. બંગાળાના મુર્શિદાબાદ શહેરના એક ભવ્ય મહેલના વિશાળ દીવાનખાનામાં તે જ ચિત્ર એક આનંદી ખુશમિજાજી સુશીલ આર્ય પત્ની તરીકે દેખા દે છે. એ ચાર સખીઓ સાથે તે હાસ્યવિનોદ કરી રહી છે, એટલામાં જુઓ, સામેથી એક બીજી સ્ત્રી મોં ઉપર બુરખો ઢાંકીને આવે છે. આ અજાણી સ્ત્રી થોડીવાર આર્ય પત્નીના ચહેરા તરફ ટીકી ટીકીને જોયા કરે



છે અને પછી—પછી પોતાની વાસના વધારે વાર દાબી નહિ શકવાથી એકદમ બુરખો દૂર ફેંકી ભેટવા દોડે છે! આ બીબીસાહેબ એ બીજું કોઈ નહિ, પણ નવાબ બહાદુર સુરાજ–ઉદ્–દૌલા પોતે છે!

આર્ય પત્ની આ કુતુહલથી દિઙ્મૂઢ બને છે. પતિને ખબર આપવા દોડવા જાય છે એટલામાં એના મગજમાં દયાના અંકુરો ઊગી આવે છે. 'રાજકર્ત્તા જેવા ઉચ્ચ કોટિના મનુષ્યને હલકામાં હલકી સ્થિતિમાં મૂકવો એ મને ઊચિત નથી. સંભવ છે કે હું એને બોધથી સુધારી શકીશ અને આજ સુધીમાં સેંકડો આર્ય પત્નીઓ અને આર્ય કન્યાઓ પર અત્યાચાર ગુજારનાર એક મતિભ્રષ્ટ માનવને હું દયાજનક અંધકારથી છોડાવી શકીશ.'

સખીઓ અને સતી અસામાન્યા (એ, આર્ય પત્નીનું નામ હતું) હિંમત ધરી નવાબને પકડી તેનો હાથ જકડીને બાંધે છે. પછી અસામાન્યા નવાબને તેની કફોડી સ્થિતિનો ખ્યાલ આપે છે, તેનો પતિ તેનો શિરચ્છેદ કરી ભોંયરામાં દાટી દેશે એવી ધમકી આપે છે, પરંતુ મોહાંધ નવાબ તેમ તેમ તેના ઉપર વધારે ને વધારે ફિદા થતો જાય છે અને તેની મહોબતની ભિક્ષા માગે છે! સતી તેને ઉપદેશ દેવા લાગે છે, પણ તે કશાની અસર આ પરતંત્ર બાલજીવ પર થતી નથી. છેવટે થાકીને સતી પોતાના પતિ મહેતાબચંદ્રને ખબર આપવા દોડે છે.

બંગાળાનો કરોડપતિ જાગીરદાર મહેતાબચંદ્ર પ્રવેશ કરતાં જ નવાબસાહેબના દરેક અંગ ઉપર પોતાના કસબી પગરખાંનું દાન આપવા લાગી જાય છે. જે નાપાક ઓષ્ઠોએ હજારો સુશીલ આર્યાઓની પવિત્રતા જુલમથી ચૂસી લીધી હતી તે ઓષ્ઠો હમણાં એક શ્રેષ્ઠિની જૂતીને ચૂમતા જોવાય છે! આખરે સતીના આગ્રહથી તેને જીવતો છોડવામાં આવે છે. જુઓ! આ વખતની નવાબ બહાદુરની મુખમુદ્રા!

હવે દેખાવ બદલાય છે. અપમાન પામેલો નવાબ વૈરતૃપ્તિ માટે તલસી રહ્યો છે. એના જીવને મુદ્દલ ચેન પડતું નથી. એક બદમાસને તે પોતાની સમક્ષ બોલાવે છે અને રાજમાર્ગ ઉપર જ શ્રેષ્ઠિનું ખૂન કરી તેનું મસ્તક એક ચાંદીના થાળમાં મૂકી તેની પત્નીને ભેટ કરવાનું ફરમાન કરે છે.

ત્રાહિ! ત્રાહિ! એ હીચકારું ફરમાન અમલમાં મૂકાય છે......લોહીથી ટપકતું તે નિર્દોષ મસ્તક ચાંદીના થાળની સાથે સતી પાસે રજૂ થાય છે......સતીના ચહેરા તરફ નજર કરો!...ક્રોધ, શોક, ભય, વૈર આદિ કેટલા ભાવો ત્યાં રમખાણ મચાવી રહ્યા છે? ...અનેક લાગણીઓનું સંયુક્ત બળ તેણીને બેભાન કરી નાખે છે અને જમીન પર પાડી દે છે...પ્રભો! આવાં ચિત્રો કદી જોવા ન મળશો!

મૂર્ચ્છામાંથી લાંબે કાળે અને અતિ પરિશ્રમે ઊઠવા પામેલી સતીને હવે ઘેલછા લાગુ પડી છે. જુઓ! તે જેમ તેમ બકે છે, જ્યાં ત્યાં દોડે છે, ખાલી અદ્‌ભુત દેખાવો જુએ છે અને ચીસો પાડે છે. કપડાંનું, ખાનપાનનું, શરીરનું—કશાનું તેને ભાન નથી. કોઈ કોઈ વખત પતિને બોલાવતી–કરગરતી હોય એવા શબ્દો ઉચ્ચારે છે, કોઈ કોઈ વખત નવાબની શી દશા થશે એમ કહી તેના પર દયા કરવાને પરમાત્માને પ્રાર્થના કરે છે. વિચિત્ર હૃદય! અદ્‌ભુત ચરિત્ર! અફસોસકારક દશા!

સતીના અપરાધી તરફ હવે વિધિ નજર કરે છે. તે હવે તે જુલમીની સામે બંગાળના જમીનદારોને ઉશ્કેરે છે. અને તેઓ અંગ્રેજોની મદદ માગે છે. પ્લાસીના રણમાં ભયંકર યુદ્ધ થાય છે અને સુરાજ–ઉદ્–દૌલા—તે વિષયલંપટ નવાબ દરેક અંગે ઘવાય છે. ભૂંડે હાલે નાસતં તેને પકડી છેદનભેદન કરવામાં આવે છે અને તે પણ તેના જ જાતભાઈના હાથે જ!

મુર્શિદાબાદના કબરસ્તાનનો દેખાવ હવે નજરે પડે છે. 'નવાબનું' શબ દયાજનક હાલતમાં લોહી ટપકતું એક બાજુએ પડ્યું છે. સતી અસામાન્યા તેની બાજુમાં ઊભેલી દેખાય છે. તેનાં સ્વજનો તેને આ શબની ઓળખાણ આપે છે અને વિધિએ વાળેલાં વૈરની,

હકીકત જણાવે છે. એકાએક સતી લાંબા વખતની ભ્રમિત સ્થિતિમાંથી જાગૃત થાય છે. અને ગુમાવેલું ભાન પાછું મેળવે છે. પોતાના પતિના ખૂનનું વેર તૃપ્ત થવાનું યાદ આવવાથી તે ગુલાબકળી ખીલે છે—હસે છે, પણ એ હાસ્ય પહેલું અને છેલ્લું જ છે, કારણ કે મુકામ પર પહોંચ્યા પછી થોડા વખતમાં સતી અલોપ થાય છે—ઘણી તપાસ કરવા છતાં એનો પત્તો મળતો નથી.

ગઈ. ક્યાં ગઈ? શું આપઘાત કીધો? હવે આપઘાતનું શું પ્રયોજન હતું? ત્યારે? 'ત્યારે' શું! જુઓ, તપાસો, શહેરો-ગામો—જંગલો તપાસો, કોઈ નહિ ને કોઈ સ્થળે સતીનાં દર્શન તમે જરૂર પામી શકશો. ગંગાના કિનારા ઉપર શોધો. જુઓ કોઈ સ્ત્રી ત્યાં નિરાધાર સ્થિતિમાં લોથપોથ થઈને પડી છે! અરે! એ તો કોઈ બીજી જ સ્ત્રી છે, એની પાસે થોડા દિવસનું જન્મેલું એક બાળક પડ્યું છે. સત્તર વર્ષની આ કુમળી રમણી મહા દુઃખમાં છે. ચોતરફ તે ભયના જ પડઘા સાંભળે છે ઘડીમાં પૂર્વ તરફમાં 'પકડો, એ રહી' એવો અવાજ સાંભળે છે અને બાળકને ઊંચકી પશ્ચિમમાં દોડવા લાગે છે, તો ઘડીકમાં પશ્ચિમમાં ખખડાટ થતો સાંભળી ઉત્તર તરફ દોડે છે. સુરાજ—ઉદ્-દૌલાની માનીતી અને વફાદાર ખૂબસૂરત બેગમની આ દશા! ખરેખર વિધિના ખેલ વિચિત્ર જ છે, એનો પાર કોણ પામી શકશે?

બેગમ હવે દૂરથી દોડી આવતી એક સ્ત્રી તરફ ધારી ધારીને જુએ છે અને મનમાં જ રડે છે. 'આહ! એ જ અસામાન્યા! પોતાના પતિનું ખૂન કરનારા નવાબ ઉપરનું વેર તેની માનીતી બેગમ પર લેવા તે કેટલાં વર્ષથી ઘર છોડી ગામોગામ અને જંગલો-જંગલ ભટકે છે! અરેરે! આખરે તેણે મુજ અભાગિણીને પકડી પાડી! હવે મારી આ બાળકીનું કોણ બેલી?'

બેગમ પોતાના સઘળા જોરથી કિનારા તરફ દોડે છે અને એક હોડીવાળાને પોતાની કિંમતી વીંટી બક્ષિસ આપીને સામે કિનારે જવા હોડીમાં બેસે છે. પવન જોરમાં છે, ગંગામૈયા રોષમાં છે. એક બે અને ત્રણ મિનિટ! તોફાનમાં સપડાયેલી હોડીમાંથી એક ભયંકર ચીસ સંભળાય છે અને બીજી જ પળે તેમાંનાં બન્ને નાજુક—નિર્દોષ શરીરો ગંગામૈયાના ખોળામાં ઢળી પડે છે!

કેવી તીણી—ત્રાસદાયક—હૃદયવેધક, તે ચીસ! અસામાન્યા તે ચીસ સાંભળે છે અને મૃત્યુ કરતાં વધારે ત્રાસ પામે છે સાંભળો! તે કંઈક બોલે છે. 'એ નિર્દોષ કમનસીબ બહેન! જે પતિને માટે તેં તારા પ્રાણની પણ દરકાર ન કરતાં પ્રસવ સમયે સમરાંગણ સેવ્યું હતું તે જ પતિએ તને દગો દીધો. ત્યાં બીજા કોની વફાદારીની તું આશા રાખી શકે? અરે, તારા પતિના કમનસીબ હેવાલથી મારા હૃદયને જે દુઃખ થયું છે તે તને કહી સંભળાવવાની મારી ઇચ્છા તૃપ્ત કરવાની પણ તેં મને તક ન આપી. તને મદદ કરવાનો, આશ્રય આપવાનો દિલાસો દેવાનો નિશ્ચય કરીને મેં ઘર તજ્યું, ગામોગામ અને જંગલોજંગલ અટન કર્યું, તથાપિ કોઈ સ્થળે તારો પત્તો લાગ્યો નહિ આખરે જ્યારે તારી દુઃખપૂર્ણ મુખમુદ્રા જોવાનો સંજોગ મળ્યો ત્યારે, હું તારી સાથે વાત કરી શકું અને વિશ્વાસ બેસાડી શકું તે પહેલાં તો, તું મારા કરતાં પણ વિશેષ સમર્થ ગંગામૈયાના આશ્રમમાં જઈ સૂતી!...'

સતીની આંખમાંથી ઝાકળબિન્દુ જેવાં પવિત્ર આંસુ ટપ ટપ ખરે છે. આ આંસુની કિંમત તમે કેટલી જાણો છો? નવાબની આખી સલ્તનત તેના 'અશ્રુબિંદુની' કિંમત આગળ નિર્મૂલ્ય છે! મોટા તપસ્વીઓના તપનું પુણ્ય આ સતીના અત્યારના આંસુનાં એક બિન્દુ આગળ રસાતલ છે! એકન જેવા ફિલસૂફોની ડબ્બાના ડબ્બા ભરાય એટલી ફિલસૂફી, શત્રુપત્નીના દુઃખ પર રુદન કરતી આ આદર્શ આર્યાના આંસુના તેજ આગળ ઝાંખી પડે છે! કારણ કે જુઓ, આપણે આવા તર્કવિતર્ક કરીએ છીએ એટલામાં તો સતી જોરથી વહેતા જળમાં કૂદી પડે છે! શત્રુપત્નીને તેની બાળકીની સાથે



ઊંચકી લઈ કિનારા તરફ ઘણી મુસીબતે તરતી દેખાય છે. 'થોડી જ મિનિટ વધારે, ને હું એ દુઃખિયારી બેગમને દિલાસો અને આશ્રય આપી સુખી કરવાની મારી ધારણામાં વિજયા થઈશ' આવા આશાના શબ્દો તેના મુખમાંથી નીકળતા સંભળાય છે.

થોડી મિનિટ વધારે, અને તમે શું જુએ છો ? પોતાના જીવના જોખમે જે સ્ત્રીને બચાવવા ભયંકર સાહસ દેવીએ કર્યું હતું તે સાહસનું પરિણામ શૂન્યમાં આવે છે, કારણ કે જુઓ, તે બિચારી દુઃખિયારીને ભાનમાં લાવવા દેવીએ કરેલા સઘળા ઉપચાર નિષ્ફળ જાય છે અને એક નિરાધાર બાળકીને મૂકીને તેનો આત્મા તે શરીરમાંથી છૂટો થાય છે.

હવે ચિત્રપટનો એક જ દેખાવ બાકી રહ્યો છે. માટે વાચક; તું અધીરો ન થા. પૂર્વ બંગાળાના એક નાના ગામડાનાં ઝૂંપડામાં તું નજર કર. આઠ વર્ષની એક મધુરી કન્યા ચીંથરેહાલ હાડપિંજર સમાન સ્ત્રી પાસે બેસી સારંગી વગાડતાં શીખે છે. વચ્ચે વચ્ચે તે સ્ત્રી તે બાલિકાને કોટી કરે છે અને પ્યાર કરે છે. આવો અલૌકિક દેખાવ સ્વર્ગમાં પણ નહિ મળવાથી દયાના ફિરસ્તાઓ તેની ઝૂંપડીની આસપાસ એકઠા મળી ઊભા છે અને તે બાળકીની સારંગીના સૂરમાં પોતાની દિવ્ય સારંગીઓનો સૂર જોડી હૃદયભેદક ધ્વનિ ઉપજાવે છે. તે દેવોને પૂછવાની જો તું દરકાર કરીશ તો તેઓ તને કહેશે કે નવાબ સુરાજ–ઉદ્–દૌલાની એકની એક નિરાધાર પુત્રીને પાળવા–પોષવા માટે જ પ્રાણ ધરી રહેલી સતી અસામાન્યાની ખિદમતમાં ઊભા રહેવું એને તેઓ મોટામાં મોટું માન સમજે છે! તેઓ તને કહેશે કે યોગિનીઓ, તપસ્વિનીઓ, ઋષિપત્નીઓ, મહાસતીઓ અને મઠવાસિનીઓ કરતાં પણ નમૂનારૂપ વિશાળ હૃદયવાળી, શત્રુની સેવા માટે આત્મભોગ આપનારી, શીલ રક્ષણમાં ગૌરવ સમજનારી, યૌવન, લક્ષ્મી અને આરામ કરતાં પરમાર્થને વધારે ઇચ્છનારી સતી અસામાન્યા ખરેખર વધારે મહાન છે. વિશેષ અનુકરણીય છે. અત્યંત પૂજ્ય છે.



માર્ચ '૫૫ ના 'ઊર્મિ'માં આવેલ શ્રી ઈશ્વર પેટલીકરનો લેખ 'સાચી દિશાનો પુરુષાર્થ' વાંચ્યા બાદ આ પત્ર લખવા પ્રેરાયો છું, લેખની અંદર આવેલા—વધી ગયેલા લગ્ન ખર્ચાની વાત આજે સર્વ જ્ઞાતિઓમાં વિચારવાને યોગ્ય છે જ. આજની દ્રષ્ટિએ જ્ઞાતિ પંચો નહિવત જેવાં છે જેથી જ્ઞાતિનું બંધારણ વણખીલ્યું લાગે છે. આર્થિક રીતે આજે ગરીબોમાં લગ્ન મુંઝવણભર્યાં બન્યાં છે, કારણ કે લગ્ન પ્રસંગે અનેક જ્ઞાતિઓમાં અમુક ખર્ચાઓ હજી ગરીબો માટે સમસ્યારૂપ (શ્રાપસમાન) જ છે. એવા પ્રસંગોએ જુદા જુદા રીવાજો તરી આવતા દેખાય છે. જેવા કે કેટલીક જ્ઞાતિઓમાં અમુક નગદ રૂપિયા આપવા જ પડે, અમુક મુકરર થયેલ સોનાના દાગીના આપવા જ પડે—અને લોકલાજે જમણવાર કરવો જ જોઈએ. આવા પ્રસંગો ગરીબજનને દેવાદાર બનાવી દે છે. આ દષ્ટિએ આજની લગ્ન ખર્ચાની સમસ્યા સુધારો માગે છે...અને તેથી જ શ્રી ઈશ્વર પેટલીકરનો એ લેખ ખૂબ આવકાર્ય બને છે. બની શકે તો સર્વજ્ઞાતિઓમાં એનું રૂપાંતર થાય અને એની સમજણ મળે એ આજની પરિસ્થિતિએ જરૂરી છે.

—અમૃતલાલ એન. ગાંધી [એડન] ૧૪–૩–'૫૫

ગઇ કાલે 'ઊર્મિ'નો ૭૦મો અંક મળ્યો. ઊર્મિ કંઈક ને કંઇક નવો ચીલો પાડે છે એ સુંદર અને અનુકરણીય છે. પારાગ્રાફની શરૂઆત થોડીક જગા છોડીને કરવાને સ્થાને સીધી લીંટીમાં જ શરૂઆત થાય, એવો ગુજરાતી–મુદ્રણમાં ચીલો ઊર્મિએ પાડીને ચાલુ રાખ્યો પછી આ વખતે બીજી વસ્તુ જોઈ: લેખને અંતે બાકી બચતી જગ્યામાં વાચકોના પત્રો છાપવાનો ચીલો પણ નવો જ કહેવાય ને ?
બન્ને પ્રયોગો ગમી જાય એવા છે. અભિનંદન.

—ગુણવંત છો. શાહ [ભાવનગર] ૨–૩–'૫૫





માતાએ જેને સાગરથી વેગળો રાખ્યો હતો તે હાજી પોતાના કુટુંબશત્રુ દરિયા પર વિજયી થયો પણ આખરે દરિયાલાલે એનો ભોગ લીધો. એની માતાના એને ગાંડી બનાવી દેતા પુત્રપ્રેમ તથા અમીના ને હાજી અને નેલી ને હાજીના પ્રેમના સુવર્ણતારનું કથામાં ભરત ભરી લેખકે એને રસપ્રદ બનાવી છે. કથામાં છઠ્ઠા પ્રકરણમાંનું ઘડો ફાટયાનું વર્ણન શ્રી. આચાર્યની એવાં વર્ણનની શક્તિ બતાવે છે.

**ચક્રવર્તી ભરતદેવ :**

[ લે. 'જયભિખ્ખુ' : પ્રકા. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, મૂલ્ય ચાર રૂપિયા.]

'જયભિખ્ખુ' જૈનધર્મની કથાઓને એનું શુદ્ધ રહસ્ય જાળવીને છતાં બિનસાંપ્રદાયિક રીતે વર્ષોથી વાર્તાઓ અને નવલકથાઓ દ્વારા સફળતાથી રજૂ કરી રહ્યા છે. 'ભગવાન ઋષભદેવ' એ એમની ઋષભદેવની ચરિત્રકથા એમનું એક વિશિષ્ટ અર્પણ હતું. એને મળેલા આવકારથી પ્રેરાઈને એમણે ચક્રવર્તી ભરતદેવનું ચરિત્ર નવલકથારૂપે આ ગ્રંથમાં આલેખ્યું છે. આ પુસ્તક ભરત ચરિત્રનો પૂર્વાર્ધ છે, અને એનું કથાવસ્તુ ભરતદેવનો દિગ્વિજય અને 'ચક્રવર્તી' પદ પ્રાપ્તિ છે. એમનો આત્મવિજય આની પછી પ્રગટ થનાર ઉત્તરાર્ધ-ગ્રંથનો વિષય બનશે.

આ કથાની લખાવટ 'જયભિખ્ખુ'ની આગલી કૃતિઓ કરતાં જુદી ભાત પાડતી દેખાય છે. બાણભટ્ટની 'કાદંબરી'નું સ્મરણ અનેક સ્થળે એ વાચકોને કરાવશે. પ્રસંગપરંપરા, સંકુલ સંકલના અને ત્વરિત વેગને બદલે ગાઢસલિલા સરિતાની પ્રૌઢ સુમન્દ ગતિએ કથાપ્રવાહ એમાં નિરાંતે આગળ વધે છે. કાવ્યસુરભિત આલંકારિક ભાષાનો વિલાસ કર્તાએ એમાં સારો દેખાડ્યો છે, જેમાં એમની ભીતરનો કવિ પ્રગટ થયો છે. ભાષા સંસ્કૃતાઢ્ય એ કારણે જ બની છે.

કથાની બીજી નોંધપાત્ર વિશિષ્ટતા એ છે કે એમણે ભરત વિશેની જૈનધર્મની પરંપરાગત કથાનું આજની દૃષ્ટિને બુદ્ધિયુક્ત લાગે એ રીતે નિરૂપણ કર્યું છે. ભરત ચક્રવર્તીના અંતઃપુરમાં સહસ્ર નારીઓ હોવાની કથાનું કર્તાએ 'સહસ્ર કમલિનીઓનો એક સ્વામી' એ પ્રકરણમાં કરેલ નિરૂપણ એનું જ્વલંત ઉદાહરણ છે. એ સુંદરીઓને તેમ ભરતને ભાવસમૃદ્ધ ચીતરવામાં કર્તા ઠીક સફળ થયા છે. ભૌતિક વિજય મેળવવા નીકળેલા ભરતનું આંતર નિરીક્ષણ અને મહાનુભાવતા કર્તાએ ડગલે ને પગલે બતાવી એ પાત્રને ખૂબ ગૌરવવંતું બનાવ્યું છે. ભરતદેવ જેવું જ, કદાચ તેથી ય વધુ સ્મરણીય પાત્ર તેમની ભગિની સુંદરીનું છે. ભરતના એ પ્રેરણામૂર્તિ તેને દિગ્વિજયી બની ચક્રવર્તી થવા પ્રેરે છે અને એ કાર્ય પૂરું થયે પિતા ઋષભદેવને, તપને, માર્ગે પળે છે, અને એમ કરીને ભરતદેવને એની પછીના મોટા વિજયનો, આત્મવિજયનો પંથ દાખવતી જાય છે. 'ચક્રવર્તી ભરતદેવ' એના કર્તાનું એક યશોદાયી સર્જન છે એટલું તો ચોક્કસ.

**પ્રણયકથા :**

[ લે. ગોવિંદભાઈ અમીન, પ્રકા. હિંદ કિતાબ્સ લિ. મુંબઈ-૧, મૂલ્ય સાડાત્રણ રૂપિયા. ]

આ કથા આરંભમાં શહેર અને ગામડાના, અને જૂની તથા નવી પેઢીના સંઘર્ષની જીવન્ત કથા બનશે એવી છાપ પડે છે પણ તે તરત ભુંસાઈ જાય છે. બીજા કશાથી નહિ પણ રોજ રોજની સીધી વાતની વાસ્તવિક સ્વાભાવિકતાથી (અને સ્વાભાવિકતાને પણ એનું આકર્ષણ હોય છે, નહિતર સ્વાભાવોક્તિ અલંકાર ન ગણાત) અર્ધે સુધી કથાભાગ આકર્ષક લાગે છે. પણ પછી ગૌરીને માતા બનાવ્યા પછી તેના પુત્ર કીર્તિને, તેની બ્રાહ્મણ સખી રેવતીની પુત્રી ઉષાને અને તેના જ ગામની અને તેના જ પતિના ગામમાં પરણાવાયેલી ચંદ્રિકાની પુત્રી પ્રભાને લગ્ન સંબંધથી જોડવાની વાર્તા ખાતર ગોઠવી કાઢેલા વ્યૂહ જેવી લાગતી વડીલોની કારવાઈને અને એ ત્રણે યુવાન આત્માઓના વળ ખાતા અમળાતા ઊગતા પ્રણયની વાતને જ એ જ જાણે કથાનું લક્ષ્ય હોય



તેમ પ્રધાન તત્ત્વ બનાવી દેવામાં આવ્યું છે. રેવતી પોતાના પતિ પૂજારીને ગામડામાં રહેવા દઈ પોતે સખી ગૌરી સાથે શહેરમાં આવે, તેની પુત્રી ઉષાને ય ગૌરી પોતાને ત્યાં ઉછેરે ભણાવે, ઉષા ગૌરીના પુત્ર કીર્તિને 'ભાઈ' કહ્યાં કરે પણ અંતરને એનાથી જ ભરી દઈ બેસે અને કીર્તિને પ્રભા જોડે પરણાવવાની વડીલોની યોજના જાણી લઈ તેને સરળ બનાવવા અભ્યાસ છોડી ગામડે જઈ રહી ત્યાં શિવની ઉપાસના આરંભે અને અંતે જળસમાધિ લઈ પ્રાણવિસર્જન કરે, આ બધું વસ્તુ પ્રતીતિજનક સ્વાભાવિકતાવાળું લાગતું નથી. આદમ–ઈવ, શિવ–શક્તિ અને રાધા–કૃષ્ણને યાદ કરી એવી સ્ત્રીપુરુષની સનાતન પ્રણયકથા તેના રહસ્યસમેત કથામાં આપવાનું પોતે ઇચ્છ્યું હોવાનું કર્તાએ પ્રસ્તાવનામાં કહ્યું છે. પણ એમણે ઇચ્છ્યું એટલું કથા સાધી શકી નથી. 'પ્રણયકથા' એ શીર્ષકનો કંઈક ખુલાસો ઉત્તરાર્ધમાં મળી રહે છે પણ તે પર્યાપ્ત નથી. કર્તાની લખાવટ નાહક લંબાણ કે લપછપ વિનાની સીધી છે. મહત્ત્વના પ્રસંગ એક પછી એક તરત બનતા રહે છે. તેથી જ મહેશ-ગૌરીને પરણાવી તરત તેમને પિતૃપદ આપી જલદીથી પેલી પ્રણયકથા ઊભી કરવા એ સંતાન (કીર્તિ) સોળ વરસની થાય ત્યાં સુધી તે કથાને સડસડાટ દોડાવી ગયા છે, અને તેના જન્મ પછી તરત તેના વેવિશાળની ફીકરમાં આપણને અસ્વાભાવિક લાગે એવી ઉતાવળથી તેમણે મહેશ–ગૌરીને તેમજ ચંદ્રિકા અને રેવતીને નાખી દીધાં છે. કર્તાએ મહત્વાકાંક્ષા મોટી રાખી અને કૃતિને ૧૮૫ પાનાંમાં પૂરી કરી નાખી છે, જેથી કશું વીગતે પ્રતીતિકર રીતે ખિલવી શકાયું નથી.

**પિંજર :**

[અનુ. સુમિત્રા ઠાકોર, પ્રકા. નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ, મૂલ્ય અઢી રૂપિયા.]

પંજાબી લેખિકા અમૃતા પ્રીતમની હિંદી નવલકથાનો આ સફળ અનુવાદ છે. મુસલમાન રશીદે કૌટુંબિક વેર વાળવા હિંદુ કન્યા પૂરોનું કરેલું અપહરણ પૂરોને માબાપ વડે ત્યક્ત બનાવી રશીદની પત્ની બનવા ધકેલે છે. રશીદ તેને ખરા ઊંડા પ્રેમથી ચાહે છે. આ ઘટના ૧૯૩૫ ની. બાર વરસ પછી ૧૯૪૭માં પંજાબના ભાગલા વેળા થયેલાં તોફાનોમાં પૂરો અને રશીદે પૂરોના થયા હોત તે પતિની બેન ને પોતાની ભાભીને મુસલમાનોના પંજામાંથી બચાવ્યાં. પોતાનાં કુટુંબીજનો વચ્ચે પોતાના હિંદુ સમાજમાં પાછી સ્વીકારાઈ જવાય એવી અનુકૂળ બનેલી પરિસ્થિતિમાં, પિંજરમાંથી મુક્ત બનતું પંખી પાછું પિંજરમાં જઈ બેસે તેમ, એ લાલચને વશ ન થતાં પૂરો પોતાની મમતાએ રશીદને પુત્રમાં બાંધેલ પિંજર પિંજરમાં પાછી વળે છે એવો ધર્મ ને કોમના ભેદને ક્ષુદ્ર ઠરાવતો હૃદયસ્પર્શી અંત કથાનો આવે છે. હિંદુ મુસલમાનના માનવસર્જ્યા ભેદ ભુલાવી પ્રેમ અને માનવતાનું મંગલ ગૌરવ ગાતી આવી કથાને અનુવાદ માટે પસંદ કરવા માટે તેમજ ગુજરાતીમાં ઉતારવા માટે અનુવાદક સૌ. સુમિત્રાબેન ઠાકોર અભિનંદનને પાત્ર ઠરે છે.

**નારીજીવન :**

[અનુ. સુમિત્રા ઠાકોર, પ્ર. નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ, મૂલ્ય બે રૂપિયા.]

શ્રી. રામનાથ 'સુમન' ના હિંદી પુસ્તકનો આ સુવાચ્ય અનુવાદ છે. પુસ્તક આજના નારીજીવન અને દંપતીજીવનના કેટલાક કોયડા સાચી ને ઝીણી નજરથી છટાદાર વાણીમાં છણે છે ને દંપતીજીવન સફલ ને સુખી બને એવો પથ્ય ઉકેલ પણ તેનો આપે છે. સ્ત્રી પતિને પોતાનો ગુલામ ન બનાવે, પોતાની આત્મશક્તિથી તેને ગુંગળાવી ન દે, આધુનિકતાને ચાળે ચડી પુરુષસમોવડી બનવાના મોહમાં ન પડે પણ સાચા અર્થમાં તેની સહધર્મચારિણી અને સુખ દુઃખની સમભાગિની થઈ તેને સુખ દે ને મેળવે એવી શીખ લેખક સ્ત્રીઓને આપે છે. પતિઓને પણ તે નારીની ઉપેક્ષા કરી તેને અપંગ ને દીનત્વાયેલી

માતાએ જેને સાગરથી વેગળો રાખ્યો હતો તે હાજી પોતાના કુટુંબશત્રુ દરિયા પર વિજયી થયો પણ આખરે દરિયાલાલે એનો ભોગ લીધો. એની માતાના એને ગાંડી બનાવી દેતા પુત્રપ્રેમ તથા અમીના ને હાજી અને નેલી ને હાજીના પ્રેમના સુવર્ણતારનું કથામાં ભરત ભરી લેખકે એને રસપ્રદ બનાવી છે. કથામાં છઠ્ઠા પ્રકરણમાંનું ધડો ફાટયાનું વર્ણન શ્રી. આચાર્યની એવાં વર્ણનની શક્તિ બતાવે છે.

**ચક્રવર્તી ભરતદેવ :**

[લે. 'જયભિખ્ખુ' : પ્રકા. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, મૂલ્ય ચાર રૂપિયા.]

'જયભિખ્ખુ' જૈનધર્મની કથાઓને એનું શુદ્ધ રહસ્ય જાળવીને છતાં બિનસાંપ્રદાયિક રીતે વર્ષોથી વાર્તાઓ અને નવલકથાઓ દ્વારા સફળતાથી રજૂ કરી રહ્યા છે. 'ભગવાન ઋષભદેવ' એ એમની ઋષભદેવની ચરિત્રકથા એમનું એક વિશિષ્ટ અર્પણ હતું. એને મળેલા આવકારથી પ્રેરાઈને એમણે ચક્રવર્તી ભરતદેવનું ચરિત્ર નવલકથારૂપે આ ગ્રંથમાં આલેખ્યું છે. આ પુસ્તક ભરત ચરિત્રનો પૂર્વાર્ધ છે, અને એનું કથાવસ્તુ ભરતદેવનો દિગ્વિજય અને 'ચક્રવર્તી' પદ પ્રાપ્તિ છે. એમનો આત્મવિજય આની પછી પ્રગટ થનાર ઉત્તરાર્ધ–ગ્રંથનો વિષય બનશે.

આ કથાની લખાવટ 'જયભિખ્ખુ'ની આગલી કૃતિઓ કરતાં જુદી ભાત પાડતી દેખાય છે. બાણભટ્ટની 'કાદંબરી'નું સ્મરણ અનેક સ્થળે એ વાચકોને કરાવશે. પ્રસંગપરંપરા, સંકુલ સંકલના અને ત્વરિત વેગને બદલે ગાઢસલિલા સરિતાની પ્રૌઢ સુમન્દ ગતિએ કથાપ્રવાહ એમાં નિરાંતે આગળ વધે છે. કાવ્યસુરભિત આલંકારિક ભાષાનો વિલાસ કર્તાએ એમાં સારો દેખાડ્યો છે, જેમાં એમની ભીતરનો કવિ પ્રગટ થયો છે. ભાષા 'સંસ્કૃતાઢ્ય એ કારણે જ બની છે.

કથાની બીજી નોંધપાત્ર વિશિષ્ટતા એ છે કે એમણે ભરત વિશેની જૈન ધર્મની પરંપરાગત કથાનું આજની દષ્ટિને બુદ્ધિયુક્ત લાગે એ રીતે નિરૂપણ કર્યું છે. ભરત ચક્રવર્તીના અંતઃપુરમાં સહસ્ર નારીઓ હોવાની કથાનું કર્તાએ 'સહસ્ર કમલિનીઓનો એક સ્વામી' એ પ્રકરણમાં કરેલ નિરૂપણ એનું જ્વલંત ઉદાહરણ છે. એ સુંદરીઓને તેમ ભરતને ભાવસમૃદ્ધ ચીતરવામાં કર્તા ઠીક સફળ થયા છે. ભૌતિક વિજય મેળવવા નીકળેલા ભરતનું આંતર નિરીક્ષણ અને મહાનુભાવતા કર્તાએ ડગલે ને પગલે બતાવી એ પાત્રને ખૂબ ગૌરવવંતું બનાવ્યું છે. ભરતદેવ જેવું જ, કદાચ તેથી ય વધુ સ્મરણીય પાત્ર તેમની ભગિની સુંદરીનું છે. ભરતનો એ પ્રેરણામૂર્તિ તેને દિગ્વિજયી બની ચક્રવર્તી થવા પ્રેરે છે અને એ કાર્ય પૂરું થયે પિતા ઋષભદેવને, તપને, માર્ગે પળે છે, અને એમ કરીને ભરતદેવને એની પછીના મોટા વિજયનો, આત્મવિજયનો પંથ દાખવતી જાય છે. 'ચક્રવર્તી ભરતદેવ' એના કર્તાનું એક યશોદાયી સર્જન છે એટલું તો ચોક્કસ.

**પ્રણયકથા :**

[લે. ગોવિંદભાઈ અમીન, પ્રકા. હિંદ કિતાબ્સ લિ. મુંબઈ–૧, મૂલ્ય સાડાત્રણ રૂપિયા.]

આ કથા આરંભમાં શહેર અને ગામડાના, અને જૂની તથા નવી પેઢીના સંઘર્ષની જીવન્ત કથા બનશે એવી છાપ પડે છે પણ તે તરત ભુંસાઈ જાય છે. બીજા કશાથી નહિ પણ રોજ રોજની સીધી વાતની વાસ્તવિક સ્વાભાવિકતાથી (અને સ્વાભાવિકતાને પણ એનું આકર્ષણ હોય છે, નહિતર સ્વાભાવોક્તિ અલંકાર ન ગણાત) અર્ધે સુધી કથાભાગ આકર્ષક લાગે છે. પણ પછી ગૌરીને માતા બનાવ્યા પછી તેના પુત્ર કીર્તિને, તેની બ્રાહ્મણ સખી રેવતીની પુત્રી ઉષાને અને તેના જ ગામની અને તેના જ પતિના ગામમાં પરણાવાયેલી ચંદ્રિકાની પુત્રી પ્રભાને લગ્ન સંબંધથી જોડવાની વાતો ખાતર ગોઠવી કાઢેલા વ્યૂહ જેવી લાગતી વડીલોની કારવાઈને અને એ ત્રણે યુવાન આત્માઓના વળ ખાતા અમળાતા ઊગતા પ્રણયની વાતને જ એ જ જાણે કથાનું લક્ષ્ય હોય



તેમ પ્રધાન તત્ત્વ બનાવી દેવામાં આવ્યું છે. રેવતી પોતાના પતિ પૂજારીને ગામડામાં રહેવા દઈ પોતે સખી ગૌરી સાથે શહેરમાં આવે, તેની પુત્રી ઉષાને ય ગૌરી પોતાને ત્યાં ઉછેરે ભણાવે, ઉષા ગૌરીના પુત્ર કીર્તિને 'ભાઈ' કહ્યાં કરે પણ અંતરને એનાથી જ ભરી દઈ બેસે અને કીર્તિને પ્રભા જોડે પરણાવવાની વડીલોની યોજના જાણી લઈ તેને સરળ બનાવવા અભ્યાસ છોડી ગામડે જઈ રહી ત્યાં શિવની ઉપાસના આરંભે અને અંતે જળસમાધિ લઈ પ્રાણવિસર્જન કરે, આ બધું વસ્તુ પ્રતીતિજનક સ્વાભાવિકતાવાળું લાગતું નથી. આદમ-ઈવ, શિવ-શક્તિ અને રાધા-કૃષ્ણને યાદ કરી એવી સ્ત્રીપુરુષની સનાતન પ્રણયકથા તેના રહસ્યસમેત કથામાં આપવાનું પોતે ઈચ્છ્યું હોવાનું કર્તાએ પ્રસ્તાવનામાં કહ્યું છે. પણ એમણે ઈચ્છ્યું એટલું કથા સાધી શકી નથી. 'પ્રણયકથા' એ શીર્ષકનો કંઈક ખુલાસો ઉત્તરાર્ધમાં મળી રહે છે પણ તે પર્યાપ્ત નથી. કર્તાની લખાવટ નાહક લંબાણ કે લપછપ વિનાની સીધી છે. મહત્ત્વના પ્રસંગ એક પછી એક તરત બનતા રહે છે. તેથી જ મહેશ-ગૌરીને પરણાવી તરત તેમને પિતૃપદ આપી જલદીથી પેલી પ્રણયકથા ઊભી કરવા એ સંતાન (કીર્તિ) સોળ વરસની થાય ત્યાં સુધી તે કથાને સડસડાટ દોડાવી ગયા છે, અને તેના જન્મ પછી તરત તેના વેવિશાળની ફીકરમાં આપણને અસ્વાભાવિક લાગે એવી ઉતાવળથી તેમણે મહેશ-ગૌરીને તેમજ ચંદ્રિકા અને રેવતીને નાખી દીધાં છે. કર્તાએ મહત્વાકાંક્ષા મોટી રાખી અને કૃતિને ૧૮૫ પાનાંમાં પૂરી કરી નાખી છે, જેથી કશું વીગતે પ્રતીતિકર રીતે ખિલવી શકાયું નથી.

**પિંજર :**

[અનુ. સુમિત્રા ઠાકોર, પ્રકા. નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ, મૂલ્ય અઢી રૂપિયા.]

પંજાબી લેખિકા અમૃતા પ્રીતમની હિંદી નવલકથાનો આ સફળ અનુવાદ છે. મુસલમાન રશીદે કૌટુંબિક વેર વાળવા હિંદુ કન્યા પૂરોનું કરેલું અપહરણ પૂરોને માબાપ વડે ત્યક્ત બનાવી રશીદની પત્ની બનવા ધકેલે છે. રશીદ તેને ખરા ઊંડા પ્રેમથી ચાહે છે. આ ઘટના ૧૯૩૫ ની. બાર વરસ પછી ૧૯૪૭માં પંજાબના ભાગલા વેળા થયેલાં તોફાનોમાં પૂરો અને રશીદે પૂરોના થયા હોત તે પતિની બેન ને પોતાની ભાભીને મુસલમાનોના પંજામાંથી બચાવ્યાં. પોતાનાં કુટુંબીજનો વચ્ચે પોતાના હિંદુ સમાજમાં પાછી સ્વીકારાઈ જવાય એવી અનુકૂળ બનેલી પરિસ્થિતિમાં, પિંજરમાંથી મુક્ત બનતું પંખી પાછું પિંજરમાં જઈ બેસે તેમ, એ લાલચને વશ ન થતાં પૂરો પોતાની મમતાએ રશીદને પુત્રમાં બાંધેલ પિંજર પિંજરમાં પાછી વળે છે એવો ધર્મ ને કોમના ભેદને ક્ષુદ્ર ઠરાવતો હૃદયસ્પર્શી અંત કથાનો આવે છે. હિંદુ મુસલમાનના માનવસર્જ્યા ભેદ ભુલાવી પ્રેમ અને માતૃત્વતાનું મંગલ ગૌરવ ગાતી આવી કથાને અનુવાદ માટે પસંદ કરવા માટે તેમજ ગુજરાતીમાં ઉતારવા માટે અનુવાદક સૌ. સુમિત્રાબેન ઠાકોર અભિનંદનને પાત્ર ઠરે છે.

**નારીજીવન :**

[અનુ. સુમિત્રા ઠાકોર, પ્ર. નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ, મૂલ્ય બે રૂપિયા.]

શ્રી. રામનાથ 'સુમન' ના હિંદી પુસ્તકનો આ સુવાચ્ય અનુવાદ છે. પુસ્તક આજના નારીજીવન અને દંપતીજીવનના કેટલાક કોયડા સાચી ને ઝીણી નજરથી છટાદાર વાણીમાં છણે છે ને દંપતીજીવન સફલ ને સુખી બને એવો પથ્ય ઉકેલ પણ તેનો આપે છે. સ્ત્રી પતિને પોતાનો ગુલામ ન બનાવે, પોતાની આત્માશક્તિથી તેને ગુંગળાવી ન દે, આધુનિકતાને ચાળે ચડી પુરુષસમોવડી બનવાના મોહમાં ન પડે પણ સાચા અર્થમાં તેની સહધર્મચારિણી અને સુખ દુઃખની સમભાગિની થઈ તેને સુખ દે ને મેળવે એવી શીખ લેખક સ્ત્રીઓને આપે છે. પતિઓને પણ તે નારીની ઉપેક્ષા કરી તેને અપંગ ને હીજરાયેલી

ન રાખવાની સલાહ આપે છે. સ્ત્રી અને પુરુષ બંને સ્થાનભ્રષ્ટ થયેલાં છે. બને પોતાનાં વ્યક્તિત્વ અને ગૌરવ પ્રતિ અંધ અને મૂર્છિત છે. એમને એમનું ખરું સ્થાન અને ખરો ધર્મ લેખકે બતાવ્યાં છે. લેખકનું વલણ આ સંબંધમાં આર્ય આદર્શો ભણી હોવાનું સ્પષ્ટ દેખાય છે. પુસ્તક સ્ત્રીવર્ગે વાંચી જવા જેવું છે.

**સાપ :**

[ લે. શિવશંકર પ્રા. શુક્લ, પ્રકા નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, મૂલ્ય અઢી રૂપિયા. ]

અઢીસો ઉપરાંત પાનાંના આ માહિતીપૂર્ણ પુસ્તકમાં તેના અભ્યાસી કર્તાએ સાપની શરીર રચના અને જીવનવ્યાપાર અને સવિષ અને નિર્વિષ વર્ગના સાપના જુદા જુદા અનેક પ્રકાર શક્ય હોય ત્યાં આકૃતિઓ સાથે વર્ણવ્યા છે. સાપના ઝેર અને તેના નિવારણના ઉપાય વિશે લોકોના કેટલાક ભ્રમ દૂર કરી સાચી માહિતી આપવાનું કાર્ય પણ એમણે સારું બજાવ્યું છે. આજના વિજ્ઞાને સંપડાવેલી માહિતી ઉપરાંત આયુર્વેદે આપેલા સર્પ ને તેના વિષના નિવારણ માટેના ઉપાયોના જ્ઞાનનો કર્તાએ પુસ્તકમાં ઉપયોગ કર્યો છે. એક પ્રકરણ નાગપૂજા પર પણ એમણે આપ્યું છે. મદારીઓ, અને સાપને પકડવાની રીતો પર પણ માહિતી તેમણે રજૂ કરી છે. સાપના દંશથી સાચી ને ખોટી રીતે જે દેશમાં હજારો માણસો મૃત્યુશરણ થાય છે ત્યાં લોકોએ સાપ વિશે વિજ્ઞાન-શુદ્ધ સાચી હકીકત જાણવી ઘણી જરૂરી છે. એવી હકીકત સરળ લોકભોગ્ય શૈલીમાં રજૂ કરતું આ પુસ્તક તેથી ઘણું આવકાર્ય ઠરે છે.

**ગુજરાતની વાર્તાસમૃદ્ધિ :**

[ સાત ચૂંટણી સંગ્રહો; દરેકની કિંમત પોણાબે રૂપિયા (કાચું પૂંઠું) ને બે રૂપિયા (પાકું પૂંઠું), સંપાદકો, નાનક મેઘાણી, મહેન્દ્ર મેઘાણી; પ્રકા. લોકમિલાપ કાર્યાલય અને સંસ્કાર સાહિત્ય મંદિર ભાવનગર. ]

સ્વરાજ્યપ્રાપ્તિ પછી વેગ પકડતી રહેલી પ્રાથમિક કેળવણી અને પ્રૌઢશિક્ષણની પ્રવૃત્તિ જે સેવા બજાવશે તેની પૂર્તિ કરવાના સદાશયથી, વાંચતાં લખતાં શીખે લોકોને સારું નીરોગી વાચન પૂરું પાડવાના હેતુથી શ્રી. નાનક અને મહેન્દ્ર મેઘાણીએ સંપાદિત કરવા માંડેલી આ પુસ્તક શ્રેણીના પ્રથમ સાત સંગ્રહ 'ગુજરાતની વાર્તાસમૃદ્ધિ' એ સામાન્ય મથાળા તળે 'ધૂમકેતુની વાર્તાઓ', 'રામનારાયણ પાઠકની વાર્તાઓ', 'મેઘાણીની વાર્તાઓ', સુંદરમ્‌ની વાર્તાઓ', 'પન્નાલાલની વાર્તાઓ', 'ચુનીલાલ મડિયાની વાર્તાઓ' અને 'પેટલીકરની વાર્તાઓ' એ નામના લોકમિલાપ કાર્યાલય અને સંસ્કાર સાહિત્ય મંદિર તરફથી પ્રગટ થયા છે. બાર પોઇંટનાં બીબાંમાં છાપેલાં સવાસોથી દોઢસો પાનાંની મર્યાદા પ્રત્યેક સંગ્રહની સંપાદકોએ રાખી છે. એ મર્યાદામાં તેમણે 'ધૂમકેતુ'ની દસ, શ્રી. પાઠકની સાત, સ્વ. મેઘાણીની નવ, 'સુંદરમ્'ની પાંચ, શ્રી. પન્નાલાલની અને શ્રી. મડિયાની આઠ આઠ અને શ્રી. પેટલીકરની સાત વાર્તાઓ આ સાત સંગ્રહોમાં રજૂ કરી છે. વાર્તાઓની પસંદગી સંપાદકોની સાહિત્ય સમજ, ઊંચી રુચિ અને લોકનિષ્ઠા દેખાડી આપે છે. વાચકો આટલી વાનગી ચાખ્યા પછી વાર્તાકારોના મૂળ વાર્તાગ્રંથો તરફ વળે એ દૃષ્ટિ એમણે રાખી છે. આ શ્રેણી ગુજરાતના ઉમળકાભર્યો સત્કારની અધિકારી છે.

☆

ઊર્મિનો માર્ચ માસનો અંક મળ્યો. મુખપૃષ્ઠ ઉપર રબારણનું ચિત્ર ખૂબ જ સુંદર છે. ચિત્રકારને ધન્યવાદ ઘટે છે. રબારણની મુખાકૃતિ, તેની નિર્દોષતા, તેના હાવભાવ, તેના ચૂડા, તેની આંખો—બધું જ આબેહૂબ લાગે છે. દર વખતે ચિત્રો કળાની દૃષ્ટિએ સુંદર આવે છે અને તેમાં આ ચિત્ર ખૂબ જ સુંદર છે.

કોઇની પણ શેહમાં તણાયા વિના તટસ્થ રીતે લખાતા સમયનાં ક્ષીર-નીર મને ગમે છે

—નટવરલાલ હા. કિકલાવાળા [ વિલેપાર્લે ] ૧૦-૩-'૫૫






ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ બ્રીજ
ગાંધીરોડ પો. બૉ. નં ૭૩

# નવરચના

તંત્રી-[illegible]વરલાલ દવે
સંપા:-જયન્ત પરમાર



કથકલી નૃત્યકારો
ચિત્રકાર: ચંદ્ર ત્રિવેદી

મહારાષ્ટ્રના સંત-લેખક સાને ગુરુજીનાં બે મહત્ત્વનાં પુસ્તકોની

## પ્રગટ થયેલી નવી આવૃત્તિ

આ બન્ને પુસ્તકોના અનુવાદક છે **શ્રી નટવરલાલ દવે**

### ગીતા હૃદય



મૂલ્ય : દોઢ રૂપિયો

[ રજિ. ટ. ખ. દશ આના ]

ગીતા વિષે વિનોબાજીએ કરેલાં પ્રવચનોની નોંધ લઈને સાને ગુરુજીએ એમની સાદી છતાં સચોટ શૈલીમાં લખેલું આ પુસ્તક એટલું બધુ લોકપ્રિય થવા પામ્યું છે કે એની આવૃત્તિઓ ઉપર આવૃત્તિઓ થતી જાય છે એ જ એની મૂલ્યવત્તા સિદ્ધ કરી જાય છે. નિત્યપાઠ માટે કે શુભ અવસરે ભેટ આપવા માટે આ પુસ્તક ખૂબ જ જાણીતું થઈ પડેલ છે

આપની નકલ માટે :—

### શ્યામની મા




મૂલ્ય : સાડાચાર રૂપિયા

[ રજિ. ટ. ખ. ચૌદ આના ]

ભારત સરકારે જે કથાની ફિલ્મ માટે ઈનામ જાહેર કર્યું તે જ 'શ્યામચી આઈ' એ વિખ્યાત મરાઠી પુસ્તકનું આ સરળ ગુજરાતીકરણ છે અને બીજી આવૃત્તિમાં પ્રવેશે છે ત્યારે એ નવી પ્રગટ થયેલી સળંગ આપકથાત્મક નવલકથા દરેકને વાંચવી-વસાવવી ગમે તેવી જ છે. શુભ અવસરે ભેટ આપવા માટે પણ આવું સુંદર પુસ્તક બીજું એકેય નથી.

આપની નકલ માટે :—

'ઊર્મિ-નવરચના' ના આ અંકમાં 'આકરી કસોટી' નામનો લેખ વાંચ્યા પછી એ આખી કથા વાંચવાનું મન થાય જ.

આપણા શાહ સોદાગર

શેઠશ્રી

નાનજીભાઈ કાળિદાસ મહેતાએ

લખેલી

તેમના જીવનને સાંકળી લેતી

આ

મારા જીવનની

## અનુભવ કથા

આપને જરૂર વસાવવી પડશે,

વાંચવી પડશે.

મૂલ્ય : સવા છ રૂપિયા

[ રજિ. ટ. ખ. ચૌદ આના ]

અનેક તસ્વીરો સાથેની

આ ચોપડી

માટે તુરત

લખો :—

**ભારતી સાહિત્ય સંઘ લિ.** ફર્નાન્ડીઝ બ્રીજ ગાંધીરોડ : પો. બો. નં. ૭૩ **અમદાવાદ, ૧**

અંક : ૨ મે '૫૫
સળંગ અંક : ૩૦૨
સમાજમાં સરકાર અને




'ઊર્મિ' : વર્ષ ૨૬
'નવરચના': વર્ષ ૨૦
સાહિત્ય પ્રેરતું સામયિક

ક્રમ



સૂચના


* લવાજમ વરસનું સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* છુટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફ્નૉન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧


પ્રકાશક : ઈશ્વરલાલ મો દવે, ભારતી સાહિત્ય સંઘ લિ. ફ્નૉન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.




# જીવનની પવિત્રતા

ભગવાન ચૈતન્યના સાંનિધ્યમાં સુબુદ્ધિરાય આવીને ઊભા રહ્યા. એની આંખમાંથી શ્રાવણ ભાદરવો વહી રહ્યા હતા. શરીર આખું જાણે અગ્નિથી બળતું હોય તેમ એ અત્યંત પીડાજનક અવાજે તરફડિયાં મારી રહ્યા હતા. એના અંતરની મોટામાં મોટી ઇચ્છા એ હતી કે એમનું આ જીવન હવે નાશ પામે !

એને મૃત્યુ પામવું હતું. માત્ર શી રીતે મૃત્યુ પામવું, એની એને ખબર પડતી ન હતી. ભગવાન ચૈતન્ય પાસેથી એમને જાણવું હતું કે મૃત્યુને શી રીતે ભેટવું ? કઈ રીત ઓછામાં ઓછી દોષપાત્ર છે ?

એવું શું બન્યું હતું કે એક વખતનો મહાન રાજઅધિકારી મૃત્યુ ઇચ્છી રહ્યો હતો ? એવી શી વાત બની હતી કે એને જીવન અકારું લાગતું હતું ?

પ્રાંતના આ મહાન સૂબેદાર સુબુદ્ધિરાય પાસે એક વખત એક નોકર હતો; તેનું નામ સૈયદ હુસેનખાન. શાંત, ઓછાબોલો, નરમ પ્રકૃતિનો, પણ આગ્રહી ને ઉદ્યોગી. એક વખત હુસેનખાને કાંઈક ભૂલ કરી નાખી સુબુદ્ધિરાયને ક્રોધ વ્યાપી ગયો. ક્રોધમાં ને ક્રોધમાં એણે એને કોરડાનો માર મરાવ્યો. એના વાંસા ઉપર ચિરસ્થાયી ડાઘા પડી ગયા—એવી સખત સજા એને કરવામાં આવી. પછીથી એ વાત તો ભુલાઈ પણ ગઈ.

પણ સમય કેવો ક્રૂર છે ? કેવો તરંગી અને વળી રમતિયાળ પણ છે ?

કોઈક વખત તો એ એવું રમે છે કે, એની એ રમત જોઈને મોટા મોટા તત્ત્વજ્ઞો પણ,

વિચારમાં પડી જાય છે! સુબુદ્ધિરાયને પણ એણે એવી જ રમ્મત બતાવી. એક પલટો આવ્યો. થોડો સમય વીતી ગયો, અને આશ્ચર્યનું આશ્ચર્ય થયું!

આ હુસેન સૂબેદાર હતો. સુબુદ્ધિરાય અરજદાર હતો. એની પાસે એ નોકરી માટે આવ્યો હતો.

ઉદાર દિલ અને સુગંધી ફૂલ એ બન્ને સરખાં છે. એ પોતાને ત્યાં કેવળ મધુરતા જ સંઘરે છે! હુસેન આ વખતે જ પેલી વાતને ભૂલી ગયો. તેણે સુબુદ્ધિરાયને પોતાને ત્યાં રાખ્યો. એટલું જ નહિ—એને જાળવી લીધો. જાણે કોઈ દિવસ કાંઈ બન્યું જ ન હોય!

પણ દુનિયામાં એકલી ઉદારતા કોઈકને મૂર્ખાઈ લાગે એકલી અનુદારતા કોઈકને કર્કશ જણાય. જો હુસેન ઉદાર હતો, તો બેગમનું દિલ વેરની આગથી જલી રહ્યું હતું!

આ એ જ બામણો હતો, જેણે એક વખત કેવા ભયંકર કોરડા મરાવ્યા હતા!

વાંસામાં હજી એના ડાઘ રહી ગયા હતા. બેગમ હમેશાં હુસેનને ઢંઢોળે–' આ કાફરને જહાન્નમમાં મોકલી દ્યો. એ ત્યાં હોય–આંહીં નહિ.'

અને હમેશાં હુસેન એ જ શાંત, નરમ, સ્વચ્છ જવાબ વાળે: 'ન્યાય ખુદા તોળે; અહેશાન માણસ બતાવે!'

પણ બેગમનું દિલ માને નહિ. એને થાય કે આ માણસ તદ્દન બદલા વિના જાય, તો તો પછી બહાદુરી રહી ક્યાં? તો આ સૂબાગીરીની ઈજ્જત ક્યાં? તો તો આ સૂબાગીરી મળી ન મળી. આ તક તો હિસાબ પતાવી દેવા માટેની છે.

એટલે એણે એક વખત તો કાંઈક પણ બદલો લેવાનો દુરાગ્રહ જ કર્યો.

હુસેનને કહ્યું કે એ ભલે જીવતો રહે, પણ તો એ ધર્માંતર કરે!

હુસેન જાણતો હતો કે, ધર્માંતર ને મૃત્યુ, એ બન્ને રાયની દૃષ્ટિમાં એક જ વસ્તુ હતી.

છેવટે બેગમના અત્યાગ્રહ ને હઠને લીધે આ માણસે પણ, રાયના મોંમાં પોતાના મોંમાંથી પાણીનો કોગળો નાખ્યો. ધર્માંતરની આટલી વાત કરી! રાય તો, એ વાત બની અને તરત જ, બધું છોડીને કાશીક્ષેત્રે ચાલી નીકળ્યો. એનાં ઘરબાર, ઢોરઢાંખર, માલ સામાન, તમામ એણે તજી દીધાં!

એના દિલમાં જાણે ભડભડ અગ્નિ બળી રહ્યો છે. એને ગંગામૈયામાં જલસમાધિ લેવી છે. એટલા માટે એ કાશીક્ષેત્રમાં આવ્યો છે.

એણે અનેક વિદ્વાનોનાં દ્વાર ઉપર આર્તવાણીનો પોકાર કર્યો: 'આનું પ્રાયશ્ચિત્ત–આનું પ્રાયશ્ચિત્ત–કોઈ આનું પ્રાયશ્ચિત કહો!'

પણ વિદ્વાનોને ત્યાં, જલસમાધિ છે, અગ્નિસમાધિ છે. તપ્તકાંચનનો રસ પીવાની વિધિ છે ઊનું ઘી પીને મરવાની રીતિ છે. પણ બીજી કોઈ જ શાસ્ત્રાજ્ઞા નથી. ક્યાંય નથી. કોઈની પાસે નથી.

રાય ઠેરઠેર ફરે છે. મઠેમઠ ફરે છે. એક વિદ્વાન, બીજો વિદ્વાન, એક શાસ્ત્ર, બીજું શાસ્ત્ર કરે છે, પણ કોઈ જ આશ્વાસન આપી શકતું નથી. એટલે એણે હવે જીવનત્યાગ



કર્યે જ છૂટકો છે! કોઈ શાસ્ત્રમાં આનું પ્રાયશ્ચિત્ત નથી. કોઈ વિદ્વાનના દિલમાં આનો ઉપાય નથી. કોઈ મઠના દ્વાર પર આનો ઉદ્ધાર નથી.

રાયના કાને, ભગવાન ચૈતન્યનું નામ આવ્યું. અને એ ભગવાન ચૈતન્યને મળવા દોડયો.

એની આંખમાંથી શ્રાવણ ભાદરવો વહી રહ્યા છે. એના રોમ રોમમાં અગ્નિ સળગે છે. તે ભગવાન ચૈતન્ય પાસે ગયો. અને એ હાથ જોડીને ઊભો રહ્યો.

ભગવાન ચૈતન્યના મોંમાંથી મધુર અવિરત વાણી આવી રહી છે: 'હરિ બોલો, હરિ' અને એ મધુર નાદના પડઘા ગગનમાંથી પાછા ફરે છે: 'હરિ બોલો, હરિ.'

રાયની વાત સાંભળીને ભગવાન ચૈતન્ય પોતે જ એને ભેટી પડયા: 'અરે! ભાઈ! વૃંદાવન જા, વૃંદાવન જા, અને આઠે પહોર હરિનું નામ દે. એક દોષ નહિ રહે, એક કલંક નહિ.' અને 'હરિ બોલો, હરિ'ની ધૂન આગળ ચાલી.

રાય તો વૃંદાવન દોડયો ગયો. એને આશાનું એક કિરણ મળ્યું હતું, એને જીવનનો તંતુ મળ્યો હતો.

અને એણે ત્યાં જઈને કઠોર તપ આદર્યું.

મથુરામાં એણે લાકડાંની ભારીઓ વેચવાનું કામ ઉપાડયું. એમાંથી કમાણી થાય, તેમાંથી માત્ર એક જ પૈસાના દાળિયા પોતે ખાય, જમનાજીનું પાણી પીએ, અને 'હરિબોલ'ની ધૂન મચાવે! કમાણીમાંથી પોતાને માટે વાપરવાનો હંમેશનો એક પૈસો!

બીજું બધું વેપારીને ત્યાં જમે!

પોતાના દેશનો કોઈપણ યાત્રાળુ દેખાય, એટલે રાય દોડે, પોતાના પેલા જમાપૈસા એની સેવા માટે વાપરે!

રાયના એ અજબ જીવનની વાત જે સાંભળે છે, તે છક્ક થઈ જાય છે!

કેવી નિરાશામાંથી જીવનની કેવી સુંદરતા!*

---

* શ્રી ધૂમકેતુના ઐતિહાસિક નવલિકાઓના નવા સંગ્રહ 'ઇતિહાસની તેજમૂર્તિઓમાંથી.'

✶

**રવીન્દ્રનાથ ટાગોર**

## પ્રતીક્ષા

તારી પ્રતીક્ષામાં તો
 મારે નેનેથી નીંદરે ઊડી ગઈ છે.
ભલે તું ન મળે,
 પણ તારી પ્રતીક્ષા જ કેટલી મધુર છે?
બાદલઘેરી નભ છાયામાં,
 તારા આગમનની રાહ જોયા જ કરે છે, મારું હૃદય.

ભલે તારી પ્રેયસી થવાનું સદ્‌ભાગ્ય ન યે હોય
 છતાંય આશાના દોરે જીવવું કેટલું મધુર છે?
મારાં સંગાથીઓએ તો સૌ સૌનો રાહ લીધો.
 એકાકી હું જ રહી ગઇ.
પણ ભલેને એકાકી, છતાંય તારા પદધ્વનિ
 સાંભળવા શોભવાનું સૌભાગ્યે કયાં ઓછું છે?

[ અનુવાદક : વિજયશંકર કામદાર ]

✶





### દેવનું દ્રવ્ય ક્યાં વપરાય ?

દેવદ્રવ્યનો ઉપયોગ દેવપૂજામાં જ થવો જોઈએ એવું મંતવ્ય જૈનોની સભામાં કસ્તુરભાઈએ જાહેર કર્યું તે પછી એની શી અસર થાય છે તે જોવું રસિક થઈ પડશે.

દેવના કામકાજમાં દ્રવ્ય કઈ કઈ રીતે વાપરી શકાય ? એક તો દેવના શણગાર વધારી ખરચ કરી શકાય. દેખીતું છે કે દ્રવ્ય એકઠું કરવું હોય તો દેવને પણ શણગારવા પડે. સાદા મહાદેવને પૈસો મળે ને શોભીતા મુકુટધારી દેવ આગળ રૂપિયો છૂટી પડે. આમ છતાં દ્રવ્ય કેમ મેળવવું એ પ્રશ્ન મોખરે નથી, કેમ ખરચ કરવો તે જોવાનું છે. બીજો માર્ગ છે વધારે સંખ્યામાં ને મોટાં મંદિરો બાંધવાનો. વળી ત્યાંના પૂજારીઓની ફોજ પણ વધારી શકાય. મહંતોની ગાદીઓ વહેંત વધારે ઊંચી કરી શકાય. પણ એથી શું ? દેવના ધામ નિભાવવા શ્રદ્ધાળુઓ જે રકમ કાઢી આપે તેમને ભભકથી આંજી નાખવામાં ધર્મ તો ભૂલાય છે. એ આપણે કેમ ભૂલી જઈએ ? ધનના પ્રદર્શન વડે ધર્મ તરફ આકર્ષણ વધે તો યે એથી કોણ રીઝશે ?

દેવપૂજામાં ઝાઝા વિધિઓ ઉમેરાય ને ક્રિયાકાંડનું જોર વધતું રહે એ પણ શા કામનું ? 'લોક આપે છે ને એમને રુચે એ પ્રમાણે પૂજા નૈવેદ્ય કરીએ છીએ, શોભા વધારીએ છીએ' એ બચાવ સિનેમાવાળા કરે તો ભલે, મંદિરવાળા નહિ કરી શકે. એમણે લોકરુચિની પાછળ જવાનું ના હોય.

ત્યારે દેવદ્રવ્યનો પ્રવાહ ચાલુ રહે—વધતો જાય એવું રાખીને આ દ્રવ્ય કેમ વાપરવું ? જેમ દરેક ધંધાની ચાવીઓ હોય છે તેમ આ ક્ષેત્રમાં પાઠશાળા, ગૌશાળા, ધર્મશાળા, પુસ્તક-પ્રકાશન જેવી પ્રવૃત્તિઓ દાખલ કરવામાં આવે છે. વધારે ચેતેલા હોય તે નિશાળ, છાત્રાલય, ઈસ્પિતાલ, રેલરાહત, દુષ્કાળ-નિવારણ, નેત્રયજ્ઞ આવી પ્રવૃત્તિઓ શરૂ કરે છે અને જમાના અનુસાર લોકોને એ રીતે આકર્ષે પણ છે. કસ્તુરભાઈની સૂચના મુજબ આવી પ્રવૃત્તિઓ માટે અલગ ફાળા થવા જોઈએ, દેવ આગળ મૂકવામાં આવેલું દ્રવ્ય આમાં ના વપરાય.

### દેવના વારસદાર

ખરી વાત છે કે ઇતર પ્રવૃત્તિઓની જવાબદારી લઈ મંદિરવાળાઓ પોતાની મુખ્ય કામગીરીને ના છૂટકે ગૌણ બનાવે છે. એક કાળે વિવેકાનંદે એમના સાધુઓ માટે આ કામ મુકરર કર્યું હશે, પણ ત્યારે દેશમાં આપણી લોકકલ્યાણના ધર્મવાળી સરકાર ન હતી. હવે પરિસ્થિતિ બદલાઈ છે. ત્યારે શું મંદિરમાં જરા જેટલી પ્રવૃત્તિ આવવાની નિશાનીઓ દેખાય છે ત્યાં એ રોકી દેવી ? ના. મંદિરોને આગવું એને ઘણું જ અગત્યનું કામ કરવાનું છે. એ કામ છે એમના સાધુઓના સંઘાતને સજ્જ કરવાનું.

ઉપવાસી, લોટમગા, ચલમી, નિરક્ષર, સુગાળવા, મેલાઘેલા સાધુઓની જમાતનું એક સૈન્ય પડેલું છે. એમણે સંસાર ત્યાગ્યો છે, સ્પૃહા રાખી નથી. એમને કેળવી તાલીમ આપી ભાવનાશીલ માનવપ્રેમી સાધુઓ કેમ ના બનાવી શકીએ ?

મંદિરને કેન્દ્રમાં રાખી આ સાધુઓ પ્રજા વચ્ચે ફરતા રહે તો તેઓ વડે આદર્શોમાંથી ઓસરતી જતી શ્રદ્ધા ફરીથી દૃઢ કરી શકાશે. લોકોને એ નવું નવું શીખવશે, એમની શક્તિઓ બતાવશે, ઉણપો સમજાવશે,

પ્રાયશ્ચિતો કરાવશે, અશુદ્ધિઓ મિટાવશે ને પ્રજાને ધર્મ શીખવી ઈશ્વરાભિમુખ કરશે. આવા સંઘની રચના કરવામાં દેવનું દ્રવ્ય વપરાશે તો સહુને હિતકર થઈ પડશે.

સાધુઓમાં જ્ઞાનનાં અજવાળાં પાડ્યાં હશે તો જ એમને ય રહસ્ય સમજાશે અને સંપ્રદાય કે વિધિની વાતો વધારવાને બદલે તેઓ હૃદયધર્મ સમજાવતા થઈ જશે. અડિયલ ફાંદાળા વહેમી રખડતા સાધુઓને ઠેકાણે જ્ઞાની સાધક તાલીમબાજ લોકોપયોગી સાધુઓ તૈયાર કરી આપી શકે તો દેવ દ્રવ્ય લેખે લાગે.

### મંદિરોનાં મ્યુઝીઅમ નહિ થાય

હિંદુ મંદિરોમાં સર્વ ધર્મના માણસોને પ્રવેશની છૂટ આપવી એમ કહેનારાઓને કોઈ પૂછે કે તમે એવું મંદિર બંધાવવાનો ઉત્સાહ રાખશો ખરા તો જવાબમાં સીધો ઉત્તર નહિ જ આવે.

સર્વ ધર્મીઓ સાથે બેસીને પૂજા કરી શકે એવી જમાતને હિંદુઓના મંદિરમાં જવાની જરૂર જ નથી. એમને માટે તો આભનો ઘૂમટ બાંધીને નિયંતાએ વિશ્વનું મંદિર ક્યારનું યે રચ્યું છે. એના અંતરમાં જ દીવો પ્રગટાવ્યો છે.

પણ બીજાઓને મંદિરમાં જઈને જોવું છે પૂજાના ઠાઠમાઠ, વિધિઓની પરંપરા, હીરામોતીના ઝગારા, કળાની કારીગરી, મૂર્તિનું શિલ્પ. કુતૂહલ કે અભ્યાસનો બચાવ કરવા માનવ સ્વમાનનો સિદ્ધાંત વાપરવો પડે એ વાજબી નથી

યાદ રાખવું જોઈએ કે મંદિરોમાં શ્રદ્ધા રાખનારાઓને મન મંદિર એક ઈમારત નથી ને દેવ માત્ર શિલ્પ નથી. બીજા લોકો ત્યાં આવી સંગ્રહસ્થાનમાં ફરતા હોય કે તમાશો જોતા હોય તે એમને પસંદ નથી.

મંદિરોમાં ઘણા સુધારાની જરૂર છે. પણ આજે હર કોઈને દાખલ કરવાનો હક આગળ ધરનારા કાલે ત્યાં સુવાવડખાતાં કે ચાંદી, પરમીઆના ખાટલા ઢાળવાની વાતો નહિ કરે એની શી ખાતરી?

દુઃખની વાત છે કે મંદિરોની સદ્ધરતાનાં મૂળ એની શ્રદ્ધામાંથી ખસીને એની આર્થિક તરતી સ્થિતિમાં આવી રહ્યાં છે અને વેપારી મતલબની સરકાર એના ઉપર કાબૂ મેળવ્યા વિના છોડવાની નથી. એવે વખતે થોડી આમન્યા ને થોડી ધીરજ રાખવાથી શું બગડી જવાનું છે!

પણ ના. મોટા સિદ્ધાંતોને જલ્દી અમલી બનાવવા આપણા સુધારકો જીદ કરશે. એમને કોઈ તો એમ પૂછે કે તમારી કલ્પના કે શ્રદ્ધાવાળું એક મંદિર રચી તો જુવો. કેટલા જણ આવે છે ને કેટલો સમય ટકે છે? એક લાકડીએ બધું હાંકી જવાનો ઉમંગ રાખવો એ એક વાત છે ને ચિરકાળ પ્રેરકબળ બની રહે એવી સંસ્થાઓ મૂકી જવી એ બીજી વાત છે. મ્યુઝીયમ તો ત્યારે જ બને જ્યારે મંદિરોને લોક ભૂલી જાય ને પ્રતિમાઓનાં પૂતળાં થઈ રહે.

### વિદ્યા—સાધન કે સાધ્ય?

વિદ્યા મેળવ્યા પછી એનો ઉપયોગ કરવાનો તો રહે જ, જેમ વધારે વપરાય તેમ એ વધતી રહે. આ રીતે જોતાં વિદ્યા સાધ્ય નથી, સાધન છે. કેન્દ્ર સરકારે વિદ્યાને સાધન નહિ પણ સાધ્ય બનાવવા આગ્રહ કર્યો છે ત્યારે કદાચ એને કમાણીનું સાધન બનાવવા સામે ચેતવણી આપી છે.

આપણે એમને પૂછો કે કમાણીની આશા રાખ્યા વિના વિદ્યાર્થી શીખવા ઇચ્છે તેને માટે તમે શો પ્રબંધ રાખ્યો છે? લશ્કરી કે બીજી એવી તાલીમ આપતી હશે તો તે પણ ઉપયોગ માટે જ હશે. આજે જે શાળા-કોલેજમાં શીખવાય છે તે પરીક્ષાઓ પૂરતું નથી તો શેને માટે છે? અને પરીક્ષાઓ આજીવિકાના સાધનમાં મદદરૂપ નથી તો બીજું શું છે? ઉપકાર માનો આ દેશના વિદ્યાર્થીઓનો કે જેઓ ગાંઠના પૈસા ખરચીને ઊંચું શિક્ષણ લેવા મથે છે. જે મુડી તેઓ ભણતર પાછળ ખરચે છે તેનું વ્યાજ પણ ઘણાને પરવડતું નથી. છતાં તેઓનો પ્રવાહ ચાલુ રહ્યો છે.





બીજી તરફ જુઓ તો નિશાળો ને કૉલેજો ચલાવવાનો ધંધો કમાણીનો થઈ પડ્યો છે. નવી શાળા કે કૉલેજ ઊઘડી કે એનું કામ ધમધોકાર ચાલુ થઈ જાય છે, વિદ્યાર્થી ઉપર ધ્યાન અપાતું નથી, મથીને એ પસાર થાય છે. પસાર થયા પછી જીવનમાં એને કઈ આશા સાંપડે છે? એના કુટુંબીઓ એની સામે મીટ માંડી બેઠા છે એમને એ શો જવાબ દેશે? એવે ટાણે એને સલાહ મળે છે કે તને વિદ્યા મળી છે તે સાધ્ય છે, સાધન નથી થયું, એના પગ ભાંગી પડે છે.

દોષ વિદ્યાર્થીનો નથી, એના અભ્યાસક્રમનો છે, જીવનવ્યવસ્થાના મૂળમાં એના ધોરણનાં મૂલ્યોમાં રહેલો છે.

દેખીતું છે કે દેશમાં ઔદ્યોગિક વિકાસ થવાનો. યંત્રયુગની સામે આપણે ઘણું વિચાર્યું ને કહ્યું છતાં દેશની દિશા એ જ છે. તો પછી દિનકરરાવ જેમ દરેક ગામમાં ઔદ્યોગિક તાલીમ આપવાનું કહે છે તે શું ખોટું? તે કલાર્કની નોકરી માટે શાળાઓ જેમ માલ તૈયાર કરતી તેમ આ નવી શાળાઓ ફિટર, ક્લીનર, સંચાવાળો, મિકેનીક તૈયાર કરી આપશે. આખરે તો સમાજને જરૂરી એવી સામગ્રી પૂરી પાડવાની જવાબદારી સરકારે લીધી જ છે ને.

યાદ રાખવું જોઈએ કે વિદ્યાર્થીઓ આગળ સાધનની વાત કરવી પડે છે કારણ કે સમાજે અને તેના આગેવાનોએ ધનની પ્રતિષ્ઠા અને સુખસગવડોનો મહિમા ઘટાડ્યો નથી. સાચી વિદ્યા સહેલાઈથી મળી રહે ને એનું યોગ્ય મૂલ્ય કરવામાં આવે તો વિદ્યાની સોબતથી નિરાશા વેગળી પડી જાય. ને સાદા જીવનમાંથી સંતોષ મેળવતાં વિદ્યાને શરમાવું ના પડે.

### આયુર્વેદ સજીવન થશે ખરો?

આયુર્વેદની શ્રેષ્ઠતા વિષે મોરારજીએ દાક્તરોની સમક્ષ ઉલ્લેખ કર્યો ત્યારે કોઈને નવાઈ ના લાગી કારણ કે પ્રધાનો–ગવર્નરોને દરેક ક્ષેત્ર ઉપર બોલવાની તક અને અધિકાર મળેલાં જ છે એમ-મનાઈ ચૂક્યું છે. જેમ ભૂતકાળમાં વિવિધ ખંડેરો વિષે આપણને પારાવાર મમતા રહે છે તેમ આયુર્વેદને પણ આપણે ઘણો આગળ મૂકવા મથીએ છીએ. અને અવારનવાર એનાં ગુણગાન ગાઈ સંતોષ મેળવીએ છીએ.

આયુર્વેદની વાત કરનારે એ જમાનાને અનુરૂપ રહેતી પ્રજાનો ખ્યાલ પણ રાખવો જોઈએ. એ જમાનાની ઢબછબ મોરારજી પાછી લાવવા માગે છે? મુંબઈમાં લાખો માણસોને જમવાનો વખત જ નથી હોતો તો પછી આયુર્વેદની રૂએ લેવો જોઈએ એવો આરામ તો સંભવે જ શી રીતે. એ જ રીતે રોગ થવાનાં કારણો તરફ દુર્લક્ષ કરવું અને રોગનો ઇલાજ આયુર્વેદની પદ્ધતિએ કરાવતા જતાં જેટલો સમય જોઈએ તે લોક ક્યાંથી કાઢે?

આયુર્વેદનો પ્રવાહ સુકાઈ જતી નદી જેવો રહ્યો છે, કોઈ ઠેકાણે ઊંડાં પાણી હોય તો કોઈ ઠેકાણે ભૂમિની ભીતરમાં. એનો પરિચય લોકો શી રીતે કેળવે! આજની દુનિયામાં સંશોધનથી સાબીત કરી વિશુદ્ધ પ્રકારનાં પ્રમાણિત ઔષધોના વાંધા છે ત્યાં વળી આયુર્વેદ તરફ કોણ જોવાનું?

હજુયે સમય છે. અમૃતકૌરને સમજાવીને દેશી ઔષધિઓની પ્રયોગશાળા સ્થાપવામાં આવે, વિવિધ દ્રવ્યોનાં મૂલ્યોની ફેરતપાસ થાય, એની મર્યાદાઓ જાણ્યા પછી એના અકળ અને રામબાણ ગુણોની વાતો અટકી જાય. તો અમુક ઔષધો પ્રચારમાં આવે. અને લોકરુચિ ધીરે ધીરે બદલાય તો વિદ્યાર્થીઓ આપમેળે એ વિદ્યા સંપાદન કરવા તૈયાર થાય.

પણ એવું કાંઈ થવાનું નથી. આ દેશમાં નવાં દવાખાનાં ને ખાસ રોગ માટે અલાયદાં દવાખાનાં ખૂલતાં જવાનાં છે. અહીંની દવાઓમાં વિશ્વાસ જામશે એવાં ચિહ્નો પણ દેખાવાની વાર છે એટલે પરદેશી આકરી દવાઓનો મોંઘો વપરાશ ચાલુ રહેવાનો છે. અને આજની જે નિરાંત વિનાની ચિંતાગ્રસ્ત જીવનવ્યવસ્થા છે તે એ જ માર્ગે દોટ કાઢીને જવાની છે.

ત્યાં વળી આયુર્વેદની શ્રેષ્ઠતા કોઈએ કહી બતાવી તોયે શું ને નહિ તોયે શું?



નિશાળો ખોલવા થકી જેમ કમાણી ચાલુ થઈ જાય છે તેમ સરકારના રક્ષણે દાક્તરોને પણ થઈ જશે. તમારું આરોગ્ય જાળવવાની રાજ્યની ફરજ છે એમ કામદારોને કહ્યા પછી પ્રજા સમસ્ત માટે આરોગ્ય-રક્ષા યોજનાનાં ખાતાં ઊઘડે ને દરકને એનો જુદો વેરો ભરવાનો પ્રસંગ ઊભો થાય તોયે નવાઈ નથી. વધુ દાક્તરો, વધુ દવાખાનાં, આકરા ઇલાજો, તાત્કાલિક રોગનિવારણ એવા જોરદાર પવનમાં આયુર્વેદ ભૂલાઈ ના જાય તોયે ઘણું છે.

### વિધવાનો ચૂકાદો

સતારાની એક વિધવાએ અપશુકનનો ડાઘ સ્વીકાર કરવાની ના પાડી ત્યારે ઘણાને સમજાયું હશે કે આખરે તો વિધવાએ જાતે જ સમાજે આપેલા શ્રાપ-માંથી પ્રયત્ન કરી છૂટવાનું છે.

નવા સામાજિક કાર્યકરોને વિધવાની સમસ્યા ખૂંચવાની નથી. એમને તો કોઈક આંકડામાં રાજી કરી લે કે આ સવાલ સમાજના બહુ નાના ક્ષેત્રનો છે અને એ વર્ગ પોતાનું ફોડી લેશે, તો પછી એમને મન એ સવાલ ઉકલી ગયા જેવો જ થયો ને!

પણ એમ નથી.. પ્રજાના થોડા વિભાગમાં આવેલું પાપ આખા સમાજને સળગાવે એમાં શક નથી. તેમાંય જે વર્ગમાંથી આપણા સુધારકો ને વ્યવસ્થાપકો આવવાના છે તેમની જ ભીંતો પાછળ વિધવાઓ ખૂણે બેઠી રડતી હશે અને એ ચલાવી લેતા હશે તો વળી પછાતવર્ગની વહારે જવાની એમની હાકલો દમ વગરની હોવાની એમાં શો શક?

જ્ઞાતિઓની વિરુદ્ધ ઘણીવાર આપણે બોલીએ છીએ. પણ એમાં રહેલાં અનિષ્ટો ચાલુ રાખીને પછાત કોમોનો ઉદ્ધાર કરવા જઈશું તો એ વાજબી ઠરશે? કોન્ગ્રેસી રીત એવી છે કે કાર્યક્રમોની બેસણી લાંબી પહોળી રાખવી અને એનો વ્યાપક પ્રચાર થઈ શકે તે જોવું. આની અસર તળે વિધવાનો પ્રશ્ન નાનો અને અવગણી શકાય એવો બની જાય તે જોખમી છે.

જે ચુકાદો એક વિધવાએ પોતાના માટે આપ્યો તે સહુ વિધવાઓને આપમેળે લાગુ પડે છે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય.

### ટેકનું કાવ્ય

સોમનાથના પુનરુદ્ધાર જેવો બીજો પ્રસંગ હમણાં ચિતોડમાં ઉજવાયો. ગઢીઆ લુહારોએ પૂર્વજોની પ્રતિજ્ઞા સંભારી ચિતોડમાં પગ નહોતો મૂક્યો. દેશ આઝાદ થયો ને ટેક પૂરી કરી એમણે કિલ્લામાં પ્રવેશ કર્યો, એમને સાથ દેવા રાજસ્થાનની સરકાર ગઈ, નેહરુ ગયા—એ આખા પ્રસંગમાંથી કાવ્ય છલકાય છે.

કહે છે કે હારજીત કરતાંયે પ્રજાની ટેક ચઢિયાતી છે. ટેક માણસનું—પ્રજાનું ખમીર સૂચવે છે, વધારે પણ છે. અણનમ રહેવાની ટેકવાળા સામે સહુના માથાં ઝૂકે છે. રાષ્ટ્રીય ચારિત્ર્યમાં ઓટ આવતી હોય તેવે ટાણે આવા પ્રસંગો ખૂબ જ આવકારપાત્ર છે.

અને એ પ્રસંગનો છેડો મીરાંબાઈનાં મંદિરમાં આવે છે, નેહરુ મંડળમાં હેઠે બેસીને મીરાનાં ભજનો સાંભળે છે. કેવું સુંદર ચિત્ર છે! માનીએ કે ના માનીએ પણ રાણી પદ્મિનિ, ગોરો ને બાદલ, રાણો પ્રતાપ ને હલદીઘાટના યોદ્ધાઓ, એ સહુ આ પ્રસંગે ચિતોડના કિલ્લાના કાંગરે કાંગરે આવીને બેઠા હશે, ધરાઈ ધરાઈને એમના આત્મા ડોલી ઊઠયા હશે.

આ કથાની—ટેકની ફિલ્મ તો નહિ બને પણ એનાં કાવ્યો તો કોઈ ગાશે ને! કે પછી મેઘાણી ગયો!

### 'રેડિયો-વૉઈસ' અને 'સ્ટેજ-વૉઇસ'

રેડિયો પર નાટકો અવારનવાર આવે જ છે. પણ હમણાં જ નાટકોનો ઝુમલો રેડિયો પર ખડકાઈ ગયો ત્યારે રહી રહીને એક વાત ખૂંચી. ભજવાયેલાં નાટકોનાં અભિનયકારોમાં 'રેડિયો-વૉઇસ' કેટલાનો? રેડિયો સ્ટેશનનાં કર્મચારીઓનાં લાગતાં વળગતાં કે ગામનાં ગણ્યાં-ગાંઠ્યાં કહેવાતાં આમંત્રિત પ્રતિષ્ઠિતો સિવાય જેના પર એ નાટકો સાંભળવાનો મોટો ભાર





લાદી લીધો હોય છે એ રેડિયો–માલિકોને એથી કયો સંતોષ! સ્ટેજ ઉપર સફળ અભિનય કરી જનાર સફળ અભિનેતાઓના સ્ટેજ–વોઈસે અને રેડિયો–વોઈસે કેટલોક મેળ ખાધો? રેડિયોના કર્મચારીઓ આવી રીતે આમંત્રિતોને આમંત્રીને જ પોતાની વાહવાહ સાંભળીને સંતોષ માને એ કઈ પ્રજાના વિકાસ–ઘડતરનો ફાળો કહેવાય? અત્યારનું પ્રજાને ઉપયોગી સાધન રેડિયો છે એ તો પ્રજા પણ કબૂલશે. પણ એ જ પ્રજાને આમ મૂર્ખ ગણીને હજુ પણ તેની બનાવટ ક્યાં સુધી? એ જ તુમારી તંત્રોને છોડવાની હજુય સ્વતંત્ર વિચારશક્તિ કે નવી દૃષ્ટિ નથી જ આવવાની? સરકારે હાથમાં લીધેલું આ વાહન વધુ ને વધુ મજબૂત બનવાને બદલે રગસિયા ગાડાની જેમ પડેલા ચીલે જ ચાલ્યા કરવાનું?



**રસઝરા**

## હૈયા–ટહુકાર

'વસંતનો આ સાદ સંભળાય છે?' એકાએક ટહુકી ઊઠેલી કોયલનો નિર્બંધ ટહુરવ સાંભળીને એણે મને પ્રશ્ન કર્યો હતો. 'અત્યારે, આ ઘડીએ, આ પળે તો નહિ જ.' કહેતી હું એની સાથે વધુ સાયુજ્ય મેળવવા એની પકડમાં વધુ મજબૂત રીતે જકડાવા થનગની રહી. વસંતનો સાદ સાંભળવા આટલી બધી એની નજીક હતી છતાંય એ દૂર દૂરની કોયલનો ટહુકો મને સંભળાવવા માગતો હતો? મારો કોકિલ તો એના અવિરત ટહુરવનો એ જ વખતે મારા હૈયામાં કેટલી ત્વરાથી પડઘો પાડી રહ્યો હતો! મારી ગેરહાજરીમાં વિહ્વળ બનતો, મને ઝંખતો એ મને એની સમીપ જોઈને તો કેવો થનગની રહેતો—અને મારો એના માટેનો બધો થનગનાટ, એના માટેની અવિરત ઝંખના, એની સાથે જકડાઈને એકરૂપ થઈ જવાની મારી અદમ્ય ઇચ્છા, એના હૈયાને મારા હૈયા સાથે બાંધી રાખવા જેવી પેલી આકાંક્ષા એ બધું જેવો એ મારી સમીપ આવતો, હું એના આશ્લેષમાં જકડાતી કે તરત જ શાંત થઈ જતું. હું એની એ હુંફમાંથી એટલી બધી શાંતિ મેળવી શકતી, મારા થનગનતા યૌવનને એવું તો સ્થિર બનાવી શકતી, મારી અદમ્ય ઇચ્છાઓને એવી તો સંતોષી શકતી કે મને થતું કે મારી પાસેથી એ ખસે જ નહિ. એનો થનગનાટ ઉશ્કેરવા તે મને ઝંખતો; મારો થનગનાટ શાંત કરવા હું એને ઝંખતી. અમારી ઝંખના જુદી જુદી દિશામાં જઈને પણ પરિણામ તો એક જ આણતી: તૃપ્તિ–શાંતિ–સંતોષ. અને એ ત્રિવિધ પરિણામ–પ્રાપ્તિ માટે તો અમે બન્ને કેટલાં બધાં હેરાન થઈ ગયેલાં? મને તો કલ્પનામાં પણ નથી આવતું કે આટલું જ મેળવવા માટે–ફક્ત આટલું જ આપવા માટે એ અને હું શા માટે અત્યાર સુધી ઝૂરતાં હતાં? અમારી બન્નેની પાસે તો આ કેટલું બધું પડ્યું હતું? પણ એ સાયુજ્ય, એ તાદાત્મ્ય, ધોમધખતી ગ્રીષ્મમાં પણ શીતળ બનાવતી એ હુંફ અનુભવવા પ્રયત્ન કર્યો જ નહોતો ને! ટહુકો કરતી પેલી કોયલ થાકી ગઈ—સામેથી એ પડઘો કોઈએ ઝીલ્યો નહિ એટલે. પણ વસંતનો નિર્બંધ ટહુકાર મારું ને એનું બન્નેનું હૈયું આજેય થનગનાટથી–તરવરાટથી ઝીલી રહ્યું છે—પાડી પણ રહ્યું છે: વસંતની સાથે કોયલ અને એનો ટહુકો ચાલ્યો જશે પણ આ હૈયા–ટહુકાર તો જાણે શાશ્વતો જ બની જવાનો ન હોય.........



# સંસ્કાર–સમન્વયને પંથે

[ આ માસિકના તંત્રી અને ભારતી સંઘના મૅનેજિંગ ડિરેકટર શ્રી ઈશ્વરલાલ દવે ૨૭ મી એપ્રિલે મુંબઈથી એડન જવા ઊપડી ગયા છે. પૂર્વ આફ્રિકાનો ગયે વરસે અધૂરો મૂકેલો પ્રવાસ ત્યાંથી આગળ લંબાવશે. હિંદ બહારની આ તેમની ત્રીજી સફર છે. ૧૯૫૩ માં બર્મા–મલાયા. ૧૯૫૪ માં એડન–ઈથોપિયા–યુગાન્ડા. આ વખતે પૂર્વ આફ્રિકાનો બાકીનો પ્રદેશ અને ન્યાસાલૅન્ડ–રૂહોડેશિયા માટે અત્યારે નક્કી કરેલ છે. છેલ્લાં બે વરસથી વિદેશમાં વસતી ગુજરાતી જનતાએ જે સાથ અને સહકાર સાહિત્ય–પ્રચાર અને સંસ્કાર–સમન્વય માટે આપેલ છે તે મળ્યે જ જવાનો છે. એટલે તેમનો પ્રવાસ આજે ત્રીજે તબક્કે પણ એટલો જ ઉત્સાહભર્યો અને તાજગીભર્યો છે. અહીંથી વિદાય થતી વખતે લખેલો તેમનો આ નાનકડો લેખ એટલે જ વાચકો સમક્ષ મૂકતાં હર્ષ અનુભવતી વખતે એ જ વાંછના કરી લેવાય છે: शिवास्ते पंथानः.

—સંપાદક ]

ગઈ સાલના મધુરા ને પ્રેરક સ્મરણો મનમાં હજી ઘૂંટાઈ રહ્યા છે ત્યાં ફરી એકવાર પૂર્વ આફ્રિકાની મનોહર ભૂમિ ઉપર જવાનું બની રહ્યું છે. જીવનમાં એક ઊંડી ને પ્રબળ ઝંખના રહ્યા કરી છે: અદીઠ ભૂમિને જોવાની. નવો પ્રદેશ, નવા લોકો, નવી સંસ્કૃતિ આ જોવાને મન સદા તલસી રહ્યું છે. હું મારા આ પ્રવાસમાંથી તાઝગી મેળવું છું, નવો પ્રાણ પામું છું અને સાહિત્ય–સંસ્કારની પ્રવૃત્તિમાં —જેને મેં મારું જીવનકાર્ય માન્યું છે તેમાં—નવું બળ મેળવું છું. મારી ભાવનામાં અનેક સ્નેહીજનો ભાગીદાર બને છે અને આ કાર્યપ્રદેશ વધુ વિસ્તૃત બનતો રહે છે.

ગઈ સાલ સમયના અભાવે હું કેન્યા કે ટાંગાનિકા, ન્યાસાલૅંડ કે રૂહોડેશિયા જઈ શક્યો નહિ. આ વખતે એ પ્રદેશમાં પ્રથમ જવાની આકાંક્ષા છે.

જીવનના આ સાંસ્કારિક પ્રવાસમાં મને અનજાણ સ્વજનોએ ખૂબ સાથ ને સહકાર આપ્યો છે. જેમને જિંદગીની યાત્રામાં કદી જોયા નહોતા એવા ભાઈઓએ મને પોતાનો ગણીને પોતાના જ કુટુંબનો એક હોઉં તેવી લાગણી દર્શાવી છે તે સૌનો હું ખૂબખૂબ અહેસાનમંદ છું. એ સૌની પ્રેમભરી લાગણી ટકાવી રાખવાનું બળ ભગવાન મને આપે તેવી પ્રાર્થના કરું છું.

આપણે સૌ આ દુનિયાના પ્રવાસના સાથી યાત્રિકો છીએ. *આ જિંદગીમાં ઘણું કામ કરવાનું હજી બાકી છે.* સાહિત્ય–સંસ્કાર ને અધ્યયનની વૃદ્ધિ આ પ્રદેશના લોકોમાં વધુ જાગ્રત થાય તે જોવા ઘેર–ઘેર એકાદ શિષ્ટ ને જ્ઞાનોપાસનાનું નાનું પુસ્તકાલય હોય અને આખા દિવસની પ્રવૃત્તિ પછી સાંજના કે સૂતા પહેલાં રાતે એક બે કલાકનું શિષ્ટ અને સંસ્કારી વાચન આત્મવિકાસ માટે કેટલું જરૂરી છે તે કહેવાનું હોય નહિ. સમાજના, રાષ્ટ્રના ને વિશ્વના પ્રશ્નો સમજવા માટે તથા જીવનનું ધ્યેય, જીવનનો હેતુ અને જીવન શાથી સાર્થક બને એ સમજવા ને શોધવા માટે પણ હેતુલક્ષી વાચન ખૂબ જરૂરી છે.

પૂર્વગ્રહો કે ટૂંકી દૃષ્ટિ છોડીને વિશાળ ફલકને નજર સામે રાખીને પ્રશ્નોનો અભ્યાસ કરવો જોઈએ. આવા કાર્યમાં કંઈક પણ ઉપયોગી થવાય એવી દૃષ્ટિ મારા પ્રવાસ દરમિયાન રાખવાનો યત્ન કરું છું.

કોઈ ઉપદેશક તરીકે નહિ, કોઈ વિદ્વાન તરીકે નહિ પણ એક જિજ્ઞાસુ અભ્યાસીની દૃષ્ટિએ મારો પ્રવાસ કરું છું. મારા કાર્યમાં સંસ્કારી જનોનો ઉમળકાભર્યો સહકાર માગું છું.







શશી શહાણે

# ધરમે ધોળા : કરમે કાળા

ધર્મની મોટી મોટી વાતો કરીને ઓછી બુદ્ધિનાંઓને ઉપા ખાખા નાખનારનો વર્ગ દરેક ધર્મ-પ્રચારકોમાંથી જડી આવશે. રાજા તેવી પ્રજાની જેમ આજે પ્રજા તેવા એના સાધુ એમ કેમ ન કહેવાય? પ્રજાને ઉન્નત બનાવનારમાં જ દંભ અને કલુષિતતા પ્રવેશે છે ત્યારે હીરા જેવી કેટલીય નિઃસહાય...

ખરાબ સંસ્કાર અને વાતાવરણનો વારસો જેટલી સહજતાથી બાળકોમાં ઊતરી આવે છે એનો ભાગ્યે જ કોઈને ખ્યાલ આવતો હોય છે. એ એટલી હદ સુધી કે માણસને અધઃપતનની ઊંડી ખાઈમાં ધકેલીને પણ આંખ ખોલાવી શકતો નથી.

બચપણથી જ એવા વાતાવરણમાં રહેલી હીરા પણ એવા સંસ્કારે અને વાતાવરણે ભરખાઈ ગઈ. એની ઉમેદો અને અરમાનો પડી ભાંગ્યાં. વિશુદ્ધ નિર્મળું દિલ કલુષિત બની બેઠું. જે ચીજ માટે એ હમેશાં દૂર ને દૂર રહેવા માગતી, જેની સ્વપ્ને પણ ઈચ્છા ન કરતી એ જ એના પતનની પગદંડી બની ગઈ.

માતાની ચારિત્ર્યશીલતા એને ગળથૂથીમાંથી મળી હતી અને એ જ એના બચપણને ઉન્નત બનાવી શકી. પણ એના જ ઘરમાં, એની સમજવા જેવડી થયેલી ઉમ્મરે જે દૃશ્યો દેખાતાં એથી તેનાં અંતરમાં ઊંડાં ઊંડાં મૂળ નાખતાં ગયાં. અને યૌવનમાં પ્રવેશવાની સાથે જ એની આધ્યાત્મિકતા, પ્રભુભક્તિ, ક્ષુલ્લક ગણાતા શારીરિક ઉપભોગો પ્રત્યેનો વૈરાગ બધું જાણે કડડભૂસ કરતું ભાંગી પડ્યું.

એની પ્રભુભક્તિ પ્રભુના દૂત બની બેઠેલા એક માનવ તરફ ઢળી પડી. મુગ્ધાવસ્થાને ફસાવવાની કળા એ સંસાર અને સાધુતાને ઘોળીને પી ગયેલા દંભી સાધુએ હસ્તગત કરેલી હશે ત્યારે જ પોતાથી અડધી ઉમ્મરની એક ભોળી બાળાને ભોળવવામાં એ સફળ થયો ને? અને હીરા એ સંસારથી કહેવાતો વિરક્ત બનેલા સાધુની અસાધુતાનો ભોગ બની બેઠી.

હીરાનો દોષ સહેજે નહોતો: એના ઘરમાં એની જ નાગી આંખ સામે પસાર થયેલાં ચિત્રોએ હીરામાં જન્માવેલી ભયંકર મથામણોનો એ દોષ હતો. અને ભગવાનની પાછળ ઘેલી બનેલી હીરા એકાએક માનવ તરફ ઢળી બેઠી. શારીરિક વાસનાઓ ક્યારેય ન જગાડતો હીરાનો દેહ એ જ સાધુની લોલુપતામાં ફસાયો અને હીરાનો યૌવનને આંગણે થનગનતો દેહ એ કહેવાતા વિતરાગી સાધુની શરીર-ભૂખ સંતોષવા ધપે જ ગયો. હીરા મોહવશ બની ગઈ. પેલો સાધુ એના દંભને પોષતો હજુય હીરાને—હીરાના જોબનને અને હીરા જેવી જ જોબનમાં પ્રવેશતી મુગ્ધાઓના શિયળને સમાજની આંખમાં ધૂળ નાખીને અભડાવી—પી ખી રહ્યો છે.

હીરાનું બચપણ યાદ આવે છે, એની કિશોરાવસ્થા યાદ આવે છે અને સાથે સાથે સંસ્કારને નેવે મૂકી દેતી એની આંખ સામે બનેલી કલુષિતતા યાદ આવે છે ત્યારે હીરાને દોષિત ગણવાનું મન નથી થતું. કલુષિત વાતાવરણથી ભીંજાતા છોટા અને સાધુતાના સ્વાંગમાં છૂપાયેલી સાધુતાને છળોક પોષતા-નિભાવતા સમાજ પ્રત્યે જ ઘૃણા છૂટે છે. ધર્મની ધોળી વાતો કરનારનાં કરમ જ કાળાં!

★

શેખાદમ આબુવાલા

## તમારું રૂપ

તમારું રૂપ જો કે હૂબહૂ છે અપ્સરા જેવું!
નથી એમાં અમારે રહેજ સરખું બોલવા જેવું!
તમારી આંખને જોયા પછી ટાઢક નથી વળતી—
તમારી આંખમાં આ શું ભર્યું છે આગના જેવું!

★



રમણલાલ વ. દેસાઈ

# બહાદુર દીકરી

એક ગુજરાતી યુવતીની આ સાચી માહિતીકથા વાર્તા કરતાં જીવન-કથની વધુ કહી જાય છે. લેખકે લખેલી છેલ્લી વાર્તાઓમાં આ વાર્તા પણ એક હતી. વાર્તામાં જ્યારે કલ્પના કરતાં પણ વિશેષ સત્ય, અને તે પણ વાર્તારસને વધુ જમાવે તેવું સત્ય હોય ત્યારે.......

રુદનશરા ભારતવાસીઓએ સર્વથા કરુણ કથા જ કહેવી જોઈએ અને માણવી જોઈએ એવો રિવાજ બની ગયો છે—જીવનમાં તેમ જ સાહિત્યમાં. પરંતુ કરુણાના, અશ્રુના, નિઃશ્વાસના ભીંજણના મહાસાગરને પાર કરી, કિનારે આવી, કિનારાનો કબજો કરી નવું જીવન, આનંદભર્યું જીવન, ઉપયોગી જીવન નિર્માણ કરનાર શરીરોને રખે આપણે રુદન શોખમાં ભૂલી જઈએ. અને જીવન એ યુદ્ધ ખેલન હોય તો યુદ્ધ ખેલનમાં વિજય મેળવનાર વ્યક્તિની છબી આપણે જરૂર પાડી લેવી જોઈએ અને સતત નિહાળવી પણ જોઈએ.

આવી એક વ્યક્તિ મને રશિયાના એક મહત્ત્વના શહેરમાં મળી આવી. એનું દૃશ્ય અને એનું જીવન મને છબી પાડવા જેવાં તો લાગ્યાં જ; ઉપરાંત એ છબીને પ્રગટ કરવાની પણ મારા મનમાં તમન્ના જાગી. કારણ? એ વ્યક્તિ માત્ર રૂપાળી હતી માટે નહિ; એ વ્યક્તિએ ધ્યાન ખેંચે એવાં વસ્ત્રો પહેર્યાં હતાં માટે નહિ; પરંતુ એ વ્યક્તિમાં મને જીવન વિજયનો ધબકાર સંભળાયો માટે! એવા જીવન-ધબકાર હિંદવાસીએ સાંભળવા સરખા છે માટે!

અને બહાદુરીની બડાશ મારવાની પુરુષોને પડેલી પુરાણપ્રસિદ્ધ ટેવને લીધે કોઈ પુરુષ જોર કરી જાય એ સંભવિત છે. બોલતાં બોલતાં બહાદુરી થઈ પણ જાય. મમતને લીધે ભરેલું ડગલું પાછું ન ભરવા પુરુષ ખેંચાય એ સહજ છે. લાજને ખાતર પણ પુરુષને બહાદુર દેખાવું પડે છે એ જાણીતી વાત છે. પરંતુ હું જે વીર વ્યક્તિની છબી બતાવવા માગું છું એ વ્યક્તિ તો એક સ્ત્રી છે! તેમાંયે એ પાછી ગુજરાતી સ્ત્રી છે—કદાચ ગુજરાતી પુરુષોની સાથે જ બીકણ-પણા માટે સુપ્રસિદ્ધ ગુજરાતી સ્ત્રી!—અને તે સ્ત્રી પણ નવી દુનિયા, નવું જીવન અને નવું ભણતર પ્રથમથી ભણેલી એવી નહિ, પણ ગામડામાં વસતાં માતાપિતાની એક ગામડિયા પુત્રી!

આલિશાન રશિયન હોટેલના દીવાનખાનામાં એક સાડીધારી યુવતીને છટાબંધ વાત કરતી મેં દૂરથી નિહાળી ત્યારે મને લાગ્યું કે રશિયાના ભારતીય એલચીખાતામાં કામ કરતા કોઈ અફસરની એ પત્ની હશે. મારી આંખ બધે ફરે ખરી, પણ જીભ નહિ. ઓળખાણ પણ એટલાં બધાં થયાં છે કે હવે એ ન વધારું તો ચાલી શકે—અને આમે હું અતડો હોવાથી ન છૂટકે જ ઓળખાણમાં પડું છું. એક ભારતીય યુવતી દીવાનખાનામાં ફરતી હતી એટલું જોઈ જાણી મેં મારા કુતૂહલને આગળ વધાર્યું નહિ. પરંતુ અર્ધે પોણે કલાકે જુદાં જુદાં જૂથને હસતાં રમતાં મળી એ યુવતી મારા તરફ આવી, મને નમસ્કાર કરી ગુજરાતી ભાષામાં મારી ખબર પૂછવા લાગી ત્યારે મને ભારે આશ્ચર્ય થયું. કલ્પનામાં પણ ન હોય એવે સ્થળે શુદ્ધ ગુજરાતી ભાષા ઉચ્ચારતી યુવતી જાણે મને ઓળખતી હોય એમ વાતચીત કરે એ મને ચમકાવે જરૂર.

મારા સાથમાં એક બે ગુજરાતી મિત્રો હતા એમને આ યુવતીનો પરિચય હતો—એના બાળપણથી. અને આ યુવતી સાથે વાતચીત કરતાં મને એ યુવતીમાં કોઈ અજબ વ્યક્તિત્વ દેખાયું. એનામાં પ્રાચીન ભારતવર્ષીય સંસ્કારિતા તો હતી જ; સાથે સાથે એનામાં નૂતન આઝાદ સ્ત્રીત્વની ચમક સ્પષ્ટ દેખાઈ આવી. સ્ત્રીની રૂપાળી છબીઓ તો આપણે ઘણી જોઈ છે. પરંતુ એ રૂપની પાછળ આખો નવયુગ ઊકલી આવતો મને દેખાયો, અને એ યુવતીમાં ભારતની નવી દીકરી મને દેખાઈ. સ્ત્રી સર્વદા કુતૂહલ-પ્રેરક બની રહે છે—તેમાંયે જ્યારે નવીન રેખાઓ



ઉપસાવની સ્ત્રી હું જોઉં છું ત્યારે એની છબી પાડી લઉં છું. આ રહી એની છબી.

એનું નામ હતું કીર્તિ. સરસ નામ પાડવાનો માતાપિતાનો મોહ જાણીતો જ છે ગામડામાં પણ હવે અંગ્રેજી નાટકોમાં શોભે એવાં નામ પાડવા લાગ્યાં છે કીર્તિના બાળપણને સમજવા માટે ગુજરાતના એક નાનકડા ગામમાં જવું પડશે એક મોટા શહેર પાસેના ગામડામાં કીર્તિનો જન્મ થયો હતો. હવે નાતજાતનું મહત્ત્વ રહ્યું નથી પણ સાપના લીસોટા તો રહે જ છે—અને કદી કદી સાપ કરતાં એ લીસોટા વધારે ભયંકર બની રહે છે. કૃષિજીવન સાથે સંબંધ ધરાવતી કોમમાં એનો જન્મ થયો. હજી કન્યાનો જન્મ વધાવી લેવા જેટલી ઉદારતા આપણા સમાજમાં નથી આવી. જન્મે સ્ત્રી, એટલે સામાજિક મહત્ત્વ એનું ઓછું. કન્યા સાધારણપણે ઘરકામમાં પાવરથી થાય, પરણે અને સાસરે જઈ ગમી થાય એટલી એની જીવનમર્યાદા સમાજે આંકી લીધી છે. એ મર્યાદાની બહાર સ્ત્રી-જીવનથી જવાય જ નહિ. કીર્તિનું ભાવિ પણ તેનાં માતાપિતાએ આ મર્યાદામાં જ ઘડી લેવાનું હતું. સ્ત્રી-કેળવણી ભારતમાં વધવા લાગી છે એ સાચું પરંતુ હજી ગ્રામ જીવનના મહાવિસ્તારમાં એ ભાવના જીવંત પ્રવેશ કરી શકી નથી કીર્તિ ગામડામાં નહિ જેવું ભણી અને સહેજ મોટી થઈ એટલામાં ભણતર કરતાં પણ વધારે મહત્ત્વના લગ્નજીવનમાં કીર્તિને ધકેલી દીધી—માબાપે—એટલે સમાજે! લગ્ન માટેની યોગ્ય ઉંમર હજી એની ન હતી લગ્ન શું એની સાચી સમજ એને ન હતી પરંતુ સ્ત્રી જાતે પરણવું તો જોઈએ જ; અને તે પણ જેટલું વહેલું પરણાય એટલું સારું એવી રૂઢિનો ભોગ બની કીર્તિને બાળપણમાં લગ્ન કરવું પડ્યું. બાળકો અનેક રમતો રમે છે તેમ કીર્તિને લગ્નની સમજ વગર લગ્નની રમત રમવી પડી.

લગ્નની ફિલસૂફીને આપણે જતી કરીશું. બાળપણનાં લગ્ન સારાં કે વયે પહોંચી લગ્ન કરવા સારાં એની ચર્ચા બિનજરૂરી છે. બાળલગ્નની જે ખુબીઓ હોય તે ખરી; પરંતુ બાળલગ્નની એક શક્યતા એને મહાભયંકર ઘટના બનાવી રહે છે: એ શક્યતા તે બાલવૈધવ્યની. લગ્નની પાત્રતા આવતાં પહેલાં જ લગ્નજીવનનાં દ્વાર બંધ થઈ જાય—સદાય—એવી લગ્નપ્રથામાં ભારે અન્યાય રહેલો છે. એમ સહુ સમજે છે, છતાં રૂઢિપ્રાબલ્ય હજી પણ એવાં બાળલગ્નોને સ્વીકારવા પ્રેરે છે. એ સામાજિક જડતા સમાજ વિધાનનો ગૂઢ પ્રશ્ન છે કીર્તિનાં લગ્ન તો થઈ ગયાં, પરંતુ લગ્નને સમજતાં પહેલાં તો બિચારી કીર્તિના જીવનમાં વૈધવ્યે પ્રવેશ કર્યો અણસમજાયેલો, અણ-ઓળખાયેલો, રૂઢિએ આપેલો તેનો પતિ ગત થયો અને બાળપણમાંથી જરાય બહાર ન નીકળેલી કીર્તિને માથે હિંદુ સંસારનું એક ભારેમાં ભારે દુઃખ આવી પડ્યું. આ દુઃખ એટલે શું એનો ખ્યાલ હિંદુ સંસારમાં જ આવી શકે એમ છે. હોંશમાં, લાડમાં કીર્તિ નામ પામેલી દીકરી સમાજની દૃષ્ટિએ માતાપિતાને માથે એક સાપનો ભારો બની રહી—જેમાં કીર્તિનો તલપૂર પણ દોષ ન હતો!

વ્યક્તિનો દોષ હોય કે ન હોય છતાં સમાજે ઉપસાવેલા યંત્રમાં સહુને જકડાવું જ પડે છે—જો સમાજમાં રહેવું હોય તો! સમાજનાં યંત્રબીબાં જે બદલાવે એનું નામ વીર. બધાં જ સમાજબીબાં બદલવાની જરૂર પણ સર્વદા ન જ હોય. પરંતુ એ બીબાં ઘસાઈ જાય છે, કટાઈ જાય છે, વાંકાં વળી જાય છે અને જે ઉદ્દેશથી તેમના ઢાળા પાડવામાં આવ્યા હોય એ ઉદ્દેશ જરાય ન સચવાતાં એ સમાજ વિરોધી બની જાય છે, ત્યારે એ બીબાં કાઢી નાખી એને નવા ઢાળામાં રચવાની જરૂર ઊભી થાય છે. જૂનાં બીબાંના શોખીનો અને નવાં બીબાંની અગત્ય સ્વીકારનાર વર્ગો વચ્ચે ઘર્ષણ થાય છે અને એ ઘર્ષણમાંથી ઉપજતી ક્રાન્તિ યંત્રને કે યંત્રના એકાદ બીબાને નવું સ્વરૂપ આપી દે છે.

સાપનો ભારો મનાયેલી કીર્તિ આમ જૂનાં બીબાંના ચૂડમાં જકડાઈ. ગામડામાં જન્મ લેવો એમાં કાંઈ ભૂલ નથી—જાણીને કરેલી ભૂલ નથી. બાળલગ્ન કોઈ એકાદ



યુગને માટે યોગ્ય ગણાયું હોય તેથી એ સર્વથા યોગ્ય જ છે એમ માનતો સમાજ નથી બાળકને સમજતો કે નથી લગ્નને સમજતો! કીર્તિનાં બાળલગ્ન માટે તેને પોતાને કે તેનાં માતાપિતાને દોષ દેવો નિરર્થક છે! જનતાનો મોટો ભાગ તો સ્થાપિત ચાલે ચાલ્યો જ જાય છે. ભણતરરહિત જીવન ગાળતી કીર્તિનું ભાવિ અંધકારમય બની ગયું—જેની ભયંકરતા એના બાળપણમાં એને પ્રત્યક્ષ ન જ થાય! પરંતુ કીર્તિનું વય જેમ જેમ વધતું ગયું તેમ એની ભયંકરતા એને સમજાતી ગઈ. તેજસ્વી છોકરીના ખ્યાલમાં પોતાની પરિસ્થિતિ ન આવે તો નવાઈ કહેવાય. પરંતુ રૂઢિએ ઘડેલા માનસને મુક્તિના દ્વારો ખોલવાં જ રહ્યાં. એ દ્વાર તેનાથી ન પણ ખૂલે! ખોલવાના પ્રયત્નમાં એ ખતમ પણ થઈ જાય! અને મુક્તિના માનેલા દ્વાર બંધનના પ્રદેશમાં પણ ખેંચી જાય! એ બનવું બધું જ શક્ય હતું. છતાં વીર માનસ પ્રયત્ન તો કરે જ કરે! અને કીર્તિનું માનસ વીર માનસ હતું.

જીવનનો સ્થિર માર્ગ કીર્તિની આંખે સ્પષ્ટપણે જ્યાં સુધી દેખાયો નહિ હોય ત્યાં સુધી એણે શી શી મૂંઝવણો અનુભવી હશે તેનો ખ્યાલ કીર્તિ સિવાય બીજા કોઈને ભાગ્યે જ આવે. ભૂલવાપાત્ર ભૂતકાળને વારંવાર યાદ કરે કોઈ માંદલો કવિ કે વાર્તાકાર! કીર્તિ પોતાને કવિ કે વાર્તાકાર તરીકે હજી ઓળખાવતી નથી એટલે એના અંધકારમય ભૂતકાળની એણે અનુભવેલી શીતોષ્ણ વેદનાઓ કીર્તિ પાસેથી સમજવી એના કરતાં સૌએ પોતપોતાની સપાટીએ સમજી લેવી એ જ વધારે સારું છે. કીર્તિનું વીર માનસ એને નવનવા માર્ગની કલ્પના નહિ આપતું હોય એમ જ આપણે ધારી લેવું રહ્યું ને?— જો આપણે જૂનવાણી ભૂતકાળને વળગી રહેવું હોય તો. પરંતુ જૂનવાણી ભૂતકાળ પણ કદી પોતાની ચૂડ હળવી બનાવે છે!

એક સામાન્ય પ્રસંગ બની ગયો; અને એ પ્રસંગને વળગી કીર્તિએ જીવનનું—નષ્ટ જીવનનું નવવિધાન શરૂ કરી દીધું. કીર્તિના મોટા ભાઈનું નામ હતું ચિદ્‌ઘન. એ એક મોટા શહેરમાં રહીને સ્ફુરતી પ્રગતિશીલ વિચારલહરીઓ અનુભવી રહ્યો હતો. પ્રગતિશીલતાને આચારમાં મૂકવા માટે એની દુઃખી બહેન કીર્તિ પ્રયોગવિધાન માટે પ્રત્યક્ષ હતી જ. ચિદ્‌ઘને વિચાર કર્યો કે ગ્રામ-અંધકારમાં ડૂબેલી બહેનને શહેરમાં બોલાવવી, પોતાની પાસે રાખવી, આછીપાતળી જે કેળવણી એ લઈ શકે તે અને અપાવવી, જેથી બહેનનું જીવન અંધકારમાંથી બહાર નીકળવાની શક્તિ મેળવતું જાય. કુટુમ્બીજનોએ એમ વાંધો ન લીધો.

ચિદ્‌ઘન ગરીબી અનુભવતો છતાં ભણતરના લાભ મેળવી શક્યો હતો—ગરીબી માનવશક્તિને સતત કુંઠિત કરી રહી છે છતાં. ચિદ્‌ઘનનું ભણતર, એનો શ્રમ અને એનો ભગિનીપ્રેમ વળી એક જુદો જ કાવ્ય ટુકડો બની રહે એમ છે. ઉદારચિત્ત ભાઈ પાસે હવે કીર્તિએ રહેવા માંડ્યું અને શિક્ષણ લેતાં લેતાં જીવનને અનેક દૃષ્ટિએ જોવા માંડ્યું. ભાઈએ ખોલી આપેલાં શિક્ષણનાં દ્વારનો સારામાં સારો લાભ કીર્તિએ લેવા માંડ્યો, અને જેમ જેમ એનું સ્વભાન ખીલતું ગયું તેમ તેમ એનું ભણતર આગળ વધતું ગયું.

ભણતર અને વયમાં આગળ વધતી કીર્તિએ પોતાની આસપાસ વહેતા વિચાર અને કાર્યપ્રવાહોને પણ ઝીલવા માંડ્યા. રાજદ્વારી ચળવળો, સામાજિક મન્થનો, દેશમુક્તિની લડતના વિધવિધ પ્રકારો અને વિચારસરણીઓના વંટોળ એની આસપાસ ઘૂમરીઓ લેતા ઘૂમતા હતા. એ સર્વની અસર ઝીલતી કીર્તિએ વિદ્યાર્થીઓની ચળવળમાં સક્રિય ભાગ લેવા માંડ્યો અને દેશની લડતમાં ઝુકાવવું શરૂ કર્યું. ભારતની મુક્તિમાં કેટલાંય અજાણ્યાં કોઈનાં લાડકવાયાંઓનો હિસ્સો છે એ રખે કોઈ ભૂલે! સન ૧૯૪૨ની સુવિખ્યાત રાજકીય લડતમાં કીર્તિએ પોતાનો ભાગ





ભણાવ્યો, ભૂગર્ભનિવાસ પણ સાંખ્યો અને લડતમાંથી ઉત્તેજક માનસિક માત્રા પણ મેળવી આપણી આસપાસના પરિબળો આપણને ખબર ન પડે એમ આપણને કેવા ઢબે ઘડે છે તેનું દૃષ્ટાંત કીર્તિનું જીવન સૌને આપી રહ્યું છે ગામડાની અભણ સરખી છોકરી—બાળવિધવા તરીકે નષ્ટભાગ્ય મનાયેલી છોકરી ભાઈની હૂંફ મળતાં ભણી, અને ભણતાં ભણતાં આસપાસના રંગ ઝીલતી એક તરવરતી શક્તિશાળી કુમારી બની રહી! એણે રાષ્ટ્રધ્વજ હાથમાં લીધો હોય, સરઘસને મોખરે એ ચાલતી હોય, ત્યાગનો ઉલ્લાસ ધારણ કરી બેઠી કે કેદખાનાનો અનુભવ લેવા એ તત્પર બેઠી હોય તો એમાં હવે નવાઈ ન લાગે! એ ચિત્ર માત્ર કલ્પના નથી, એ સત્ય છે ગરીબ ગ્રામ્ય જીવનમાંથી ઉછળી આવેલી કીર્તિ હવે દેશસેવિકાના ચિત્રમાં શોભે એવી બની રહી

લડતની ભરતીઓટના ઊંચાનીચા મોજામાં ઊછળતી આ કિશોરીએ પોતાનું ભણતર પૂર્ણ કર્યું અને એ ગ્રેજ્યુએટ બનતાં વળી પાછો સ્વતંત્ર જીવનનો સંભ કીર્તિને મળી ગયો કેળવણીએ રૂંધાતા જીવનને આઝાદ બનાવી દીધું અને કેળવણી લેતાં લેતાં એને સ્પર્શેલા રંગે એ આઝાદીને રૂપાળી બનાવી

એથી પણ વધારે વિકાસ માટે કીર્તિનું જીવન તૈયાર થતું જતું હતું બાળલગ્ને અને બાલવૈધવ્યે નષ્ટ કરેલા સ્ત્રીજીવનના અંકુરો દુનિયા, સમાજ કે રૂઢિ માને મનાવે એટલા નષ્ટ થતા નથી, અને એ સત્ય રૂઢિના અનેક સાચા ખોટાં પાપપુણ્ય ઊભાં કરીને હિંદુ જીવનની વિષમ કટુતાને વધારી રહે છે! કીર્તિ એક સ્ત્રી હતી—છે એણે સ્ત્રીજીવન પણ જીવવું જોઈએ રૂઢિએ આપેલા અને રૂઢિએ જ નષ્ટ કરેલા જીવનને પણ કીર્તિને જીવંત બનાવવું હતું, રૂઢિ કહેતી હતી કે વિધવાથી ફરી લગ્ન ન થાય, પ્રગતિ કહેતી હતી કે ફરીવાર લગ્ન કરવામાં જરાય હરકત ન હોવી જોઈએ! તેમાંય કીર્તિ તો વળી પોતાના બાળલગ્ન માટે તસુભાર પણ જવાબદાર નહોતી રૂઢિ સ્થાપિત માર્ગે જવામાં એ રૂઢિને રાજી રાખી શક્ત. પરંતુ એનો દેહ અને એનો આત્મા બન્ને એ કાર્યમાં મરી ગયા હોત! એવો આત્મઘાત કરવા માટે એની તૈયારી ન હતી, એટલું જ નહિ એ આત્મહત્યામાંથી પોતાને ઉગારી લેવાની એનામાં શક્તિ હતી

આમ એક પાસ માતાપિતા અને જ્ઞાતિજનોએ પાળી પોષીને ચાલુ રાખેલી રૂઢિ હતી—બીજી પાસ કીર્તિનું ધબકતું, અનેક પાત્રતાઓ મેળવી ચૂકેલું સ્ત્રીજીવન હતું આ બહાદુર યુવતીએ પોતાનો માર્ગ પસંદ કરી લીધો અને રૂઢિના તોડવાપાત્ર દોરડાને પોતાનું ગળું સોંપવાને બદલે એણે પોતાનો હાથ પોતે પસંદ કરેલા સમાન ભાવનાશીલ યુવકના હાથ સાથે મેળવી દીધો એ યુવકનું નામ હતું વિવેક

વિવેક ગુજરાતી ન હતો—પરપ્રાન્તીય હતો—પર જ્ઞાતિનો હોવા ઉપરાંત! એને પરપ્રાન્તીય કન્યા સાથે લગ્ન કરવામાં માતાપિતાનો વિરોધ સહેજ દેખાયો પણ ખરો કીર્તિ માટે તો વિરોધ હતો જ—માતાપિતાનો અને જ્ઞાતિજનોનો! કીર્તિનો ભાઈ ચિદ્ઘન કીર્તિને પુત્રી જેવી ગણતો હતો માત્ર એણે તટસ્થ વૃત્તિ ધારણ કરી કીર્તિને જે માર્ગ લેવો હોય તે માર્ગ લેવા દેવામાં વિરોધ ન કર્યો, અને અંતે વિવેક અને કીર્તિ બન્ને લગ્ન કરીને આજ અત્યંત સુખી છે એમ ખુલ્લા દિલથી કહે છે આ સાહસિક યુગ્મે રશિયા જઈને ત્યાં વસવાટ કરવાની પણ બહાદુરી બતાવી છે રશિયાના અનેક નાગરિકો ભેગાં એ વસે છે, હરે છે, ફરે છે અને સુખપૂર્વક પોતાનું જીવન ગુજારી રહ્યાં છે

આમ કીર્તિએ વીરત્વ દર્શાવી, અજ્ઞાન સામે લડી જ્ઞાન મેળવ્યું એની પરિસ્થિતિ સામાન્યતઃ ગ્રેજ્યુએટ થવા પ્રેરે એવી તો ન જ હતી ગ્રામ્ય જીવન, રૂઢિએ ઉપજાવેલું અજ્ઞાન અને માતાપિતાની સામાન્ય આર્થિક સ્થિતિ, એ સર્વને ઓળંગી જઈ કીર્તિ ગ્રેજ્યુએટ બની એ કેળવણીમાંથી એણે આર્થિક આઝાદીનો માર્ગ નક્કી કર્યો



કીર્તિ બાલવિધવા હતી. એનું લગ્ન અને એનું વૈધવ્ય બન્ને રૂઢિએ નક્કી કરેલાં હતાં. રૂઢિની જાળમાંથી છૂટવાનો માર્ગ સામાન્યતઃ માનવીને જડતો નથી—અને તેમાંય એ માનવીની સ્ત્રીજાતિ હોય તો વળી એ માર્ગમાં વધારે મુસ્કેલી! એ મુસ્કેલીને ઠેકી જઈ કીર્તિએ પોતાને ગમતું, પોતાની વિચારશીલતાએ પસંદ કરેલું લગ્ન સ્વીકારી રૂઢિ સામે વિજય મેળવ્યો. રૂઢિનું એટલું પ્રાબલ્ય છે કે કીર્તિનાં માતા-પિતા હજી પોતાની આ બહાદુર દીકરીને લગ્ન પછી અપનાવી શકતાં નથી—જોકે કીર્તિએ પોતાના ભત્રીજાઓ માટે અમારી સાથે ભેટ મોકલી છે! રૂઢિમાંથી મુક્તિ મેળવવી એ ઓછા વીરત્વથી ન જ બની શકે.

જાણીતા પ્રદેશમાંથી ખસી અજાણ્યા પ્રદેશના એક યુવક સાથે પોતાનું ભાવિ જોડવું એ અત્યંત સાહસ માગે છે. હજી ગુજરાત એક જ્ઞાતિ ઓળંગી બીજી જ્ઞાતિમાં જતાં—અગર જ્ઞાતિઓની રેખાઓ ટપી જતાં—ભય પામે છે. કીર્તિ તો જ્ઞાતિની જ નહિ, પ્રાન્તની રેખાઓને પણ ટપી ગઈ. સાચી બહાદુરી વગર એ ફલંગ ભરવી શકય નથી.

એથી પણ આગળ જઈ એ અજાણ્યા પ્રદેશમાં પતિ સાથે આવી, પોતાનો ચરિતાર્થ ચલાવી, લગભગ પતિ જેટલો જ આર્થિક ફાળો કૌટુમ્બિક સહજીવનમાં આપી એ પોતાના સ્ત્રીસ્વાતંત્ર્યને સાચી ઢબે ફલિત કરે છે. આટલાં સાહસમાંથી પાર ઊતરી, પોતાનો વિવેક અને પોતાની સંસ્કૃતિ જાળવી એક અજાણ્યા ગુજરાતી પ્રત્યે માયા બતાવનાર યુવતીને ભારતની એક નૂતન, બહાદુર, આપણે માગીએ એવી પુત્રી ન કહીએ તો કોને કહીએ?

કીર્તિએ અમને ગુજરાતીઓને ઘેર નોતર્યાં અને બહુ દિવસથી ન મળેલી ગુજરાતી ઢબની ચા ચાહીને પાઈ—જેને માટે અમે અમારા પ્રવાસમાં ઝૂરતા હતા! ગુજરાતી લઢણે એણે અમારો આદરસત્કાર કર્યો અને જાણે ગુજરાતના કોઈ સંસ્કારી ગૃહવાતાવરણમાં બેઠા હોઈએ એવી પરિસ્થિતિ ઊભી કરી દીધી! કીર્તિ અંગ્રેજી ભાષા સરસ રીતે બોલે છે—રશિયન ભાષા પણ. હિંદી અને બંગાળી તો સારું જાણે જ છે, ઉપરાંત ગુજરાતમાંથી હમણાં જ ચાલી આવી હોય એવી શુદ્ધ ગુજરાતી ભાષા પણ બોલે છે. કીર્તિએ પોતાના જીવનને પોતાના જ હાથમાં લઈ પોતાની ભાવના પ્રમાણે ઘડયું છે. બહુ થોડા પુરુષો જીવનઘડતરને ધાર્યો ઘાટ આપી શકે છે. સ્ત્રી તો વળી રૂઢિને ચાકે ચઢેલો પિંડ મનાય. કીર્તિએ રૂઢિના હાથનું નિર્માણ ફેંકી દઈ સ્વનિર્માણ કર્યું એ માટે જ હું એને 'બહાદુર' કહું છું.

વાત કરતાં મારાથી એક પ્રશ્ન પુછાઈ ગયો:

'કીર્તિબહેન! હવે તમે રૂસ નાગરિક બન્યાં કે શું?'

'એટલે?'

'ભારતનું નાગરિકપણું તમે છોડી દીધું શું?' મેં મારા પ્રશ્નને સ્પષ્ટ કર્યો.

'ના, જરાય નહિ. હજી હું અને મારા પતિ બન્ને ભારતીય નાગરિક છીએ અને એમ હોવામાં માન સમજીએ છીએ. મારે ઘણીયે વાર હજી દેશ આવવું છે, સગાંસંબંધી અને મિત્રોને મળવું છે. સ્વદેશ માટે લડતમાં ભાગ લેનારી હું સ્વદેશની મમતા કેમ છોડી શકું?' સ્થિરતાથી કીર્તિએ મને જવાબ આપ્યો અને મારું એને માટેનું માન ઘણું વધી ગયું. આવી બહાદુર યુવતીને ઓળખવાની અને ઓળખાવવાની મનોવૃત્તિ થઈ આવી.

હસતાં હસતાં—સહેજ શરમાઈને—તેણે એક મૂંઝવણ રજૂ કરી: 'પણ આ બાબાનો જન્મ રશિયામાં થયો છે. એની નાગરિકતાનો પ્રશ્ન અણઊકલ્યો રહે ખરો. કદાચ એ રશિયામાં જન્મ લેનારો પ્રથમ હિંદી પણ હોય!'

કીર્તિને એક પુત્ર પણ છે—નાનકડો. માતાપિતા કરતાં રૂસ ભાષા એ વધારે ઝડપથી શીખી લે છે.

આ નાનકડું ભારતીય કુટુંબ મને બહુ ગમ્યું. ધંધા અર્થે દેશવિદેશ વસવાટ કરતા હિંદવાસીઓ કરતાં





માથાલાલ દવે

# વિદ્યાધામ કાશી

તીર્થો બદલાય, તીર્થંકરો બદલાય, યાત્રીઓ બદલાય યાત્રાધામો બદલાય. એવા નવા યુગના એંધાણ આજે તો દેખાય જ છે. અને...આજે પથ્થરના ભગવાનને બદલે ચેતનને જોઈને આપણું મસ્તક નમી પડે છે, વિદ્યાધામો, એના અમર્યાદ ગુંજારવ, એનો કાયમનો પમરાટ, એની વિશ્વવ્યાપી શક્તિએ... !

ગંગામાં નાવ ધીમી ધીમી ચાલી જાય છે. પ્રવાહ વિશાળ છે પણ વેગ ધીમો છે. બાજુમાં વારાણસીના ઘાટ એક પછી એક પસાર થતા જાય છે. સવારના તડકા મંદિરો પર પડે છે. નગરી સુંદર લાગે છે.

હનુમાન ઘાટ, હરિશ્ચંદ્ર ઘાટ, ચેતસિંગ ઘાટ, માનસિંગ ઘાટ, અહલ્યાબાઈ ઘાટ, દરભંગા કોઠી, ઉદેસિંહ ઘાટ, શિવાજી ઘાટ—નામો જ આ પ્રાચીન નગરીના ઇતિહાસ કહેતા જાય છે. શાંત ઠંડો પવન વાય છે.

ઘાટ પર લોકો સ્નાન કરે છે. નાની હોડીઓ ઊભી છે. યાત્રાળુઓના ભીડ જામી છે. પ્રાંતેપ્રાંતના લોક આવ્યા છે, વિવિધ વેશ, વિવિધ વર્ણ ! પંડાઓ સાદડીની મોટી છત્રીઓ, જેને અહીં છાતા કહે છે, તે ખોડીને બેઠા છે. યાત્રીઓને તેઓ પાઠપૂજા શ્રાદ્ધ-સંકલ્પ કરાવે છે, દાનદક્ષિણા લે છે. ભિખારીઓ પાથરો પાથરીને બેઠા છે, રુદ્રાક્ષની માળાઓ અને બેરખા, તુલસીની માળાઓ, ગોપીચંદન વેચે છે. છૂટા પૈસાનું પરચુરણ આપે છે, જેથી દક્ષિણા આપવામાં સગવડ રહે.

ઊંચી અટારીઓ અને ઝરુખાઓ, મંદિરના ઘુમ્મટો અને તે પર ફરકતી વિવિધરંગી પતાકાઓ, વચ્ચે મસ્જિદોના મિનાર, વડલાના પુરાતન વૃક્ષો, ઘાટના યુગજૂનાં પગથિયાં, બારીઓમાં મૂકાતાં વિવિધરંગી વસ્ત્રો, ઊંચી દિવાલો પર મોટા અક્ષરોમાં લખાએલી જાહેરખબરો; એ નયનાભિરામ વૈવિધ્ય પર સ્વચ્છ નીલવર્ણું આકાશ અને તેમાં વિહરતા હજારો કબૂતરો —બધું ભારે સરસ લાગે છે.

ગંગાનો વિશાળ ગંભીર પ્રવાહ માલવીય પૂલ તરફ વળાંક લઈને ચાલ્યો જાય છે. સામે કાંઠે શ્વેત વિસ્તીર્ણ વાલુકાપટ અને તેની પાછળ હરિયાળી વૃક્ષરાજિ.

મધ્ય પ્રવાહે નાવ થંભાવી અમે ગંગામાં સ્નાન કર્યું. તરતા તરતા થાક લાગ્યો એટલે પાછી હોડી પકડીને ઉપર ચઢી ગયા. શિયાળાની ઠંડી હતી પણ ગંગા-સ્નાનના આનંદમાં એ ભૂલાઈ ગઈ. કલિકલ્મષનાશિની નરક-નિવારિણી ભાગ્યજનની શૈલાધિરાજતનયા ગંગાને મનથી વંદના કરી. એ સુરસરિતાના સ્પર્શશીતલ સલિલથી પાવન થઈને અમે તેના શ્રવણમધુર લહરી-લીલા કલરવથી પ્રસન્નતા અનુભવતા દશાશ્વમેધ ઘાટની સોપાનપંક્તિ ચડ્યા, ભગવાન કાશી વિશ્વનાથના મંદિર તરફ આવ્યા.

મનમાં ભય હતો કે હમણાં પંડાઓ ઘેરી વળશે. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર કાશી આવ્યા ત્યારે અહીંના બ્રાહ્મણો કહે: 'અમને ભોજન જમાડો. કાશીમાં રહેનાર પ્રત્યેક બ્રાહ્મણ વિશ્વેશ્વરની મૂર્તિ છે.'

---

કીર્તિના વ્યક્તિત્વમાં એ વિશેષતા છે કે એણે અણુ ખેડાયેલો રૂસનિવાસ સ્વીકાર્યો !

અજ્ઞાનને ઓળંગી જનાર, નિર્મિત ભાવિને બદલનાર, રૂઢિની જડતા તોડનાર, દેશયજ્ઞમાં ઝુકાવનાર, આન્તર-પ્રાન્તીય લગ્નનું સાહસ કરી દૂર દૂરના અજાણ્યા અને કદી કદી ભય પમાડતા દેશમાં આવી ત્રણચાર વર્ષથી નિવાસ કરનાર યુવતીને બહાદુર નહિ કહીએ તો બીજા કોને કહીશું ?

અને હજી એ ભારતમાતાની પુત્રી હોવાનું ગૌરવ લે છે! ભારત પણ આવી જ પુત્રીઓમાં ગૌરવ ગણે! એ ગરવી ગુજરાતણ કીર્તિનું આપણે ગુજરાતીઓ ગૌરવ કરીએ ખરા ?

*



વિદ્યાસાગરે આ ભોજનવાણી વિશ્વેશ્વર તરફ દૃષ્ટિ કરી અને નિષ્કપટ ભાવે પ્રત્યુત્તર આપ્યો : ' આપ અંગાતટે રહો છો એટલા જ ખાતર હું આપને વિશ્વેશ્વર માની લઉં તો હું મોટા અપરાધમાં પડું.'

આ સાંભળીને બ્રાહ્મણોએ શું કહ્યું તેની નોંધ ઇતિહાસમાં મળતી નથી.

કવિવર રવીન્દ્રનાથે પણ તેમના ' પુરાતન ભૃત્ય ' નામના કાવ્યમાં પંડાઓ વિશે ફરિયાદ કરી છે—

> ' દક્ષિણે વામે પિછને સુંમખે જત લાગિલ પાંડા
> નિમેષે પ્રાનટા કરિલ કંઠાગત.'
> [ દક્ષિણે વામે આગળ પાછળ એટલા પંડા ઘેરી વળ્યા કે નિમેષ માત્રમાં પ્રાણ કંઠે આવી ગયા. ]

પણ બ્રાહ્મણોએ અમારી સામે જોયું, ખાદીનાં કપડાં જોયાં અને તેમને વિશ્વાસ બેસી ગયો કે આ લોકો પાસેથી કશી ધનપ્રાપ્તિ થશે નહીં. અમે શાંતિથી મંદિરનો રસ્તો લીધો. પંડાઓની તકલીફમાંથી બચવા પણ ખાદી પહેરવી જોઈએ એ એક નવી દલીલ અમને અહીં મળી.

વાંકીચૂંકી સાંકડી ગંદી ગલીમાં થઈને મંદિરનો રસ્તો જાય છે. વચ્ચે દહીંની, મિઠાઈની, પૂજાપાની નાની નાની હાટડીઓ માંડીને વૃદ્ધ સ્ત્રીઓ બેઠી છે. મંદિરની આસપાસ સ્વચ્છતાનું નામ નથી. વિનોબાજીએ સ્વચ્છ કાશી બનાવવાનો આદેશ શા માટે આપ્યો હશે તે આ શેરી જોતાં જ સમજી શકાય તેમ છે.

ખીચોખીચ ઊભેલાં જૂનાં મકાનો વચ્ચે સંકડાશ જાણે છે જ નહીં એવો ભાવ પ્રયત્નપૂર્વક મનમાં રાખી હું ચાલતો હતો અને તીર્થયાત્રાનું કાવ્ય અનુભવવા મહર્ષિ વેદવ્યાસ રચિત વિશ્વનાથાષ્ટકની મદદ લેતો હતો :

> गंगातरंग रमणीय जटाकलापं
> गौरीनिरंतर विभूषित वामभागम् ।
> नारायणप्रियमनंगमदापहारं
> वाराणसीपुरपति भज विश्वनाथम् ॥

> तेजोमयं सुगुणनिर्गुणमद्वितीयम्
> आनन्दकन्दमपराजितमप्रमेयम् ।
> नागात्मकं सकलनिष्फलमात्मरूपम्
> वाराणसीपुरपतिं भज विश्वनाथम् ॥

બાર જ્યોતિર્લિંગોમાં કાશીવિશ્વેશ્વર એક ગણાય છે. આખાય ભારતવર્ષમાં શ્રદ્ધાળુ લોકો રોજ તેમનું સ્તવન કરે છે :

> सानन्दमानन्द वने वसन्तम्
> आनंदकंदं हतपापवृंदम् ।
> वाराणसीनाथमनाथ नाथं
> श्री विश्वनाथं शरणं प्रपद्ये ॥

ભોળા યાત્રાળુઓ માને છે કે કાશી આવી ગંગામાં સ્નાન કરી જલનો લોટો ભરી કાશીવિશ્વનાથને ચડાવીએ એટલે સંસારના પાશમાંથી છૂટી જવાય છે, બધાં પાપો નાશ પામે છે, જન્મ મરણના ફેરા ટળે છે, પિતૃકુલ મોક્ષે જાય છે.

મંદિર નાનું એવું છે. અંદર જઈને જોયું તો મારી બધી કવિતા ધુમ્મસની જેમ ઊડી ગઈ. ઊડી કૂંડી. તેમાં ગંધ, અક્ષત, કુંકુમ, પુષ્પો, સડેલાં બિલિપત્રો અને પાણીનું માંદણું ભર્યું હતું. લોટા રેડવા ભાવિકો પડાપડી કરતા હતા. અવ્યવસ્થા છે. કોલાહલ છે. પારાવાર ભીડ છે કાદવમાં પગ લપસે છે. ઘંટારવ ગાજ્યા કરે છે. કૂંડીમાં લોકોના પગની વચ્ચેથી નાનું એવું શિવલિંગ દેખાય છે. લોકોનો પાદસ્પર્શ શિરે ઝીલતા રાગાદિદોષરહિત વારાણસીપુરપતિ ભગવાન શંકર અવિચલ ધૈર્ય અને શાંતિમાં બિરાજે છે. ખરેખર, દેવ જ આટલી સહનશીલતા દાખવી શકે. દર્શનાર્થીઓ ઘંટા વગાડી વગાડીને ' વ્યાઘ્રાજિનાંબરધર ભૂતાધિપ ભુજંગભૂષણ ભૂષિતાંગ ' એવા ભગવાનને પરેશાન કરી રહ્યા છે. એકાદ સાચો સર્પ ધારણ કરીને બેઠા હોત તો ભક્તો જરા દૂર તો રહેત !

મંદિરમાં જ્યાં જ્યાં જગ્યા મળી ત્યાં ટીલાંટપકાં કરીને બ્રાહ્મણો બેસી ગયા છે. ગોખલામાં નાના નાના



દેવો માંડ્યા છે ચંદન, કંકુ અને કરેણનાં સસ્તાં ફૂલોથી શણગાર્યાં છે. યાત્રીઓને કહે છે : 'દક્ષિણા આપો. પૈસા મૂકો. દાન કરો. સંકલ્પ કરો. આ ભગવાન કાળભૈરવ છે. નમસ્કાર કરો ' આ પૂજારીઓને શું કહેવું ? કાળ બદલાયો છે. એને ઓળખીને નમસ્કાર કરવાનો સમય તો તેમને માટે આવ્યો છે.

*

બાજુમાં ઔરંગઝેબે બંધાવેલી મસ્જિદ છે. વચ્ચે એક કૂવો છે મુસલમાનો મંદિરનો ધ્વંસ કરવા આવ્યા ત્યારે કહે છે કે વિશ્વેશ્વરની મૂર્તિ કૂવામાં કૂદી પડી હતી. શી કલ્પના ! મરાઠી સત્તા વધી અને હિંદુધર્મનું જોર વધતાં પાછી મૂર્તિની સ્થાપના થઈ. પણ કોઈએ મસ્જિદ તોડવાનો વિચાર ન કર્યો. હિંદુધર્મની સહિષ્ણુતાની એ નિશાની ગણાય.

ઔરંગઝેબે મંદિરનો ધ્વંસ કર્યો તેનું કારણ મંદિરની પ્રતિષ્ઠા વધારે એવું નથી. ઔરંગઝેબના રસાલામાં હિંદુ અમલદારો પણ હતા. એ અમીરો કાશીવિશ્વનાથના દર્શને ગયા. સાથે કચ્છની રાણી પણ હતી. દર્શન કરીને પાછા વળ્યા તો રાણી ન મળે. મંદિરમાં શોધાશોધ ચાલી. રાણી ગયાં ક્યાં ? મંદિરના નીચેના ભાગમાં અંધારા ખંડો હતા. ત્યાંથી રાણીનો પત્તો લાગ્યો. પણ એના દેહ પર રત્નો તથા અલંકારો ન હતા. પૂજારી જુદાં જુદાં દેવદેવીઓના દર્શન કરાવતા કરાવતા રાણીને નીચે લઈ ગયા અને ત્યાં લૂંટી લીધાં. એ તો તરત તપાસ થઈ. નહિતર કોણ જાણે રાણીનું શું થે થાત ! બાજુમાં જ ગંગા ચાલી જાય છે. પૂજારીઓના આવા કુકૃત્યોની ઔરંગઝેબને ખબર પડી એટલે તેણે મંદિર તોડાવ્યું હતું.

અનેક સામ્રાજ્યોની ચડતી પડતી થઈ પણ કાશી એવું ને એવું રહ્યું છે. જ્યાં જઈએ ત્યાં નાનાં મંદિરો અને મઠો; સ્નાન કરનારને સ્વર્ગે મોકલતા લીલા પાણીના કુંડો, અનેક તીર્થો, દેવસ્થાનો અને ધર્મશાળાઓ સત્યવાદી રાજા હરિશ્ચંદ્રથી માંડીને આજ સુધીનો ઇતિહાસ કાશીમાં જોવા મળે છે. અહીં જ તુલસીદાસજી 'સ્વાન્તઃ સુખાય' રામચરિત માનસ ગાતા હતા અને સંત કબીરે પંચતત્ત્વની ચાદર એવી ને એવી પરમાત્માને પાછી સોંપી હતી.

તુલસી તબ મૈં જાનિયો, બડો ગરીબ નિવાજ,
મોતીકણ મોંઘા કિયા, સોંઘા કિયા અનાજ.
રામ ઝરૂખે બૈઠ કર, સબકા મુજરા લેત,
જૈસી જિનકી ચાકરી, વૈસા ઉનકો દેત.
નિર્વિકાર નિર્ભય તું હી, ઔર સકલ ભય માંહી,
સબ પર તેરી સાહેબી, તુજ પર સાહેબ નાહીં.

સરલ સુંદર જીવન ! સ્વચ્છ દર્શન ! એ સંતો સાદી વાણીમાં કેવાં સનાતન સત્યો આપતા ગયા છે !

કાશીની બજાર નવાજૂના જમાનાનો અદ્ભુત શંભુમેળો છે. બંગાળી, મદ્રાસી, મારવાડી યાત્રી સ્ત્રીપુરુષો ફરે છે. આધુનિક સજાવટવાળા સિનેમાગૃહ આગળ વૈજયંતીમાળાની છબીઓ જોવા કૉલેજના વિદ્યાર્થીઓ ટોળે મળ્યા છે. અહીંની વિખ્યાત સુંદર રેશમી સાડીઓ ઝરૂખામાં સુકાય છે. ધનિકોની મોટરો બેલગાડીઓ વચ્ચે માર્ગ કરવા હૉર્ન મારે છે સામે વળી દાળિયામમરાનું સદાવ્રત લેવા સંન્યાસીઓની લાંબી લંગાર તડકામાં ઊભી છે. રામસાગર લઈને અંધભિક્ષુક ભજન ગાય છે. તેની પાછળ હોટલના ધ્વનિવર્ધક યંત્રમાં લતા મંગેશકરની રેકર્ડ વાગે છે. હાથી પર બેસીને કોઈ મહાધિપતિ ગંગાધારે જાય છે. આગળ શિષ્યો શંખઝાલરના અવાજ કરતા ચાલે છે, મહંતને મોરપીછના લાંબા પંખાથી ચામર ઢોળે છે. સામે ભાંગમાં પીવા માટે ધતુરાનાં બીની દુકાન છે. ભૃગુસંહિતાના સંશોધન વિશે પત્રિકાઓ વહેંચાય છે. સાધના ઔષધાલય અને આયુર્વેદભવનની મોટી જાહેરખબરો ધ્યાન ખેંચે છે. અન્નક્ષેત્રો, સદાવ્રતો, પાઠશાળાઓનાં પાટિયાં લટકે છે. અનાથાશ્રમ તથા ગોરક્ષા માટે વિદ્યાર્થીઓ બેંડ વગાડી ફંડ ઊઘરાવે છે. અને એ બધા કોલાહલની વચ્ચે ફૂટપાથ પર પંચાગ્નિ તાપતો જટાધારી સાધુ રહી રહીને ગંભીર જાહેરાત કરે છે: 'સોઽહમ્, સોઽહમ્, હરિઃ ૐ તત્સત્ '

કાકાસાહેબે સાચું જ કહ્યું છે કે 'વારાણસીમાં આજે પણ પૂર્વમીમાંસાવાદી કર્મકાંડીઓના યજ્ઞયાગ ચાલે છે; વેદાન્તીઓ દ્વૈતઅદ્વૈતનો ઝઘડો ચલાવીને શ્રોતાજનોને ખંડનખંડખાદ્ય આપે છે; વૈયાકરણીઓ શબ્દેશબ્દને ચૂંથે છે, બંગાળી અને દક્ષિણી નૈયાયિકો 'ગાદાધરી'નો અર્થ કરવા મથે છે; ઇસાઈઓ અને આર્યસમાજીઓ વાગ્યુદ્ધો મચાવે છે; વેદિયાઓ દશ ગ્રંથનો ઘોષ કરે છે; કારીગરો ટાંકણા મારી મારીને પથ્થરને દેવ બનાવે છે; અને કેટલાક ભૂદેવો અન્નક્ષેત્રમાં જમી, આળસુ બેસી રહીને જીવતા પથ્થર બની જાય છે.'

મંદિરોના આ નગરમાં એક નવા પ્રકારનું મંદિર જોયું. તે ભારતમાતાનું મંદિર. તેમાં મૂર્તિ નથી. પણ ભારતના ભૂપૃષ્ઠનો નકશો છે. બંગાળનો અખાત તથા હિંદી મહાસાગર કેટલા ઊંડા છે તેનો અહીં ખ્યાલ મળ્યો. હિમાલયના ૪૫૦ ઉત્તુંગ શિખરો તથા સિંધુ, ગંગા, બ્રહ્મપુત્રા, ગોદાવરી વગેરે નદીઓ આપણાં વિસ્તીર્ણ મેદાનો અને ઉન્નત ગિરિમાળાઓનાં દર્શન કરતાં ભારતનું મનમાં સુરેખ ચિત્ર ઉપસે છે. જે સ્થળો જોયાં છે તેનું સ્મરણ થાય છે. પુરાણાં ચિત્રો યાદ આવે છે. અને નહીં જોયેલાં સ્થળો જોવાની તાલાવેલી જાગે છે. પૂર્વપશ્ચિમ ૨૩૯૩½ માઈલ અને ઉત્તરદક્ષિણ ૨૩૧૬ માઇલનો વિસ્તાર અહીં દર્શાવાયો છે. સં. ૧૯૮૪માં ડૉ. ભગવાનદાસના હાથે આ મંદિરનો શિલાન્યાસ થયો હતો. તેને બાંધવામાં ૭ વરસનો સમય લાગ્યો. સં. ૧૯૯૩ના આશ્વિન શુદિ ૯ ને દિવસે ગાંધીજીના હાથે તે ખુલ્લું મૂકાયું હતું.

*

બનારસમાં શિક્ષણસંસ્થાઓ અનેક છે. હિંદી સાહિત્યની સેવા કરતી કાશી વિદ્યાપીઠ, ભારતીય જ્ઞાનપીઠ વગેરે સંસ્થાઓ છે. ચિંતામણિ કૉલેજ, સેંટ્રલ હિંદુ કૉલેજ વગેરે છે. પણ સહુથી અગત્યની સંસ્થા તો પંડિત માલવીયજીએ સ્થાપેલ બનારસ હિન્દુ વિશ્વવિદ્યાલય છે. જે કોઈ પણ યાત્રીને જોયા વગર ચાલે નહીં.

માલવીયજીના મકાનના દરવાજા પાસે આરસમાં તેમની ટૂંકી સહી કોતરેલી છે, 'મ. મો. મા.' અને તે જોતાં જ જવાહરલાલજીએ જેમને હિંદી રાજકારણના ભીષ્મપિતામહ કહ્યા હતા તે માલવીયજીની સૌમ્ય શાંત મૂર્તિનું સ્મરણ થાય છે: 'પગથી મસ્તક સુધી સફેદ વસ્ત્રોમાં સજ્જિત; શીશ પર એ સફેદ પાઘડી; બ્રાહ્મણનું એ વિનમ્ર, તેજસ્વી, રૂઢિપ્રેમી મુખ, લલાટ પર ચંદનની સુંદર બિંદી, એને એકે શોખ નહિ. એકે વ્યસન નહિ. વિલાસ નહિ, આરામ નહિ; પવિત્રતા અને સદાચારની મૂર્તિ સમા: કૈલાસના ધવલ શૃંગની પેઠે ઉજ્જ્વલ વસ્ત્રોથી આચ્છાદિત, સૃષ્ટિના આદિકમલ જેવા શુભ, નિર્મલ, આશાના જ્યોતિપુંજ સમા, જેને કશી અપવિત્રતા સ્પર્શ કરી શકતી નથી.'

ઉત્તુંગ-ગોપુરવાળા દરવાજામાંથી પ્રવેશ થાય છે. ઉપર કોતરેલ છે, 'બનારસ હિન્દુ વિશ્વવિદ્યાલય.' સં. ૧૯૯૭માં બલરામના મહારાજા પાટેશ્વરપ્રસાદના દાનથી આ ગોપુર બંધાયેલ છે.

હરિશ્ચંદ્ર માર્ગ પર આગળ ચાલીએ એટલે પૂછતાછ કચેરી અને પછી કન્યાછાત્રાલય આવે છે. આંબા અને જમરુખનાં વૃક્ષો રસ્તા પર વાવ્યાં છે. એની ઘટાઓ જામી છે. બે માઇલ લાંબી અને સવા માઇલ પહોળી જગામાં હિંદી સ્થાપત્યવાળી સુંદર ઇમારતોનું નગર અહીં વસ્યું છે.

પહેલાં આવ્યું રાજા બિરલા સંસ્કૃત મહાવિદ્યાલય. તેમાં મીમાંસા, વેદ, વ્યાકરણ, ન્યાયવૈશેષિક, વેદાંત તથા ધર્મશાસ્ત્રોના વિભાગો ચાલે છે. દિવાલ પર ભગવાન પાણિનિની મૂર્તિ બિરાજે છે. પાણિનિ કાબુલમાં જન્મેલા. તે સમયે કાબુલ ભારતનું એક અંગ હતું.

> યેન ધૌતા ગિરઃ પુંસઃ વિમલૈઃ શબ્દવારિભિઃ ।
> તમશ્ચાજ્ઞાનજં ભિન્નં તસ્મૈ પાણિનયે નમઃ ॥

'જેમણે મનુષ્યની વાણીને સ્વચ્છ શબ્દ રૂપી જલથી





ધોઈને શુદ્ધ કરી એ મહામુનિ પાણિનિને નમસ્કાર હો.' માલવીયજીએ ધર્મ અને વિદ્યાને સાથે જ રાખ્યાં છે.

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥
संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥

આર્ટ્સ કૉલેજ જોતાં શ્રીમતી એની બેસંટ અને આચાર્ય આનંદશંકર ધ્રુવનાં સ્મરણો તાજાં થાય છે. માલવીયજીએ અહીં આચાર્યોને આદેશ આપ્યો છે કે ધર્મનું આચરણ કરે તે આચાર્ય.

स चिनोति हि शास्त्रार्थान् धर्मानाचारयत्यपि ।
शिष्यैः स्वयं चाचरति तस्य आचार्य उच्यते ॥

અને વિદ્યાર્થીઓને કહ્યું છે. सत्यं वद, धर्मं चर । स्वाध्यायान्मा प्रमदः । અભ્યાસમાં આળસ ન કરો. સાચું બોલો. ધર્મનું આચરણ કરો. વિજ્ઞાનની કૉલેજ છે. આધુનિક સગવડો વાળી મોટી પ્રયોગશાળાઓ છે પણ વિજ્ઞાનનો અભ્યાસ કેવળ ભૌતિક સંપત્તિ વધારવાને માટે નથી. ત્યાં પણ આરસ પર અક્ષરો કોતર્યાં છે—सर्वं सत्ये प्रतिष्ठितम् । सत्यमेव जयते नानृतम् । વિજ્ઞાન પણ સત્યની શોધ માટે છે.

સત્યની વાત થઈ એટલે ગાંધીજીનું સ્મરણ થયા વગર રહે નહીં. ૧૯૧૬ની સાલ હતી. ચોથી ફેબ્રુઆરીના રોજ વિશ્વવિદ્યાલયનું ઉદ્‌ઘાટન હતું. દાન આપનાર રાજવીઓ બની ઠનીને આવ્યા હતા. ગાંધીજી ત્યારે આફ્રિકાથી તાજા જ ચાલ્યા આવતા હતા. તેમણે એ ભભકો જોયો અને રાજાઓને કહ્યું: 'આ કીમતી વસ્ત્રાભૂષણોથી બનીઠનીને બેઠેલા અમીરઉમરાવોની હું કરોડો ગરીબોની સાથે તુલના કરું છું અને મને તેમને એમ કહેવાનું મન થાય છે કે તમે તમારાં આ જરઝવેરાત ઉતારી ન નાખો અને હિંદના તમારા દેશવાસીઓને માટે એને ટ્રસ્ટના રૂપમાં ન ગણો ત્યાં સુધી હિંદનો ઉદ્ધાર થઈ શકવાનો નથી.' આ ભાષણે ત્યારે ભારે ખળભળાટ મચાવ્યો હતો. સત્યનો એ પ્રથમ બુલંદ અવાજ હતો.

વિનોબાજી તે દિવસે કાશીમાં હતા. જીવનના ધ્રુવપદની શોધમાં નીકળ્યા હતા. વડોદરાથી અભ્યાસ છોડીને નીકળી પડ્યા હતા. બીજે દિવસે તે ગાંધીજીને મળ્યા. એ બે સંતોનું મિલન ઇતિહાસ યાદ કરશે.

વ્યવસ્થાની દૃષ્ટિએ વિદ્યાલયનો વિસ્તાર આશ્ચર્યજનક છે. જ્ઞાનની એકે શાળા માલવીયજી ભૂલ્યા નથી. ખેતીવાડીની કૉલેજ ટેકનિકલ અને વોકેશનલ શિક્ષણ-કેન્દ્ર. સીનેમાની છબીકલા શીખવાનો સ્ટુડીઓ, પંડિત ઓમકારનાથજી રહે છે ને સંગીતભવન, આયુર્વેદ કૉલેજ, મેડિકલ કૉલેજ. શિક્ષકોને માટે અધ્યાપન મંદિર, ફોજી તાલીમનું વિદ્યાલય, મહિલા કૉલેજ—એ સર્વ એના સ્થાપકની સર્વગ્રાહી પ્રતિભાનો ખ્યાલ આપે છે.

અધ્યાપકોને રહેવા ૧૧૦ મકાનો છે. અઢીહજાર વિદ્યાર્થીઓ માટે છાત્રાલયો છે. પ્રો. શ્યામચરણ ડે. છાત્રાલય, લીંબડી છાત્રાલય, બિરલા છાત્રાલય, ડૉ. ભગવાનદાસ છાત્રાલય, રુઈયા છાત્રાલય, રાધાકૃષ્ણન્ છાત્રાલય—એ સર્વ ભવ્ય સ્થંભમાલાથી શોભતા છાત્રાવાસો વિદ્યાલયની પાછળ આવેલા છે. કૉચીન હાઉસમાં અતિથિગૃહ છે વ્યાયામ માટે શિવાજી હૉલ નામની કસરતશાળા છે. ઔષધાલય, શસ્ત્રક્રિયાભવન, આયુર્વેદ ફાર્મસી, લશ્કરી શસ્ત્રાગાર, તારટપાલ ઑફિસનાં મકાનો, રમતો માટે એમ્ફીથિયેટર, ગૌશાળા અને એક લાખ જેટલા પ્રાચીન તથા દુર્લભ ગ્રંથોને સાચવતું પુસ્તકાલય જ્યારે જોઈએ ત્યારે માલવીયજીના પરિશ્રમથી આશ્ચર્યમુગ્ધ થઈ જવાય છે. વિશ્વવિદ્યાલયને પોતાનું છાપખાનું છે. વીજળી માટે સ્વતંત્ર પાવર-હાઉસ છે. કૂવાઓમાંથી પંપ વડે બધે પાણી પહોંચાડાય છે. ૨૧ માઇલ લાંબી સડકો અને ૧૩ માઇલ પાકી સડકો છે. હજારોની સંખ્યામાં ફરતાં તરુણ યુવક-યુવતીઓથી વાતાવરણ પ્રફુલ્લ અને જીવનસભર રહે છે. વિવિધ પ્રવૃત્તિઓ અને કાર્યક્રમો ચાલ્યા જ કરતાં હોય છે. રાષ્ટ્રના યૌવન પર માલવીયજીને શ્રદ્ધા હતી. તે કહેતા: 'એમના દ્વારા જ મારું સ્વપ્ન સિદ્ધ થશે. એ લોકો જ ભવિષ્યના સર્જકો છે. તેથી તો પુરાણા

વૃક્ષો પાસેથી ઇચ્છિત ફળની આશા છોડી હું નવા છોડ વાવવામાં પ્રવૃત્ત થયો છું. હવે હું યુવાનોને શરણે બેઠો છું. તેઓ મારી તપસ્યા સફળ બનાવશે.'

છેલ્લે ભારત કલાભવન કાર્યાલય આવે છે, જ્યાં માલવીયજી રહેતા. આંગણામાં થોડી પ્રાચીન શિલ્પકૃતિઓ વર્તુળાકારે ગોઠવી છે. બે માળનું નાનું મકાન છે. આ નિઃસ્પૃહી બ્રાહ્મણના જીવનની સાદાઈની તેમના રહેણાક પરથી કલ્પના આવે છે. વૃદ્ધાવસ્થાથી માલવીયજીનું શરીર નબળું થયું ત્યારે એ આ મકાનની આસપાસ ફરતા અને વિશ્વવિદ્યાલયના કળશ ચાંદનીમાં ચમકતા જોઈ રહેતા. નાલંદા અને તક્ષશિલાનાં સ્વપ્ન સેવનાર એ વયોવૃદ્ધ કુલપતિ ત્યારે કહેતા: 'ચંદ્રમા કેવો સુંદર ભાસે છે! કેવી મનોહર રાત્રી છે!' અને મમતાભરી મીટ માંડીને બોલતા: 'ચાંદનીમાં વિશ્વવિદ્યાલય કેવું સુંદર લાગે છે!'

સર સર્વપલ્લી રાધાકૃષ્ણને આવીને સંસ્થાનો બોજો ઉઠાવી લીધો હતો તેનું તેમને મોટું આશ્વાસન હતું. ૧૯૩૮ના જાન્યુઆરીમાં માલવીયજીએ તપસી બાવાની દેખરેખ નીચે પ્રયાગમાં રામબાગમાં કાયાકલ્પનો પ્રયોગ કર્યો તેથી તેમને ઊંડો આઘાત થયો હતો. અંત સમયે 'હે રામ! હે ગાંધી! હે જવાહર!' એ શબ્દો તેમની વેદનાના સૂચક છે. તો પણ પંડિત નેહરુના પ્રમુખપદે રાષ્ટ્રીય સરકારની સ્થાપના થઈ ત્યારે માલવીયજીનું સ્વપ્ન સિદ્ધ થયું હતું અને 'અપને દેશમેં અપના રાજ'ના આનંદોદ્‌ગારથી તેમણે રાષ્ટ્રીય સરકારને વધાવી હતી. ૧૯૪૬ના નવેમ્બરની ૧૧મીએ ૮૫ વર્ષની ઉંમરે આ બ્રહ્મર્ષિ મૃત્યુલોક છોડી ગયા.

મકાનની અંદર જઈને મેં જોયું તો ઊંચા આસન પર પંડિતજીની મોટી છબી મૂકેલી હતી. આગળ ગુલાબ, જાસુદ અને ગલગોટાનાં ફૂલો ધર્યાં હતાં. એ જ શ્વેત અંગરખું, સફેદ ખેસ; લલાટમાં બિંદી, તેજસ્વી મનોહર મુખમંડળ. બાગમાંથી થોડાં ફૂલો લાવી મેં મહાન આત્માને ભક્તિનમ્રભાવે વંદન કર્યાં. મનમાં પેલા પ્રાચીન ઉપનિષદ્ મંત્રનું સ્મરણ થયું, विद्यया अमृतम अश्नुते।

★

લાભશંકર વે. રાવળ

## ઘોમ

રે, ધખધખ થાતો ઘોમ.
ગગન અગનના ભડકે ભડભડ થાતી વ્યાકુળ ભોમ.
પલ પલ પ્રાણ પીડાય પિપાસે,
નેહ નિર્જળાં નયન નિસાસે,
આંસુ ક્યાંથી ટપકે?
ભડકાઓના ભભકે!
બળું બળું થાતાં તરણાં ને પાંદ પાંદનાં રોમ.
હાયવરાળો ધરતીની આકાશે આંબી જતી,
ખાલી વ્યોમ તણી ઝોળી તોયે ના પૂર્ણ ભરાતી,
ધરતીની રસધારા રાંડી,
દુનિયા બેઠી મીટો માંડી,
મૃગજળની માયા લઈ ભરડો કરતી દેવું જોમ.
હે, વ્યોમ ગંગની ધારા!
રેલવ અમૃત તારા,
પ્રાણે પ્રાણે આજ ભગીરથ,
કરે આર્ત પોકારો,
ડુંગર ડુંગર શંકર તત્પર;
ઝીલવા નીર-ધસારો,
ટળવળતી, ટીંગાતી આશે આજ અઢારે ભોમ.

★





विनोदिनी नीलकंठ

# વરની પસંદગી કોણ કરે?

અમદાવાદના દૈનિક 'ગુજરાત સમાચાર'માં દર મંગળવારે 'ઘરઘરની જ્યોત'નો વિભાગ આવે છે તેનું સંપાદન શ્રી વિનોદિનીબહેન કરે છે. આ લેખ વિષે અનેક કિશોરીઓએ પોતાના મંતવ્યો રજૂ કર્યાં હતા. આખરે એ પ્રશ્નને સંપાદિકા બહેને જે રીતે છેડ્યો તે અહીં રજૂ કર્યો છે ....

'અમે તમારાં હિતેચ્છુ છીએ, અમે વધારે અનુભવી છીએ, અમે તમારૂં સારૂં જ કરીશું. તમે આમાં શું સમજો?' એવી દલીલ ઘણા વડિલો કરે છે. વડિલો સમજુ હોય તો પોતાની કન્યા માટે પોતાના દષ્ટિબિન્દુ પ્રમાણે સારામાં સારો વર પસંદ કરવા પ્રયત્નશીલ બને છે. પરન્તુ બે પેઢીઓના દષ્ટિબિન્દુમાં હમેશાં ફેર રહે છે, તે ભૂલવું ન જોઈએ. માતાપિતા સામાન્ય રીતે કુટુમ્બને, કુળને, આર્થિક સ્થિતિને, નાતજાતની પ્રતિષ્ઠાને વગેરેને વધુ મહત્વ આપે છે. દરેક વડિલ સંતાનનું હિત જોતા હોત તો આપણા સમાજમાં વયનાં અને બુદ્ધિનાં આટલાં કજોડાં શેનાં જોવા મળત? કન્યાનાં છડેચોક થતાં વેચાણ ઉપરથી પણ ખાત્રી થાય છે જ કે બધાં વડિલો કન્યાનું હિત સાચવીને લગ્ન ગોઠવતાં નથી. પોતાનો અંગત સ્વાર્થ જોવામાં કન્યાનું અહિત કર્યાના ઢગલાબંધ દાખલા જોવા મળે છે. ધનના લોભથી કે કુળની આબરૂ ખાતર મોટી વયનાં, અગર કન્યાથી ઘણી નાની વયના અસાધ્ય રોગથી પીડાતા, વ્યસની, વ્યભિચારી, જુગારી અગર કમઅક્કલ કે ગાંડા વરની પણ પસંદગી વડિલો કર્યા નથી કરતાં? માટે વડિલો કરે તે સારૂં જ કરે એમ કોઈ કહી શકે જ નહિ. ડાહ્યા અને સમજુ વડિલો હોય તો પોતાનાથી બને તેટલો અને પોતાને સારો લાગે તેવો વર પસંદ કરે ખરાં એમાં શંકા નથી.

નવા જમાનાના પ્રવાહને અનુકૂળ થવા મથતાં કુટુમ્બોમાં, માતાપિતા વર શોધી, કન્યાની પસંદગી પૂછે છે. તે હા પાડે તો જ વિવાહ કરે છે. જો કન્યા ના પાડે તો તેને સમજાવીને હા કહેવડાવવા પ્રયત્ન કરે છે. કન્યા જાતે વર પસંદ કરે તો જરૂર વર સારો નહિ નીવડે અને કન્યા દુઃખી થશે, એવો ખ્યાલ તે માતાપિતા ધરાવે છે. આવાં કુટુમ્બોમાં કેટલીકવાર જાતે પસંદ કરી માતાપિતાની અનુમતી માગે છે તેવે પ્રસંગે વધુ ભાગે કન્યાની પસંદગી માતાપિતાને ગમતી નથી. અને લગ્ન માટે અનુમતિ મળતી નથી. તેથી કાં તો કન્યા માતાપિતાની ઇચ્છાને અનુરૂપ બને છે. અગર તે ઈચ્છાને અવગણીને સ્વેચ્છાલગ્ન કરે છે તેવા કિસ્સામાં વડિલો પુષ્કળ ગુસ્સે થાય છે. કન્યાને પોતાને બારણે ફરી કદી પગ ન મૂકવાનો પડકાર કરે છે. છ બાર મહિને તેમનો ગુસ્સો શાન્ત પડી જાય છે, અને પછી દીકરી-જમાઈ ને બોલાવાય છે, અને આગળ જતાં દોહિતરાં મોસાળમાં ઘણાં લાડ સાથે ઉછરતાં જોવા મળે છે.

માતાપિતાની પસંદગીનો વર નહિ ગમે, એમ સમજી કેટલીક કન્યાઓ ઉતાવળે ઝટપટ મનગમતા વર સાથે પરણી બેસે છે. લગ્નમાં આ પ્રકારની ઉતાવળ કોઈ પણ કન્યાએ કદી ન કરવી જોઈએ. સ્વેચ્છાવર વરવો એ એક બાબત છે, અને પસંદ કરેલા વર સાથે તુરત તુરત પરણી જવું, એ તદ્દન બીજી બાબત છે. માતાપિતાએ પસંદ કર્યો હોય, કે કન્યાએ જાતે પસંદ કર્યો હોય, તો પણ જીવનસાથી સાથે લગ્ન સબંધ બાંધતાં પહેલાં દીર્ઘકાળનો પરિચય અત્યન્ત આવશ્યક છે. એક બીજાના વિચાર, ખાસીયત, ટેવો, ગુણ, અવગુણ, શોખ, લક્ષણો, વગેરે જાણ્યા વગર લગ્ન ન જ થવાં જોઈએ. એક બીજાના પૂરા પરિચય પછી પરસ્પર પ્રેમની ભાવના જાગૃત થયા પછી જ લગ્ન સંબંધ થવો જોઈએ. લગ્ન પહેલાંની વિવાહીત સ્થિતિ ઓછામાં ઓછી બે વર્ષની હોય તો યુવક-યુવતી એક બીજાને કાંઈક ઓળખતાં હોય. પરસ્પરની ત્રુટિઓ પણ પહેલેથી જાણી લેવી જોઈએ. સગપણ થયું, બે ચારવાર ઉપરછલ્લી વાતચીત થઈ, કે બે ચાર પત્રો લખ્યા, એકાદ સીનેમા સાથે બેસીને જોયું અને એક બીજાને ઘેર એકાદ બે વાર જમ્યા, એટલે

પરિચય થયો, એમ આધુનિક જમાનામાં મનાય છે તે ખરે જ હાસ્યાસ્પદ છે. તેટલા પરિચયથી વિશેષ કાંઈ જ ખ્યાલ ન આવી શકે. લગ્ન પહેલાં યુવક-યુવતીનો જે સંબંધ હોય, તેમાં મુદ્દલ જાતિય સંબંધ હોવો ન જ ઘટે. તે સંબંધ એક પ્રકારની મીઠી મૈત્રીનો જ હોવો જોઈએ. સંવનનનો સમય યુવક યુવતીની જિંદગીમાં બહુ મૂલ્યવાન ગણાવો જોઈએ. એ પ્રસંગનો રોમાંચક પરિચય ઘણી વાર આખા જીવનના ભાથા રૂપ બની રહે છે. તે મધુરા સંબંધથી જે યુવક યુવતીઓ વંચિત રહી લગ્ન જીવન શરૂ કરી દે છે તે ઘણું ગુમાવે છે. વળી પરસ્પર ખરા હૃદયથી પ્રેમની લાગણીઓ જાગૃત થયા વગર જ લગ્ન થઈ જાય અને દેહસંબંધ શરૂ કરવાની કલ્પના માત્ર મને તો ધૃણાજનક ભાસે છે. પરિચય મૈત્રી અને પ્રેમ એ ત્રણ પગથિયાં વટાવ્યા પછી જ લગ્નના પવિત્ર મંદિરમાં પ્રવેશ કરવો જોઈએ.

સ્વેચ્છાપૂર્વક કરેલાં લગ્નો છૂટાછેડામાં પરિણમે છે એવી દલીલ કેટલીક કિશોરીઓએ કરી છે. આ વાંચી મને આશ્ચર્ય થયું. છૂટાછેડાનો કાયદો તો હજી હમણાં આવ્યો. એટલી વારમાં એ ઊગતી વયની યુવતીઓએ ક્યાંથી તે કાયદાનો લાભ લેતી ઘણી યુવતીઓ દીઠી, તે સમજાતું નથી! વળી છૂટાછેડા ન લીધા તે સર્વે સ્ત્રીઓ સંપૂર્ણ રીતે સુખી છે એમ માનવાને કશું જ કારણ નથી. માતાપિતાએ પસંદ કરી આપેલા જીવનસાથી સાથે પરણેલી અસંખ્ય યુવતીઓ દુઃખમાં ખદબદતી ક્યાં નથી જોવાતી? છૂટાછેડા લેવાની તેમનામાં નૈતિક હિંમત ન હોય, અગર બાળકોનો અથવા આર્થિક પરાધીનતાનો અગર સમાજની શરમનો પ્રશ્ન આડો આવતો હોવાથી અગર રૂઢિચુસ્ત માનસને લઈ તે સ્ત્રીઓ છૂટાછેડા ન લેતી હોય એમ પણ બને છે. એકવાર લગ્ન કર્યા પછી તે સંબંધ ઝટપટ તોડી નાખવા કોઈ ઇચ્છતું નથી. જ્યાં સુધી સહન થાય ત્યાં સુધી સહન કરવું જોઈએ. પરન્તુ સહનશીલતાની હદ આવી જાય ત્યારે જ છૂટાછેડાનો આશ્રય લેવાય છે.

આપણા સમાજમાં જીવનસાથીની પસંદગી કરવા માટેનું ક્ષેત્ર બીલકુલ છે જ નહિ એમ કહીએ તો અતિશયોક્તિ ન ગણાય. યુવક યુવતીઓ સાવ સરળતાથી અને સ્વાભાવિકતાથી નિર્દોષ રમત ગમત દ્વારા અગર શ્રમકાર્ય કે બુદ્ધિવિકાસના કાર્યક્રમો દ્વારા એક બીજાના પરિચયમાં આવી શકે એવી આપણા સમાજમાં તક હોતી નથી. તેવી કોઈ કન્યાને જીવનસાથી જાતે પસંદ કરવાની ઇચ્છા હોય તો પણ તે બનવું મુશ્કેલ છે. તેથી કેટલીકવાર અલ્પ પરિચય ઉપરથી 'પ્રેમ બંધાઈ ગયો છે' એવી ઘેલી કલ્પના કરી નાદાન યુવતીઓ લગનગાંઠથી લગભગ અજાણ્યા યુવક સાથે બંધાઈ જાય છે! માતાપિતા અને ઊગતી વયની કિશોરી વચ્ચે એવો ઘનિષ્ટ સંબંધ હોતો નથી કે જેથી કિશોરી પોતાના દિલની વાત તેમને કહે. લગ્ન શું, પ્રેમ શું, દેહસંબંધ શું એવું કશું સમજ્યા વગર મુગ્ધા, કન્યા, લગ્નજીવનમાં ઝંપલાવી દે, તે લગ્નને 'પ્રેમ–લગ્ન' શી રીતે કહી શકાય? પ્રેમ અને લગ્ન જેવા ગંભીર સુન્દર શબ્દો તે ઘેલછાભર્યા સંબંધને ન જ લાગુ પાડી શકાય. જાતિય વિષયક અજ્ઞાનને લઈને, તેમજ તે વિષય ઉપર વડિલો તરફથી પડદો ઢાંકવા થતી મથામણને લઈને અર્ધદગ્ધ મુગ્ધાની તે વિષે જાણી લેવાની તીવ્ર ઇચ્છા જાગે અને બીંત ભૂલે અને ગમે તે યુવક સાથે પરણી બેસે તો તે માટે ખરી રીતે જવાબદાર તો વડિલો જ કહેવાય, આવાં લગ્નો જો દુઃખમય નિવડે તો નવાઈ ન ગણાય.

અસલના વખતમાં આપણા દેશમાં જીવનસાથીની પસંદગી કન્યા જાતે કરતી, કારણ કે તે વખતમાં કન્યાના સ્વયંવર રચાતા એવી દલીલ સાવ પોકળ છે. સ્વયંવર તો માત્ર રાજકન્યાઓના જ રચાતા હશે, અને તેમાં પણ પુરુષનું શારીરિક બળ કે દેહ સ્વરૂપ જોઈને કન્યાઓ વરમાળાઓ પહેરાવી દેતી. ફક્ત દમયંતી કે સંયુક્તા જેવી કન્યાઓ પ્રથમ પરિચીત એવા વરને પરણ્યાની વાતો જાણી છે. ઘણીવાર તો કન્યાના પિતાની પ્રતિજ્ઞાનું પાલન કરી આપે, તે વરને પસંદગી અપાતી, અને બાર તેર કે પંદર વર્ષની





ગભરૂ બાળાનું નહિ તો પણ વરપસંદગી કરવાનું શું ગજું?

કન્યા વીસથી બાવીસ તેત્રીસ વર્ષની હોય, તો વર પસંદગી જાતે કરી શકે, એવડી વયની કન્યા હોય, માતાપિતાએ તને સારા સરકાર આપ્યા હોય અને વરપસંદગી માટે ક્ષેત્ર વિશાળ હોય, તો પોતાના જીવનસાથીની પસંદગી કન્યા જાતે જ કરે તે સ્થિતિ ઉત્તમ ગણાય.

મા-બાપનો અનુમતી મળે તો ઉત્તમ સંસ્કારી દીકરી સારો જ સાથી પસંદ કરશે, એવી મા-બાપે ખાત્રી રાખવી ઘટે છે. જો દીકરી પસંદ કરી શકે એવી ન હોય અને માતાપિતાના સહાય માગે તો વડિલોએ મદદ કરવી ઘટે છે. પરન્તુ તેનાં પણ કન્યાની પૂરે પૂરી અનુમતિ હોય, તો પણ કમમાં કમ એક વર્ષનો પરિચય થાય પછી જ લગ્નસંબંધ બંધાય એ ઇચ્છવાજોગ છે. વિવાહ પછી અને લગ્ન પહેલાં વર અગર કન્યાને તે સબંધથી સુખી નહિ થવાય એમ લાગે તો સંબંધ તોડી નાખવાની પૂરી અનુકૂળતા હોવી જોઈએ.



प्रवात

## વૈશાખ

વૈશાખ વીત્યો ન જાય,
મોરી સહિયર !
વૈશાખ વીત્યો ન જાય.

જોબન ધમધમ થાય,
મોરી સહિયર !
વૈશાખ વીત્યો ન જાય.

નેણમાં નીર છલકાય,
મોરી સહિયર !
વૈશાખ વીત્યો ન જાય.

વિરહ જ નવ સહેવાય,
મોરી સહિયર !
વૈશાખ વીત્યો ન જાય.

વાયરા વૈશાખી વાય,
મોરી સહિયર !
અગનજાળો દઝાડી જાય,
મોરી સહિયર !
મને એકલને કોરી કોરી ખાય
એવો એક
વૈશાખ વીત્યો ન જાય !
તુજ વીણ શે વીત્યો જાય ?



ભાગીરથી દવે

## વૈશાખી વાયરા

વૈશાખી વાયરા વાજે વાજે
આકાશી અંબરમાં જાજે જાજે....વૈશાખી
થંભ્યા છે સૂર્યદેવ આજે; આકાશમાં,
વરસે છે આગ બધી અવની આવાસમાં,
ધરતીનો વીંઝણો થાજે થાજે...વૈશાખી
વન વનની વાટ બની વસમી આ રાનમાં,
સૂકી છે સરિતા આ ડુંગરના ઘાટમાં,
મૂગા મારગડામાં જાજે જાજે...વૈશાખી
જંપ્યા છે બાળુડાં, જંપ્યા પંખીડલાં,
ઝાડોના છાયામાં જંપ્યા ગોવાળીયા,
ડાળીને ડોલાવી જાજે જાજે....વૈશાખી
અંગ અંગ આગ બળે પરસેવો ખૂબ વળે,
ગરમી વસમી રે મારા મનને સંતાપ કરે,
પાલવડો ઝુલાવી જાજે જાજે...વૈશાખી
વાજે એ વાયરા થઈને વંટોળીયો,
ધરતીની રેણુની આલે રંગોળીયો,
મૂગી ધરતાનું ગીત ગાજે ગાજે....વૈશાખી
માનવીના મનને જગાડે એ વાયરા,
અંતરના તારને બજાવે એ વાયરા,
હૈયું અધીર આજ તારે કાજે....વૈશાખી





નાથાલાલ દવાણી

# વિનોબાનાં વિચારબિંદુ [૨]

સત્ય=ધર્મ=બ્રહ્મ.

*

સત્ય, સંયમ, સેવા—એ પારમાર્થિક જીવનની ત્રિસૂત્રી છે.

*

હિન્દુધર્મનું સ્વરૂપ: આચાર–સહિષ્ણુતા, વિચાર–સ્વાતંત્ર્ય, નીતિધર્મના વિષયમાં દૃઢતા.

*

અસત્યમાં શકિત નથી. પોતાના અસ્તિત્વ માટે પણ એને સત્યનો આશ્રય લેવો પડે છે.

*

આધ્યાત્મિક વ્યવહાર એટલે સ્વાભાવિક વ્યવહાર એટલે શુદ્ધ વ્યવહાર.

*

પાંચ પૂજા–સ્થાન: ઈશ્વર, ગુરુ, આત્મા, ધર્મ અને સંત.

*

જીવ—અશુદ્ધ, અસિદ્ધ.<br>
આત્મા—શુદ્ધ, અસિદ્ધ.<br>
ઈશ્વર—શુદ્ધ, સિદ્ધ.

*

સત્તાનું અભિમાન સંપત્તિનું અભિમાન, બળનું અભિમાન, રૂપનું અભિમાન, કુળનું અભિમાન, વિદ્વત્તાનું અભિમાન, અનુભવનું અભિમાન, કર્તૃત્વનું અભિમાન, ચારિત્ર્યનું અભિમાન—એ અભિમાનના નવ પ્રકાર છે. પરંતુ 'મને અભિમાન નથી'–એવો ભાસ થવો, એના જેવું ભયાનક અભિમાન બીજું નથી.

*

મારી એકાદશી:

(૧) અહિંસાદિ વ્રત<br>
(૨) ઈશપ્રાર્થના<br>
(૩) ગીતાર્થચિંતન<br>
(૪) નિત્યયજ્ઞ<br>
(૫) સેવાધર્મ<br>
(૬) ગોરક્ષણ<br>
(૭) ઉપોપાસના<br>
(૮) મૌનાભ્યાસ<br>
(૯) માતૃસ્મરણ<br>
(૧૦) ભારતનિષ્ઠા<br>
(૧૧) આકાશસેવન

*

મા! તેં મને જે આપ્યું છે, એ કોઈએ પણ નથી આપ્યું. પરંતુ તું મૃત્યુ પશ્ચાત જે આપી રહી છે, એ તેં પણ જીવન દરમિયાન નથી આપ્યું. આત્માના અમરત્વનું આટલું જ પ્રમાણ મારા માટે પૂરતું છે.

*

ગીતામાં હિમાલયને સ્થિરતાની વિભૂતિ કહેવામાં આવેલ છે. જેની બુદ્ધિ સ્થિર છે, એ હિમાલયમાં જ છે.

*

શરીર–નાશ નાશ જ નથી, આત્મનાશ થતો જ નથી. નાશ એટલે બુદ્ધિ–નાશ.

*

બુદ્ધિ અને ભાવનાનો જ્યાં મેળ નથી જણાતો, ત્યાં ઇંદ્રિય–નિગ્રહનો અભાવ હોય છે.

*

સ્વદેશી ભૂતદયાનું શાસ્ત્ર છે. સ્વદેશી એટલે મમતા નહિ.

*

અજ્ઞાનમાંથી જ્ઞાન ઉત્પન્ન નથી થઈ શકતું.

*

રાત્રે કૂતરાં ભસવા લાગ્યાં, એથી નિંદર બગડી, અને એ કારણે ભલા માણસને 'દુઃખ' થયું. પરંતુ બીજે દિવસે સવારે જ્યારે ખબર પડી કે એ ભસવાના

અવાજે આવેલા ચોર ભાગી ગયેલા, તો 'સુખ' થયું.

*

બ્રહ્મચર્ય પારમાર્થિક સાધન છે. બ્રહ્મચર્યાશ્રમ પરમાર્થાનુકૂળ સામાજિક સંસ્થા છે.

*

સેવા પાસેથી, આદર દૂરથી, જ્ઞાન ભીતરથી.

*

રામ મર્યાદામૂર્તિ, કૃષ્ણ પ્રેમસમુદ્ર, હરિ, જે કંઈ બાકી રહ્યું તે—અનન્ત આકાશ.

*

સંસારની ત્રણ જાતિ:
અહંકાર નરજાતિ, આસક્તિ નારીજાતિ, અસત્ય નાન્યતર જાતિ.

*

અસત્યથી સત્ય તરફ, અંધકારથી પ્રકાશ તરફ, મૃત્યુથી અમૃત તરફ—એ સાધકનું ઉત્તરાયણ છે.

*

ઇતિહાસનું અધ્યયન એટલે પોતાના પૂર્વ-જન્મોનું અવલોકન.

*

આગ્રહ મહત્ત્વની શક્તિ છે, એને મામૂલી કામમાં ખર્ચી નાખવી ઉચિત નથી.

*

પોતાના પહેલાં થયેલી તપશ્ચર્યાને ગુમાવ્યા વગર આગળ વધવું એ સુધારકનું કર્તવ્ય છે.

*

'નહિ જોઈએ' નહિ જોઈએ

*

પૂર્ણિમામાં કૃષ્ણના મુખચંદ્રના દર્શન કરીએ, અમાવાસ્યામાં એની અંગકાન્તિનાં.

*

અદ્વૈત-'વાદ' એટલે અચૂક દ્વૈતસિદ્ધિ

*

શૂન્યતા=એકતા=અનન્તતા.

*

ભગવાનના ત્રણ રૂપ: સ્વરૂપ, વિશ્વરૂપ, અરૂપ.

*

વેદ-પ્રામાણ્ય એટલે નીતિધર્મની નિત્યતા.

*

સાધના ક્યાં સુધી કરવી?
જ્યાં સુધી એ આપોઆપ 'થવા' લાગે ત્યાં સુધી.

*

સૃષ્ટિ એટલે એક અન્યોક્તિ—દેખાવમાં સૃષ્ટિ, અને વાસ્તવમાં ભગવાન.

*

દેહ—શબ
આત્મા—શિવ
જીવન—સ્મશાન

*

આપણે સંતોના ચરિત્રનું નહિ, કિન્તુ ચારિત્ર્યનું અનુકરણ કરવું જોઈએ.

*

ઈશ્વરની સત્તા એટલે આત્માની અમરતા—ધર્મની નિત્યતા—જીવનની આનન્દમયતા.

*

આત્મપ્રયત્ન, વૃદ્ધોના આશીર્વાદ, સન્તોની સંગતિ, ગુરુકૃપા અને ઈશ્વરી ઇચ્છા—એ પરમાર્થનાં સાધન છે.

*

વાનપ્રસ્થાશ્રમ એટલે અનુભવ, સ્થિર વૃત્તિ અને ઇન્દ્રિય નિગ્રહ

[ ચાલુ ]

★

સિદ્ધાર્થ

# અતુલા

નારીનું કાચું-કુમળું દિલ જ્યારે ખૂબ જ ઉતાવળું ભમ્યા કરે છે, કોઇનું સાચું માર્ગદર્શન કે હમદર્દી પણ નથી અનુભવતું ત્યારે કેવા ખરાબે ચડી જાય છે! ઊર્મિના વાચકોના ચિરપરિચિત વાર્તાકાર શ્રી 'સિદ્ધાર્થ' ઘણે વખતે આ વાર્તા આપે છે ત્યારે તેમની આગવી વાર્તાશૈલી અને રજુઆત વાચકોને એવી ને એટલી જ ગમી જશે......

જીવનની એકેય તડકી છાંયડી અનુભવ્યા વગરની અતુલા મૅટ્રિક પછી કૌટુંબિક પરિસ્થિતિને કારણે જ્યારે ટેલિફોન ઑફિસમાં નોકરી માટે જોડાઈ ત્યારે એ નાના જ્ઞાતિસમાજમાં અતુલા માટે અને એના આખા કુટુંબ માટે વાતો વહેતી થતાં વાર ન લાગી. છોકરી ઊઠીને નોકરી કરે? અને તે પણ ટેલિફોન ઑફિસમાં? પણ અતુલાએ એ બધી વાતોને ન ગણકારી કે ન કોઈની સામે દલીલ કરી. સામાન્ય મધ્યમ વર્ગના કુટુંબની કરુણ પરિસ્થિતિ તેની સામે હતી એટલે સહેજે એ બધું એ ટાળી શકી. અને થોડાક મહિનામાં જ આ બધાંથી ટેવાઈ ગઈ.

એ મોટા કુટુંબમાં અતુલા અને તેનો મોટો ભાઈ એ બે જ જણ કમાનાર હતાં. બન્ને નોકરી કરતાં એથી એ ઘરનું નાનુંમોટું સર્વ કોઈ પોષાઈ રહેતું. જ્યારે અતુલા ભણી રહી ત્યારે આગળ કૉલેજ ખર્ચ નીભાવી ન શકનાર એ કુટુંબમાં તેનો એક મોટો ભાઈ જ આખું ઘરખર્ચ નીભાવતો. મોટાભાઈને પણ ખૂબ જ નાની ઉંમરે બધી જવાબદારી સ્વીકારી લેવી પડેલી અને તેમાંય અતુલાએ પોતે જ કોઈક નોકરી માટે સામેથી ઇચ્છા પ્રદર્શિત કરી ત્યારે મોટા ભાઈએ તેના માટે બધી સગવડ પણ કરી આપી. માતાપિતાને સમજાવવામાં ઠીક ઠીક મદદ મોટાભાઈએ પણ કરી.

એ બન્ને ભાઈબહેન વચ્ચે ઉમ્મરનો વધુ તફાવત નહોતો તેમ બન્ને એકમેકની નજીક એટલાં બધાં હતાં કે બન્ને મિત્રો જેમ જ એક બીજા આગળ દિલ ખોલી શકતાં. અતુલાને મોટાભાઈનો મોટો સહારો હતો, મોટાભાઈને વાત કરવાનું અતુલાનું મોટું સ્થળ હતું. ભાઈ એકલો ગમે તેટલી કરકસર કરે કે કમાવા માટે નોકરી ઉપરાંતના ફાજલ સમયનો પણ બીજાં કામમાં ઉપયોગ કરે તોય એ કુટુંબની પરિસ્થિતિમાં બહુ ફેર પડે તેમ નહોતું. અને સમજતી થયેલી અતુલાએ ભાઈની સાથે ખભો મિલાવવાને કમર કસી.

અને ભોળી, ગભરુ, યૌવનને આંગણે પહોંચેલી અતુલા ટેલિફોન ઑફિસમાં ઑપરેટર તરીકે કામ પણ કરવા લાગી. એ કામમાં એનું મન પરોવાવા પણ લાગ્યું. શરૂશરૂમાં એ બધી યાંત્રિક રચનાઓ અને આખો વખત કાન અને મોં નવરાં જ ન પડે એવી કામગીરી એને કંટાળો આપતી, પણ એ ટેવાઈ ગઈ, એને ટેવાવું પડયું.

એની ઑફિસમાં મોટાભાગે છોકરીઓ જ હતી; લગભગ તેની જ ઉંમરની. મુંબઈ જેવા શહેરની મુખ્ય ટેલિફોન ઑફિસ એટલે તો પૂછવું જ શું? તેમાંય ગુજરાતી છોકરીઓ ઓછી હતી એટલે અતુલા થોડું નાનમ અનુભવતી. પણ દક્ષિણી, સિંધી અને ખ્રિસ્તી છોકરીઓ જે ચબરાકીથી કામ કરતી એવું ગુજરાતી છોકરીઓમાં તે ન જોઈ શકતી એટલે એને ખુન્નસ ચડી આવતું. તેથી જ તો નોકરી પર ચડતાંની સાથે અતુલા નિશ્ચય કરી બેઠી કે પોતે પણ એટલી જ ચપળતાથી કામ કરશે.

અને એનો નિશ્ચય આઠેક માસ પછી જ્યારે સાચો પડેલો પોતે જ અનુભવ્યો, અને એથીય વધુ તો સુપ્રીન્ટેન્ડન્ટના ધ્યાનમાં આવ્યો ત્યારે એકાએક તે ઑપરેટરોની ઓવરસીયર તરીકે નીમાઈ. મુંબઈની સેન્ટ્રલ ટેલિફોન ઑફિસમાં એક ગુજરાતી છોકરી ખૂબ ટૂંકા વખતમાં આવું સ્થાન મેળવી લે એ સંકુચિત માનસવાળી દક્ષિણી, સિંધી કે ખ્રિસ્તી છોકરીઓથી ન સહેવાયું. અતુલા માટે એમણે ખટપટ ચાલુ કરી દીધી. અતુલા સામે ચાલીને એમની સાથે હળે મળે તોય અતુલા માટે એ બધી છોકરીઓ

તિરસ્કારની દૃષ્ટિ રાખતી થઈ. ટી-ક્લબમાં પણ અતુલા માટે વધુ વાર બેસવું મુશ્કેલ થઈ પડ્યું

ત્યારે એને થઈ આવ્યું કે સામાન્ય ઓપરેટરમાંથી ઓવરસીયર બનાવવા કરતાં એ જ બધાંના જેવા સ્થાને પોતે હોત તો આજે પોતાની થઈ પડેલી કફોડી સ્થિતિ તો ન જ અનુભવવી પડત. પણ પાછી ઘરની આર્થિક ભીંસનો વિચાર આવતાં આ બધું સહી લેવાનું બહુ ગૌણ લાગતું.

અતુલાનું માનસ દિવસે દિવસે વધુ ને વધુ ઘેરું બનવા લાગ્યું. એના ખીલતી કળી જેવા ચહેરા - ઉપર કરમાતા ફૂલ જેવી ચિંતાની ઘેરી વાદળીઓએ સ્થાન જમાવવું શરૂ કરી દીધું ભાઈ પાસે મનની એકેએક વાત રજૂ કરનારી અતુલા ધીમે ધીમે ઓછાબોલી બનવા લાગી. ભાઈને થયું કે અતુલાની વધતી જતી ઉમ્મર પણ એ માટે કારણરૂપ હોય. યૌવને પહોંચેલી અતુલામાં સહેજે જ પુરુષ-સાથીની ભૂખ જાગે એ ભાઈના ખ્યાલ બહાર નહોતું. પણ અતુલા સાથે લગ્ન વિષેની વાત ભાઈથી નહોતી થઈ શકી. ભાભી સાથે બહુ ન ભળેલી અતુલા પાસેથી એવી કોઈ ઇચ્છા ભાભી મારફત પણ ભાઈ જાણી ન શક્યો એટલે એની ચિંતા પણ વધવા લાગી.

ઓફિસમાં વધુ ધમાલિયા કામમાંથી ઓછી ધમાલવાળા કામમાં પડતાંની સાથે અતુલાનું ચિત્ત એનામાં જાગવા લાગ્યું. ચબરાક યુવતીઓ તરફ એ ધારી ધારીને જોવા લાગી. એના હાથ નીચેની કેટલીય યુવતીઓની અંદરો અંદર થતી વાતચીતો એના કાન પર ધીમે ધીમે અથડાવા લાગી. પોતે ન ઇચ્છે તોય ઘણીવાર એ વાતો રસપૂર્વક સાંભળતી પોતાની કૅબિનમાં બેસી જ રહેતી. ઘણીવાર નવરી બેઠેલી એ યુવતીઓ એકબીજી સાથે ટેલિફોનથી વાત કરતી હોય ત્યારે પોતે જ ઇરાદાપૂર્વક પોતાનો રીસીવીંગ સેટ એ લાઈન સાથે જોડી દેતી. તેમાં કોઈવાર કોઈ યુવતી બીજી 'યુવતી' સાથે નહિ પણ કોઈ પુરુષ સાથે વાતો કરતી ઝડપાતી ત્યારે એની ઉત્સુકતા ખૂબ વધી પડતી. એ બન્ને ઓફિસેથી છૂટીને સીધાં જશું કે મેટ્રોની એપોઇન્ટમેન્ટ લેતાં ત્યારે અતુલા નિરાશાથી એકાએક સેટને બંધ કરી દેતી. એક બે વાર તો એની પાસે ફરિયાદો પણ રજૂ થઈ. કોઈ અદેખી છોકરીએ જ એ ફરિયાદો કરેલી એવું એ તરત માની શકી. મિસ સુખટણકર કે મિસ સિલ્વા એના પ્રેમી સાથે ફોન પર વાતોમાં એવી મશગૂલ હતી કે પૂના કે સૂરતની માગેલી લાઈન આપવામાં પણ એ બન્નેએ ખૂબ વિલંબ કરેલો. આ વાતને સાચી માનવામાં પેલી અદેખી છોકરીએ કરેલી ફરિયાદ કરતાં તો પૂના ને સૂરતથી આવેલી અરજી ઉપર જ્યારે સુપ્રીન્ટેન્ડન્ટ એનું ધ્યાન દોરતા ત્યારે જ પેલી છોકરીનું માનવા એ તૈયાર થતી અને ત્યારે મિસ સુખટણકર કે મિસ સિલ્વાને પોતાની કૅબિનમાં પણ બોલાવતી. ફરજ વખતે હમેશાં ચીવટથી રહેવા સમજાવતી. અને હસીને છેલ્લે ઉમેરતી કે 'નવરાં પડો ત્યારે કયાં ગુફતેગો નથી કરાતી? કામની વચ્ચે તમે લાઈન આપવામાં બેદરકાર બની જાવ છો!' અને મિસ સિલ્વાની છબી કે મિસ સુખટણકરની વૈરવૃત્તિ એકાએક હાસ્યમાં ફરી જતી. અતુલાએ ધીમે ધીમે પોતાના હાથ નીચેના બધા ઓપરેટરોના દિલ જીતી લીધાં—જેમાં થોડા પુરુષો પણ હતા.

એક દિવસ, હા, તેના જીવનનો એ શુભ દિવસ જ હતો અતુલા ઓફિસેથી ઘેર જઈ રહી હતી. થોડી ખરીદી માટે એ હોર્નબીરોડ થઈને કોટ વિસ્તારમાં જવાની ઇચ્છાથી ચાલતી જ નીકળી પડી. ફીરોજશા મહેતારોડ ઓળંગીને જેવી તે આગળ વધવા જાય છે ત્યાં એક પરિચિત ચહેરો તેની નજરે ચડ્યો બહુ પરિચિત નહોતો એટલે બોલાવવાની તો હિંમત ન ચાલી. પણ સામેથી જ પેલી વ્યક્તિએ આશ્ચર્યોદ્ગારથી અતુલાને સંબોધી :

'અતુલા, તું અહીં છે!'

'હા, પણ તું અહીં કયાંથી વિણુ?'

બાળપણમાં અને કિશોરાવસ્થામાં એની સાથે ભણ



વિશ્વેશ્વર એકાએક ઘણાં વરસો પછી દેખાયો અને એનું એ ટૂંકું નામ જ અતુલાએ ઉચ્ચાર્યું.

અતુલાના પિતા મુંબઈ ધંધા અર્થે ગયેલા એ વિશ્વેશ્વરને ખબર નહોતી. બાળપણનાં મિત્રો છેલ્લાં પાંચેક વરસથી સાવ એકમેકથી અજાણ હતાં. વિશ્વેશ્વરે શાળાનાં છેલ્લાં ત્રણ વર્ષ પોતાના ગામમાં જ પસાર કર્યાં હતાં અને મેટ્રિક પછી છેલ્લાં બે વર્ષથી એ પણ મુંબઈની કૉલેજમાં જ હતો. બે વર્ષ પછી, એની સહાધ્યાયિની મુંબઈમાં જ હોવા છતાં, છેક આજે મળે એટલે એને પણ આશ્ચર્ય થાય જ ને ?

અતુલાને ઉતાવળ હતી તો ય બન્ને ઘણા વખતે મળ્યા એટલે ખૂબ વાતો કરી. અતુલાને કરવાની થોડી ખરીદી કરીને વિશ્વેશ્વરને ફરી મળવા માટે પોતાનું ઘરનું અને ઑફિસનું સરનામું આપીને લોકલ પકડવા સીધી બોરીબંદર ઊપડી. વિશ્વેશ્વર પણ કોઈને મળવા માટે આપેલા સમયને સાચવવા ઝડપથી બસ પકડવા ક્યુમાં ઊભો રહી ગયો.

અતુલા લોકલગાડીમાં બેઠી. રોજ તો ગાડી ઊપડતાંની સાથે એનું થાકેલું મન ગાડીના બસૂરા અવાજ સાથે તાલ મેળવતું. પણ આજે એ બધું જાણે ભેગું થઈ વિશ્વેશ્વરમાં ફેરવાઈ ગયું લાગ્યું. ઑફિસની છોકરીઓના વિચાર પણ એના મનમાં ન જ આવી શક્યા.

વિશ્વેશ્વર ખાસ્સો મોટો થઈ ગયો હતો. પાંચ વરસ પહેલાંનો નાનો કિશોર આજે યુવાન લાગતો હતો. શરીરમાં પણ ઠીક ઠીક ગજું કરી ગયો હતો. એનું કોમળ માસુમ મુખ પણ જરા બરછટ થયેલું લાગતું હતું. અવાજમાં પણ સહેજ ફેર પડયો હતો. અને એકાએક પાંચ વરસ પહેલાંની અતુલાને એ પોતે જ કલ્પી રહી. એ કલ્પના સાથે જ એની નજર પોતાની આખી કાયા પર ફરી વળી. અને વિશ્વેશ્વરની સાથે એ નવી અતુલાની કાયા સરખાવતાંની સાથે જ એના આખાયે દેહમાં એક આછી છતાં ખૂબ ગમી જાય એવી ઝણઝણાટી વ્યાપી ગઈ. હાથમાં ખુલ્લું રાખેલું સાંજનું છાપું પણ જાણે કંપતું હોય તેમ લાગવાથી ઝડપથી છાપાની ઘડી કરીને બાજુમાં મૂકી દીધું અને માનસિક સ્વસ્થતા મેળવવા ગાડી બહાર નજર દોડાવી રહી.

ઘેર આવીને તરત જ બાને, ભાઈને, ભાભીને અને નાનાં ભાંડુઓને વિશ્વેશ્વર વિષે અતુલાએ હર્ષપૂર્વક વાત કહી. ભાઈએ તો મીઠી જબાનમાં ઠપકો પણ આપ્યો : ' આપણે ઘેર કેમ ન લેતી આવી ! '

' એને કામ એવું જરૂરી હતું એટલે આજે આવી શકે તેમ નહોતું. હું સરનામું આપતી આવી છું. કાલે અથવા રવિવારે એ આવશે જ.' અતુલા એટલો વિવેક ભૂલી જાય તેવી નહોતી એની ભાઈને પ્રતીતિ કરાવતી એ બોલી.

ભાઈએ અતુલાના આજના માનસની સરખામણી કરવા ગઈકાલ અને બીજા થોડાક વીતેલા દિવસો યાદ કર્યા. તદ્દન બદલાઈ ગયેલી અતુલાને એક ક્ષણ તો જોઈ જ રહેવાનું ભાઈને મન થયું પણ એમ ટીકી ટીકીને જોતાં પકડાયેલી એની આંખોથી દૂર જવા અતુલા જ ઊભી થઈ ગઈ.

બીજે દિવસે જ ઑફિસમાં તેના નામનો ફોન આવતાં હર્ષમાં ને હર્ષમાં રીસીવર ઉપાડયું. પણ એ તો છેક વલસાડથી કૉલ હતો એની જ્યારે અને ખબર પડી ત્યારે સહેજ ચમકી ગઈ. પણ તરત જ એ ચમકને જાણે હાસ્યમાં ફેરવી નાખનારો અવાજ સાંભળતાં અતુલા હળવી થઈ ગઈ: અને એની સાથે નોકરીની શરૂઆતમાં કામ કરતા સહકાર્યકરને એ સાંભળીને જવાબ આપી રહી.

અતુલા પહેલવહેલી જ્યારે નોકરી માટે દાખલ થઈ ત્યારે એને કામ શીખવનાર અને બધી રીતે મદદ કરનાર પંજવાણી નામનો એક ઉત્સાહી સિંધી યુવાન હતો. શરૂ શરૂમાં નવું નવું લાગતું એટલે અતુલા પંજવાણી સાથે બહુ ભળી નહોતી શકી. પણ એ સિંધી યુવક બધી રીતે અતુલાને મદદરૂપ થવા લાગ્યો અને સાવ સીધી સાદી અતુલા એ યુવક પ્રત્યે હમદર્દીભરી લાગણી દાખવીને કામ શીખતી રહી,





કામ કરતી રહી. ઑફિસમાં આખો વખત સાથે જ રહેવું પડે અને કામ પણ સાથે જ કરવું પડે એટલે બીજાં બધાં કરતાં પંજવાણી સાથે સહેજે એનો નાતો વધુ મજબૂત બન્યો. અને ભોળી અતુલા પંજવાણી તરફ અજાણતાં પણ આકર્ષાવા લાગી. પંજવાણી એને પોતા તરફ આકર્ષવાના દરેક શક્ય પ્રયત્નો કરીને એમાં સફળ થઈ શક્યો એટલે એ સંબંધ લાગણી અને પ્રેમની હદ સુધી પહોંચી જતાં વાર ન લાગી.

પણ એ સંબંધ એવી કોઈ પ્રેમભરી લાગણીને વ્યક્ત કરે તે પહેલાં જ પંજવાણીને એકાએક વધુ જવાબદારીભરી જગ્યા પર નીમ્યો અને બીજે ગામ તેની બદલી થઈ. અતુલાને તે દિવસે આખી રાત ઊંઘ ન આવી, ખરું પૂછો તો ત્યારથી જ એનું હૃદય કોઈ પુરુષ માટે ઝંખના સેવતું થયું.

એ સૂતેલો પ્રેમ અને લાગણી એકાએક આજે પંજ-વાણીને રીસીવરમાં સાંભળતાં ઝબકી ગયાં. મન તો વાયુવેગે વલસાડ દોડ્યું ગયું. અને એટલા બધા વહાલથી પંજવાણીને મીઠો ઠપકો આપી બેઠી કે સામેથી નીચે મૂકાયેલા રીસીવરનો ખ્યાલ સુદ્ધાં તેને ન રહ્યો અને એ તો બબડતી જ રહી: 'કૉફી હાઉસ, મલબાર હિલ, પાલવા, જૂહુ...'

અને એકાએક ઑફિસની કૅબિનનું નાનું બારણું ખોલીને આવેલા વિશ્વેશ્વર તરફ એની આંખ મળી અને સાવ છોભીલાં પડી જઈને ઝડપથી એણે 'હલ્લો–હલ્લો' અવાજ કરીને સામેથી કંઈ જ જવાબ ન મળતાં રીસીવર ઝડપથી નીચે મૂકી દીધું.

'કેમ કંઈ જરૂરી સંદેશો હતો?' વિશ્વેશ્વરે અતુલાને બહાવરી બનેલી જોતાં આવતાંની સાથે જ પ્રશ્ન કર્યો.

'હા, જરૂરી તો ખરો જ ને! આ ઑફિસમાં આવતા એકેય સંદેશા બિનજરૂરી હોત તો આ આખી માયા ઊભી કરવાની સરકારને જરૂર જ ન પડત!' હાસ્યમાં ફરી ગયેલી અતુલાએ ટૂંકા પ્રશ્નનો લાંબો જવાબ વાળ્યો.

'છૂટવાને કેટલી વાર છે?' વિશ્વેશ્વરે ઘડિયાળ સામે જોતાં બીજો પ્રશ્ન કર્યો.

'બસ તારી જ રાહ જોતી હતી, -ચાલ.' કહેતી અતુલા ઊભી થઈ અને વિશ્વેશ્વરને પાછળ રાખતી પોતે જ આગળ થઈ ગઈ. વિશ્વેશ્વર આજે અગાઉથી નક્કી કર્યા મુજબ અતુલાને ઘેર જવાનો હતો એટલે બન્નેએ બોરીબંદર જવા માટે બસ પકડી. બે એક વરસથી મુંબઈની કૉલેજમાં ભણતો વિશ્વેશ્વર હજુ પૂરેપૂરો મુંબઈગરો નહોતો થઈ શક્યો. અતુલાએ પાંચ વરસના મુંબઈવાસ પછી પહેલી નજરે જ જોઈ લીધું. પહેરવેશે અને દેખાવે તે મુંબઈગરો લાગે એટલું જ. પણ હજુ એના સ્વભાવમાંથી શરમાળપણું ખસ્યું નહોતું. બો... ચબરાકી આવી નહોતી. જ્યારે અતુલા તો દરેક મુંબઈગરી લાગતી હતી. પેલા પંજવાણીએ ફોન અતુલાને સાંભળી ત્યારેય એ નહોતો ટકોર કરી બેઠો

'હવે તારી સાથે કોઈ ઓર મજા પડે એવી તું થઈ ગઈ લાગે છે!' અને ચબરાક અતુલા ત્યારે શરમના શેરડા પડે એવી લાલચોળ બની ગઈ એ તો ટેલિફોનનું પેલું રીસીવર એકલું જ જાણે છે.'

વિશ્વેશ્વર અને અતુલા. અતુલા અને વિશ્વેશ્વર એકમેક વિના રહી જ ન શકતાં હોય એવી બન્નેમાં જાગી. અને રોજેરોજ એમની મુલાકાતો ગોઠવા લાગી. કૉલેજમાંથી છૂટીને રોજ સાંજે વિશ્વ અચૂક ટેલિફોન ઑફિસે પહોંચ્યો જ હોય. અને ત્યાંથી ક્યાં જવું એ પ્રશ્ન વિશ્વેશ્વરને ઊઠે તે અતુલા ખિસ્સામાં પણ મૂકી દેતી. અને પેલા પંજવાણીને ન સંભળાયેલા શબ્દોવાળાં સ્થળો એક પછી એક આ બન્નેનાં પાવન પગલાંથી કૃતાર્થ થવા લાગ્યાં અને રોજ રોજ નવું સ્થળ શોધવાની જવાબદારી અતુલાના જાગૃત મન સાથે જાગી ઊઠતી એટલે એમાં બહુ મુશ્કેલી પણ ન નડી. અતુલા અને વિશ્વેશ્વર ખરેખર પ્રેમમાં પડી ગયાં. પંજવાણી સાથે શરૂ થતાં થતાં રહી ગયેલો અતુલાનો પ્રેમ એકાએક વિશ્વેશ્વર ઉપર ઢળી પડ્યો. અને છતાં અતુલા નવરી



પડે ત્યારે કે વલસાડથી આવતા : પંજવાણીના કોલ વખતે જરાય છોભીલી નહોતી પડી શકતી. પંજવાણી સાથેની મૈત્રી ચાલુ જ હતી. ભલે એ મૈત્રીને પંજવાણી એકલો જ પ્રેમનું સ્વરૂપ આપી રહ્યો હતો. પણ અતુલા તો વિશ્વેશ્વરને પ્રેમપાત્ર કરી ચૂકી હતી એટલે પંજવાણી સાથે મૈત્રીને દાવે જ બધું વર્તન કરતી.

એકાએક એક દિવસ પંજવાણી મુંબઈ ઓફિસમાં કામ માટે આવ્યો અને અતુલાની કેબિનમાં આવી ચડ્યો. અતુલાએ ઉમળકાભેર આવકાર આપ્યો ખરો, પણ એ આવકારમાં શરૂઆતની ઉષ્મા નહોતી એ પંજવાણીએ અનુભવ્યું અને એનું દિલ હતાશ થઈ ગયું. અને તેમાંય ધીમે રહીને અતુલાએ પોતાના લગનની તદ્દન નજીકની તારીખની વાત કરી ત્યારે એ ફાંકડો સિંધી યુવાન ઘડીભર લેવાઈ ગયો.

છતાં બન્નેએ કૉફી હાઉસમાં જઈને સાથે કૉફી પીને પોતાના ગત દિવસો યાદ કર્યા. અતુલાથી છૂટા પડતી વખતે પણ પંજવાણીએ નમ્રતાભરી વિદાય આપી. પણ પંજવાણીનું ઘવાયેલું દિલ જંપી શકે તેમ નહોતું. દેખાવ કરવા ખાતર નમ્ર બનેલું તેનું માનસ બેવડી શક્તિથી ઝબકી ઊઠ્યું. અને અચાનક એનામાં વેરની ભાવનાએ ઉગ્ર સ્વરૂપ પકડ્યું.

પંજવાણી તે દિવસે વલસાડ પાછો ફરવાને બદલે સીધો અતુલાને ઘેર ગયો. અતુલા તો વિશ્વેશ્વર સાથે ફરવા જવાની હતી એટલે તેની હાજરીનો બહુ ભય નહોતો. અતુલાના ભાઈને મળીને એણે અતુલાના પોતાના તરફના પ્રેમની પરાકાષ્ટાનું વર્ણન કર્યું. ભાઈ તો ચોંકીજ ઊઠ્યો. અતુલા પોતાને એટલો બધો અંધારામાં રાખીને એક અજાણ્યા યુવક સાથે આટલી હદે સંબંધ બાંધે? પણ અત્યારે જ આ વાત સાંભળતાં એનું આશ્ચર્ય અને વિમાસણ એકાએક ઊડી ગયાં. એકદમ વિશ્વેશ્વર યાદ આવ્યો. વિશ્વેશ્વર સાથેનો અતુલાનો જાહેર થઈ ગયેલો વિવાહ યાદ આવ્યો. નજીકના જ ભવિષ્યની લગન તારીખ પણ યાદ આવી. અને પંજવાણી તરફ એક નજર ફેંકીને જાણે એનું ખુન્નસ ઓગાળી દેવા જ એ બોલી ઊઠ્યો : 'ભાઈ, એ બધી વાત ભૂતકાળને જ મુબારક રહેવા દો. હવે તો અતુલા એની પસંદગીના પતિ સાથે લગ્ન કરે છે ત્યારે તમારે હર્ષ પામવો જોઈએ.'

પંજવાણીએ ફેંકેલાં પાસાં એકાએક અવળાં પડ્યાં એટલે એ પણ ગુસ્સો ન રાખી શક્યો. અને થોડીવાર પછી એ ગયો ત્યારે પણ એની ચાલમાં જે નિર્માલ્યતા આવેલી જોઈ એથી એને પોતાને જ જાણે અપમાન લાગ્યું હોય તેમ જેટલા ગુસ્સાથી આવેલો એટલા જ ગુસ્સાથી પાછો ફર્યો.

અતુલાનાં લગન પછી એક દિવસ પંજવાણી ઘેર આવ્યો ત્યારે અતુલા પણ બધાંને મળવા આવેલી એટલે ત્યાં હાજર હતી. પણ અતુલાના ભાઈને ખબર પડેલી કે અતુલાને પંજવાણી તરફથી ઠીક ઠીક હેરાનગતિ ભોગવવી પડી છે એટલે પંજવાણીને સાફ સાફ શબ્દોમાં સંભળાવવાનું મન થઈ આવ્યું. એટલે તે પંજવાણીને ઘરમાંથી બહાર લઈ ગયો.

તે પછી અતુલાએ પંજવાણીને કોઈ દિવસ જોયો પણ નથી કે ભૂલથીયે એના પર એનો કોલ પણ નથી આવ્યો. અતુલાની છોકરબુદ્ધિએ કરેલી એ રમત માટે ભાઈએ ઠીક ઠીક ઠપકો અતુલાને આપેલો. પણ અતુલાએ જરા પણ અચકાયા વિના પોતાના મનના વિશુદ્ધ ભાવોને જ આગળ ધર્યા ત્યારે ભાઈને નિરાંત થઈ. અને તેમાંય વિશ્વેશ્વર જેવા સાથીને પસંદ કરીને તો અતુલાએ ભાઈને સાવ નચિંત કરી દીધો હતો.

લગન પછી પણ કોઈવાર ભાઈબહેન નિરાંતે વાતોએ ચડ્યાં હોય છે ત્યારે હજુય કોઈવાર ભાઈ અતુલાના એ ભૂતકાળના પરાક્રમોને હસતાં હસતાં વર્ણવે છે ત્યારે પાસે જ બેઠેલો વિશ્વેશ્વર પણ એની અતુલાની એ છોકરમત ઉપર હસી લે છે. પ્રેમ સાથે એવાં અણછાજતાં ચેડાં કરવા માટે મીઠો ઠપકો પણ આપે છે. અને અતુલા શરમાઈને બોલી ઊઠે છે :

'પણ હવે શું છે એ બધી વાતનું? જિંદગીભર ચેડાં જ કર્યાં હોત તો તારેય પંજવાણી બનવાનો વખત ન આવત!' અતુલા વિશ્વેશ્વરને ઉડાવતી બોલતી અને મોટાભાઈ સામે પક્ષ મળે એ આશયથી તાકી રહેતી.

☆





દામોદરદાસ ભૂપતાણી

# મુંબઇ રાજયનું નવું અંદાજપત્ર

ફેબ્રુઆરી માસ એટલે એક રીતે અંદાજપત્રોનો માસ. જુદા જુદા રાજ્યોના અંદાજપત્રો, રેલ્વે અંદાજપત્ર, ભારત સરકારનું અંદાજપત્ર વગેરે એક પછી એક બહાર પડવા માંડે. ઉદ્યોગપતિઓ, વેપારીઓ, શેરબઝાર તથા સટ્ટાબઝારમાં રસ લેનારાઓ વગેરે વર્ષની શરૂઆતથી અંદાજપત્ર અંગે વિવિધ અટકળો શરૂ કરે. રાજ્યોના નાણાખાતાને અંદાજપત્ર તૈયાર કરવાની શરૂઆતથી બહાર પડવાની છેલ્લી ઘડી સુધી ઘણી જ ગુપ્તતા જાળવવી પડે. જરા જેટલી અંદાજપત્રની વિગતની ગંધ આવે તો નાણાખાતું અને નાણાપ્રધાન કફોડી સ્થિતિમાં મુકાય અને તેમને રાજીનામું પણ આપવું પડે.

ફેબ્રુઆરી માસની શરૂઆતથી જ ચાંદી, સોના, રૂ, તેલ વગેરે સટ્ટાબઝાર અને શેરબઝારમાં ઝોક આવે, લેણ સરખા થાય અને નવા અંદાજપત્રની કાગને ડોળે રાહ જોવાય.

બિહાર, બંગાલ, યુ. પી., ઓરીસા, મુંબઈ વગેરે રાજ્યોના ચાલુ વર્ષ ૧૯૫૫–૫૬ નાં અંદાજપત્ર બહાર પડી ગયાં તેમાં આ વખતે નવા કરવેરાનો અભાવ છે.

છેલ્લાં ચાર વર્ષમાં રાજ્યોની સરકાર અને મધ્યસ્થ સરકારે પંચવર્ષીય યોજનામાં જોઈતાં નાણાં માટે પ્રજા ઉપરનું કરભારણ સારા પ્રમાણમાં વધાર્યું છે. હજુ તો બીજી પંચવર્ષીય યોજના માટે અઢળક નાણાંની જરૂર પડશે તેથી આ વર્ષમાં કર ભરનારને થોડો થાક ખાવાનો સમય આપતા હોય એમ બહાર પડેલ અંદાજપત્રો ઉપરથી સરકારનું વલણ દેખાય છે.

મુંબઈ રાજ્યનું ૧૯૫૫–૫૬ નું અંદાજપત્ર તા. ૨૫–૨–૫૫ ના રોજ બહાર પડ્યું છે. આ વખતના અંદાજપત્રમાં નાણામંત્રી ડૉ. જીવરાજ મહેતાને વાગ્બાણના પ્રહારોને બદલે પુષ્પોની ભેટ સારા પ્રમાણમાં થઈ છે. વિરોધ પક્ષને પણ કબૂલ કરવું પડ્યું છે કે અંદાજપત્ર અમુક અંશે સંતોષકારક છે.

*અંદાજપત્રોની મોસમ હજુ વાસી નથી થઈ. એ વિષેનો અર્થશાસ્ત્રના અભ્યાસુ અને જવાબદાર એવા શ્રી ભૂપતાણીનો અમદાવાદ રેડિયો પરથી વહેતો મૂકાયેલો આ વાર્તાલાપ રેડિયોના સદ્ભાવથી અહીં મૂકેલ છે......*

હવે અંદાજપત્રની મુખ્ય વિગતો તપાસીએ.

૧ કુલ આવકમાંથી કુલ ખર્ચ બાદ કરતાં રૂ. બાવીસ લાખ સાડત્રીસ હજારનો વધારો રહેશે.

૨ કેળવણી, ગ્રામ્યવિસ્તાર, પાણીના પુરવઠાનો વધારો, ગટરો, પ્રસૂતિગૃહો, બાલ આરોગ્ય કેન્દ્રો વગેરે કાર્યોના ખરચ માટે મોટી રકમોની જોગવાઈ.

૩ રાજ્ય સંચાલિત વેપારી યોજનાઓ જેવી કે, વાહનવ્યવહાર, દૂધકેન્દ્ર વગેરે સિવાયની કૅપિટલ કામોની યોજનાઓ માટે રૂ. ચોવીસ કરોડ વીસ લાખની જોગવાઈમાં લેતા અને રૂ. સાડાતેર કરોડની રાજ્યની પુરાંત તે કામો માટે વાપરવાની જોગવાઈ કરતાં રાજ્યની ૧૯૫૫–૫૬ ની ખાધ રૂ. પંદર કરોડ પચોતેર લાખની રહેશે.

૫ ચાલુ વહીવટી ખર્ચ માટે જરૂરી નાણું ખુલ્લા બઝારમાંથી જમા માંડશે એટલે કે નવી લોનો કાઢશે તથા જરૂર પૂરતી રાજ્યની સરકારી લોનો વહેંચી નાખશે.

૬ નવા કરવેરાનો સદંતર અભાવ છે. હવે અંદાજપત્રના આંકડા વિગતવાર જોઈએ. અંદાજપત્રમાં ચાલુ વર્ષ ૧૯૫૫–૫૬ ની અંદાજી ઉપજ તથા ખર્ચ, ૧૯૫૪–૫૫ માં રજૂ કરેલ અંદાજપત્ર તથા તે જ સાલનું સુધારેલું અંદાજપત્ર અને ૧૯૫૩–૫૪ ની ચોખ્ખી આવક અને ખર્ચ બતાવવામાં આવે છે.



| | ૧૯૫૩–૫૪ નો હિસાબ | ૧૯૫૪–૫૫ નો અંદાજ | ૧૯૫૪–૫૫ ના સુધારેલ અંદાજ | ૧૯૫૫–૫૬ નો અંદાજ |
|---|---|---|---|---|
| મહેસુલી આવક | ૭૨,૨૭,૨૭૦૦૦ | ૭૨,૩૮,૨૧૦૦૦ | ૭૧,૮૦,૩૩૦૦૦ | ૮૦,૧૦,૭૨૦૦૦ |
| મહેસુલી ખર્ચ | ૭૧,૧૧,૮૪૦૦૦ | ૭૨,૧૯,૨૩૦૦૦ | ૭૧,૨૨,૧૬૦૦૦ | ૭૯,૮૮,૩૫૦૦૦ |
| ખાધ કે પુરાંત | ૧,૧૫,૪૩૦૦૦ | +૧૮,૯૮૦૦૦ | +૫૮,૧૭૦૦૦ | +૨૨,૩૭,૦૦૦ |

મહેસુલી આવકનો રૂા. એંસી કરોડ દસ લાખ બોંતેર હજારનો આંકડો, અત્યાર સુધીના મુંબઈ રાજ્યના બહાર પડેલ અંદાજપત્રોના આંકડામાં અભૂતપૂર્વ છે.

નાણામંત્રીએ અંદાજપત્રની રજુઆત કરતા જણાવ્યું કે ગત વર્ષમાં ભારત આર્થિક દૃષ્ટિએ વધારે સ્થિર અને વધારે સદ્ધર બન્યું છે. અનાજ ઉત્પાદનમાં એક કરોડ દશ લાખ ટનનો વધારો થતાં અનાજની બાબતમાં દેશ સ્વાવલંબી બનેલ છે. ઔદ્યોગિક ઉત્પાદનમાં નોંધનીય પ્રગતિ થઈ છે અને ઔદ્યોગિક ઉત્પાદનનો આંક ૧૯૫૦ માં ૧૦૫ નો હતો તે સપ્ટેમ્બર ૧૯૫૪ માં ૧૫૨ સુધી પહોંચેલ છે. પંચવર્ષીય યોજનાની શરૂઆત વખતે ટોચે પહોંચેલ ભાવોમાં કોરીયન લડાઈના અંત બાદ અસાધારણ ઘટાડો થવા માંડ્યો હતો તેમાં હવે સ્થિરતા આવી છે. માલની અછત અને દેશના ભાગલા અંગે થયેલી અસમાનતા મીટાવવાનું તાત્કાલિક ધ્યેય સારી રીતે પાર પડેલ છે.

નાણામંત્રીએ જણાવ્યું હતું કે ગત વર્ષમાં ૧૯૫૩–૫૪ ના સુધારેલ અંદાજની આવકમાં રૂા. એક કરોડ ઓગણસાઠ લાખની ખાધનો અડસટ્ટો હતો તે રૂા. એક કરોડ, પંદર લાખ તેંતાલીસ હજારના વધારામાં ફેરવાઈ ગયેલ છે, આનું કારણ આવકમાં રૂા. એક કરોડ એંસી લાખનો વધારો થયો છે જ્યારે વહીવટી ખર્ચમાં રૂા. પંચાણું લાખનો ઘટાડો થયો છે.

પંચવર્ષીય યોજના માટે નાણાની જોગવાઈ થઈ અને જે સિદ્ધિઓ પ્રાપ્ત થઈ છે તે જોતાં પંચવર્ષીય યોજના સારી પ્રગતિ કરી રહી છે એમ કહી શકાય. યોજનાના ત્રીજા વર્ષની આખરે મુંબઈ રાજ્યે કુલ રૂા. એંસી કરોડ સોળ લાખ ખરચ્યા છે. ચાલુ વર્ષમાં રૂા. એકત્રીસ કરોડ ઈઠોતેર લાખ ખરચવાના છે. પંચવર્ષીય યોજના માટે ખરચવાની રકમનું મુંબઈ રાજ્યનું ધ્યેય રૂા. એક અબજ, છેંતાલીસ કરોડ, એકત્રીસ લાખ, ત્રીસ હજારનું છે.

પંચવર્ષીય યોજનામાં થયેલ રૂા. એંસી કરોડ સોળ લાખના ખર્ચ ઉપરાંત ગામડાંઓ માટેની કૉમ્યુનીટી પ્રોજેક્ટસ-વિકાસ યોજનાઓ, અછત વિસ્તારની નાની નહેર યોજનાઓ, તથા મકાનોના બાંધકામ અંગે નાણાકીય સહાય ભારત સરકાર તરફથી મળી છે. નવા રસ્તાઓ અને નવા વાહનવ્યવહાર માર્ગો માટેના ખર્ચમાં ૧૦૦ ટકા ઉપરાંતનો વધારે ખર્ચ થયો છે. અનાજ ઉત્પાદન માટે અત્યારે હાથમાં લીધેલ જળ સીંચાઈની યોજનાઓ પૂરી થતાં ચાર લાખ પીસતાલીસ હજાર એકર વધારે જમીનને પાણી પૂરું પાડવાનું લક્ષ્ય વટાવી જવાશે. આ સિદ્ધિ મુંબઈ રાજ્ય માટે ગૌરવ લેવા જેવી ગણાય. આ ઉપરાંત નવા કૂવાઓના ખોદકામ માટે તથા જૂના કૂવાઓના સમારકામ માટે ખેડૂતોને તગાવી આપી જળસીંચાઈની યોજનાનો લાભ વધારાની એક લાખ છવીસ હજાર એકર જમીનને વર્ષની આખરે મળશે.





જળોસીંચાઈની જુદી જુદી યોજનાઓ તથા પંચવર્ષીય યોજનાનાં ત્રણ વર્ષમાં મુંબઈ રાજ્યમાં પાંચ લાખ ૭ હજાર ટન વધારે અનાજનું ઉત્પાદન થયું છે.

રાજ્યની પ્રજાના સ્વાસ્થ્યના કાર્યમાં મેલેરીયા નાબુદ કરવામાં રાજ્યે સારી પ્રગતિ કરી છે અને ગત વર્ષમાં ૨૦ લાખ મેલેરીઆના કેસો થતા અટકાવ્યા છે ખાસ કરીને વાવણી અને લણણી વખતે એનીમાં રોકાતી જનશક્તિને સારા પ્રમાણમાં મેલેરીઆનો ભોગ થતી અટકાવી છે. સ્વાસ્થ્ય યોજના અંગે પૂના, અમદાવાદ અને વડોદરામાં હોસ્પિટલોમાં બીછાનાની સંખ્યા વધારાઈ છે સિવિલ હોસ્પિટલોમાં વધુ સગવડો કરાઈ છે. તબીબી અભ્યાસ માટેની સગવડો વધારી છે. નાનાં દવાખાનાં-ડીસ્પેન્સરીઓને કૉટેજ હોસ્પિટલોના રૂપમાં ફેરવવાનું નક્કી કર્યું છે. વધારાની કૉટેજ હૉસ્પિટલો માટે અંદાજપત્રમાં જોગવાઈ કરી છે. ગામડામાંથી દરદીઓ લાવવા માટે દરેક સિવિલ હોસ્પિટલમાં એમ્બ્યુલન્સકારની સગવડ રાખવામાં આવી છે.

મોટાં અને નાનાં શહેરોમાં પીવાનું પાણી પૂરું પાડવાની યોજનાઓ સરકારે હાથમાં લીધી છે. ૧૦૦ ઉપરાંતની વસ્તીવાળાં ગામડાંઓમાં ઓછામાં ઓછો એક કૂવો ખોદવાનું સરકારે નક્કી કર્યું છે.

કેળવણીના ક્ષેત્રમાં ધરખમ પ્રગતિ થઈ છે. વિદ્યાર્થીઓની કુલ સંખ્યા ૧૯૫૦–૫૧માં એકતાળીસ લાખ હતી તે ૧૯૫૩–૫૪માં પીસતાળીસ લાખની થઈ છે. અંદાજપત્રમાં કેળવણી ખર્ચની જોગવાઈ ૧૯૫૦–૫૧માં રૂ. બાર કરોડ પચાસ લાખ ઉપરથી વધારી રૂ. પંદર કરોડ સિત્તેર લાખ કરી છે કેળવણી પાછળ કુલ ખર્ચ રૂ. સોળ કરોડ સીત્તોતેર લાખ પર પહોંચ્યું છે જે રાજ્યની મહેસુલના ૨૧·૮ ટકા જેટલું છે.

કામદારો માટેની વીમા યોજના આ વર્ષે અમદાવાદને લાગુ પાડવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે

બીજા ક્ષેત્રોમાં સાધવામાં આવેલ વિકાસનો ઉલ્લેખ કરતાં નાણાંમંત્રીએ જણાવ્યું હતું કે ઔદ્યોગિક કામદારોને વસવાટ પૂરા પાડવાની યોજનાનો તેમાં સમાવેશ થાય છે. જેમાં જૂની ઔદ્યોગિક વસવાટ યોજના નીચે ઔદ્યોગિક કામદારો માટે અમદાવાદ અને મુંબઈમાં ૨૩૫૩ વસવાટો બાંધવામાં આવ્યા હતા. જે માટે ભારત સરકારે લોન આપી હતી આ ઉપરાંત સુધારેલી સબસીડી (આર્થિક સહાય) સાથેની વસવાટ યોજના નીચે એ શહેરોમાં બીજા ૫૯૧૮ વસવાટો બાંધવામાં આવ્યા હતા. અને ૧૯૫૪–૫૫ દરમિયાન આ શહેરો અને બીજાં ઔદ્યોગિક શહેરોમાં વધુ ૫૫૭૪ વસવાટો બાંધવાનું કામ હાથ ધરાયું હતું. જ્યારે ચાલુ વર્ષ દરમિયાન ૧૦૦૦ વસવાટો માટેની બીજી યોજના પણ હાથ ધરવામાં આવશે ગ્રામ અને શહેર વિસ્તારોમાં પીવાના પાણીના પુરવઠા ઉપર રાજ્યનું રક્ષણ રહેવું જોઈએ એ વાત ઉપર ભાર મૂક્યો હતો અને જણાવ્યું હતું કે હવે સરકારને ગ્રામ કે શહેર વિસ્તારોની મ્યુનિસિપાલિટીઓ ખર્ચમાં ભાગ ન આપી શકે તો પણ પીવાના પાણી અને ડ્રેનેજ–ગટરોની યોજનાઓ હાથ ધરી આગળ વધવાનો નિર્ણય કર્યો છે. ભારત સરકારે રાજ્યની ૨૪ મ્યુનિસિપાલિટી માટેની પાણીના પુરવઠા અને ગટર યોજના માટે રૂ. એક કરોડ પચીસ લાખની લોન આપવા સંમતિ દર્શાવી છે તે ઉપરાંત કેન્દ્ર સરકાર તે કામ માટે બીજી રૂ. ૭૦ લાખની લોન પણ આપશે.

આ યોજનાઓના કુલ ખર્ચનો અંદાજ રૂ. ૩ કરોડ ૮૭ લાખનો છે અને તે માટે સરકાર બાકીની રકમ ખુલ્લા બજારમાંથી નાણાં ઉછીના લઈ મેળવશે જ્યારે બજેટમાં ગામડાંઓમાં કૂવા ખોદવા માટે રૂ. ૫૦ લાખની જોગવાઈ કરવામાં આવેલી છે.

વધુમાં સરકાર ત્રણ વર્ષમાં રાજ્યનાં તમામ ગામોમાં ગ્રામ પંચાયતો સ્થાપવા માગતી હોઈ, નાનકડી વસતિવાળા ગામડાને નજીકના ગામડા સાથે જોડી દેવામાં આવશે યા તો તેના જુથો રચવામાં આવશે અને સરકાર એવી પંચાયતો ને તેમના વિસ્તારમાંથી એકઠી કરાતી



મહેસુલમાંથી ૨૫ ટકાની વધુ ગ્રાન્ટ આપવાનું ધારે છે જ્યારે ગ્રામ્ય પંચાયતો યોગ્ય રીતે કામ કરી શકે તે માટે તેઓ જમીનમહેસુલ રૂપીએ બે આનાનો કર નાખી શકે તે અંગેનો ધારો ઘડવામાં આવશે.

સરકાર નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગોને અપાતી લોનોની શરતો વગેરે હળવી બનાવવા ચાહે છે.

દુષ્કાળ અંગેના ફંડની મર્યાદા રૂ. ૧ કરોડ ૮૮ લાખની કરવામાં આવી છે તેમાં રૂ. ૧ કરોડ સરકાર અંદાજપત્રમાંથી આપશે. આ રકમ રૂ. ૨ કરોડ સુધી વધારાશે.

વિદ્યુત શક્તિના ઉત્પાદન માટે કેન્દ્ર સરકાર પાસેથી મળેલ રૂ. ૨ કરોડ ૮૪ લાખ ૩૧ હજારની લોન વપરાશે. તે ઉપરાંત રૂ. એક કરોડની લોન મુંબઈ રાજ્ય પણ આપશે.

વિકાસ યોજનાઓમાં ખરચવાના રૂ. ૨૪ કરોડમાંથી રૂ. ૧૨ કરોડ નહેરોનાં કામોમાં ખર્ચાશે. તેમાં રૂ. ૨ કરોડ ૮૬ લાખ કાકરપાડા નહેર યોજના માટે, રૂ. બે કરોડ મહી નહેર યોજના માટે, રૂ. ૭૬ લાખ ઘાટપ્રભા યોજના માટે, રૂ. ૩૫ લાખ ગંગાપુર નહેર યોજના માટે અને રૂ. ચાર કરોડ કોયના વેલી યોજના પાછળ ખર્ચાશે.

તે ઉપરાંત સહકારી ધોરણે સ્થાપિત થતાં ખાંડનાં કારખાનાં માટેની મુડીમાં રૂ. એક કરોડનો ફાળો સરકાર આપશે. ચાલુ વર્ષમાં ખાંડનાં આવાં દશ કારખાનાં શરૂ કરવામાં આવનાર છે.

અંદાજપત્રમાં એસ્ટેટ ડ્યુટીમાં રૂ. ૨૫ લાખનો ફાળો કેન્દ્ર સરકાર તરફથી મળવાનું બતાવેલ છે પરંતુ આ બાબતમાં મુંબઈ રાજ્યને તેનો વાજબી હિસ્સો મળે એવી માગણી કેન્દ્ર સરકારને કરવામાં આવી છે.

આ વર્ષમાં મુંબઈ રાજ્ય ૧૯૫૫માં પાકતી ૩ ટકાની રૂ. ૨ કરોડ ૯૭ લાખની લોન ભરપાઈ કરશે. મુંબઈ રાજ્યે રૂ. તેર કરોડ ૫૫ લાખ ટ્રેઝરી બીલોમાં અને રૂ. આઠ કરોડ ૬૦ લાખ લાંબા ગાળાની જામીનગીરી પત્રોમાં રોકેલા છે.

બજેટ પરના પ્રવચનને અંતે નાણામંત્રીએ જણાવ્યું હતું કે આપણે આપણી દૃષ્ટિ સમક્ષ કલ્યાણ રાજ્યનું ધ્યેય રાખેલું છે અને એ ધ્યેયને પહોંચવા સારૂ આપણે મહાન પ્રયાસો કરવા પડશે એટલું જ નહિ પરંતુ તેમાં તમામ લોકોના સાચા દિલથી સંપૂર્ણ સહકારની આવશ્યકતા રહેશે. આમાં આપણી આગળનું કામ મુશ્કેલ હોવા છતાં આપણે આપણી ભૂતકાલિન સિદ્ધિઓના સંતોષની અને ભવિષ્ય માટેની આશાઓ અને શ્રદ્ધાથી આપણે તેનો સામનો કરીશું. ૧૯૫૫-૫૬ નું વર્ષ પંચવર્ષીય યોજનાનું ચોથું વર્ષ છે. આ વર્ષની આખર સુધીમાં મુંબઈરાજ્યમાં પંચવર્ષીય યોજના પાછળ રૂ. ૧ અબજ ૧૨ કરોડ ખર્ચાઈ જશે. આવતા વર્ષમાં રૂ. ૨૪ કરોડ ખર્ચવાથી કુલ રૂ. ૧ અબજ ૪૬ કરોડ ૩૧ લાખનું ખર્ચ થશે. જો કે બેકારી વધી છે પણ બધી યોજનાઓનું કાર્ય પૂરું થતાં તે જરૂર ઓછી થશે. દારૂનિષેધ યોજનાનો અમલ થતાં રાજ્યની આવકમાં મોટો કાપ પડ્યો છે અને શરૂનાં બે વર્ષ વરસાદની ખેંચ અને બીજી અછતો ધ્યાનમાં લેવા છતાં જે પ્રગતિ થઈ છે અને હજુ થવાની છે તે માટે નાણાપ્રધાન જરૂર ગૌરવ લઈ શકે છે.



‘ઊર્મિ’ ઠીક ઠીક બદલાયું છે—અભિનંદન. શ્રી. નાથાલાલ દવે સરસ લખે છે. ડૉ. શિવપ્રસાદ પણ આમજનતાને રસ પડે એ રીતે મજાનું લખે છે. વધારે સારાં કાવ્યોનું ન બની શકે ?

—નાનુભાઈ દવે [ મુંબઇ ] ૨૨-૪-'૫૫

પ્રતિમાસે આનંદોર્મિથી હું ‘ઊર્મિ’ વાંચું છું. ગુજરાતની સાંસ્કારિક નવરચનામાં ‘ઊર્મિ’ યશસ્વી ફાળો અર્પતું આવ્યું છે; અને અર્પતું રહે એમ ઇચ્છું છું. હાર્દિક શુભેચ્છાઓ સાથે.....

—નાથાલાલ દત્તાણી [ પોરબંદર ] ૫-૪-'૫૫





જયન્તિકા ઝવેરી

# વીરબાળા રૂદ્રિકા

નારીની શક્તિ, નારીની તાકાત અને તેની બેનમૂન એવી સહનશીલતા જ તેનો પથદીવડો બને છે. અહીં રજૂ થયેલો સત્ય પ્રસંગવિશેષ એટલે જ વધુ રોચક થઈ પડે તેવો છે. નારીની મહત્તા ભલે વધુ સારી રીતે નર રજૂ કરી શકે, પણ હકીકતને રજૂ કરવામાં જે હૈયાઉકલત આ લેખિકા રજૂ કરે છે...

રૂદ્રિકાનું સગપણ જેની સાથે નક્કી થયું તે છોકરો જોતાં જ થતું કે આ અર્ધગાંડા જેવા પતિને પામીને તે કરશે શું? લાડકોડમાં અને ભરપૂર સુખ–સાહ્યબીમાં ઉછરેલી રૂદ્રિકાને સંસારચક્ર કેમ ચાલી રહ્યું છે તેનું ભાન પણ નહોતું હજુ ઉંમરમાં પણ તે નાની જ હતી. અને એટલે જ, તેનાં માતા-પિતાએ જોઈ–વિચારીને જે કર્યું તેમાં પોતાનું શ્રેય માની બેઠી!

નવાઈની વાત તો એ લાગતી હતી કે દુનિયા આખી સમજી શકતી હતી તે વસ્તુ માત્ર તેના પિતા જ કેમ નહોતા સમજી શકતા! શું પૈસાની પાછળ તે એટલા બધા ઘેલા બન્યા હતા કે તેમની વહાલસોઈ એકની એક પુત્રીનું સુખ પણ એ પૈસામાં જ જોઈ લીધું? કહે છે ને કે નસીબ'આગળ કોઈની બુદ્ધિ કામ નથી આવતી. તેમ તેના પિતા પણ એ સિવાય બીજું કંઈ સારૂં ન જોઈ શક્યા. અને સાચું કહીએ તો એ નવા કુટુંબની ડાહી ડાહી વાતોથી તે ભોળવાઈ ગયા.

શરીરે રૂષ્ટપુષ્ટ દેખાતી રૂદ્રિકા સ્વભાવે પણ શાંત અને સૌમ્ય હતી. કંઈક અંશે તે દેખાવડી પણ હતી. કંઠની કુદરતી બક્ષિસ પણ હતી. અભ્યાસ પણ ચાલુ હતો.

બધું જ હતું છતાં તેને એક મોટું દુઃખ હતું એકલા-પણાનું. તેને કોઈ જ ભાંડુ નહોતાં. પોતાનું ગણી શકે તેવું તેની માતા સિવાય કોઈ જ નહોતું. ક્યારેક તેની મુંઝવણ ખૂબ વધી જતી. જો કે તેનાં માતા-પિતા તેને ક્યારેય ઓછું આવવા દેતાં નહોતાં. એકની એક પુત્રી હોવાથી તેને માટે અછો અછો વાનાં કરતાં. અને એટલે જ તેનું વેવિશાળ કરી નાખવામાં ઉતાવળ કરી નાખી ને! સમાજ પણ કેવો વિચિત્ર છે! સમાજમાં ઓનું તે સિવાય બીજું મહત્ત્વ પણ શું? કન્યા ઘરકામમાં પાવરધી થાય, પરણે અને સાસરે જઈ સુખી થાય એટલી એની જીવનમર્યાદા સમાજે આંકી છે. એથી આગળ જઈએ તો હવે કેળવણીનું પ્રાધાન્ય વધ્યું છે એમ કહેવાય. પણ તેમાંય જાણે મર્યાદા મૂકાઈ ગઈ હોય તેમ સારો મૂરતીઓ મેળવવા ન છૂટકે જ કન્યાને ભણવું જોઈએ. અને મૂરતીઓ મળી જાય પછી તો તે ભણે કે ન ભણે બધું જ સરખું છે.

ઉચ્ચ ગણાય એવી એક જ્ઞાતિનું આ 'બંધન' હતું. વારંવાર રૂદ્રિકાને સાસરે પણ જવું પડતું. કુટુંબની દરેક વ્યક્તિ સાથે હળતી–મળતી—પણ મૂળ વ્યક્તિને બકાત રાખીને! એક જાતની શરમને લીધે પણ તેના પતિ સામેથી તે દૂર રહેતી. કંઈક અંશે બન્નેને દૂર રાખવામાં પણ આવતાં.

થોડા પરિચયથી પણ તે તેના ભાવિ પતિને ચકાસી શકી. ઉપર ઉપરથી મહાલેલાં લગ્નોની ભીતરમાં કયો દાવાનળ સળગી રહ્યો હતો તે જાણવા માગે તો પણ તેને કોણ સમજાવવાનું હતું! અને એ અનુભવ તો તેને ક્યાંથી પ્રાપ્ત થાય? ટૂંકમાં લગ્ન શું તેની સાચી સમજ જ તેનામાં નહોતી આવી અને છતાં તેના પિતા તેના અધૂરા અભ્યાસે પણ લગ્ન લેવા મજબૂર થયા.

એક દિવસ તે ખૂબ ઢીલી થઈ ગઈ. બહારથી સાંભળેલું અને પોતે અનુભવેલું—ભાવિ પતિમાં બિલકુલ પુરુષત્વ જ નહિ જોતાં 'ના' કહી દેવાની ક્ષણભર તો હિંમત થઈ આવી. પણ પાછી તરત જ પિતાની આજ્ઞાંકિત પુત્રી શાંત બની ગઈ. અને વિના પુરુષાર્થે નસીબને ભરોસે સર્વ કાંઈ મૂકીને ચાલતી થઈ. હિંદુ સમાજની બંધાઈ ગયેલી રૂઢિ અને ખોટી આમન્યા તોડવા પહેલ કરે કોણ?



મેટ્રિકની પરીક્ષા આવતા પહેલાં તો તે લગ્નગ્રંથિથી જોડાઈ ગઈ. એની ભણવાની ધગશે ગમે તેમ કરીને પરીક્ષા આપી, પાસ પણ થઈ ગઈ.

ભરયુવાનીમાં પ્રવેશેલી રૂદ્રિકાને હજુ પણ પતિનો સહવાસ નહોતો મળતો, શ્વસુરપક્ષેથી પણ જાણે પહેલાંની તેના તરફની મમતા ઊડી ગયેલી દેખાઈ. પતિના મગજની અસ્થિરતા જાણે એના કારણે વધી રહી છે એમ માનીને જ ગાડું આગળ ચાલતું. સાસુ, નણંદ વગેરેનું તોછડાઈભર્યું વર્તન અને જાણે તેમના અહેસાન તળે દબાઈને રહેવાનું હોય તેમ તેને દિવસો પસાર કરવા પડતા. શાંત સ્વભાવ અને ઓછાબોલી હોતાં તેની જાણે ગણના જ નહોતી, કોઈ અણઘડ વ્યકિતની અણઆવડતને કારણે તેને ઉતારી પાડે તેવી દશા રૂદ્રિકાની હતી. રૂદ્રિકાને માટે તો શું પણ કોઈપણ સ્વમાનભેર જીવવા માગતી વ્યકિત માટે આ તો અસહ્ય હતું જ. માણુસ સ્વમાન કેટલી હદ સુધી ઘવાવા દઈ શકે?

વિભાકર તેના પતિનું નામ. નાનપણુથી જ નબળા મગજનો અને ઓછી બુદ્ધિ ધરાવતો હોવાથી ઘરમાં તેનો ખાસ ઘડો થતો જ નહિ. તેનું માનસ એટલું બધું દબાઈ ગયેલું હતું કે કોઈ પણ કામમાં પોતાની બુદ્ધિ કામ કરતી જ નહિ. અભ્યાસ તો છોડી દીધો. પણ ધંધો ય કેવી રીતે કરવો? પોતાનું કોઈ છે તેવું ભાન થતાં નબળા જ્ઞાનતંતુઓ વધુ જોર કરે છે અને કયારેક ઉલટું પરિણામ આવતાં ભયંકર સ્વરૂપ ધારણ કરે છે રૂદ્રિકાને તો ઘરમાંથી પણ બિલકુલ પ્રોત્સાહન મળ્યું નહિ. આવું જોઈને એકદમ હતાશ થઈ ગયેલી છોકરી પાસે બીજી આશા પણ શું રખાય? વિભાકરનું તોફાન વધવા માંડયું. એની નજીક કોઈપણ વ્યક્તિને રાખવી તે જોખમ થઈ પડયું. ઘરનાં પણ બધાં ત્રાસવા માંડયાં અને કોણ જાણે શું સૂઝયું તે રૂદ્રિકા સાથે કુટુંબની કોઈ વ્યક્તિ સ્નેહથી બોલી જ શકતી નહિ. અને હવે તો તે પણ કયાં કંટાળી થાકી નહોતી! તેણે સાસરે જવાનું જ બંધ કર્યું. પિયરમાં આવીને રહેવા લાગી.

આવે ત્યારે ચારે બાજુથી દુઃખનાં વાદળ ઘેરી વળે. રૂદ્રિકાના પિતા આર્થિક રીતે સંપૂર્ણ ઘસાઈ ગયા. સ્થાવર મિલ્કતના આસામી પિતાને રહેવા માટે ઘરના પણ ફાંફા મારવા પડયા.

હવે કંઈ ઠંડે કલેજે બેસી રહે ચાલે તેમ નહોતું. એક હૈયાહોળી તો સળગી રહી હતી ત્યાં આ તો દાવાનળ લાગ્યો. રૂદ્રિકા એમ કંઈ હારી જાય તેમ નહોતી. પણ હવે તો હિંમત-વીરતા બતાવ્યા વગર છૂટકો જ નહોતો. અજ્ઞાત મન( Unconscious Mind )માં છૂપાઈ રહેલી હિંમત એકઠી થઈને બહાર કૂદી આવી. અને તેણે નિશ્ચય કર્યો કે આ લોકોથી દૂર રહેવું. પોતાનો :વસવાટ તેમણે બદલ્યો. માતા-પિતાને લઈને બીજે ગામ ગઈ. કોઈ દિવસ પાણીનું પવાલું પણ ન ઊંચકનાર રૂદ્રિકાએ આગળ અભ્યાસ અને નોકરી શરૂ કર્યાં. પગારમાંથી કરકસર કરીને ઘરખર્ચ અને કોલેજની ફી વગેરે કાઢતી. પિતા અવારનવાર કોર્ટના કામ માટે આવતા. બન્ને મા-દીકરીએ પાછું ઘર બરોબર જમાવી દીધું હતું.

માતાને પણ આ એક જબ્બર આઘાત હતો. આમેય તેમની તબિયત તો સટર પટર રહેતી જ હતી. પણ પોતાની પુત્રી માથે આવી પડેલી જવાબદારી જોતાં માનું હૃદય દ્રવી ઊઠતું. પિતા તો જાણે સાવ ભાંગી ગયા જેવી સ્થિતિમાં હતા. અને એ બધો જ ભાર રૂદ્રિકા શાંતચિત્તે વહન કરતી. આ જવાબદારી મોટી હતી પણ તેને તે એટ.ી બોજારૂપ નહોતી જેટલો તેનો મૂળ પ્રશ્ન. પોતે કોઈપણ રસ્તો શોધવો તો રહ્યો જ. હવે તો માતા-પિતા પણ તેની સાથે હતાં. તેમની મંજૂરી મેળવી એ ગાંડા પતિથી છૂટાછેડા લેવાની તેણે અરજી દાખલ કરી. પોતાનું જીવન વેડફી દેવા તે બિલકુલ તૈયાર નહોતી. ચોરીમાં ચાર ફેરા ફર્યા સિવાય તેણે કયું લગ્નજીવન માણ્યું હતું? નોકરી, અભ્યાસ, કોર્ટની બીજે ગામ દોડાદોડી અને





માતાની માંદગી—ચારે બાજુથી ઘેરાયેલી હોવા છતાં તે હિંમતહીન નહોતી બની. ઊલટું પહેલાં જે જિંદગીથી હતાશ થઈ ગઈ હતી તેને બદલે આટલાં કામ બાદ પણ એવડા જોરથી ઉત્સાહિત થઈને ફરતી હતી.

રૂદ્રિકા ગ્રેજ્યુએટ થઈ ગઈ અને એકાએક માતાની નાદુરસ્ત તબિયતે દગો દીધો. પોતાને એકલી છોડીને માતા ચાલી નીકળી. એકલી અટૂલી રૂદ્રિકાને તો આ આઘાત નાનો નહોતો જ. પણ તેનામાં ગજબની હિંમત આવી ગઈ હતી—જેમ જેમ ઘા પડતા જાય તેમ તેમ સહનશક્તિ પણ વધતી જાય.

કોર્ટના ધક્કાને અંતે તેને સકારણ છૂટાછેડા મળ્યા.

છૂટાછેડા તો મળી ગયા. એ ગાંડા પતિના બંધનમાંથી મનથી તો છૂટી હતી પણ કાયદાની રૂએ પણ હવે તો તે છૂટી થઈ. અને હવે જ તેની જિંદગીનો મુખ્ય પ્રશ્ન વિચારવાનો હતો. ફરીથી લગ્ન કરવાં કે નહિ? અને કરવાં તો કેવા યુવક સાથે? જ્ઞાતિનો બાધ રાખવો કે નહિ! આવા આવા તો કેટલાય પ્રશ્નો તેના મનને મુંઝવી ગયા. દિવસોના દિવસો મંથનમાં ચાલ્યા ગયા. સમાજથી તો અત્યારે તે કેટલી દૂર હતી છતાં સમાજની આંખ તેના પર ચોટેલી જ હતી. આ કહેવાતા સુધારાના સમાજે મુકરર કરેલી રૂઢિ તરફ નજર ફેંકાઈ જાય છે: બધાં જ સમાજ-સુધારાની વાતો કરે છે પણ અમલમાં મૂકવાનું આવે ત્યારે એ જ બોલનાર તેનાથી દૂર ભાગે છે. કોઈને અળખામણું થવું ગમતું નથી. રૂઢિને દૂર ફેંકીને પણ રૂદ્રિકાની પ્રગતિ તેની વહારે ધાઈ. અને પોતાને મન-પસંદ ભાવનાશીલ યુવક મળે એટલે લગ્ન કરી લેવાં એ નિર્ણય ઉપર તે આવી ગઈ.

પિતા પણ તેના આ નિર્ણય સાથે સંમત થયા. પુત્રીને સુખી જોવા એમને તો ખૂબ તાલાવેલી હતી. પોતાના વંશમાં જે કોઈ ગણો તો આ એક દીકરી જ હતી. સાર સંભાળ લે તેવું બીજું કોઈ નહોતું. પુત્રીની ઇચ્છા તેમને શિરોમાન્ય હતી. અને હવે તો તે પોતાની જવાબદારી બધી જ રીતે સમજતી પણ હતી.

રૂદ્રિકાએ જ્ઞાતિ બંધનની દરકાર રાખ્યા વગર પોતાનો સમોવડીઓ યુવક શોધી કાઢ્યો. બન્ને સાથે જ નોકરી કરતાં હતાં અને બીજી ઘણી રીતે પણ બન્નેમાં સામ્ય હતું. રૂદ્રિકાએ તેની સાથે લગ્ન કરી નાખ્યાં. આજે તે સુખી છે. પિતાને તેના તરફથી સંતોષ છે. બન્ને નોકરી કરે છે અને પોતાને જોઈતું કમાઈ લે છે, સંતોષથી રહે છે. શોધ્યો નહોતો મળતો તે સંતોષ તેને હવે લાધ્યો છે. યુવતીઓમાં નૈતિક તાકાત આવે તો જ ક્રૂર સામાજિક રૂઢિની ગુલામી તે ફેંકી શકે. તો જ એ બધાંનો વિરોધ વહોરીને પોતાનો આગવો અને ઇચ્છિત ચીલો પકડી શકે અને તો જ અકાળે ચીમળાઈ જતી કુમળી કળી પૂર્ણવિકસિત થઈ શકે. અને તો જ વેડફાઈ જતાં કેટલાંય જીવન પણ સુધરી શકે.

★

## જનેતાના દાંત

એક બિલાડી તેના બચ્ચાને મોમાં પકડીને જતી હતી તે જોઇને ઝાડ ઉપર બેઠેલી વાંદરી બોલી: 'જોજે બાઈ, તારા દાંત બચ્ચાને વાગે નહિ! આમ મોંમાં બચ્ચાને રાખતાં તારો જનેતાનો જીવ કેમ ચાલે છે!'

બિલાડીએ જવાબ વાળ્યો: 'મેં તને ઝાડની ઊંચામાં ઊંચી એક ડાળથી બીજી ડાળે કૂદતી જોઇ છે, તારૂં બચ્ચું તને ચોંટેલું હોય અને તું કૂદતી હોય. તું તો, તારું બચ્ચું પડી જાય તે માટે તેને પકડતી પણ નથી અને કૂદકા મારે છે, છતાં મેં તો તને શિખામણ નથી આપી તને ખબર નથી લાગતી કે મારા મોંમાં જનેતાના દાંત છે!'



નાનજીભાઈ કાળિદાસ મહેતા

# આકરી કસોટી

અંગ્રેજી સાહસકથાઓનાં સાહસો વાંચીને આપણે વાહવાહ પોકારી ઊઠીએ છીએ. પણ અહીં આપણા જ એક સાહસોદાગર પોતાની કુમારવયમાં જે અનુભવ પામેલા તે વાંચતા નથી લાગતું કે જાણે આપણે કોઈ અંગ્રેજી સાહસકથા જ વાંચી રહ્યા હોઈએ ?......

જંગબારથી નીકળ્યા તેને પૂરા ચોવીસ કલાક વીત્યા. પાછળ જમીન દેખાતી બંધ થઈ. મધદરિયે વહાણ ચાલ્યું જતું હતું. એમાં પવન ફર્યો. ધીમે ધીમે તોફાન વધવા લાગ્યું, રાતના ઠંડીને લીધે વધારે લાગે. ભારે મોજાં ઊછળવા લાગ્યાં. સુસવાટા કરતી હવા આવે, પહાડ જેવડાં મોજાં ઊછળે, વહાણને ઊંચું ઉપાડી લે અને પાછું પછાડે. વહાણ નીચે જાય ત્યારે અંદર ગોઠણસમું પાણી ભરાઈ જાય. વહાણ ભારે તોફાનમાં સપડાયું. આવું તોફાન અમે મુંબઈથી નીકળ્યા ત્યાર પછી ક્યારેય જોયું ન હતું, તેથી અમારા હોશ કોશ ઊડી ગયા. એ જગ્યાએ આટલાંટિક, પૅસિફિક અને હિંદી મહાસાગર ત્રણેના પ્રવાહો મળતા હતા. વહાણમાં વધારે પાણી ભરાવા માંડ્યું એટલે માલમનો હુકમ છૂટયો: ' પાણી ઉલેચવા માંડો. બચ્ચા, ગભરાતા નહિ. અબઘડી પવન પડી જશે. ' મેઘા માલમનો દીકરો ઊલટો રંગમાં આવ્યો હોય તેમ ઝપાટાબંધ કામ કરવા માંડ્યો. બધા ખારવા કામે લાગી ગયા. મોટા માલમનું તો રુંવાડુંય ફરકતું ન હતું. આવાં તો કંઈક તોફાન એણે જિંદગીમાં જોઈ લીધાં હતાં. એ તો શાંતિથી સુકાન પકડીને બેઠો હતો અને નિરાંતે સૌને સૂચના આપતો હતો. અમે બધા એના કહેવા પ્રમાણે કામે લાગી ગયા. ડોલો ભરીભરીને પાણી ઉલેચવા માંડ્યું. એમ ને એમ રાત પડી, પણ તોફાન મોળું ન પડ્યું. રાતે ઊંઘ શાની આવે? ડોલ, તપેલાં, બકડિયાં જે હાથમાં આવ્યું તે લઈ આખી રાત પાણી ઉલેચ્યાં કર્યું. જેની ઉપર શઢ ચડે તે વચલો થાંભલો (પોલ) પવન લાગવાથી કડકડવા લાગ્યો. વહાણના સાંધા ઢીલા પડવા માંડ્યા. નીચેના ભાગમાં પાણી ભરાવા લાગ્યું. પવનના સુસવાટા વધતા જતા હતા. પછી તો પાણી ઉલેચવાના વારા કર્યા. વારાફરતી રાતદિવસ પાણી ઉલેચ્યા કર્યું. ખારવાને મન તો આ એક આનંદ હતો.

માલમ પોતાના સ્થાન ઉપર શાંતિથી બેઠો હતો. રાતે તારા જોઈને તે દિશા અને અંતર માપતો. વાવાઝોડાને લીધે એને કશી ગમ પડતી ન હતી. જ્યારે વાવાઝોડું વધવા લાગ્યું ત્યારે માલમને અંદરખાને થોડી ચિંતા થવા લાગી. વહાણ દિશા ન ચાતરે એની એ કાળજી રાખતો હતો. એની ભારે મહેનત છતાં વહાણ વધારે ને વધારે ઊછળવા લાગ્યું. મોજાંના લોઢ ઉપર લોઢ આવતા હતા. ધીમે ધીમે દરિયાએ ભયંકર રૂપ ધારણ કર્યું. ક્યાં અમારું નાનકડું વહાણ અને ક્યાં મોટો મહાસાગર! અમારાં તો હાંજાં જ ગગડી ગયાં, આખરે માલમના મોંમાંથી શબ્દો સરી પડ્યા : ' આમાંથી ભગવાન બચાવે તો જ બચશું. ' માલમના ચહેરા ઉપર શોકની ઘેરી છાયા હતી.

એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ એમ દિવસ પર દિવસ વીતવા લાગ્યા, પણ તોફાન બંધ ન થયું. પાયખાને જવાની ભારે મુશ્કેલી. નહાવાધોવાની તો વાત જ શા માટે કરવી? રાંધવાનું પણ મુસીબતે જેમતેમ થાય. ચણાની ગૂણો ભરેલી હતી તે રાતે ખારા પાણીમાં પલાળી રાખીએ, સવારે મીઠા પાણીથી ધોઈ બાફીએ. એમાં ચટણી નાખી, પાશેર–પાશેર ચણા ખાઈ પાણી પી લઈએ. પીવાનું પાણી પણ પૂરતું ન મળે. બે ઘૂંટડા પીને સંતોષ માનવો પડે.

ચારપાંચ દિવસ તોફાન ચાલ્યું એટલે અમે સૌ તોફાનથી પણ ટેવાઈ ગયા. આ રીતે ખાવાપીવાની અને બીજી ભારે મુસીબત હતી. વહાણ કઈ ઘડીએ ડૂબી જશે એ કશું નક્કી ન હતું, છતાં પણ અમે એવા તોફાનથી ટેવાઈ ગયા. અમારામાં કોઈને પુરી–શાક





ખાવાનું મન થયું. અમે તો ભંડકમાં લોઢાના ચૂલા પર કડાયું સાફ કરી તેમાં તેલ મૂક્યું, તાપ કર્યો અને પુરી વણવા મંડ્યા. એવામાં એક મોટું મોજું આવ્યું તે કડાયું ઊછળીને રસોઈ કરનાર ભાઈ પોપટલાલના પગ અને હાથ ઉપરના ભાગમાં પડ્યું. ધગધગતું તેલ પગ ને સાથળ ઉપર ઢોળાયું. તેથી તેઓ સખત રીતે દાઝી ગયા. એમણે 'પાણી, પાણી' ની બૂમો પાડી. એટલે એક મેરભાઈ ખારા પાણીની ડોલ ભરી આવ્યા અને દાઝ્યા ઉપર ખારું પાણી પડતાં જ ચામડી ઉતરડાઈ ગઈ. એમનાથી રાડ પડાઈ ગઈ. બળતરાનો પાર ન રહ્યો. બૂમાબૂમ થઈ પડી. અમારી સાથે કશી દવા ન હતી. એક જણે સમયસૂચકતા વાપરી ઘી કાઢ્યું. ઘીને સો પાણીએ ધોઈ ચોપડ્યું કેટલાક દિવસ સુધી આ રીતે સારવાર કરી ત્યારે માંડ તેઓ સાજા થયા.

તોફાન આઠ દિવસ સુધી બંધ ન પડ્યું ત્યારે માલમે કહ્યું: 'હવે આપણુ વહાણુ બચે તેમ લાગતું નથી. હું એક છેલ્લી કોશિશ કરવાનો છું. એ પહેલાં વહાણુ હલકું કરવા (અંદર ભરાતા પણીનું વજન વધવાથી તેને હલકું કરવા) માટે માલ દરિયામાં ફેંકી દેવો પડશે.'

અમે સૌ સાંભળી રહ્યા. કેટલાકના તો મોતિયા મરી ગયા. મને પહેલેથી જ મરવાની બીક લાગતી ન હતી. ભૂખના દુઃખથી કંટાળ્યો હતો. તોફાન જેવું ને તેવું જ હતું. મોટાં પહાડ જેવાં મોજાં આવે. સો દોઢસો ફીટ ઊંચી ઝર થઈ જાય. એમાં વહાણુ પેસી જાય અને ફરી બહાર આવે. એ વખતે સૌના જીવ અદ્ધર ચડી જાય. વહાણુમાં ઘૂંટણુ સુધી પાણી ભરાઈ જતાં તે ઉલેચવાનું ચાલુ જ હતું. વરસાદનાં ઝાપટાં પડતાં હતાં. સાથે જોરદાર પવન. આવું સખત વાવાઝોડું અમે જોયેલું નહીં. લૂગડાં ભીનાં થઈ જતાં, તે વહાણુનાં દોરડાં ઉપર સૂકવીએ પણ પૂરાં સુકાય નહીં.

આખરે નવમે દિવસે ફાળકા ઉઘાડી અમે માલ બહાર કાઢ્યો. માંડ્યો દરિયામાં ફેંકવા. કયો માલ કીમતી અને કયો સસ્તો તે જોયા વિના એક પછી એક પેટી ને દાગીના દરિયામાં પધરાવવા લાગ્યા બે ભાગનો માલ દરિયામાં નાખી દીધો. માત્ર ત્રીજા ભાગનો રહ્યો, જેમાં મગ, બાજરો ને થોડો કટલરી સામાન હતો. અમને તે વખતે માલની નહીં, જિંદગીની કિંમત હતી.

માલમે ધારેલું કે ભાર ઓછો થશે તો વહાણ હલકું થશે ને બરાબર ચાલશે, પણ વજન ઓછું થવાથી તો વહાણુ વધારે ગોથાં ખાવા લાગ્યું. અમે ધારતી લાગી કે નીચેના વજનથી વહાણુનાં ચીરિયાં થઈ જશે કડાકો બોલે એટલે સૌ આભ સામે જોઈએ. ઈશ્વર બચાવે તો જ બચાય તેમ હતું.

માલમ ખૂબ મૂઝવણુમાં હતો. એને પોતાના જીવનની પરવા ન હતી; પણ બત્રીસ જણુનો એ રખેવાળ હતો. અમને બચાવવા એ અનેક યુક્તિ કરતો હતો. વિચાર કરતાં એને એક નવી તરકીબ સૂઝી. સઢનો ઊંચો (પોલ) ખુવો પવનમાં ડોલતો હતો. અને તેને લીધે વહાણુ ઊંધું વળી જવાનો ભય હતો. તેથી એણે વિચાર કર્યો કે એ થાંભલો કાપી નાખવો અગર વચ્ચે ઊભો પાડવો. એ વખતે ગમે તે ભોગે જીવ બચાવવાની વાત હતી. રાત ને એમ વીતી. સવાર પડતાં જ થાંભલો કાપવાની શરૂઆત કરી. બબ્બે જણે વારાફરતી કરવત ચલાવવા માંડ્યું. થાંભલાને ચારેબાજુ મજબૂત દોરડાં બાંધ્યાં. થાંભલો લાગ્યો કપાવા. બધાની નજર થાંભલા પર ચોંટી રહી હતી, જાણે અમારા જીવનનો આધાર હતો. એ થાંભલો કઈ રીતે પડે છે ઉપર વહાણુ બચવાનો કે ડૂબવાનો આધાર હતો.

પવનના સુસવાટા, મોજાંની થપાટો અને સાગરનો ઘુઘવાટ ચાલુ જ હતાં. વહાણુ ઊછળી ઊછળીને ગાંડું હતું. એ વખતે જીવન અને મરણ વચ્ચે સૌ ઝોલા ખાતા હતા. સૌની જીભે ઈશ્વરનું નામ હતું. પરમ કૃપાળુ પરમાત્મા જ આમાંથી બચાવી શકશે એવો ભરોસો હતો.



ધીમેધીમે કરતાં થાંભલો કપાઈ રહેવા આવ્યો. એક બાજુ સહેજ નમ્યો. વહાણ પણ નમ્યું. સૌના જીવ અદ્ધર ચડી ગયા. મોટા કડાકા સાથે થાંભલો તૂટ્યો અને દરિયામાં જઈ પડ્યો. મોજાં ઊછળ્યાં, વહાણને એક જબરી થપાટ વાગી અને ભયંકર આંચકો લાગ્યો. જાણે હમણાં વહાણ દરિયામાં ડૂબી જશે એમ લાગ્યું. બસ ખલ્લાસ. એ છેલ્લી ઘડી હતી.

પણ જેને રામ રાખે તેને કોણ ચાખે? ઈશ્વરને બચાવવા હશે તે વહાણના ફાટકનો એક ભાગ ભાંગી ગયો. એટલે વહાણ પાછું એકદમ ચત્તું થઈ ગયું. બત્રીસે જણ બાલદીઓ, તપેલાં વગેરે લેવા દોડ્યા. દરિયામાં જળસમાધિ લેવાની ઘડી દૂર જતાં જ સૌના જીવમાં જીવ આવ્યો. સૌ વહાણમાંથી પાણી ઉલેચવા માંડ્યા. હવે વહાણને માત્ર નાનો ખુવો રહ્યો. તેની ઉપર શઢ ચડાવેલો, પણ મોટો ખુવો જતાં વહાણ સાવ નોધારું થઈ ગયું. તેના વિના વેગ પકડી ન શકે. એટલે વળી તોફાને ચડ્યું. જે બાજુ પવન જાય તે બાજુ વહાણ ફરે. વહાણ તો ચકડોળે ચડ્યું. આ નવો ભય ઊભો થયો. ધારેલી દિશામાં વહાણને લઈ જવું મુશ્કેલ થઈ પડ્યું. એટલામાં જ તે ફેરફુદરડી ફરતું હોય એમ ફરવા લાગ્યું. આમાં સૌથી મોટું જોખમ મોજાંનું હતું. કઈ ઘડીએ મોજું આવે ને ક્યારે વહાણ ગોથું ખાઈ જાય તે કહી શકાય નહીં. પાણી ભરાયે જ જતું હતું. ઉલેચવાનું ચાલુ જ હતું. જીવ બચવાની આશા ન હતી ત્યાં ખાવાપીવાનો વિચાર જ ક્યાંથી આવે? એ દિવસ અને એ રાત અમે હતા ત્યાંના ત્યાં ફર્યા કર્યું. વહાણની પાછળને છેડે એક વીસેક ફીટ ઊંચું લાકડું બાંધી એની ઉપર કાળો વાવટો ચડાવેલો. કદાચ કોઈ વહાણ કે સ્ટીમર દૂરથી પસાર થતાં અમને જુએ તો મદદે આવે. અડતાલીસ કલાક એમ ને એમ વીત્યા. કોઈ મદદે ન આવ્યું.

પણ આખરે ઈશ્વરે લાજ રાખી. અમારી કસોટી પૂરી થઈ. તોફાન ધીમેધીમે બે ત્રણ દિવસે શાંત પડ્યું. હૈયે ધારણ આવી. માલમના ચહેરા પર સહેજ આનંદની રેખાઓ દેખાવા લાગી. અમે દસબાર દિવસથી ભૂખ્યાની દાળભર હતા. રાતદિવસ પાણી ઉલેચી થાકીને લોથ થઈ ગયા હતા. વાવાઝોડું મોળું પડ્યું. સૂર્ય દેખાયો. ધીમેધીમે સમુદ્ર ઠંડો પડ્યો. પંદર પંદર દિવસનાં ચિંતાનાં ઘનઘોર વાદળ સૂર્યના એક કિરણ સાથે ઊડી ગયાં. જીવવાની આશા પાછી આવી. સૌના ચહેરા પર તેજ દેખાયું, જાણે નવું જીવન આવ્યું.

દરિયામાં માલ વામી દીધેલો તેમાં આટાની ગૂણો પણ પધરાવી દીધી હતી. થોડો બાજરો, મગ ને ચોખા રહી ગયેલા. સવારના પહોરમાં અમે બાજરો ને ચોખા દળવા બેસી ગયા. વહાણમાં ઘંટીઓ સાથે જ હતી. વારાફરતી દળવા માંડ્યા. લોટ તૈયાર થયો, પણ મીઠું ન મળે.

મીઠાની ગૂણ પણ નાખી દીધેલી. થોડા ખારા પાણીથી લોટ બાંધ્યો. મરચામાં ખારું પાણી અને લસણ નાખી ચટણી વાટી. પીવાના પાણીની ભારે તંગી હતી. જણ દીઠ રોજનો એક કળશો પાણી મળતું. તેમાં બે ભાગનું પીવામાં અને ત્રીજા ભાગનું રોટલા માટે લોટ બાંધવામાં વાપરતા. બપોરે એક ટંક બાજરાના અને ચોખાના રોટલા ઘડી લેતા અને બે ટંક ખાતા. ખાવાની રુચિ જ ઓછી થતી. મરવાની બીકે ભૂખ–તરસ ઊડી ગયેલી. બીજું બધું તો ઠીક, પણ એ વખતે આભડછેટ સુદ્ધાં ચાલી ગઈ હતી.

ભારે તોફાન શમી ગયું, પણ સખત પવન ચાલુ હતો. શઢ વગરનું અમારું વહાણ પવનના સુસવાટા સહન કરતું દોઢેક માસ આમથી તેમ ઘસડાયાં કર્યું. અમારે ક્યાં જવું હતું અને ક્યાં જઈ રહ્યા છીએ તેની કશી ગતાગમ ન હતી. માલમને કોઈવાર સૂર્ય પરથી ખ્યાલ આવી જતો. પણ વહાણને સાચી દિશા ભણી લઈ જવાનું માલમના હાથમાં રહ્યું ન હતું. એટલે લાચાર બનીને તે મરજી મુજબ ચાલવા દેતો હતો. સાવ ઊલટી દિશા ન પકડી લે એટલો ખ્યાલ એ રાખતો હતો.

આખરે દોઢેક મહિના પછી દરિયાનો પ્રવાહ ફર્યો.





શરિતશેખર મજુમદાર

# જયદેવ–પદ્મા

ગીત-ગોવિંદ—શૃંગારરસના એ સમૃદ્ધ કાવ્યનો રચનાર હતો કવિ જયદેવ. એ કાવ્ય એક મુગ્ધાને કેવા કેવા જીવનાનુભવ કરાવે છે – અને અંતે કેવું મીઠું મૃત્યુ બક્ષે છે ! શ્રી નવીન છો. પંડયાએ આ વાર્તા ગુજરાતીમાં ઉતારીને એક સરસ વસ્તુનો ગુજરાતી વાચકોને પરિચય નથી કરાવ્યો ?..

વરનું નામ જયદેવ છે જાણી બધાં જ એકી સાથે બોલી ઊઠયાં, 'ઠીક છે. ખરી જોડી બની. પદ્માનો વર જયદેવ !'

'પણ જોજો આ મહાશય જયદેવની જેમ પાગલ કવિ બની ના જાય' પદ્માની ભાભી બોલી ઊઠી

પદ્માના મનમાં આનંદની લેરખી આવી ગઈ. તેના યૌવન તરંગો નદીની જેમ ઊછળે છે પણ તેના સ્વભાવમાં ચંચળતા નથી. તે ખૂબ જ શરમાળ છે. અરીસા પાસે જઈ તે પોતાનું મોં પણ જોઈ શકતી નથી. એવી પદ્માનો વિવાહ થયો અને તેનો વર પણ રાજી રાજી થઈ ગયો છે 'પદ્માનો વર જયદેવ !' કેવું મધુરું નામ ! પદ્માએ પણ આ નામોચ્ચારણ કર્યું. મોંએથી નહિ, પણ હૃદયથી. તેણે એકલીએ જ સાંભળ્યું. તેના કાને નહિ, પણ તેના હૃદયે. તે ઉન્મત્ત બની ગઈ. પણ પેલો પાગલ કવિ જયદેવ કોણ હતો ? તેનો ઈતિહાસ શો છે ? એ તેને મન કોયડો જ રહ્યો.

ખૂબ મહેનત પછી એક પુસ્તકમાંથી કવિ જયદેવ કોણ હતો તે તેણે શોધી કાઢ્યું. કવિ જયદેવ ! કૃષ્ણારાધનામાં મસ્ત રહેતો એ જયદેવ ! ઘેર રહેવું તો તેને ગમતું જ નહિ. એટલે ગામ છોડી બહાર નીકળ્યો શ્રી ક્ષેત્રજગન્નાથનાં દર્શન કર્યાં. રસ્તા જ એક બ્રાહ્મણનો ભેટો થઈ ગયો. તે બ્રાહ્મણે નિશ્ચય કર્યો હતો કે પોતાની પુત્રી પદ્માને જગન્નાથજી ચરણે જ સોંપી દેવી. પણ જગન્નાથજીએ સ્વપ્નામાં આદેશ આપ્યો, 'મારા ભક્ત જયદેવ એનો વિવાહ કર એટલે હું રાજી થઈશ.' અને આ એ જયદેવ–પદ્માનું મિલન થયું. આ ઈતિહાસ પદ્માને ખૂબ આનંદ થયો. તેને લાગ્યું કે સાતસો વર્ષ થયાં તો પણ એ જનમ જનમનાં તો મળતાં જ રહ્યાં છે.......નહીં તો આમ દીઠયા જયદેવ માટે તે પ્રેમવિહ્વળ કેમ બને ? ( થયું, આગામી મિલન કેટલું સુખદાયી હશે ! શરમને બાજુએ મૂકી લગ્ન પહેલાં જ ભાભીને લાગી 'ભાભી ! "ગીતગોવિંદ" આપજો. બીજું કંઈ જોઈતું નથી.' અને આ પ્રસંગને ખૂબ ટંટામશ્કરી થઈ ભાભીએ પણ સોનાના કારો સાથે મૂળ ગીતગોવિંદની એક નકલ આ તેની બાજુમાં જ અનુવાદ પણ હતો. પદ્મા રાજી થઈ ગઈ.

*

---

તોફાન એકાએક બંધ પડ્યું, અમને જમીનનાં દર્શન થયાં. જમીનનો કિનારો જોતાં જ અમારા હૈયાં હરખથી નાચવા લાગ્યાં.

જમીન દેખાયા પછી સાતમે દિવસે અમે કિનારે પહોંચ્યા તપાસ કરતાં ખબર પડી કે એ ગજીજા –મયૂની નામનો ફ્રેંચ ટાપુ છે. અમે પ્રભુનો પાડ માન્યો. વહાણે લંગર નાખ્યું. મછવો ઉતાર્યો. અમે સૌ કિનારે ઊતર્યા.

અમને જોઈને ત્યાંના દેશી લોકો દોડી આવ્યા. અમારી ભાષા ન સમજે, અમે તેમની ભાષા જાણીએ. મેથો માલમ તેમની બોલી ભાંગીતૂ જાણતો હતો. તેની સાથે તેઓ વાતો કરવા લ કર્યાંથી આવ્યા, કયાં જવાના વગેરે પૂછપરછ અમારી વાત સાંભળી તેઓ ખુશ ખુશ થઈ ગ પ્રેમથી આવકાર આપ્યો અને કહ્યું, 'તમે મન તેટલું ખાઓ; વાડીઓ તમારી જ છે.'

☆



પાંચ મહિના વીત્યા. છતાં પણ પદ્મા જયદેવને સમજી શકી નથી. તેના મનમાં ભયે ઘર ઘાલ્યું છે. તેનું હૃદય ધડકે છે. શુભ દૃષ્ટિ સમયે પણ જયદેવની આંખોમાં ઉદાસ, બંધનહીન દૃષ્ટિ તરવરતી હતી. 'શું હું એમને ના ગમી?...મને એ ચાહતા નથી? મારી પરીક્ષા લે છે?...પણ...પરીક્ષા કેવી? હું તો એની સાતસો વર્ષ પહેલાંની જ પદ્મા છું ને...... હું તો વારે વારે તેનામાં કવિત્વ નિરખવા તો જન્મ લઉં છું. શું પહેલાં પણ આ જ રીતે વર્તતા હતા? ના એવો મને ખ્યાલ નથી...'

આવા તો કંઈ, કેટલાય પ્રશ્ન પદ્માના હૃદયમાં ઊભરાતા હતા. આકાશના ચંદ્રને અશ્રુજલ પ્રશ્ન કરે છે. પણ ચાંદ કોઈપણ જવાબ વાળ્યા વિના મેઘ-નદીના અંતરાલમાં ઊતરી પડવા દૂર દૂરના બીજા દેશોમાં ભાગી જાય છે. સમય પસાર થતો નથી. દીવો સળગાવી ભાભીએ ભેટ આપેલ 'ગીતગોવિંદ' વાંચવા બેસી જાય છે. પહેલા જ પાને ભાભીએ લખ્યું છે 'પદ્માને તેમજ પદ્માવતી-ચરણ-ચક્રવર્તીને સપ્રેમ ભેટ!' 'હાય રે ગીતગોવિંદ! મને શું ખબર કે તું આટલું બધું સ્વજન બની જઈશ!'

અને જયદેવ-વિરહમાં પદ્માએ ગીતગોવિંદને છાતી સરસું ચાંપ્યું. નીચે ઘરડી સાસુ દીવો બળતો મૂકી સૂઈ રહી છે. લગભગ આંધળા જેવી છે, તેને ઓછું સંભળાય છે. જયદેવ એ એકલો જ પુત્ર છે. તેને દત્તક લઈને તે વિધવા બની. આર્થિક સ્થિતિ સારી હતી. આજે જયદેવ ઘર, જમીન, બાગ બગીચા, તળાવ વગેરેનો માલિક છે. પણ આ ઘરનો ઇતિહાસ ખૂબ કરુણ છે. ન જાણે! કોણે, કયે સમયે શાપ દીધો છે કે આ ઘરના માલિક વધુ જીવતા નથી. એક સંતાનના પિતા બની, થોડા જ દિવસમાં ચાલી નીકળે છે. જયદેવના દાદાથી આ પરંપરા ચાલી આવી છે. આ ઘરમાં આ એક જ દુઃખ છે. છેલ્લા પંદર દિવસથી પદ્માને આ વાતની ખબર પડી છે. તેનું કોમળ હૃદય કંપી ઊઠે છે. શું આ માટે જ તે મારાથી દૂર ભાગે છે? ચોક્કસ આ જ કારણ હશે. ખેર, ભલે દૂર રહે પણ તેનું મન વધુ સમય સુધી શાંત રહેતું નથી. તે તો જયદેવ પાસે જવાબ માગે છે, 'મારાથી કેમ ભાગો છો? આખી રાત ક્યાં રહો છો?'

બારણાની સાંકળ ખખડી અને પદ્મા બારણા પાસે ગઈ, 'નોકર ક્યાં છે? એ શું કરે છે? સૂઈ ગયો છે ને?' એવા પ્રશ્નો પૂછતો જયદેવ પ્રવેશ્યો, 'ન સૂએ તો કરે પણ શું!' પદ્માએ જવાબ વાળ્યો. લથડતે પગે અને ડોલતે સ્વરે જયદેવ અંદર ગયો. પદ્મા બી ગઈ. તે પણ દરવાજો વાસી ઉપર ચડી. 'ક્યાં જાવ છો તે તો કહો?' 'તારે શું છે! જા જા, સૂઈ જા.' ગમે તેમ કોટ ફેંકી એક ઓશિકું લઈ, છજામાં જઈ, તે સૂઈ ગયો.

'ખેર, ઘેર તો આવી ગયા ને! આ પણ આનંદની વાત છે.' દરવાજો બંધ કરી સજળ નયને પોતાના પ્રિયતમ જયદેવ તરફ જોવા લાગી. અપૂર્વ આનંદનો ઉપભોગ કરવા લાગી. એમ વિચારીને, 'સાથે ન સૂતા તો કંઈ નહિ. ઘેર તો આવી ગયા છે ને!'

*

પાડોસી ગોસાઈની નવી વહુ મલ્લિકા પદ્મા જેવડી જ છે. થોડા દિવસ પહેલાં જ પદ્મા સાથે તેણે વાતચીત કરી છે. તેની વાણી ખૂબ જ મીઠી છે. પદ્માને પણ તે ગમી ગઈ છે. મલ્લિકા સુખી છે. એનું ઘર આમ તો પદ્માના ઘરની બરાબરીમાં કંઈ નથી પણ તેની આંખોમાં અને તેના મોં પર આનંદનો સાગર ઉમટી પડે છે. કલબલ કલબલ કરતી એ કેટલીય વાતો કહી ગઈ. એના પતિએ ફૂલશૈયા સમયે શું કહ્યું હતું તથા તેણે મલ્લિકાને પ્રથમ સોહાગચુંબન કેવી રીતે કર્યું હતું આ બધી જ વાતો તેણે પદ્માને કલકલ કરતી નદીની જેમ કહી દીધી. પદ્માએ તો ચૂપચાપ સાંભળ્યા જ કર્યું. પણ પછી મલ્લિકાએ ખૂબ જ અનુનયપૂર્વક પદ્માને તેની વાતો કહેવા કહ્યું. પણ પદ્માએ કાંઈ જ કહ્યું નહિ. તેની પાસે કહેવાનું પણ શું હતું? તેના અદ્‌ભુત સંયમે તેની





અંતર વેદનાને સમજાવવાનો મલ્લિકાને મોકો જ ના આપ્યો.

પણ જે સંદેહ પદ્માને ઘેરી વળ્યો હતો તેનો આભાસ એક દિવસ તે આપતી ગઈ. તેણે (મલ્લિકાએ) તેના પતિ પાસેથી સાંભળ્યું હતું કે જયદેવ કોઈ એક વૈષ્ણવી પર મોહ્યો છે અને તે બે કોશ દૂર કાજલા ગામમાં રહે છે. એ સુંદર ગાય છે. એનું નામ છે કુંદ.

પદ્માએ આ વાત હસીને ઉડાવી દીધી મલ્લિકા તો શરમાઈ ગઈ. તેને છટકવાનો પણ રસ્તો ના રહ્યો. 'ખોટું ના લગાડીશ બેન, વાત ખરી છે કે ખોટી એની શી ખબર?' આમ કહી તે ચાલી ગઈ.

પણ જો આમાં કંઈ સત્ય નથી તો લોકો શા માટે વાત કરે છે? મોડી રાતે ઘેર કેમ આવે છે? પદ્મા, આજ સુધીની શાંત પદ્મા આજ હજારો તરંગોની જેમ ગર્જના કરીને જયદેવનો પ્રતિકાર કરશે.

'તમે લગ્ન જ શા માટે કર્યું? કુંદની કંઠસુધાનું પાન કરો તેમાં વાંધો નથી. નુકશાન નથી. પણ મને શા માટે કેદી જેવી બનાવી દીધી છે?' પછી તેનો ગુસ્સો સાસુ પર ઢળ્યો: 'તેનો છોકરો આવો હતો, તો પછી લગ્ન જ શા માટે કરાવ્યું?'

પદ્મા પહેલી વાર જ અસહાય બની. તેણે પોતાને અસહાય જોઈ મલ્લિકાના સુખની ઈર્ષાથી નહિ, પણ પોતાના ભાગ્યને ધિક્કારતી તે હૈયાફાટ રોવા લાગી. આજે ભયંકર દુઃખની વેળાએ પ્રકૃતિનો આનંદ તેને નિરસ લાગ્યો. તેના એકમાત્ર સાથી, તેના સુખદુઃખ પ્રતિ સંવેદનશીલ 'ગીત ગોવિંદ' તેને યાદ આવ્યું. પુસ્તક ખોલી વાંચવા બેઠી અહા! કેવું મધુરું વર્ણન છે! ન જાણે કેમ એ સ્તુતિએ એના મનનો બધો ક્રોધ શાન્ત કરી દીધો. જયદેવની સ્તુતિ—એ જ જયદેવ કે જેની અમર લેખિનીથી ગીત–ગોવિંદના મધુર છંદ સજ્યા હતા?

પદ્માની આંખોમાં હર્ષાશ્રુ છે. તે વાંચી રહી છે જયદેવ રચિત વન–વસંતનું સુંદર વર્ણન. પછી તો પદ્મા એ ભાગ વાંચી રહી છે જેમાં વન-વિહાર લીલાનું. વિલાસિની ગોપીઓ સાથે વૃન્દાવનમાં શ્રી કૃષ્ણની વિલાસ ક્રીડાનું અને કૃષ્ણ વિયોગી રાધાની અવસ્થાનું વર્ણન છે રાધાની અવસ્થા વાંચી પદ્મા ફિક્કું હસે છે. પોતાના જેવી જ રાધાની દશા છે તે પણ વિયોગથી બળી રહી છે એવું જ્યારે તેને સમજાયું ત્યારે પદ્માને લાગ્યું કે તે એકલી જ એવી છે, એવું નથી.

દરવાજાની સાંકળ ખખડી અને પદ્માએ ઘડિયાળ તરફ જોયું તો રાતના સાડાત્રણ વાગ્યા હતા. નોકર જાગી ગયો એટલે તેણે જ દરવાજો ખોલ્યો. પદ્મા ગીત-ગોવિંદને માથા પર મૂકી ચૂપચાપ પડી રહી. મનમાં તો થયું કે જયદેવ સાથે કાંઈ વાત કરું પણ ઊઠી નહિ ગીત–ગોવિંદના કવિ જયદેવે ન જાણે કેવી રીતે તેના સ્વામી પરના ક્રોધને અનુરાગમાં પલટાવી દીધો! અને આથી તો તેના બારણા પાસેના પદસંચારનો ધ્વનિ તેને પોતાના હૃદયમાં પ્રતિધ્વનિત થતો સંભળાયો. તે ચૂપચાપ પડી રહી. તેની ચંપકવર્ણી આંગળીઓ એ શ્લોક પર હતી જ્યાં રાધા કહે છે, 'મારું મન તો સદા શ્રી કૃષ્ણના ગુણગાન કરવામાં જ મસ્ત રહે છે. મને તેના પર ક્રોધ કરવાનો વખત પણ મળતો નથી. હે સખી, મને છોડી તે બીજી ગોપીઓ સાથે વિહાર કરે છે તો પણ મારું મન તો સદા તેની કલ્યાણ-વાંછનામાં જ રત રહે છે'

નિસ્તબ્ધ રાત્રિના સમયે ન જાણે કોઈ અભિસારિકા દબાતે પગલે ચાલી હોય એવા નિજ હૃદયના ધબકાર પદ્મા સાંભળી રહી છે.

જયદેવે ખંડમાં પ્રવેશ કર્યો અને પદ્માને દીન મુદ્રામાં સૂતેલી જોઈ, ચોંકી ઊઠ્યો તે સ્તબ્ધ ઊભો રહ્યો અને મનોમન બોલવા લાગ્યો: 'છટ, જયદેવ! કોઈને આવું દુઃખ દેવાય!'

પાસેના જ બાગમાં એક પક્ષી રાત્રિના મૌનનો ભંગ કરતું બોલી ઊઠ્યું :- 'પ્રિયે, વાત કરો! પ્રિયે વાત



રો!' પદ્માની કૃત્રિમ ઊંઘ ઊડી ગઈ. તેના હોઠ ાઈક બોલવા ફફડી ઊઠ્યા—પથારીમાં એક પુસ્તક તું. જયદેવે ઝૂકીને જોયું તો ગીત–ગોવિંદ એનું ામ હતું. જયદેવને રોમાંચ થયો. 'ગીત ગોવિંદ'! ા, આ એ જ અમૃતકાવ્ય છે. જેના પર જયદેવને ૂબ વહાલ છે, જેને મોઢે કરવા તેણે કેટલીય રાતના જાગરા પણ કર્યા છે અને જે આજે પણ તેને ંઠસ્થ છે.

ાદ્મા આંખો બંધ કરી ચૂપચાપ પડી રહી છે. તેનાં ાંગ પ્રત્યંગ પ્રતીક્ષા કરી રહ્યાં છે. જયદેવે ફરી એક ાર તેના તરફ જોયું. આંખો બંધ હોવા છતાંય ાદ્મા તેના સ્વામીનું આત્મમંથન નિરખી શકે છે, છતાંય તે કાંઈ બોલતી નથી, આંખ પણ ખોલતી ાથી.

જયદેવે ધૂળ ચઢેલી સીતારને ઉતારી સાફ કરી અને જામાં જઈ એના સુપ્ત તારોમાં સૂરનો ઝંકાર કર્યો. માજે કેટલાય દિવસ પછી તે ગીત–ગોવિંદની મધુર ાદાવલિ ગાવા તલપાપડ બન્યો છે. સતારના તાર ુન ટુન કરતા ગાજી ઊઠ્યા.

ાદ્માની ભાવનાઓનો બંધ તૂટી ગયો. હૃદયને થયું કે જયદેવ! મારા સ્વામી! મારા પ્રિયતમ! કરતી કરતી તેના કંઠને હું વિંટાઈવળું, પણ...ના.' ધીમા સ્વરે સીતારની સ્વર મૂર્ચ્છના સાથે જયદેવે ગીત આરંભ્યું:

-રતિ સુખસારે ગતમભિસારે મદન મનોહર વેશમ્,
ન કુરુ નિતસ્વિનિ ગમન વિલમ્બ મન સુરતાં: હૃદયેશમ્,
ધીર સમીરે યમુનાતીરે વસતિ વને વનમાલી. ......

કેવી આકુળતા છે! હજુ પણ શ્રીકૃષ્ણ યમુના–તટ પર બેસી તેને મધુ–બંસીગાન વડે સંકેતસ્થાન પર પહોંચી જવા કહે છે. કોઈ પાનના હાલવાથી કે પક્ષીની પાંખના ફફડાટથી તે ચોંકી ઊઠે છે ને વિચારે છે કે ક્યાંક તું તો નહિ આવી ગઈ હોય!

જયદેવનો કંઠ કેટલો બધો મીઠો છે—પદ્મા વિચારવા લાગી. જયદેવના સંગીતમાં કેટલી બધી વ્યાકુળતા છે! અભિમાન કેવું! એવી રીતે પડી રહેવું એના માટે અસંભવ થઈ ગયું. એના વક્ષઃસ્થળમાં અતિ ઉત્કટ સ્પંદનો શરૂ થયાં. જયદેવનો સ્વરકંઠ બંધ પડી ગયો છે. પરંતુ એનો પ્રતિધ્વનિ હજુયે આકાશમાં, વાયુમંડલમાં, વનમાં ને સર્વત્ર ગૂંજી રહ્યો છે.

થોડી વાર સુધી જયદેવ પથ્થરની જેમ બેસી રહ્યો. આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. પછી ધીરેથી ઊઠી પદ્માના અભિમાન–વિષન્ન દેહને આલિંગન કર્યું. અને ક્ષમા યાચનાના સ્વરે તે પુકારી ઊઠ્યો: 'પદ્મા! પદ્માવતી!'

પદ્મા કાંઈ જ ઉત્તર આપતી નથી.

'પદ્મા, સાંભળ! આંખો ખોલ, દેવી!'

પદ્મા સાંભળે છે પણ બોલતી નથી, આંખો ખોલતી નથી. તેનાં અંગ પ્રત્યંગ થર થર ધ્રૂજે છે તો પણ આંખો ઉઘાડી તે જોતી નથી. આ કેવો આનંદ! કેવી વેદના! પદ્માની આંખોમાંથી અશ્રુધારા સરી રહી છે.

'પદ્મા, માફ નહિ કરે? તારે પગે પડું, પદ્મા!

देहिपदपल्लवमुदारम् !'

અનેકવાર જયદેવે તેને બોલાવી. અનુનય–વિનય કર્યો, હૃદયના ઊંડાણમાંથી પશ્ચાત્તાપનો એકરાર કર્યો.

પદ્મા જવાબ કેમ નથી આપતી? વારંવાર હલાવે છે, પ્રેમ પ્રદર્શન કરે છે અને છતાં કંઈ જ જવાબ નથી મળતો. શું થયું, અરે આ શું થયું? આ કેવું અભિમાન?

પણ ઓહ! પદ્માને તેણે કેવો અને કેટલો આનંદ આજે આપ્યો છે એની જયદેવને કંઈ ખબર નથી. આ આનંદને ઝીલવાની શક્તિ તેના સામાન્ય દેહમાં ન હોવાથી તે મૃત્યુના શરણમાં ચાલી ગઈ હતી!







શાંતિ શાહ

# રાતાં ફૂલડાંની ફોરમ [ ૩ ]

મોસ્કોની ગોર્કી સ્ટ્રીટમાં આવેલ બાળ પ્રકાશન ગૃહમાં અમે ગયાં. ત્યાં બાળકો અંગે પ્રસિદ્ધ થતાં સાહિત્યની બાળ સમિતિ હોય છે. એ સિવાય એમાં શિક્ષકો, માનસશાસ્ત્રીઓ પણ હોય છે. હમણાં આ બાળ પ્રકાશન ગૃહમાં લેખક અને બાળ સમિતિ વચ્ચે બનેલો પ્રસંગ જાણવા જેવો છે.

એક લેખક પોતાની કૃતિ બાળ સમિતિ પાસે વાંચી રહ્યા હતા. એક પ્રસંગ આવ્યો. એક બાળક નિશાળેથી ઘેર આવે છે: મા પૂછે છે. 'કેવા માર્ક્સ આવ્યા?' બાળક કહે છે, 'ખરાબ માર્ક્સ આવ્યા.' આ પ્રસંગ વાંચતા વાંચતા લેખક હસી પડ્યા. પણ બાળ સમિતિમાંથી કોઈ બાળક બોલ્યું નહિ. એક બાળક ખૂબ ઉદાસ થઈ ગયો અને બીજાં બાળકો ગંભીર બની ગયાં. આખી પ્રત વંચાઈ રહ્યા પછી લેખકે કહ્યું: 'પ્રસંગ મેં રમુજ માટે મૂક્યો હતો, તમે બધાં કેમ ગંભીર બની ગયાં?' પેલો ઉદાસ થઈ ગયો હતો તે વિદ્યાર્થી બોલ્યો: 'ખરાબ માર્ક્સ આવવા એ વડીલો માટે રમુજ અને આનંદનો વિષય હશે. પણ બાળકો માટે એ દુઃખનો વિષય છે. ખરાબ માર્ક્સ આવવા એ બાળકો માટે સારું નથી' જવાબ સાંભળી લેખકની આંખ ઊઘડી ગઈ અને એટલી હકીકત એમની પ્રતમાંથી રદ કરી. *

રશિયા વિશેના આવા ટૂંકા પ્રસંગો અને એના લેખક વિષે વાચકો પરિચિત છે જ. અહીં આપેલા બે પ્રસંગો એ પ્રજાનાં બાળકો અને લેખકો કેટલાં સજાગ અને સ્વભાનયુક્ત છે તે આપણે જાણી શકીએ છીએ ....

સોવિયેટ યુનિયનમાં લેખકને ઘણું સારું વેતન મળે છે. એક લેખક અંગે હમણાં ત્યાં રસપ્રદ પ્રસંગ બની ગયો. વીરતા (Virta) નામના એક લેખક પાસે લેખનકાર્યમાંથી સારા એવા રૂબલ જમા થયા.

લેખન પ્રવૃત્તિને અનુકૂળ વાતાવરણ મળે એવા હેતુથી એમણે શહેર બહાર નાનકડા મકાનમાં વસવાટ કરવાની પરવાનગી માગી. એ પ્રમાણે એ શહેર બહાર રહેવા ગયા. ઘણો સમય પસાર થયા છતાં એમનું કોઈ સાહિત્ય પ્રસિદ્ધ થયું નહી. એટલે સ્થાનિક વર્તમાનપત્રોમાં શહેરીઓ તરફથી અવારનવાર ટીકાઓ પ્રસિદ્ધ થવા માંડી. ધીરે ધીરે વિરોધ વધતો ગયો અને સારા પ્રમાણમાં જન સંખ્યાએ, વ્યવસ્થિત રીતે વિરોધ શરૂ કર્યો અને સોવિયેટ યુનિયનના લેખક મંડળને આ લેખકને દૂર કરવાની વિનંતિ કરી. લોકોની ટીકા, વિરોધ અને ઉહાપોહ જોઈને લેખક મંડળે એમને લેખક મંડળમાંથી દૂર કર્યા. એ પછી એ લેખકે લખવાનું શરૂ કર્યું.

સોવિયેટ સમાજ રચનામાં દરેકે માણસે સમાજ ઉત્થાનના કાર્યમાં પોતાનો હિસ્સો નોંધાવવો જોઈએ એમ ત્યાંના લોકો માને છે. અને એટલા જ કારણે લોકોએ એ લેખક સામે ટીકા તથા વિરોધ જાહેર કર્યો.

*

## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**ગુજરાતનાં પક્ષી–ચિત્રો :** ચિત્રકાર સોમાલાલ શાહ. લે. પ્રદ્યુમ્ન દેસાઈ. પાનાં ૧૨. આઠ આના. **રૂપાં અને પરીઓ :** માયા મહેતા. પાનાં ૧૪. આઠ આના—બંનેના પ્રકાશક : મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. **ભારતીય તત્ત્વજ્ઞાનની રૂપરેખા :** [ ખંડ ૧–૨ પૂર્વાર્ધ ] લે૦ એમ. હિરિયણ્ણા અનુ. ચંદ્રશંકર પ્રા. શુકલ. પાનાં ૨૫૮, ત્રણ રૂપિયા. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ . **જોન ઑફ આર્ક :** શિવમ્ સુંદરમ્ પાનાં ૧૩૩. ૧૨ આના. સસ્તું સાહિત્ય કાર્યાલય, અમદાવાદ. **મહાવીર દેવનો ગૃહસ્થાશ્રમ :** લે. સત્યભક્તજી અનુ. મુનિશ્રી ન્યાયવિજયજી. પાનાં ૮૫. મૂલ્ય છાપેલ નથી. પ્ર. મલ્લિના જૈનો. **કલ્યાણ સાધન દિશા :** મુની શ્રી. ન્યાયવિજયજી. પાનાં ૪૯ હેમચંદ્રાચાર્ય જૈન સભા, પાટણ. **સંપત્તિદાન અને ભૂદાન મૂવમેન્ટ :** ( અંગ્રેજી ) લે. પ્ર. સી. જી. શાહ. પાનાં ૧૬, બે આના. અકબર મંઝિલ, કેડલ રોડ, મુંબઈ ૨૮.



# પ્રજા મૂરખ નથી

જનતા બણગાં જ ફૂંક્યાં કરશે ? કોઈપણ વસ્તુ સુધારવા માટે એની શુભ શરૂઆત બોલવાથી નહિ પણ વર્તણુકથી થવી જોઈએ, એની જ ધારી અસર નીપજે. અહીં આપેલો પ્રસંગ એવી અસર ઉપજાવે......

ધોળી ટોપી જોઈને જ જાણે કેમ શયતાન ચડ્યું હોય તેમ મને ડબામાં દાખલ થતાં જ એક ભાઈએ જેમ કોઈ આખા દિવસના ભૂખ્યાને ભાવતું ભોજન મળતાં તેના પર તૂટી પડે તેમ તાતી તલવાર જેવી જીભ ચલાવવી શરૂ કરી. ખાદીવાળા પર દાઝ ઠલવતા હોય તેમ એ ભાઈએ કોંગ્રેસના આગેવાનો અને પ્રધાન મંડળો પર મર્મવેધક પ્રહારો કરવા માંડ્યા. ડબામાં બેઠેલા ઉતારૂઓને પણ કંઈક રસ પડ્યો હોય તેમ સૌ કોઈ આ ભાઈની વાત કાન દઈ સાંભળવા માંડ્યા.

હું પણ કંઈક કુતૂહલ અને કંઈક રમૂજની મિશ્રિત લાગણીથી આ ભાઈની વાતો શાંતિથી સાંભળે જતો હતો. તેમનો ઉકળાટ વધ્યે જતો હતો. મારું મૌન, શાંતિ અને ઉપેક્ષા તેઓને ખૂંચતાં હોય તેમ લાગ્યું. તેઓની ગણતરી હશે કે ખાદીવાળાને ઉતારી પાડવાની તેમની વૃત્તિથી હું છેડાઈને તેમની સાથે વાદવિવાદમાં ઉતરીશ. પરંતુ તેમની ગણતરી મારી બાબતમાં ખોટી પડી હોવાથી જેમ હાર્યો જુગારી બમણું ખેલે તેમ એ ભાઈ મારા મૌનથી વધુ અકળાયા અને જોરશોરથી ખાદીવાળાને આકરા શબ્દબાણોથી વીંધવા લાગ્યા.

ધીમે ધીમે એ ભાઈની ગરમીનો પારો ઊંચે ચડ્યે જતો હતો. સભ્ય કે અસભ્ય ભાષામાં ગાલિપ્રદાન શરૂ થઈ ચૂક્યું હતું.

એ ભાઈ બોલ્યા : ‘મારા બેટા આ ખાદીવાળાઓને જ્યારે મત લેવા હતા ત્યારે ઉંબરા ઘસી નાખતા હતા. હવે જાણે સામાય મળ્યા નથી. ગાદી પર બેસી ગયા એટલે કે જાણે કોઈની પડી ન હોય તેમ વર્તે છે. પણ પ્રજા મૂરખ નથી. હવે કોઈ સહન કરનાર નથી. આવતી ચૂંટણીમાં બધાને ખબર પડી જશે. આ વખતે પ્રજા તેઓને ઉખેડીને ફેંકી દેવાની છે.’

એક ઉતારૂ બોલ્યા : ‘એ બિચારા શું કરે ! રાત દહાડો મહેનત તો કરે છે. પણ આપણે ન સમજીએ તેમાં તેઓનો શું દોષ ?’

પેલા ભાઈ ઉશ્કેરાઈને બોલ્યા : ‘આ અંધેર કારભારથી બધા ધરાઈ ગયા છે. અમે બેવકૂફ નથી. લોકોને મૂરખ બનાવવા માટે લાખો રૂપિયાના ધૂમાડા થાય છે. આ બધું પ્રજા ક્યાં સુધી સહન કરવાની છે ?’ આ નજર મારા તરફ સતત રહ્યા કરતી હતી. મને લાગ્યું કે હવે હું નહિ બોલું તો આ ભાઈની નિરાશા કદાચ એમને વધુ ઉશ્કેરી મૂકશે. એટલે મેં શાંતિપૂર્વક એમને પૂછ્યું :

‘ભાઈ, શું વાત છે ?’

ભા : ‘જુઓને, આ તમારા રાજનું અંધેર ! લોકોને છેતરવા માટે થર્ડ કલાસમાં આ વીજળીના પંખા નાખ્યા છે. આખા ડબામાં એક પણ પંખો ચાલતો નથી. સરકાર લોકોના લાખો રૂપિયાનું પાણી કરી રહી છે. એક પંખો તો ચલાવી આપો ?’

આમ કહેતાં જ એ ભાઈ ઊભા થયા અને બે ચાર વખત પંખાની સ્વીચ ઊંચી નીચી કરી. પણ પંખો તો સ્થિતપ્રજ્ઞની જેમ સ્થિર જ રહ્યો !

હું : ‘જુઓ ભાઈ, એમાં અકળાવવાની શી જરૂર છે ? આપણે ગાર્ડને ખબર આપીશું તો વીજળીવાળાને બોલાવી પંખા ચાલુ કરાવશે. કંઈક બગડ્યું હશે.’

ભા : ‘જોયા તમારા ગાર્ડ ! તમે ખાદીવાળા તેનું તમારું રાજ. તમારા દિવસો હવે ભરાઈ ગયા છે. બહુ નભવાનું નથી.’

હું : ‘આ તો વીજળીનું કામ છે. સહેજસાજમાં



શાંતિ શાહ

# રાતાં ફૂલડાંની ફોરમ [ ૩ ]

મોસ્કોની ગોર્કી સ્ટ્રીટમાં આવેલ બાળ પ્રકાશન ગૃહમાં અમે ગયાં. ત્યાં બાળકો અંગે પ્રસિદ્ધ થતાં સાહિત્યની બાળ સમિતિ હોય છે. એ સિવાય એમાં શિક્ષકો, માનસશાસ્ત્રીઓ પણ હોય છે. હમણાં આ બાળ પ્રકાશન ગૃહમાં લેખક અને બાળ સમિતિ વચ્ચે બનેલો પ્રસંગ જાણવા જેવો છે.

એક લેખક પોતાની કૃતિ બાળ સમિતિ પાસે વાંચી રહ્યા હતા. એક પ્રસંગ આવ્યો. એક બાળક નિશાળેથી ઘેર આવે છે: મા પૂછે છે. 'કેવા માર્ક્સ આવ્યા?' બાળક કહે છે, 'ખરાબ માર્ક્સ આવ્યા.' આ પ્રસંગ વાંચતા વાચતા લેખક હસી પડ્યા. પણ બાળ સમિતિમાંથી કોઈ બાળક બોલ્યું નહિ. એક બાળક ખૂબ ઉદાસ થઈ ગયો અને બીજા બાળકો ગંભીર બની ગયાં. આખી પ્રત વંચાઈ રહ્યા પછી લેખકે કહ્યુ: 'પ્રસંગ મેં રમુજ માટે મૂક્યો હતો, તમે બધાં કેમ ગંભીર બની ગયાં?' પેલો ઉદાસ થઈ ગયો હતો તે વિદ્યાર્થી બોલ્યો: 'ખરાબ માર્ક્સ આવવા એ વડીલો માટે રમુજ અને આનંદનો વિષય હશે. પણ બાળકો માટે એ દુઃખનો વિષય છે. ખરાબ માર્ક્સ આવવા એ બાળકો માટે સારું નથી' જવાબ સાંભળી લેખકની આંખ ઊઘડી ગઈ અને એટલી હકીકત એમની પ્રતમાંથી રદ કરી. *

રશિયા વિષેના આવા ટૂંકા પ્રસંગો અને એવા લેખો વિષે વાચકો પરિચિત છે જ. અહીં આપેલા બે પ્રસંગો એ પ્રજાનાં બાળકો અને લેખકો કેટલાં સંયમ અને સ્વભાનયુક્ત છે તે આપણે જાણી શકીએ છીએ ....

સોવિયેટ યુનિયનમાં લેખકને ઘણું સારું વેતન મળે છે. એક લેખક અંગે હમણાં ત્યાં રસપ્રદ પ્રસંગ બની ગયો. વીરતા ( Virta ) નામના એક લેખક પાસે લેખનકાર્યમાંથી સારા એવા રૂબલ જમા થયા.

લેખન પ્રવૃત્તિને અનુકૂળ વાતાવરણ મળે એવા હેતુથી એમણે શહેર બહાર નાનકડા મકાનમાં વસવાટ કરવાની પરવાનગી માગી. એ પ્રમાણે એ શહેર બહાર રહેવા ગયા. ઘણો સમય પસાર થયા છતાં એમનુ કોઈ સાહિત્ય પ્રસિદ્ધ થયું નહી. એટલે સ્થાનિક વર્તમાનપત્રોમાં શહેરીઓ તરફથી અવારનવાર ટીકાઓ પ્રસિદ્ધ થવા માંડી. ધીરે ધીરે વિરોધ વધતો ગયો અને સારા પ્રમાણમાં જન સંખ્યાએ, વ્યવસ્થિત રીતે વિરોધ શરૂ કર્યો અને સોવિયેટ યુનિયનના લેખક મંડળને આ લેખકને દૂર કરવાની વિનંતિ કરી. લોકોની ટીકા, વિરોધ અને ઉહાપોહ જોઈને લેખક મંડળે એમને લેખક મંડળમાંથી દૂર કર્યા. એ પછી એ લેખકે લખવાનું શરૂ કર્યું.

સોવિયેટ સમાજ રચનામાં દરેકે માણસે સમાજ ઉત્થાનના કાર્યમાં પોતાનો હિસ્સો નોંધાવવો જોઈએ એમ ત્યાંના લોકો માને છે. અને એટલા જ કારણે લોકોએ એ લેખક સામે ટીકા તથા વિરોધ જાહેર કર્યો.

★

## સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**ગુજરાતનાં પક્ષી-ચિત્રો**: ચિત્રકાર સોમાલાલ શાહ. લે. પ્રદ્યુમ્ન દેસાઈ. પાનાં ૧૨. આઠ આના. **રૂપાં અને પરીઓ**: માયા મહેતા. પાનાં ૧૪. આઠ આના—બંનેના પ્રકાશક: મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. **ભારતીય તત્ત્વજ્ઞાનનીરૂપરેખા**: [ ખંડ ૧-૨ પૂર્વાર્ધ ] લે૦ એમ. હિરિયણ્ણા અનુ. ચંદ્રશંકર પ્રા. શુક્લ. પાનાં ૨૫૮, ત્રણ રૂપિયા. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ. **જોન ઑફ આર્ક**: શિવમ્ સુંદરમ્ પાનાં ૧૩૩. ૧૨ આના. સસ્તું સાહિત્ય કાર્યાલય, અમદાવાદ. **મહાવીર દેવનો ગૃહસ્થાશ્રમ**: લે. સત્યભક્તજી અનુ. મુનિશ્રી ન્યાયવિજયજી. પાનાં ૮૫. મૂલ્ય છાપેલ નથી. પ્ર. માંડલના જૈનો. **કલ્યાણ સાધન દિશા**: મુની શ્રી. ન્યાયવિજયજી. પાનાં ૪૯ હેમચંદ્રાચાર્ય જૈન સભા, પાટણ. **સંપત્તિદાન અને ભૂદાન મૂવમેન્ટ**: ( અંગ્રેજી ) લે. પ્ર. સી. જી. શાહ. પાનાં ૧૬, બે આના. અકબર મંઝિલ, કેડલ રોડ, મુંબઈ ૨૮.

# પ્રજા મૂરખ નથી

જનતા બણગાંઓ જ ફૂંક્યા કરશે? કોઈપણ વસ્તુ સુધારવા માટે એના શુભ શરૂઆત બોલવાથી નહિ પણ વર્તણુકથી થવી જોઈએ, એની જ ધારી અસર નીપજે. અહીં આપેલો પ્રસંગ એવી અસર ઉપજાવે......

ધોળી ટોપી જોઈને જ જાણે કેમ શૂરાતન ચડ્યું હોય તેમ મને ડબ્બામાં દાખલ થતાં જ એક ભાઈએ જેમ કોઈ આખા દિવસના ભૂખ્યાને ભાવતું ભોજન મળતાં તેના પર તૂટી પડે તેમ તાતી તલવાર જેવી જીભ ચલાવવી શરૂ કરી. ખાદીવાળા પર દાઝ ઠલવતા હોય તેમ એ ભાઈએ કોંગ્રેસના આગેવાનો અને પ્રધાન મંડળો પર મર્મવેધક પ્રહારો કરવા માંડ્યા. ડબ્બામાં બેઠેલા ઉતારૂઓને પણ કંઈક રસ પડ્યો હોય તેમ સૌ કોઈ આ ભાઈની વાત કાન દઈ સાંભળવા માંડ્યા.

હું પણ કંઈક કુતૂહલ અને કંઈક રમૂજની મિશ્રિત લાગણીથી આ ભાઈની વાતો શાંતિથી સાંભળે જતો હતો. તેમનો ઉકળાટ વધ્યે જતો હતો. મારું મૌન, શાંતિ અને ઉપેક્ષા તેઓને ખૂંચતાં હોય તેમ લાગ્યું. તેઓની ગણતરી હશે કે ખાદીવાળાને ઉતારી પાડવાની તેમની વૃત્તિથી હું છેડાઈને તેમની સાથે વાદવિવાદમાં ઉતરીશ. પરંતુ તેમની ગણતરી મારી બાબતમાં ખોટી પડી હોવાથી જેમ હાર્યો જુગારી બમણું ખેલે તેમ એ ભાઈ મારા મૌનથી વધુ અકળાયા અને જોરશોરથી ખાદીવાળાને આકરા શબ્દબાણોથી વીંધવા લાગ્યા.

ધીમે ધીમે એ ભાઈની ગરમીનો પારો ઊંચે ચડ્યે જતો હતો. સભ્ય કે અસભ્ય ભાષામાં ગાલિપ્રદાન શરૂ થઈ ચૂક્યું હતું.

એ ભાઈ બોલ્યા: 'મારા બેટા આ ખાદીવાળાઓને જ્યારે મત લેવા હતા ત્યારે ઉંબરા ઘસી નાખતા હતા. હવે જાણે સામાય મળ્યા નથી. ગાદી પર બેસી ગયા એટલે કે જાણે કોઈની પડી ન હોય તેમ વર્તે છે. પણ પ્રજા મૂરખ નથી. હવે કોઈ સહન કરનાર નથી. આવતી ચૂંટણીમાં બધાને ખબર પડી જશે. આ વખતે પ્રજા તેઓને ઉખેડીને ફેંકી દેવાની છે.'

એક ઉતારૂ બોલ્યા: 'એ બિચારા શું કરે! રાત દહાડો મહેનત તો કરે છે. પણ આપણે ન સમજીએ તેમાં તેઓનો શું દોષ?'

પેલા ભાઈ ઉશ્કેરાઈને બોલ્યા: 'આ અંધેર કારભારથી બધા ધરાઈ ગયા છે. અમે બેવકૂફ નથી. લોકોને મૂરખ બનાવવા માટે લાખો રૂપિયાના ધૂમાડા થાય છે. આ બધું પ્રજા ક્યાં સુધી સહન કરવાની છે?' આ નજર મારા તરફ સતત રહ્યા કરતી હતી. મને લાગ્યું કે હવે હું નહિ બોલું તો આ ભાઈની નિરાશા કદાચ એમને વધુ ઉશ્કેરી મૂકશે. એટલે મેં શાંતિપૂર્વક એમને પૂછ્યું:

'ભાઈ, શું વાત છે?'

ભા: 'જુઓને, આ તમારા રાજનું અંધેર! લોકોને છેતરવા માટે થર્ડ કલાસમાં આ વીજળીના પંખા નાખ્યા છે. આખા ડબ્બામાં એક પણ પંખો ચાલતો નથી. સરકાર લોકોના લાખો રૂપિયાનું પાણી કરી રહી છે. એક પંખો તો ચલાવી આપો?'

આમ કહેતાં જ એ ભાઈ ઊભા થયા અને બે ચાર વખત પંખાની સ્વીચ ઊંચી નીચી કરી. પણ પંખો તો સ્થિતપ્રજ્ઞની જેમ સ્થિર જ રહ્યો!

હું: 'જુઓ ભાઈ, એમાં અકળાવવાની શી જરૂર છે? આપણે ગાર્ડને ખબર આપીશું તો વીજળીવાળાને બોલાવી પંખા ચાલુ કરાવશે. કંઈક બગડ્યું હશે.'

ભા: 'જોયા તમારા ગાર્ડ! તમે ખાદીવાળા તેવું તમારું રાજ. તમારા દિવસો હવે ભરાઈ ગયા છે. બહુ નભવાનું નથી.'

હું: 'આ તો વીજળીનું કામ છે. સહેજસાજમાં





અટકી પડે. ફરિયાદ કરવામાં આપણું શું જાય છે? ખાદીવાળાને ભાંડવાથી કંઈ થોડું કામ થઈ જવાનું છે?'

ભા: 'તમે તો ખાદીવાળાની વકીલાત કરવાના છો એ અમે જાણીએ છીએ. દુનિયામાં એમ કોઈ કદી સાંભળતું નથી. હવે મત લેવા આવશો ત્યારે ખબર પડશે. દિલ્હી અને મુંબઈની ગાદી પર બેસી ગયા છો તે હવે ભારે પડી જવાની છે. આ બધા પ્રધાનો એશ આરામ કરે છે શું?'

આજુબાજુ બેઠેલા ઉતારૂઓ આ ભાઈનો પ્રવાહ ઉત્તેજનાપૂર્વક સાંભળી રહ્યા હતા. કેટલાકનાં તો માથાં પણ ડોલી રહ્યાં હતાં.

એટલામાં એન્જીન જોડાયાનો ધક્કો લાગ્યો. બધા ડબ્બા થોડા પાછા હટ્યા. ઉતારૂઓ સાવધ બની ગયા. પેલા ભાઈનો હૈયાવરાળ ખાલી થઈ ગઈ હતી એટલે તેનો પારો પણ જરા નીચે ઊતર્યો હતો.

તેવામાં ડબ્બામાંના પંખાઓ અચાનક ફરવા લાગ્યા. બધાની નજર ઊંચે ગઈ. આ શું કૌતુક થયું? એન્જીન લાગતાં જ વીજળીનું કનેકશન ચાલુ થયું હતું.

પંખાઓ ફરવાને લીધે વાતાવરણ ઠંડુ થવા લાગ્યું. ઉતારૂઓ પેલા ભાઈ તરફ જોઈ હસવા લાગ્યા, પેલા ભાઈ તો ઊંચું જોયા વગર હાથમાં એક છાપું લઈ વાંચવાનો ડોળ કરતા બેસી રહ્યા હતા. ડબ્બામાં સંપૂર્ણ શાંતિ પ્રસરી હતી. વચ્ચે કોઈકિ કોઈકિનો હસવાનો અવાજ આવતો હતો.

થોડીવારમાં રેલગાડી ઊપડી અરધા કલાક પછી એક રેલ્વે સ્ટેશન આવ્યું. ગાડી ઊભી રહી. પેલા ભાઈ ચુપકીથી નીચે ઊતરી ગયા. મને લાગ્યું કે તેઓને ઊતરવાનું સ્ટેશન આવી ગયું હશે. પરંતુ તેઓને સ્ટેશનના દરવાજા તરફ ન જતાં બાજુ તરફ જતાં જોયા એટલે મેં બારીમાંથી બહાર ડોકિયું કર્યું તો તેઓને બાજુના ડબ્બામાં ચડતા જોયા!

*

પારાશર્ય

## વસંત

આજ આવી વસન્ત લઈ વીંઝણો રે.
એને પગલે વીંટાય ફૂલવેલ. આજ આવી૦

ભર્યો આંબો મ્હોરાય ઝૂલે મંજરી રે.
રંગે કોકિલને કંઠ ટહુકાર. આજ આવી૦

શીળી રજની ને ચૈત્રની ચાંદની રે
ડોલે ડોલર ને ફૂલની સેજ. આજ આવી૦

મારી આશાની ફૂલભાત ચૂંદડી રે.
જરા હીંચું ત્યાં પવને લહેરાય. આજ આવી૦

આજ યૌવન આનંદ લઈ પાંગર્યું રે
નર્યો નિરમલ એ નયણાં હરખાય. આજ આવી૦

*

રતિલાલ-અનિલ

## શણગાર બનીને રૂહેવું છે!

રૂહેવું છે યઝીદીય્યત સામે પડકાર બનીને રૂહેવું છે,
દુનિયાનાં અસત્યોની સામે તકરાર બનીને રૂહેવું છે!

સુંદર છો તમે એ ફૂલસમાં એમાં તો જરા સંદેહ નથી
પણ ફૂલોને તો બીજાનો શણગાર બનીને રૂહેવું છે!

કે પથ્થરને શિલ્પીના કરે ઇન્સાન ઘડાણુ છે જગમાં
કે ઇન્સાનોને પથ્થરનો આકાર બનીને રૂહેવું છે!

ઇન્સાનના કોમલ હૈયામાં ક્યાં સ્થાન રહે તારું ઈશ્વર!
મંદિરમાં તારે પથ્થરનો આકાર બનીને રૂહેવું છે!

ઇન્સાનની આ દુનિયામાં અનિલ ચાલે છે અનાદિથી યુદ્ધો,
કારણ કે યઝીદોને જગમાં સરદાર બનીને રૂહેવું છે!

★



નેથેનિયલ હોથોર્ન

# વિલોપન

નૈતિક જીવન અને નૈતિક મૂલ્યો પર ભાર મૂકનાર આ વાર્તાના અમેરિકન લેખકની આ વાર્તા એક અને અજોડ છે એમાં શંકા નથી. **શ્રી. ચુનીલાલ મડિયા**એ 'શ્રેષ્ઠ અમેરિકન વાર્તાઓ' નામના તૈયાર કરેલા નવા સંગ્રહમાં આ વાર્તા પણ આવી જાય છે......

**એ** પ્ટેમ્બર મહિનાની એક રાત હતી. એક ઊંચા પર્વતની તળેટીમાં આવેલા ઝૂંપડામાં તાપણું બળતું હતું. પહાડી જંગલનાં લાકડાં, કરગઠિયાં તથા ઊંચા પર્વત પરથી ઊખડી ગયેલાં ઝાડનાં ડાળ-ડાંખળાં આ તાપણામાં ઓરવામાં આવ્યાં હતાં.

ઈંધણાં ઓરાતાં ગયાં તેમતેમ તાપણું શગે બળવા લાગ્યું. એનો ભડકો આખા ઓરડામાં ઉજાશ ફેલાવી રહ્યો. અને એ ઉજાશમાં ઘરનાં સહુ માણસોના ચહેરા ચમકી રહ્યા. માતા અને પિતાના મોં ઉપર પ્રગલ્ભ પરિતૃપ્તિ દેખાતી હતી. બાળકોના ચહેરા પર ચેતનવંતુ હાસ્ય રમતું હતું. સહુથી મોટી-ષોડશી-પુત્રીના મુખારવિંદ પર જીવનનું મૌગ્ધ્ય અને ઉલ્લાસ અંકિત થઈ ગયાં હતાં. હૂંફાળી જગ્યાએ બેઠાંબેઠાં ગૂંથણકામ કરી રહેલાં સહુથી ઘરડાં દાદીમાની મુખરેખાઓ એક વીતી ગયેલી હરીભરી જિંદગીની યાદ તાજી કરાવતી હતી.

*

ન્યૂ ઈંગ્લેન્ડના સૂકામાં સૂકા પ્રદેશમાં આ કુટુંબે લીલી હરિયાળી શોધી કાઢી હતી. વ્હાઈટ હિલ્સ નામે ઓળખાતી ગિરિમાળાની ગોદમાં આવેલી એક ખીણમાં આ કુટુંબ વસતું હતું. આ ખીણમાં બારેય મહિના પવનની સખત વા-ઝડી ઝીંકાયા કરતી. શિયાળામાં તો આ હેમાળા જેવો વાયરો માણસનાં અંગેઅંગ થીજવી મૂકતો. વળી આ સ્થળે બીજું પણ એક જોખમ રહ્યા કરતું. સીધા ચઢાણવાળા ઉત્તુંગ પર્વતની ખીણમાં આ કુટુંબ વસતું હતું. અને કોઈ કોઈવાર મધરાતે આ ડુંગરની ટોચેથી મોટી મોટી શિલાઓ ગબડતી નીચે આવતી ત્યારે ઘરનાં સહુ માણસો થરથરી ઊઠતાં.

અત્યારે તાપણાની ફરતાંફરતાં સહુ માણસો ઘૂમલો વળીને બેઠાં હતાં, એમાંથી મોટી દીકરીએ કાંઈક સાદી સરળ મજાક કરી. એ સાંભળીને સહુ ખડખડાટ હસી પડયાં. તુરત ખીણમાંથી સૂસવતો વાયરો આવ્યો ...અને જાણે કે આ ઘરના આંગણામાં જ થંભી ગયો. આ આંગણેથી આગળ વધતાં પહેલાં એ વાયરાએ ઘરનાં બારણાં ખળભળાવી નાખ્યાં અને પાછળ એ એક પ્રકારની ગમગીની મૂકતો ગયો.

ઘડીક વાર તો તાપણાની આજુબાજુ બેઠેલાં સહુનાં મોઢાં ઉપર વિષાદ છવાઈ ગયો; પણ તુરત કોઈ મુસાફરે બહારથી આ ઘરનો આગળિયો ઉઘાડતાં આ સઘળો વિષાદ ઊડી ગયો અને આનંદ છવાઈ રહ્યો. આ આગંતુકનાં પગલાંનો અવાજ વાવાઝોડામાં સંભળાયો નહોતો.

*

કુટુંબ આવા નિર્જન અને વિખૂટા સ્થળે વસતું હોવા છતાં બહારની દુનિયાથી એ સાવ વિભક્ત નહોતું થઈ ગયું. નોચ નામે ઓળખાતો આ ખીણનો ઘાટ આંતર-પ્રદેશના મહત્ત્વના ત્રણ માર્ગોને ત્રિભેટે આવેલો હતો. એક બાજુ મેઈન, બીજી બાજુએ સેંટ લોરેન્સ અને ત્રીજી તરફ ગ્રીન માઉન્ટન્સની ગિરિમાળાઓના કેડાઓ અહીં આવી મળતા હતા. આંતર-પ્રદેશના વેપારની બધી પોઠ-વણઝારો અહીંથી પસાર થતી.

અહીંથી રાત્રે નીકળતી ઘોડાગાડી આ કુટિરને આંગણે અચૂક થોભતી. અહીંથી નીકળતો એકલદોકલ મુસાફર પોતાનું એકલવાયાપણું ઓછું કરવા આ ઝૂંપડીને જરીકવાર ઝૂકી જતો અને સાહેબસલામ કરતો જતો. પોર્ટલેન્ડની બજારમાં જતો કોઈ પ્રવાસી અહીં રાતવાસો રહેતો. અને જો એ અવિવાહિત હોય તો રાતે મોડે સુધી જાગીને પહાડી કન્યાના હોઠ પરથી





એકાદું ચુંબન ચોરી લેતા.

*

આ એક જૂના જમાનાનું મુસાફરખાનું હતું, જ્યાં મુસાફરો ભોજન અને રહેવાનું ખર્ચ ચૂકવતા અને બદલામાં જેનાં મૂલ ન થઈ શકે એવો ઉષ્માભર્યો આદરસત્કાર પામતા.

તેથી જ બારણુનો આગળિયો ઊઘડ્યો અને કોઈ આગંતુકનાં પગલાંનો અવાજ નજીક આવતો સંભળાયો કે તુરત જાણે કે પોતાના જ કોઈ આપ્તજનને સત્કારતાં હોય એ રીતે દાદીમા અને બાળકો સુદ્ધાં ઘરનાં સહુ માણસો ઊભાં થઈ ગયાં.

આવનાર માણસ એક યુવાન હતો અંધારી રાતે ભેંકાર જંગલની સૂનકાર પગદંડી પર દડમજલ કરનાર એકલપંથી પ્રવાસીની ઘેરી ગમગીની પહેલાં તો આ યુવાનના આખા ચહેરાને ભરી દેતી લાગી, પણ ભાવભર્યો સત્કારની ઉષ્માએ ગમગીનીને તુરત ઉડાડી મૂકી.

ખુદ દાદીમાએ ઊઠીને, પોતાના કપડા વડે, રજોટાયેલી બેઠકની રજ ઝાપટી નાખી. નાના બાળકે પોતાના ટચૂકડા કુમળા હાથ આ આગંતુક ભણી લંબાવ્યા. મોટી દીકરી અને આ અજાણ્યા આદમી વચ્ચે એક જ નજર અને આછેરા મુસ્કુરાહટે નિર્દોષ આત્મીયતાનો નાતો બાંધી દીધો.

*

'અરે વાહ ! આવું હૂંફાળું તાપણું અહીં છે ને !' યુવાન આનંદથી પોકારી ઊઠ્યો, 'આવું મજાનું તાપણું ને આવાં મજાનાં તાપનારાં ! હું તો સાવ અજાચક જેવો થઈ ગયો હતો. આ પવન તો લુહારની ધમણ જેવી છે. ઠેઠ બાર્ટલેટથી અહીં સુધી આ ધમણે મારા ડીલ પર એવા તો સુસવાટા વીંઝ્યા છે કે વાત ન પૂછો !'

'તે તમે વર્મોન્ટ જવા નીકળ્યા છો ?' મહેમાનના ડિલેથી કપડાં ઉતારવામાં મદદ કરતાં કરતાં ઘરના માલિકે પૂછ્યું.

'હા. મારે તો ઠેઠ બર્લિંગ્ટનથીય આઘે જવું છે.' યુવાને જવાબ આપ્યો: 'આજ રાતે તો મારે ઈથાન ક્રૉફર્ડ પૂગી જવાનું હતું. પણ આવા બીકાળા રસ્તે ચાલતાં મારા જેવો એકલદોકલ માણસ અચકાય; પણ હવે મને એની ફિકર નથી. આ તાપણું જોયું ને તમારાં ઉજમાળાં મોઢાં જોયાં ત્યારે મને લાગ્યું કે જાણે તમે મારે માટે જ એ પેટવી રાખ્યું હતું અને મારા આવવાની જ રાહ જોતાં હતાં. હું હવે તમારી ભેગો બેસીને નિરાંત અનુભવું છું.'

*

અજાણ્યો માણસ તાપણા નજીક આવીને બેઠો કે તરત બહાર ડુંગરના સીધા ચઢાણ ઉપર કોઈકનાં ભારેખમ પગલાંની ધડબડાટી સંભળાઈ – જાણે કે કોઈ હરણફાળે લાંબી લાંબી ડાંફ ભરતું હોય એમ આ ઝૂંપડી પાસે થઈને સામે જઈ ભટક્યું.

અવાજ સાંભળીને ઘરનાં સહુ માણસોના શ્વાસ અદ્ધર ચડી ગયા, કેમકે એમને આ અવાજ પરિચિત હતો. આગંતુક પણ આથી ડઘાઈ ગયો.

'આ ગિરિરાજે આપણે એને ભૂલી ન જઈએ એની તકેદારી રાખવા ઉપરથી એક શિલા ગબડાવી એનો આ અવાજ છે.' ઘરધણીએ શ્વાસ હેઠો મેલીને કહ્યું: 'પર્વતરાજ કોઈ કોઈ વાર માથું ધુણાવે છે. અને અમારા ઉપર ધસી પડવાની ધમકી આપે છે. પણ અમે તો એનાં જૂનાં પાડોશી છીએ અને એ સાચે જ અમારા ઉપર ધસી પડે તો પણ અમે ગભરાઈએ એવાં નથી. અમારે આશરો લેવાનું ઠેકાણું અહીં નજીકમાં જ છે.'

*

તે દિવસે ઘરમાં રીંછના માંસનું રાંધણું હતું. એનું આ મુસાફરે વાળુ કર્યું. પોતાની ઉમદા રીતભાત અને વર્તણુકથી એ આ ઘરનાં માણસોમાં લીંબુના રસની જેમ ભળી ગયો. આવનાર માણસ કેમ જાણે આ ડુંગરઓનું જ સંતાન હોય એમ સમજીને ઘરનાં માણસો એની જોડે વર્તવા લાગ્યાં. યુવાન



પોતે અગરૂર છતાં વિનમ્ર મિજાજનો માણસ હતો. તવંગર અને મોટાં માથાતા લોકો વચ્ચે એ અકડાઈથી ઊભતો પણ તૂટીફૂટી ઝૂંપડીને આંગણે એ માથું નમાવવા તૈયાર રહેતો અને આવો ગરીબ માણસના તાપણા ઉપર બેસતી વેળા એના પુત્ર સમોવડો બની જતો.

આ ઝૂંપડીમાં યુવાનને લાગણીની સચ્ચાઈ અને હૃદયની ઉષ્માનો અનુભવ થયો. ન્યૂ ઈંગ્લૅન્ડની બુદ્ધિમત્તાનાં દર્શન થયાં, અને આ રોમાંચક તથા ભયાનક આવાસમાં વસનારાંઓએ ગિરિશૃંગો અને ગર્તાઓમાંથી અજાણતાં જ જે કવિતા સંઘરી હતી એનું પણ રસપાન કરવા મળ્યું.

આગંતુક બહુ આઘેથી આવતો હતો, એકલપંડે આવતો હતો. એની આખી જિંદગી જ એક નિર્જન પગદંડી સમી બની રહી હતી. ઘણાં લોકો સ્વાભાવિક રીતે જ એનાં મિત્રો કે સાથી બની શક્યાં હોત; પણ પોતાના એકલસૂરા અને ઓછાબોલા મિજાજને કારણે એ આવી મૈત્રી કે સૌહાર્દથી વંચિત રહી ગયો હતો.

*

પ્રેમાળ પરોણાગત કરનારું આ ઉદારદિલ કુટુંબ પણ પોતાની અંતર્ગત એકતા સભાનપણે જાળવીને બહારની દુનિયા સાથે થોડીક તો જુદાઈ જાળવતું જ હતું. એને પરિણામે, થોડીક તો એવી જગ્યા રહેતી જ હતી કે જે જગ્યા પર કોઈ અજાણ્યો આદમી પદાર્પણ ન કરી શકે. અને છતાં આજની રાતે આ શિક્ષિત ને સુઘરેલી છટાવાળા યુવાને કોઈ અજબ સહાનુકમ્પાથી પ્રેરિત થઈને આ ભલાંભોળાં પહાડી લોકો સમક્ષ પોતાનું હૃદય ઠાલવ્યું અને એ પણ એટલી જ સચ્ચાઈ અને સાફદિલ શ્રદ્ધાથી જવાબો આપતાં કરી દીધાં. અને આમ થવા પામે એમાં નવાઈ પણ શી? એક જ કુટુંબનાં માણસોને બદલે એક જ કિસ્મતને આશરે પડેલાં લોકો વચ્ચેનો નાતો વધારે નિકટનો નથી બની રહેતો?

આ યુવાનના ચારિત્ર્યનું રહસ્ય એની અતિ ઉચ્ચ મહત્ત્વાકાંક્ષામાં રહેલું હતું. કીર્તિના ઝળહળાટ વિનાનું જીવન એ ભલે જીવતો હોય પણ આખરે કબરમાં વિસ્મૃત થવા એ સરજાયો ન હતો. આજકાલ એ એક અજાણ આદમી તરીકે યાત્રા કરી રહ્યો હતો પણ એને પાકી ખાતરી હતી કે આ યાત્રાની પગદંડી પર એને પ્રકાશનું કિરણ અવશ્ય લાધશે. પછી ભલે એ પ્રકાશકિરણ કદાચ આ દડમજલ દરમિયાન જોવા ન પણ મળે. પોતે વિલીન થઈ ગયા પછી મહાકાળ જ્યારે અતીતનું અવગાહન કરશે ત્યારે આ પગદંડી પર એનાં પગલાંનો પ્રકાશ દેખાશે, બીજાઓની કીર્તિઓના કાચા રંગ જ્યારે ઊપટી ગયા હશે ત્યારે ખબર પડશે કે એક ખરેખર શક્તિસંપન્ન માણસે ઘોડિયાથી ઘોર લગીની જે જીવનયાત્રા ખેડેલી એની કોઈએ નોંધ નહોતી લીધી, એ યાત્રિકને કોઈએ ઓળખ્યો પણ નહોતો.

'અને છતાં મેં તો કાંઈ જ નથી કર્યું,' આંખમાં ચમક આણીને યુવાને કહ્યું: 'આ ધરતી પરથી હું આવતી કાલે અદૃશ્ય થઈ જાઉં—વિલીન થઈ જાઉં—તો તમે મારે વિશે જાણો છો એથી વધારે બીજું કોઈ કશું નહિ જાણી શકે. તમને મારી એટલી યાદ રહેવાની કે મધરાતે એક અનામી અજાણ્યો યુવાન અહીં આવ્યો હતો, એણે અહીં સહુની સમક્ષ પોતાનું હૃદય ઠાલવ્યું હતું, સવાર પડતાં એ પાછો આ ખીણને પંથે પડી ગયો હતો; અને પછી એ ફરી કદી દેખાયો જ નહોતો. એ કોણ હતો...એવું કોઈ પણ માણસ નહિ પૂછે. એ રખડુ અહીંથી કઈ દિશાએ ગયો એની પણ કોઈ પૃચ્છા નહિ કરે. પણ હું મારું જીવનકાર્ય પૂરું કર્યા વિના, મારું સ્વપ્ન સિદ્ધ કર્યા વિના, મરીશ નહિ. એ સ્વપ્ન સિદ્ધ થયા પછી મોત ભલે આવી ઊભે. એટલી વારમાં તો મેં મારું સ્મારકચિહ્ન સરજી નાખ્યું હશે!'

નિગૂઢ ચિંતન-સમાધિમાંથી યુવાનના સ્વાભાવિક ભાવોદ્રેકનો જે પ્રવાહ હતો એ આ સહુ કુટુંબીઓને અણજાણ છતાં અતિપરિચિત લાગતો હતો.





'તમને મારા પર હસવું આવે છે!' યુવતીનો હાથ ઝાલીને યુવાને પોતે પણ હસી પડતાં કહ્યું: 'તમને મારી મહત્વાકાંક્ષા સાવ બકવાટ જેવી લાગતી હશે. દેશભરનાં લોકો મારા પર નજર નોંધી રહે એટલા માટે હું માઉન્ટ વૉશિંગ્ટનને શિખરે ચીંજીને મરી જવા માગું છું એવું તમને લાગશે કદાચ અને સાચું પૂછો તો કોઈ માણસની પ્રતિમા માટે એ સ્થાન અત્યંત ઉચિત અને ભવ્ય બેઠક બની શકે.'

'એના કરતાં તો અહીં તાપણા પાસે બેસવું બહેતર છે,' યુવતીએ જણાવ્યું: 'આપણે વિશે ભલેને કોઈ માણસ વિચાર સરખો પણ ન કરે. અહીં તાપણા પાસે બેસવામાં આનંદ અને નિરાંત છે.'

ઘડીક વિચાર કરીને યુવતીના પિતાએ કહ્યું:

'મને લાગે છે કે આપણા મહેમાન કહે છે એ વાત સાચી છે. મને એવો વિચાર આવે તો હું પણ એવી જ લાગણી અનુભવું,'--અને પછી પોતાની પત્નીને ઉદ્દેશીને ઉમેર્યું:

'જે કદી બનવાનું જ નથી એવી વસ્તુઓ પર અત્યારે મારું મન દોડી રહ્યું છે એથી મને બહુ નવાઈ લાગે છે.'

'માણસ પોતે વિધુર બને ત્યારે શું થાય એ વિષે વિચાર કરો છો?' પત્નીએ પૂછ્યું.

'નહિ, નહિ, નહિ.' પતિએ પ્રેમાળ રોષથી કહ્યું:

'ઈસ્થર, હું તારા મૃત્યુની કલ્પના કરું છું ત્યારે સાથોસાથ મારું પણ મૃત્યુ જ થયું છે એમ સમજી લઉં છું.. હું તો વિચાર કરતો હતો કે બાર્ટલેટમાં કે બેથલહેમમાં કે લિટલ ટાઉનમાં કે વ્હાઈટ માઉન્ટન્સના ડુંગરાઓની આજુબાજુના કોઈ ગામમાં આપણું ખેતર હોય તો કેવું સારું! અલબત્ત, જ્યાં આપણા માથા પર ડુંગરા ધસી પડે એવી જગ્યાએ તો નહિ જ...આપણાં પાડોશીઓ સાથે આપણે સારો નાતો હોય, પ્રતિષ્ઠિત નાગરિક તરીકે મારી સાખ જામી હોય, અદાલતમાં પણ હું જતો આવતો થયો હોઉં તો કેવું સારું! અદાલતમાં મારા જેવો સીધો સાદો ને પ્રમાણિક માણસ પણ મોટા ધરખર ધારાશાસ્ત્રી જેટલો જ ઉપયોગી ગણાય. પછી હું ઘરડો થાઉં, ને તું પણ ઘરડી થઈ જા ત્યારે હું પથારીમાં પ્રાણત્યાગ કરું...ને તમને સહુને રડતાં મૂકીને ચાલ્યો જાઉં...મારી કબર પર આરસને બદલે ભૂખરો પાણો મૂકશો તો પણ ચાલશે ફક્ત એના ઉપર મારું નામ ને ઉમ્મર લખજો, કોઈ પ્રાર્થનાના ગીતમાંથી એકાદી કડી કોતરજો ને હું એક પ્રમાણિક અને એક ખ્રિસ્તી માણસ તરીકે જીવ્યો અને મરી પરવાર્યો એટલું પણ લોકો જાણી શકે એટલા પૂરતું થોડુંક એમાં ઉમેરજો ..'

'હું પણ એ જ કહેતો હતો.' યુવાને કહ્યું: 'આરસ હોય કે ભૂખરો પથ્થર હોય. સ્મરણચિહ્ન મૂકી જવું એ આપણો સ્વભાવ છે. પછી એ ભવ્ય કીર્તિસ્તંભ હોય કે વિશ્વવ્યાપી માનવહૃદયમાંની મીઠી ભવ્ય યાદગીરી હોય—'

'આ રાતે આપણે વિચિત્ર વાતોએ ચડી ગયાં છીએ,' ગૃહિણીએ આંખમાં આંસુ લાવીને કહ્યું: 'માણસનું મગજ આવી વાતોએ ચડી જાય એ અપશુકન ગણાય—કાંઈક આફતનું એંધાણ ગણાય.'

*

નાનાં બાળકોને બીજા ઓરડામાં સુવડાવ્યાં હતાં પણ એ લોકોની વાતચીત સાંભળી શકાય એ ઉદ્દેશથી વચ્ચેનું બારણું ઉઘાડું રખાયું હતું. તાપણે બેઠેલા માણસોની વાતચીતનો જાણે ચેપ લાગ્યો હોય એમ બાળકો પણ માંહોમાંહે ગપ્પાં મારી રહ્યાં હતાં. આપણે મોટાં થઈશું ત્યારે શું શું બનીશું, શું શું કરીશું એની કલ્પના તેઓ કરી રહ્યાં હતાં. આખરે એક નાનો છોકરો તો પોતાના ભાઈ-ભાંડુઓને બદલે પોતાની માતાને જ ઉદ્દેશીને બોલી ઊઠ્યો:

'મા મા, મારે શું કરવું છે એ કહું? તમે, બાપુ, દાદીમા, મહેમાન અને અમે બધાં અત્યારે ઊઠીને ફ્લુમ નદીને વોંકળે જઈએ અને વોંકળામાંથી



પાણી પી આવીએ તો કેવી મજા આવે!'

આ વાત સાંભળીને આખી મંડળી ખડખડાટ હસી પડી. અત્યારે હૂંફાળી પથારી અને હૂંફાળું તાપણું છોડીને, ડુંગરા વીંધીને આવતા અને ખીણમાં ઊંડે ઊંડે વહેતા વોંકળાને કાંઠે જવા કોણ તૈયાર થાય? છોકરાએ હજી તો પોતાનું કહેવાનું પૂરું કર્યું ત્યા તો બહાર રસ્તા પર કોઈ ગાડી નીકળવાનો ખડખડ અવાજ આવ્યો. એ ગાડી ઘડીક વાર બારણા આગળ થંભી. ગાડીમાં બે ત્રણ માણસ બેઠાં હોય એમ લાગ્યું, કેમકે તેઓ દિલ બહેલાવવા ગીત ગાઈ રહ્યાં હતાં. એ ગાયકો પોતાની મજલ ચાલુ રાખવી કે અહીં રાતવાસો રહી જવું એનાં વિમાસણ ઘડીક વાર કરતાં હતાં ત્યારે પહાડોમાંથી એમના ગીતના પડછંદા સંભળાતા હતા.

'બાપુ, તમને એ લોકો બોલાવતાં લાગે છે.' યુવતીએ કહ્યું.

પણ એ લોકોએ ખરેખર પોતાને બોલાવ્યો હોવા વિશે ઘરધણીને શંકા હતી. વળી, સામે ચાલીને માણસોને રાતવાસો રહેવામાં અને એ રીતે કમાણી કરવામાં એને અજુગતું લાગતું હતું. તેથી જ એણે ઊભા થઈને બારણું ઉઘાડવામાં ઉતાવળ ન કરી. અને ત્યાં તો પેલા પ્રવાસીઓ ફરી ગીતો ગાતાં ગાતાં અને હસતાંહસતાં ખીણને પંથે પડ્યાં. એમના હાસ્ય અને ગીતના પડઘા પર્વતોના પેટાળમાથા પણ જાણે કે ક્યાંય સુધી સંભળાતા રહ્યા.

'મા! મા!' બાળક પોકારી ઊઠ્યું: 'આપણે એ ગાડીમાં બેસી ગયાં હોત તો વોંકળે પહોંચી પણ ગયાં હોત–'

મધરાતે રખડવા જવાની બાળકની આવી કલ્પનાએ ફરી સહુને હસાવ્યાં. પણ યુવતીના હૃદય પર વિષાદની એક વાદળી પસાર થઈ ગઈ. એણે ગમગીન આંખે તાપણામાં નજર કરીને ઊંડો શ્વાસ લીધો, જે નિસાસો બની રહ્યો એ નિસાસો બહાર ન મૂકવાનો એણે પ્રયત્ન કર્યો છતાં મૂકાઈ ગયો.

પોતાના હૃદયની વાત સહુ જાણી ગયા છે એમ સમજાતાં યુવતી ભયભીત બનીને ચારે તરફ જોવા લાગી.

યુવાને પૂછ્યું: 'શો વિચાર કરો છો!'

'કાંઈ નહિ, કાંઈજ નહિ,' મોં પર ફિક્કું હાસ્ય લાવીને યુવતીએ જવાબ આપ્યો: 'મને ઘડીક એકલવાયું લાગતું હતું.'

'સામા માણસના હૃદયમાં શો વિચાર ચાલે છે એ જાણવાની મારામાં અજબ આવડત છે,' યુવાને જરા મજાકમાં કહ્યું; અને પછી પૂછ્યું:

'તમારા હૃદયની ગુપ્ત વાત હું કહી દઉં! યુવાન છોકરો ઉષ્માભર્યા હૃદયથી કુંવારી અનુભવે અને માતાના પડખામાં લપાઈને એકલતાના ફરિયાદ કરે ત્યારે એના મનમાં શું ચાલી રહ્યું હોય એ હું સમજુ છું. કહો તો એ લાગણીઓને શબ્દોમાં રજૂ કરી બતાવુ.'

'એ લાગણીઓ જ્યારે શબ્દોમા રજૂ થઈ શકશે ત્યારે એ કોઈ યુવતીની લાગણી રહેવા નહિ પામે. મુગ્ધાના મનોભાવ તો શબ્દાતીત જ હોય,' પહાડની આ પરીએ હસતાં હસતાં છતાં યુવાનની નજર ટાળવા મથતાં કહ્યું.

બંનેનાં હૃદયમાં પ્રેમાંકુર ઊગ્યો. એ પ્રેમાંકુર એટલો તો પવિત્ર હતો કે આ ધરતી પર તો એ વિકસી શક્યો નહિ તેથી સ્વર્ગમાં જ એ ફૂલાફાલી શકશે. યુવતીઓ આવા વિનમ્ર ગરવા યુવાનો પર વારી જાય છે અને યુવાનોના ચિંતનશીલ ઉદાર આત્માઓ આવી સરળહૃદય યુવતીઓ પર ન્યોછાવરી કરે છે.

બન્ને પ્રેમીઓ ધીમા મૃદુ અવાજે વાતો કરતાં હતાં ત્યારે એ મુગ્ધાના મોં પર રમતી સુખદ વ્યગ્રતા, તેજછાયા અને ઝંખનાનું પેલો યુવાન નિરીક્ષણ કરી રહ્યો હતો. ખીણમાં પવનના સુસવાટા વધારે ઘેરા અવાજે ગાજતા હતા. કલ્પનાશીલ મહેમાને સાચું જ સમજાવ્યું કે આદિવાસી ઈન્ડીયન લોકો અહીં વસતા ત્યારે આ ડુંગરાઓમાં ભરાઈ રહેનારા આત્માઓની આ ગર્જના હતી.

*





રસ્તા પર જાણે કે કોઈની પાયદસ્ત પસાર થતી હોય એવી મોટેથી રડારડ સંભળાઈ. આ ગમગીનીને હળવી કરવાના ઉદ્દેશથી તાપણામાં પાઈન વૃક્ષનાં વધારે ડાંખળાં નાખવામાં આવ્યાં. એનાં સૂકાં પાંદડાં આ અગ્નિમાં તડતડી ઊડ્યાં. ફરીવાર ભડકો થયો, અગ્નિશિખા ઊંચે ચડી અને નિરાંતવા જીવનનું સુખદ દૃશ્ય દેખાઈ રહ્યું.

તાપણાનો પ્રકાશ સહુના ચહેરા પર સંતાકૂકડી રમવા લાગ્યો. એના ઉજાસમાં બાળકોનાં કુમળાં મોઢાં ઝગમગી રહ્યાં. ખડતલ ઘરધણી, વિનમ્ર ચતુરસુજાણ ગૃહિણી, 'ઉન્નતભ્રૂ' યુવાન, પુષ્પિત યુવતી, અને હજી પણ ગૂંથણકામ કરી રહેલાં ગરવાં દાદીમા—સહુના ચહેરા ચમકી રહ્યા.

*

દાદીમાએ ઊંચે જોયું અને ગૂંથણકામ ચાલુ રાખીને કહ્યું:

'તમ જુવાનિયાંની જેમ અમ જેવાં ઘરડાં માણસનાં મનમાં પણ અમારા જેવી વાતો હોય. તમે જાતજાતના ઘોડા ઘડો છો, ઘડીક અહીં તો ઘડીક ત્યાં આંબવા દોડો છો એમાં મારું મગજ પણ ભમી ગયું લાગે છે. મારા જેવી ડોસીને હવે કબરમાં પહોંચવામાં એક બે પગલાં જ બાકી રહ્યાં હોય ત્યારે મારા મનમાં શી કામના હશે? બાળકો, આ મારી અંતરની વાત તમને કહી સંભળાવીશ નહિ ત્યાં સુધી મને સખ નહિ વળે.'

'શી વાત છે, મા?' પુત્ર અને પુત્રવધૂ બન્નેએ ઉત્કંઠાથી માતાને પૂછ્યું.

દાદીમાના મોં પર એક પ્રકારના નિગૂઢ ભાવ છવાઈ રહ્યા. તાપણાની આજુબાજુ બેઠેલાં સહુ કુતૂહલથી થોડાંથોડાં ઓરાં આવ્યાં.

દાદીમાએ કહ્યું:

'હું કબરમાં પોઢું ત્યારે પહેરવાનાં કપડાં મેં ઘણુંય વરસથી તૈયાર કરી રાખ્યાં છે—મજાનું લિનનનું કફન, મસલિનનું માથાબંધણું ને હું પરણીને આવી તે દિવસથી પહેરું છું એવાં ઊંચામાં ઊંચી જાતનાં લૂગડાં—બધું મેં તૈયાર કરી રાખ્યું છે. પણ આજે રાતે મારા મનમાં એક વહેમ આવ્યો છે. અમે નાનાં હતાં ત્યારે સાંભળતાં કે માણસના મડદાને બરાબર શણગારવામાં ન આવે, મસલિનનું કાપડ જરાક ખરબચડું હોય કે માથાબંધણું બરાબર બંધાયું ન હોય તો મડદું એના જનાજામાં ને કબરમાં પણ સળવળી ઊઠે ને એના થીજી ગયેલા હાથ વડે લૂગડાં સરખાં કરવા માંડે. આ વાત યાદ આવતાં જ હું તો આજે ગભરાઈ ગઈ છું.'

'આવું આવું બોલો મા, દાદીમા!' યુવતીએ કંપારી અનુભવતાં કહ્યું.

દાદીમાએ અજબ નિખાલસતાથી પોતાની જ કાલીઘેલી વાત પ્રત્યે હસતાં હસતાં ઉમેર્યું:

'હવે હું તમને સહુને કહી રાખું છું કે મને કપડાં પહેરાવીને કબરમાં પોઢાડો ત્યારે તમારામાંથી કોઈક મારા મોઢા સામે અરીસો ધરીને ઊભા રહેજો. હું એમાં મારું મોઢું જોઈને ખાતરી કરી જોઈશ કે બધું બરાબર છે કે કેમ!'

'આપણે જુવાન હોઈએ કે ઘરડાં હોઈએ, સહુ કબર અને સ્મરણચિહ્નોની જ ચિંતા કરે છે,' મહેમાને કહ્યું અને પછી ઉમેર્યું: 'દરિયામાં મઝધારે વહાણ ડૂબતું હોય ત્યારે એમાંના અજાણ્યા ને અપરિચિત સાગરખેડુઓ મહાસાગરની એ અગાધ અને અનામી કબરમાં ઓચિંતા જ પોઢી જતી વેળા શા શા વિચાર કરતા હશે એ મને સમજાતું નથી.'

ડોસીમાએ કરેલી દિલ કમ્પાવનારી વાત સાંભળીને ઘડીભર તો સહુ એવાં ડઘાઈ ગયાં હતાં કે મધરાતે થયેલો મેઘગર્જના જેવો અવાજ પણ કોઈ સાંભળી શક્યાં નહિ. ઘરનાં માણસો જાગૃત થયાં એ પહેલાં તો કાન ફાડી નાખે એવા કડાકા સંભળાયા. આખું ઝૂંપડું ખળભળી ઊઠ્યું, માણસો ધ્રૂજી ઊઠ્યાં, ધરતીનાં પેટાળ ધ્રૂજી ઊઠ્યાં. આબાલવૃદ્ધ સહુ એકબીજા સામે ભયભીત નજરે જોઈ રહ્યાં. ક્ષણભર



તો સહુ અવાચક અને અશક્ત બની ગયાં. અને સહુના હોઠમાંથી એક સામટી ચીસ સંભળાઈ:

'ડુંગર ધસી પડ્યો!'
'ડુંગર ધસી પડ્યો!'

આફતની ભયાનકતાનો આવા સાદા શબ્દોથી માત્ર અણસારો જ આવી શકે, આખું ચિત્ર ન ઊપસી શકે. સહુ લોકો બહાવરાં બનીને પોતે જેને સલામત સ્થાન ગણતાં હતાં એ તરફ ધસી ગયાં. આવી કોઈ આફત સામે અગમચેતી વાપરીને એમણે એક આડશ જેવું ઊભું કરી રાખેલું એ તરફ દોડી ગયાં.

પણ અફસોસ! આમ કરવા જતાં તેઓ સલામત સ્થાન જ છોડી ગયાં હતાં અને મૃત્યુને માર્ગે જ દોડી ગયાં હતાં. પર્વતની આખી એક ચોસડ કડ...ડ...ડ... ભૂસ ધસી આવી. એ કરાડ આ ઝૂંપડા સુધી પહોંચી એ પહેલાં તો પેલી નદીનો વોંકળો એ પ્રવાહમાં ફૂંટાઈ ગયો અને આખો રસ્તો રોકી દીધો. એ જળરાશિએ પોતાના મારગમાં જે કાંઈ આવ્યું એની હોનારત સરજી નાખી.

પર્વતના કડાકાની ગર્જના શમી એ પહેલાં જ આ માનવીઓની યાતનાઓ શમી ગઈ હતી અને સહુ ચિરશાંતિમાં પોઢી ગયાં હતાં.

વળતે દિવસે સવારમાં એ ઝૂંપડાના અજવાળિયામાંથી હજી પણ ધુમાડો નીકળતો હતો. અંદરના તાપણામાં હજી પણ અંગારા ઓલવાયા નહોતા. આજુબાજુ ગઈ રાતે તાપવા બેઠેલાં માણસોની બેઠકો પણ બધી જ હજી એવી ને એવી અકબંધ રહી હતી, જાણે કે ત્યાં બેઠેલાં માણસો ગિરિરાજનું આ તાંડવ નિહાળવા બહાર ગયાં હોય અને પોતે એ આફતમાંથી હેમખેમ ઊગરી ગયાં એ બદલ જાણે કે પાછાં આવીને પરમેશ્વરનો પાડ માનવાનાં હોય એવું ત્યાં લાગતું હતું.

*

મરનારાંઓમાંનો દરેક માણસ પોતાની પાછળ એકેક અલગ અલગ યાદ મૂકતો ગયેલો, જેથી એ યાદ તાજી કરીને, એ કુટુંબના ઓળખીતાઓ દરેકને માટે એકેક આંસુ સારી શકે છે. એમનાં નામ કોણે નથી સાંભળ્યાં? દૂરદૂરના પ્રદેશો સુધી આ વાત વારંવાર કહેવામાં આવે છે. આ ગિરિમાળાઓમાં તો એ એક લોકકથા તરીકે હમેશાં તાજી જ રહેશે. આ કમનસીબ માનવીઓનાં કિસ્મત પર કવિઓએ ગીતો ગાયાં છે. આવા વિચિત્ર સંજોગો પરથી કોઈએ એમ માન્યું કે પેલા અજાણ્યા માણસને આ ઝૂંપડીમાં રાતવાસો આપીને યજમાનોએ એ મહેમાનને પણ પોતાની સાથે મોતના મોઢામાં હોમી દીધો. બીજા લોકો કહે છે કે આવું અનુમાન યોગ્ય ન ગણાય. ધિક્કાર છે, પાર્થિવ અમરતા ઝંખનાર એ મગરૂર યુવાનને! એના નામઠામની કોઈને કશી માહિતી નથી. એનો ઇતિહાસ, એની જિંદગી કે એના મનોરથ એવા તો નિગૂઢ છે, જેનો ભેદ કદી ઊકલી શકનાર નથી. એનું મોત અને એની હયાતી બંને એક સરખાં શંકાસ્પદ છે. એ મૃત્યુઘડીની યાતના કોને અનુભવવી પડી હતી?

★

આપના પત્રે આનંદ સાથે દુઃખ થયું. આનંદ એટલા માટે કે 'ઊર્મિ–નવરચના'ના ગ્રાહક અને સંચાલક વચ્ચે વેપારી અને ગ્રાહકનો સંબંધ નથી તે આપના પત્રે પ્રતીતિ કરાવી અને દુઃખ એટલા માટે કે સંજોગવશાત હું ગ્રાહક રહી શક્યો નથી પણ બીજો ગ્રાહક મેળવી આપવાનું હું સ્વીકારી લઉં છું, નૈતિક ફરજ તરીકે. ઉપરાંત વહેલી તકે હું ફરી ગ્રાહક થઈશ તે આપ જાણશો.

આપની સાથે ગ્રાહક આત્મીયતા કેળવી શકે છે તેવી ખાત્રી થઈ. ઈશ્વર ઊર્મિ–નવરચનાને ઉત્તરોત્તર વધારે સમૃદ્ધ બનાવે તેમ પ્રાર્થું છું. ઊર્મિ–નવરચનાની સાહિત્ય-સામગ્રી ગુજરાતી સાહિત્ય અને ગુજરાતને ગૌરવ લેવા જેવી છે તેમાં શક નથી.

—ડો. વી. ડી. ઉપાધ્યાય [લાયાવદર] ૭–૪–'૫૫

પ્રો. ડૉ. નરસિંહ મૂ૦ શાહ

# આપણો મોટર–ઉદ્યોગ

માણસ માત્ર પ્રગતિશીલતા ચાહે છે. આપણે પણ આપણી પ્રગતિ કૂચ શરૂ કરી દીધી છે જ. ધીમેધીમે આપણા ઉદ્યોગો આપણે સર કરી લીધા છે. એવો જ એક અત્યારનો જરૂરી એવો મોટર–ઉદ્યોગ આ લેખમા વિજ્ઞાનના એક અચ્છા અભ્યાસુએ રજૂ કર્યો છે......

મોટર–ઉદ્યોગની ખીલવણીમાં ૧૯૫૪નું વર્ષ હિંદ માટે અગત્યનું એક સીમાચિહ્ન છે. જે કાર્ય છેલ્લાં પચાસ વર્ષોમાં નહોતું થયુ તે એકાદ વર્ષમાં સિદ્ધ થયું છે. મોટરો દેશમાં બને એ અંગે સરકારે અસરકારક પગલા ભર્યાં છે. મોટર–ઉદ્યોગ અંગે દેશ પ્રગતિની દિશામાં આગળ વધ્યો છે.

જે વેપારી પેઢીઓ માત્ર મોટરના ભાગ ભેગા કરવાનું જ કામ કરતી હતી પણ તેમની બનાવટ અંગે કોઈપણ કાર્યક્રમ નહોતા તેમને તેમનો ધંધો સમેટી લેવાય એવી રીતે લાઈસન્સ આપવામા આવ્યા છે. મોટરોની બનાવટના અત્યારે ચાલુ કાર્યક્રમ પ્રમાણે હિંદુસ્તાન મોટર્સ લિમિટેડ (કલકત્તા)ને હિંદુસ્તાન ૧૪ ગાડી, સ્ટુડબેકર, મોરીસ માઈનોર મોટરગાડીઓ અને સ્ટુડબેકર ટ્રક ગાડીઓ બનાવવાની સનદ આપવામાં આવી છે. એવી રીતે પ્રીમિયર ઑટોમોબાઈલ (મુંબઈ)ને ડૉજ, ડીસોટો, પ્લીમથ અને ફીઆટ મોટર ગાડીઓ અને ડાસોટો, ફારગો ટ્રક ગાડીઓ બનાવવાની સનદ મળી છે. સ્ટાન્ડર્ડ મોટર પ્રોડક્ટ્સ ઓફ ઇન્ડીઆ (મદ્રાસ) સ્ટાન્ડર્ડ વાન્ગાર્ડ અને સ્ટાન્ડર્ડ ૧૦ ગાડીઓ; અશોક મોટર લિમિટેડ લેયલેન્ડ ડીસલ ટ્રકો; ટાટા લોકોમોટીવ અને એન્જીનીયરિંગ કું. (મુંબઈ) મરસીડીઝ બેન્ઝ ટ્રકો અને મહીંદ્ર અને મહીંદ્ર વીલીની યુનિવર્સલ જીપ ગાડીઓ બનાવે એવી સનદો આપવામાં આવી છે.

આપણા દેશમાં પરદેશોમાંથી મોટરોની આયાત અત્યાર સુધી કરવામાં આવતી હતી. આપણે ત્યાં બહુ બહુ તો મોટરના ભાગો ભેગા કરવાનું કામ થતું. ટૂંકામાં આપણો મોટર ઉદ્યોગ તદ્દન બાલ્યાવસ્થામાં હતો. મોટરો અંગે આપણે પરાવલંબી હતા. આ અંગે તપાસ કરી આપણા દેશમાં મોટરો બનાવવાની શક્યતાઓ તપાસવાનું કામ સરકારે ટેરીફ કમીશનને સોંપેલુ. પરિણામે ઉપર વર્ણવેલી વ્યવસ્થા અમલમાં મૂકવામાં આવી છે, અને ઉપરની બધી પેઢીઓની યોજનાઓ સરકારે મંજૂર કરી છે. તે મુજબ એન્જીન, એક્ષલ, ચાસીસ વગેરે ભાગો બનાવવાનું હાથ ધરવામાં આવશે. આવતાં ત્રણ વર્ષમાં ૧૯૫૨ની પરિસ્થિતિના હિસાબે ૫૦ ટકા મોટરોના ભાગો બનાવવાનું કામ આગળ ધપાવવામાં આવશે.

૧૯૫૪માં આપણા દેશમાં ૫૩૨૦ મોટર ગાડીઓ અને ૮૦૩૫ ટ્રક બનાવાયાં હતાં. આ આંકડા ૧૯૫૩ના કરતાં ઓછા છે. ૧૯૫૪ના અંત સુધીમાં હિન્દુસ્તાન ૧૪ ગાડીના ૬૦ ટકા ભાગ આપણા દેશમા બનાવવામાં આવ્યા હતા. બીજી મોટર કંપનીઓએ પણ સારી રીતે પ્રગતિ કરી હતી. સ્ટાન્ડર્ડ વાન્ગાર્ડના ૨૬ ટકા, ડૉજ, ડાસોટોના ૨૦ ટકા, ફીઆટના લગભગ ૧૫ ટકા અને મરસીડીઝ બેન્ઝ ટ્રકના ૧૨॥ ટકા ભાગો આપણે ત્યાં તૈયાર થયા હતા. આ ઉદ્યોગમાં લગભગ ૧૩॥ કરોડ રૂપિયા રોકવામાં આવ્યા છે. તેમાં પરદેશી મૂડી ૧૪ લાખ રૂપિયાની છે. ચાલુ વહીવટ માટે ૬.૦૫ કરોડ રૂપિયા જોઈએ છે. આમાં ટાટાના લોકોમોટીવવાળા મોટર કારખાનાનો સમાવેશ થતો નથી. આ ઉદ્યોગમાં સાત હજાર ઉપર માણસો રોકાય છે અને તેમને રોજી મળે છે.

આ તો મુખ્ય ભાગોની બનાવટ વિષે વાત થઈ. પરંતુ મોટરની બનાવટમાં બીજી અનેક ગૌણ વસ્તુઓ જોઈએ. જેમ કે ટાયર, ટ્યુબ, બેટરી, ઇત્યાદિ અનેક નાની મોટી ચીજો. આ બધો માલ દેશી બનાવવામાં આવે છે. મદ્રાસ મોટર લિમિટેડ મોટર સાઈકલો બનાવવાની યોજના સરકારને રજૂ કરી હતી અને તે મંજૂર થઈ છે. સરકારે મોટર ઉદ્યોગની બીજી જરૂરિયાતો બાબતમાં પણ ઉદ્યોગને રક્ષણ આપ્યું



# પરદેશીઓની જીવન-સૌરભ

રૂઝવેલ્ટ, ચર્ચિલ અને સ્ટેલિન યાલ્ટા નજીક રસ્તા પર મોટરમાં જતા હતા ત્યારે એક ગાય તેમના રસ્તામાં આવી ઊભી. રૂઝવેલ્ટે નીચે ઊતરી પોતાના સદ્‌ગૃહસ્થ-ખેડૂતની બુદ્ધિ મુજબ ગાયને આઘી ખસેડવા પ્રયત્ન કર્યો, પણ ગાય જરા પણ ખસી નહિ. પછી ચર્ચિલે ટૂંકા, ઉતાવળિયા હુકમો છોડ્યા. પણ ગાયે મચક આપી નહિ. છેવટે સ્ટેલિને ગાયના કાનમાં ધીમેથી કાંઈક કહ્યું. ગાય ધૂળ ઉડાડતી ચાલી ગઈ.

રૂઝવેલ્ટે કહ્યું: 'આ તો અદ્‌ભુત! જનરલ્લાસીમો, તમારી જાદુઈ કૂંચી શું હતી તે મને કહો.'

સ્ટેલિને કહ્યું: 'તદ્દન સાદી વાત છે. મેં ગાયને કહ્યું કે હું તને સમૂહગત ખેતરમાં મૂકીશ.'

×

શિક્ષકે પોતાના બધા વિદ્યાર્થીઓને સ્ટેલિનના ચિત્રની ભેટ આપી. તેણે બીજા દિવસે દરેક વિદ્યાર્થીને પૂછ્યું કે, 'તે ચિત્રનું શું કર્યું?'

એકે કહ્યું કે, 'મેં તે ચિત્રને બારણા સામેની દિવાલ પર ટાંગ્યું છે, જેથી દરેક અંદર આવનાર તે જોઈ શકે.'

બીજાએ કહ્યું: 'મેં તેને એક ખૂણામાં ટીંગાડી નીચે દીવો કર્યો હતો.'

પણ નાનો પીટર કંઈ બોલતો નહોતો.

શિક્ષકે પૂછ્યું: 'પીટર, તેં આપણા નેતાની છબી ક્યાં ટાંગી?'

'ક્યાંયે નહિ!'

'કેમ વારુ?'

'સાહેબ, વાત એમ છે કે બીજાં ચાર કુટુંબોને દિવાલ છે. અમે તો ઓરડાના મધ્ય ભાગમાં રહીએ છીએ.'

×

૧૯૧૫ પહેલાં પિકાસ્સોએ પોતાનું એક ચિત્ર રોડિનને બતાવીને પૂછ્યું, 'તમને તે ગમે છે? મેં હજુ તેના પર મારી સહી કરી નથી. છતાં મારે તમારો તે વિષેનો અભિપ્રાય પહેલાં જોઈએ છે.'

રોડિને ચિત્ર લઈને જોયું. પછી આડું અવળું ઊંધું

---

છે. આમ એક રાષ્ટ્રોપયોગી મોટો ઉદ્યોગ દેશમાં પગભર થતો જાય છે, એ આનંદની વાત છે.

મોટર-ઉદ્યોગ શાંતિના કાળમાં તેમજ યુદ્ધની કટોકટી વખતે પણ રાષ્ટ્રને અતિઆવશ્યક છે. શાંતિના કાળમાં દેશના વાહનવ્યવહારમાં તેની ખીલવણી અતિઆવશ્યક છે; તો યુદ્ધના સમયમાં લશ્કરી જરૂરિયાતો માટે એટલો જ અનિવાર્ય છે. આપણો દેશ મોટરોની બાબતમાં થોડા વખતમાં સ્વાયત્ત બનશે એ આપણા રાષ્ટ્રના હિતમાં છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી સાત વર્ષમાં હિંદના ઝડપી ઉદ્યોગીકરણ અને આર્થિક સ્વાવલંબનનાં મૂળ નંખાઈ ગયાં છે એ વાતની પ્રતીતિ થઈ ચૂકી છે મોટરો ઉપરાંત, આગગાડીનાં એન્જીનો, ટેલિફોનનાં સાધનો, સ્ટીમરો અને વિમાનો જેવી વસ્તુઓ બનાવવાની શરૂઆત કરી દીધી છે. ઉત્પાદનમાં પ્રત્યેક ક્રિયામાં સ્વાવલંબન, આપણો જ કાચો માલ અને આપણી જ માનવશક્તિનો ઉપયોગ ઉત્પાદનને વધુ વૈજ્ઞાનિક કરવા માટે સતત સંશોધન અને જંગલમાં પણ લોકકલ્યાણનું મંગળ સર્જન આપણા એન્જીનિયરોનો અદમ્ય ઉત્સાહ અને આત્મશ્રદ્ધા—એ નાનીસૂની ઘટના નથી. દેશના મંગળ ભાવિનું સુચિહ્ન છે.

*





પ્રો. ડૉ. નરસિંહ મૂ૦ શાહ

# આપણો મોટર–ઉદ્યોગ

માણુસ માત્ર પ્રગતિશીલતા ચાહે છે. આપણે પણ આપણી પ્રગતિ શરૂ કરી દીધી છે જ. ધીમેધીમે આપણા ઉદ્યોગો આપણે શરૂ કરી લીધા છે. એવો જ એક અત્યારનો જરૂરી એવો મોટર-ઉદ્યોગ આ લેખમા વિજ્ઞાનના એક અચ્છા અભ્યાસુએ રજૂ કર્યો છે......

મોટર–ઉદ્યોગની ખીલવણીમાં ૧૯૫૪નું વર્ષ હિંદ માટે અગત્યનું એક સીમાચિહ્ન છે. જે કાર્ય છેલ્લાં પચાસ વર્ષોમાં નહોતું થયું તે એકાદ વર્ષમાં સિદ્ધ થયું છે. મોટરો દેશમા બને એ અંગે સરકારે અસરકારક પગલા ભર્યાં છે. મોટર–ઉદ્યોગ અંગે દેશ પ્રગતિની દિશામાં આગળ વધ્યો છે.

જે વેપારી પેઢીઓ માત્ર મોટરના ભાગ ભેગા કરવાનું જ કામ કરતી હતી પણ તેમની બનાવટ અંગે કોઈપણ કાર્યક્રમ નહોતા તેમને તેમનો ધંધો સમેટી લેવાય એવી રીતે લાઈસન્સ આપવામાં આવ્યાં છે. મોટરોની બનાવટના અત્યારે ચાલુ કાર્યક્રમ પ્રમાણે હિંદુસ્તાન મોટર્સ લિમિટેડ (કલકત્તા)ને હિંદુસ્તાન ૧૪ ગાડી, સ્ટુડબેકર, મોરીસ માઈનોર મોટરગાડીઓ અને સ્ટુડબેકર ટ્રક ગાડીઓ બનાવવાની સનદ આપવામા આવી છે. એવી રીતે પ્રીમિયર ઓટોમોબાઈલ (મુબઈ)ને ડૉજ, ડીસોટો, પ્લીમથ અને ફીઆટ મોટર ગાડીઓ અને ડીસોટો, ફારગો ટ્રક ગાડીઓ બનાવવાની સનદ મળી છે. સ્ટાન્ડર્ડ મોટર પ્રોડક્ટ્સ ઓફ ઇન્ડીઆ (મદ્રાસ) સ્ટાન્ડર્ડ વાન્ગાર્ડ અને સ્ટાન્ડર્ડ ૧૦ ગાડીઓ; અશોક મોટર લિમિટેડ લેયલેન્ડ ડીસલ ટ્રકો; ટાટા લોકોમોટીવ અને એન્જીનીયરિંગ કું. (મુબઈ) મરસીડીઝ બેન્ઝ ટ્રકો અને મહીંદ્ર અને મહીંદ્ર વીલીની યુનિવર્સલ જીપ ગાડીઓ બનાવે એવી સનદો આપવામાં આવી છે.

આપણા દેશમાં પરદેશોમાંથી મોટરોની આયાત અત્યાર સુધી કરવામાં આવતી હતી. આપણે ત્યાં બહુ બહુ તો મોટરના ભાગો ભેગા કરવાનું કામ થતું. ટૂંકામાં આપણો મોટર ઉદ્યોગ તદ્દન બાલ્યાવસ્થામાં હતો. મોટરો અંગે આપણે પરાવલંબી હતા. આ અંગે તપાસ કરી આપણા દેશમાં મોટરો બનાવવાની શક્યતાઓ તપાસવાનું કામ સરકારે ટેરીફ કમીશનને સોંપેલું. પરિણામે ઉપર વર્ણવેલી વ્યવસ્થા અમલમાં મૂકવામાં આવી છે, અને ઉપરની બધી પેઢીઓની યોજનાઓ સરકારે મંજૂર કરી છે. તે મુજબ એન્જીન, એક્ષલ, ચાસીસ વગેરે ભાગો બનાવવાનું હાથ ધરવામા આવશે. આવતા ત્રણ વર્ષમાં ૧૯૫૨ની પરિસ્થિતિના હિસાબે ૫૦ ટકા મોટરોના ભાગો બનાવવાનું કામ આગળ ધપાવવામા આવશે.

૧૯૫૪માં આપણા દેશમાં ૫૩૨૦ મોટર ગાડીઓ અને ૮૦૩૫ ટ્રક બનાવાયાં હતાં. આ આંકડા ૧૯૫૩ના કરતા ઓછા છે. ૧૯૫૪ના અંત સુધીમાં હિન્દુસ્તાન ૧૪ ગાડીના ૬૦ ટકા ભાગ આપણા દેશમા બનાવવામાં આવ્યા હતા. બીજી મોટર કંપનીઓએ પણ સારી રીતે પ્રગતિ કરી હતી. સ્ટાન્ડર્ડ વાન્ગાર્ડના ૨૬ ટકા, ડૉજ, ડીસોટોના ૨૦ ટકા, ફીઆટના લગભગ ૧૫ ટકા અને મરસીડીઝ બેન્ઝ ટ્રકના ૧૨॥ ટકા ભાગો આપણે ત્યાં તૈયાર થયા હતા. આ ઉદ્યોગમાં લગભગ ૧૩॥ કરોડ રૂપિયા રોકવામાં આવ્યા છે. તેમાં પરદેશી મૂડી ૧૪ લાખ રૂપિયાની છે. ચાલુ વહીવટ માટે ૬.૦૫ કરોડ રૂપિયા જોઈએ છે. આમાં ટાટાના લોકોમોટીવવાળા મોટર કારખાનાનો સમાવેશ થતો નથી. આ ઉદ્યોગમાં સાત હજાર ઉપર માણસો રોકાય છે અને તેમને રોજી મળે છે.

આ તો મુખ્ય ભાગોની બનાવટ વિષે વાત થઈ. પરંતુ મોટરની બનાવટમાં બીજી અનેક ગૌણ વસ્તુઓ જોઈએ. જેમ કે ટાયર, ટ્યુબ, બેટરી, ઇત્યાદિ અનેક નાની મોટી ચીજો. આ બધો માલ દેશી બનાવવામાં આવે છે. મદ્રાસ મોટર લિમિટેડ મોટર સાઈકલો બનાવવાની યોજના સરકારને રજૂ કરી હતી અને તે મંજૂર થઈ છે. સરકારે મોટર ઉદ્યોગની બીજી જરૂરિયાતો બાબતમાં પણ ઉદ્યોગને રક્ષણ આપ્યું



છોટાલાલ માનસિંગ કામદાર

# પરદેશીઓની જીવન-સૌરભ

રૂઝવેલ્ટ, ચર્ચિલ અને સ્ટેલિન યાલ્ટા નજીક રસ્તા પર મોટરમાં જતા હતા ત્યારે એક ગાય તેમના રસ્તામાં આવી ઊભી. રૂઝવેલ્ટે નીચે ઊતરી પોતાના સદ્‌ગૃહસ્થ-ખેડૂતની બુદ્ધિ મુજબ ગાયને આઘી ખસેડવા પ્રયત્ન કર્યો, પણ ગાય જરા પણ ખસી નહિ. પછી ચર્ચિલે ટૂંકા, ઉતાવળિયા હુકમો છોડ્યા. પણ ગાયે મચક આપી નહિ. છેવટે સ્ટેલિને ગાયના કાનમાં ધીમેથી કાંઈક કહ્યું. ગાય ધૂળ ઉડાડતી ચાલી ગઈ.

રૂઝવેલ્ટે કહ્યું: 'આ તો અદ્‌ભુત ! જનરલાસીમો, તમારી જાદુઈ કૂંચી શું હતી તે મને કહો.'

સ્ટેલિને કહ્યું: 'તદ્દન સાદી વાત છે. મેં ગાયને કહ્યું કે હું તને સમૂહગત ખેતરમાં મૂકીશ.'

×

શિક્ષકે પોતાના બધા વિદ્યાર્થીઓને સ્ટેલિનના ચિત્રની ભેટ આપી. તેણે બીજા દિવસે દરેક વિદ્યાર્થીને પૂછ્યું કે, 'તે ચિત્રનું શું કર્યું ?'

એકે કહ્યું કે, 'મેં તે ચિત્રને બારણા સામેની દિવાલ પર ટાંગ્યું છે, જેથી દરેક અંદર આવનાર તે જોઈ શકે.'

બીજાએ કહ્યું: 'મેં તેને એક ખૂણામાં ટીંગાડી નીચે દીવો કર્યો હતો.'

પણ નાનો પીટર કંઈ બોલતો નહોતો.

શિક્ષકે પૂછ્યું: 'પીટર, તેં આપણા નેતાની છબી ક્યાં ટાંગી ?'

'ક્યાંયે નહિ !'

'કેમ વારુ ?'

'સાહેબ, વાત એમ છે કે બીજાં ચાર કુટુંબોને દિવાલ છે. અમે તો ઓરડાના મધ્ય ભાગમાં રહીએ છીએ.'

×

૧૯૧૫ પહેલાં પિકાસોએ પોતાનું એક ચિત્ર રોડિનને બતાવીને પૂછ્યું, 'તમને તે ગમે છે ? મેં હજુ તેના પર મારી સહી કરી નથી. છતાં મારે તમારો તે વિષેનો અભિપ્રાય પહેલાં જોઈએ છે.'

રોડિને ચિત્ર લઈને જોયું. પછી આડું અવળું ઊંધું

---

છે. આમ એક રાષ્ટ્રોપયોગી મોટો ઉદ્યોગ દેશમાં પગભર થતો જાય છે, એ આનંદની વાત છે.

મોટર-ઉદ્યોગ શાંતિના કાળમાં તેમજ યુદ્ધની કટોકટી વખતે પણ રાષ્ટ્રને અતિઆવશ્યક છે. શાંતિના કાળમાં દેશના વાહનવ્યવહારમાં તેની ખીલવણી અતિઆવશ્યક છે; તો યુદ્ધના સમયમાં લશ્કરી જરૂરિયાતો માટે એટલો જ અનિવાર્ય છે. આપણો દેશ મોટરોની બાબતમાં થોડા વખતમાં સ્વાયત્ત બનશે એ આપણા રાષ્ટ્રના હિતમાં છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી સાત વર્ષમાં હિંદના ઝડપી ઉદ્યોગીકરણ અને આર્થિક સ્વાવલંબનનાં મૂળ નંખાઈ ગયાં છે એ વાતની પ્રતીતિ થઈ ચૂકી છે મોટરો ઉપરાંત, આગગાડીનાં એન્જિનો, ટેલિફોનનાં સાધનો, સ્ટીમરો અને વિમાનો જેવી વસ્તુઓ બનાવવાની શરૂઆત કરી દીધી છે. ઉત્પાદનમાં પ્રત્યેક ક્રિયામાં સ્વાવલંબન, આપણો જ કાચો માલ અને આપણી જ માનવશક્તિનો ઉપયોગ ઉત્પાદનને વધુ વૈજ્ઞાનિક કરવા માટે સતત સંશોધન અને જંગલમાં પણ લોકકલ્યાણનું મંગળ સર્જન આપણા એન્જિનિયરોનો અદમ્ય ઉત્સાહ અને આત્મશ્રદ્ધા—એ નાનીસૂની ઘટના નથી. દેશના મંગળ ભાવિનું સુચિહ્ન છે.

✶





થતું, ફેરવીને પિકાસ્સોને કહ્યું, 'તમારું નામ લખી જ નાખો. તેને અંગે તે કેમ ટીંગાડવું તેની ખરીદનારને ખબર પડશે.

×

ઇંગ્લંડના નોર્ફોકના ડ્યુક (અમીર)ની એક વાત પ્રચલિત છે.

તે પોતાના કિલ્લા પાસે ફરતા હતા ત્યારે એક ગામડિયાએ તેને ઓળખી કાઢ્યા. ગામડિયાએ, ડ્યુકે પહેરેલાં થીગડાંવાળાં કપડાં વિષે ટીકા કરતાં કહ્યું કે 'તમારા દરજ્જાના માણસને આ શોભતું નથી.'

ડ્યુકે જવાબ આપ્યો, 'સારાં કપડાં પહેરવાથી શું તફાવત પડી જવાનો હતો? હું ગમે તેવાં થીગડાંવાળાં કપડાં પહેરી શકું છું કેમકે હું કોણ છું તેની દરેકને અહીં ખબર છે.

એક મહિના પછી તે જ ગ્રામવાસી લંડન જતાં તેણે ક્લેરિજની સામે જ તે ડ્યુકને ફરીથી જોયા. તેણે આગલાં થીગડાંવાળાં કપડાં પહેર્યાં હતાં.

ડ્યુકે તેને કહ્યું: 'સારાં કપડાં પહેરવાથી શું તફાવત પડી જવાનો છે? હું કોણ છું તેની અહીં કોઈને ખબર નથી.'

×

પ્રખ્યાત ફ્રેન્ચ નવલકથાકાર બાલ્ઝાક એક વખત પથારીમાં જાગતો પડ્યો હતો એટલામાં એણે એક માણસને પોતાના ઓરડામાં સાવચેતીપૂર્વક આવતો જોયો. ચોરે ઘરના માલિકને સૂતેલો ગણ્યો હતો, તેથી જ્યારે તેણે તેને મોઢેથી હસતો સાંભળ્યો ત્યારે તેના મોતિયા મરી ગયા. ચોરે પૂછ્યું, 'તું શા માટે હસે છે?' બાલ્ઝાકે કહ્યું: 'મારા ભાઈ, મારા હસવાનું કારણ એ છે કે જે ટેબલમાં તેના કાયદેસર માલિકને ધોળે દિવસે પણ કંઈ પૈસા જડતા નથી, તે ટેબલમાં રાત્રે પૈસા શોધવાની આશાથી તું કેટલી મહેનત કરી રહ્યો છે તથા જોખમ ખેડી રહ્યો છે તે વિચારથી મને હસવું આવે છે.

×

જ્યારે ડોસ્ટોયેવ્સ્કી પોતાનું પ્રસિદ્ધ પુસ્તક 'ક્રાઇમ એન્ડ પનિશમેન્ટ' (ગુનો અને શિક્ષા) લખી રહ્યો હતો ત્યારે એક દિવસ સવારે તેના ઘરના નોકરે ઊઠીને લેખકને કહ્યું કે 'મને તત્કાળ છૂટો કરી દો.' આમ કરવાનું કારણ પૂછતાં તેણે જણાવ્યું કે 'તમારા મન પર ખૂનની વાત સ્વાર' થઈ છે, કેમકે તમે આખી રાત હાથમાં કુહાડી લઈને ખૂનની વાત કરતા કરતા ઓરડામાં આંટા માર્યા કરતા હતા.

×

ગ્લેડસ્ટનને કોઈએ પૂછ્યું કે 'તમારાં ભાષણો તૈયાર કરવામાં તમને કેટલો સમય લાગે છે?'

ગ્લેડસ્ટને જવાબ આપ્યો કે 'જો મારે પંદર મિનિટ બોલવું હોય તો મારે અઠવાડિયાથી તૈયારી કરવી પડે છે. જો અર્ધો કલાક બોલવાનું હોય તો ત્રણ દિવસની તૈયારી કરવી પડે છે. મને જો નિર્મર્યાદ બોલવા દેવામાં આવે તો હું અત્યારે જ ભાષણ આપવા તૈયાર છું.

×

એક જાણીતા માસિકના તંત્રીએ નીચે મુજબ પત્ર લખ્યો હતો.

'વહાલા જેકલંડન, જો મને ચોવીશ કલાકમાં તમારી વાર્તા નહિ મળે તો હું તમારા ઓરડામાં આવીને તમને નીચે ફેંકી દઈશ. હું મારું વચન હમેશાં પાળું છું.'

પ્રખ્યાત નવલકથા તથા નવલિકાલેખક લંડને નીચે પ્રમાણે જવાબ લખ્યો, 'વહાલા ડિક, જો મેં મારું સઘળું કાર્ય પગથી કર્યું હોત તો મારે પણ મારું વચન પાળવું પડશે.'

×

'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ' નો પ્રખ્યાત લેખક જહોન બનિયન જ્યારે બેડફર્ડ કારાગૃહમાં હતો ત્યારે એક ક્વેકર પંથીએ પોતાનો ધર્મપલટો કરવા માટે તેને બોલાવ્યો હતો.



એ. ઍલેક્સીન

# વાદળી સાગરને તીરે

બાળકો તો દરેક રાષ્ટ્રનું મહામૂલું ધન છે એ માટે જે કંઈ પ્રગતિ-પગલાં લેવાય તે હંમેશ લેખે લાગી નીકળતાં જ હોય છે. સોવિયેત સંઘનાં બાળકોનો વિકાસ આજે દુનિયા આખી જોઈ શકી છે. એવા વિકાસની આ માહિતી 'તાસ'ના સદ્‌ભાવથી અહીં રજૂ કરી છે......

સોવિયેત સંઘની દક્ષિણમાં એક અદ્‌ભુત સુંદર સ્થળ આવેલું છે. એની ત્રણ બાજુ પર્વતો અને ચોથી બાજુ સમુદ્ર આવેલો છે. એ કાળો સમુદ્ર હુંફાળો અને મનોહર છે. એના કિનારા પર વિધ વિધ જાતનાં વૃક્ષો અને ફૂલો ખીલે છે. ઉત્તરી દેવદારની બાજુમાં જ પંખાકારે ફેલાયેલાં પાનવાળી ખજૂરી ઊગેલી છે. સફરજનના વૃક્ષની બાજુમાં જાપાનનું મેડલર વૃક્ષ હોય છે, સાઈબીરિયાનાં દેવદારની પડખે પરદેશનું ગીચ વૃક્ષ જામી પડ્યું હોય છે. આ અત્યંત સુંદર સૂર્યસ્નાત સ્થાન પરથી સમુદ્ર પરથી વાતો પવન ફૂલોની ખુશ્બો પીતો જાય છે.

સોવિયેત પ્રજાએ આ સ્થાન તેનાં બાળકોને ભેટ ધર્યું છે. એ આર્તેક–શિબિરને નામે ઓળખાય છે.

સોવિયેત સંઘમાં બાળકો માટે અનેક ગ્રીષ્મ શિબિરો છે. આર્તેક બાળકોની માનીતી જગ્યા છે. આ વિશાળ દેશના તમામ ભાગોમાંથી બાળકો અહીં આવે છે.

આ શિબિર ૧૯૫૫માં તેનું વીસમું વર્ષ પૂર્ણ કરશે. આર્તેક પર બાળવીરસંઘનો લાલ ધ્વજ રોપવામાં આવ્યો હતો તેને વીસ વર્ષ વીતી ગયાં છે. ક્રીમિયાનો આ સૌંદર્યપૂર્ણ કિનારો ત્યારથી જ બાળકોને સોંપાઈ ગયો છે.

આર્તેકની અનેક રસિક કહાણીઓ છે, પરંતુ એમાં સૌથી મોંઘી તો દોસ્તીની, દેશના જુદા જુદા પ્રજાસત્તાકો અને પ્રદેશોનાં બાળકોની દોસ્તીની, જુદી જુદી ભાષાઓ બોલતાં બાળકોની દોસ્તીની છે.

એક ટૂકડીમાં અમને ત્રણ, કદી છૂટાં ન પડતાં બાળકોની ત્રિપુટી મળી હતી. નામ પૂછતાં એમણે જણાવ્યું : એલ્બ્રસ, કાઝબેક અને સાયાન. આ ત્રણ નામ ઉપરથી અમને એ ત્રણે ક્યાંથી આવીને ભેગાં થયાં હતાં એ ખબર પડી. એ ત્રણે પ્રર્વતોનાં નામ છે. પહેલા બે કૉકેસસના છે અને ત્રીજો કઝાખસ્તાનનો છે.જ્યોર્જિયા, ઓસેતિયા અને કઝાખસ્તાનનાં આ છોકરાંઓ આર્તેકમાં મળ્યાં અને વતનમાં એ ભલે જુદી જુદી ભાષા બોલતાં હોય પણ અહીં તો એમણે તુરત દોસ્તીની સમાન ભાષા શોધી કાઢી. ત્રણે દોસ્તો હમેશાં સાથે જ હોય છે. પર્વતો પરની રખડપટ્ટીમાં કે તાપણાં કરતાં ગવાતાં વૃંદગીતોનાં ગાનમાં. અને આર્તેકમાં જન્મેલી આ દોસ્તી કદાચ જિંદગીભર ચાલવા નિર્માઈ હશે.

અમે બીજાં બાળકોને પણ મળ્યા હતા. સાગરસૈનિકની દીકરી ઈરિ ગ્રેચીશ્કોવા એવા જ વિશાળ તોફાની અને ઠંડા ક્રોનસ્તાદના કિનારેથી અહીં આવી છે.

---

આગંતુકે જણાવ્યું, 'મિત્ર જ્હોન, હું પ્રભુ પાસેથી સંદેશ લઈને તારી પાસે આવ્યો છું, ઈંગ્લંડનાં બધાં કારાગૃહોમાં તારી શોધ કર્યા પછી મને આનંદ થાય છે કે આખરે હું તને શોધી શક્યો છું.' બનિયને જવાબ આપ્યો', 'જો તને પ્રભુએ જ મોકલ્યો હોય તો મને શોધી કાઢવાને આટલી મહેનત લેવાની જરૂર નહોતી, કેમકે હું બાર વર્ષથી અહીં છું તેની પ્રભુને ખબર છે.'

×

એક વખત કિપ્લિંગની પત્નીએ એક મિત્રને લખ્યું, 'મને ગમે તેટલુ આપો પણ હું સાહિત્યકાર સાથે લગ્ન કરીશ નહિ. તેઓ હદ વટાવી જાય છે. ખૂબ જ જડ થઈને તેમને મદદ કરી શકાય જેથી તેઓ તેમના મનને વિશ્રાંતિ આપે અને બીજાની મૂર્ખાઈની સહીસલામતીમાં તેઓ આરામ લે.'







સ્લાવા પાકોવ યુક્રેનથી આવેલ છે. એનો બાપ કેનબાસમાં રેલગાડીઓ ચલાવે છે. લારીસા ફ્રીવો-નોસોવાનો બાપ પણ એંજીન ચલાવે છે પણ જમીનમાં, મોસ્કોની ભૂગર્ભ રેલ શાખા પર વાલ્યાક્રોતોવા લેનિનગ્રાદના એક ઇજનેરી નકશા દોરનારની દીકરી છે. ઉત્રાયેવ દાગેસ્તાનના પહાડી મુલકમાંથી આવ્યો છે.

અમે એ બાળકો જોડે દરિયા કિનારે ગયા. તાજા રંગથી ચમકતી બે સુંદર હોડીઓ મોજાંઓ પર ઝૂલી રહી હતી. એક હોડી પર બહાદુર બાળવીર પાવલિક મોરોઝોવનું નામ હતું. બીજીનું નામ આર્તેક હતું. એ શિબિરની જ હતી. થોડે દૂર, કાળા સમુદ્રના કાફલાના ખલાસીઓએ બાળકોને ભેટ આપેલી એક મોટરબોટ પડી છે, બાળવીરો આનંદ પર્યટને નીકળતા હતા એમને તોફાની નાચતાં મોજાં પર લાંબે જવાનું હતું. યાલ્ટા જવાનું હતું. ત્યાં સફરે નીકળતી આગબોટ 'રશિયા' શહેરનાં જોવાનાં સ્થળો, મહાન રુસી લેખક એન્તન ચેખોફે જ્યાં એની અમર કૃતિઓ સર્જી હતી એ નાનકડું ઘર—એ બધું એ જોવાનાં હતાં. અને સાંજ ઢળ્યે તો ઘર ભણી વળવાનાં હતાં.

બીજે દિવસે બાળકોનું એક જૂથ નિકીત્સી વનસ્પતિ-ઉદ્યાનમાં ફરવા ગયું. દેશનો એ એક સૌથી સુંદર બાગ છે. બીજું જૂથ બસ માર્ગે લીવેદિયા ગયું. બસ વાદળી પર્વતોની સરહદ ઓળંગીને, પુષ્પાચ્છન્ન ઘોળા વૃક્ષગુંજો પસાર કરીને અને ભાલા જેવાં અણીદાર સાઇપ્રસ વૃક્ષોની કતાર વીંધીને આગળ ચાલી. પર્વત માર્ગની સાંકડી પટી આડીઅવળી ચાલી જતી હતી. ખડકો ફરતી ગાળિયા અને ચક્રાવા રચતી જતી હતી. અચાનક રસ્તાની પટી એકાએક અટકી ગઈ અને બાળકોએ ક્રાન્તિ પહેલાં રશિયન-ઝાર જ્યાં રહેતા હતા એ વિખ્યાત મહેલો જોયા આજે એ મહેલો ખેતીમાં કામ કરનારાઓ માટેનાં આરોગ્યગૃહો બની ગયાં છે.

ગળામાં બાળવીરસંઘની લાલ ટાઈ પહેરેલી એક નાનકડી બાલિકાએ કહ્યું, 'મારા બાપાએ એની રજા અહીં ગાળી હતી.' વાત નીકળતાં એણે આગળ કહ્યું કે, એના બાપુ બાયલો રશિયાનાં એક સહિયારાં ખેતરમાં થ્રેશર ચલાવે છે.

બીજી સવારે બાળવીરોએ આયુદાગ, એટલે રીંછના પર્વત પર હિંમતભર્યું આરોહણ કર્યું. અને એ પર્વત સાચોસાચ દરિયામાં નહાતાં એક મોટાં રીંછ જેવો જ લાગે છે, એનાં મોજાંઓ ઘડી એની સાથે પ્યાર કરે છે, તો ઘડીકમાં એને ફટકારે છે. શિખર પર એક એક વૃક્ષ છે, જેને બાળકો લોભામણું એક કહે છે. એનાં થડ પર આયુદાગ પર ચડનારાં બાળકોએ ઘણું ઘણું લખ્યું છે, એ કોરેલું છે. એક સ્થળે લખ્યું છે: આર્તેકમાં રહેવાની કેવી મજા પડે છે! અહીં કેવા અદ્‌ભુત દોસ્તો મળ્યા છે! હું લોક જનતંત્રના દેશોમાં બાળકોને મળ્યો છું, અમે સાચા દોસ્તો બન્યા છીએ. હું કદી આર્તેકને ભૂલીશ નહીં!

આ થડ એક મોટી ટપાલથેલી જેવું છે. સમય અને વરસાદથી અમુક લખાણો ભૂંસાઈ જાય તોયે શું? પ્યારી માતૃભૂમિના પ્યાર અને ઋણથી ઉભરાતાં હૃદયોનો ઉત્સાહ એમાં જળવાઈ રહે છે.

આર્તેક શિબિરના આરામમાં પણ બહુવિધ મનોરંજન હોય છે. એમ બાળકોની મંડળીઓનાં બનાવેલાં જહાજો, ભારવાહક જહાજો, વિમાનો અને ગ્લાઇડરોના નમૂનાઓ અહીં જોયા છે. અને એ નમૂનાઓ દરિયા પર તરતા અને હવામાં ઊંચે ઊડતા હોય છે. બાળકો અહીં ચીતરે છે, નમૂના બનાવે છે, બાંધકામ કરે છે, અને ફોટાઓ પાડે છે.

પરંતુ અમને તો આર્તેકમાં સૌથી વધુ કાંઈ ગમ્યું હોય તો તે બાળ-મિચુરીનવાદીઓનું કામ. પ્રયોગોના એક જમીનના ટૂકડા પર, બાળકોએ અનેકવિધ જાતના છોડ વાવ્યા છે. ઉત્તર અને દક્ષિણના રહેવાસી છોડ અહીં જૂના દોસ્તો માફક સાથે સાથે રહે છે.

એક વિભાગમાં અમે 'ચીનનો પત્ર' નામની ક્યારી જોઈ. પહેલાં તો અમે આ અદ્‌ભુત નામ વાંચી નવાઈ પામ્યા, પરંતુ પાછળથી અમે રૂસોની આ






**અમાસના તારા**

[ કિશનસિંહ ચાવડા, પ્ર. રવાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ. કિં. રૂપિયા પાા ]

**સા**હિત્યક્ષેત્રે ઠીકઠીક પુરુષાર્થ કરવા છતાં અત્યાર સુધી ચોક્કસ સ્થાન ન જમાવી શકેલા શ્રી કિશનસિંહ ચાવડાએ પ્રચંડ પુરુષાર્થ વડે ગુજરાતમાં ચિરસ્મરણીય રહે એવું—અમાસની સ્વચ્છ રાત્રિએ ચમકતા તારા જેવું—એક સર્જન ધર્યું છે. શ્રી ઉમાશંકર જોષીના આગ્રહને માન આપીને ને 'માંહ્યલાને મનાવીને' પણ શ્રી ચાવડાએ આ આત્મકથાત્મક નિવેદનો લખવા માટે કલમ હાથમાં પકડી એ ગુજરાતી સાહિત્યનું સદ્‌ભાગ્ય છે.

રાજા રજવાડાં, ગાંધીજી, ટાગોર, અરવિંદ, અખાડા, શરાબની મહેફિલો, યુરોપ અમેરિકાના રંગભર્યા પ્રવાસો કાવ્યરસ, સંગીતપ્રેમ વગેરે શબ્દો ક્યાંક ક્યાંક એકબીજાના વિરોધાભાસી હોવા છતાં લેખકના જીવનમાં એ બધા જ શબ્દોનું સરખું મહત્વ લાગે છે. રાજારજવાડાંમાં રોટલો રળ્યા પણ અક્કલ રાજા જેવી બુઠ્ઠી બને એ પહેલાં જ ગાંધીજીને ચરણે જઈને બેસી ગયા—પોતે ગાંધીજી પાસે જાય છે એ હકીકત રજવાડાનાં પોલિટિકલ એજંટથી છાની રાખવા માટે તાર ઑફિસના માસ્તરને રૂપિયા સોની લાંચ આપીને. ગાંધીજીના કર્મયોગ પ્રત્યેનું આકર્ષણ ઘટવાને કારણે અથવા તો પછી જીપ્સી મનોવૃત્તિને કારણે એ અરવિંદ ભણી ખેંચાયા, ત્યાંથી વળી કલા પ્રત્યેના રસે એમને ટાગોર તરફ આકર્ષ્યા. આ ભ્રમણ પાછળનો હેતુ સ્પષ્ટ થતો નથી, માત્ર લેખકના જીવનની મધુર ચંચલતાને દરેક વ્યક્તિ કે પરિસ્થિતિમાંથી જીવનની સુગંધ માણવાની વૃત્તિ છતી થાય છે.

---

ક્યારીની વાત જાણવા પામ્યા. થોડાં વરસ પહેલાં અહીં રહી ગયેલા ચીની બાળવીરોએ મોકલેલાં બીયાંમાંથી એ ઊગેલા હતા.

આર્તેક શિબિરમાં શારીરિક તાલીમ તરફ ઘણું ધ્યાન આપવામાં આવે છે. વૉલીબૉલ, સોસર, બાસ્કેટબૉલ અને ટેનિસ તથા હરીફાઈઓ દરરોજ યોજાય છે.

જ્યારે સાંજ ઘેરી બને છે ત્યારે બાળકો પુસ્તકો વાંચે છે, ફિલ્મો જુવે છે, ખજૂરીની પગદંડીઓ વચ્ચે ફરે છે, અને વીરટારિયાનાં લાલ ખુશ્બોદાર ફૂલોની વચ્ચે ઘૂમે છે...

આર્તેક શિબિરમાં બાળકો કેવો અદ્‌ભુત સમય ગાળે છે?—એમનાં અત્યંત કલ્પનાયુક્ત સ્વપ્નોને પણ સંતોષ આપે એવું બધું ત્યાં છે. આ વરસે સરકારે બાળકોને આર્તેક શિબિરમાં તદ્દન વિના મૂલ્યે મોકલવાનો નિર્ણય કર્યો છે.

પરંતુ વાચકને થશે કે કોનાં બાળકો ત્યાં જાય છે? ત્યાં તમામ કક્ષાના મહેનતકશ લોકોનાં બાળકો માટે સગવડો છે.





દેશપરદેશમાં પ્રવાસ કરનારાંનો આ જગતમાં તોટો નથી, એ પ્રવૃત્તિ બેંકમાં જમા પડેલી રકમ ઉપર અવલંબે છે, પરંતુ એ રખડપટ્ટી દરમિયાન આંખો ખુલ્લી રાખી સમાજનું ચિત્ર નિહાળ્યા કરવું, એ ચિત્રની અસર મન ઉપર જામવા દેવી ને એને જતનપૂર્વક સાચવી રાખી એનાં સ્મૃતિ સંવેદનોમાં નાહ્યા કરવું કે કોઈ ધન્યપળે એને શાબ્દિક આકાર આપીને બીજાને પણ એની અનુભૂતિ કરાવવી એ કામ બહુ ઓછા રખડુઓ કરે છે.

જીપ્સીના આ દેશપરદેશના અનુભવો એક હકીકત સ્પષ્ટપણે કહી જાય છે કે માનવીનાં સંવેદનો સરખાં છે, એની આનંદ ને દુઃખ પ્રગટ કરવાની રીત સરખી છે, નીતિનાં મૂલ્યાંકનો પણ દરેક દેશમાં સરખાં છે, માનવોની નબળાઈઓ પણ જ્યાં ને ત્યાં એક સરખી છે. આ પરિસ્થિતિમાં માનવના હૃદયમાં સંઘરી રાખનાર ને એના આત્મદીપકની વાટ વારંવાર સંકોર્યા કરી સતેજ રાખનાર માનવી ગમે તે સમાજમાં ગમે તે દેશમાં આવકાર પામે છે. જીવન બહુરંગી ને વિવિધ છે. એના ગંદવાડમાં નજર નાખવા કરતાં એનાં સત્વાંશોમાંથી જ પ્રેરણા શા માટે ન પીવી? કાદવ વચ્ચે અડગ ઊભેલા કમળનું સૌંદર્ય ઓછું છે કે કાદવ તરફ નજર પણ નાખવી પડે? જીપ્સીના આ માર્મિક પ્રસંગો જીવનની મંગળતાનાં જ દર્શન કરે છે, ગંદવાડને અવગણીને. અમાવાસ્યાની રાતે ઘોર અંધકારમાં ભમતાં ભૂત પલીતોની સ્મૃતિમાં એ નથી રાચતા, જીવન ઉજ્જવલ કરી ગયેલા અનેક ચમકતા આત્માઓનાં દર્શન આકાશમાં કરે છે. આભમાં ટમટમતા તારલાઓનું સૌંદર્ય ઓછું છે કે પૃથ્વી પરના અંધકારના ઓળાઓમાં ચિત્તને સંશયાત્મક બનવા દેવું પડે?

વિષયવૈવિધ્ય એ આ અનુભવોનો મુખ્ય ગુણ છે. જીવનમાં વેરવિખેર પડેલાં સંસ્મરણોને ઢંઢોળીને જાગૃત કરવામાં ને એમાંથી કાવ્ય સત્વ (Poetic Truth) સ્ફુરે એ માટે સતત ચિંતન કરવામાં લેખકે અનેક રાત્રિઓ ઊંઘ્યા વિના વીતાવી હશે એવું એમના આ પાસાદાર લખાણો ચાડી ખાઈને કહી જાય છે. લેખકે હકીકત સાથે કયાંક છૂટ પણ લીધી છે, એવી છૂટ સામે કોઈ વાંધો લઈ પણ શકે નહીં; પરંતુ એને પરિણામે જન્મેલું સાહિત્ય કૃત્રિમ નથી લાગતું એ લેખકની ખૂબી છે.

આસ્વાદ્ય શૈલી ને લખતી વખતની એકતાનતા વાચક ઉપર ધારી અસર ઉપજાવે છે. ગુજરાતી સાહિત્ય હજુ પ્રયોગશીલ અવસ્થામાં છે. આથી જીવનના સૌંદર્યને પ્રગટ કરતા અનેક સાહિત્ય પ્રકારોમાં ખેડાણ થવું બાકી છે. શ્રી. ચાવડાનો આ પ્રયોગ ગુજરાતી સાહિત્યમાં એની અભિનવતાને કારણે પણ અભિનંદનીય છે. નવલકથા ને નવલિકા જેટલો જ રસ વાચક આ સ્વાનુભવ રસિક પુસ્તકમાંથી મેળવી શકશે. ગુજરાતી સાહિત્યમાં આ પુસ્તક એક અણમોલ ઉમેરો કરે છે. શ્રી. કિશનસિંહ ચાવડા પોતાની 'ઝીણી સૌંદર્ય સૂઝ' વડે આ નવીન સાહિત્ય પ્રકારને બહેલાવવા માટે ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં પણ વિશિષ્ટ સ્થાન જમાવી લે એવી સંભાવના છે. જીપ્સી જીવનના અંત સુધી જીપ્સી જ રહે છે, શ્રી. ચાવડા અમાસના અગણિત તારા જેટલા ઝગમગતા અનુભવો ગુજરાતને પીરસ્યા જ કરશે ને 'જીવનની મધુર અને મત્ત ખુશબો ભર્યાં' પુસ્તકો આપ્યા જ કરશે એવી શ્રદ્ધા શા માટે ન પોષ્યા કરવી!

### ટાગોરની સુંદર વાતો:

[લે રવીન્દ્રનાથ ટાગોર, અનુ. રમણલાલ સોની, પ્ર. વોરા એન્ડ કંપની, મુંબઈ, ૨, કિં. ૧॥ રૂપિયો]

બંગાળી સાહિત્યમાં ટૂંકી વાર્તાના આદ્ય ઉપાસક સમા કવિવર ટાગોરની વાર્તાઓનો આ અનુવાદ બહુ જ સરળ છે. પ્રેમ-ત્રિકોણ ચીતર્યા વિના વાર્તા રચી શકાય જ નહીં એવું માની ચૂકેલા ને એ માન્યતાને પ્રામાણિકપણે વળગી રહેલા કેટલાય ગુજરાતી વાર્તાકારોને આ વાર્તાસંગ્રહ દિશાસૂચક નીવડશે. આપણા સામાજિક ને મનોવિશ્લેષણાત્મક પ્રશ્નો એટલા બધા છે કે વાર્તાકારો ધારે તો ઘણીય પસાદાર વાર્તાઓ



ઉપજાવી શકે. કવિવર ટાગોરે બંગાળી સમાજને ઉઘાડી આંખે જોયો છે ને સમાજનાં અનેક પાત્રો—નાનકડા ખોકાબાબુથી માંડીને અફઘાનિસ્તાનના કાબૂલી સુધીનાં—સાથે તાદાત્મ્ય સાધ્યું છે; આથી જ એમની વાર્તાઓ વધુ સચોટ લાગે છે.

ટાગોરની અપ્રતિમ પ્રતિભાની ઝાંખી કરાવતી આવી સુંદર વાર્તાઓ ગુજરાતને આપીને શ્રી. રમણલાલ સોનીએ આંતર ભારતીય સંબંધો વિકસાવવાની દિશામાં નોંધપાત્ર પગલું ભર્યું છે. ટાગોરની આ વાર્તાઓ ને અન્ય કૃતિઓ ન વાંચવી એ વિશ્વના એક મહાન સાહિત્યકારની ઉપેક્ષા કર્યા બરાબર છે.

### બિરદ-છહુંતરી :

[ સં. માધવ ચૌધરી, પ્ર. હંસ પ્રકાશન, પુનાસણ, કિં. ૬ આના ]

મહારાણા પ્રતાપની કીર્તિ કાવ્ય કથા 'બિરદ છહુંતરી' (કે જે એના જીવન દરમિયાન રચાયેલી)નો આ સરળ ગુજરાતી અનુવાદ રસિક ને પ્રેરક છે. સંપાદકનો મુખ્ય ઉદ્દેશ સ્વતંત્ર હિંદના યુવાનોમાં રાણા પ્રતાપનો જુસ્સો ઊભો કરવાનો છે. આવું સરસ કાવ્ય ગુજરાતીમાં પદ્યમાં ન ઉતારી શકાય ? એમ થશે તો એ વધુ લોકપ્રિય થશે. જો કે એની ગદ્યમાં રજુઆત કરવા બદલ તો લેખક ધન્યવાદને પાત્ર જ ઠરે છે.

### ધાણી ચણા :

[ લે. સોમાભાઈ ભાવસાર, પ્ર. સસ્તું સાહિત્ય કાર્યાલય, અમદાવાદ કિં. ૪ આના ]

નાનાં બાળકોને પશુપંખીની દુનિયાનો આછો ખ્યાલ આવે એ ઉદ્દેશથી લખાયેલું આ નાનકડું—કદ ને પાનાંની સંખ્યામાં—પુસ્તક બાળ સાહિત્યમાં અનેરી છાપ પાડશે. દરેક પશુપંખી વિષે ચાર ચાર લીટીનાં જોડકણાં ને ચિત્રો આપ્યાં હોવાથી બાળકોને રસપ્રદ જરૂર નીવડશે.

### ભગલો ભૂત

[ લે. ધીરજલાલ ગજ્જર. વિક્રેતા : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ કિં. ૧૦ આના ]

અક્કલ સાથે કુસ્તી કરનાર ભગલાની આ વાર્તા વાચકનો રસ ઠેઠ સુધી જાળવી રાખે છે. ભગલો અનેક મૂર્ખામી ભર્યાં પરાક્રમો કરીને નસીબયોગે પ્રધાન થાય છે ને વાર્તા અટકી જાય છે. લેખક ભગલાનાં પ્રધાન તરીકેનાં પરાક્રમ વિષે બીજી વાર્તા ન લખી શકે ?

આ વાર્તા બાળકો ને બાળકોની વાર્તા માટેની ઉઘરાણીથી પરેશાન થતા વડીલો માટે પણ ખૂબ રસપ્રદ નીવડશે.

### ગીત ગૂંજરી :

[ લે. પૂજાલાલ. પ્ર. ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ કિં. ૪ આના ]

કવિ તરીકે ગુજરાતી સાહિત્યમાં આગવું સ્થાન જમાવી ચૂકેલા શ્રી. પૂજાલાલનાં બાળકાવ્યોનો આ નાનકડો સંગ્રહ આપણા બાળસાહિત્યમાં નવી જ—ભાત પાડે છે. બાળ સહજ ઊર્મિઓ એમણે એવી તો મીઠી ભાષામાં વ્યક્ત કરી છે કે ઘડીભર શૈશવ કાળનાં સંસ્મરણો ચલચિત્રની માફક દૃષ્ટિ સમક્ષ ખડાં થઈ જાય ને એ અવસ્થાએ પાછા પહોંચી જવાનું મન થાય. છેલ્લાં પાંચ-સાત કાવ્યો તો સ્વતંત્ર દેશનાં કિશોર-કિશોરીઓમાં અખૂટ તાકાત રેડે એવાં જુસ્સાભર્યાં છે.

### સ્વ. રામલાલ ચુનીલાલ મોદી લેખ સંગ્રહ :

[ લે. સ્વ. રામલાલ ચુનીલાલ મોદી, પ્ર. પુરુષોતમદાસ ભીખાભાઈ શાહ, પાટણ કિં. ૨ રૂપિયા ]

પુરાતત્વના જાણીતા અભ્યાસી ને અનેક અગવડો વેઠીને પણ સંશોધનના શોખને વળગી રહેનારા સ્વ. રામલાલ ચુનીલાલ મોદીના સ્મરણાર્થે પ્રસિદ્ધ થયેલો આ લેખસંગ્રહ પુરાતત્ત્વના વિદ્યાર્થીઓને ખૂબ આશીર્વાદરૂપ નીવડશે.

સામાન્ય મધ્યમ વર્ગમાં જન્મીને માંડ મેટ્રિક સુધી ભણેલા રામલાલભાઈ શિક્ષક તરીકેના ધંધામાં આર્થિક રીતે તો સદ્ધર શી રીતે થઈ શકે? પણ







# ઊર્મિ નવરચના

તંત્રીઃ ઈશ્વરલાલ મો. દવે

સંપાદકઃ જયન્ત પરમાર



# રશ્મિ નવરચના

તંત્રીઃ ઇશ્વરલાલ મો. દવે
સંપાદકઃ જયન્ત પરમાર

અંક ૩ : જૂન '૫૫
સળંગ અંક : ૩૦૩
સમાજમાં સંસ્કાર અને




'ઊર્મિ' : વર્ષ ૨૬
'નવરચના' : વર્ષ ૨૦
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂચના


* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* છૂટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાનો નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**

ફ્રેન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧


પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ લિ., ફ્રેન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે : : સંપાદક : જયન્ત પરમાર

# ખોવાયેલી પળો

એક વખત એક રાજાને કાને વાત આવી કે એના રાજમાં એક એવો સંન્યાસી છે જે તૃષ્ણાથી પર છે.

રાજાએ વિચાર કર્યો કે માણસ જીવતાં તો તૃષ્ણાથી પર થઈ શકતો નથી. અને મર્યા પછી પણ તૃષ્ણાને છોડી શકતો નથી. માટે આપણે તેની પરીક્ષા કરવી.

પછી તે પોતાની સાથે સોનાના કાર્ષાપણ અને અસંખ્ય વસ્ત્રાભૂષણો લઈને સંન્યાસી પાસે ગયો.

જઈને સંન્યાસી પાસે બેઠો. બન્નેની વચ્ચે જ્ઞાનગોષ્ઠિ ચાલી. રાજાને લાગ્યું કે સંન્યાસી ખરેખર જ્ઞાની છે. એટલે એણે બે હાથ જોડીને કહ્યું કે મહારાજ! મારી ભેટ સ્વીકારો.

સંન્યાસીએ હસીને કહ્યું : 'હે રાજા! મને અફસોસ આ વાતનો થાય છે કે આપણે બન્નેએ અત્યારની ઘણી અમૂલ્ય પળોને નિરર્થક ખોઈ દીધી. માણસનો સિક્કો પડી જાય છે તો તે શોધવા માટે એ આકાશ–પાતાળ એક કરે છે. પણ જે એને પાછી મળવાની નથી, એવી પળને માટે એને જરાય અફસોસ થતો નથી. આપણે જે વાત કરી તે જો તમે સમજ્યા હોત તો આ ભેટ ધરત નહિ. ભેટ ધરનારા માપ કાઢવા માટે ભેટ ધરતા હોય છે. પણ કોઈ માણસની આવી નબળાઈ શોધવા માટે પ્રયત્ન કરવો એ જ મોટી નબળાઈ છે. માટે આ ભેટ પાછી લઈ જાઓ. પણ આ ભેટ મેં પાછી વાળી છે એ કિંવદંતીથી મને જે કીર્તિ મળવાનો સંભવ છે, એ હવે મારે ખંખેરવી પડે એવું તમે કર્યું છે એટલે આજથી હું આ પ્રદેશ પણ છોડી દઉં છું.'

*

# આજ અને આવતીકાલ

ચન્દ્ર રાજહંસ

### આગેકૂચનાં એંધાણ

વીસમી સદીની ત્રીજી પચ્ચીશી એ માનવજાત માટે ખૂબ જ પ્રગતિની હશે.

વરાળ ને વીજળીની શોધ પછી આખી દુનિયા બદલાઈ ગઈ. સહુને એ માર્ગે જવું પડ્યું. હરવા ફરવામાં ને જીવનના ધોરણમાં ઘણો ફેર પડી ગયો. ઘણી સમસ્યાઓ ઊભી થઈ ને એના ઉકેલ પણ થવા લાગ્યા. એકંદરે એ પરિવર્તન ટક્યું.

હવે અણુશક્તિની શરૂઆત થઈ છે. એની આવતી કડીઓ કોણ જાણે કેવીયે હશે. કહે છે કે એવા યુગમાં આપણે પ્રવેશ કરી ચૂક્યા છીએ કે મનની કલ્પનાઓ ઊગે તે જોતજોતામાં પાર પડે. ઊડવાની ને સમુદ્રમાં ઊંડે ફરવાની કલ્પનાઓ ક્યારનીયે સિદ્ધ થઈ છે અને અંતરનું દૂરત્વ ક્યારે ભૂલાઈ જવાનું છે. મંગળ અને ચંદ્રની મુસાફરીઓ જાણે હાથ વેંતમાં છે. શ્વાઈટ્ઝર કહે છે કે અતિમાનવ આવી ચૂક્યો છે.

કોઈને ભલે વહેમવાધો હોય કે યંત્રો લાવીને આપણે આપણા જ દુશ્મનો ખડા કર્યા છે. પણ માનવું જોઈએ કે શરૂઆતમાં વિનાશરૂપે દેખાતાં યંત્રો વખત જતાં માનવીની સેવામાં આવી ઊભાં છે. રાજકીય કારણોને લીધે કેટલીક શોધખોળો શરૂમાં લશ્કરી કબૂ હેઠળ રહે છે પણ જ્યારે ત્યાંથી છટકીને એ લોકોની વચ્ચે આવી વસે છે ત્યારે ઘણાને નવી રોજી, ઘણાને શ્રમમાં રાહત, ઘણાને આનંદ પણ મળે છે. યુદ્ધનો ભય જેમ ઘટતો જાય છે તેમ એકમેક તરફની પ્રેમની લાગણી પણ વધતી જાય છે. લોકો આગળ બેકારી, કુદરતી આફતો, વ્યાધિઓ, કુટેવો, વહેમો, અજ્ઞાન—એવા દુશ્મનો સામે લડવાનું જેમ આવતું જાય છે અને એમાંથી પાર પડતાં, જીવનને સુવિધાથી અને રસથી ભરી દેવાનો વિચાર વધુ ને વધુ આગળ આવતો જશે એમા શંકા નથી.

યંત્રોની મદદ વડે મેળવેલી રાહત અને બચેલી તાકાતનો ઉપયોગ જ્યારે યુદ્ધમાં નહિ વેડફાઈ જાય ત્યારે માનવીમાં રહેલો ઈશ્વરી અંશ એને નવી જ કામગીરી તરફ વાળશે, એ કામ હશે માનવીને આનંદ દ્વારા સત્યની પ્રતિષ્ઠા કરતાં શીખવવાનું. બહુ ઝડપી વિકાસના પગથિયે માનવી આવીને ઊભો છે અને આવતી એક બે પેઢીમાં તો એ નવનિર્માણના કાર્યમાં સ્થિર થઈ ચૂક્યો હશે.

આવું ના બને, અને અણુશસ્ત્રો વાપરીને માનવીને સંહારલીલાના ભોગ બનવુ પડે તો ! તોયે આ સંસ્કૃતિ એટલી તો આગળ વધી છે કે દુનિયામાંથી એ લુપ્ત થઈ જવાની નથી. કોઈપણ ખુણામાંથી એની સમૃદ્ધિ પલકારામાં સજીવન કરી શકાય એટલી તાકાત માનવજાતે મેળવી લીધી છે.

અને આ ભવ્ય પચ્ચીશીના સમકાલીન હોવાનું આપણે ગૌરવ લઈએ તે જ વખતે એના આગમનને શોભે એવી તૈયારી પણ કરી લઈએ તો !

### 'જ્યાં હો ત્યાં રહેજો'

સીલોનના હિંદીઓના હક્કો તરફ ઉદાસ બની આપણે દુનિયાભરમાં વેરાયલા હિંદીઓને જાણે એમ કહી રહ્યા છીએ કે જ્યાં હો ત્યાં રહેજો. આ દેશના સંસ્કારો ગમે તો જાળવજો, ફાવે ત્યાં સુધી લગ્નસંબંધો પણ

રાખજો પણ એકંદરે તમારી મિલકતો એ જ દેશની છે જ્યાં તમે તે રળો છો

બે દેશ વચ્ચેનું દૂરત્વ એ હવે માઈલોથી નહિ પણ મિનિટોથી માપી શકાય એવો સમય જ્યારે આવ્યો છે અને દેશદેશના સંસ્કારોમાંથી નવી માનવસંસ્કૃતિ ઊગે એવો કાળ પાકયો છે ત્યારે આપણે બહુ દેશનું નાગરિકત્વ જનતાને નથી આપી શકતા એ કરુણ બાબત છે. એવી શરૂઆત પણ આપણે કરી શકયા હોત તો બીજા દેશોનેય આશા ઉમંગ મળત ને બીજા દેશોમાં વસી કેવો સંયમપૂર્ણ વ્યવહાર રાખવો તે પણ શીખી શકત. કમનસીબે દુનિયાનું વાતાવરણ યુદ્ધોને લીધે એટલું ડહોળાયેલું છે કે પરસ્પર વિશ્વાસ જામતો નથી, અને લોકોના હિત ને હકનું મિશ્રણ કરી દઈ કલેશ શરૂ થતાં વાર લાગતી નથી.

આ સ્થિતિનો ઉકેલ ના જડે ત્યાંસુધી આપણા ભાઈભાંડુઓ પરદેશમાં જઈ વસ્યા હોય તેમને કહેવું જોઈએ કે તમે અમારા છો એટલા જ હવે તેમના થઈને રહેજો. નિસ્પૃહી ને શાંત જીવન હશે તો વખત જતાં તેઓ વિશ્વનાગરિકત્વનો માર્ગ ખુલ્લો કરી આપવામાં સહાયભૂત થશે.

### શાસનનો ધક્કો

ભૂદાનના કાર્યમાં કૉન્ગ્રેસ રસ લે એવો યત્ન કરી વિનોબાએ એ કામ સરકારને સોંપી દેવાનું પગલું ભર્યું છે. વર્ષે બે વર્ષે કૉન્ગ્રેસ એમ કહેવાની કે હવે પ્રજામત તૈયાર થઈ ચૂકયો છે અને ધારાસભ્યોએ હકીકતનો સ્વીકાર કરી યોગ્ય ધારાધોરણ ઘડવાં જોઈએ. દેખીતું છે કે કૉન્ગ્રેસી કાર્યકરો ભૂદાનના કામમાં પહેલાં લાગવગનું જોર અજમાવશે, ને પછી કાયદાનું. શરૂમાં વીસત્રીસ એકર છોડીને સત્તા ચાલશે પણ પછી તો વ્યવહારની સરળતા લાવવા બધી જ જમીન સત્તા હેઠળ લાવવી પડશે. દારૂબંધી જેવી બાબતમાં કાયદાનું જોર વાપરવાની જેને ટેવ પડી છે તેને જમીનોના સવાલ ઉપર સત્તા વાપરવાની તક મળે તે કેમ જવા દેશે? એ તક તો કયારનીયે હતી પણ શાસનનો ઉપયોગ થતાં કોઈ નવી સમસ્યા ઊભી થાય એ ધાકે સમય વીતતો હતો. વિનોબાના પ્રયાસથી હવે એમનું કામ સરળ બન્યું છે.

જમીનો ક્રમશઃ સરકારની થાય તે કરતાં શાસનના જોરે એમ થાય તે મુદ્દો વધારે ધ્યાન ખેંચે છે. એકવાર જમીનોમાં સરકાર આવી પછી મકાનોની માલિકી શા માટે ખાનગી રહેવી જોઈએ? ને પછી રહ્યાં દાગીના અને વ્યાજ—શું એટલા ઉપર ઘડપણની કે આવી પડનારાં સંકટોની ભાળવણી કરવાની રહેશે?

શાસનથી 'સબભૂમિ ગોપાલકી'—એટલે કે રાષ્ટ્રની થઈ પછી ઘણી જ ઝડપે શાસકનું ચક્ર આપણા વ્યવહાર ઉપર ફરી વળવાનું અને લોકોએ વધારે સત્તા પ્રતિનિધિઓને સોંપતી જવાની. એ પદ્ધતિને સારી લોકશાહી ના કહેવાય.

### પદયાત્રાનું પુણ્ય

આપણા દેશમાં પગે ચાલીને યાત્રાઓ કરવાનું નવું નથી. ગાંધીજીએ આ પદ્ધતિ અપનાવીને લોકમાનસ ઉપર ભારે અસર કરી, જોકે એમની પદયાત્રાઓ આંદોલનોને વેગ આપવા ચોક્કસ પ્રસંગોએ થતી. વિનોબાએ એમના સાથીઓને પદયાત્રાઓ ઉપર મોકલી એનું મહત્ત્વ વધારે પ્રકાશમાં આણ્યું છે. અને આ દેશના સંસ્કારોમાં આથી બળ પૂરાશે એમાં શક નથી.

ઝડપી વાહન યુગનો આ જમાનો—આખો આટલાંટિક ત્રીસ મિનિટમાં પાર કરી જવાની જ્યારે આગાહીઓ થતી હોય ત્યારે—પગે ચાલીને સંકલ્પોની સિદ્ધિ માટે સેવકો નીકળી પડે તે ઘટના જરૂર ધ્યાન ખેંચે જ. ભલે આ સેવકો એમના કામમાં સફળ થાય કે ના થાય પણ પગે ચાલીને એમનો સંદેશો વહેતો મૂકવાની રીત હિંદીઓની ઊર્મિઓને જરૂર પ્રસન્ન કરશે.

જ્ઞાન તો થોકબંધ પડ્યું છે—પુસ્તકોમાં ને ભાષણોમાં.



એ-રોજ વંચાય છે ને સંભળાય છે. પણ એનો મર્મ ઝીલાતો નથી, જીવનને સ્પર્શ કરતો નથી. સંસ્કારના પ્રવાહો વડે માનવીનાં બળ ને દિશા ઘડાય છે, વિચારો મૂળ પકડે છે, ને પ્રજાની અસ્મિતા મ્હોરી ઊઠે છે.

પદયાત્રા એ આપણા સંસ્કારોને જીવાડનારી રીત છે.

## શિક્ષણમાં મહત્વાકાંક્ષા

શિક્ષણનું નવું સત્ર ઊઘડે ત્યારે આપણે એ તરફ જોવું પડે છે પરીક્ષાનાં પરિણામો, કૉલેજોની ભરતી, પાઠ્ય પુસ્તકોનાં વેચાણ નવી નિમણુંકો—આ ઋતુ જ જુદી છે કેટલીય સંસ્થાઓ નવા નિશ્ચયો કરે છે અને નવા સત્રથી સારી પ્રણાલીઓ દાખલ કરવા મનસુબા ઘડે છે. એમની નજર આગળ ઑક્સફર્ડ—કેમ્બ્રીજ તરી આવે છે. પણ ધંધાદારીઓથી સ્વપ્નાં પાછળ દોટ કઢાતી નથી. અને કેટલીય વાર જાહેરાતોમાં બતાવેલી ઇચ્છાઓ પોકળ પણ હોય છે.

ઑક્સફર્ડ-કેમ્બ્રીજ એ ગર્વનરો સેનાપતિઓ કર્મચારીઓ વગેરેને તાલીમ આપતી સંસ્થા. વિશાળ કલ્પનાઓ, મહત્વાકાંક્ષાઓ આદર્શોને પોષતી સંસ્થા. બીજી તરફ વિદ્યાર્થીને કૃશ, રોગી, સુગાળવો, રાંક, વહેમી રાખીને, એક ઓરડીમાં ત્રણ ત્રણ જણાને ગોંધીને. કરકસર અને પ્રતિબંધો વચ્ચે નાખીને કોણ એનું હીર ઝળકાવી શકે?

નાનાં બેડોળ મકાનો, ધુમાડીયાં મેલાં રસોડાં, ભેળસેળવાળો કંગાળ ખોરાક, પાર વિનાની મનાઈઓ. ધંધાદારી ચિંતાગ્રસ્ત શિક્ષકો, અસ્મિતા વિનાની સંસ્થાઓ એમાંથી જે ફાલ નીકળે તેની સામે કોને ફરિયાદ કરવી?

કોઈએ ઠીક જ કહ્યું છે કે સરકાર કનેથી શિક્ષણ લઈ લો. પણ તે પછી શું? આવી જ સંસ્થાઓને સોંપવું? કે પછી મ્યુનિસિપાલિટિના ચૂંટાયેલા સભ્યોને? તોબાહ, એમના હાથમાં તો પ્રાથમિક શિક્ષણની જવાબદારીયે સોંપાય એમ નથી. શી રીતે શિક્ષણમાં તેજ આવશે?

## લગ્નોની કમાણી

રેલસંકટ આવી પડે એમ લગ્નોની હેલી આવી ગયાં પછી આપણે કેટલો બગાડ કર્યો એમ પૂછવાને બદલે આપણે કેટલા વધુ ગરીબ બન્યા તે વિચારવું જોઈએ.

ચાંદલો, કંકોતરીઓ, લગનની ભેટો, વરો, મંડપો, બૅન્ડવાજાં, કપડાંલત્તાં, ઘરેણાં, મીઠાઈઓ, લેવડદેવડ—એ બધામાં આ વર્ષે ગુજરાતે ઘણું વાપર્યું હશે. શું એ બધું જરૂરતું હતું, એમાં કોઈ યોજના થઈ શકે એમ ન હતું? વિધિમાં ઝાઝી શ્રદ્ધા હોય તો સામુદાયિક લગ્નસમારંભ થઈ ના શકત? પ્રજાના ઉમંગને વહેવાની શું આવી જ નહેર હોય એમ આપણે માનીએ છીએ?

ને નહિ તો સામાજિક કાર્યકરો કેમ ઉહાપોહ નથી મચાવતા! કેમ કોઈ અહિલનો નથી જાગતાં? ગરીબો તવંગરની તરફ નજર રાખી અનુકરણની દોટ માંડે છે તેમને કોઈ કેમ રોકતું-સમજાવતું નથી? જાહેરમાં આપણા અંગત હરખશોકનાં પ્રદર્શનો કરવાની ટેવ પડી છે તેમાંથી છૂટવાની વૃત્તિ આપણને કેમ થતી નથી? લગ્નની આવી મોસમ આવવાની હતી એની ઘણાને ખબર હતી પણ એ માહિતીનો ધંધામાં નફો કર્યો સિવાય કોઈ રીતે ઉપયોગ ના થયો. આનંદનું એક પર્વ યોજનાના અભાવે જાણે વેડફાઈ ગયું. અને આપણી કજીયાખોરી, ધાંધલ, દોડધામ, રુઢિની પકડ વગેરે અવગુણો બહેકીને ફાલ્યા, એ કમાણી કરી કે બીજી?

## ચરણનો મહિમા—પીવામાં?

પતિપૂજાનાં મંડળ ને યજ્ઞ આ જમાનામાં ચાલી શકે એ ભારે નવાઈ છે. પુરુષના પગ ધોવા ને એ પાણી પત્નીએ પીવું, આરતી ઉતારવી, ઉચ્છિષ્ટ ખાવું—આવી મધ્યયુગની સાંસારિક યાતનાઓ નીકળી જાય એ સામે વાંધો તો કોઈ નહિ બતાવે પણ સ્વભાવને



સદી ગએલી કેટલીક ચીજો છીનવી લેવામાં ના આવે ત્યાં સુધી ટકાવી રાખવાની વૃત્તિ તો રહે છે. સંતોષ અને મોટાઈ પણ અનુભવાય છે.

સ્મૃતિઓએ પતિને દેવ બતાવી, એનાં વ્યસનો અને અપરાધોને ચર્ચા કે ટીકાની પર બનાવી, આ જન્મમાં અને ભવોભવ સ્ત્રીના પુણ્યોનો હકદાર બનાવી, નારીને ભારે અન્યાય કર્યો છે. પત્નીને આજ્ઞાધીન સેવક કે મોજનું રમકડું બનાવ્યા પછી પુરુષે પોતાના સ્વભાવના ઘણા દોષો એનામાં પોષ્યા છે.

ગુજરાતમાં પતિપૂજા નથી એમ તો નહિ કહી શકાય. કામદાર વર્ગમાં ઓછી હશે, શહેરોમાં એ પેઢીથી રહેનારાઓમાં ઓછી હશે પણ છે તો ખરી જ. પતિ એ દેવ નથી—સામાન્ય માણસ છે એવું વિના સંકોચે ગુજરાતણ પણ નહિ માને. વ્યકિત તરીકે બંને જણે આગવો વિકાસ સાધવાનો છે એવું તો ઘણાં થોડાં કુટુંબો જાણતાં હશે ને તે મુજબ વર્તતાં હશે.

વરને રાજા બનાવીને આપણે એને ફટવીએ છીએ ને ત્યારથી એની રાજાશાહી કુટુંબમાં ચાલી આવે છે, નભે છે. આ દુષણ આપણે કાઢી શકીએ તેથી તો કાનપુરમાં પતિપૂજાનું આંદોલન શરૂ થયું છે!

## સાધકની કળા

પોંડીચેરી આશ્રમના સાધક કૃષ્ણલાલના ચિત્રોનું પ્રદર્શન મુંબઈ સૂરત અમદાવાદમાં ભરાયું ત્યારે થયું હશે કે કળા કોઈ સંદેશ લઈને અવતરે તો જરૂર એ ધ્યાન ખેંચે પણ જ્યારે એ સંદેશો ધ્યેયલક્ષી કે મનોભાવનાના નીરથી તરબોળ થયેલો હોય ત્યારે તો કળા ચિત્રની સાથે જોનારને પણ રંગી દે છે.

ધંધાદારી કળાનું ખૂબ જોર હોય તેવે વખતે આવી મનની વાણી પ્રગટ કરતી કળા આપણી સામે આવે એ બદ્દલ કોને ધન્યવાદ દેવા! એમનાં ચિત્રો—'એકાંત' 'વધુ પ્રકાશ' 'દક્ષિણ' 'હિરણ્ય પુરુષ' વગેરે મન ભરી દે છે અને ત્યાંથી આપણને જુદી જ ભૂમિકા ઉપર લઈ જાય છે.

આ ચિત્રો ખરીદાય એવું તો ઇચ્છીએ છીએ પણ ખરીદાયા પછી કોઈ સંસ્થાને સોંપવામાં આવે તો સારું, સંખ્યાબંધ માણસોને બતાવવાની આ કળા નથી એટલે એને સંગ્રહસ્થાનમાં ન મૂકાય તો ચાલે પણ જોવા ઇચ્છનારને સહેલાઈથી તક મળે એવી જગ્યાએ એમનાં ખાસ ચિત્રો રહે તેવો પ્રબંધ નહિ થાય શું? ગુજરાતી ચિત્રકારની આ પ્રકારની આ પ્રસાદી ગુજરાતમાં જળવાય એવો આગ્રહ પણ રાખવો જોઈએ. આ સાધકની કળા ખૂબ વિકસો.



રસસ્રવા

# વેદનાની શાતા

દૂધે નીતરતી ચાંદની અને તારલા-મઢી અંધારી રાત એ બેયની વચ્ચે જાણે હું સેતુ ન બની ગઈ હોઉં તેમ આંખ ખોલતાં ચાંદનીમાં નહાવાનું મન થતું અને આંખ બંધ થતાં જ તારલાઓની ઓઢણી મારા આખા અંગ પર પથરાઈ જતી. તે દિવસે—તે દિવસની રાત્રે હું એની રાહ જોઈ જોઈને થાકીને મોડે સુધી અગાસીમાં આળોટતી પડી જ રહી એ ન આવ્યો, મારી ઝંખનાએ અસહ્ય વેદના અનુભવી છતાં એ વેદના જાણે એના કાન સુધી—એના હૃદય સુધી પહોંચી જ ન હોય તેમ એ ન આવ્યો ને હું ચાંદની નીતરતી એ રાતે અગાસીમાં પડી જ રહી—બસ પડી જ રહી. તારલિયાની ઓઢણી ઓઢી ઘડીભર ઊંઘી પણ ગઈ. પણ ઊંઘ ન જ આવી. ઊંઘ પણ જાણે આજે વેરણ બની ગઈ આટલી રાહ તો મારે કયારેય નથી જોવી પડી. મારા કરતાં તો એ જ મારા વિના કયારેય એકલો નહોતો રહી શકતો. પણ આજે હું એના વગર નહોતી રહી શકતી, એના માટે કેટલી ઝંખી રહી છું એ કેમ એ જરાય નહિ સમજી શકતો હોય! આટલા બધા દિવસ સુધી હુંય એની ઝંખના નહોતી સમજી શકતી એ મને અત્યારે યાદ આવ્યું. રાતે મોડો મોડો એ આવ્યો અને એનો ધીમો થયેલો પગરવ મારે કાને પડયો તોય હું ન ઊઠી. એમ ને એમ પડી રહી. મને ઊંઘતી કલ્પીને એ ધીમે પગલે આવીને એની પથારીમાં સૂઈ ગયો. ખૂબ કામથી થાકેલો એનો કણસતો દેહ મારો ગુસ્સો ઉતારી ગયો. હું ઊઠીને એની પાસે ગઈ એનું માથું મારા ખોળામાં લીધું. એના દેહ ઉપર મારો હાથ ફેરવતી ગઈ. એના દુખતા આખા શરીરે ધીમે ધીમે ચંપી કરતી ગઈ. પણ એને શાંતિ ન થઈ તે ન જ થઈ. મારી અશાંતિએ પણ જોર પકડયું અને એવું કળતું, વેદનાથી તૂટી પડતું આખું શરીર મેં આખું ને આખું જકડી લીધું, એવી સામટી ચંપી આદરી કે એથી વળેલી શાતા પણ જાણે ચાર હોઠો વચ્ચે કેદ થઇ ગઇ. ચાંદની ને તારલાની જાણે હોડ મચી.



ધૂમકેતુ

# વર્ષકારે હવે તક જોઇ !

આખો ઇતિહાસ ખડો કરવાની જે અજોડ તાકાત શ્રી ધૂમકેતુની કલમમાં છે તે તો ચૌલુક્ય નવલકથાવલિની નવલકથાઓ કહી ગઈ. હવે શરૂ થયેલી તેમની ગુપ્તયુગની નવલકથાઓ પણ એ જ તાકાત દર્શાવે છે......

તે દિવસે અપૂર્ણું રહેવા નિગ્રંથે ઠીક શંકા જન્માવી હતી મતભેદ તો તીવ્ર થયો, પણ હવે અવિશ્વાસ જન્મ્યો રાજકુમાર હલ્લવિહલ્લને સિંહનાયકે આશ્રય આપ્યો, એ વિષયમાં પણ હવે મતભેદ જાગી ગયો.

બ્રાહ્મણ વર્ષકારને તે દિવસે સંથાગારમાં સાધુવાદથી નવાજવાવાળા નીકળ્યા હતા. એ બધા એને પ્રિયભાણીને સત્યવાણીનો વક્તા ગણતા થયા હતા. વર્ષકારે એ હવાનો લાભ લીધો.

જ્યારે એ પણ્યવીથિકામાં કે કુત્રિકાપણમાં જુએ કે સામસામા મત ધરાવનારાની ઠીક ઠીક સંખ્યા ત્યાં હાજર છે, ત્યારે એ પ્રિયભાણી એકાદ લિચ્છવી જુવાનને ખભે પ્રેમથી હાથ મૂકે. ને તેની તરફ જુએ એટલે વર્ષકારની આંખમાં પ્રેમ હસતો દેખાય. મધથી પણ મીઠા હૃદયસ્પર્શી અવાજે એ એને ધીમેથી કહેઃ

'ભણે લિચ્છવી જુવાન ! આવો તપ્તકાંચન રંગ તેં શી રીતે મેળવ્યો ? શાલભાત જમે છે કે બીજું કાંઈ?'

હસીને લિચ્છવી બોલેઃ 'જમું છું શાલભાત, ભન્તે વરસકાર ! પણ કેમ આ પૂછવું પડ્યું ?'

'શાલભાત તો હું પણ જમું છું. પણ મારા રંગમાં એ છટા કેમ આવતી નથી ?'

'એ હું શું જાણું ?' લિચ્છવી હસીને બોલે.

'સારું સારું, ભણે લિચ્છવી ! તારો રંગ તને શુભદાયી હો. મારો રંગ મને શુભદાયી હો. રંગમાં રંગ પ્રેમરંગ છે. બાકી બધા રંગ ઊડી જવાના છે, સારું, સારું, ભણે લિચ્છવી ! પણ તમારા રક્તરંગી જુથને, કેમ પેલા લિચ્છવી, જરા વક્રદષ્ટિથી જુએ છે ?'

'કોણ લિચ્છવી અમને ભાંડે છે ? અમે પણ વૈશાલીના છીએ !'

'ભાંડતા કોઈ નથી ભણે લિચ્છવી ! પણ જરા વક્ર દષ્ટિથી જુએ છે. પેલા પીતરંગી જુથવાળા !'

'એ તો છે જ એવા—તેજદ્વેષી ! એ અસલ લિચ્છવી પણ ક્યાં છે ? એ તો મલ્લ છે !'

'હાં, ત્યારે એ વાત સાચી, ભણે લિચ્છવી ! પણ તું ભોજન તો શાલભાતનું જ લે છે ની, કે કાંઈ બીજું ત્રીજું ઉમેરે છે ?'

'અરે ! પ્રિયભાણી ! હું તો શાલભાત જ લઉં છું. મારે બીજું ક્યાં કાંઈ ખપે છે ? હું નિગંઠનાયપુત્તનો અનુયાયી છું !'

'તો બીજું કાંઈ ન ખપે ?'

'ના.'

'માંસ પણ ન ખપે ?'

'અરે ! પ્રિયભાણી ! એ નામ પણ ન બોલતા !'

'શ્રમણ ગૌતમના અનુયાયી તો લે છે !'

'એ તો છે જ એવા. પોતાને માટે વધ ન કર્યો હોય, તેવા પશુનું માંસ એમને ખપે. કોણ ભોજન આપવાવાળો બોલે કે આ પશુહત્યા તમારે માટે થઈ છે ? નિગંઠનાયપુત્તના અનુયાયી થઈ ને તમારા સિંહનાયકે, એક મોટા પશુનો વધ કર્યો ને ભિખ્ખુ સંઘને જમાડ્યો !'

'શાંતં પાપં, શાંતં પાપં, ભણે લિચ્છવી ! સિંહનાયક હોઈને વૈશાલી છે, ને એ હવે ક્યાં નિગંઠનાયપુત્તના અનુયાયી છે ?'

'પણ એટલે એ ભિખ્ખુઓવાળાં ભાતભાતનાં ભોજન જમે છે ને મજા કરે છે નિગંઠનાયપુત્તનું મૌન જ વૈશાલીને તારી રહ્યું છે. નહિતર શ્રમણ ગૌતમે તો એને શાપ નથી આપ્યો ?'

'હા, ભણે લિચ્છવી ! તારી વાત સાચી છે હો ! પણ મારે ઘણાં કામ છે, એટલે હવે હું જાઉં !'



'ભલે, ભન્તે વિનિશ્ચય મહામાત્ય ! તમારા જેવાના નિર્ણયને લીધે તે દિવસે વર્દ્ધ લિચ્છવી કાંઈક ન્યાય પામ્યો ! વજ્જિપુત્તક પણ ઠીક બોલ્યો. એણે પશ્ચિમ-દ્વારમાં બધી વાત સાંભળી હશે !'

'હા, ભણે લિચ્છવી ! એ વાત સાચી હો. પણ મારે ઘણાં કામ છે. હું જાઉં.'

આ પ્રમાણે વર્ષકાર મહાઅમાત્ય એક રંગજુથના કોઈક લિચ્છવીની જાણે વિશ્રમ્ભકથા સાંભળી રહ્યો હોય તેવી મુખમુદ્રાથી ત્યાં ઊભો રહે, ને એનાથી થોડે દૂર જાય ત્યાં જ બીજો લિચ્છવી મળે. તેને પ્રેમથી ઊભો રાખે : 'ભણે લિચ્છવી ! તારા બળદનાં શીંગ ઊભાં છે ?'

'હા. કેમ ?'

'એ તો લિચ્છવી ચંડ કહેતો હતો કે તારા બળદનાં શીંગ ઊભાં છે !'

'પણ એમાં એને શું છે ? મારા બળદનાં શીંગ ઊભાં છે, તો હિંસક પશુઓ એનાથી આઘે ભાગે છે !'

'હા, ભણે લિચ્છવી ! એ વાત સાચી હો !' અને તે હસતો હસતો આગળ ચાલે.

ત્યાં તો એની વાતને કાંઈક તેજોદ્વેષથી જોતો કોઈક ત્રીજો ઊભો જ હોય. વર્ષકાર બ્રાહ્મણના હસવામા એને, પોતાની મશ્કરી પેલાએ કરી છે, એવી શંકા જન્મે. એટલે એ પોતે જ આગળ આવી ચડે.

'ભન્તે વિનિશ્ચય મહાઅમાત્ય ! કેમ કુશળ તો છો નાં ?'

'વૈશાલીમાં ભણે લિચ્છવી ! અ–કુશળ શબ્દ જ અસ્થાને નથી ? આંહીં કોણ અ કુશળ હોઈ શકે ?'

'કોઈ જ નહિ, ભન્તે પ્રિયભાણી ! પેલા ઊભા શીંગ-વાળા બળદનો સ્વામી કાંઈ બહુ હસતો હતો !'

'એ તો જરા વિનોદ થતો હતો, ભણે લિચ્છવી !'

'શાનો ?'

'એ તો અમસ્તો ભણે લિચ્છવી !'

'ના, ના, તો પણ ?'

'એ તો અમસ્તો ભણે લિચ્છવી ! એના બળદનાં શીંગ ઊભાં છે નાં, એની વાત હતી !'

'શું વાત હતી ?'

'ભણે લિચ્છવી ! એ તો ચંડ લિચ્છવી વિનોદ કરતો હતો, પીતરંગી જુથમાં બધાના બળદ, ઊભા શીંગવાળા ને અશ્વો... ..'

'ને અશ્વોનું શું ?......'

'એ તો અમસ્તી વાત ભણે લિચ્છવી ! તારા અશ્વ મેં જોયા છે. અસલ કામ્બોજ છે !'

'પણ બીજાના અશ્વોનું શું છે ?'

'એ તો એમ કે કેસરીરંગી જુથના અશ્વો ગર્દભ જેવા છે !'

'ગર્દભ જેવા અશ્વો કેસરી રંગનાં ? અરે હોય કાંઈ ? હું કેસરીરંગી છું. આવે કોઈ નીલરંગી, એના અશ્વો લઈને !'

'પણ તું શું જમે છે ભણે લિચ્છવી ?'

'કેમ ? શાલભાત !'

'હં, ત્યારે તારા લલાટમાં આ તેજ દેખાય છે. આંખમાં અનોખી ચમક છે. હવે હું જાઉં, ભણે લિચ્છવી ! મારે ઘણાં કામ છે !'

પ્રિયભાણી વર્ષકારની મીઠી વાણીનો એ પ્રભાવ હતો કે કામ હોય, પણ લિચ્છવીઓ એની સાથે વાત કર-વામાં જ એક જાતનો આનંદ અનુભવતા.

અને અતિશય સાવધકુનેહથી, વર્ષકાર પહેલાં એને વિનોદ કરાવતો પછી આંબા આમલી બતાવતો. પછી એના ગર્વને પોષે એવી એની તેજસ્વિતાની વાત કરતો. અને પછી એના ગર્વને ઘા પડે એવી કોઈ ને કોઈ વાત. બીજા કોઈ લિચ્છવીને નામે, એને અચકાતાં અચકાતાં કહેતો. જાણે કે, એ બન્ને વચ્ચે અપ્રીતિ જાગી ન જાય, એવી સાવધના રાખતો હોય તેમ ! અને એમાંથી જ એની વચ્ચે પૂર્વગ્રહો બંધાઈ જતા. એવી રીતે એણે લિચ્છવી લિચ્છવી વચ્ચે, અને રંગરંગનાં જૂથ વચ્ચે, એક ભયંકર આશંકાની





દિવાલ ઊભી કરી દીધી. શંકા–આશંકાએ ધિક્કાર જન્માવ્યો. ધિક્કારે એમની આંખોને વક્રતી કરી દીધી! પણ એ બન્ને આંખો વક્રવાળાને તે છતાં હમેશાં લાગતું કે બ્રાહ્મણ વસ્સકાર એમનો છે. ને એ છે, તો પોતે સામા પક્ષની ટીકા જાણી શકે છે. નહિતર તો અંધકાર વ્યાપી જાય! ને ગળું કપાયા પછી ખબર પડે કે ગળું કપાયું છે!

વર્ષકારે વળી એક નવીન જ પગલું લીધું હતું. કોઈ એક લિચ્છવીનું નામ એ બનતાં સુધી ઓછું લે. રંગજુથનું નામ ઠીક વાપરતો. એટલે નીલરંગી જુથને, પીતરંગી જુથ, ભયંકર લાગતું. તો પીતરંગી જુથને, નીલરંગી ભયાનક જણાતું. રક્તરંગીને, લાલરંગી ભયંકર લાગતો, તો કેસરી રંગને, જાંબુડિયો નિર્માલ્ય જણાતો. પોતે હોય નહિ ને વૈશાલીમાં કોઈ પરાક્રમ હોય નહિ એવો એક મિથ્યાગર્વ બધે ઊભો થઈ ગયો. અને એમાંથી દરેકે દરેક વ્યક્તિને લાગવા મંડ્યું કે એ જ સર્વશ્રેષ્ઠ છે. ને એ હોઈને વૈશાલી છે! વૈશાલી હોઈને પોતે છે એમ નહિ!

વર્ષકારે પોતાની આ જાળ ચાલુ જ રાખી. પછી તો તદ્દન સાદી વાત પણ, એક બીજાને એક બીજાના કારણ વિનાના ચોકીદાર બનાવવા માટે પુરતી થઈ ગઈ. દરેકને એમ જ લાગવા માંડ્યું કે દરેકની હીલચાલ એને હીણો બનાવવા માટે છે. મહા પ્રપંચની આ જાળમાંથી એક પણ લિચ્છવી મુકત રહી શક્યો નહિ.

સદસ્યોને સિંહનાયકમાં અશ્રદ્ધા જન્મી. સિંહનાયકને સદસ્યો બદલાતા લાગ્યા. અષ્ટકુલિકોમા એક બીજાને એક બીજાના ગૌરવમાં રાચવું એ ક્રીતદાસ જેવું જણાવા માડ્યું. વાણી બોલવી, એ શરતીરતીની અવધિમાં ખપવા મંડ્યું. મોટા પોલા જ્ઞાન શબ્દો કહેવાં, એ જાણે કે વ્યક્તિત્વનો ઉચ્ચશિખરી અભિલાષ થયો. અને અભિલાષ એ જ પરાક્રમની પરાકાષ્ટા બની ગઈ.

વૈશાલીને મહાન બનાવવાની કૈં કૈં યોજનાઓનાં ઉચ્ચારણો, એ જાણે સંથાગારની ગૌરવગાથા બની ગઈ. અને અંતરમાં એક બીજા પ્રત્યે દ્વેષથી પ્રેરાયના સદસ્યો, ધૂર્ત, શઠ, હલકા અને નીચ પ્રપંચોને, શક્તિશાળી રાજદ્વારીઓની રાજનીતિની મહત્તા ગણવા માંડ્યા!

ગણતંત્રની તમામ નબળી કડીઓ હવે કામ કરી રહી હતી. વર્ષકારને એ જોઈને આનંદ આનંદ થઈ ગયો. એ સમજી ગયો કે આ દરેક જણ હવે પોતપોતાના ગર્વમાં એટલા મત્ત છે, કે આવી અદ્ભુત નગરીના પોતે એક પ્રજાજન છે ને એમાં જ ગૌરવ છે, એ વાત જ જાણે ભૂલી ગયા છે! નગરી હોઈને એ છે એમ નહિ, એ હોઈને નગરી છે!

વર્ષકાર બ્રાહ્મણ નિત્ય નિત્ય પણ્યવીથિકામાં જતો. ઉત્સવ પ્રસંગોમાં હાજર રહેતો. કુત્રિકાપણમાં અવશ્ય દેખાતો. માન આગારમાં પણ પહોંચતો. અને દરેકે દરેક લિચ્છવીની આંખ તરફ પોતે પ્રેમથી જોઈ રહેતો. ને એ આંખમાં જે દેખાતું ઝેર ઊભું થયું હતું, તે જોઈને એના હૃદયમાં આનંદ થઈ જતો.

એ સાચી કે ખોટી રીતે દૃઢ માન્યતા ધરાવતો હતો કે પરંપરા, અને નહિ કે ટોળાં, કોઈ પણ રાજ્યને મહાન બનાવી શકે!

એની એ વાત સાચી હો, ખોટી હો, ગમે તે હો, પણ એણે ઊભું કરેલું વાતાવરણ ભયંકર હતું.

વૈશાલીમાં જ રહીને એણે વગર શસ્ત્રે કેવળ વાણીથી જ તમામનાં હૃદય વીંધી નાખ્યાં હતાં. અને એ તો હજી પણ કોઈક મળે કે તરત એને ખભે હાથ મૂકી પ્રેમથી પૂછતો: 'ભણે લિચ્છવી! ઘણી જમીન ખેડે છે?'

'હા. કેમ?'

'કાંઈ નહિ, એ તો લિચ્છવી વિશાલ કહેતો હતો કે લિચ્છવી ભદ્ર ઘણી જમીન ખેડે છે!'

[ જુઓ અનુસંધાન પાનું ૧૪ ]



દ૦ બા૦ કાલેલકર

# આસ્તિક-શિરોમણિ

જૈનધર્મ આજે ભારતના દરેક પ્રાંતમાં ઠીક ઠીક પ્રમાણમાં ફેલાયેલો છે. એ જ ધર્મના ચોવીસમાં તીર્થંકર મહાવીર સ્વામીની ગઈ સાતમી એપ્રિલે દિલ્હીમાં જયંતી ઉજવાઈ તે વખતે કાકાસાહેબે આપેલા વ્યાખ્યાનનો આ ટૂંકાવેલો અનુવાદ દરેક ધર્માંઓને માટે મનનીય છે.

આજકાલ કેટલાક જૈનો કહેવા લાગ્યા છે કે તે હિન્દુ નથી. એમની મરજી. હું તો હિન્દુ એને કહું છું કે જેનું દિલ હિંસાથી દુભાય છે.

હું જાણું છું કે 'હિન્દુ' શબ્દ સિંધુમાંથી થયો છે. એ હિન્દુ શબ્દની વ્યાખ્યા થઈ. વ્યાખ્યા અને વ્યુત્પત્તિમાં ફેર હોય છે. વ્યુત્પત્તિમાં શબ્દોના અક્ષરોમાં કંઈક અર્થ દેખાય છે અને એ ઉપરથી શબ્દનો ભાવ પ્રગટ થાય છે 'હિં' અને 'દુ' એ બે અક્ષરોથી હિંદુ—हिंसया दूयते चित्तं यस्यासौ हिंदुरीतितः—હિંસાથી જેનું દિલ દુભાય છે એ જ સાચા હિંદુ છે. તો શું જૈન હિંદુ નથી?

અહિંસા માનવજાતના મનમાં ધીમે ધીમે પ્રગટે છે. પહેલાં સ્થૂળ રૂપે, પછી એ સુક્ષ્મ બને છે. દરેક યુગમાં અહિંસા ધીમે ધીમે આગળ વધે છે. ભગવાન મહાવીર જ એક એવા હતા કે જેમણે પોતાના જમાનાથી ખૂબ આગળ જઈને સુક્ષ્મમાં સુક્ષ્મ અહિંસાનો ઉપદેશ આપ્યો.

જે જમાનામાં કયાંક કયાંક નરમાંસભક્ષી માણસો પણ હતા ત્યારે માણસોને ગુલામ તરીકે વેચતા પણ ખરા. લશ્કરોમાં લડાઈઓ થતી અને પશુના માંસનો ખાનારો તો મોટો વર્ગ હતો. એવા જમાનામાં પાણીમાં અને હવામાં જે ઝીણાં જંતુઓ હોય છે તેની તરફ પણ આત્મીયતા દાખવવી અને આખી દુનિયામાં અહિંસાની સ્થાપના કરવા કોશિશ કરવી અને એવો વિશ્વાસ રાખવો કે આટલી વ્યાપક અહિંસા પણ માનવહૃદય સ્વીકારશે અને કોઈક દિવસ પણ એને મેળવશે એ જ સાચી આસ્તિકતા છે. ઈશ્વર ઉપર કે શાસ્ત્રો ઉપર વિશ્વાસ રાખવો એ તો ગૌણ બાબત છે. માનવહૃદય ઉપર વિશ્વાસ રાખવો કે એ વિશ્વબંધુત્વ તરફ જરૂર ધપશે એ સૌથી મોટી આસ્તિકતા છે. એટલે જ મેં ભગવાન મહાવીર સ્વામીને આસ્તિક–શિરોમણિ કહ્યા છે. તેમનો જમાનો કોઈ ને કોઈ દિવસ આવશે જ.

હિંદુનો સંકુચિત અર્થ શા માટે કરવો? સનાતની, વૈદિકધર્મી, રૂઢિવાદી સુધી જ હિન્દુધર્મની મર્યાદા નથી. શ્રમણ અને બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન, લિંગાયત, શિખ, આર્યસમાજી, બ્રહ્મસમાજી વગેરે મળીને હિંદુ સમાજ થાય છે. આ વિશાળ હિંદુ પરંપરામાં જીવનને અખંડ ગૂંથાયેલું ગણ્યું છે. જીવનની આ અખંડ ધારા પવિત્ર છે. દરેક તરફ આત્મીયતા રાખે છે.

समं पश्यन् हि सर्वत्र समवस्थितमीश्वरम्
न हिनस्ति आत्मनात्मानं ततो याति परां गतिम् ।

ગીતાનો આ શ્લોક પણ આ જ ભાવનાનો એક ઉદ્‌ગાર છે.

આવી વ્યાપક આત્મીયતામાં ઊંચ–નીચના ભાવને કે અસ્પૃશ્યતાને સ્થાન હોય જ નહિ. સનાતનીઓમાં જે મલિનતા આવી ગઈ હતી તેને દૂર કરવા ગૌતમ બુદ્ધ અને મહાવીર જેવા ધર્મસુધારકોએ મહાન પુરુષાર્થ કર્યો. એમના જ અનુયાયીઓ જો સંકુચિત બની જાય તો કેમ ચાલે?

એક વખત હું નાગપુર પાસેના રામટેક ગામમાં ગયો હતો, ત્યાંના એક જૈન દેરાસરને દરવાજે મેં બંદૂક, તલવાર અને સિપાઈ જોયાં. દુઃખની સાથે નવાઈ પણ લાગી. અહિંસાના મહાપ્રચારક મહાવીર સ્વામીના દેરાસરની રક્ષા માટે હિંસક શસ્ત્રો અને સિપાઈઓ શા માટે? જવાબ મળ્યો કે દેરાસરમાં મહાવીર સાથે તેમનાં ઘરેણાં પણ છે. એટલે કે કુબેરની પૂજા પણ થઈ રહી છે. (ધન-દોલતને હું લક્ષ્મી નથી કહેતો. લક્ષ્મી તો કુદરતની સમૃદ્ધિ છે,





પવિત્રતાની શોભા છે. લક્ષ્મી તો મંગળ સૌભાગ્યની પ્રસન્નતા છે. એ પોતેજ શુભ અને પવિત્ર છે.) જ્યારે ધન–દોલત તો મોટા પેટમાં સમાયેલો સામાજિક દ્રોહ છે. એનું પ્રતીક તો કુબેર જ થઈ શકે."

આ કુબેરની ઉપાસના આખી દુનિયામાં ચાલે છે. એટલા માટે તો એટમ બૉમ્બ અને હાઈડ્રોજન બૉમ્બ સુધીનાં શસ્ત્રાસ્ત્રોની તૈયારી કરવી પડે છે.

આવી દુનિયામાં વિશ્વવ્યાપી અહિંસાનો આગ્રહ ભારતે જ રાખ્યો છે. ભારતની સરકાર દુનિયાના તમામ દેશોમાં કૌટુંબિક ભાવ આણીને હિંસાને અટકાવવા માગે છે.

હરિજન તો શું, દુનિયાના કોઈપણ દેશના કે જાતિના, પંથના કે વંશના માણસનો બહિષ્કાર આપણે કરવો નથી.

અને જૈન મંદિરોમાં ભોગ અને પ્રસાદ, કાચી અને પાકી રસોઈની કોઈ લપ નથી. કોઈ જૈનેતર જૈન–દેરાસરમાં જાય તો એને અહિંસાની દીક્ષા મળવાનો પૂરેપૂરો સંભવ છે. મંદિર કે મંદિરની મૂર્તિ ભ્રષ્ટ શી રીતે થઈ શકે? જ્યારે આખું હિંદ, આપણા રાષ્ટ્રપતિ અને વડાપ્રધાન દુનિયાભરમાં અહિંસાનો પ્રચાર કરી રહ્યા છે એવે વખતે જૈનોની ફરજ શું છે? જૈન શાસ્ત્રોનું સંપાદન કરવું, તેની વ્યાખ્યા આપીને ટીકા–ટિપ્પણ લખવાં, પ્રાચીન જૈન ગ્રંથોનું સંશોધન અને અધ્યયન કરવું એ બધું સારું છે. પણ એટલાથી સંતોષ માનવો નહિ જોઈએ. આખી દુનિયા સામે જે મોટા આર્થિક, સામાજિક અને વાંશિક પ્રશ્નો ખડા થયા છે તેનો નિકાલ અહિંસા મારફત, પ્રેમધર્મ મારફત શી રીતે થઈ શકે છે, એ માટે કયા તપની જરૂર છે તેનું ચિંતન થવું જરૂરી છે.



બલદેવ મહેતા

## મીન પિયાસી

આજ વિધાતા લેખ લખે છે,
શાન્તિથી, સમથલ થઈ જીવો,
મુક્તલોકને છાજે એવું ગરવીલું જીવતરિયું જીવો,
ભાવિ તમારું આલેખે છે
આજ વિધાતા લેખ લખે છે.
કરમ પ્રમાણે, ધરમ પ્રમાણે,
લોક સમૂહ જે મનોદશામાં મુક્તિ પદને માણે,
કર્મગતિના ન્યાયે જાણે,
પગલે પગલું એ પેખે છે,
આજ વિધાતા લેખ લખે છે.
દુઃખડાં પીયે ઘૂંટ ભરીને એને સુખનો સ્વાદ દીયે છે,
બાથે પકડી ભેર કરે છે, વિવશ બનાવી તાગ લીયે છે,
હાલાં શાને ઝેર પીયે છે,
હીણપદો ને કમ દેખે છે,
આજ વિધાતા લેખ લખે છે.

જન્મ, મરણ ને જીવતરકેરા અચરજ ભરિયા,
હવા, પાણી ને તેજતણા વહે તાણ ચિતરિયા દરિયા,
એ દરિયામાં મીન પિયાસી.

પ્યાસ એની રીતમાં મીને મુખડાંને ખુલ્લાં કરિયાં,
પ્યાસ અધૂરી રહી ગઈ ને શ્વાસે શબ્દો સંચરિયાં,
ભાવિકેરા માર્ગ વરેણ્યમ્‌

આલેખેલા લેખ વાંચતાં મીન પિયાસી મુગ્ધ બને છે,
આજ વિધાતા લેખ લખે છે.



પન્નાલાલ પટેલ

# ના છૂટકે

'માનવીની ભવાઈ'ના સર્જક શ્રી પન્નાલાલ પટેલ આઠેક વરસના લાંબા ગાળા પછી ગુજરાતને એક મોટી નવલકથા આપે છે: **ના છૂટકે.** આવતા માસમાં ભારતી સંઘ તરફથી પ્રગટ થનારી આ લગભગ પાંચસો પાનાંની નવલકથાનું આ તો એક પ્રકરણ જ છે પણ આ એક જ પ્રકરણ આખી નવલકથા વાંચવા લલચાવે એવી લેખકની સિદ્ધિ તો છે જ...

આજ કાલ કરતાં રૂમાલને આવ્યે લગભગ મહિનો થવા આવ્યો હતો. દિવસે તો દરિયાવ એને પોતાનો જાણે એ છેલ્લો નિર્ણય હોય એમ કહેતી: 'ના, ના! આજ રાતે તો તમારે નીકળી જ જવું. ઝાઝું રહ્યામાં હવે સાર નઈં. કોક ને કોક ચાડી કરનાર નીકળી આવે!'

અરે જામતી રાતેય જવા દેવાનો આ નિર્ણય કાયમ હોય એમ મનને મનાવ્યા કરતી: 'જાય છે! હજુ તો અડધી રાત પડી છે.... ને પે'લે કૂકડે નીકળશે તો ય શું!'

પણ જ્યાં પહેલો મરઘો બોલતો ત્યાં વળી બીજી વારના મરઘા ઉપર મુલતવી રાખતી.

અને એ બીજી વારનો કૂકડો દરિયાવના દિલમાં એવા તો સંતાપ જગાડતો! કોઈ કોઈ વાર તો બહાર નીકળીને લીંબડા પર બેઠેલા એ કૂકડાને પકડી એનું મોં જ બાંધી દેવાનું મન થઈ આવતું.

ગમે તેમ પણ પ્રકાશની વધાઈઓ લલકારી સવિતા-દેવને આવકારતો ને અંધારાંને ભાગી જવાની ચેત-વણી આપતો આ મરઘો પેલાં પ્રણયીઓને મન તો આજન્મ જાણે દુશ્મન જ રહ્યો છે!

તેમાંય દરિયાવને તો વળી પ્રિયજનનો એ વિજોગ અત્યારે તો જનમભરનો જ હતો ને!! ને માટે જ એ, મરઘાને ઠપકો આપતી ને ગાળો ભાંડતી રૂમાલને વિદાય દેવાનું બીજા દિવસ ઉપર મુલતવી રાખતી. કહેતી: 'ના, હવે તો કાલે જ રાખો, અજવાળું થવા આવ્યું છે.'

અને આમ બે ત્રણ વાર તો તૈયાર કરેલું ભાથું પણ પડી રહ્યું હતું.

પણ આજ તો દરિયાવે—દિવસે ફરવા આવેલા પોલીસ જમાદારને જોઈને હોય, કે પછી, ઘરબાર આપી દેવા છતાંય કુટુંબખાર કરતી સા'યબાના મોટાભાઈ શકનાની વહુ, કદી નહિ ને બે દિવસ ઉપર આવી ગઈ હતી એ હિસાબે હોય—અરે, અડધોપડધો ભેદ જાણતી સા'યબાની વહુનોય એને ઝાઝો ભરોસો ન હતો ને એણે પાકો નિર્ણય કરી નાખ્યો: 'બસ કર દરિયાવ! ઝાઝું રોકવામાં હવે મઝા નથી. ને માતાજીએય તારા ઉપર મે'ર કરી લાગે છે, નકર મહિનામાં કદી એક દનનીય આઘાપાછી નઈં એ વાત આજ પખ આખું વટી જવા છતાંય બન્યા વગર રે' ખરી?!'

આ જ કારણે તો એક ઉપર બીજો ને બીજા ઉપર ત્રીજો એમ કરતાં વિદાયના આ પંદર દિવસ દરિયાવે ખેંચી કાઢ્યા હતા ને?

પણ આજ તો હવે—છેલ્લી રાતની સાબિતી રૂપે દરિયાવે રૂમાલને આ હર્ષભરી વાત પણ કરી—ખાસ તો રૂમાલનું, ને ભેગું પોતનુંય પેલું વિજોગ દુઃખ હળવું બનાવવા, મન મનાવવા!

સુખડીનું ભાથું તૈયાર કરી મોડી રાતે એ, સૂતેલા રૂમાલના પડખામાં આવી બેઠી. એને જાગતો જોઈ હસતાં લજવાતાં વાતની શરૂઆત કરી: 'બોલ, એક અસલ અસલની વધામણી ખાઉં તો તું મને શું આપીશ?'

'માગીશ એ.' કહેતાં રૂમાલે એને પોતા ઉપર ઢાળી દીધી.

ને આ સાંભળીને તો દરિયાવ પણ સાચે જ વિચારમાં પડી ગઈ: 'એને, ખરેખર જ, માગવાનું હોય તો એ શું માગે?'

ને એને લાગ્યું કે જગતમાં—જીવનમાં એને એક રૂમાલ સિવાય કશાયની ખોટ નો'તી. બલકે એક એના વગર

બીજું બધું—અરે, જગત આખું ય એકડા વિનાનાં મીંડાં સરખું જ લાગતું હતું.

પણ શું કરે ! ! રૂમાલને તો ના છૂટકે એ ઊલટાની કાઢવા બેઠી હતી, પછી કેમ કરીને માગી શકે, ‘ તું ! ’ ...ને હસવાના પ્રયત્ન સાથે મન મનાવતી હોય એમ, ‘ જોઈતું ’તું એ તો તીં વગર માગ્યે જ આપી દીધું છે.’ કહી એ, દીવાના ઝાંખા પ્રકાશમાં આંખોમાં તોફાન ભરતી રૂમાલ સામે તાકી રહી.

સાચી રીતે તો રૂમાલનેય અટકાવ વિષે વાત પૂછવાની ક્યારનીય ઇચ્છા હતી. પણ એ પ્રશ્ન બળુકવિહોણી દરિયાવને ઊલટું દુઃખ જગાડશે એમ ગણીને એ નો’તો પૂછતો.

પણ આજે દરિયાવના મોંથી જ આ વધામણી સાંભળીને રૂમાલ જીવનમાં કદીય નહિ એવો કૃતકૃત્ય બની રહ્યો. બે પાંચ ક્ષણ તો એ બોલી પણ ન શક્યો, જાણે ઊંડો ઊતરીને પેલા અંતર દેવતા આગળ કૃતજ્ઞતા વ્યક્ત ન કરતો હોય !

ને એ જ નજરે એણે દરિયાવ સામે જોયું, કહ્યું, ‘ જો ખરી જ વાત કે’વડાવે તો તે વખતે તારાથી છૂટો પડ્યો ત્યારે આ જ એક વાતનું મને દુઃખ હતું. પણ આજે તારા મોઢાની આ વધામણી સાંભળીને એવો તો મને હરખ થાય છે, એવો તો હું હળવો થઈ ગયો છું, કે—’ પણ આગળ બોલવાની સૂઝ ન પડતાં જાણે દરિયાવને પ્રતાપે જ એ એના ઋણમાંથી આજ હળવો બન્યો હોય એ ભાવે તાકતો ને સ્વગતરીતે માથું હલાવતો કૃતજ્ઞતા જ નરી વ્યક્ત કરી રહ્યો.

પણ આ ભાવે તો દરિયાવને ઊનટાની દુઃખી કરી મૂકી : ‘ એવું બોલ ના રૂમાલ ! ’ આજે પણ એનાથી નામ લેવાઈ ગયું—‘ એમ કહીને તો તું જાણે મારાથી કાયમના વજોગ લેતો હોય એવું મને લાગે છે.’

રૂમાલને કહેવું હતું : ‘ બે પાંચ વરસે આવ્યો તો ય શું, ને સંતાઈ સંતાઈને મહિનો માસ ભેગો કાઢ્યો તો ય—એમાં ;ભલી વાર શા પડ્યા, ભૂંડી ! એટલે કાયમના તો ખરા જ ને ? !...પણ કહ્યું ત્યારે જુદું જ, ને તે પણ લહેરથી : ‘ અરે, કાંઈ ગાંડી થઈ ! હવે તો ઊલટાનો આ જીવ એકને બદલે બે થકી બંધાયો. તું ના કે’ તો ય—જરા એટલો તો વિચાર કર કે તારા ઉદરમાં પાકેલું રતન જોયા વગર મારું ધકું ધપેય ખરું (ધીરજ રહે) !—અરે, તું તો મહિના ગણીશ, પણ તને ખબર નથી, હું તો આંગળીને વેઢે દા’ડા જ ગણતો રહીશ.’ ને એણે આનંદના કોઈ અનેરા વેગમાં દરિયાવને છાતી સરસી દબાવી—સંભાળથી ને કોમળતાથી ફૂલની જાણે પોટકી દાબી !...

ને આજેય ગોઝારો પેલો મરઘો બોલ્યો ને વળી વળીને બોલવા લાગ્યો : ‘ કૂકડો...કુઓ... ! ’...

ને પતિના પેલા હૂંફાળા પાસામાંથી સરપ કરતીક ને દરિયાવ ઊઠી. ઊઠી એવી જ ખાટલા નીચે ઊતરી પડી. ને ઊતરતાંમાં જ એને ખબર પડી કે પોતે કાંઈ કૂકડાના બોલવાથી નઈં, પણ જાફરિયાના ભસવાથી જ જાગી પડી છે !

બારણે કાન માંડ્યા તો મા પણ લાકડી ખખડાવતાં દીંકવા તરફ ભસતા જાફરિયાને ઠપકો દઈ રહ્યાં હતાં : ‘ આ જૂઓ ને, આ ! હવે અજવાળું થવા આવ્યે અહીં ધાડપાડુ આવ્યા છે તે ! ’

ને આ સાથે જ દરિયાવને હૈયે ધ્રાસકો પડ્યો. એટલું જ નહિ, જાગતા રૂમાલને પણ એણે બેઠો કરી દીધો, ‘ નક્કી કોક હેરુ—અરે, મને તો પોલીસ જ લાગે છે, ને ઊઠ તું ! હજુ ય વેળા છે, ને પાછલે બારણે થતોક ને જાંબુડિયાને કાંઠે કાંઠે—’

પણ લગભગ પહેલે કૂકડેથી જાગતો પડેલો રૂમાલ બેદરકાર જ નહિ, સ્વસ્થ પણ એટલો જ હતો. હસતાં હસતાં બોલ્યો : ‘ અરે, ભલે ને હવે પોલીસના બાપ આવે ! પણ એમાં તું આટલી બધી—’

‘ પણ, તો તું કોઢમાં જઈને સંતાઈ તો જા, મે’રબાન ! ’ દરિયાવે કોઢની અંદર મજાનું એક ભોંયરું બનાવી રાખ્યું હતું, જે, ઘરનાં ત્રણ સિવાય ચોથું



કોઈજ જાણતું નો'તું, ને જડે તો ય, એ વાટે બહાર પેલા વાઢભર્યા વાડામાં નીકળી જવાય એવું પણ કરી રાખ્યું હતું.

પણ રૂમાલ તો આજ જાણે હઠે ભરાયો હતો. ગભરાયેલી હરણી સરખી દરિયાવનો હાથ પકડી પડખામાં બેસાડવાનો નિરર્થક પ્રયત્ન કરતાં એ છેવટે ગંભીર બનીને બોલ્યો : 'જો દરિયાવ! હું તને સાચી વાત કહું ?... હવે મારે નાસવા જેવું રહ્યું જ નથી. ને જરૂર પણ નથી રહી. અરે, પોલીસ નઈં આવે તો ય મારે હાથે કરીને જાહેર જ થવું પડશે.'

'આ તું શું બોલે છે? કાંઈ કારણ ?' અકળાયેલી દરિયાવની દૂધમલ આંખોમાં આંસુ, અસહાયતા, રોષ ને એવું તો બીજું ઘણું ઘણું ભરેલું હતું.

'કારણ જાણીને તો તું ય ટાઢી પડી જઈશ.'

દરિયાવને જાફરિયાના બમકારા કરતાંય છાપરા વાટે ચળાઈ આવતું અજવાળું વધારે અકળાવતું હતું, પછી ચાવીને વાત કરતા-રૂમાલ ઉપર કેમ દાઝ ન ચડે ? ! 'અરે મે'રબાન! એક વાર તું ઊઠ ને! શું કામ મારે લમણે રંડાપો લખવા બેઠો છે! હું જાણું છું, પેલી વાત જાણીને તું મારે માટે ય હવે નાફકરો થઈ ગયો છે ને મરવા બેઠો છે એ. પણ ભૂંડા!—' ને એ રડતે અવાજે આગળ બોલી, 'એટલું તું યાદ રાખજે કે જે દન તું આ ધરતી ઉપર નઈં હોય એ દન તારી આ દરિયાવ પણ—ને ઠીક કઉં છું, એકને સાટે ત્રણ ત્રણ જીવના જાન જશે!'

બહારથી માએ પણ કમાડ ખખડાવ્યાં. ધીમેકથી બોલી, 'બેટા દરિયાવ, વાતો કરવાનો આ વખત નથી લાગતો મને! માટે —!'

ને રડતી દરિયાવે રડતાં રડતાં રાવ કરી : 'પણ આ તારો અક્કરમી જમાઈજ નથી માનતો, પછી હું તે શું કરું ?' આગળો ઉઘાડતાં તો ધ્રૂસકું પણ નાખી બેઠી. ને રૂમાલનેય અસહ્ય થઈ પડેલા કલ્પાંતે આકરો કરી મૂક્યો. રડતી દરિયાવને રીસથી ઝંઝેડી નાખતાં બને તેટલો અવાજ દબાવતાં બોલ્યો : 'અરે મૂરખ, તો જરા એટલો-તો વિચાર કર કે — હું તો મારે જતો રહીશ, પણ પછી તારું? હમણાં તો ઠીક, પણ...બે ચાર મહિના પછી આ—' ને ઉદર તરફ હાથ કરતાં ઉમેર્યું, 'આનો તું લોકને ને રાજનેય શો જવાબ કરીશ ?'

ને જે સ્થિતિએ દરિયાવને કંઈક અંશે સદ્ભાગી બનાવી હતી એની જ આ રૂમાલે દેખાડેલી પરિસ્થિતિ ધ્યાનમાં આવતાં એ દુર્ભાગ્યની મારી મૂગી જ બની બેઠી!

તો રૂમાલ પણ ઢંઢો પડીને ઘરમાં દાખલ થતી સાસુનેય ન સંભળાવતો હોય તેમ સ્વગતની જેમ બોલવા લાગ્યો : 'માટે પોલીસ વે'લી આવે કે ન આવે, પણ તારી, મારી ને આપણા બચ્ચાના કુળની ખાતર ના છૂટકે મારે જાહેર જ થવું પડશે.'

ને અહીં એણે, સાસુએ ખાલી વાસેલું બારણું પણ જાણેઅજાણે ઉઘાડી નાખ્યું. કમાડને અઢેલતાં ઉમેર્યું : 'ના, ના, ના. આમ તું આવે વખતે આંખ ભરે ને હાયપિટારો કરે એ ઠીક નથી. માટે—'

'હારતો! તને તો મરવાનો જાણે લા'વો મળ્યો, પણ પછી હું અહીં એકલી—' ને વળી એ વીફરી બેઠી. રૂમાલને પાછલા બારણા તરફ હડસેલવાનો પ્રયત્ન કરતાં કહી રહી : 'ભલે મને કલંક લાગે ને ભલે લોક મને છિનાળ કે'! ને રાજેય પેલું હેડમાં ભલે પૂરે; પણ એક વાર તો તું તારો જીવ જ જાળવી લે.'

કોણ જાણે કેમ પણ રૂમાલને હવે આ ઘર ને વતન પણ છોડવું નો'તું ગમતું. અરે, જીવ આપવો ગમતો હતો, પણ દરિયાવને આમ, આવી પરિસ્થિતિમાં છોડી જતાં હૈયું એનું જરા સરખુંય નો'તું માનતું. જ્યારે, વસ્તુસ્થિતિ પામી ગયેલી મા તો બાપડી આ બેની હોંસાતોંસીને અવાક બનીને જોઈ જ રહી હતી. એને સમજ નો'તી પડતી: દીકરીને માથે કલંક આવવા દેવું, કે ફાંસીને માચડે જમાઈ વળાવવો ! ? ઓછું હોય તેમ માળેથી શ્વાસભર્યો દોડી આવેલા





સાં'ભળ્યાએ વળી પાકી બાતમી આપી : 'ભાગો રૂમાલભાઈ કો'ક એત્રણ ઘોડાવાળા આવે છે...અરે,' આ આપણો ક્યારડો ચડે!'

'ભલે ચડે, આવવા દે હું તારે.' ને બળપૂર્વક દરિયાવના હાથમાંથી છૂટતો ને વળગી રહેલી દરિયાવને ઘસીટતો, ચોપાડમાં ને ત્યાંથી છેક નેવાં આગળ, પેલાં ઘોડાંને આવકારતો હોય તેમ, આંગણમાં જ જઈ ઊભો.

ઘોડાંય આવી ઊભાં; જેમાં એક ફોજદાર, ઘોડીએ ચડેલો મથુર ને ટટ્ટુ ઉપર પ્રજામંડળનો જૂનો પેલો કાર્યકર હતો.

હૈયાફાટ રડતી દરિયાવે તો દાંત પીસતાં મથુર મુખીને કહ્યુંય ખરું : 'ઓ પરભવના વેરી! છેવટ તીં–' ને આ સાથે જ એ બેભાન થઈને—બલકે બેડી બનીને રૂમાલના પગમાં જ ઢળી પડી!...

ને ઘડી બે ઘડીની શુશ્રૂષા પછી ભાનમાં આવેલી દરિયાવે, છાતી ઉપર ઝળુંબી રહેલી સીંબુની ફાડ સરખી પેલી બે ગુલાલવર્ણી આંખોને જોઈ ન જોઈ ને બીજી જ પળે એ, રૂમાલનો પેલો હૂંફાળો ખોળો જ નહિ, એનેય આખો ખોઈ બેસવાની ફાળ સાથે પોપચાં જ પાછાં ઢાળી ગઈ.

પણ આ સાથે જ અમૃત સરખી વધામણી એને કાને પડી બાજુના ખાટલા પર બેઠેલો પેલો કાર્યકર બોલી ઊઠ્યો : 'ગભરાઓ નહિ, દરિયાવબેન! આ ફોજદાર સાહેબ, મુખી ને હું રૂમાલભાઈને પકડવા નથી આવ્યા પણ એમના ઉપરથી વૉરંટ ઊઠી ગયું છે એ વધામણી ખાવા આવ્યા છીએ.

અલબત્ત, કૉંગ્રેસને બેવફા, પણ લોકને વફાદાર એવા આ સમાજવાદી કાર્યકરે રૂમાલને માફ કરાવવા સારુ ભાઈસા'બ વગેરે સામે ઉપાડેલી ઝુંબેશની તો કંઈ જ વાત ન કરી, પણ આવી બેઠેલાં દરિયાપરવાસીઓ તરફ જોઈ હસીને ઉમેર્યું : 'આપણા આ રૂમાલભાઈએ પેલા હિંસાખોરોના પાશવતાભર્યા માર વેઠીને અહિંસાની કંઈ કમ ઇજ્જત નથી વધારી. પણ ખાસ તો દલાકાકાની દીકરી આપણી આ દરિયાવ. એનના પ્રેમ અને માનવતાભર્યા દિલને બળે જ ભાઈસા'બ જેવાને તો ઠીક, પણ ખુદ જમરાજનેય ના છૂટકે રૂમાલભાઈને છોડી મૂકવા પડ્યા છે.'

આ સિવાય પણ છૂટી થયેલી એની જબાનને તો ઘણું બધું કહેવું હતું. પણ રૂમાલના ખોળા ઉપરાંત આ બધાની હાજરીનો ખ્યાલ આવતાં ભયમુક્ત થઈ ચૂકેલી દરિયાવ સફાળી બેઠી થઈ ગઈ. એટલું જ નહિ, હર્ષનાં દડ દડ આંસુ ખેરવતાં એ પેલા કાર્યકર સામે જોઈ કૃતજ્ઞતા પણ વ્યક્ત કરવા લાગી : 'મને ખબર નથી પડતી, હું કોનો પાડ માનું ને કોનો નઈ! પણ ભલું થજો બધાંયનું કે અમને ય, સવરાજ આવ્યું એવું આજે જાણવા મળ્યું, ને હવે માણવાય મળ્યું, ભાઈ!' ને એ હર્ષનાં આંસુ છલકાવતી આંખે આ ત્રણ મહેમાનો ઉપરાંત ટોળે વળેલાં દરિયાવનાં પેલાં વીસેક ઘરનાં લોકને ગોળ વહેંચવા ને ચાપાણી પાવાના કામમાં ભિલટબેર પરોવાઈ ગઈ.

સાચે જ રૂમાલને મુક્તિ મળ્યાનો આનંદ દરિયાવના દિલમાં જાણે સમાતોય નો'તો.

ને એટલે જ તો બીજે દિવસે રૂમાલને અભિનંદવા ઊમટેલાં પેલાં બેનાલીનાં લોકને આગ્રહપૂર્વક રોકીને એણે પાકું જમણ આપ્યું ને!

અરે, મા પણ જાણે બિચારી દુઃખમુક્ત, બલકે બંધનમુક્ત થઈ હોય એમ ઘણે વખતે પિયર જઈ આવવા ભાઈ સાથે ઘર બહાર નીકળી.

ને, આ અભિનંદનોની બાંધનમાંથી મુક્ત થયે। રૂમાલને, વાતાવરણમાંની રાજકીય આઝાદીએ જ નહિ, શરમની પેલી ઢોળાઈ રહેલી ચાંદનીએય મુક્ત જીવનની મસ્તી પ્રેરી.

ને વળી આજે એણે ઉભરતી બહાર આવેલા પાછલા બારણાના પેલા પથ્થર ઉપર બેઠે બેઠે, જામતી રાતની ભરતીએ ચડી રહેલી શરદની ચાંદનીમાં રામૈયામાંથી સૂરની માછલીઓ જાણે રમતી છોડી.

સાથે સાથે શબ્દે ગૂથેલ અંતરની પેલી પ્રેમદોરી પણ સરી રહી :

દરિયાવ, દાબી દે અણિયાળી આંખો,
ઢાળી લે પોપચાંની પાંખો
જીરવી નાં જાય,
ઝેરીલી જીરવી નાં જાય !'...

તો દરિયાવે પણ ન તો આજ રીસ કરી કે ન એને રોકયોય. બલકે મલપતાં ડગ ભરતી ને ઉલ્લાસભર્યે હૈયે ધરકામ કર્યે જતી એય પેલા વહેણમાં વહી જતી હતી : મસ્ત થઈને—અરે, મસ્ત બનીને.

દરિયાવ, વેં'તરી નાં મેલ વેણો,
આંટી દે અંબોડે ફેણો,
મનખો રોળાય,
મજનો મનખો રોળાય !...

દરિયાવને તો આજેય રૂમાલ દૂર દૂર કોઈ ગહન પ્રદેશમાં ઊતરી પડેલો લાગતો હતો. પણ સાથે સાથે એનેય આજ તો એ ગહન પ્રદેશ હાથ લાગી ગયો હતો. ત્યાં સુધી કે છેવટ એ, રૂમાલ બહાર બેઠો બેઠો ગાય છે કે પોતાના અંતરમાંથી, એ પણ ભૂલી બેઠી. અરે, પોતે જ રૂમાલના અંતરમાં હોય એમ આંસુ સાથે વાણી વહાવી રહેલા રૂમાલને સાંભળી અનુભવી રહી હતી :

દરિયાવ, છોડી દે લચકાતો લે'કો,
મેલી દે મારલાની ઘે'કો,
કાળજડાં કોરાય ...'
મધુરાં કાળજડાં કોરાય !

ને રૂમાલના અંતર સાથે ઓતપ્રોત બની બેઠેલી દરિયાવ પણ આત્માનાં અમૃત સરખાં પેલાં આંસુ વહાવી રહી—ના છૂટકે, અવશ બનીને :

મધુરાં કાળજડાં કોરાય !

★

પ્રો. ગોવિંદભાઈ પટેલ

## અહો કવિતસુન્દરી !

અહો કવિતસુન્દરી ! ભગ વરેણ્ય રેલાવતી
ઉષા હસતી'તી સરાગ મુનિકન્યા શી નભે,
હતી સળકતી સુગન્ધ કલિકાઉરે વાયુના
સુમંદ પરસે, લતા ચિરમિલાપને સોણલે
ઢળી'તી તનુસંગીથી વિહગ કૂજને કીડને
નિકુંજ ભરતાં, સરિત પ્રણયગીત આલાપતી;
તદા મુખર મૌન ને સ્ફુરણમાંહી આરાધ્ય હે !
તમે વિલસતાં હતાં ભરી વિશટનાં અંતરો.

નિષાદકરથી ત્યહીં શર વછૂટયું ને કૌંચીના
અફાટ રુદને તમે પ્રગટિયાં તપસ્વી મુખે,
કલા સુકૃત આત્મની ! સરણિ ત્યાગમાં તૃપ્તિની
જવલંત કરવા તમે સૂજી કશી કલા આત્મની !

હુયે, અયિ ઋતંભરે ! પથિક દીપ્ત એ પંથનો,
કરો ગતિ બલીયસી પદપદે પૂરી ભાવના.

★

સરલા મહેતા

## કામણગારી આંખો

આંખો કામણગારી કેવી
આંખો કામણગારી !
હૈયા સાથે હું પણ હારી
આંખો કામણગારી !

અભિમાનથી અક્કડ મારી
આંખોનો દઈ ગર્વ ઉતારી
કામણ કરીયાં ભારી.
એવી આંખો કામણગારી !

કામણગારી આંખો નટખટ
નાચે એવી ઝટપટ ઝટપટ
ડોલી દુનિયા મારી !
એવી આંખો કામણગારી !

આંખોનાં તીર હૈયે વાગ્યાં
મીઠાં મીઠાં સ્પંદન જાગ્યાં
થઈ ગઈ હું તો તારી !
કેવી આંખો કામણગારી !

★





ઈશ્વર પેટલીકર

# બિલાડીના ઘંટ !

લોકલાજે કે દેખાદેખીથી, ગાંઠના ખર્ચે કે દેવું કરીને પણ લગ્નો પાછળ વેડફાતું ખોટું ધન આપણા દેશમાં કરવાનાં શુભ કાર્યો પાછળ વપરાય તો ?—અહીં લેખક એ જ પ્રશ્ન ખૂબ સાહજિકતાથી છતાં સચોટતાથી ચર્ચે છે ત્યારે વિચારવાનું મન થાય જ . ...

એક સ્નેહી સાથે લગનગાળાની વાત નીકળતાં એ બોલી ઊઠયા : 'ભારે લગનગાળો ચાલે છે. ધમાલનો પાર નથી ......ની જાનમાં જઈ આવ્યો તે પાંચસો માણસો હતા.'

મારું મોં કડવું થઈ ગયું. હું બોલ્યો : 'જાનનું આ ડીંડવાણું બંધ થવું જોઈએ. પાંચસો માણસોની વ્યવસ્થા કન્યાના બાપ ઉપર નાખવી, અને એને પક્ષે માણસો આવ્યાં હોય તે તો જુદાં. આટલી બધી ધમાલ વિના લગ્ન ન થાય એમ શું કામ માનવું ?'

સ્નેહીએ જાનની સંખ્યાનો બચાવ કરતાં કહ્યું : 'તમે તો એમને ઓળખો છો. બહોળા ઓળખાણ-વાળા રહ્યા એટલે માણસો થાય ને ? સાદાઈ સાદાઈ તમે બધા કહ્યા કરો છો તે જાન ત્રણ દિવસ રહેતી તેને બદલે એક દિવસ થઈ, પછી કેટલીક સાદાઈ! લગ્ન જેવા આનંદના પ્રસંગે પણ જો સ્નેહી મિત્રોને ન બોલાવે તો ક્યારે બોલાવે ? વળી પહેલાંના કરતાં બહારના વસવાટ ધંધાને લીધે માણસને એટલાં ઓળખાણ- વધ્યાં છે કે બસો ચારસોની સંખ્યા સહેજે થઈ જાય.'

હું : 'પરિસ્થિતિ બદલાઈ હોય તો એ પ્રમાણે લગ્નની ઉજવણીની પદ્ધતિ પણ બદલવી જોઈએ.'

સ્નેહી : 'શી બદલવી જોઈએ ? જાનમાં સ્નેહીઓને ન તેડી જવા જોઈએ ?'

હું : 'મને તો લાગે છે કે હાલ લગ્નની ઉજવણી કન્યાના માંડવે બંને પક્ષ ભેગી ઉજવે છે. તે વહેં-ચાઈ જવી જોઈએ. વરપક્ષે એ ઉજવણી પોતાને ઘેર કરી લેવી જોઈએ. હાલ વરપક્ષ વરઘોડાની ઉજવણી પોતાને ઘેર કરે છે. તે ઘડીએ જેટલી મોટી સંખ્યામાં લોકોને નોતરે છે તેથી ઓછી સંખ્યામાં જાનમાં લઈ જાય છે. મારી દૃષ્ટિએ વરઘોડાની પદ્ધતિ અને જાનની પદ્ધતિ એક સમારંભમાં સમાવી દેવી જોઈએ.'

સ્નેહી : 'કેવી રીતે ?'

હું : 'ગામડામાં જે રીતે વરઘોડો શોભે છે તે રીતે શહેરમાં નથી શોભતો. ગામડામાં પરણનાર યુવકને અને એનાં માબાપને સમગ્ર લોકો ઓળખે છે એટલે એવા વરઘોડામાં ઓછાવત્તા પ્રમાણમાં આત્મીયતા પરિચય કે ઓળખાણ પુરતો સંબંધ છે અને એ રીતે ગામની શેરીઓમાં વરઘોડો ફરે તો શોભે. રાજા પોતાના રાજ્યમાં સ્વારી કાઢે તો એ શોભે અને લોકો માનથી, આનંદથી જુએ પણ ખરા. પરંતુ એ જ રાજા પોતાના રાજ્ય બહાર પરરાજ્યમાં સ્વારી કાઢે તો ઉપહાસપાત્ર લાગે. શહેરમાં નીકળતા વરઘોડાનું પણ એવું છે. શહેરના મુખ્ય રસ્તાઓ ઉપર થઈને જે વરઘોડા જતા હોય છે તેને જોનાર મુદ્દલ ઓળખતા હોતા નથી. એમને એ સરઘસ અગવડરૂપ અને ફારસ જેવું લાગતું હોય છે. સાંકડા રસ્તાઓની ગીર્દીમાં, વાહનોની આવ-જા થતા અગ-વડ વેઠવી પડતી હોય, તાપ હોય, શોભામાં અભિવૃદ્ધિ કરવા પરાણે સાજન ભેગું કરવાનું હોય, ના છૂટકે, શરમના માર્યા આવેલા સાજનો લાંબો રસ્તો ટાળવા વચ્ચેથી છટકવાની બારી શોધતા હોય, આ સ્થિતિમાં વરઘોડો કાઢવામાં હું તો માનું છું કે જૂનું ચાલતું આવ્યું છે તેનું વગર વિચાર્યે અનુકરણ થયા કરે છે.'

સ્નેહી કટાક્ષ કરતા બોલ્યા : 'જૂનામાં ઘણા સુધારા વધારા થયા છે ને ? વરઘોડામાં વર ઘોડે બેસતો એને બદલે વિકટોરિયામાં બેસતો થયો હતો, હવે મોટરમાં નીકળે છે. પામલોટકારની માફક બીજી કારોમાં અને ઘોડાગાડીઓમાં છોકરા-છોકરીઓનું સરઘસ નીકળે છે. પેટ્રોમેક્ષને બદલે ઇલેક્ટ્રીકથી લાઈટ કરવામાં



આવે છે....'

હું : 'મૂળ જે પ્રથા હતી તેમાં ઠઠારો કરવામાં આવે છે. પરંતુ આ ઠઠારો જરૂરી છે કે નહિ? ન હોય તો એને સ્થાને બીજું શું કરવું તે વિચારીને તે પ્રમાણે લગ્નની ઉજવણી ગોઠવવી જોઈએ.'

સ્નેહી : 'વરઘોડો કાઢી નાખે તો વાજાં કાઢી નાખવાં જોઈએ. અને વાજાં નીકળી જાય તો લગ્નનો આખો દમામ માર્યો જાય.'

હું : 'દમામ માર્યો જાય તેનો વાંધો નહિ. આનંદ ન માર્યો જવો જોઈએ. સંગીતમાં કલાનો આનંદ છે. એ રીતે લગ્નમાં સંગીતને સ્થાન હોય તે જરૂરી છે. લગ્ન પ્રસંગે બહેનો મીઠા રાગે ગીતો ગાતી—આજે એ નહિવત થઈ ગયું છે. એ પણ સંગીતનો આનંદ છે. એ રીતે ચોઘડિયાંના મીઠા સરોદો પણ સંગીત રેલાવે છે. આજના બૅન્ડમાં સંગીત નહિ હોય તેમ કહેવા માગતો નથી. સંગીતનો હું જ્ઞાતા નથી, પરંતુ લગ્નના વરઘોડામાં સિનેમાનાં ગીતો ગવાય, એ કેટલું હાસ્યાસ્પદ છે! બૅન્ડ કંપનીઓ વરઘોડામાંથી કેટલી મોટી રકમ મેળવે છે? છતાં લગ્નના પ્રસંગને અનુરૂપ ગીત અને સંગીત ન આપી શકે, એ આપણી સંગીત પ્રત્યેની અવગણના બતાવે છે. કેવળ દેખાદેખીથી બૅન્ડ લાવી દમામ ઊભો કરવા સિવાય આપણી કયી મનોવૃત્તિ એમાં છે? જો સંગીત દ્વારા આનંદ મેળવવાનો આપણો હેતુ હોત તો આજની રીતે બૅન્ડ વાગતાં ન હોત.'

સ્નેહી : 'માનો કે બૅન્ડમાં એવો ફેરફાર થાય, પણ વરઘોડો ન નીકળે તો એ વગાડવાનો અવસર ક્યારે મળે?'

હું : 'આજે લગ્ન પહેલાં વરઘોડામાં સ્નેહીઓને આમંત્રણ અપાય છે તે બંધ થવું જોઈએ. પાંચ સ્નેહી મિત્રો સગાંની સાદી જાનથી વરરાજાએ પરણી આવવું જોઈએ. પરણીને આવ્યા પછી નવદંપતીને આશીર્વાદ–શુભેચ્છા પાઠવવાનો સમારંભ રાખવો જોઈએ. કોઈ કોઈ જગાએ એ પ્રમાણે થતું જોવામાં આવે છે. પોતાનું મિત્રમંડળ બહોળું હોય તો પોતાને ઘેર આવે તે શોભે. કન્યાને માંડવે આ ધમાલ ટળી જાય. અને પોતાનો સમારંભ પોતાને ખર્ચે ઉજવાય એટલે એનો બોજો સામા પક્ષ ઉપર ન પડે. એ સમારંભ વખતે બૅન્ડ કે બીજું સંગીત ગોઠવાય. અને જેટલાં આમંત્રિતો હોય તેમનું એ દ્વારા સ્વાગત પણ થાય. જેમને આ લગ્નપ્રસંગ સાથે સંબંધ નથી તેવા રસ્તે જનાર લોકોને વરઘોડો અગવડરૂપ થઈ પડે છે તે પણ આમાં ન બને. વરઘોડામાં વર એકલાનો સમારંભ થાય છે તેને બદલે આમાં વર–વધૂ બંનેનો સમારંભ થાય. એ પ્રસંગે કેવળ પુરુષો જ નહિ પણ સ્ત્રીઓ પણ આવે. સ્ત્રીઓને મળેલી કંઠની કુદરતી બક્ષિસની આવા સમારંભમાં રસલ્હાણ થાય તો બહુ સારું. ખુલ્લા કંઠે ગાવું એ સ્ત્રીઓ માટે દિવસે દિવસે શરમ અને સંકોચભર્યું થઈ રહ્યું છે. તે સુધારો તો નથી જ! આમ વરઘોડો નીકળી જાય તો પણ બૅન્ડ સંગીતને સ્થાન આપી શકાય. વરઘોડાની અને જાનની ખોટી ધાંધલમાંથી ઉગરી શકાય.'

સ્નેહી : 'તમે કહો છો તેમ જો દસ પંદર માણસની નાની જાનથી વર પરણી આવે તો કન્યા પક્ષને આંગણે લગ્ન પ્રસંગ શોભે શી રીતે?'

હું : 'કેમ ન શોભે? વરઘોડામાં કન્યાપક્ષના માણસો નથી આવતા છતાં એની શોભામાં ઊણપ આવ્યાનું આપણને લાગે છે? લગ્ન એ આનંદનો પ્રસંગ છે. આનંદમાં શોભાને સ્થાન છે. પરંતુ આપણા મહેમાનો કેવળ ફરનીચરની જેમ શોભારૂપ સ્થાન આપે અને આનંદનું મહત્ત્વ ન જ રહે, તે પ્રસંગના આત્માને મારી નાખ્યા જેવું થયું. જે પ્રસંગમાં મહેમાનો અને યજમાન આનંદ માણવા પુરતા મોકળા ન હોય અને મહેમાનોનો લાંબો રસાલો કેવળ મોટાઈ બતાવવા પુરતો ઠલવાય, તેમાં વિવેક શું? એટલે લગ્નનો પ્રસંગ આનંદ, વિવેક, શોભાભર્યો બની રહે તેવી ઉજવણી થવી જોઈએ. આ કારણે કન્યાને આંગણે જે સમારંભ થાય તે પણ લગ્નવિધિ પતી ગયા પછીનો હોવો જોઈએ. લગ્ન-





વિધિ એ પરણનારને માટે આવશ્યક વિધિ છે. આજે તો કન્યાને આંગણે જે સમારંભ થાય છે તેમાં પરણનાર કન્યાનાં તો દર્શન થતાં નથી. કન્યાના લગ્નના સમારંભને બદલે કન્યાપિતાનો, વેવાઈ તરીકેનો સમારંભ હોય તેવો દેખાવ થઈ રહે છે. ઓળખાણ અપાય છે તે પણ વેવાઈ, સગાં વગેરેનાં. વરકન્યા અંગે તો કંઈ પરિચય આપવાનો હોતો નથી. આને બદલે લગ્નવિધિ પતી ગયા પછી તરત એ સમારંભ રાખ્યો હોય તો નવપરણિત દંપતી સમારંભના મુખ્ય સ્થાને બેસે અને આશીર્વાદ કે શુભેચ્છા વિધિ થાય. વરપક્ષના નજીકના જે દસબાર જાનૈયાં આવ્યાં હોય તેનો કન્યાપક્ષના આમંત્રિતોમાં પરિચય થાય.'

મારી વાત ગળે ન ઊતરતી હોય તેમ સ્નેહીએ પૂછ્યું: 'તમે કહો છો, પણ આમ કરવું લોકોને ગળે ઊતરે!'

હું: 'લોકોને ગળે નથી ઊતરતું એનું તો આ દુઃખ છે. જે લોકોને લગ્નમાં ખર્ચ કરવું આર્થિકરીતે પોષાય છે, તેની ઉજવણીની આ તો હું વાત કરું છું. જે લોકોને ધંધાને લીધે કે બીજા વ્યવસાયને લીધે બહોળું મંડળ થઈ ગયું હોય છે અને સૌને એ પ્રસંગે આમંત્રવા જોઈએ એમ માને છે, તેમણે આમ પોત પોતાને ઘેર આ પ્રસંગ ઉજવીને, ખોટી ધમાલ અને બીજા ઉપરનો બોજો ટાળવો જોઈએ. બાકી દેશની મોટી વસ્તીને તો લગ્નમાં ખર્ચ કરવો પોષાય તેમ નથી. રોજનું ખર્ચ જે કુટુંબો માંડમાંડ કાઢે છે, તેમને દીકરા–દીકરીના લગ્નમાં દેવું કરવું પડે છે. દેવું કરીને, જેમની આવક એ દેવું પૂરવા વરસો સુધી શકિતમાન થવાની ન હોય, તે જાણ્યા છતાં લગ્નમાં ખર્ચ કરવું, એ એક જાતનો નશો નથી તો બીજું શું છે?'

સ્નેહી: 'વ્યવહારમાં બેઠા એટલે જો એ ખર્ચ ન કરે તો આબરુ જાય છે. સમાજ ટીકા કરે છે.'

હું: 'લગ્નને આપણે સામાજિક પ્રસંગ માન્યો છે એટલે આપણી એ સ્થિતિ થાય છે. માણસ પોતાનાં દીકરા–દીકરીનું લગ્ન એને સુખરૂપ નીવડે તેવા પરિચિત પાત્ર સાથે ભાગ્યે કરતો હોય છે. પરંતુ જે જ્ઞાતિસમાજમાં એ જન્મ્યો હોય છે, એ જ્ઞાતિસમાજમાં જે લગ્નવ્યવહારની રૂઢિ ચાલતી હોય છે, તે પ્રમાણે એ વિવાહ કરે છે અને લગ્ન ઉજવે છે. પરંતુ એ જો માનતો થાય કે પોતે ઓછું કમાય છે, છતાં એની આબરૂ જતી નથી, પોતાની કમાણી ઓછી છે એટલે ગરીબાઈથી જીવે છે તેની કોઈ ટીકા કરતું હોય તો પરવા કરતો નથી. કારણ કે પોતાની શકિત પ્રમાણે જ એ જીવી શકે. કોઈની ટીકા પ્રમાણે નહિ. એ જ રીતે લગ્નખર્ચ અને પ્રસંગ પણ પોતાની સ્થિતિ પ્રમાણે ઉજવે, અને કોઈ ટીકાની પરવા ન કરે, તો જ લગ્નખર્ચમાં સામાજિક નશામાંથી એ ઉગરી જાય.'

સ્નેહી: 'તમે કહો છો, તે વિચાર તો સારો છે, પરંતુ બીજા બધા જૂના ચીલે ચાલતા હોય ત્યારે એકલદોકલ એવું પગલું શી રીતે ભરી શકે?'

હું: 'એનો અર્થ એ જ કે આપણે લગ્નપ્રસંગ માની લીધેલી સામાજિક આબરૂને લીધે ઉજવીએ છીએ, આનંદને લીધે નહિ. અને ગજા બહારની એ પોકળ આબરૂ અંતે તો આપણને થકવનારી છે એમ જો આપણે સમજી જઈએ તો, બીજા એ પગલું ભરે કે ન ભરે, આપણે કોઈનો વાદ કર્યા વિના સાદાઈના માર્ગે ચાલી નીકળવું જોઈએ. એક વસ્તુ તો આજે પલટાઈ છે. પહેલાંના જેવાં ચુસ્ત સામાજિક બંધનો રહ્યાં નથી, કે કોઈ સાદાઈથી ખર્ચ કર્યા વિના લગ્ન કરે તો જૂનવાણી માનસ ટીકા–ચર્ચા કરે. પરંતુ એનાં દીકરા–દીકરી પરણાવવાં મુશ્કેલ બને એવું રહ્યું નથી કે કોઈ એનો વ્યવહાર કાપી નાખતું નથી. આમ પ્રત્યક્ષ કોઈ મુશ્કેલી ન હોવા છતાં, કેવળ આપણે ટીકાથી બી જઈએ, તો પછી આપણને લગ્નખર્ચના ખાડામાંથી બીજો કોઈ શી રીતે કાઢી શકે?'

હું: 'લગ્નપ્રસંગ વરકન્યાને ઘેર અલગ અલગ ઉજવવાની વાત કરી, તેમ પોતાના ઘર આંગણે,



મંડપ બાંધવાનો રીવાજ જતો કરી લગ્ન અંગેની વાડી દરેક ગામમાં હોય તો એથી પણ સગવડતા થાય. આજે તો દરેકના ઘર આગળ મંડપ બાંધવાની પુરતી જગા હોતી નથી. મંડપનો ખર્ચ કર્યા છતાં, બેસવામાં સંકડાશ પડે છે. એને બદલે, વાડી જેવી જાહેર જગામાં એ પ્રસંગ રખાય, તો એ જગામાં સગવડ રહે અને મંડપોના મોટા ખર્ચમાંથી ઉગરી જવાય. જે નાના વર્ગને આવા ખર્ચ પોસાય છે તે આ અંગે પગલું ન ભરે તો પણ મધ્યમ વર્ગે આ રીતે વિચારવું પડશે. બાકી આવા ધામધુમિયાં લગ્ન મોટા ભાગના વર્ગની કેડ તોડી નાખશે.'

સ્નેહી: 'તમે માનો છો કે, લોકો, આવી રીતે વર્તતા થશે?'

હું: 'વખત ઓછો-વત્તો જશે, પણ આજની મોટા ભાગને ન પોષાતી ખર્ચાળ પદ્ધતિ જશે આજે ખર્ચ થાય છે તે પ્રતિષ્ઠા માટે થાય છે. જેમ જેમ કુટુંબને લીધે કન્યા આપવા લેવાનું ઓછું થશે, પરણનાર કન્યા-વરનું મહત્વ, લાયકાત જોઇને સંબંધ બંધાતો જશે, તેમ તેમ માણસ પોતાની શક્તિ પ્રમાણે ખર્ચ કરવા ટેવાશે, વધારે ખર્ચ કરવાથી પ્રતિષ્ઠા ન મળતી હોય ત્યારે દેવામાં ઊતરી ખર્ચ કરવાનું કોને ગમે?'

સ્નેહી હસીને બોલ્યા: 'આપણા જીવતાં તો એ દિવસ નથી આવવાનો!'

હું: 'આપણે આંબો રોપીશું, તો ભાવિ પ્રજા કેરીઓ ખાશે. તિલક, ગોખલે, વગેરે નેતાઓએ સ્વરાજ્યનો પાયો નાખ્યો હતો તો મહાત્માજી, નેહરુ, સરદાર વગેરે નેતાઓએ ઇમારત ચણી અને આપણે તે ભોગવવા ભાગ્યશાળી થયા. એમ આપણે લગ્નખર્ચ ઘટાડવાની દિશામાં પગરણ કરીશું તો પાયો પુરાઈ રહેશે. અને ભાવિ પ્રજા એનાં ફળ ચાખશે. આ બધા પ્રશ્નો એક પેઢીમાં હલ થાય તેવા નાના નથી કે ઉતાવળે આંબા પાકે!'

સ્નેહી: 'લોકોને તો પોતાના કાર્યનાં ફળ પોતાને ચાખવાનાં ના હોય એવા કામમાં રસ પડતો નથી.'

હું: 'સામુહિક રીતે રિવાજ તરીકે આનું પરિણામ દૂરગામી છે. પરંતુ એનો અર્થ એવો નહિ કે સાદાઈથી જે લગ્ન કરે તેને હાલ લાભ મળવાનો. ખોટા ખર્ચ નીચે ન દબાય એ લાભ એને પોતાને મળવાનો છે જ અને થોડા એવો ચીલો પાડે તો લોકો એ પગલે ચાલવાના પણ છે. આફ્રિકાની પરમીટને લીધે, સાર્વજનિક સંસ્થામાં લગ્ન પતાવી દેવાની રીત શરૂ થઈ છે, પરમીટનો કાયદો આવી ગયો. અને તે લગ્નો બંધ થઈ ગયાં. છતાં સંસ્થામાં આવી લગ્ન પતાવવાનો ચીલો ચાલુ જ છે. આણંદ, આર્યસમાજમાં એ રીતે થતાં લગ્નો જોતાં મને થાય છે કે, ધાર્મિક મંદિરોમાં બિનખર્ચાળ રીતે લગ્નો પતાવવાનો રિવાજ પડી જાય તો મોટા વર્ગને આશીર્વાદરૂપ થઈ પડે.

સ્નેહી: 'ગમે છે બધાંને, પણ બિલાડીની કોટે ઘંટ કોણ બાંધે તે સવાલ છે.'

હું: 'ત્યાં સુધી બિલાડી આપણું લોહી ચૂસ્યા કરવાની!'



'ઊર્મિ' માસિક નિયમિત વાંચુ છું. અને ખરેખર ઊર્મિ ગુજરાતની સાહિત્યની ભૂખ ઉઘડેલી પ્રજાને સાહિત્ય સામગ્રી તો પૂરી પાડે છે પરંતુ સાથોસાથ માનવજીવનને શિષ્ટ અને સંસ્કારી બનાવવાની ઊર્મિ પણ સીંચે છે.

—કૃષ્ણકુમાર પંડ્યા [ચાડીઆ] ૨૯-૪-'૫૫

'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું કયારેય ભૂલશો નહિ.

ઈન્દુલાલ યાજ્ઞિક

# પાંચ દાયકાની વિકાસકથા

ગુજરાતની પ્રતિનિધિ વ્યક્તિ તરીકે અને ગુજરાતનો છેલ્લા પાંચ દાયકાનો કડીબદ્ધ ઇતિહાસ રજૂ કરે તેવા વૃદ્ધ-યુવાન ઇન્દુભાઈની આત્મકથાનો પહેલો ભાગ પ્રગટ થયો છે તેની પ્રસ્તાવનામાંથી અહીં મૂકેલું પણ આખી આત્મકથા વાંચવાની કેવી તાલાવેલી જગાવે છે......

સન ૧૯૨૩–૨૪ માં હું પહેલી જ વાર સાબરમતી જેલની એક નાનકડી ઓરડીમાં પુરાયો ત્યારે દિનરાત મોટાં વૃક્ષ અને દિવાલો જ નિરંતર નિહાળતાં, એકાગ્રપણે અંતર્મુખ થવાની નક મને મળી. અંતરમાં નજર કરતાં બાળપણથી તેમાં સંચિત થયેલા ભૂતકાળનાં સ્મરણોના ગંજ ખડકાયેલા દેખાયા. અવનવી કુતૂહલવૃત્તિથી તેને ક્રમવાર ગોઠવીને તેની કંઈક નોંધ પણ મેં લખવા માંડી. પણ આ પ્રવૃત્તિ ૩૧–૩૨ વરસની વયે અસલી સંકોચવૃત્તિને નિરર્થક લાગી ને તેથી તે થોડી જ વારમાં અટકી ગઈ પણ ત્યાં સુધીમાં જે અનેક સ્ત્રીરત્નોના સંસ્કાર મારા યુવાન દિલ પર પડ્યા હતા તે પરથી ૭ લઘુકથાઓ 'કુમારનાં સ્ત્રી-રત્નો' લખીને મેં ભૂતકાળનું ઋણ ચૂકવ્યું.

ફરી વાર સન ૧૯૪૦–૪૧ માં પાછો સહેજ લાંબો વખત જેલમાં ગયો ત્યારે એવી જ કુતૂહલવૃત્તિથી મારા લંબાયેલા અને વિવિધરંગી બનેલા ભૂતકાળના સ્મરણની વધારે વિગતવાર નોંધ થોડો વખત મેં લખી. બીજા જીવનયાત્રીઓને તેમાંની કંઈક વસ્તુ બોધદાયક થાય એમ લાગવાથી તે પરથી કંઈક લખવાની ઇચ્છા વધારે પ્રબળ થઈ. ફરીવાર દિલમાં જામેલી અસલી રૂઢ ગ્રંથિએ આત્મકથાને બદલે સ્વાનુભવરસિક જીવનકથા લખવા પ્રેર્યો. પણ આવું આત્મલક્ષી લેખનકાર્ય પાર પાડવા જેટલી સબળ પ્રેરણા ન થઈ ને મારી કલમ અકાળે થંભી ગઈ.

મારાં સાઠ વરસ પૂરાં થવા આવ્યાં તેવામાં વડોદરે રમણલાલ વસંતલાલ દેસાઈને મળવા ગયો ત્યારે તેમણે મને કહ્યું : 'ગુજરાતના ઘડતર વિષે મેં મુંબઈ યુનિવર્સિટીમાં (વસનજી માધવજી) વ્યાખ્યાનમાળા આપી છે તેમાં કનૈયાલાલ મુનશીને ને તમને ગુજરાતના ભિન્ન પ્રકૃતિના પ્રતિનિધિરૂપ વ્યક્તિઓ તરીકે રજૂ કર્યા છે; પણ માફ કરજો, મુનશીને પ્રતિભાશાળી સિદ્ધ પુરુષ તરીકે, અને તમને અસ્થિર મનના ફકીર તરીકે મેં વર્ણવ્યા છે.' તેમના લાક્ષણિક સૌજન્ય અને ઊભરાતી સહાનુભૂતિથી ઉચ્ચારેલા આ શબ્દો સાંભળીને હું જરા ઝંખવાઈ ગયો. પણ જ્યારે તેમના પુસ્તકમાં મારે વિષે લખાણ વાંચ્યું ત્યારે તેમાં, ગુજરાતમાં છેલ્લાં ચાલીસેક વરસમાં જામેલી અનેક વિચારસરણી અને પ્રવૃત્તિઓના સંસ્કાર ઝીલીને તેનાં પ્રતિબિંબ ઝીલનાર વ્યક્તિ તરીકે મને ગણાવેલો જોયો ત્યારે મારો કચવાટ સરી ગયો અને ઊંડે ઊંડે મેં કંઈક ગૌરવ અનુભવ્યું.

પછીનાં વરસોમાં આ જ મુદ્દો જુદી રીતે અનેક મિત્રો અને લેખકોએ મારી આગળ રજૂ કરવા માંડ્યો. અનેક અણધારી દિશામાંથી મને સૂચન સંભળાવા લાગ્યું : 'છેલ્લાં પચાસ વરસના ગુજરાતના સર્વાંગી ઘડતરના તમે સાક્ષી છો—અનેકવિધ પ્રવૃત્તિઓ તમે શરૂ કરી ને તે છોડી દઈને નવી આદરી છે, પાંચસાત વરસે તમે સમગ્ર વિચારસરણી, જીવનસરણી અને જીવનસ્થાન પણ બદલ્યાં છે—દેશ વિદેશમાં તમે લાંબો નિવાસ કર્યો છે અને વિસ્તૃત સફર કરી છે, તેથી તમારે છેલ્લી અરધી સદીના ગુજરાતના સર્વાંગી વિકાસનો કડીબદ્ધ ઇતિહાસ આપવો જોઈએ. નહિ તો પછીની પેઢીના માણસોને તે બધી સામગ્રી છૂટાછવાયા અસંખ્ય ગ્રંથોમાંથી એકત્ર કરતાં બહુ મુસીબત પડશે—ને તો ય કદાચ તે પૂરી સફળ ન થાય !'

આમ જ્યારે મારા નાના અહમ્ પરથી ગુજરાત પર નજર ઠેરવીને લખવાનું સૂચન મેં સાંભળવા માંડ્યું. ત્યારે તે મારા મનમાં ઊંડું ઠરવા લાગ્યું. મારા વ્યક્તિગત જીવનની નહિ પણ ગુજરાતની પ્રજાના સંસ્કારજીવનની કથા લખવાનો વિચાર પ્રેરક અને પ્રવર્તક બનતો ગયો.



તે પરથી અનેક યોજના મારા મનમાં ઘૂમરાવા માંડી. ગેઈટે ગૉર્કી ઈત્યાદિ અનેક સાહિત્યસ્વામીઓને અનુસરીને સ્વાનુભવને આધારે કંઈક નવલકથા લખું? થોડો વખત આ વિચારે મારા મગજને ઘેરી લીધું અને આવો ગ્રંથ લખવાને પાત્રો અને પ્રસંગોની નોંધ પણ મેં શરૂ કરી. પણ ફરી તે જ મિત્રો સાથે ચર્ચા થતાં તેમણે સાફ સંભળાવ્યું: 'નવલકથા લખવામાં તમે કદાચ સફળ નયે થાઓ. માટે આવા કોઈ અખતરા કર્યા સિવાય અમને તો તમારી પાસે સંઘરેલી સામગ્રી સીધી ભાષામાં જ ઉતારી આપો.' આ વાત મારે ગળે ઊતરી એટલે મારું મન નવી દિશામાં વળ્યું.

હવે ગુજરાતના છેલ્લા ૪-૫ દાયકાના વિકાસની નિર્ભેળ કથા જ લખવાનો વિચાર મેં કર્યો. તેમાં મારા લઘુ જીવનની કથા ભેળવવાનો વિચાર નિરર્થક ગણી મેં છોડી દીધો. પણ જ્યારે આ સદીના પહેલા જ દાયકા વિષે નોંધ કરવા હું બેઠો ત્યારે મારું જ્ઞાન અંગત સંકુચિત અનુભવથી નડિયાદ-અમદાવાદ પૂરતું મર્યાદિત લાગ્યું. તેથી તે જ કાળના સૂરત, ભરૂચ, મુંબઈ વગેરે પ્રદેશ વિષે તો મારે અનેક પુસ્તકો વાંચીને સંશોધન જ કરવું પડે. વળી મારાં પરિચિત સ્થાનો વિષે પણ મારા જીવંત સ્વાનુભવને ગાળીને જ લખવાનું હોય તો પ્રસંગરંગવિહોણું લખાણ મને જ રસહીન લાગે, તો પછી વાચકને તે કેવું ગમે? આમ મારા અહમ્‌ને બાદ કરવાની મારી ઇચ્છા પ્રબળ હોવા છતાં આ માર્ગ પણ મારે માટે બંધ થયેલો લાગ્યો. છતાં મિત્રોની માગણી સાચા દેશાભિમાનથી અને પ્રજાપ્રેમથી પ્રેરાયેલી હતી. તેથી તેને સંતોષવાને બીજો રાહ લેવાની મારી ઇચ્છા ઉત્કટ બની. ઘણો વિચાર કરતાં મને સમજાયું કે ગુજરાતના સાર્વજનિક અને સર્વદેશીય તેમજ સ્વાનુભવલક્ષી અને પ્રસંગરંગથી રંગાયેલા જેવા ઇતિહાસની આશા મારી પાસેથી રાખવામાં આવે છે તે હું નિખાલસ દિલથી અને મોકળા મનથી મારી જીવનકથા લખીને જ પૂરી કરી શકું. માત્ર તેમાં દરેક સ્થળકાળમાં ચોપાસ વહેતાં લોકજીવનનાં વહેણ પર અને ઝળકતાં નાનાં મોટાં માનવરત્નો પર મારી મીટ હંમેશ માંડવી જોઈએ—મારી એકલાની જ નહિ પણ મારી આખી પેઢીની ઘડતરકથા લખવાનું પૂરું ભાન અને ધ્યાન મારે રાખવું જોઈએ.

આ વિચારો મનમાં ઘોળાતાં બીજો એક મુદ્દો તરી આવ્યો. ગુજરાતના નંદનવનના કોઈ ક્ષેત્રમાં રોપાતા છોડના ઉછેર પર, તેની નીચેની ધરતીના ગુણની અને ઉપરથી વરસતા વરસાદ ને વાતા વાયરાની ઊંડી અસર થાય છે. તેમ નિશ્ચિત સ્થળે અને કાળે જે પ્રચલિત વિશિષ્ટ વિચાર ને ભાવનાની છાયા નીચે હું ઊછર્યો અને ઘડાયો તેનો સંગીન અભ્યાસ કરી તે બરાબર સમજવાની મને જરૂર લાગી. નડિયાદમાં બાળપણ ગાળતાં મનસુખરામ ને ગોવર્ધનરામને તો મેં જોયેલા ને કંઈક ઓળખેલા. તેથી આ નવા અભ્યાસનું પ્રસ્થાન કરવાને સહેજ જ જોયેલા પણ અજાણ્યા ને ભૂતકાળને આવરી લેતા કોઈક પ્રભાવશાળી ગુજરાતના જીવન અને ચિંતનનો સાક્ષાત્કાર કરવા હું આતુર બન્યો. તેવામાં આત્મકથા લખવાને મને વધારેમાં વધારે ટોકનાર સન્મિત્ર સુરેન્દ્ર દેસાઈને ઘેર એક દિવસ જતાં તેમના દાદા અંબાલાલ સાકરલાલ વિષે એક પુસ્તક મેં માગી લીધું. તેમનાં ભાષણો અને લેખની જૂની અને પછી નવી આવૃત્તિ હું સપાટાબંધ વાંચી ગયો કે તરત જ તેમની સાથે અમારા ગોવર્ધનરામનાં વિચાર અને જીવન સરખાવવાને હું અધીરો બન્યો. પછી તેમનું જીવનચરિત્ર વાંચતાં અમદાવાદના અને નડિયાદના એ બે મહાપુરુષોના વિચારના ભેદનો કોયડો ઉકેલવાની મને એવી તાલાવેલી લાગી કે થોડા જ વખતમાં દુર્ગારામ મહેતાજી ને કવિ નર્મદાશંકરથી માંડીને લાલશંકર અને રમણભાઈ સુધીના મુંબાઈ, સૂરત અને અમદાવાદના સુધારકોના સામાજિક વિચારો અને પ્રવૃત્તિ વિષે અનેક ગ્રંથો હું જોઈ ગયો. તેમ તેમને વિષે નડિયાદના વિદ્વાન સાક્ષરોએ જે વિલક્ષણ વલણ ધારણ કર્યું હતું તેનાં કારણો શોધવાને તેમના માનસિક ને ભૌતિક





જીવનની ઝીણી તપાસ પણ હું કરતો ગયો.

બાકીના લખાણમાં બને તેટલે અંશે ગુજરાત સમસ્તના સમાજ જીવન અને સાર્વજનિક પ્રવૃત્તિનો બને તેટલો ખ્યાલ આપવાની દૃષ્ટિ મેં સેવી છે. નડિયાદના જેવા જ તડકા-છાંયડા બીજા નગરે તે તે કાળમાં સાંખ્યા છે, એવી સમજથી જ તેની તવારીખ મેં આલેખી છે વતનની સિકલના વર્ણનમાં એવાં બીજાં અનેક નગરોનું ચિત્ર રજૂ કરવાનો ખ્યાલ મેં રાખ્યો છે. પછીથી નડિયાદના બંગભંગની અને અમદાવાદની સ્વદેશમિત્રમંડળની પ્રવૃત્તિને, ગુજરાતનાં બીજાં શહેરોમાં તે કાળે જામેલી નરમ-ગરમ ચળવળના નમૂનારૂપ ગણીને મેં તેને બિરદાવી છે. મુંબઈની ૧૯૦૯–૧૯૧૫ની સાર્વજનિક પ્રવૃત્તિના આછા પાતળા પડઘા ગુજરાતમાં જરૂર પડ્યા જ હતા. પછી સન ૧૯૧૬–૧૭માં મુંબઈથી બેસંટે અને અમદાવાદથી ગાંધીજીએ શરૂ કરેલાં આંદોલનના જે મિશ્ર જુવાળ સારા ગુજરાતમાં ખુણેખૂણે રેલાયા હતા, તેનો બનતો ખ્યાલ આપવા મેં પ્રયાસ કર્યો છે.

આ સાર્વજનિક જીવનના ઇતિહાસને આ પુસ્તકમાં સ્વાભાવિકરીતે મારી જીવનકથા સાથે વણવામાં આવ્યો છે. મારા માનસિક અને બાહ્ય જીવનને આલેખતાં માનસના વિકાસ અને વળાંક પર જ મેં ધ્યાન એકાગ્ર કર્યું છે. સન ૧૯૧૫માં દેશસેવાનું જીવનવ્રત લઈને હિન્દ સેવક સમાજમાં હું જોડાયો ત્યારથી મારા ખાનગી ઘરની માફક અંગત જીવનની દીવાલો અને છાપરું ઊડી ગયાં. ગુજરાત મારું ઘર બન્યું અને આત્મશ્રદ્ધા અને આકાશનો જ મેં આશરો લીધો. છતાં મારું મન અને હૃદય, કલ્પના ને રસવૃત્તિ, સમગ્ર માનસ અને આત્મા કાયમ રહ્યાં તેના વિહારનું ક્ષેત્ર વ્યાપક બન્યું, છતાં અંતરમાં નિર્બંધ વિચારશક્તિ સળવળતી રહી તેથી કંઈક કંઈક સંયોગોથી મારું માનસ પલટાતું ગયું ને તેથી વળી મારા બાહ્યજીવનનાં વહેણ બદલાતાં ગયાં. આમ મારા સંયોગ અને માનસના પરસ્પર આઘાત અને પ્રત્યાઘાતની કહાણી મેં જરા ઝીણવટથી અને વિગતસર આપી છે. તેમ કરતાં કંઈક અંશે મારા મગજને ગુજરાતના ખીલતા માનસના પ્રતિબિંબરૂપ ગણીને તેને વર્ણવવાનો ખ્યાલ મેં રાખ્યો છે.



## સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**આત્મકથા** (જીવન-વિકાસ: ભાગ પહેલો): ઇન્દુલાલ યાજ્ઞિક. પાનાં ૩૧૮. ચાર રૂપિયા. વાત્રક ખેડૂત વિદ્યાલય, મહેમદાવાદ. **ઠક્કરબાપા**: કાન્તિલાલ શાહ પાનાં ૪૪૮. ચાર રૂપિયા. ઠક્કરબાપા સ્મારક સમિતિ, દિલ્હી. **ગાંધીજીના પાવન પ્રસંગો**: લલ્લુભાઈ મકનજી પાનાં ૪૪. છ આના. નવજીવન કાર્યાલય, અમદાવાદ. **શીલ અને સદ્‌ચાર**: મુકુલભાઈ કલાર્થી. પાનાં ૪૪. છ આના. **બોધિચર્યાવતાર**: શાંતિદેવાચાર્ય. અનુ. ધર્માનંદ કોસંબી. સં. મુકુલભાઈ કલાર્થી. પાનાં ૮૦. એક રૂપિયો. **સમૂહજીવન અને છાત્રાલય**: શિવાભાઈ ગો. પટેલ પાનાં ૭૨. એક રૂપિયો—ત્રણેયના પ્રકાશક ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ **જગતનાં બે સત્તાજુથો**: સં. સોપાન પાનાં ૧૨૬ એક રૂપિયો. અભિનવ ભારત પ્રકાશન, મુંબઈ. **પૈસા**: ઉમાકાન્ત પાનાં ૩૬૮. ૭ રૂપિયા. સંદેશ પ્રકાશન લિ૦, અમદાવાદ.



મેં માસનું 'ઊર્મિ' વાંચ્યું ને ગમ્યું — 'અતુલા' ખાસ. 'ઊર્મિ' ઉત્તરોત્તર વિકાસ સાધતું રહે એવી શુભકામના સાથે ....

—ચંદુલાલ દત્તાણી [પોરબંદર] ૭-૫-'૫૫



સિદ્ધાર્થ

# ધુમાડો

લગ્નોના પ્રશ્નો સમાજસુધારકો, સમાજશાસ્ત્રીઓ કે સમાજનું દીર્ઘદૃષ્ટિ ન જાણનાર ગઈ પેઢીનાં વડીલો ભલે ચર્ચે. પણ વાર્તાકારને લેવાદેવા છે ત્યાં સુધી તો એ કોઈપણ પ્રશ્નનું નિરાકરણ કે એનો ફેંસલ પોતાની રીતે જ આણે છે. અહીં પણ એવી જ મનોવિશ્લેષણાત્મક રજૂઆતે વાર્તાકાર ખીલી ઊઠે છે......

કંકોત્રીઓ વહેંચાવા લાગી ત્યાં સુધી કોઈને ખ્યાલ સુદ્ધાં નહોતો આવ્યો કે એક વખતની લગ્ન માટેનો કટ્ટો વિરોધ કરનારી શ્રીમતી આટલી જલદી લગ્ન માટે તૈયાર થઈ જશે. મારા પર તેના નિર્ણયનો પત્ર આવ્યો અને ચોથે જ દિવસે વહેંચાયેલી કંકોત્રીમાંથી મારા નામની કંકોત્રી જોઈને બધાંની જેમ હું પણ નવાઈ પામી ગયો. પણ શ્રીમતીના આ ઉતાવળીયા નિર્ણય પાછળનાં કારણો મેં વિચાર્યાં ત્યારે જ હું જરા સ્વસ્થ થઈ શક્યો.

શ્રીમતી સાવ નાની હતી ત્યારથી હું એના પરિચયમાં હતો. અને તેમાંય એ મારી માસીની દીકરી બહેન થતી એટલે અમે એકમેકની નજીક વધુ રહી શકેલાં. બે ભાઈ–બહેન વચ્ચે ત્યારે જ મૈત્રી જેવી નિકટતા અને નિખાલસતા આવી ગયેલી. મારાથી એ એકાદ વરસે મોટી હતી છતાંય અમારા વચ્ચે વયનું અંતર કોઈને દેખાતું નહિ. ઉલટાની એ મોટી હોવા છતાં મારાથી દબાયેલી રહેતી. નાનપણમાં તો તોફાન–મસ્તીમાં હું એને કેટલીય વાર મારપીટ કરીને રડાવતો પણ ખરો.

શ્રીમતી વધુ ન ભણી શકી એટલે ભણવામાં એ આગળ પડતી હોવાછતાં એની અભ્યાસની કારકીર્દિ કૉલેજ સુધી ન પહોંચી શકી. જ્યારે હું ગ્રેજ્યુએટ થયા પછી વિદેશની કોઈ યુનિવર્સિટી માટે વિચારતો હતો ત્યારે પણ એ પોતાના અધૂરા રહેલા અભ્યાસ માટે અસંતોષ નહોતી જાહેર કરતી. મને સ્ટીમર ઉપર વળાવવા આવી ત્યારે પણ કેવી ખુશખુશાલ હતી!

હું ગયે વરસે જ વિદેશના દોઢેક વરસના વસવાટ પછી પાછો ફર્યો ત્યારે એ મારું સ્વાગત કરવામાં પણ પહેલી જ હતી. મારે એકેય સગાં ભાઈ–બહેન નહોતાં એટલે એ મારાથી મોટી હોવા છતાં મારી નાની બહેન બની ગયેલી. મારા હાથમાં શ્રીફળ મૂકીને જ્યાં કંકુમાં બોળાયેલી તેની આંગળી મારા કપાળ પર અડી ન અડી ત્યાં તો એ મારા માટે કેવી ઘેલીઘેલી થઈ ગઈ હતી! હું પાછો આવ્યો હતો છતાં જાણે મને ગુમાવી બેસવાની બીક હોય એવી રીતે કંકુના કરેલા ચાંલ્લા ઉપર ચોખા ચોડતી વખતે એની મુખરેખાઓએ મને ગળગળો બનાવી દીધો. હાથમાં શ્રીફળ હોવા છતાં હું એને ભેટી પડ્યો. અને હર્ષના અતિરેકનાં એ ચારેય આંખનાં આંસુ આજેય મને ગળગળો બનાવી દે છે.

મારા વિદેશવાસ દરમિયાનના એના આવેલા નિયમિત પત્રોએ પણ હું બધી વાતથી વાકેફ હતો. લગ્ન માટે તેની ઉંમર થઈ ગઈ હોવા છતા એ પોતાના નિર્ણયને અફર રાખી શકી હતી એટલે તેના પર કોઈનું દબાણ કામ ન કરી શક્યું. જીવનમાં એવું કોઈ ધ્યેય નક્કી કર્યા વગર એ આમ લગ્ન માટે ના ને ના પડ્યા કરે એ કોને ગળે ઊતરે! ભણી લીધા પછી એ જુદા જુદા અનુભવો માટે જુદા જુદાં ક્ષેત્રોનો અનુભવ લઈ ચૂકી હતી. હું પણ તેની એ બધી પ્રવૃત્તિઓને ઉત્તેજન આપવા માટે એકેય પત્રમાં નહોતો ચૂકતો.

એક દિવસ માસીનો જ મારા પર શ્રીમતીને લગ્ન માટે સમજાવવાનો પત્ર આવ્યો ત્યારે મેં શ્રીમતીને જણાવ્યા વગર જ માસીને સીધું લખી નાખેલું કે શ્રીમતીની ઇચ્છા થાય ત્યારે જરૂર તેને પરણાવવા પ્રયત્ન કરજો. અત્યારે તો એ લગ્ન માટે કોઈકાળે તૈયાર થાય તેમ નથી.

અને ત્યારથી માસીનો હું જાણે દુશ્મન બની બેઠો. શ્રીમતીને માસીએ તો એટલે સુધી કહી નાખેલું કે હું જ શ્રીમતીને લગ્ન નહિ કરવાના માર્ગે લઈ ગયો





છુ! મે માસીને ખૂબ સમજાવીને લખ્યું, વિદેશથી પાછા આવીને રૂબરૂ પણ મેં સમજાવી જોયાં, પણ એ તો ન માન્યાં તે ન જ માન્યાં. એક દિવસ વાત વાતમાં શ્રીમતી મારી પાસે એટલુ બોલી ગઈ પણ ખરી: 'ભાઈ, તારા માટે બાને આ જાનનું ભરાઈ ગયેલું ભૂસુ દૂર કરવા માટે પણ મારે પરણી લેવુ જોઈએ!'

'હા બહેન, વાત તો સાચી છે.' મેં હસતા હસતા એની એ વાત ત્યાથી જ ઊડાવી દીધી.

પણ ત્યાર પછી શ્રીમતી જરા વધુ ગંભીર બનતી ગઈ. મારે તેનાથી દૂર રહેવાનું થયું એટલે તેના પત્રો પણ કંઈક મર્યાદિત થવા લાગ્યા એટલે સાચી પરિસ્થિતિ ક્યા પહોંચી છે એ હું ન જ જાણી શક્યો

પણ શ્રીમતીના આવેલા આ પત્રે મને વધુ ચોંકાવી દીધો. તેના પત્રમા જણાવેલી વિગત માટે મને રહી રહીને વિચારો આવ્યા જ કરતા હતો એટલે ચાર દિવસથી આવેલા એ પત્રનો ખુશાલીનો જવાબ પણ હુ નહોતો વાળી શક્યો શ્રીમતીને મારા આવા વર્તન માટે દુઃખ થયું હશે એમ પણ મે માની લીધું. અને ત્યાંય આટલાં જલદી લગ્ન કરી નાખશે એ તો કંકોત્રી આવીને પડી ત્યારે જ મને સમજાયું કંકોત્રી સાથેનો ટૂંકો છતાં ખૂબ આગ્રહભર્યો પત્ર તો મેં વાંચવા જ નહોતો લીધો. પણ એકાએક બહારથી આવેલી તૃષાતુરાએ એ વાંચ્યો અને ખુશીમાં આવી મને જોરથી કહેવા લાગી:

'આપણે જવા માટે તૈયારી કરી લઈએ. જુઓ મને પણ શ્રીમતીબહેને ખાસ આગ્રહપૂર્વક બોલાવી છે.'

ત્યારે મેં તે પત્ર ઉપર નજર ફેરવી. મને તો લગ્નમાં બોલાવેલો જ હતો પણ જરા ભાર દઈને લખાયેલી છેલ્લી લીટી તો મારી આંખ સામે જાણે ચોંટી જ ગઈ: 'ભાભીને લીધા વગર ન જ આવતો હ!'

શ્રીમતીએ જ મારા માટે નક્કી કરી રાખેલી તૃષાતુરા સાથે હું વિદેશથી આવીને તત પરણ્યો ત્યારે શ્રીમતીથી પાંચેક વરસ નાની તૃષાતુરા શ્રીમતીની બહેનપણી શી રીતે બની શકી-હોય એ પ્રશ્ન મને મૂઝવી જ રહેલો. પણ મે જરાય આનાકાની વગર તૃષાતુરા સાથે પરણી લીધું ત્યારે શ્રીમતીના સતોષની તો સીમા જ ન રહી. એ પોતે પણ જાણે ધારી જ બેઠેલી કે એનો ભાઈ વિદેશ જઈ આવીને આવું જુનવાણી વર્તન ન જ સહી શકે. પણ મારી એ બહેન ઉપર મને એટલી શ્રદ્ધા અને માનવૃત્તિ હતાં એટલે એની ઇચ્છા પૂરી કરવા મે જરાય આનાકાની નહોતી કરી.

કંકોત્રી પહેલાં આવેલો શ્રીમતીનો પત્ર મેં ફરીથી વાંચ્યો તો ય મારી ગડમથલ સહેજે ઓછી ન થઈ. અને હવે તો એ વિષે વિચાર કરવાનોય વખત નહોતો એટલે તૃષાતુરાને જવા માટેની તૈયારી કરવાનું કહીને હું ફરવા ચાલ્યો ગયો.

લગ્ન માટે ઝડપથી છતાં સારી એવી જહેમત ઉઠાવીને તૈયાર કરવામાં આવેલુ માસીનું મકાન જોઈને તૃષાતુરા દરવાજામાં પેસતાં જ બોલી ઊઠેલી: "આપણને ખૂબ મોડું તો નહિ જણાવ્યું હોય ને? આ બધી તૈયારી જોતાં તો એમ લાગે કે આ બધું નક્કી થયાને ઘણો સમય વીતી ગયો હોય.'

પણ આ યાંત્રિક યુગમાં આ શંકા કરવી નકામી છે એમ થયેલી મારી દલીલ તૃષાતુરાને ગળે ન ઊતરી તો ય એ ચૂપ તો થઈ જ ગઈ. અને સામેથી જ ખુશખુશાલ ચહેરાવાળી શ્રીમતી કૂદતી મારી પાસે આવી પહોંચી. મારો હાથ પકડીને મને અંદર દોરી ગઈ. મને આમ બાઘાની જેમ બનેલો જોઈને વિસ્મિત થતી બોલી:

'કેમ ભાઈ, કાગળ પણ ન લખ્યો?'

'લખવાનો જ હતો ત્યાં તો કંકોત્રી આવી એટલે જાને જ આવવું પડ્યું.' માંડ માંડ હું આટલું બોલી શક્યો.



'મેં કેટલી હોંશથી સૌ પહેલો મારો નિર્ણય તને જણાવ્યો હતો ? તને પત્ર લખીને તરેત જ મેં બા-બાપુજીને હા કહી દીધી અને આ ઘડિયાં લગન પણ લેવાયાં.'

'પણ આટલી બધી ઝડપનું કારણ ?'

'હું ફરી તો નહિ જાઉં ને એવી બા-બાપુજીને અને સામાવાળાંને બીક લાગેલી.'

એ જવાબથી હું જરા વધુ ગંભીર બની ગયો. લગ્ન એ શું બહુ મહત્ત્વનો પ્રશ્ન નથી કે એને માટે વિચારવામાં કે એના માટે આવેલા નિશ્ચયમાં ફેરફાર કરવામાં આવી આવેલી તક ગુમાવવા જેવું લાગે ? અને સામાવાળાં પણ આ એક જ છોકરી માટે ઓછાં બેસી રહ્યાં હોય છે કે જેથી એની હા પડતાં જ બધી રીતે ઉતાવળ કરી બેસે ? મારા આ પ્રશ્નોને જાણે ઉચ્છેદતી હોય તેમ શ્રીમતી જ બોલી ઊઠી :

'ભાઈ, મારા જેવી જીદ્દી છોકરીના આવા નિર્ણયથી કોઈને પણ આટલી ઝડપ કરવાનું મન થાય.'

'પણ આ જ મુરતીયા માટેની તેં તૈયારી કેમ બતાવી ?'

'અત્યારે તો મારા માટે આ એક જ બાકી હતો એટલે હું ના પાડું તો ય બીજો ક્યાં શોધવા જવો ? અને શોધવાનું પાછું મારે તો હતું જ નહિ !'

'પણ ગમે તેની સાથે લગ્ન કરી નાખવાનો કંઈ અર્થ ખરો ?'

'એ તો તૃષાતુરા માટે તેં હા પાડી ત્યારે તારેય વિચારવાનું ક્યાં નહોતું ?'

'ત્યારે તો તેં નક્કી કરેલું.'

'તેમ આ પણ કોઈએ નક્કી કરેલું તો ખરું જ ને ?'

'કોણે ?'

'બા-બાપુજીએ.'

'હં, એમ વાત છે !' કહેતો હું ચૂપ થઈ ગયો.

'એટલેથી જ સંતોષાઈ ગયો ?' મને ચૂપ થવા દે તેવી આજે શ્રીમતીની તૈયારી જ નહોતી એટલે હવે પ્રશ્ન પૂછવાનું જાણે એ સ્વીકારી બેઠી.'

'સંતોષ તો તારે કરવો જ ક્યાં છે ?' મેં પ્રશ્નથી એના પ્રશ્નમાં રસ લેવા પ્રયત્ન કર્યો.

'શા ઉપરથી ?'

'તો તેં મને જણાવ્યું હોત, મારી સંમતી માગી હોત, મારી સલાહ...'

'સલાહ તો તું આપી શકે તેમ હતું જ નહિ,' મારી વાતને પૂરી સાંભળ્યા વગર વચ્ચેથી શ્રીમતી બોલી ઊઠી, 'કારણ કે તારી સલાહ લેવાય તેવી પસંદગી જ નથી.'

'એટલે જ તો મને વધુ દુઃખ થાય છે કે તેં જતે જન્મારે લગ્ન કરવાનું નક્કી કર્યું અને ન જોયું ઘર, ન જોયો વર કે ન જોયું કુળ. નવનીતલાલનો મોભો શ્રીમંતાઈ સિવાય બીજો કયો ?'

'મેં તો શ્રીમંતાઈ પણ નથી જોઈ કે નથી જોયા નવનીતલાલને. બાએ મને કહ્યું છે કે એમની મરી ગયેલી બન્ને પત્નીઓ તેમની પાછળ એક એક બાળક મૂકતી ગઈ છે એટલે એ બન્ને બાળકોની માતા થવા જવું મને વધુ ગમ્યું.'

શ્રીમતીની એકએક વાત મને વધુ ને વધુ નવાઈ ઉપજાવે જતી હતી. તેમાંય આ બે પત્ની ગુમાવી બેઠેલા વિધુર નવનીતલાલનાં બે બાળકોની વાત સાંભળીને મારું આશ્ચર્ય વધુ સતેજ બન્યું :

'બે બાળકોની માતા થવાનું તને મન થયું !'

'હા, કેમ કાંઈ ખોટું તો નથી ને ?'

'તને ગમ્યું હોય તો હું ખોટું શી રીતે કહું ?'

'મને બાળકો બહુ ગમે છે.'

'તે પરણીને તારાં પોતાનાં બાળકો ક્યાં નહોતી





મેળવી શકવાની તે પારકાને પોતાનાં કરવા એકદમ તૈયાર થઈ ગઈ ?'

'બધુ પારકુ જ હોય છે ને ? તે મેળવેની તૃષાતુરા પારકી હોવા છતાં અત્યારે કેવી તારી એકલાની જ બની ગઈ છે ? તૃષાતુરાને તુ પણ પારકો જ મળેનો છતાં આજે એ તારા સિવાય બધાંને પારકાં ગણે છે ! ભાઈ, આ તો કુદરતનો કાનૂન છે પારકાંને પોતાનાં કરવા સિવાય આ દુનિયામાં બીજુ છે પણ શું ?'

'આ બધી ફિલસૂફી મારે નથી સાંભળવી'

'ફિલસૂફી તો તુ ભણી આવ્યો છે મને તો આવ ડતાયે નથી'

'પણ નવનીતલાલ જેવા જુનવાણી અને પૈસાથી જ આખી દુનિયાને માપનાર માણસ સાથે તને શી રીતે ફાવશે ?'

'પરણનાર છોકરીને એ ચિંતા હોતી જ નથી'

'તો જોઈ વિચારીને લગ્ન કરનાર છોકરીઓ બધી મૂર્ખ જ હોય છે એમ ને ?'

'સતવાર જોઈ-વિચારીને કરેલાંય ઘણીવાર પસ્તાતાં ક્યા નથી હોતાં ! અરે, ભનભના પ્રેમ-પ્રેમ કરીને પ્રેમલગ્ન કરનારાય ક્યાં સુખનો રોટનો ખાતાં હોય છે ? ત્યારે આ તો હું દુ ખી થઈશ તોય બીજા કોઈનો કે મારી જાતનોય દોષ કાઢ્યા વિના મનને એટલુ તો મનાવી શકીશ ને કે ભાઈ, આ તો બધુ જોઈ જાણીને જ અદર પડી હતી !'

શ્રીમતીનુ દલીલબાજ માનસ કઈક અનેરા રગમાં રગાઈને વધુ ને વધુ દીપી રહ્યુ હતુ એ મને આજે ચોખ્ખે ચોખ્ખુ દેખાયુ મારે મારી દલીલોને ત્યાથી જ પૂરી કરવી પડી અને જાણે કશો મારો કચવાટ કે મારી જરાય અનિચ્છા ન હોય એમ શ્રીમતી સાથે વર્તીને હુ કામમાં લાગી ગયો

*

શ્રીમતી સાથે લગ્ન કર્યો પછી બીજે જ વરસે નવની તલાલને વેપારમા મોટી ખોટ ગઈ રોકડ મિલ્કત અને બગલો વગેરે બધુ જતા પણ એ ખોટ ન પૂરાઈ ત્યારે એક સામાન્ય ઘર લઈને બન્ને રહેવા લાગ્યાં આગની બે પત્નીનાં બન્ને બાળકો તો આ લગ્ન પછી એક વરસના ગાળામાં જ મરણ પામેલાં શ્રીમતીએ બન્નેને સાચવવામાં અને બન્નેની ચાકરી કરવામાં જરાય પાછુ વાળીને જોયુ નહોતુ છતાં કુદરત પાસે એની કશી કારી ન ફાવી અને એ હાથ ઘસતી જ રહી ગઈ એનું છનકતુ માતૃત્વ આમ પાછુ અતૃપ્ત બની બેઠુ

એકદમ શ્રીમતાઈમાંથી સાવ ગરીબીમાં હડસેલાઈ ગયેના નવનીતલાલને જીવવુ જ દોહ્યુ થઈ પડ્યુ શ્રીમતી ઉપર એમનો રોષ કઈક વધુ પડતો ફનવાના લાગ્યો આ બધા વિનાશનુ કારણ શ્રીમતી જ છે એમ એમના મનમાં ઠસાવનારાંઓ કાંઈ ઓછાં નહોતાં પણ હવે તો એ પોતે પણ શ્રીમતીને આ વાત સભળાવતાં જરાય અચકાતા નહોતા આર્થિક મુશ્કેલીમાંથી છૂટવા શ્રીમતી નાનાં મોટાં કામો શોધતી એક પાર્ટ ટાઇમ નોકરી પણ કરવા જતી પણ તેનાથી બેવડી ઉંમરના તેના પતિની ભરીભરી જાહોજલાલીને એ ક્યારેય પાછી આણી શકે તેમ નહોતુ

કામમાં હોય ત્યારે બધુ ભૂલી જતી શ્રીમતી નવરી પડતા કે ઘેર આવતા સાવ એકલતા અનુભવતી નવનીતલાલ તો એની સાથે ક્યારેય સીધી રીતે વાત જ ન કરતા મોટે ભાગે ઘરમા પગ જ નહોતા રાખતા એ વખત જમવા આવે એ પણ ના છૂટકે જમીને તરત બજારમા રાતે પણ મોડામોડા આવીને સીધા સૂઈ જતા. શ્રીમતીને ક્યારેય સારી રીતે બોલાવી હોય કે એના ખબર પૂછ્યા હોય કે ઘરની જરૂરિયાત વિષે વાત કરી હોય તેવુ બનતુ જ નહિ અને શ્રીમતી વધુ ને વધુ રીમાતી જ ગઈ

હુ આ આખુ દશ્ય જોતો-સાંભળતો અને કંઈ ઊકનો શ્રીમતીને મદદરૂપ થવાની એકેય બારી મારે માટે નહોતી રહી, શ્રીમતીને હુ કાંઈ કહુ તોયે



એની વિપરિત અસર થવાની મને દહેશત રહેતી. અંતે હું એ વિમાસણમાં જ હતો ત્યાં એક દિવસ શ્રીમતી અચાનક મારે ત્યાં આવી ચડી. પહેલાંની જ શ્રીમતી હોય તેમ જરાય ભાંગી પડ્યા વિના એ વાતે વળગી :

'ભાઈ, તું તો બહુ કામગરો થઈ ગયો છે કાંઈ? આ ગરીબ બહેનની ખબર કાઢવાય ક્યારેય નથી આવતો ?!'

'ના બહેન, એવું તે કાંઈ હોય ? બહેન કરતાં કામને વધુ મહત્ત્વ ન જ હોય. ઘણે દિવસે ભાઈને ઘેર આવી છે તો હવે તો અહીં હમણાં રોકાઈશ ને ?'

'નવનીતલાલ એમના મિત્રો સાથે જાત્રા કરવા ગયા છે એટલે એ આવે ત્યાં સુધી તો ખરી જ.'

'તો તો ઘણું જ સરસ.' મેં ખુશ થતાં કહી દીધું. જાણે પહેલાંની જ શ્રીમતી હોય તેમ એટલાં બધાં દુઃખોમાં પણ એ તૃષાતુરા અને મારી સાથે એકરૂપ થઈ ગઈ. એને જરાય ઓછું ન આવે એવી અમારામાં આવેલી સભાનતા એને ક્યારેક ખૂંચતી હોય એમ અમને એવું કશુંય ન રાખવા વારંવાર ટપારતી. છતાં અમારા એ પ્રયત્નો ચાલુ રહેતા. એને ખુશીમાં રાખવા અમે બન્ને અમારું બધું કરી છૂટતાં.

એકાદ મહિનો થયો હશે ત્યાં તો નવનીતલાલના મિત્રોએ જાત્રાએથી પાછા ફરીને શ્રીમતીને સમાચાર આપ્યા કે નવનીતલાલે તો યાત્રાધામમાં હંમેશના યાત્રાળુ બનીને બેસી જવાનું નક્કી કર્યું છે અને પરિવ્રાજક બનીને પરિભ્રમણ કરવું શરૂ કર્યું છે. આ સમાચારે કંઈજ ન બન્યું હોય તેમ શ્રીમતીમાં જરાય ફેરફાર ન થયો. પણ એ વખતે અક્ષરેય ન બોલેલી શ્રીમતી સવારે અચાનક ગુમ થઈ જશે એવું તો મેં ક્યાંથી કલ્પ્યું હોય ?

મેં એની શોધ પાછળ બધી દોડધામ કરી લીધી. એકેય પ્રયત્ન કામ ન આવ્યો ત્યારે મારી વેદનાનો પાર ન રહ્યો. અને આ વાતને પણ એકાદ વરસ વીતી ગયું તો ય મારા મનમાંથી એ વાત જરાય ભૂંસાવાને બદલે વધુ ને વધુ દૃઢ બની.

*

એક દિવસ મારા રોજના જવાના રસ્તા ઉપરના એક ખૂણા ઉપર ફૂટપાથ ઉપર મેં એક સાવ મેલીઘેલી દશામાં અર્ધનગ્ન બાઈને ગાંડપણમાં લખારો કરતી જોઈ. મેં મારી મોટર એ બાજુ વાળી ત્યારે પણ એ મોટર તરફ ધ્યાન ન દેતાં એ બાઈ તો બે પથરા ગોઠવીને અંદર ઘાસ અને કાગળિયાંના કકડા મૂકીને તેના પર 'ડાલડા'નું જૂનું ડબલું ગરમ કરવા માટે ફૂંક મારી મારીને ધુમાડાને વધુ ગોટવતી દેખાઈ અને મને શ્રીમતી યાદ આવી. મેં મોટર ઊભી રાખી. હું એની પાસે ગયો. મેં 'શ્રીમતી' કહીને એને બૂમ પાડી. પણ જાણે હું બીજી જ કોઈ ભાષા બોલતો હોઉં તેમ મારી સામે પણ જોયા વગર એ તો ખડખડાટ હસી પડી. અને જોરથી ધુમાડામાં મોં ઘાલીને ફૂંકવા લાગી. ડાલડાનું અડધું કાળું બની ગયેલું ડબલું પથરા પરથી ઊંધું વળીને ગબડી પડ્યું ત્યારે અંદરથી ઢોળાઈ ગયેલું ચા જેવા રંગનું પાણી એના પગ પર ઢોળાયું તો ય એ ન ખસી કે ન હલી. એટલી જ ધીરજથી એ ડબલું એણે ફરીથી એ પથરા ઉપર ગોઠવ્યું. નીચે થોડું વધુ ઘાંસ નાખ્યું અને દીવાસળીની પેટી કાઢીને બંધ થયેલા ધુમાડાને ફરી ચાલુ કરવા ઘાંસને સળગાવ્યું.

એના આ ગાંડપણ પાસે મારું કંઈ ચાલ્યું નહિ. એક એ શંકા પણ આવી ગઈ કે કદાચ આ શ્રીમતી ન પણ હોય. પણ એ શંકા તો સાવ વજુદ વગરની હતી. બીજે દિવસે મેં ગાંડાની ઇસ્પિતાલમાં એને મોકલવા માટે ગોઠવણ કરાવી ત્યારેય એ ખડખડાટ હસતી હસતી જ ઇસ્પિતાલમાં ગયેલી.

હજુ એનું અસ્થિર મગજ એવું જ અસ્થિર છે. ઇસ્પિતાલમાં છત ઉપર ચકલાંનો માળો જુએ કે ક્યાંક પડેલાં કાગળિયાં જુએ કે તરત એ લાવીને એ સળગાવવાના ચાળા કરે. ન સળગે તો ય ફૂંક





ભાઈલાલભાઈ પટેલ

# ઝૂલતા મિનારા

વિદ્યાનગરના સર્જક તરીકે જાણીતા થયેલા શ્રી ભાઈલાલભાઈ કુશળ સ્થપતિ તરીકે પણ ખૂબ જાણીતા છે. ઝૂલતા મિનારા વિષેનું કેટલાયનું અજ્ઞાન આ લેખ વાંચવાથી દૂર તો થાય છે જ, ઉપરાંત એનો આખો ઇતિહાસ, 'ટેકનીક' અને માર્ગદર્શન પણ અનેકને ઉપયોગી થઇ પડે તેવું છે......

અમદાવાદમાં આ એક ચીજ એવી છે કે જે બીજે સ્થળે જોવા મળી શકે એમ નથી. જો એની સારી રીતે જાહેરાત કરવામાં આવે તો દુનિયાભરના મુસાફરો આ મિનારા જોવા માટે અમદાવાદમાં ઊતરી પડે, અને અમદાવાદની કીર્તિ દિગન્તમાં ફેલાય.

સામાન્ય રીતે અમદાવાદમાં એવો ખ્યાલ છે કે ફક્ત ગોમતીપુરની મસીદનો જ મિનારો ઝૂલે છે. આ સ્થળે બે મિનારા હતા, તેમાંનો એક ઓગણીસમી સદીમાં થયેલા ધરતીકંપ વખતે પડી ગયેલો છે એમ કહેવાય છે, જ્યારે બીજો મિનારો સારી સ્થિતિમાં છે અને જે શોખીનો મિનારા ઉપર ચઢે છે તેઓ તેને ધક્કો મારી હલાવવાનો આનંદ ભોગવી શકે છે.

પણ અમદાવાદના ઘણા માણસોને ખબર નથી કે માધવબાગની પાણીની ટાંકી સમે જે મસીદ આવેલી છે તેના બંને મિનારા ઝૂલતા મિનારા છે. એટલું જ નહિ પણ એક મિનારાને જો કોઈ હલાવે તો બીજો મિનારો આપોઆપ હાલે છે. આ મિનારો હલાવવા માટે એક માણસની તાકાત બસ છે. પણ જો ત્રણેક જુવાનો એકી સાથે હલાવવા મંડી પડે તો મિનારો લગભગ છ ઇંચ સુધી હલાવી શકાય છે. આ જ વખતે બીજા મિનારા ઉપર બેઠેલા માણસો સીડીના માથા ઉપર અગર તો પાસેના ઝરૂખામાં બેઠા બેઠા ઝૂલવાનો આનંદ માણી શકે છે અગર તો આ મિનારો તૂટી પડશે અને આપણે મરી જઇશું એવો ફફડાટ પણ ભોગવી શકે છે.

આ મિનારાઓની જગતની જનતાને જાહેરાત કરતાં પહેલાં અમદાવાદની નગરપાલિકાનું ધ્યાન એક બાબત તરફ ખાસ દોરવા જેવું છે. મસીદના પ્રવેશદ્વાર તરફ જવાના રસ્તાની ડાબી બાજુએ ફૂટપાથ ઉપર નગરપાલિકાએ દુકાનો બાંધવાની પરવાનગી આપેલી જણાય છે. નગરપાલિકાને આ દુકાનોનું ભાડું કદાચ મળતું હશે, અગર તો નિર્વાસિતોએ વગર પરવાનગીએ ઊભી કરી હશે. ગમે તે કારણ હશે પણ આ દુકાનોનો દેખાવ એ અમદાવાદનું ગંદામાં ગંદું દૃશ્ય છે. પરદેશીઓ દુનિયાની આ અજોડ ચીજ જોવા આવે તે પહેલાં આ સ્થળને સુંદર બનાવવું એ બહુ જ જરૂરી છે.

આ બંને મિનારા એકલા અમદાવાદના નહીં પણ સમગ્ર હિંદના ગૌરવરૂપ છે. દુનિયાને આની જો ખબર પડે તો દુનિયાની અજાયબીઓમાં આની ગણના થાય એમ છે. કારણ બીજે સ્થળે આવી ચીજ બનાવવાનું શક્ય નથી. આવા સ્થળના પ્રવેશદ્વાર આગળ ગંદકી હોય, ભીખારીઓ અને ફકીરોના અડ્ડા જામેલા હોય અને એ ચીજો પરદેશીઓ આવીને જુવે તો તે અમદાવાદ શહેર માટે અને તેની નગરપાલિકા માટે નામોશીભરેલું છે.

હવે મિનારાઓ શી રીતે ઝૂલે છે તેનો આપણે વિચાર કરીએ. જેણે જેણે આબાની મુસાફરી કરી હશે તેણે આબાના બજારમાં લાલ પથ્થરના બાર પંદર ઇંચ પહોળા અને એકાદ ઇંચ જાડા ટુકડાઓ વેચાતા મળતા જોયા હશે. આ ટુકડાઓને આપણે જો હલાવીએ તો તે રબ્બરની માફક હાલે છે અને હલાવવાનું

---

ખાધી જ કરે. અને એમાંથી નીકળતો ધુમાડો જાણે એને આનંદ આપતો હોય તેમ ખડખડાટ હસ્યા કરે. જીવનની આખી ફિલસૂફી એ ધુમાડો જ એને જાણે ન કહી રહ્યો હોય! — ધુમાડો એ જ એનું જીવન સર્વસ્વ હોય એટલા હર્ષથી ધુમાડા સાથે એ તદ્રુપ બની જતી.

★



બંધ કરીએ ત્યારે અસલ હતા તેમ સીધા થઈ જાય છે. કુદરતી આ એક કરામત છે. એમાં માણસની અક્કલે બીલકુલ કામ કર્યું નથી. આ જાતના પથ્થરને ઇંગ્રેજીમાં ફ્લેક્ષીબલ સેન્ડ-સ્ટોન કહે છે.

કુદરતમાં પથ્થરો બે રીતે બનેલા છે. એક રીતના પથ્થર જમીનના પેટાળમાંથી જે ધીકધીકતો રસ નીકળે છે તે રસ જમીન ઉપર ફેલાઈને ઠરે છે ત્યારે તે પથ્થર બને છે. આબુ, ઇડરપહાડો તથા પંચમહાલમાં જે ગ્રેનાઈટના (અડદીઆ) પથ્થરો મળે છે તે આ રીતે પૃથ્વીમાંથી નીકળેલા ગરમ રસ લાવા)માંથી બનેલા છે. આબુ ઉપરનું નખી તળાવ તે લાવા રસ નીકળવા માટે પૃથ્વીમાં પડેલું છિદ્ર હતું અને તે સ્થળ ઠંડું પડતાં તે તળાવ બનેલું છે. સૂરત જિલ્લા ભણીના ડાંગના અને મહારાષ્ટ્રના કાળા પથ્થરો પણ આ રીતે ગરમ રસમાંથી જ બનેલા છે. ટીંબાની કપચી અને મેટલ આ જાતના કાળા પથ્થરમાંથી બને છે. આ પથ્થર ટ્રેપના નામથી ઓળખાય છે. કુદરતી રીતે બનેલા આ પથ્થરો ઉપર હવા, પાણી અને વનસ્પતિમાંથી કુદરતી રીતે તૈયાર થયેલા તેજાબો ઘાસ અને ઝાડનાં મૂળ વગેરે પોતાનું કામ કર્યે જાય છે. આ કાળમીંઢ પથ્થરોમાંથી આ રીતે અમુક દ્રવ્યો કમી થાય છે. પથ્થરોમાં ફાટો પડે છે, શીલાઓ નીચે ગબડે છે તેના ભાગીને નાના ટુકડા થાય છે. એ ટુકડાઓ નદીઓમાં ઘસાતાં ઘસાતાં ગોટા બને છે. એના પણ ટુકડા થતાં એ ચોળીઆનું સ્વરૂપ ધારણ કરે છે અને તેમાંથી ફાયરીયા રેતી થાય છે. આગળ જતાં તે બારીક રેતી બને છે અને છેવટે અતિ બારીક બની તેનું રૂપાન્તર માટીમાં પણ થાય છે.

આ રીતે દર સાલ રેતીનાં પડ નીચાણવાળી જગ્યાએ ચઢે જાય છે અને કાળે કરીને પેટાળના દબાણને લીધે પૃથ્વીનાં પડ જ્યારે વળ ખાય છે ત્યારે અતિશય દબાણને લીધે આ રેતીનાં પડનો પથ્થર બની જાય છે. આ રીતે રેતીમાંથી થયેલા પથ્થરને રેતવો પથ્થર કહે છે.

ગ્રેનાઈટ (અડદીઆ) પથ્થરમાં મુખ્યત્વે ત્રણ ચીજો હોય છે. ચકમક, ફેલસ્પાર અને અબરખ. કોઈ કોઈ ગ્રેનાઈટ પથ્થરમાં હોર્નબ્લેન્ડ નામનું ચોથું તત્વ હોય છે. આ હોર્નબ્લેન્ડનો રંગ કાળો હોય છે અને તેના કણ અડદના દાણા જેવા હોય છે. ગોધરા આગળનો પથ્થર આ જાતનો છે. આને લીધે જ આ ગ્રેનાઈટ પથ્થરનું નામ અડદીયો પથ્થર પડેલું છે. ઉપર જણાવેલાં કારણોથી જ્યારે આ અડદીઓ પથ્થર ખવાય છે ત્યારે સૌથી પ્રથમ ફેલસ્પાર અને અબરખ છૂટાં પડે છે અને તેમાંથી માટી બને છે. જ્યાં ફેલસ્પાર બહુ મોટા પ્રમાણમાં હોય છે ત્યાં તેમાંથી બનેલી માટીને આપણે ચીનાઈ માટી તરીકે ઓળખીએ છીએ. ચા પીવાના પ્યાલા, રકાબીઓ, બરણીઓ, ટાઇલ્સ આ માટીમાંથી થાય છે. ચકમક ફેલસ્પાર કરતાં સખત હોવાને લીધે તે જલદી ખવાતો કે ઘસાતો નથી જેથી ફેલસ્પાર કે અબરખ જ્યારે ધોવાઈ જાય છે ત્યારે ગોટા કે રેતીના રૂપમાં ચકમક પાછળ રહે છે. શુદ્ધ ચકમકની રેતી કાચ બનાવવા માટેનું એક ઉત્તમ કાચું દ્રવ્ય છે.

આ રીતે ચકમકની રેતીનાં પડ ઉપર પડ ચઢે છે અને તેનો રેતવો પથ્થર બને છે. આ રેતીના પડમાં કોઈ વખત ચૂનાનું મિશ્રણ થાય છે. જો ચૂનો ઓછો હોય તો તે રેતીના કણને સાંધવાનું કામ કરે છે. અને કોઈ વખત બહુ ચૂનો આવી જાય તો તે રેતીના કણમિશ્રિત ચૂનાનો પથ્થર બની જાય છે. પોરબંદરી પથ્થર આ જાતનો છે. કોઈ કોઈ વખત આ રેતીના પથ્થરમાં પ્રાણવાયુમિશ્રિત લોખંડના કણ આવી જાય છે. પ્રાણવાયુના હિસાબે આ લોખંડનો રંગ લાલ અગર પીળો થાય છે. આગ્રા કે જોધપુરનો લાલ પથ્થર આ રીતે બનેલો રેતવો પથ્થર છે.

આ રીતે બનેલા રેતવા પથ્થરમાં કોઈ કોઈ વખત ફેલસ્પારના કણ રહી જાય છે અને પથ્થર બન્યા પછીથી આ ફેલસ્પારના કણ ધીરે ધીરે ઓગળીને ધોવાય છે. જેથી પથ્થરની અંદર આંખે ના દેખાય એવાં બારીક છિદ્રો તૈયાર થાય છે. આ કારણથી આવા પથ્થરની બારીક ચીપો જો આપણે હલાવીએ

તો હાલે છે. અંદર રહેલાં છિદ્રોને લીધે રેતીના કણોને આઘા પાછા થવાની જગા મળી રહે છે. પણ આ કણો ચુનાથી જોડાયેલાં હોવાથી અને પથ્થર થતી વખતે પૃથ્વીના થયેલા દબાણને લીધે દબાયલા હોવાથી સાધારણ હીલચાલમાં છૂટા પડી જતા નથી. આ રીતે એમાં એક પ્રકારની સ્થિતિસ્થાપકતા આવેલી છે. પણ જો ધરતીકંપના જેવો ભયંકર આંચકો લાગે તો જેમ ગોમતીપુરનો મિનારો તૂટી પડયો તેમ આ પથ્થરની ચીપો પણ વધારે હલાવવાથી તૂટે એમ છે.

વાચક હવે સમજ્યા હશે કે આગ્રાની પથ્થરની ચીપો શાથી હાલે છે આપણા ગુજરાતમાં પણ ઇડરની ગિરિમાળાઓ ગ્રેનાઈટ પથ્થરની બનેલી છે. લાખો વર્ષો પૂર્વે એમાંથી છૂટી પડેલી રેતીનો હિંમતનગરનો રેતવો પથ્થર બનેલો છે. આ પથ્થરની અંદરનાં છિદ્રો આગ્રાના પથ્થર જેટલાં વધારે નથી પણ એથી ઓછાં છિદ્રો તો એ પથ્થરમાં છે જ. એની અંદર રહેલા ફેલ્સપારના કણ ધોવાઈ ગયા છે. અમદાવાદની મસીદના મિનારાઓ આ પથ્થરના બનેલા છે. મિનારાઓની ઉંચાઈ લગભગ સાઠેક ફૂટ જેટલી હશે એક એક કણ સહેજ સહેજ હાલતો જાય તો તો તે પચાસ સાઠ ફૂટની ઉંચાઈએ તમને ડર લાગે તેટલો હાલતો થઈ જાય છે

અહમદશાહ બાદશાહે અમદાવાદ વસાવ્યા પછીથી ઇડર ઉપર કાબુ રાખવા માટે અહમદનગર શહેર વસાવ્યું હતું અને ત્યાં લશ્કરી થાણું ગોઠવ્યું. આ રીતે અહમદનગરથી અમદાવાદ સુધીનો રસ્તો સલામત થવાથી હિંમતનગરનો પથ્થર અમદાવાદમાં સહેલાઈથી આવી શક્યો અને અમદાવાદની મસ્જીદો માટે જોઈતો માલ મળી ગયો. મિનારાઓનું બાંધકામ ભુંગળી જેવું થયું, ઉંચાઈના હિસાબે જાડાઈ ઘણી પાતળી થઈ એટલે આગ્રામાં મળતી પથ્થરની પટ્ટીની પેઠે આ એક પથ્થર ની ભુંગળી બની અને એક જ માણસના ધક્કાથી તે હાલી શકે છે. કારણ ધક્કો-ભુંગળીને વાગે છે જેથી તેને સાઠ ફૂટનું ઉચ્ચાલન મળે છે મિનારાના તળીએ એને ગમે તેટલા ધક્કા મારશો તોપણ નહિ હાલે.

હવે એક મિનારો હાલવાથી બીજો મિનારો શી રીતે હાલે છે તેનું રહસ્ય તપાસીએ. બંને મિનારાઓ વચ્ચે આ જ પથ્થરની કમાન બનાવેલી છે. અને એ કમાનથી બંને મિનારાઓ જોડાયેલા છે. જેથી એક મિનારો જ્યારે ટોચ ઉપરથી હલાવવામાં આવે છે ત્યારે તેની ધ્રુજારી નીચે જાય છે. આ ધ્રુજારી કમાનના પથ્થરો મારફત બીજા મિનારાને પહોંચે છે અને તે ધ્રુજારી મિનારાની ટોચ ઉપર અસર પડેલા મિનારા ઉપર મારેલા ધક્કા જેટલી અનુભવાય છે.

આ હલતા મિનારામાં શીલ્પીની કોઈ કુશળતા નથી પણ એ તો કુદરતની કરામત છે.

*

વિજયશંકર કામદાર

## વેરણુ પ્રીત

વિજોગની વેરણ ચક્કીનાં પડે.
પિસાઈ નિત્યે સ્મૃતિશેષ થાવું
છતાંય કાં વેરણ પ્રીત જોડે
રમી રહે માનવસૃષ્ટિ કાલથી?

★

શેખાદમ આબુવાલા

## તરંગી પ્રેમ

કદી હારીને જીતે છે, કદી જીતીને હારે છે,
કદી તારાથી બીવે છે, કદી સૂરજને ડારે છે,
કદી હિંમતનો બની શત્રુ બને છે મિત્ર અશ્રુનો
તરંગી પ્રેમ આ મારો સ્વરૂપો-કૈંક ધારે છે!

★



નાથાલાલ દવે

# બેલુડ મઠ

આ પ્રવાસ-લેખમાળાના લેખાંકો વાચકો માટે વધુ ને વધુ આકર્ષણ બનવા પામ્યા છે એ લેખક માટે ગૌરવની વાત ગણાય. આ બધાં પ્રવાસોનું પુસ્તક 'અજંતાથી આસામ' પ્રગટ થશે ત્યારે એટલું જ જાણીતું થશે. સ્વામી વિવેકાનંદની સાધનાભૂમિનો આ લેખ છે......

રામકૃષ્ણદેવ અને સ્વામી વિવેકાનંદનું પ્રથમ મિલન, જગત એ ભૂલી શકે તેમ નથી. તેજસ્વી પ્રશાંત બુદ્ધિમાન એવા તરુણ નરેન્દ્રની સામે રામકૃષ્ણદેવે વાત્સલ્યભરી દૃષ્ટિ માંડી અને કહ્યું: 'આવ બેટા! કેટલાય દિવસથી હું તારી રાહ જોઉં છું.'

નરેન્દ્રે પૂછ્યું: 'આપે ઈશ્વરને જોયા છે?'

રામકૃષ્ણદેવે જવાબ આપ્યો: 'હા, જેમ તું મને જુએ છે તેમ, મારી આંખોની સામે જ.'

નરેન્દ્રે સમાધિનો પ્રથમ અનુભવ કર્યો. રામકૃષ્ણદેવના એ શિષ્ય બન્યા. વિવેકાનંદ નામ ધારણ કર્યું. પોતાના ગુરુ વિષે વિવેકાનંદ કહે છે: 'ઋષિ મુનિઓએ હજારો વર્ષમાં જે મનનચિંતન કર્યું હતુ તે રામકૃષ્ણદેવ એક ભવમાં જીવી ગયા.'

રામકૃષ્ણના પિતાનું નામ ખુદીરામ ચટ્ટોપાધ્યાય. બંગાળના હુગલી જિલ્લામાં કામારપુકુર નામનું તેમનું ગામ. માતાનું નામ ચંદ્રમણિદેવી. ઈ. સ. ૧૮૩૬ના ફેબ્રુઆરીની ૧૮મીના દિવસે એ પવિત્ર બ્રાહ્મણની પર્ણકુટિ પુત્રજન્મના શુભ શંખનાદથી ગાજી ઊઠી. નામ પાડ્યું ગદાધર. મોટા ભાઈ રામકુમાર કલકત્તામાં સંસ્કૃત પાઠશાળા ચલાવતા હતા. રામકૃષ્ણ અભ્યાસમાં ધ્યાન આપતા ન હતા. તે જોઈ મોટા ભાઈ ઠપકો આપવા ગયા. રામકૃષ્ણ કહે, 'ભાઈ! સીધું સામાન બાંધી લાવવાની વિદ્યા મારે શીખવી નથી.'

ઈ. સ. ૧૮૫૫માં રાણી રાસમણિએ કલકત્તાથી બે ગાઉ દૂર દક્ષિણેશ્વરનું કાલીમંદિર બંધાવ્યું. રામકૃષ્ણે ઘણી સમજાવટને અંતે મંદિરનું પૂજારીપદ સ્વીકાર્યું. માતાની પૂજા કરતા કરતા તે સાક્ષાત્કાર પદ સુધી પહોંચી ગયા. હિંદુધર્મના જુદાજુદા સંપ્રદાયો પ્રમાણે રામકૃષ્ણે સાધના કરી. સંન્યાસી તોતાપુરી કાલીમંદિરે આવ્યા. તેમણે નિર્વિકલ્પ સમાધિથી સાક્ષાત્કાર કર્યો હતો. રામકૃષ્ણનું મુખ જોતાં જ તેમને થયું કે વેદાંતના આ ઉત્તમ અધિકારી છે. તોતાપુરીએ પૂછ્યું, 'તમે વેદાન્તની સાધના કરશો?' પરમહંસદેવે હા કહી અને સંન્યાસની દીક્ષા લીધી. ગુરુએ વેદાન્તની વાત શરૂ કરી ત્યાં તો શ્રીરામકૃષ્ણ નિર્વિકલ્પ સમાધિમાં નિમગ્ન થઈ ગયા. ગુરુએ જે સિદ્ધિ ચાળીશ વરસે મેળવી હતી તે રામકૃષ્ણદેવને પ્રથમ દિવસે જ પ્રાપ્ત થઈ તોતાપુરીજીને કશું ઉપદેશ આપવાપણું રહ્યું નહિ.

એકવાર સ્વામી વિવેકાનંદે તેમની પથારી નીચે એક રૂપિયો મૂક્યો હતો. શ્રીરામકૃષ્ણને તે રાતે ઊંઘ ન આવી. બધો વખત બેચેના રહી. ધન પ્રતિ તેમનું મન એટલું વિમુખ બની ગયું હતું.

સ્વામી વિવેકાનંદ, બ્રહ્માનંદ, પ્રેમાનંદ, તુરીયાનંદ, શિવાનંદ, શારદાનંદ, અખંડાનંદ, વિજ્ઞાનાનંદ, મહેન્દ્રનાથ વગેરે શિષ્યો તેમની પાસેથી તૈયાર થયા અને ભારતમાં જુદેજુદે સ્થળે બહુજનહિતાય બહુજનસુખાય વિવિધ સેવાનાં કામોમાં રોકાયા.

દક્ષિણેશ્વરમાં યાત્રીઓ વધતા જ ચાલ્યા. શ્રીરામકૃષ્ણદેવનું કથામૃત લોકોને આકર્ષવા લાગ્યું. રામકૃષ્ણદેવ બીમાર પડ્યા. વેદના વધતી ચાલી, શશધર નામના પંડિતે તેમને પૂછ્યું: 'આપણા યોગશાસ્ત્રમાં કહ્યું છે કે મહાપુરુષો તો માત્ર ઇચ્છાશક્તિથી શારીરિક વ્યાધિનો અંત આણી શકે. તો આપ તેમ શા માટે કરતા નથી?'

શ્રી રામકૃષ્ણે હસીને કહ્યું: 'મોટા પંડિત થઈને કેમ આવી વાત કરો છો? આ મન તો સચ્ચિદાનંદને અર્પણ થઈ ચૂક્યું છે. તેને ત્યાંથી પાછું આ નશ્વર દેહ તરફ વાળું એ કેમ બને?'

મહાસમાધિ લેવાને ચાર દિવસ બાકી હતા. સ્વામી





વિવેકાનંદને તેમણે પાસે બોલાવ્યા. 'બેસો બેટા! ધ્યાન ધરો.' વિવેકાનંદ સમાધિસ્થ થયા. વીજળીના જેવી સૂક્ષ્મ શક્તિ તેમના શરીરમાં પ્રવેશી રહી. તેમનું બાહ્યજ્ઞાન લુપ્ત થયું. સમાધિમાંથી વિવેકાનંદ જાગ્યા ત્યારે પરમહંસદેવની આંખોમાંથી આંસુની ધારા ચાલી રહી હતી. 'બેટા! આજે મે તને સર્વસ્વ આપી દીધુ આજે હું ખરેખર ફકીર બન્યો છું શક્તિદ્વારા તું જગતનું કલ્યાણ કરજે અને પછી સ્વગૃહે પાછો આવજે.'

ઈ. સ. ૧૮૮૬ના ઑગસ્ટની ૧૫મીના દિવસે શ્રી રામકૃષ્ણદેવની જીવનલીલા સમાપ્ત થઈ. શ્રી. મન્મથ-નાથ ગુપ્તે તેમના વચનામૃતનો મોટો સંગ્રહ સંપાદિત કર્યો છે. શ્રી ચક્રવર્તી રાજગોપાલાચારીએ પણ એમાંની ઉત્તમ વિચારકણિકાઓ વીણીને પુસ્તક તૈયાર કર્યું છે. થોડા જ સમય પહેલાં તેનું ગુજરાતી ભાષાંતર થયું. ફ્રાન્સના મશહૂર લેખક રોમેરોલાંએ સ્વામી રામકૃષ્ણનું જીવનચરિત્ર લખ્યું છે. આમ આ સંતની સાધનાના દૂર દૂર સુધી પડઘા પડ્યા છે.

'કોણ, કોણ મારા ભારતનો સાદ સાંભળશે?' વિવેકાનંદની વીર વાણી કાશ્મીરથી કન્યાકુમારી સુધી ગાજી રહી.

'બધા ધર્મોનો હું સ્વીકાર કરું છું. બધાની સાથે હું ઇશ્વરને ભજું છું. હું મુસલમાનોની મસ્જિદમાં જઈશ, હું ખ્રિસ્તીના દેવળમાં જઈશ અને વધસ્થંભ પરની ઈશુખ્રિસ્તની મૂર્તિને હું નમીશ. હું બૌદ્ધોના ચૈત્યોમાં જઈશ અને બુદ્ધનું શરણુ લઈશ હું હિન્દુની સાથે અરણ્યમાં જઈશ અને જે જ્યોતિ દરેકના હૃદયમાં પ્રકાશિત છે તેનું ધ્યાન ધરીશ'

આ દેશમાં શિક્ષણની કેટલી જરૂર છે તે વિવેકાનંદ સમજતા હતા.

'હું બ્રહ્મજ્ઞાની, તત્ત્વવેત્તા કે સંત મહાત્મા નથી. પણ હું ગરીબ છું. ગરીબને ચાહું છું. કંગાલિયત અને અજ્ઞાનમાં સબડતા મારા કરોડો- દેશબાંધવો, તેમને જે ચાહે છે તેને હું મહાત્મા ગણું છું. તેમને પ્રકાશ કે કેળવણી શોધ્યાં જડતાં નથી. તેમને દીપક કોણ ધરશે? ઘેર ઘેર જઈ પ્રકાશ કોણ પહોંચાડશે?'

'તમારું ચારિત્ર્ય ઘડો. તમારા સ્વપ્રકાશ, નિરંજન, દેદીપ્યમાન સત્ય સ્વરૂપનો આવિર્ભાવ કરો. જેને જેને તમે મળો તેનામાં તે સ્વરૂપનું દર્શન કરો.'

અને શિક્ષકોને તેમણે કહ્યું: 'ઝાડના રોપને ઊગવામાં તમે જેટલી મદદ કરી શકો તેથી વધારે બાળકને કરી શકો નહિ. જમીન પોચી કરો, આસપાસ વાડ કરો, સંભાળ રાખો. ઊગતા બીજને માટે જરૂરી હવા, માટી અને પાણી પૂરાં પાડો, પણ છોડ પોતાનો વિકાસ તો જાતે જ કરશે. જેની તેને જરૂર છે તે લઈ લેશે. માણસ પર જે આવરણ છે તેને ખસેડવાની ક્રિયા તે શિક્ષણ છે. ચકમકમાં જેમ અગ્નિ તેમ માનવમનમાં જ્ઞાન રહેલું છે. તેને જાગૃત કરવાની જરૂર છે. દરેક બાળકને પરમાત્માસ્વરૂપ સમજો. શિક્ષક થવાનું જો સદ્ભાગ્ય તમને પ્રાપ્ત થયું હોય તો ઇશ્વરનાં બાળકોની સેવા કરો.'

યુવકોને તે અભયના મંત્રો શીખવતા: 'વિશાળ થવાની કોશિશ કરો. ગતિ અને વૃદ્ધિ એ જ જીવનની નિશાની છે. બલિષ્ઠ બનો. ધર્મ તો પછીથી આવશે. ગીતાના અભ્યાસ કરતાં ફૂટબોલની રમતથી તમે ઇશ્વરની વધારે નજીક જઈ શકશો. નિર્માલ્યો માટે આ દુનિયા નથી. નાસવાનો પ્રયત્ન ના કરશો. જય કે પરાજયની આકાંક્ષા ન રાખો. પરિણામની ફિકર કર્યા વગર સત્યનું અનુકરણ કરો'

'આપણો ધર્મ આજે રસોડામાં ભરાઈ બેઠો છે. 'હું પવિત્ર છું, મને અડશો મા' બસ, એ આપણો ધ્યાનમંત્ર છે. તમને જે નબળા બનાવે, તમારી બુદ્ધિને સંકુચિત બનાવે, તમારી શક્તિને ક્ષીણ બનાવે તે સત્ય ન હોય. જેમાં જીવન નથી એ સત્ય નથી. સત્ય બળ આપે. સત્ય એટલે પવિત્રતા સત્ય એટલે જ્ઞાન. ઉપનિષદોનો અભ્યાસ કરો. વેદાંત શીખો. મહાન સત્યો સરળ હોય છે તેમાં આડંબર નથી હોતો.'

'માનવની સેવા એ જ પરમ ધર્મ છે, માનવમાં



પ્રભુના દર્શન કરવાં એ જ દિવ્ય દૃષ્ટિ છે. મનુષ્યથી પર એવું કોઈ સત્ય નથી.'

આ વીર સંન્યાસીનો ઈ. સ. ૧૮૬૩ના જાન્યુઆરીની ૧૨મી તારીખે જન્મ થયો હતો. પિતા વિશ્વનાથ દત્ત કલકત્તા હાઈકોર્ટમાં વકીલ હતા. માતાનું નામ ભુવનેશ્વરીદેવી. નામ નરેન્દ્ર પાડ્યું. ઈ. સ. ૧૮૭૯માં નરેન્દ્રે મૅટ્રિકની પરીક્ષા પસાર કરી. બી. એ. થયા, પણ રામકૃષ્ણદેવની મુલાકાત પછી કાયદાનો અભ્યાસ કરવામાં મન્ ચોંટ્યું નહિ. એકાંત અને ધર્મધ્યાનમાં દિવસો વીતાવવા લાગ્યા. અને અંતે સંન્યાસ ધારણ કર્યો.

વિવેકાનંદના વિરલ વ્યક્તિત્વે દેશભરનું ધ્યાન ખેંચ્યું. તેમની ગંભીર તેજસ્વી મુખમુદ્રા અને વિશાળ આંખોનો અનેરો પ્રભાવ પડતો. મધુર કંઠ હતો. અંગ્રેજી તથા બંગાળી ભાષા પરનું તેમનું પ્રભુત્વ અદ્ભુત હતું. તેમણે કાશી, ગૂજરાત, સૌરાષ્ટ્ર, દક્ષિણ ભારત, રામેશ્વરનો પ્રવાસ કર્યો.

સૌરાષ્ટ્રમાં તેમણે લીંબડી, ભાવનગર, જૂનાગઢ, શિહોર, પાલીતાણા, પોરબંદર, પાટણ, સોમનાથ વગેરે સ્થળોની મુલાકાત લીધી હતી. ૧૮૯૩માં તેઓ અમેરિકા ગયા અને શિકાગો ધર્મપરિષદમાં વ્યાખ્યાન આપ્યું ત્યારે તેમની ઉંમર ત્રીશ જ વર્ષની હતી. તેમણે જર્મની, સ્વિટ્ઝરલૅન્ડ વગેરે દેશોના પણ પ્રવાસ કર્યા. ઇંગ્લંડમાં ઑક્સફર્ડમાં આ. મેક્ષમુલર સાથેની તેમની મુલાકાત સુવિદિત છે.

કલકત્તા પાસે તેમણે બેલુડ મઠની સ્થાપના કરી. હિમાલયમાં આલમોડામાં માયાવતી આશ્રમ સ્થાપ્યો. 'પ્રબુદ્ધ ભારત' જેવા માસિકનું પ્રકાશન શરૂ કર્યું. ઈ. સ. ૧૯૦૨ ની ૮મી જુલાઈના રોજ ૩૯ વર્ષની વયે તેમની જીવનલીલા સમાપ્ત થઈ. 'ડિસ્કવરી ઑફ ઇન્ડિયા' માં પં. જવાહરલાલજી નોંધે છે તેમ 'આ મહાપ્રાણ સંન્યાસીની પ્રેરક વાણીના હિમાલયથી કન્યાકુમારી સુધી પડઘા પડ્યા અને હજારો નવયુવકોને તેમાંથી રાષ્ટ્રધર્મની દીક્ષા મળી.'

કલકત્તાની સાંકડી અને ચિત્રવિચિત્ર શેરીઓ વીંધીને અમે બેલુડ મઠ પહોંચ્યા. પણ એ સ્થળ એટલું સુંદર છે કે દરવાજામાં પગ મૂકતાં જ બીજી બધી વાત ભૂલાઈ ગઈ. વડલા, લીમડા અને આસોપાલવની ઘેરી ઘટાએ અમારું સ્વાગત કર્યું.

મંદિર ખરેખર ભવ્ય છે. ઉત્તુંગ પ્રવેશદ્વાર પર રાજહંસ કોતરેલ છે. લાલ પથ્થરની ભવ્ય સ્તંભમાળા છે. ખંડની રચના લોનાવલા પાસેની કાર્લાની ગુફાની યાદ આપે છે, પણ તેના કરતાં વધારે વિશાળ છે. મૃદંગ વાગે છે, મંજીરાં ગુંજે છે, મધુર લયથી કીર્તન ગવાય છે: 'આનંદ લોકે રૌદ્ર આલોકે, બિરાજે સત્યસુંદર.'

દર્શને આવેલાં સ્ત્રી-પુરુષો શાંતિથી બેઠાં છે. સહુ ધ્યાનમગ્ન છે. તેમનાં ભક્તિભીનાં નયનો રામકૃષ્ણદેવની મૂર્તિ પર સ્થિર થયાં છે. આરતી શરૂ થાય છે. હાથમાં શ્વેત કમલપુષ્પ લઈ ધીરે ધીરે એક સંન્યાસી આરતી કરે છે. શ્રી. રામકૃષ્ણદેવની કમલાસના મૂર્તિ સામે બિરાજે છે. કેવી શાંત, સૌમ્ય, પ્રસન્ન મુખમુદ્રા! જાણે હમણાં વાત કરશે. ભગવી ધોતી છે, ઉપર શાલ છે. કંઠમાં પારિજાતની પુષ્પમાળા છે.

ગાનના સૂરો અને મૃદંગના તાલના ગુંજનમાંથી ઘેરા પડઘા ઊઠે છે.

બહાર ગંગાનો વિશાળ પ્રવાહ ચાલ્યો જાય છે. ઉપર પૂર્ણિમાનો ચંદ્ર છે. દૂર કલકત્તાની દીપમાળા ઝળહળે છે. મંદિરના શિખર પર ચાંદની રેલાય છે. બધું કેવું, સ્વપ્ન જેવું લાગે છે!

વિભૂતિ મંદિરમાં સંન્યાસીઓનાં ચિત્રો જોયાં. શારદા માતાજી રહેતાં તે ખંડમાં રામકૃષ્ણદેવનું કમંડલ, પાદુકા વગેરેનાં દૂરથી દર્શન કર્યાં. પ્રકાશન વિભાગમાં પુસ્તકો જોયાં. આશ્રમનાં બાળકોએ બનાવેલી કલામય ચીજો જોઈ. બાગમાં ખીલેલાં ફૂલોની ચાંદનીમાં અનેરી-શોભા ખીલી હતી. એનું પાન કરતાં-કરતાં અમે સ્વામી વિવેકાનંદની સમાધિ પાસે ગયા.





શ્વેત આરસની બનાવેલી એમની ધ્યાનમગ્ન પ્રતિમા ત્યાં બિરાજે છે. દીપ બળે છે. ધૂપની સાત્ત્વિક સુગંધ પ્રસરે છે. પાછળ ગંગા ચાલી જાય છે. ભારે પવિત્ર વાતાવરણ છે.

એ યુગમૂર્તિ સંન્યાસીની પ્રતિમાને ભક્તિભાવથી વંદન કર્યાં.

ઠંડો પવન વાતો હતો. ગંગાનો રૂપેરી પ્રવાહ સુંદર લાગતો હતો હતો. એવી શાંત પવિત્ર જગ્યા છે કે ઊઠવાનું મન ન થાય. મંદિરમાંથી કીર્તનના મધુર સૂરો આવતા હતા કોઈ સંન્યાસી ભાવગંભીર સ્વરે ભજન ગાતા હતા.

સકલ કલુષતામસહર જય હો તવ જય!
મહા શાંતિ, મહા ક્ષેમ,
મહા પુણ્ય, મહા પ્રેમ,
અમૃતવારિ સિંચન કરો નિખિલ ભુવનમય! —સકલ૦
કરુણામય માગિ શરણ,
દુર્ગતિભય કરો હરણ,
દાઓ દુઃખબંધહરણ મુક્તિર પરિચય! —સકલ૦

*

પ્રો. સુરેશ હ. જોષી

# થંભો ઘડી

આ લંગડાનો દિન આજ ઊગ્યો,
કોણે અરે આ અતિ કારમો ક્રી કર્યો?
પૂર્વે ઉષાના નહિ હાસ્યછાંટણાં,
આ તો દિસે રક્તઝરંત છૂંદણાં!
ને સૂર્ય ક્યાં છે? પણ આ ઉઘાડો,
દાકો અરે, ના સહ્યું જાય આ તો!

ના પુષ્પ પુષ્પે ભ્રમરોનું ગૂંજન,
આ તો અરે છે અસહાય ક્રન્દન!
પુષ્પો તણી રે મરડાઈ ડોક,
વસન્તનો ઉદ્યમ સર્વ ફોક!

હવા તણો સ્પર્શ ન આજ શીતળો
રોગી શરીરે વીંટળેલ ધાબળો!

આ તે અરે શો જ્વરતાપ આકરો,
સુકાઈ જાશે નકી સાત સાગરો!

રહી રહીને સળકા ઊઠ્યા કરે,
ને પૃથ્વીની પાંસળીઓ ધ્રૂજ્યા કરે,
જો જો, તમારા ધબકાર નાડીના
એ તાલમાં તાલ પુરાવી દે ના.

ને આ જુઓ કાળતણી તમે દશા—
શાળોક્ષણોના ફુરચા ઊડ્યા શા!
કરોડ તૂટ્યા સરીસૃપ શો એ
જોઈ રહ્યો છે અતિ દીન દૃષ્ટિએ.

પ્રસારીને પાંખ પ્રચણ્ડ કો ગીધ
ટોચી રહ્યું અંગ મુમુર્ષુ કાળનાં,
ઊડી રહી માંસની પેશીઓ બધે;
એ સાન્ધ્ય શોભા? અહ શી વિડમ્બના!

ધીમે ધીમે દર્દની કાય વિસ્તરે,
આ વિશ્વ એને અતિ સાંકડું પડે,
જેને તમે કહો ગિરિશિખરો તે
એ દર્દની નીકળી ખૂંધ માત્ર!

આ ચન્દ્ર કે કામિની ગણ્ડપાણ્ડુ?
ભૂલી ગયો ભાન કવિ, તું ગાંડુ!
પાકી ઊઠ્યો સૂર્ય, પરૂ ભરાયું,
પીળો થયો ઘા, નહિ દીર્ઘ આયુ!

ગર્ભાશયે જે સહુ બાળ પોઢ્યાં
તેને રચી વજ્રદીવાલ રક્ષો;
પેસી જશે જો રજમાત્ર દર્દની
આખી થશે માનવજાત પાંગળી.

થભી જજો રે પ્રણયી તમેય
સંગોપજો પ્રેમ ઉરે ઊંડાણે;
જો દર્દની રહેજ જ આંચ લાગશે
તો પ્રેમની રાખ ન હાથ આવશે!

તનેય ભાઈ કવિ, હું કહું છું:
વાસી જ દે કણ્ઠતણાં કમાડ,
જો સૂર કોઈ છટકી ન જાય,
ને દર્દ સંગીત ન કોરી ખાય.

થંભો ઘડી, ના રહી વેળા ઝાઝી,
બધાઈ જાશે પળમાં જ ઠાડડી;
અરે, જુઓ તો, તમસાકિનારે
તરી રહ્યા અસ્થિ, શી વાર લાગે!

કાલે પ્રભાતે કુમળું તૃણાંકુર
તુષારના મૌક્તિકને ઝુલાવતું
ઊંચું કરી મસ્તક ગર્વભેર
ઊભું જુઓ સૂર્ય સમક્ષ જો તમે
તો તો પછી સંશય ના જ રાખજો,
જયધ્વજા એ ફરકી જ માનજો.

છોને પછી સૌ શિશુ ખોલી આંખ,
ઊડ્યા કરે બેસી પરીની પાંખ,
છોને છકેલાં પ્રણયી બધાય
આશ્લેષની માળ ગૂંથે સદાય.

ને તુંય ભાઈ કવિ, મિત્ર મારા,
છુન્દ કણ્ઠે જયગાન તારાં
એવાં ગજાવી મૂક, દેવ સ્વર્ગના
દોડે અધીરા ચરણે ધરાના.

થંભો ઘડી, ઘૂમતી પ્રેતછાયા,
રચો પછી સૌ રમણીય માયા.

★



પ્રો. બકુલ ત્રિપાઠી

# ભવિષ્યકથન

શ્રી બકુલ ત્રિપાઠીનું નામ આજે ગુજરાતમાં નિર્બંધિકાકાર—સફળ નિર્બંધિકાકાર તરીકે એટલું બધું જાણીતું થઈ ગયું છે કે આ લેખ સાથેનું તેમનું પ્રથમ પુસ્તક 'સચરાચરમાં' પ્રગટ થાય છે ત્યારે વાચકો પણ નિર્બંધિકા લખી બેસશે: 'આપણા બકુલભાઈનું આ પહેલું જ પુસ્તક હજુ પ્રગટ થયું છે?......'

'તમે મૂરખ છો!' મહેન્દ્રભાઈએ મને કહ્યું.

'એમ કે?'

'હા, અને તંત્રીશ્રી તમારાથી પણ મોટા...'

'ઉંમરમાં તો જાણે મોટા છે જ, પણ....' હું કહેવા જતો હતો ત્યાં એમણે પાછું ઉમેર્યું: 'ને વાચકો તો એનાથીયે મોટા મૂરખ છે!'

'એમ કે? એવું શાથી લાગ્યું?'

'તમે મૂરખ છો, કારણ કે તમે નિર્બંધિકા લખો છો, તંત્રીશ્રી મૂરખ છે કારણ કે એ છાપે છે, અને વાચકો મૂરખ છે કારણ કે એ વાંચે છે.'

'પણ નિર્બંધિકાએ આપના પૂજ્ય વડીલનું એવું તે શું ...'

'બગાડયું કંઈ નથી. હું એનો વિરોધ કરું છું કેમકે એ નિરુપયોગી છે.'

'નિરુપયોગી?'

'હાસ્તો. એ વાંચીને કોને ફાયદો થાય એમ છે? એમાંથી શીખવાનું શું મળે છે? જનતાને એનાથી લાભ શો થાય છે?'

માર્યા હાર! આ તો ભાઈ, આપણી કલ્પનામાં જ કોઈ વાર નહિ આવેલું. આ બધું લખવું એ ઠીક છે, પણ એનો ઉદ્દેશ શો? આવું આવું વાંચીને કોઈનો પગાર વધ્યો? કોઈએ ઈશ્વરભક્તિ શરૂ કરી? કોઈના બૂટ ડંખતા બંધ થયા? કોઈને મોક્ષ મળ્યો? કોઈની પત્નીએ છોકરાંને મારવાનું બંધ કર્યું? કોઈનો અપચો મટયો? કોઈનાં પાપ ધોવાયાં? કોઈનેય કંઈ કરતાં કંઈ ફાયદો થયો? તો પછી આ લખવું શા માટે? નિર્બંધિકા લખવી જ શા માટે?

હું જો કવિ હોત તો જુલ્ફાં ઉછાળીને કહેત: 'મેઘને કહો ગર્જના કરવાનું બંધ કરે, મોરને કહો ટહૂકવાનું બંધ કરે; ફૂલને કહો ખીલવાનું બંધ કરે; તારલાને કહો ચમકવાનું બંધ કરે; ને પછી મને કહેવા આવજો!'

પણ હું કવિ નથી, કવિ થાઉં એવો તાત્કાલિક સંભવ પણ નથી. એથી આવો જવાબ તો મારાથી ન અપાય; એટલે મારે તો એ સવાલ ચારે બાજુ નાચતો કૂદતો, ગાતો-ચૂરકતો, ડોળા કાઢતો, દાંત કચકચાવતો ઘૂમી રહ્યો: શા માટે? શા માટે? નિર્બંધિકા લખવી શા માટે? વાંચવી શા માટે? કોના ફાયદા માટે? કોના લાભ માટે? કોના કલ્યાણ માટે?

અને એનો જવાબ ન જડયો તે ન જ જડયો. હોય તો જડે ને? મને ખૂબ પશ્ચાત્તાપ થયો મેં આટલો વખત કેવી નિરર્થક પ્રવૃત્તિ કર્યા કરી? નિર્બંધિકા લખીને મેં કોનું કલ્યાણ કર્યું?

મારું હૃદય પશ્ચાત્તાપથી ભરાઈ ગયું, શોકથી ઊભરાઈ ગયું. મેં સંકલ્પ કર્યો કે હવેથી લખવું તો કોઈ ઉપયોગી જ લખવું. લખનારને ઉપયોગી નહીં હોય તો ચાલશે, છાપનારને ઉપયોગી નહિ હોય તો વાંધો નહિ, પણ મારા લખ્ખો-કરોડો વાચકોને તો ઉપયોગી થાય જ એવું લખાણ લખવું છે.

પણ એવું તે શું લખવું! બે-ત્રણ પાનાં ભરીને વિષ્ણુસહસ્રનામ લખી આપું તો એથી વાચકોનું કલ્યાણ થાય એ ખરું, પણ એ લોકો વાંચે તો ને? सत्यं वद, धर्मम् चरનો ઉપદેશ આપું તોયે કોઈ ન વાંચે.

પણ તો પછી સૌ વાંચે, સૌને ઉપયોગી હોય એવું લખવું શું?

હા, બે વસ્તુઓ છે ખરી. એમાં સૌને રસ છે. સૌ



વાચકો એને હોંશે હોંશે વાંચે છે ય ખરા, ને એથી સૌનું કલ્યાણ થતું હોવાનું પણ મનાય છે. એ બે અણમૂલા વિષયો તે વૈદક ને જ્યોતિષ!

વૈદક બાબતનું—આરોગ્ય અંગેનું તો ઘણું લખી શકાય. દાખલા તરીકે બે આનાનું એક એવાં રોજનાં સત્તર સંતરાં ખાવાથી દોઢ વર્ષમાં ચશ્માનો નંબર કેમ ઘટાડી શકાય એ કુદરતી ઉપચાર વિષે કંઇક લખું તો જનતાને ચોક્કસ ફાયદો થાય એમ મારું માનવું છે. સૌ હોંશે હોંશે વાંચશે એની પણ ખાતરી છે. હું વૈદરાજ ગણાઇશ એ વધારામાં.

આમ છતાંય નિર્ભિકાને બદલે વૈદકના લેખ નથી લખતો એનું કારણ એટલું જ કે હું અહિંસક છું; અને મારા જેવા માટે વૈદકના લેખ લખવામાં સીધી હિંસા ભલે ન હોય પણ આડકતરી રીતે તો ..

તો બીજું રહ્યું જ્યોતિષ. અઠવાડિક અથવા માસિક ભવિષ્ય કે વાર્ષિક વર્તારો લખું તો મારી તો કીર્તિ વધે જ, પણ એ છાપનાર માસિકનો ફેલાવોય પણ વધી જાય. એટલે આ ખ્યાલથી ઉત્સાહિત થઈને મે તંત્રીશ્રીને કહ્યું: 'આજથી નિર્ભિકા બંધ!'

'કેમ? થયું શું? સી. આઈ. ડી. વાળાએ કંઈ...'

'ના ભાઈ, ના, પણ નિર્ભિકા નિરુપયોગી છે એની મને ખાતરી થઈ ગઈ છે, એટલે હવે મારે લોકોને જે ઉપયોગી હોય અને જેમાં લોકોને રસ હોય એવું કંઈક લખવું છે.'

'શું લખશો?'

'અઠવાડિક રાશિવાર ભવિષ્ય કે માસિક ભવિષ્ય નિર્ભિકાને બદલે આપણે આપણા માસિકમાં રાશિવાર ભવિષ્ય આપવાનું રાખીએ તો માસિકનો ફેલાવો યે વધે ને જનતાનું કલ્યાણ પણ...'

તંત્રીશ્રીને વિચાર ગમ્યો હશે એટલે, કે કોણ જાણે, પણ મને કહે: 'તમને જ્યોતિષ આવડે છે?'

'એની શી જરૂર છે?' મેં કહ્યું, 'અઠવાડિક ભવિષ્ય લખવા માટે અભ્યાસ હોવો જોઈએ એવું વળી કોણે કહ્યું? હું બીજાં બધાં સાપ્તાહિકોમાં આવતું અઠવાડિક ભવિષ્ય વાંચુ છું, મારી રાશિનું જ નહિ, બધી જ રાશિનું ભવિષ્ય વાંચું છું એ મારી ઓછી લાયકાત છે? અને એને તમે પૂરતી લાયકાત ન ગણો તો ય શું? એમ જો દરેક કામમાં દરેક જણ પોતાની લાયકાત જોવા બેસે, તો તો મહેરબાન, આપણા આ દેશમાં કોઈથી કશું થાય જ નહિ, નેતાઓથી ભાષણ કરાય નહિ, કેટલાક વડીલોથી શિખામણો અપાય નહિ, ડૉકટરોથી દરદીઓની દવા કરાય નહિ અને ટૂંકમાં એવી લાયકાત બાયકાતનો વિચાર કરવા બેસીએ તો આપણી સમાજવ્યવસ્થા જ કડડભૂસ કરતી ભાંગી પડે. એટલે મારે રાશિવાર ભવિષ્ય લખવા માટે લાયકાતનો પ્રશ્ન રહેતો જ નથી.'

'પણ તો ય......'

'ઠીક, ચાલો, કોઈ જાણકાર પાસેથી શીખી આવું તો?'

'તો મને વાંધો નથી.'

એટલે હું એક સાપ્તાહિકમાં અઠવાડિક ભવિષ્ય લખનાર જ્યોતિર્વિદ પાસે ગયો. કલેકટરની ઑફિસમાં મારે ઓળખાણ છે. એ ઓળખાણની મદદથી એ જ્યોતિષીને બંગલો બાંધવા માટે સિમેન્ટની પરમિટ કઢાવી આપવાનું મેં વચન આપ્યું ત્યારે એમણે મને રાશિવાર ભવિષ્ય લખતાં શીખવવાનું કબૂલ્યું.

'લિપ્ટનની ચાના બાર ખાલી ડબ્બા લઈ આવો!' એમણે પહેલી આજ્ઞા કરી. એમના નોકર પાસે અમે બજારમાંથી મંગાવ્યા.

'દરેક ઉપર ગુંદરની એક એક કાપલી ચોટાડો.' એમ કર્યું.

'હવે એ દરેક પર એક એક રાશિનું નામ લખો!'

'પણ ..પણ...'

'કેમ?' એમણે ભવાં ચડાવ્યાં.

'બાર રાશિ કઈ એ જ મને યાદ નથી. એટ

છે કે બળદ, માછલી, વીંછી, બિલાડી, વાંદરો, એવાં બધાનાં ચિત્રો આવે છે ખરાં...'

'નમઃ શિવાય! નમઃ શિવાય! વાઘ, બિલાડી, અને વાંદરાનાં ચિત્રો તો કોઈ દિવસ અઠવાડિક ભવિષ્યમાં આવતાં હશે?'

'ત્યારે બીજા કશાકનાં હશે; પણ બાર ચિત્રો આવે છે ખરાં.'

'એ બાર રાશિ કહેવાય. એનાં નામ વૃષભ, મેષ, કન્યા......' એમ કહીને એમણે બાર રાશિઓ ગણાવી. મેં બાર ડબ્બા પર એ નામ લખ્યાં.

'ઠીક. હવે?'

'કાગળની થોડીક કાપલીઓ બનાવો.'

મેં એય બનાવી.

'તમને લખતાં આવડે છે?' એમણે સવાલ પૂછ્યો.

'હાસ્તો; પણ હું નિબંધિકા તો નથી જ લખવાનો. એ વસ્તુ નિરુપયોગી છે, એથી કોઈનું કલ્યાણ નથી થતું, એથી...'

'આમાં લેખ નથી લખવાનાં; દરેક કાપલી પર છૂટાં છૂટાં વાક્યો લખવાનાં છે.'

'તો તો ઠીક: એ તો મને ગમે.'

'તો પહેલાં બાર કાપલી પર બાર સંબોધનો લખો: શ્રીમાન્, મહેરબાન, શેઠજી, ભાઈશ્રી વગેરે ......લખ્યાં?'

'હા.'

'હવે થોડાં અંગ્રેજી વાક્યો લખો. અઠવાડિક ભવિષ્યમાં હમેશાં અંગ્રેજી વાક્યો આવવાં જોઈએ. તો જ લાગે કે આપણે મોડર્ન છીએ.'

'મોડર્ન નહિ, પણ મોડર્ન...' મેં સુધાર્યું.

'ભલે તો મોડ્ર્ન; પણ ગમે તેમ થોડાં ઈંગ્લિશ સૂત્રો તો વાપરવાં જ, સમજ્યા? દા. ત. મહેરબાન, તમારી સાઈકલના આગળના વ્હીલમાંથી હમણાં તો હવા નીકળી ગઈ લાગે છે, 'પણ 'ઑનેસ્ટી ઈઝ ધ બેસ્ટ પૉલિસી,' એટલે ખોરાકમાં ધ્યાન રાખવું અથવા તો શ્રીમાન શેઠજી, આ અઠવાડિયું તમારે લોખંડને પાયે બેસે છે અને પેલું તો જાણો છો ને? 'ગોલ્ડ ઈઝ બેટર ધેન સિલ્વર', એટલે મિત્રોથી ચેતતા રહેવું. બસ આવાં થોડાં અંગ્રેજી સૂત્રોવાળી કાપલીઓ બનાવો.'

'ઠીક; બીજું શું કરવાનું?'

'પછી બીજી કાપલીઓ પર બીજાં થોડાં વાક્યો લખો: દુશ્મનોથી સંભાળવું, મિત્રોથી ચેતતા રહેવું, હરીફોનું ધ્યાન રાખવું, બેકારોએ નોકરીની શોધ કરવી, સાહેબ પાસે પગાર-વધારો માગવો નહિ, પત્નીની તબિયતની ચિંતા કરવી નહિ, એવી થોડી શિખામણો તૈયાર કરી રાખવી; અને કમાણી વધે પણ ખર્ચોય વધે, ખર્ચો વધે પણ કમાણીય વધે, કોર્ટના કામમાં લાભ મળે ને કચેરીના કામમાં ગેરલાભ મળે, જાહેરજીવનમાં ઝઘડા વધે ને ખાનગી જીવનમાંય ઝઘડા વધે, બુદ્ધિ કરવાથી ફાયદો થાય ન કરવાથી એથીય મોટો ફાયદો થાય. ભાઈથી સારું, બહેનથી ખરાબ, મિત્રવર્ગથી સારું, નોકરવર્ગથી ખરાબ, માતાથી સારું, પિતાથી ખરાબ, શેઠથી સારું, પત્નીથી ખરાબ. આવાં વાક્યો કાપલીઓ પર લખવાં.'

'આવું તો મને આવડે છે.'

'બસ ત્યારે. આવાં લખાણોની કાપલીઓ તૈયાર કરી, તેના બાર સરખા ભાગ કરી પેલા બાર ડબ્બામાં નાખી દેવી અને પછી દરેક ડબ્બાની કાપલીઓમાં જે હોય તે સળંગ લખી નાખવું, એટલે થઈ જાય અઠવાડિક રાશિવાર ભવિષ્ય.'

'પછી બીજા અઠવાડિયે?'

'એ બારે ડબ્બા ખાલી કરી, બધી કાપલીઓ ભેળસેળ કરી, ફરી બાર ડબ્બામાં વહેંચી દેવી એ થયું બીજા અઠવાડિયાનું ભવિષ્ય...'

'પછી ત્રીજા અઠવાડિયે ફરીથી કાપલીઓ કાઢી





નાથાલાલ દવાણી

# વિનોબાનાં વિચારબિંદુ [૩]

આત્મા શકયતા-મૂર્તિ છે આત્મા માટે કંઈ જ અશકય નથી.

*

વિશ્વ—પ્રત્યક્ષ બ્રહ્મ
ઈશ્વર—અનુમાન-બ્રહ્મ.
વેદ—શબ્દ-બ્રહ્મ.
આત્મા—બ્રહ્મ.

*

અખંડ ઈશ્વર-સ્મરણ એટલે અખંડ કર્તવ્ય-જાગૃતિ.

*

હું અનુભવી રહ્યો છું કે ઈશ્વર પ્રત્યેની મારી ભક્તિ કરતાં, ઈશ્વરની મારા ઉપર અધિક કૃપા છે.

*

અભ્યાસ અને વૈરાગ્ય એક જ વસ્તુના વિધાયક તથા નિષેધક અંગ છે.

*

ગુણ અથવા દોષ 'સકુટુંબ મિત્રમંડળ સહિત પધારીને શોભામાં અભિવૃદ્ધિ' કરે છે!

*

પાણી કરતાં લોહી ઘટ્ટ ભલેને હોય પણ પાણીની પવિત્રતા તો પાણીમાં જ છે

*

ભગવાનમાં વિશ્વાસ એટલે દુનિયામાં વિશ્વાસ, આત્મામાં વિશ્વાસ, સત્યમાં વિશ્વાસ

*

મારામાં જે ગુણ છે, એ મારાં છે માટે અન્યમાં પણ હોય તો સારું, એવી ઇચ્છા થાય છે. મારામાં જે ગુણ નથી, એ મારાં નથી માટે અન્યમા હોય તો સારુ, એવી ઇચ્છા થાય છે

*

જ્ઞાનદેવ યોગી અવશ્ય હતા, પરંતુ એમના યોગના ભક્તિને 'સાષ્ટાંગ' પ્રણામ છે.

*

---

ભેળસેળ કરી, ફરી ડબ્બાઓમાં ભરવાની, એમ ને?'

'બરાબર

સિમેન્ટની પરમિટ માટે મારા ઓળખાણવાળા પર ચિઠ્ઠી લખી આપીને એમને પાસેથી હું નીકળ્યો ત્યારે મારા હૃદયમા શાંતિ થઈ ગઈ હતી નિર્માલ્યને બદલે હુ રાશિવાર ભવિષ્ય લખી-શકીશ, એ વાંચીને લોકોને ભવિષ્ય જાણવાનું મળશે, એ મુજબ સૌ યોજનાઓ તૈયાર કરશે ને એ યોજનાઓ પ્રમાણે વર્તવાથી એમના બધા જ મહિના સારા જશે, એમનુ જીવન સુધરી જશે, ચારે બાજુ આનંદ આનંદ થઈ રહેશે, પૃથ્વી પર સ્વર્ગ ઊતરશે ..

પણ હવે વાંધો એક જ છે કોઈ તંત્રીને મારા જ્ઞાનમાં શ્રદ્ધા નથી બેસતી, મારી જ્યોતિષની પદ્ધતિમાં એમને વિશ્વાસ નથી, અને એ માને નહિ ત્યાં સુધી કોઈ માસિકમાં રાશિવાર ભવિષ્ય અપાય કેવી રીતે? મે તો એક દિવાળી અંકમાં જ આવતા વર્ષનો વરતારો આપવાની તૈયારી બતાવેલી, પણ તંત્રીશ્રી માને તો ને? (જોયું ને? આ તંત્રીઓની કેટલી દાદાગીરી હોય છે!)

એટલે હમણાં તો નિરુપયોગી નિર્માલ્ય જ લખવી પડશે હશે! જે ભાગ્યમા લખ્યું હોય તે મિથ્યા કર્યાથી થાય? ઈશ્વરને પ્રાર્થના એટલી જ કે હે પ્રભુ, તંત્રીઓને મારા જ્યોતિષમાં શ્રદ્ધા બેસે એવી એમને સદ્બુદ્ધિ આપો, જેથી ભવિષ્યમાં વાચકોને ઉપયોગી એવું કંઈક......

★



ધ્યાન માટે આસન, વિચાર માટે ચલન.

*

સમગ્ર સાહિત્યના અભ્યાસથી અથવા કહો કે, સંપૂર્ણ વિશ્વના વિજ્ઞાનથી જે સંતોષ નથી મળી શકતો, એ આત્મ-સંશોધનથી મળે છે.

*

ઉત્તરદાયિત્વપૂર્ણ કાર્ય જ્યારથી મને મળ્યું, ત્યારથી હું ઉત્તરદાયિત્વથી મુક્ત થયો.

*

રાવણ—રજોગુણ
કુંભકર્ણ—તમોગુણ
વિભીષણ—સત્વગુણ

*

કોઈ ન કોઈ નિત્ય-યજ્ઞ વિના રાષ્ટ્ર ટકી શકશે નહિ.

*

મનનની કમી અધિક શ્રવણથી નહિ પૂરાય.

*

શકુન્તલાના ચરિત્રમાં શિક્ષણ અને પૂર્વ-સંસ્કારનો સંઘર્ષ દર્શાવવામાં આવેલ છે.

*

દુઃખ સહેવું, તિતિક્ષાનો આરંભ છે. તિતિક્ષાની કસોટી તો સુખ સહેવામાં છે.

*

જે ગુરુ હશે, એ શિષ્ય હશે જ. જે શિષ્ય નહિ હોય, એ ગુરુ હરગિઝ નહિ હોય.

*

પરકાયા પ્રવેશ એટલે બીજાનું માનસ-શાસ્ત્ર જાણવું.

*

સેવા કરતી વેળા 'અ-કૃત' ભાવના રહે, સેવા લેતી વેળા 'કૃત-જ્ઞ' ભાવના રહે.

*

જે લોકોએ જ્ઞાનને આચરણમાં મૂક્યું, એમણે ઈશ્વરને 'મૂર્તિ-માન' કર્યો.

*

બુદ્ધિનો સદુપયોગ—સત્ત્વગુણ
બુદ્ધિનો દુરુપયોગ—રજોગુણ
બુદ્ધિનો અનુપયોગ—તમોગુણ

*

સંન્યાસ નોટ છે
કર્મયોગ સિક્કો છે.
કિંમત એક જ છે.

*

આકાર એટલે વિકારનો સ્ફોટ.

*

મારું કંઈ નથી.
સઘળું મારું છે.
હું સહુનો છું.

*

નૃસિંહનું પૂજન, પ્રહ્લાદનું અનુકરણ.

*

આજનો લોકમત=દીનદલિતોનો મત,
જેને કોઈ નથી પૂછતું.
+ દુર્જનોનો મત,
જે કોઈને નથી પૂછતો.
+ વિદ્વાનોનો મત,
જેમાં મેળ નથી.

*

'હું જ્ઞાની' એ પણ અહંકાર, અને 'હું મૂઢ' એ પણ અહંકાર.

*

કર્મ એટલે પ્રત્યક્ષ સેવા.
ભક્તિ એટલે સેવાભાવ.

*

વૈરાગ્યની વિવેકયુક્તતા જ વૈરાગ્યની દૃઢતા છે.

*

સન્તો કરતાંય સત્ય શ્રેષ્ઠ છે. સત્યના અંશમાત્રથી સંતો સર્જાયા છે.

*




યોગનો સાર—

(૧) યમ, (૨) નિયમ, (૩) સંયમ.

*

અનેક સ્થળોમાંથી એક જ નદી વહે છે. એ જ દર્શાંત આત્મા માટે છે.

*

કર્તવ્યત્રયી :
(૧) સત્યનિષ્ઠા
(૨) ધર્માચરણનો પ્રયત્ન
(૩) હરિસ્મરણ રૂપ સ્વાધ્યાય

*

કર્મયોગમાં કાલ-નિયમન, કર્મ-નિયમન અને કલ્પના-નિયમન આવશ્યક છે.

*

મારા ધર્મમાં ઉપાસના ઐચ્છિક છે, અને એટલા માટે અનિવાર્ય છે.

*

જ્ઞાનની ભૂમિકાઓ ચાર: જ્ઞાન, વ્યવસાય, સમાધિ અને પ્રજ્ઞા.

*

સાધક અગ્નિ સમાન હોય—વિવેક જેનો પ્રકાશ હોય, વૈરાગ્ય જેની ઉષ્ણતા.

*

અપરિગ્રહની વાસ્તવિક અર્થ છે. દેહભાવ નષ્ટ થવો, કારણ કે દેહ જ મુખ્ય પરિગ્રહ છે.

*

ચિત્તની એકાગ્રતા યોગની સમાપ્તિ નથી, શરૂઆત છે.

*

વ્યક્તિગત પ્રાર્થના વડે હું ઈશ્વરની મદદ પ્રાપ્ત કરું છું, સામુદાયિક પ્રાર્થના વડે સંતોની.

*

અંધ-શ્રદ્ધા એટલે ?—'તર્કને જ ભગવાન માનો,' આ શ્રદ્ધાનું નામ છે અંધ-શ્રદ્ધા.

*

અપરિગ્રહની સિદ્ધિ અર્થે હિન્દુ ધર્મે હોળી-પૂર્ણિમાની યોજના કરી છે.

*

મૂર્તિપૂજાનું અવશ્ય વિધાન નથી, પરંતુ મૂર્તિભંગનો અવશ્ય નિષેધ છે.

*

કૃતિ કાયમ રહે, કિન્તુ કર્તા કાયમ ન રહે, એ સૌભાગ્ય ઉપનિષદના ઋષિઓને વર્યું છે. અહંકારનો સંપૂર્ણ નાશ થયા વગર એવું સૌભાગ્ય સાંપડે નહિ.

*

અર્થથી શબ્દ ગહરો છે, શબ્દથી ભાવ ગહરો છે, ભાવથી અભાવ.

*

સૂર્ય જ્યાં જાય છે, ત્યાં પ્રકાશ લઈ જાય છે. સેવકે પણ એ પ્રમાણે વર્તવું જોઈએ. સેવક જે ક્ષણે જ્યાં જે કાર્ય કરતો હોય, તે ક્ષણે ત્યાં તે કાર્યમાં એનું સેવકત્વ એની સાથે હોવું જોઈએ.

*

જે મૂર્તિ સર્વોપલબ્ધ નથી, એ મૂર્તિપૂજાની શાસ્ત્રાનુસાર ભગવાનની મૂર્તિ ન હોઈ શકે.

*

મા ! બાળકના કાનમાં એક જ અવાજ ગૂંજવા દે—આત્મા ! આત્મા ! આત્મા !

*

પીગળવાવાળાય થોડા, પરન્તુ સળગવાવાળા એનાથીય થોડા.

*

પ્રેમયુક્ત અપરિચયમાં મને મારી જાત સુરક્ષિત ભાસે છે.

*

'અહિંસાદિ પ્રકૃતિના ગુણ છે કે આત્માના ?'—અહિંસાદિ ન તો પ્રકૃતિના ગુણ છે; ન તો આત્માના, એઓ તો છે આત્માના 'સ્વભાવ-ધર્મ.'

*

કર્મયોગ રજોગુણ નથી, રજોગુણનો ઈલાજ છે.

[ ચાલુ ]

ડૉ. નરસિંહ મૂ. શાહ

# સ્ટ્રેપ્ટોમાઇસીનના શોધક

રોગનાં જંતુઓ સામે ટકી રહેવા અને તેના પર પૂરતો કાબૂ મેળવવા માટે જે શોધ પાછળ આખી જિંદગી ખરચી નાખી એ નોબલ પારિતોષિકના વિજેતા ડૉ. સેલ્માન વાકસમાનનો આ પરિચય ખૂબ મહત્ત્વનો છે..........



**ડૉ સેલ્માન એ. વાકસમાન**

માનવપ્રકૃતિ વિજ્ઞાન શાસ્ત્ર અને દવાઓ માટે ૧૯૫૨નું નોબેલ પારિતોષિક મેળવનાર પોતાની લેબોરેટરીના ખંડમાં સ્ટ્રેપ્ટોમાઈસીન તપાસી રહ્યા છે.

[ ફોટો 'ટાઇમ'ના સૌજન્યથી યુસીસ દ્વારા પ્રાપ્ત ]

આજીવિકા અર્થે નોકરીની શોધમાં વતન છોડીને અમેરિકા ગયેલ, સ્ટ્રેપ્ટોમાઈસીનના શોધક તરીકે વિશ્વવિખ્યાતિ પામનાર ડૉક્ટર સેલ્માન અબ્રાહામ વાકસમાનનું જીવન વિજ્ઞાનની તવારીખમાં એક સાહસકથા જેવું છે—વિજ્ઞાનની અમર ગાથા જેવી એ કથા છે : શોધ અને સિદ્ધિનું એક ઉજ્જવળ પ્રકરણ છે. જિંદગીભર સતત મજૂરી, નિરાશા, ચિંતાના ઉજાગરા કરીને વાકસમાને જે શોધ કરી તે અદ્ભુત પ્રેરણાત્મક છે. માનવજાતને ઉપયોગી એ શોધે હજારો માનવીઓને મોતના મોંમાંથી બચાવી લીધા છે.

માનવીના જીવનમાં અગત્યનો ભાગ ભજવતાં આપણી પૃથ્વીના ગૂંચવણભર્યા અસ્તીત્વમાં જે અસંખ્યાતા જીવાણુઓ આવેલા છે તેની સતત શોધમાં અથાગ પ્રયાસ કરનાર આ કથાના નાયક ડૉ. વાકસમાનનું જીવન, સિદ્ધિની પરાકાષ્ટાએ પહોંચવા કેટલો પરિશ્રમ પડે છે એનો અદ્ભુત નમુનો છે. વર્ષો સુધી એક જ ધ્યેયને વળગી રહી કાર્યને સિદ્ધ કરનાર વિજ્ઞાનીઓમાં ડૉ. વાકસમાનનું નામ સુવર્ણ અક્ષરે અંકિત રહેશે.

સેલ્માન વાકસમાનનો જન્મ યુક્રેન-રશિયામાં ૧૮૮૮ ના જુલાઈ માસમાં થયો હતો. તેમની બાલ્યાવસ્થા ખેતરો અને જંગલોમાં વીતી હતી. ખેડૂતોની સાથે હળ ફેરવવામાં, મોસમ આવવાની હોય ત્યારે વાવણી માટે જમીન તૈયાર કરવામાં અને તેની સુગંધ માણવામાં વાકસમાનને ખૂબ મજા પડતી. વનસ્પતિની વૃદ્ધિ, વસંતમાં તેમની પુરબહાર ખીલવણી અને શિયાળામાં તેમનો સંકોચ—આ બધાં નૈસર્ગિક દૃશ્યો બાળક વાકસમાનનું ધ્યાન ખેંચતાં અને તેમાં બાળકને ખૂબ

રસ પડતો.'

એક વાર તેની નાની બહેનને ડીફથેરીઆ થયો. કુમળી બાળકી દુઃખથી પીડાવા લાગી. તેની વેદના વધવા લાગી. દાક્તરે ખૂબ મહેનત કરી પરંતુ એ બધું વ્યર્થ નીવડ્યુ. ડીફથેરીઆ માટે શોધાયેલ અદ્‌ભુત અસરકારક રસી બાળકીને બચાવવા માટે મંગાવવામાં આવી, પરંતુ તે સમયસર ન મળી શકી. કુમળું ફૂલ કરમાઈ ગયું. નાના વાકસમાનને ખૂબ આઘાત થયો. તેનું મન વિચારે ચડ્યું, અને દર્દના ભયંકર જીવાણુઓની વિનાશક શક્તિના વિચારો તેને ઘેરવા લાગ્યા દર્દોત્પાદક જીવાણુઓને વશ ન કરી શકાય?

પરંતુ બાળકનો આ બધો વિચારવમળ વખત જતાં શમી ગયો. બહેનના મૃત્યુના આઘાતે ઉપજાવેલ આ મનોમંથન થોડા સમયમાં વિસારે પડ્યું. વાકસમાનને ખેતીવાડીની કોલેજમાં શિક્ષણ માટે મૂકવામાં આવ્યો

વાકસમાન ખેડૂત થાય, જમીન સુધારે, પાક ઉતારે એવી તેનાં માબાપની ઇચ્છા હતી. સંજોગો પણ એવા જ હતા. વાકસમાનની આખી જિંદગી જમીન અને પાકની સુધારણા અર્થે અન્વેષણ કરવામાં પસાર થઈ છે; પરંતુ એની સાથે પોતાની નાની બહેનના મૃત્યુ વખતે તેના બાળ મગજમાં રોગોત્પાદક જીવાણુઓ વિષે જે વિચારો ઘર કરી ગયેલા તે વારંવાર તાજા થતા. જીવાણુઓ, તેમની જીવન ઘટના, જમીનમાં તેઓ કેવી રીતે જીવે છે અને ક્રિયાઓ કરે છે તે સંબંધમાં પણ વાકસમાને જિંદગીભર કામ કર્યું છે.

આ જીવાણુઓ શું છે? સામાન્ય ખ્યાલ એવો છે કે જીવાણુઓ એટલે દર્દ-રોગ ઉત્પન્ન કરનાર અને નીપજાવનાર સૂક્ષ્મ જંતુઓ સર્વત્ર એ આપણી સાથી છે. આપણાં કપડાંમાં છે; આપણા ખોરાકમાં છે; આપણા ઘરમાં અને આપણા પગ નીચે ધરતીમાં પણ છે; આપણા પીવાના અને નહાવાના પાણીમાં પણ છે; પરંતુ જીવાણુઓ અને જીવાણુઓ વચ્ચે ફેર છે. કેટલાક ભયંકર રોગો ઉત્પન્ન કરે છે, તો કેટલાક એવા પણ છે કે જે માનવીને ઉપયોગી પણ થાય છે. પ્રત્યેક રોગોત્પાદક જીવાણુની સામે કોઈક હિતકારી જીવાણુઓ અસ્તીત્વ ધરાવે છે. ડૉ. વાકસમાનને આ હિતકારી ઉપયોગી જીવાણુઓમાં રસ પડ્યો. માનવજાતના હિતમાં તેમની પ્રવૃત્તિઓ પર કાબુ મેળવી તેમનો ઉપયોગ થાય એ પ્રત્યે કૃષિકાર વાકસમાનનું લક્ષ દોરાયું.

જીવાણુઓ સામેની લડતમાં રસાયણોનો ઉપયોગ જૂના વખતથી જાણીતો છે. પરંતુ વૈદકમાં દર્દનિવારણની પદ્ધતિમાં નવીનતા દાખલ કરનાર ડૉ. વાકસમાન માટે એ પૂરતું નહોતું. હિતકારી જીવાણુઓ વડે રોગોત્પાદક જીવાણુઓને મારવાની શોધનું માન ડૉ. વાકસમાનને જાય છે. તેમને ધીમેધીમે સમજાયું કે જમીન, દરિયો, ખાણો, ખેતરો અને બીજાં સ્થળોમાં મળી આવતાં અમુક જીવાણુઓ માનવીને હેરાન કરતાં રોગોત્પાદક જીવાણુઓ સામે વાપરી શકાય.

૧૯૧૫માં ડૉ. વાકસમાને ન્યૂ જરસીમાં રૂટગર્સ યુનિવર્સિટીની પોતાની પ્રયોગશાળામાં જમીનમાંથી અનેક ફુગો જુદી પાડી. પરંતુ તેમને ઓળખીને તેમનો કેવી રીતે ઉપયોગ કરવો એની વાકસમાનને સૂઝ નહોતી. પરંતુ તેમણે નિરાશ ન થતાં સંશોધન આગળ ધપાવ્યું. જે વસ્તુ નહોતી સમજાતી તે સમજવા પ્રયત્નો શરૂ થયા.

પોતાના સંશોધનના પરિણામે ૧૯૪૦માં ડૉ. વાકસમાને વૉશિંગ્ટનની વિજ્ઞાન એકેડેમીની એક સભામાં પોતાનું મન્તવ્ય રજૂ કર્યું કે માનવી તેમજ જનાવરનાં દર્દો પેદા કરનાર જીવાણુઓ આખરે ધરતીમાં મળે છે. છતાં એ જીવાણુઓ ધરતીમાં લાંબો સમય જીવી શકતાં નથી. વળી, તેમના નાશનું કારણ ધરતીમાં રહેલાં જીવાણુઓ છે, જે દર્દોત્પાદક જીવાણુઓના શત્રુ છે અને તેમનો જલદી નાશ કરે છે.

જૂની માન્યતા પ્રમાણે કબરસ્તાનની આસપાસની ભૂમિમાંથી રોગચાળા ફાટે છે. ડૉ. વાકસમાન અને



તેમના સહકારીઓએ શોધી કાઢ્યું કે જમીનમાં રહેલાં કરોડો સૂક્ષ્મ જીવાણુઓમાંથી એક જાત એવી છે કે જે દર્દના ભયંકર જીવાણુઓનો નાશ કરે છે. આથી ઉપરની માન્યતા ખોટી ઠરે છે. પરંતુ પ્રયોગો વડે આ માન્યતા નાબૂદ કરવા હિતકારી જીવાણુઓની જાત જુદી પાડી બતાવવી જોઈએ. આ અંગે પ્રયત્નો શરૂ થયા. આ મહાભારત કામ છેવટે પાર ઊતર્યું અને આવા જીવાણુઓની થકવી નાખે એવી તપાસ અંતે સ્ટ્રેપ્ટોમાઈસીસ ગ્રીસીઅસ નામના જીવાણુઓના કલ્ચરમાંથી ખેંચી જે પદાર્થ તૈયાર કરવામાં આવ્યો તેનું નામ સ્ટ્રેપ્ટોમાઈસીન. આજે સ્ટ્રેપ્ટોમાઈસીન જેવા જીવાણુ શોધકો × (એન્ટી બાયોટિકો)ની શોધ અંગે સંશોધન ખૂબ થાય છે સ્ટ્રેપ્ટોમાઈસીનની શોધ પહેલાં પેનીસિલીન શોધાયું હતું. એ પણ એન્ટી બાયોટિકોની જાતનું ઔષધ છે પેનીસિલીનની શોધ એક અકસ્માત વડે થઈ હતી; તો સ્ટ્રેપ્ટોમાઈસીનની શોધ માટે ડૉ. વાકસમાને વ્યવસ્થિત પ્રયત્નો કરી એ સફળ પાર ઉતારી, એ ખાસ નોંધવા જેવું છે.

અન્ય જીવાણુઓની વૃદ્ધિને અસર પહોંચાડનાં કેટલાંક જીવાણુઓએ પેદા કરેલ વિધવિધ રાસાયણિક પદાર્થોના, તેમની ઉપયોગિતાના આધારે બે વિભાગ કરી શકાય: (૧) વૃદ્ધિને પોષક પદાર્થો–વિટામીન; (૨) વૃદ્ધિને રોધક પદાર્થો–જેના માટે વાકસમાને એન્ટીબાયોટિક શબ્દ યોજ્યો. પેનીસિલીનથી માંડીને છેલ્લા થોડા વર્ષોમાં અનેક એન્ટીબાયોટિકો શોધાયા છે. આમાંના બધાંય ઉપયોગી નથી; પરંતુ કેટલાક અતિ મહત્ત્વપૂર્ણ નીવડ્યા છે. જૂના કાળથી માનવને સકંજામાં લેતાં ચેપી દર્દોને આ જીવાણુ–શોધકોએ કાબુમાં આણ્યા છે અને માનવજાતને તેમની સામે રાહત આપી છે.

× સરગવાની સીંગ, લસણમાં એન્ટી બાયોટિકોની હાજરી માલૂમ પડી છે

૧૯૪૩માં વાકસમાને સ્ટ્રેપ્ટોમાઈસીનની શોધ જાહેર કરી. ઔષધ ક્ષય—માનવજાતનો મહારોગ—કાબુમાં રાખવા માટે ફળદાયી પુરવાર થયું છે

આ શોધને લીધે ડૉ. વાકસમાનને યુનિવર્સિટીઓ તેમજ દુનિયાના પ્રતિષ્ઠિત વિદ્વત્મંડળો તરફથી પુષ્કળ માન મળ્યું અને ૧૯૫૨માં નોબેલ પારિતોષિકની એનાયત કરવામાં આવી.

સ્ટ્રેપ્ટોમાઈસીનના વેચાણમાંથી જે નફો થયો તે બધો ડૉ. વાકસમાને રૂટગર્સ યુનિવર્સિટીને અર્પણ કરી દીધો; અને તેમાંથી જીવાણુઓના અભ્યાસાર્થે નવું ઈન્સ્ટીટ્યુટ બાંધવામાં આવ્યું.

ડૉ. વાકસમાને પોતાના કાર્યનો અહેવાલ 'માઈ લાઈફ વીથ માઈક્રોબ્સ' નામે પોતે લખેલા આત્મચરિત્રમાં આબેહૂબ આપ્યો છે. જિજ્ઞાસુઓએ વધુ વિગતો માટે એ પુસ્તક વાંચી લેવું.

કૃષિવિદ્યાનું શિક્ષણ પામેલો ખેડૂતનો એક પુત્ર માનવ જાતને મોતના મોંમાંથી બચાવી લેનાર ઔષધની શોધ કરી પોતાની આવક યુનિવર્સિટીને વિદ્યાવિસ્તાર માટે અર્પણ કરી દે એ બિના શું અદ્ભુત નથી ? મેડમ ક્યુરી, લૂઈ પાશ્ચર જેવા મહાન વિજ્ઞાનીઓની હરોળમાં ડૉ. વાકસમાનનું સ્થાન આવે છે. ડૉ. વાકસમાન માનવજાતની સેવામાં હજી વિશેષ સિદ્ધિઓ પ્રાપ્ત કરવા લાંબુ આયુષ્ય ભોગવે એમ પ્રાર્થીએ.



રસ પડતો.'

એક વાર તેની નાની બહેનને ડીફથેરીઆ થયો. કુમળી બાળકી દુ:ખથી પીડાવા લાગી. તેની વેદના વધવા લાગી. દાક્તરે ખૂબ મહેનત કરી પરંતુ એ બધું વ્યર્થ નીવડ્યું. ડીફથેરીઆ માટે શોધાયેલ અદ્ભુત અસરકારક રસી બાળકીને બચાવવા માટે મંગાવવામાં આવી, પરંતુ તે સમયસર ન મળી શકી કુમળું ફૂલ કરમાઈ ગયું. નાના વાકસમાનને ખૂબ આઘાત થયો. તેનું મન વિચારે ચડ્યું, અને દર્દના ભયંકર જીવાણુઓની વિનાશક શક્તિના વિચારો તેને ઘેરવા લાગ્યા દર્દોત્પાદક જીવાણુઓને વશ ન કરી શકાય?

પરંતુ બાળકનો આ બધો વિચારવમળ વખત જતાં શમી ગયો. બહેનના મૃત્યુના આઘાતે ઉપજાવેલ આ મનોમંથન થોડા સમયમાં વિસારે પડ્યું. વાકસમાનને ખેતીવાડીના કોલેજમાં શિક્ષણ માટે મૂકવામાં આવ્યો

વાકસમાન ખેડૂત થાય, જમીન સુધારે, પાક ઉતારે એવી તેના માબાપની ઇચ્છા હતી. સંજોગો પણ એવા જ હતા. વાકસમાનની આખી જિંદગી જમીન અને પાકના સુધારણા અર્થે અન્વેષણ કરવામાં પસાર થઈ છે. પરંતુ એની સાથે પોતાની નાની બહેનના મૃત્યુ વખતે તેના બાળ મગજમાં રોગોત્પાદક જીવાણુઓ વિષે જે વિચારો ઘર કરી ગયેલા તે વારંવાર તાજા થતા જીવાણુઓ, તેમની જીવન ઘટના, જમીનમાં તેઓ કેવી રીતે જીવે છે અને ક્રિયાઓ કરે છે તે સબંધમાં પણ વાક્સમાને જિંદગીભર કામ કર્યું છે.

આ જીવાણુઓ શું છે! સામાન્ય ખ્યાલ એવો છે કે જીવાણુઓ એટલે દર્દ–રોગ ઉત્પન્ન કરનાર અને નીપજાવનાર સૂક્ષ્મ જંતુઓ સર્વત્ર એ આપણા સાથી છે. આપણાં કપડાંમાં છે; આપણા ખોરાકમાં છે, આપણા ઘરમાં અને આપણા પગ નીચે ધરતીમા પણ છે; આપણા પીવાના અને નહાવાના પાણીમાં પણ છે. પરંતુ જીવાણુઓ અને જીવાણુઓ વચ્ચે ફેર છે. કેટલાક ભયંકર રોગો ઉત્પન્ન કરે છે, તો કેટલાક એવા પણ છે કે જે માનવીને ઉપયોગી પણ થાય છે પ્રત્યેક રોગોત્પાદક જીવાણુની સામે કોઈને કોઈ હિતકારી જીવાણુઓ અસ્તિત્વ ધરાવે છે. ડૉ. વાકસમાનને આ હિતકારી ઉપયોગી જીવાણુઓમા રસ પડ્યો. માનવજાતના હિતમાં તેમની પ્રવૃત્તિઓ પર કાબુ મેળવી તેમનો ઉપયોગ થાય એ પ્રત્યે કૃષિકાર વાકસમાનનું લક્ષ દોરાયું.

જીવાણુઓ સામેની લડતમાં રસાયણોનો ઉપયોગ જૂના વખતથી જાણીતો છે. પરંતુ વૈદકમાં દર્દનિવારણની પદ્ધતિમાં નવીનતા દાખલ કરનાર ડૉ. વાકસમાન માટે એ પૂરતું નહોતું. હિતકારી જીવાણુઓ વડે રોગોત્પાદક જીવાણુઓને મારવાની શોધનું માન ડૉ. વાકસમાનને જાય છે. તેમને ધીમેધીમે સમજાયું કે જમીન, દરિયો, ખાણો, ખેતરો અને બીજાં સ્થળોમાં મળી આવતાં અમુક જીવાણુઓ માનવીને હેરાન કરતાં રોગોત્પાદક જીવાણુઓ સામે વાપરી શકાય.

૧૯૧૫માં ડૉ. વાકસમાને ન્યૂ જરસીમાં રૂટગર્સ યુનિવર્સિટીની પોતાની પ્રયોગશાળામાં જમીનમાંથી અનેક ફુગો જુદી પાડી પરંતુ તેમને ઓળખીને તેમનો કેવી રીતે ઉપયોગ કરવો એની વાક્સમાનને સૂઝ નહોતી પરંતુ તેમણે નિરાશ ન થતાં સંશોધન આગળ ધપાવ્યું. જે વસ્તુ નહોતી સમજાતી તે સમજવા પ્રયત્નો શરૂ થયા.

પોતાના સંશોધનના પરિણામે ૧૯૪૦માં ડૉ. વાકસમાને વોશિંગ્ટનની વિજ્ઞાન એકેડેમીની એક સભામાં પોતાનું મન્તવ્ય રજૂ કર્યું કે માનવી તેમજ જનાવરનાં દર્દો પેદા કરનાર જીવાણુઓ આખરે ધરતીમાં મળે છે. છતા એ જીવાણુઓ ધરતીમા લાંબો સમય જીવી શકતાં નથી. વળી, તેમના નાશનું કારણ ધરતીમાં રહેલાં જીવાણુઓ છે, જે દર્દોત્પાદક જીવાણુઓના શત્રુ છે અને તેમનો જલદી નાશ કરે છે.

જૂની માન્યતા પ્રમાણે કબ્રસ્તાનની આસપાસની ભૂમિમાંથી રોગચાળા ફાટે છે. ડૉ. વાકસમાન અને



તેમના સહકારીઓએ શોધી કાઢ્યું કે જમીનમાં રહેલાં કરોડો સૂક્ષ્મ જીવાણુઓમાંથી એક જાત એવી છે કે જે દર્દના ભયંકર જીવાણુઓનો નાશ કરે છે. આથી ઉપરની માન્યતા ખોટી ઠરે છે. પરંતુ પ્રયોગો વડે આ માન્યતા નાબૂદ કરવા હિતકારી જીવાણુઓની જાત જુદી પાડી બતાવવી જોઈએ. આ અંગે પ્રયત્નો શરૂ થયા. આ મહાભારત કામ છેવટે પાર ઊતર્યું અને આવા જીવાણુઓની થકવી નાખે એવી તપાસ અંતે સ્ટ્રેપ્ટોમાઈસીસ ગ્રીસીઅસ નામના જીવાણુઓના કલ્ચરમાંથી ખેંચી જે પદાર્થ તૈયાર કરવામાં આવ્યો તેનું નામ સ્ટ્રેપ્ટોમાઈસીન. આજે સ્ટ્રેપ્ટોમાઈસીન જેવા જીવાણુ શોધકો × (એન્ટી બાયોટિકો)ની શોધ અંગે સંશોધન ખૂબ થાય છે સ્ટ્રેપ્ટોમાઈસીનની શોધ પહેલાં પેનીસિલીન શોધાયું હતું. એ પણ એન્ટી બાયોટિકોની જાતનું ઔષધ છે. પેનીસિલીનની શોધ એક અકસ્માત વડે થઈ હતી; તો સ્ટ્રેપ્ટોમાઈસીનની શોધ માટે ડૉ. વાકસમાને વ્યવસ્થિત પ્રયત્નો કરી એ સફળ પાર ઉતારી, એ ખાસ નોંધવા જેવું છે.

અન્ય જીવાણુઓની વૃદ્ધિને અસર પહોંચાડતા કેટલાક જીવાણુઓએ પેદા કરેલ વિધવિધ રાસાયણિક પદાર્થોના, તેમની ઉપયોગિતાના આધારે બે વિભાગ કરી શકાય: (૧) વૃદ્ધિને પોષક પદાર્થો–વિટામીન; (૨) વૃદ્ધિને રોધક પદાર્થો–જેના માટે વાકસમાને એન્ટીબાયોટિક શબ્દ યોજ્યો. પેનીસિલીનથી માંડીને છેલ્લા થોડા વર્ષોમાં અનેક એન્ટીબાયોટિકો શોધાયા છે. આમાંના બધાંય ઉપયોગી નથી; પરંતુ કેટલાક અતિ મહત્ત્વપૂર્ણ નીવડ્યા છે. જૂના કાળથી માનવને સકંજામાં લેતાં ચેપી દર્દોને આ જીવાણુ-શોધકોએ કાબુમાં આણ્યા છે અને માનવજાતને તેમની સામે રાહત આપી છે.

૧૯૪૩માં વાકસમાને સ્ટ્રેપ્ટોમાઈસીનની શોધ જાહેર કરી. ઔષધ ક્ષય—માનવજાતનો મહારોગ—કાબુમાં રાખવા માટે ફતેહમંદ પુરવાર થયું છે.

આ શોધને લીધે ડૉ. વાકસમાનને યુનિવર્સિટીઓ તેમજ દુનિયાના પ્રતિષ્ઠિત વિદ્વત્મંડળો તરફથી પુષ્કળ માન મળ્યું અને ૧૯૫૨માં નોબેલ પારિતોષિકની એનાયત કરવામાં આવી.

સ્ટ્રેપ્ટોમાઈસીનના વેચાણમાંથી જે નફો થયો તે બધો ડૉ. વાકસમાને રૂતગર્સ યુનિવર્સિટીને અર્પણ કરી દીધો; અને તેમાંથી જીવાણુઓના અભ્યાસાર્થે નવું ઈન્સ્ટીટ્યુટ બાંધવામાં આવ્યું.

ડૉ. વાકસમાને પોતાના કાર્યનો અહેવાલ 'માઈ લાઈફ વીથ માઈક્રોબ્સ' નામે પોતે લખેલા આત્મ-ચરિત્રમાં આબેહૂબ આપ્યો છે. જિજ્ઞાસુઓએ વધુ વિગતો માટે એ પુસ્તક વાંચી લેવું.

કૃષિવિદ્યાનું શિક્ષણ પામેલો ખેડૂતનો એક પુત્ર માનવ જાતને મોતના મોંમાંથી બચાવી લેનાર ઔષધની શોધ કરી પોતાની આવક યુનિવર્સિટીને વિદ્યાવિસ્તાર માટે અર્પણ કરી દે એ બિના શું અદ્ભુત નથી? મેડમ ક્યુરી, લૂઈ પાશ્ચર જેવા મહાન વિજ્ઞાનીઓની હરોળમાં ડૉ. વાકસમાનનું સ્થાન આવે છે. ડૉ. વાકસમાન માનવજાતની સેવામાં હજી વિશેષ સિદ્ધિઓ પ્રાપ્ત કરવા લાંબુ આયુષ્ય ભોગવે એમ પ્રાર્થીએ.

× સરગવાની સીંગ, લસણમાં એન્ટી બાયોટિકોની હાજરી માલૂમ પડી છે









અરવિંદ ગોખલે

# વસુમતી

મધ્યમ વર્ગની મોટી સંખ્યા એમના જીવન વિષેની વાર્તાઓ ભાગ્યે જ પામે છે. મહારાષ્ટ્રના આ જાણીતા વાર્તાકાર અહીં એક એવા મધ્યમ વર્ગના એ હોંશીલા યુવાન હૈયાની વાત રજૂ કરે છે કે એ વાર્તા કરતાં કોઈનો જીવનપ્રવાહ જ લાગે! શ્રી કુ. મા. બક્ષીએ આ વાર્તા ગુજરાતીમાં ઉતારી છે......

ગાડી થોભતી, અટકતી અનુભવતી અને વેગ વધારતી આગળ ધસતી હતી. દરેક ડબ્બો માણસોથી ખીચોખીચ ભરાયો હતો. બેસવાના બાંકડાઓ અને આવવા જવાના રસ્તાઓનો ગિરદીથી જીવ ગભરાતો હતો. બારી–બારણાં બુશકોટથી, સાડીઓથી, ભપકાદાર વાળથી અને અનેક પ્રકારનાં અવયવોથી ઢંકાયાં હતાં. ડબ્બાની બહાર માણસો લટકતા હતા. કીડીઓથી વીંટળાયેલો સર્પ જેમ તરફડતો ખેંચાય તેમ જતી હતી આ ગાડી આ બે મુખવાળું પ્રાણી જરા થોભતું ત્યારે અંદરની ગંદકી બહાર ફેંકાતી અને એથી વધારે અંદર ભરાતી.

માણસો—માણસો! ચાલીમાંથી ફૂટપાથ-પ્લેટફોર્મ પર અને ત્યાંથી ટ્રામ લોકલમાં. લોકલમાંની ગિરદીથી તો ભાઈ તોબા. અને દિવસમાં બે વખત તો લોકલનો પ્રવાસ કરવો પડતો. સવારે ઑફિસમાં જવા માટે અને સાંજે ઘેર પાછા આવવા માટે. બે વાર નરક-યાતનાનો અનુભવ લેવો પડતો! ડબ્બામાં મહામુશ્કેલીએ જગા મળતી. શરીરને સંકોચવા છતાંયે કોઈનો ને કોઈનો ધક્કો તો લાગતો જ. માથાને એકાદા હેટની કિનાર ઘસાતી, કોઈ દિવસ ખભાને માલિશ કરવું પડતું. દેહને અપરિચિત માણસોનો સ્પર્શ થતો, પગ પર બુટની નિશાની દેખાતી અને પછી આખા શરીરને માલિશ કરવું પડતું. આમતેમ દૃષ્ટિ ફેરવવાની મનાઈ રહેતી. કોઈની ટાલ પરનો પરસેવો, કોઈની દાઢીના વાળ અને કોકનાં ગળા પર દેખાતો પાવડર નજરમાં સમાતાં. સ્વસ્થ ઊભા રહેતાં એકબીજાનો શ્વાસ અને સુવાસ નાક–મોંમાં જતાં. આંખો સામે, નાસિકાગ્ર સામે, શરીરના પ્રત્યેક અવયવ પાસે મરેલાં મનનાં અને ગંધાતાં શરીરનાં અગણિત માણસો!

પરન્તુ સાંજનો પ્રવાસ જરાક સુખદાયક લાગતો. સવારે જેમતેમ બે ત્રણ કોળિયા ભરીને ગાડી પકડવી પડતી. ડબ્બામાં ધક્કા ખાતા ઊભા રહેવું પડતું. ફરીથી સ્ટેશન પરથી ઑફિસ સુધી પગપાળા પ્રવાસ કરવો પડતો. આ ધાંધલમાં, ગડબડમાં સવારે કરેલું સ્નાન અને સૌન્દર્યપ્રસાધન સાવ ધોવાઈ જતું. બરાબર ચાવીને ન ખાધેલી રોટલીઓ પણ પેટમાં બોલવા લાગતી. અને પછી ઑફિસની કટકટ!...... સાંજે ગાડીમાં ગિરદી હોય છતાંપણ ઘેર જઈને સ્વચ્છ રીતે મોં સાફ કરીને આરામથી જમવા ઊંઘવા મળશે એવી આશા રહેતી.

સવા છની લોકલમાંથી થાકેલાં માણસો ઊતરીને પોતાના નિવાસસ્થાન તરફ પાછાં જતાં હતાં. ટાઈ ઢીલી કરેલાં હાથમાં સાંજનું વર્તમાપત્ર લીધેલા પુરુષો. પરસેવાથી ખરાબ થઈ ગયેલા રૂમાલથી સ્ત્રીઓ છેવટનો પરસેવો લૂછતી હતી અને હાથમાંથી સરકી જતી પર્સ સમાલતી હતી. નિશ્વાસ નંખાતા હતા, આળસ મરડાતી હતી અને પોતપોતાનું સ્ટેશન ક્યારે આવે એની થાકેલી આંખો અધીરતાથી રાહ જોતી. અને ગાડી થોભતી ત્યારે છેવટનો ઉત્સાહ આણીને બહાર નીકળવાની ધમાલ શરૂ થતી.

અંધેરીનું સ્ટેશન આવ્યા પછી વસુમતી નીચે ઊતરવાનો પ્રયાસ કરવા લાગી. ચર્ચગેટ પાસેથી એ એક સીટ પાસે જેમ ઊભી હતી તેમ અંધેરી આવતાં સુધી એમ ને એમ. સીટપરનો એક મદ્રાસી જાડો માણસ એના તરફ જોતો હતો અને એની નજીક આવવા આ તરફ ખસતો હતો. એણે જગા આપવાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી, પણ સીટનો આધાર લઈને વસુમતી ઊભી જ રહી. અને એનો આધાર લઈને બીજી એક નોકરી કરતી તરૂણ યુવતી ઊભી હતી. સામે જ દૂધનાં કેન લઈને ભૈયો બેઠો હતો. અને બાકીની બે બાજુથી અનેક માણસો ગિરદી કરીને ઊભાં હતાં. ગિરદી ઊતરતી હતી, પ્રસતી હતી, પણ



એમ જ કાયમ રહેતી. અંધેરીનાં આવાસમાં ગાડી આવી છતાંપણ રસ્તો મળવો કઠિણ હતું. ભૈયો, મદ્રાસી, પોતાના આધારે ઊભી રહેલી છોકરી અને એ બાજુએ માણસોની દિવાલ. છેવટે વસુમતીએ સાડી સમાલી, પર્સ હાથમાં મજબૂતરીતે પકડી અને આંખો મીંચીને એ બારણા તરફ નીકળી. અનેક ધક્કા, ખભાને સ્પર્શ, બાહુને ચૂંટલી, વેણીનું ખેંચાવું—અને વસુમતી બહાર આવી.

વસુમતી સ્ટેશન બહાર નીકળી અને રસ્તા પર આવીને જોરજોરથી ચાલવા માંડી. વાળ સુકાઈ ગયા હતા અને ચારે બાજુ ઊડતા હતા. અંબોડો છૂટી ગયો હતો. હોઠ સુકાયા હતા અને આંખો થાકી ગઈ હતી. આખી બપોર ટાઇપરાઇટર પર 'ટક્. ટક્' કરવાથી આંગળીઓ દુઃખતી હતી. અને હવે અત્યારે ચાલતાં પહેલાં જ પગ દુઃખવા લાગ્યા.

'વસુમતી ... મિસીસ્ ઓઝા —'

વસુમતીએ પાછળ ફરીને જોયું અને એ થોભી. શકુંતલા વ્યાસ પર્સને રમાડતી આવતી હતી. વસુમતીની પાસેની જ ઑફિસમાં એ નોકરી કરતી હતી. સવારે બંને જણાં એક જ ગાડીમાં જતાં, પણ પાછાં ફરતાં એ કોઈ દિવસ વસુમતીને મળતી નહિ.

બન્ને સાથે સાથે ચાલવા લાગ્યાં. વસુમતીએ પૂછ્યું: 'રોજ આ ગાડીમાં આવો છો?'

'ના રે, આજે જ આવી. રોજ સાડાસાતની ટ્રેન મળે છે —'

'આટલું મોડું થાય છે ઑફિસમાં? —'

'ના છૂટું છું ૭ વાગે જ, પણ પછી જગ્યાની, ઘરની શોધમાં રખડું છું, કોઈ ક્યાંકની જગા બતાવે છે. જઉં છું. પણ પછી નિરાશ થવું પડે છે. એકાદ —'

જગ્યાની અડચણોનું કથા-પુરાણ શરૂ થતાંજ વસુમતી કંટાળી ગઈ. વરસ પહેલાં એ આ સંકટમાંથી પસાર થઈ હતી. અને રોજ સવાર સાંજ આ જગ્યાની અડચણોની કટકટ સાંભળીને એ કંટાળી હતી.

થોડીવારે એ એકાએક બોલી.

'તમે લગ્ન કરો મીસ વ્યાસ એટલે —'

'મારું લગ્ન નક્કી છે! એટલે તો જગ્યા શોધું છું. દોઢ વરસ થયું અમારા લગ્ન નક્કી થયાંને. અમે બન્ને જણાં ૭ દિવસ જગાની શોધમાં ફરીએ અને સાતમે દિવસે મુંબઈની બહાર જઇને જગા મળતી નથી એમ જાણીને ચહેરાઓ નાનાં કરીને પ્રેમનો એકબીજા પર વર્ષાવ કરીએ છીએ —'

વસુમતીનો ચહેરો એકદમ ઊતર્યો. શકુંતલાની કહાણી સાંભળીને નહિ; પણ એનુંયે પ્રેમ થઈને જગા મળ્યા પછી લગ્ન થયું હતું પણ...

'હું શાક લઉં છું જરા, રાહ જોશો ને?' વસુમતી બોલી અને રસ્તાની બાજુએ ઊભી રહેલી શાક-લારી પાસે એ ગઈ, રૂમાલમાં ડુંગળી લીધી. પર્સમાં મરચાં કોથમીર નાખી અને હાથમાં નાળિયેર લઇને એ ચાલવા લાગી. વ્યાસ અદેખાઈથી એની સામે જોતી હતી. છેવટે એ બોલી જ,

'લકી છો મિસીસ ઓઝા તમે!'

'તમને પણ જગા મળશે. હું તપાસ કરીશ તમારે માટે. અમારી ઑફિસમાં કામ કરતાં સુબ્રહ્મણ્યમને ખબર હોય છે.'

બન્ને જણ ફિક્કું હસ્યાં અને વ્યાસ બીજે રસ્તે નીકળી ગઈ. વસુમતી ઝડપભેર નીકળી. હજુ ઘણું જ ચાલવાનું બાકી હતું. ઘેર જઈને રસોઈ કરવાની હતી. પાણી ભરવાનું હતું. સ્નાન કરવાની ઇચ્છા થતી હતી અને ભૂખ પણ સખત લાગી હતી. શરદ આવ્યો હોય તો તેને પણ ચા કરી આપવાની હતી!

શરદની યાદ આવતાં જ વસુમતી ચમકી. ઘર બહાર નીકળ્યાં પછી ટિકિટ-ચેકર, ગાડીમાનો આંખ[illegible], ઑફિસનો બોય, સુબ્રહ્મણ્યમ્, એકાઉંટન્ટ પટેલ, મેરી ડિસોઝા અને સરલા શાહ, ચા આપનારો ભટ,



ચર્ચગેટ પાસે આવો મારતો જુહુ, ગાડીમાંનો મદ્રાસી, શકુન્તલા વ્યાસ, શાકવાળો ભૈયો ...... શરદ ક્યાંય નહોતો આ કાર્યક્રમમાં, જેના ઉપર અતિ પ્રેમ કરીને સંસાર રચ્યે ...વસુમતીને શરદની યાદ આવી પણ બીજી જ ક્ષણે એનું મન બરફની જેમ ઓગળી ગયું. પગ ધીમે ધીમે આગળ જવા લાગ્યા

બાજુની મોટરમાંથી અનૂ મિલિમોરીયા જતી હતી. વેગ ઓછો કરીને વસુમતીને એણે પૂછ્યું 'લિફ્ટ?' 'ના-હવે પાસે જ છે ઘર-' વસુમતી આગળ ચાલવા લાગી. અનૂનો વિચાર હવે એના મનમાં ઘર કરવા લાગ્યો. અનૂ પણ નોકરી કરતી હતી. ક્યાંક વિમાન આવવા જવાની ઑફિસમાં. ખુશીમાં હતી. પતિને એણે ક્યારનાએ છૂટાછેડા આપી દીધા હતા અને રોજ નવા મિત્ર સાથે એ ફરતી. એનીજ મોટર, એના જ પૈસા; એના શરીર પરનાં ફ્રોક્સ અને હોઠ પરની લિપસ્ટીક પણ એમણે જ આપેલી. સમાજ એને બાળો દેતો પણ અનૂને એની પરવા નહોતી કૉલેજમાંની જૂની બેનપણીઓની ટ્રીપ ઘોડબંદર ગઈ હતી તે વખતે અનૂએ વસુમતી પાસે પોતાનું મન હલકું કર્યું હતું. 'લગ્ન મને પસંદ નથી. પતિ કમાતો નથી અને મોજમજાહની મારી ટેવ ઓછી થતી નથી. પતિનાં સગાવહાલાંઓની ગિરદી ઓછી થતી નથી. અને મારો નાનપણનો મિત્ર આવે તોપણ સંશય લે છે બધાં...' અનૂ મિલિમોરીયા ક્રાંતિ કરી છૂટી. છૂટી પણ બેછૂટપણે વર્તવા લાગી. અનૂની યાદ વધતાં વસુમતી ગભરાઈ. એનો શરદ કમાતો હતો અને સગાવહાલાંઓને ઘેર આણતો નહોતો એને પોતાને મિત્ર તો જોઈતા ન હતા અને મોજમજાહ પણ જોઈતી નહોતી, અનૂ પણ એને 'હેપી હાઉસવાઈફ' તરીકે સંબોધતી અને છતાંપણ ..

વસુમતી ચાલી પાસે આવી ત્યારે અંધારું થયું હતું અને બત્તીઓ સળગી હતી. દિવસ ખલાસ થયેલો જોઈને એના કપાળ પર કરચલીઓ પડી. પોતપોતાની ઓરડી બહાર પુરુષો ખુલ્લા દેહે બેઠા હતા. વાતો કરતા હતા. છોકરાંઓને રમાડતા હતા. એમના ખુલ્લા દેહ ને અસંખ્ય છોકરાંઓ જોઈને વસુમતીને ચીડ ચડી. મગજ ભડકાવનારાં ગ્રામોફોન અને રેડિયો ચાલુ હતાં. સિનેમાસંગીતની ફરમાઈશ! પોતાનો સંગીતનો શોખ ભુલાવનારો એ ઘોંઘાટ સાંભળીને એ વધારે ચિડાઈ

દાદરો ચડીને એ ઓરડી પાસે આવી. શરદ આવ્યો હતો અને આરામખુરશીમાં બેઠો હતો. ચંપલ કાઢતાં એ બોલી.

'ક્યારે આવ્યો?-'

'અત્યારે જ!'

'મારી ૭ પાંચની ટ્રેન જરાક મોડી પડવાથી ચૂકી-' ટેબલ પર પર્સ અને શાક ફેંકીને એ અંદરની ઓરડીમાં ગઈ ડોલમાં પાણી નહોતું. જતી વખતે એ ડોલ ભરીને ગઈ હતી. શરદે આખી ડોલ ખલાસ કરી હોવી જોઈએ. વસુમતી ચિડાઈ. ફરીથી ભરી તો મૂકવી હતી! સવારે ઑફિસમાં જતી વખતે બદલેલો લેંઘો એમ જ પડ્યો હતો. એની સાડી પણ ત્યાં જ પડી હતી! વસુમતીએ પગથી જ સાડી અને લેંઘો ખૂણામાં ધકેલી દીધાં.

શરદે બહારથી બૂમ પાડી.

'શું કરે છે?-ચાલ, જરા બહાર ફરી આવીએ-'

'હા રે! હું હમણાં જ આવી ને-' એ ડોલ ઊંચકીને બહાર આવી, 'જરા મોં ધોઉં છું તે પછી જઈશું-' શરદ સામે જોઈને એ બોલી અને વરંડામાંથી ટાંકી પાસે ગઈ. પાણી લાવી આપવા માટે શરદ આગળ ન આવ્યો એનું એને દુઃખ થયું. નળ પાસે એ લાચારીથી ઊભી હતી. કોઈની ડોલો, કોઈનાં હાથપગ ધોવાનું. એણે પોતાની ડોલ અર્ધી જ ભરી. આખી ભરીને ઊંચકવાની શક્તિ જ ક્યાં રહી હતી!

મોં ધોયા પછી અને કપડાં બદલ્યા પછી એને જરા ઠીક લાગ્યું. અરીસામાં એણે પોતાનો ચહેરો મન-



મુરાદ નીરખ્યો અને ખુશ થઈને શરદને એણે કહ્યું 'ચાલ–'

શરદ ખુરશીમાં એમ ને એમ બેઠો હતો. શુષ્કપણે એ બોલ્યો,

'હવે ક્યાં જાય છે?–આઠ વાગ્યા. એક કલાક સુધી તારી ફેશન ચાલતી હતી–'

વસુમતી ભડકી. ગમે તેમ ચિડાઈને એ બોલવાની હતી. એટલામાં શરદ બોલ્યો,

'પોતા સિવાય તારું ધ્યાન ક્યાં હોય છે! ચા લીધી છે કે નહિ એ પણ ન પૂછ્યું–'

અને આ સાથે જ વસુમતીનો ચહેરો એકાએક ઊતરી ગયો. શું બોલવું, એ ઘણા વખત સુધી એને ન સમજાયું. છેવટે એ ગમે તેમ બોલી,

'સોરી હોં! આમ જો ને!–હું થાકી ગઈ હતી. અને તને પણ કહેતા શું થયું હતું? ઊભો રહે, ચા મૂકું છું, ગુસ્સે ના થઈશ–'

શરદ ઉદાસ રહ્યો, એને દૂર કરતો એ બોલ્યો,

'રહેવા દે! હું પીઈશ હોટેલમાં. સાચે જ ના કરીશ–' એને આંખો મીંચીને પડેલો જોઈને એ બોલી,

'પછી જવું છે ને ફરવા?'

'ના! હવે કંટાળો આવ્યો છે. અને બહાર નીકળ્યા પછી તરત જ તારી ઘેર પાછા આવવાની ઉતાવળ. રસોઈ કરવાની છે, અને પાણી ભરવાનું છે!'

'આપણે બહાર જ જમીશું! અને પાણી ભરીશું સવારે –'

'બહાર જમવાની ખરાબ આદત તને પડી છે! અને પૈસા ક્યાં છે? ચા પીવા માટે માત્ર બે આના જ મારી પાસે બાકી—'

વસુમતી ભડકી. ટેબલ પરનું નાળિયેર જોરથી પછાડીને એણે ફોડ્યું. અંદરનું પાણી પીવાની એને ઇચ્છા થઈ, પણ ગુસ્સાથી એણે એમ ન કર્યું. રૂમાલમાંની ડુંગળી અને પર્સમાંના મરચાં કોથમીર લઈને ગુસ્સાથી જ એ અંદર ચાલી ગઈ.

શરદ ફરી ખુરશી પર બેઠો અને સિગરેટ સળગાવીને ધુમાડો છોડવા લાગ્યો.

વસુમતીએ સગડી સળગાવી. ડુંગળીનું શાક કરવા માટે તપેલું સગડી પર મૂક્યું, ઉતાર્યું, ચા મૂકી.

શરદ એની પાછળ આવીને ઊભો રહ્યો. મૃદુતાથી બોલ્યો,

'વસુ—'

વસુમતીની આંખો ભીની થઈ. ખભા પર એણે મૂકેલો એનો હાથ પોતાના હાથમાં લેતી એ બોલી, 'ચા તૈયાર—'

'સાચે જ નથી જોઈતી–શા માટે કરી? અને આપણે બહાર જ જઈએ —'

'આ જો તૈયાર થઈ ચા–' ચાને ગાળતાં ગાળતાં વસુમતી બોલી. પછી શાક તૈયાર થયું છે કે નહિ તે જોતાં એ બોલી, 'અને બહાર શા માટે! તને ગમતું રસદાર શાક કર્યું છે ને! જો તો ખરો—' શરદે પ્રેમથી એના ખભા દબાવ્યા પછી ચા પીને એ બોલ્યો,

'વધુ કંઈ ન કરીશ—'

'રોટલીઓ કરું ને—'

'ના–હાથ દુઃખતાં હશે તારા! હું બ્રેડ લાવું છું—'

'એમ તો થોડી બ્રેડ અને દોઢ રોટલી છે! લાગે જ છે તો સામેની નવીન ખુલેલી સિંધી હોટેલમાંથી મિઠાઈ—'

વસુમતીના પ્રસન્ન ચહેરા સામે જોઈને શરદ બોલ્યો, 'કેમ–દિવસો રહ્યા છે કે શું?'

આ સાંભળતાં જ વસુમતીનો ચહેરો ફિક્કો પડી ગયો. એણે શાકને હલાવવાની શરૂઆત કરી. શૂન્યપણે શરદ ઓરડી બહાર ગયો.

આંખોમાં ભરાયેલાં આંસુઓને વસુમતીએ વહેવાની રજા આપી. નેત્રોની કાળજી લેવાની સૂચના કરતાં ડૉક્ટરના શબ્દો એને યાદ આવ્યા. પણ કંઈ વધુ આંસુ બહાર પડ્યાં. ડૉક્ટરે [illegible] કરવાનું પણ કહ્યું હતું. વસુમતીની આંગળીઓ [illegible] લાગી.

ચાલવાથી, ઊભા રહેવાથી પગ દુઃખતા હતા. અને ચારપાંચ કલાક સતત્ ટાઈપરાઈટર પર બેઠી હતી. ટાઈપરાઈટરનો ટક ટક અવાજ કાનમાં ઘૂમવા લાગ્યો, વધવા લાગ્યો, અને અત્યારસુધી ન દુઃખતું મગજ પણ દુઃખવા લાગ્યું.

રસોઈ પતાવીને એ બહારની ઓરડીમાં આવી. બારણું ખુલ્લું જ હતું. ખૂણામાંની આરામખુરશી, ટેબલ, પલંગ, પુસ્તકો – સર્વ સંસાર પરથી વસુમતીએ શૂન્ય દૃષ્ટિ ફેરવી. એક એક વસ્તુ એકઠી કરતાં કેટલું સૌખ્ય, આનંદ મળ્યો હતો. દોઢ વરસ પહેલાં જ માત્ર, પણ આજે આમ કેમ થયું! આટલો વહેલો કેમ જતો રહ્યો બધો ઉત્સાહ! પહેલાં કષ્ટ તો હતાં જ. અને બીજાની દૃષ્ટિથી કેટલી ભાગ્યવાન હું! શકુન્તલા વ્યાસને જગા મળતી નથી, અલૂ બિલિમોરીયાનો પતિ પૈસા મેળવતો નથી. મારા સંસારને એ ઓરડીઓ, એ નોકરીઓ!—છતાં પણ લડવાડ, કંકાસ. શું બગડ્યું છે, શું થયું છે!

એ ઓરડીમાં એમ જ ઊભી રહી, પછી વરંડામાં ગઈ, ફરીથી ઓરડીમાં આવી. વરંડામાં શાંત રીતે ઊભું રહી શકાતું નહોતું. આટલી ગિરદી અને કોલાહલ, રસોઈનો ધુમાડો અને ફિલ્મી રેકોર્ડો. આડોશપડોશની સાથે વાત કરવાની પણ ઇચ્છા થતી નહોતી. જે તે પોતપોતાની ધમાલમાં અને કામમાં. ઓરડીમાં ઠીક લાગતું હતું, અને નહોતું! સાડાનવ થયા છતાં શરદ પાછો આવ્યો નહોતો એ આવે, અને ન આવે તો સારું એમ લાગતું હતું! એ આવે એટલે જમી લઈએ પણ એ આવ્યા પછી જમીને... ..વસુમતી અતિ ઉદાસ બની.

- પણ શરદ આવતાં જ એને ઠીક લાગ્યું. એણે મીઠાઈ લાવેલી જોતાં જ તે આનંદિત બની. તરત જ એણે બે થાળીઓ પીરસી. મીઠાઈ અને રસાદાર શાક વહેંચી લીધું. શરદને વધુ પીરસ્યું, ફરીથી એની થાળીમાંથી થોડું એણે ખાધું. ઑફિસમાં કામ કરતા સુબ્રહ્મણ્યમની રમૂજી વાતો કહી અને શરદ સાથે પોતે હસી. જમણ થઈ રહ્યા પછી શરદને રસોડા બહાર ધકેલ્યો અને એંઠવાડ કાઢી લીધો.

વસુમતી બહારની ઓરડીમાં આવી ત્યારે શરદે પથારીઓ નાખી હતી અને સિગરેટ ફૂંકતો એ આરામખુરશીમાં બેઠો હતો. પસરેલી પથારીઓ અને સિગારેટનો ધુમાડો જોતાં જ એની આનંદિત વૃત્તિઓ ઠંડી બની. એને બીક લાગી. નફરત પેદા થઈ અને બીક લાગી. નફરત પેદા થઈ અને ચીડ પણ ચડી. જરીવારે એ બોલી.

'સૂતી વખતે સિગારેટ શા માટે પીએ છે?'

'હજુ સૂવાનો સમય ક્યાં થયો છે?'

'દસ વાગી ગયા—'

'તું સૂઈ જા—'

'પણ બત્તીના પ્રકાશમાં મને ઊંઘ આવતી નથી—' શરદ ચિડાયો, સિગારેટની એક મોટી ફૂંક મારી એણે એ બુઝાવતાં બોલ્યો, 'તને બત્તીનો ત્રાસ થાય છે, સિગારેટનો ત્રાસ થાય છે—'

વસુમતી ચૂપ રહી. પથારી પર આવી પડી અને આંખો પર આડો હાથ રાખીને એ એમ ને એમ પડી રહી. શરદ જરા ગુસ્સામાં જ ઊઠ્યો. બારણું બંધ કરીને બત્તી બંધ કરીને પડોશની ગાદી પર લંબાયમાન થયો અને પછી સર્વત્ર શાંતિ ફેલાઈ. થોડીવારે શરદ બોલ્યો, 'આવ—'

વેદનાની સહસ્ર સોયો વસુમતીના સર્વ દેહે ભોંકાઈ. એ બીતી હતી તે ભૂતની જેમ અંધકારમાં ઊભી રહી. જેમતેમ એ બોલી.

'ના—'

'ગુસ્સે થઈ?'

'ના રે—'

'આમ શું કરે છે! શું થયું છે તને!—આવ ને—'

'ના—ઊંઘવા દે મને—'

અંધારું હતું છતાંયે વસુમતીએ આંખો પરથી હાથ દૂર ન કર્યો. હાથ કાઢીને શરદના ગળામાં નાખવાની



એને ઇચ્છા થઈ, પણ એનાં શરીરમાં શક્તિ જ રહી નહોતી. ગાદીને એની પીઠ ચોંટી ગઈ હતી. અને માથું ઉપરના ભાગને અફળાશે કે શું એમ લાગતું હતું. 'નિદ્રા તો પિશાચની જેમ તારી પાછળ પડી છે. હંમેશને માટે સૂઈ જા એક વખત—'

શરદના ક્રોધિત શબ્દો સાંભળતાં જ વસુમતી ફક્ત ઊઠીને બેઠી. ધ્રૂજતા સ્વરે એ બોલી, 'કેટલો ચિડાય છે તું! અને હું પણ. ચાલ આપણે વાતો કરીએ ...ચેસ રમવો છે કે પછી ફરવા જવું છે?'

'ના, આરામ કર! ઉજાગરાથી તબિયત બગડશે તારી—'

'શું થયું છે મને—'

'એ જ તો મને સમજાતું નથી—'

શરદના શબ્દ પાછળનો તીવ્ર ઉદ્દેશ વસુમતીને જણાયો, સમજાયો! અસહાયતાથી, દુઃખથી એનું હૃદય ભરાઈ આવ્યું. એની આંખો ભરાઈ આવી અને સર્વ શરીર ધ્રૂજ્યું. કોમલતાથી એ બોલી:

'ગુસ્સે થયો છે તું—મેં જાણ્યું! પણ સોગન ખાઈને કહું છું, મને મજા પડતી જ નથી—ઇચ્છા થતી જ નથી—'

પહેલાં બધું ગમતું, હમણાં હમણાં જ તું સર્વ ભૂલી ગઈ છે. હું જ તને જોઈતો નથી, કહે ને ગમતો નથી—'

આનો શો ઉત્તર આપવો એમ એણે ચહેરો કર્યો. છતાંયે એ બોલી, 'મગજમાં ગમે તે ભરાવી ન લઈશ! મને સમજીને કર—'

'બધું સમ—'

'હું થાકી જાઉં છું! રસોઈ કરીને થાકું છું, પાણી ભરીને થાક લાગે છે, જવા આવવાની કટકટથી થાકું છું, ઑફિસમાંના ટાઈપરાઈટરથી—'

'મને નથી લાગતો થાક? હું કામ નથી કરતો? જગતમાંની બધી સ્ત્રીઓ કામ કરે છે. શા માટે મને બધું સંભળાવે છે? નોકરી ના કરતી આટલો બધો ત્રાસ થતો હોય તો—પણ એ હું શી રીતે કહું? મારું જ દારિદ્ર્ય, ગરીબાઈનું પ્રદર્શન થવાનું—'

વસુમતીને શું કરવું એ ન સમજાયું. શરદને શી રીતે સમજાવવું, પોતાના મનને શી રીતે સમજાવવું, સમજાતું નહોતું એને! છેવટે નિશ્ચયથી એ ઊઠી. આંખો ઉઘાડીને, હોઠ ચાવતી—

'બારી ન વાસીશ—' શરદે ચિડાઈને બૂમ પાડી. 'ગરમીથી પહેલાં જ જીવ ગભરાય છે—'

વસુમતી ચમકી. બારી પાસેથી દૂર થતી બોલી,

'પડોશમાં આવેલો મહેમાન બારી પાસે જ પલંગ પર સૂએ છે, જગા નથી એટલે—'

'રહેવા દે!—સૂઈ જા તું હંમેશની માફક.'

વસુમતી ચિડાઈ ગઈ. આરામખુરશીમાં શરીરને પછાડીને એ એમ ને એમ પડી રહી. ભયાનક શાંતિ એને અસહ્ય થઈ. એ બોલી,

'આવતા મહિને આપણે પ્રથમ પંખો લઈશું—' શરદ વિકટપણે હસ્યો. બોલ્યો, 'એટલે એક મહિનો છુટ્ટી—'

વસુમતીનું મસ્તક સળગી ઊઠ્યું. કડવાશથી એ બોલી, 'શું બોલે છે આ શરદ—'

શરદ બમણી કડવાશથી બોલ્યો, 'ખોટું બોલું છું? આપણો પતિ-પત્નીનો સંબંધ હવે રહ્યો નથી એ શું ખોટું છે?'

'શરદ—શરદ' વસુમતી ક્રોધથી ધ્રૂજી. પણ પછી ઉત્સાહ છોડીને એ રડવા લાગી.

ફરીથી શાંતિ ફેલાઈ. ઓરડીમાં જ. કારણ ઓરડી બહાર વાસણોનો અને લડવાડનો મોટો અવાજ અને સિનેમાસંગીતની રેકોર્ડો ચાલુ જ હતી. ઓરડીમાંની શાંતિને સાક્ષી તરીકે સાથ આપતી હતી...

શરદ ગાદી પરથી ઊઠીને ખુરશીના પગ આગળ બેઠો. વસુમતીએ એના વાળ પરથી મમતાથી હાથ ફેરવ્યો શરદ મૃદુતાથી બોલ્યો,

'આમ શું કરે છે વસુ? પહેલાં કેટલી મઝામાં





રહેતી તું ! ભૂલી ગઈ બધું ? લગ્ન પછી તારા ગામડામાં વીતાવેલું અઠવાડિયું યાદ છે? આખી રાત આપણે જાગતાં. સવાર થાય છતાં પણ તુ ઓરડી બહાર આવવા ઇચ્છતી નહોતી. અને અહિંયા પણ સાંજે ઘેર આવ્યા પછી તું મારી પાસે જ રહેતી...' વસુમતીએ એક ડુસકું ભર્યું અને જોરથી, રડતાં રડતાં એ બોલી,

'યાદ છે, બધું યાદ આવે છે! મારો તારા પર અતિશય પ્રેમ છે. તું મારી પાસે રહે એવી ઇચ્છા છે. મારો...'

શરદ આવેશથી એની પાસે સરક્યો. સમજુતીભર્યા અવાજે બોલ્યો, 'હું તારો જ છું, તું જ ગાંડાની જેમ વર્તે છે. અરે, બીજાઓને આમ આટલું એકાંત પણ મળતું નથી. દસ માણસોના ઘરમાં જો એક વખત અને મજૂરોને તો—આમ શું કરે છે?—નવોન લગ્ન થયાં પછી જે આકર્ષણ હોય છે તે નથી છતાં પણ—'

એનો હાથ હાથમાં દૃઢ પકડી એ બોલી,

'આપણે જૂનાં થયાં છીએ છતાં પણ તું મારો રહે એવી મારી ઇચ્છા છે પણ આ દોડાદોડ આ યંત્રની જેમ વર્તવું મારાથી સહન થતું નથી શરદ, આપણે ક્યાંક જતા રહીએ. અહિંયાથી મને લઈ ચાલ—પહેલાં લઈ જા—'

એના શબ્દો અને ડુસકાંઓ હવામાં ફેલાયાં. ઘણા વખત પછી શરદનો ઘોઘરો અવાજ આવ્યો, 'તું કંટાળી ગઈ છે!... મને લાગે છે, તને બાળક, છોકરું જોઈએ છે!—'

'હશે કદાચ! પણ બાળક થવાનું હશે તો અહિંયા હું રહેવા જરાયે તૈયાર નથી. મારા બાળકને આવા ... જવા દે! શા માટે ચર્ચા કરવી બધાંની—'

વસુમતીનાં આંસુ સુકાંઈ ગયાં. શરદનો પણ આવેશ ઓસર્યો, શુષ્કપણે એ બોલ્યો,

'છે એ પરિસ્થિતિમાંથી જો આપણે માર્ગ નહિ કાઢીએ તો આપણે બન્ને દુઃખી થઈશું!—મને પણ ક્યાં ગમે છે આ બધું? પણ શું કરવાનું? આખા દિવસના શ્રમથી થાકેલાઓનો થાક ઉતારવાનો ફક્ત એક જ ઉપાય છે. એ પણ તું—'

શરદના આ શબ્દો સાંભળતા જ વસુમતીનું મન ચિરાયું. એને ઘૃણા આવી. ચીડ ચડી. એના શરદે આમ વર્તવું જોઈતું નહોતું, માનવું નહોતું! એને લાગ્યું, ઊડીને ક્યાંક દૂર ભાગી જવું, બહુ દૂર દૂર જઉં—

એટલામાં શરદે ખુરશીમાંથી એને નીચે ખેંચી. ચિડાઈને એ બબડ્યો: 'મહિનો થયા સહન કરું છું...... ઘણી જ ચમત્કારિક રીતે વર્તે છે તું આજકાલ—'

વસુમતી નીચે ઘસડાઈ. એના બાહુપાશમાં એને મઝા ન આવી. ગરમી કરતાં વધારે જીવ ગભરાય છે એમ લાગ્યું. લોકલમાં ચોમેરથી લાગતા માણસોના ધક્કા જેવું એનુ આલિંગન હતું. અને ગિરદીમાંના કોઈ ઇસમે ખણેલી ચૂંટલીની જેમ એનું ચુંબન!

શરદે ચિડાઈને એને દૂર ધકેલી દીધી અને કહ્યું 'મર—' વસુમતીને લાગ્યું. સાથે જ મરી જઈશ તો ઘણું સારું, પોતાના પ્રિયકરની સાથે, પોતાના પતિની સાથે સમરસ થવાનો ઉત્સાહ પણ રહ્યો નથી પોતાની પાસે! એણે પોતે જ પોતાનો તિરસ્કાર કર્યો. બીજી કંઈ બાબતોમાં પોતાને ગમતું ન ગમતું, પોતાની કલ્પના ભાવના સમજાઈ છે? પણ પછી આટલા માટે જ-અગણિત સ્ત્રીઓ પોતાનું મન, ઇચ્છા બાજુએ નથી મૂકતાં? એનો શરદ એમ નથી વર્તતો...વ્યાકુળતાથી દુઃખી થતી એ બોલી, 'આવ ને–લે તારા બાહુપાશમાં મને—'

'પ્રેતની સાથે શૃંગાર કરતાં આવડતું નથી મને!' શરદ ચિડાઈને બબડ્યો, અને ઊઠ્યો, 'આજથી તારો મારો સંબંધ તૂટ્યો. તેં પોતે જ મને તારાથી દૂર કર્યો છે. તું રહી શકીશ, પણ મારે માટે અશક્ય છે. મારે મારું સુખ શોધવું પડશે. તારો મિજાજ ન જોઈએ–હું જઉં છું—'



વસુમતીનાં આંસુ ખલાસ થયાં અને કપાળ કરચલી-ઓથી ભરાયું. ક્રોધથી એણે બૂમ પાડી,

'જા-ગમે ત્યાં જા—'

'બીક લાગે છે કે શું તારા બાપની—'

'લે, એ પર્સમાંથી પૈસા લે જોઈતા હોય તો જા—'
વસુમતીનો ક્રોધ અનિવાર્ય થતો જતો હતો. માથું ફૂટશે, શરીર સળગશે એમ એને લાગવા માંડ્યું. પણ કશાકની બીકે એને એકદમ ઘેરી લીધી. શ્રમથી અને દુઃખથી ભાન ગુમાવીશ એમ એને લાગ્યું. ક્રોધ અને દુઃખની ખેંચાખેંચમાં એના હાલ થવા લાગ્યા. અનિવાર્ય પ્રયત્ન કરીને એણે પોતાની જાતને ભાનમાં રાખી. શરદના પગ પકડીને એ બોલી :

'ક્ષમા કર. મારો સ્વીકાર કર!-મને સમજી લે રે, તું મારો રહે એવી મારી ઇચ્છા છે. પણ ..'—

શરદ રીસમાં ને રીસમાં આરામખુરશી પાસે ગયો. પથ્થરની માફક એકદમ બેઠો અને સિગારેટ સળગાવી. વસુમતીએ દયાર્દ્ર નજરે એની સામે જોયું અને પાસે સરકી. આજીજીભર્યા સ્વરે એ બોલી, 'અને વધારે શું કહું ?—મારી કલ્પનાઓ બહુ જુદી જ છે, ઘણી જ નિરાળી છે! મન પ્રસન્ન હોય, શરીરમાં સ્ફૂર્તિ હોય, સ્વચ્છ સુન્દર વાતાવરણ હોય, તો જ મારી વૃત્તિઓ ખીલે છે, અહિંયા આજુબાજુ કોલાહલ, માણસોની આવ-જા ચાલુ હોય છે, રડવું, બૂમ પાડવું, ગાળો આપવી આ બધું સાંભળીને ઇચ્છા થતી જ નથી. શરીરે પરસેવો આવતો હોય, મચ્છરો કરડતાં હોય છે. શરીર થાકી ગયું હોય છે અને મગજ દુઃખે છે. દરરોજવાળી બ્રેડના ટુકડાઓ લોકલમાંની વાસનાભરી આંખો, ટાઇપિરાઇટરનો અવાજ ત્રાસ આપે છે. અને પછી મનની ઇચ્છા દબાઈ જાય છે અને શરીરને ઉત્સુકતા રહેતી નથી. આ વ્યવહારને જ્યાં ત્યાં ગંદકીનું સ્વરૂપ આપ્યું છે. ઢોરની જેમ, મારે પશુ બનવું નથી. મારી ભાવના-ઓને હું પવિત્ર માનું છું! મને એટલું જ સંભાળવા દે. મારી વિટંબણા ન કરીશ શરદ, મારી વિટંબણા ન કરીશ—'

વસુમતીના આ શબ્દો ક્યારે ખલાસ થયા એ એને જ ન સમજાયું. ડુસકાંઓના અવાજમાં એ ઓગળી ગયા. એની પીઠ દુઃખતી હતી અને આંખો સળગતી હતી. લોકલમાંના માણસો પીઠને ધક્કો મારતા હતા અને આંખોને વાસનાપૂર્ણ નજરથી નિહાળતા હતા. રસ્તામાંના અનેક અશ્લીલ શબ્દો અને ચાલીમાંના અસંખ્ય છોકરાંઓના અવાજ કાનમાં ઘૂમતા હતા. મચ્છરો કરડતા હતા. પરસેવો આવતો હતો. અને શરદના ખોળામાં માથું મૂકીને એ સૂતી હતી......



માતાએ પોતાનાં બધાં ઘરેણાં વેચીસાટીને જગદીશચન્દ્ર બોઝને ઇંગ્લેંડ મોકલ્યા એટલા એ ગરીબ હતા. ઇંગ્લેંડથી ડિગ્રીઓ સાથે હિંદ આવ્યા બાદ કલકત્તાની પ્રેસીડન્સી કોલેજમાં ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રના અધ્યાપક તરીકે રહ્યા. આ કોલેજમાં ત્યારે એવો નિયમ હતો કે સરખી ડીગ્રી ને લાયકાતવાળા છતાં હિંદી અધ્યાપકોને અંગ્રેજી અધ્યાપકો કરતાં અડધો કે તૃતીયાંશ જ પગાર મળી શકે. અને જગદીશચંદ્રના કિસ્સામાં તો આ બે તૃતીયાંશનું પણ અડધું વેતન આપવાનું નક્કી થયું! ગરીબ છતાં સ્વમાની બોઝે આનો સખત પ્રતિકાર કર્યો વિરોધરૂપે લાગલાગટ ત્રણ વર્ષ સુધી પોતાના પગારનો ચેક પાછો કાઢતા રહ્યા.

અંતે કેળવણી વિભાગે એમની નીમણુંક સ્થાયી કરી અને પાછલાં ત્રણ વર્ષની રકમ પણ મોકલાવી આપી!



ઈશ્વરભાઈ પટેલ

# નિર્બળકે બળ રામ

બાળકના મન ઉપર કોઈ જબ્બર છાપ કેટલી હદ સુધી મહત્ત્વનો ભાગ ભજવે છે એ આ અંગ્રેજી ઉપરથી તૈયાર કરેલો પ્રસંગ કેવી આબાદ રીતે કહી જાય છે! હોરી હોરી વાંચવા-વિચારવા માટે આવા લેખો ખૂબ મહત્ત્વના છે......

આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પામેલો સ્વીડનનો હોકી અને ફૂટબોલનો ખેલાડી સ્વેન બર્ગક્વીસ્ટ સ્વીડનના જુવાનોનો લાડીલો હતો. એ સૌની થોકબંધ ટપાલનો મારો તેના પર હસ્તાક્ષર કે મેચની ટિકિટ માટે રહ્યા જ કરતો. એવી એક દિવસની ટપાલમાં એ ગોથાં ખાતો હતો ત્યાં એની નજર નીચેની લીટીઓ પર ચોંટી: 'હું તમને હોસ્પિટલમાંથી આ લખી રહ્યો છું. પાંચ માસથી હું અહીં રિબાઉં છું અને સંખ્યાબંધ શસ્ત્રક્રિયાઓ મારા પર અજમાવવામાં આવી છે. ફિનલેન્ડ સામે ખેલતા મેં તમને જોયા ત્યારથી તમે મારું દિલ હરી લીધું છે. કૃપા કરી મને મળી જશો.'

આ શબ્દો એ ખેલાડીના હૃદય સોંસરવા નીકળી ગયા પણ એ કામની એવી ધમાલમાં હતો કે એક પખવાડિયા સુધી એ એના લક્ષ બહાર જ રહ્યો. એને શી ખબર કે આ પત્રના આશા–તંતુએ બંધાયેલું એક બાળકજીવન પાસેની એક હોસ્પિટલમાં જીવન-મૃત્યુ વચ્ચે ઝોલાં ખાતું હશે!

એ પત્રનો લેખક હતો આર્થર સ્વેન્સન નામનો ચૌદ વરસનો એક છોકરો. એની આટલી ટૂંકી જિંદગીમાં એના પર બત્રીસ ઉપરાંત શસ્ત્રક્રિયાઓ થઈ ચૂકી હતી અને એનું કારણ હતું કુદરતની એક નાનીશી કસૂર, એ બિચારો જન્મ્યો ત્યારે એને ચહેરો જ નહોતો! હા! સપાટ એવી એ માંસ–ચામડીની માટીમાં બે નાની આંખો હતી અને એ આંખ નીચે બે નાનાં સરખાં કાણાં હતાં. એ કાણાંની જગાએ ખરેખર તો નાક હોવાં જોઈએ. પણ આ અભાગી બાળકને નહોતું નાક કે નહોતું મોઢું કે હડપચી! જાણે જીવનની ટંકશાળમાંથી છાપ કે છબી વગર બહાર પડેલો મૂલ્યરહિત સિક્કો!

વિધિની આ ક્રૂરતામાં એક ઓર વાતે ઉમેરો કર્યો હતો. તેનો જન્મ થતાં જ પોતાના સંયોગ પરના કુદરતના આ અટ્ટહાસ્યથી નિરાશ થયેલાં એનાં માતપિતા એકબીજાથી છૂટાં પડ્યાં. એનો પિતા તો એમ જ માની બેઠો કે એ જીવવાનો જ નહિ એટલે એ તો એને ત્યજીને જતો જ રહ્યો. એક દયાર્દ્ર ડાક્ટરે એ ચહેરામાં યોગ્ય સ્થળે એક ચીરો કર્યો અને વિધિનું આ વિચિત્ર સર્જન ઊંઆં ઊંઆં કરવા લાગ્યું અને દૂધના ઘૂંટડા ઉતારવા લાગ્યું.

માતપિતાથી ત્યજાયેલા આ બાળકને પેલા દાક્તરે એક સાર્વજનિક હોસ્પિટલમાં દાખલ કર્યું અને વિધિની આ વિચિત્રતાને સરખી કરવાના એક મહા ઉદાત્ત કાર્યથી પ્રેરાઈ દાક્તરોએ એના પર એક પછી એક નવી ચામડી મૂકવાની શસ્ત્રક્રિયા કરી એ સપાટ માંસમાંટીને ચહેરાનું સ્વરૂપ આપવા એક ભગીરથ પ્રયત્ન આદર્યો. આજેય એ આર્થરને નાનપણનાં સંસ્મરણોમાં પાટાપીંડી, ઈથરની તીવ્ર વાસ, હોસ્પિટાલો અને અનાથાશ્રમો જ્યાં છોકરાંના ટોળેટોળાં એને ખિજવવા ફરી વળતાં, એ જ યાદ આવે છે.

એ બિચારો નિશાળે જતાંઆવતાં બીજાંની ખીજમાંથી બચવા સાવ એકલો અટૂલો જ જતો! વચ્ચે વચ્ચે એને ચામડી ચડાવવા પાછું હોસ્પિટલની મુલાકાતે જવું પડતું. આવી એક મુલાકાતને અંતે એના ચહેરા પર નાક જેવી એક આછી રૂપરેખા ઉપસી આવી ત્યારે બાળકોને એને ખીજવવાની એક નવી યુક્તિ હાથ લાગી. પોતાનાં નાક બે હાથ વડે દબાવી એ એના ચાળા પાડતાં અને આર્થર હેરાન હેરાન થઈ જતો.

એવામાં એને એક અપંગ અને અશક્તાશ્રમમાં ખસેડવામાં આવ્યો અને એ સૌ ટીખળમાંથી થોડા સમય પૂરતો એ ઉગર્યો. એ આશ્રમમાં પટા ને બંધ,



ધોડીઓ અને ઠેલણ–ગાડીઓવાળા સૌ એના જ જેવા જીવનની કાણી એવી એક જ હોડીમાં સફર કરનારા હોવાથી એનો સમય ત્યાં આનંદથી વીતવા લાગ્યો.

આ સંસ્થાનાં બાળકોને રમતનું ઘેલું લાગેલું હતું. દરેક બાળક પોતાની પાસે એક કાપલીપોથી રાખતો અને પોતાના માનીતા ખેલાડીનાં છાપાનાં ચિત્રો અને અહેવાલોની કાપલીઓ એમાં રાખી મૂકતો. રાત પડયે આ લૂલાંલંગડાંના સમાજમાં હરેક જાણે પોતે જ ઉસ્તાદ દોડનારો, કૂદનારો કે ખેલનારો હોય એમ રંગભરી વાતો જામતી અને એ અશક્તાશ્રમ તત્કાલ પૂરતો તો રમત ઉસ્તાદોનું પટાંગણ બની જતો ! આવા જ એક રંગભરી રાતના ડાયરામાં આર્થરે પેલા હોકી ફૂટબોલના ખેલાડી સ્વેનને પોતાનો લાડીલો બનાવ્યો અને એકલવ્યે જેમ જંગલમાં દ્રોણની માટીની મૂર્તિ રચી એ પ્રેરણામૂર્તિના સાન્નિધ્યમાં બાણવિદ્યા પર પોતાની પકડ જમાવી તેમ આ આર્થર પોતાના માનીતા સ્વેન જેવો ખેલાડી થવાનાં સ્વપ્નોને આકાર આપવા પાછળ મચી પડયો. કલાકો સુધી એ અશક્તાશ્રમમાં એ એકલો ને એકલો કે સામેની ભીંતને સામાવાળિયો સમજી બોલને પગથી ફટકારતો જ રહ્યો ! આમ કરતાં એને થાક લાગતો ત્યારે એ પોતાની પ્રેરણામૂર્તિ સ્વેનનો વિચાર કરી નવું માનસિક જોમ મેળવતો અને થાકને દૂર હટાવી બોલ પાછળ પડતો.

આમ પાંચ વરસની સ્વેનભક્તિ પછી એક દિવસ એને ફિનલેન્ડ અને સ્વીડન વચ્ચેની મેચમાં જીવનમાં પ્રથમવાર પોતાની પ્રેરણામૂર્તિનાં પ્રત્યક્ષ દર્શનનો લહાવો મળ્યો. તે દિવસે સ્વેને પણ જે પરાક્રમો કર્યાં અને માનચાંદ અને હારતોરા પ્રાપ્ત કર્યાં તેનું દૃશ્ય આર્થરના મનમાંથી ભૂંસાયું જ નહિ.

પણ એનો આ આનંદ લાંબો ટકયો નહિ. માનવતાવિહોણી કાર્ડપદ્ધતિના ભોગ એને થવું પડયું. અને નામને બદલે કાર્ડનંબરથી ઓળખાતા આ આર્થરને ઘર જેવો થઈ પડેલો એ અશક્તાશ્રમ છોડી બાળગુનેગારોની એક રેફ્રમેટરીમાં જવું પડયું. ધીંગા થયેલા એ બાળગુનેગારોની જમાતે એની જે ઠૂર ઠેકડી દિવસો સુધી ઉડાડી એથી તો એ દુઃખી દુઃખી થઈ ગયો અને આ નરકાગારમાંથી બહાર કાઢવા પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યો. સદ્ભાગ્યે બીજા સપ્તાહમાં એને શસ્ત્રક્રિયા માટે ઇસ્પિતાલમાં ખસેડવામાં આવ્યો અને એણે છુટકારાનો દમ ખેંચ્યો ! ઇસ્પિતાલની આ એકાકી પથારીમાં પડયાં પડયાં ઘરવિહોણા એને ઘર જેવા લાગતા પેલા અશક્તાશ્રમનાં મીઠાં સોણલાં ભયંકર રીતે લડવા લાગ્યાં. આવી એક પીડા સમયે જ આગળ ઉલ્લેખાયેલો પત્ર એણે પોતાના પ્રિય પાત્ર સ્વેનને લખેલો.

એના કમભાગ્યે, જેનાથી એ દૂર ભાગવા માગતો હતો, જેને એ ધિક્કારતો હતો, રેફ્રમેટરીમાં જ એને પાછો મોકલવામાં આવ્યો. એના ચહેરાને કંઈક રૂપ આ વખતે આવ્યું હતું છતાં એ દયાહીન જમાતે એને એવો તો પજવી કાઢયો કે એને નાસી છૂટવાનું મન થયું. એ સિવાય એને કોઈ ચારો કે આરો દેખાયો નહિ. પણ જવું કયાં ? દુનિયામાં એનું કોણ હતું કે જેને આશરે એ ઘડીભર ઊભો રહે ? આ વિષાદમય માનસાવસ્થામાં એ શાળાના નીચેના ભાગમાં આવેલા સરોવરને કાંઠે એકલો ને અટૂલો બેઠો બેઠો વિચાર્યા કરતો, ' મારે જીવીને કરવું છે શું ? મરીશ તો નિદાન સ્વર્ગ તો મળશે ને ? ' અને આ વિચારમાળાએ એના મન પર પકડ જમાવી. તેમાં વળી એની, નિરાધારનો આધાર એવી એકની એક આશાતંતુ આપનાર વ્યકિત સ્વેન તરફથી પણ કશોય ઉત્તર કે પત્ર નહોતો.

સ્વેન પણ બિચારો શું કરે ? પેલા દુઃખી પત્રના શબ્દો એના હૃદયમાં ચોંટી તો ગયા હતા પણ ફુરસદ મળે ત્યારે ને ! પખવાડિયા પછી એણે ફરી પેલી પત્ર–પોટલી ઉઘાડી જોયું તો એમાં વળી નીચેના શબ્દો એની આંખે ચઢયા : ' શસ્ત્રક્રિયા વખતે હું બેભાન હતો ત્યારે પણ તમારા નામના જ પોકાર હું કર્યા કરતો હતો એમ ડાકટરો કહેતા હતા. તમે મને મળી જશો ને ? '





સ્વેને તરત જ હૉસ્પિતાલનો ફોન જોડ્યો તો ખબર પડી કે એ છોકરો હૉસ્પિતાલ છોડી ગયો છે પણ ફોનનો જવાબ આપનાર નર્સે કહ્યું, 'આર્થરના જેટલી મિત્રની જરૂરિયાત બીજા કોઈ છોકરાને નથી, એટલે તમે જશો તો ઘણું સારું થશે.'

શનિવારની એ સાંજ હતી. આર્થર જીવનથી તંગ આવી ગયો હતો. એની એક માત્ર આશા સ્વેન તરફથી કશોય પ્રત્યુત્તર હતો નહિ એટલે તડબૂચના રંગનાં સંસ્થાનાં મકાનો પર અને એના ભાંગ્યાતૂટ્યા બાગ પર આખરી નજર નાખી એણે સરોવર તરફ ડગ માંડ્યાં. પાણીને કિનારે પહોંચી એ વિચારવમળમાં ડૂબ્યો. એને તરતાં આવડતું હતું. એનાથી હાથ પગ હલાવાઈ જશે તો ડુબાશે કેમ કરીને! એટલે એ ઘૂંટણિયે પડ્યો અને પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યો કે હે પ્રભુ, મારો આ આત્મઘાત સારી રીતે સફળતાથી પાર પાડજે.

પ્રાર્થના કરી એ બૂટની દોરી છોડવા લાગ્યો, ત્યાં તો બૂમ પડી 'આર્થર, આર્થર, તારો ટેલીફોન આવ્યો છે.'

જીવનમાં પહેલી જ વાર એના પર કોઈનો ફોન આવ્યો. દોડતો અને હાંફતો એ પહોંચ્યો અને ફોનનું ભૂંગળું કાને ધરી બોલવા લાગ્યો. એનો શ્વાસ માતો નહોતો એટલે સ્વેનને કશી સમજણ ન પડી પણ સ્વેને કહ્યું, 'હું કાલે તને મળવા આવું છું'

અને બૂટની એક દોરીને તાંતણે અને ટેલીફોનના તારે એક જિંદગી બચાવી.

રવિવારે સાંજના આર્થરની ઓરડીના બારણા પર ટકોરા પડ્યા અને ભૂરા ઓલિમ્પિક પોશાકમાં સજ્જ એક યુવાન પ્રવેશ્યો. એના હાથમાં ફળ અને મીઠાઈની ટોપલી હતાં એને જોતાં જ પેલો છોકરો એને ગળે વળગી પડ્યો અને એની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વરસવા લાગ્યો.

આર્થરે જીવનમાં પહેલી જ વખત પોતાનું હૃદય ઠાલવ્યું અને પોતાની હાડમારીની પરંપરા ઉકેલી. લાંબા સમય સુધી એની વાત અતિ ધીરજ અને સહનશીલતાથી સાંભળી સ્વેને કહ્યું, 'જો ભાઈ, જીવનમાં પાછળના ભાગમાં મુશ્કેલી પડે તે કરતાં શરૂઆતમાં જ પડે એ બહુ સારું. હો.'

આર્થર સાથેની વાતો પતાવી સ્વેન બહાર નીકળ્યો ત્યાં તો છોકરાં એને ઘેરી વળ્યાં અને પોતાની સાથે ખેલવાની એમણે માગણી કરી. લાગ જોઈ સ્વેને તેમને કુદરતી ખોડ અને માનવનિર્મિત ખોડ વિશે વાત કરી આર્થરના જેવી કુદરતી ખોડને નભાવી લેવા અને આર્થરને પોતાનો ગણી તેને ચીડવતા અટકી જવાની વાત કરી.

પછી એણે રમતના મેદાન પર દડો ફેંક્યો અને સૌ સાથે ખેલવા લાગ્યો. ચહેરાવિહીન આર્થર પણ જોડાયો અને એણે જે રમત રમી બતાવી તેથી સૌ આશ્ચર્યચકિત થઈ ગયા. વળતે દિવસે એ આશ્રમની ફૂટબોલની ટુકડીનો આર્થર કેપ્ટન ચૂંટાયો!

ત્યારથી માંડીને આજ દિન સુધી સ્વેન આર્થરનો વાલી, મિત્ર, સલાહકાર, વડીલ ભાઈ અને રક્ષણહાર રહ્યો છે પોતાની દેશપરદેશની મુલાકાતો વખતે એ પરદેશથી આર્થર પર છબીઓ, ચિત્રો, નામાંકિત ખેલાડીઓના હસ્તાક્ષરો, કપડાં, બૂટ વગેરે જાત જાતની ચીજો મોકલતો રહે છે. આર્થર આ સૌનો જવાબ કૃતજ્ઞતાપૂર્વક આપે છે. કદીક કદીક તો આંસુભીના એના પત્રમાં ઉલ્લેખ હોય છે કે મૃત્યુને આરે હું પહોંચી ગયો હતો તેમાંથી મને ઉગારી એક નવું જ જીવન તમે બક્ષ્યું છે.

આર્થર નવા જીવન સાથે નવો ચહેરો પણ પ્રાપ્ત કરી રહ્યો છે. ઓગણચાલીસ શસ્ત્રક્રિયાઓને અંતે એ દર્પણમાં મુખ દેખે છે તો ચહેરાનો આછો આકાર એની નજરે પડે છે. આ સંતોષની સાથો સાથ જીવનમાં સ્થિર થવાનો એક અવનવો સંતોષ એના મુખ પર તરવરે છે. એની એકલવાયી ઓરડીની દિવાલો હોકી અને ખેલકૂદમાં, ઈંગ્લેન્ડ, ફિન્લેન્ડ, સ્વીડન વગેરે



રામશેરસિંગ નરૂલા

# પંજાબની બે લોકકથા

અલૌકિક શક્તિ ધરાવતા વીર પુરુષની એક અને બીજી નૈતિક બોધ આપતી આ લોકકથાઓ પંજાબની જનતાનો સચવા. રહેલો લોકવાર્તાનો વારસો રજૂ કરે છે. પંજાબમાં આ ખૂબ પ્રચલિત લોકકથાઓ છે અને ઘેર ઘેર બાળકો હોંશે હોંશે સાંભળે છે......

[ ૧ ]

રાજા સલવાહનને બે રાણીઓ હતી—મોટી અચરા અને નાની લોણા. અચરાને પુરણ નામનો એક રૂપાળો કુંવર હતો જ્યારે નાની લોણાને કાંઈ સંતાન ન હતું. આથી તે ઈર્ષાળુ બની અને પુરણ દિનપ્રતિદિન મોટો થઈ અચ્છો રાજકુમાર બનતાં તેણે રાજા સલવાહનના કાનમાં પુરણ વિરુદ્ધ વિષ રેડવા માંડયું—એટલી હદે કે પુરણે તેના (રાણી લોણા) પ્રત્યે અસભ્ય વર્તન કર્યાનું પણ આળ મૂકયું. આથી રાજા સલવાહને ગુસ્સે થઈ આજ્ઞા કરી કે રાજકુમાર પુરણના હાથ પગ કાપી તેને કૂવામાં નાખી દો. એવું બન્યુ કે રાજકુમારને જે કૂવામાં નાખી દેવામાં આવ્યો હતો ત્યાંથી ગુરુ ગોરખનાથ પસાર થયા અને તેમણે રાજકુમારને બચાવી લીધો. ઉપકારવશ કુમારે ત્યારથી પોતાનું જીવન પ્રભુ પ્રાર્થનામાં ગાળવાનો નિર્ણય કર્યો અને રાજકુમાર પુરણ પુરણ ભગત બન્યો !

ઘણો સમય વીતી ગયા બાદ પુરણ ભગત પોતાને ઘેર પાછો આવ્યો તો જોયું કે રોઈ રોઈને તેની માતાએ આંખોનું તેજ ગુમાવી દીધું હતું તથા બચપણમાં પોતે જ્યાં ખેલ્યો કૂદ્યો હતો એ બાગ પણ નિર્જીવ બન્યો હતો. પુરણ ભગતે માતાને ફરી દેખતી કરી તથા બગીચો ફરી ફૂલોથી ખીલી ઊઠયો. અપરમા પ્રત્યે પણ એના દિલમાં જરાયે રોષ ન હતો. એને તેણે એક ચોખાનો દાણો આપ્યો અને કહ્યું કે આ દાણો ખાવાથી તમને એક પુત્ર અવતરશે અને જો આ પુત્રનો પિતા (રાજા સલવાહન) તેનું મોઢું બાર વર્ષ પર્યંત નહિ જુએ તો એ પુત્ર એક મહાપુરુષ બનશે. આ પુત્ર તે રીસાલુ. રીસાલુના જન્મ પ્રસંગે જ એક ઘોડીને અવતરેલા વછેરા સાથે તેને એક ભંડકમાં પૂરી રાખવામાં આવ્યો હતો.

રીસાલુ અગિયાર વર્ષનો થયો ત્યારે તે આ ભંડકમાંથી ભાગી છૂટયો અને તેણે એક ગામને કૂવે જઈ પનિહારીઓનાં બેડાં ફોડવા માંડયાં. આથી પનિહારીઓએ રાજા પાસે જઈ ફરિયાદ કરી. રાજાએ માટીના ઘડાઓની બદલીમાં ત્રાંબા-પિત્તળના ઘડાઓ આપ્યા. પરન્તુ એને પણ રીસાલુએ તીરથી વીંધવા માંડયા. તે બાદ રીસાલુ પોતે પોતાના બાપ રાજા સલવાહનને મળવા ગયો. પરન્તુ પુરણ ભગતે કહેલાં વચનો યાદ કરીને રાજાએ પુત્રનું મોઢું નહિ જોવા પીઠ ફેરવી. એ પછી રીસાલુ રાજદરબાર છોડી જઈ પોતાનું ભાગ્ય અજમાવવા બહાર પડયો. સાથમાં લીધો પોતાનો સફેદ ઘોડો અને બે મિત્રો—એક હતો લુહારનો છોકરો, બીજો હતો સુથારનો.

આ ત્રણે કુમારોએ રાની પશુઓ તથા રાક્ષસો સાથે ઘણા જંગ ખેલ્યા. રીસાલુ એક વખત પોતાના સાથીઓથી છૂટો પડી ગયો. અને નીલા નામના શહેરમાં આવી ચડયો. અહીં તેણે એક વૃદ્ધાને ભારે વિલાપ કરતી જોઈ. તેના એકના એક પુત્રનો આજે

---

:શોમાં એણે પ્રાપ્ત કરેલા રૂપ અને ચાંદથી શોભી ાઠે છે. એક દરજીની દુકાનમાં એ નોકરી કરે છે ાણ એનો જીવ તો એની કલબમાં છે જ્યાં દસબાર ારસનાં બાળકોને સ્વેને એને શિખવેલો પાઠ ાઢાવે છે. હવે તો એને એક સ્રી મિત્ર પણ પ્રાપ્ત થઈ છે પણ એ સૌ કરતાં એને વિશેષ સંતોષ એ વાતનો છે કે પરમ કૃપાળુ પ્રભુએ એની અપાર કરુણાતાના અંશરૂપે એના જેવા વિચિત્ર, નાચીઝ માનવને હરહંમેશ છત્રરૂપ સ્વેન જેવો એક વડીલ આપ્યો છે. એટલે જ કહ્યું છે ને કે निर्वलके बल राम ॥





રાક્ષસ પાસે બળીદાન તરીકે જવાનો વારો હતો. વૃદ્ધાને સાન્ત્વન આપતાં રીસાલુએ કહ્યું. 'ન રડો મા, તમારા પુત્રની બદલીમાં હું રાક્ષસ પાસે જઈશ!' અને તે રાત્રે તેણે રાક્ષસ પાસે જઈ તેને મારી નાખ્યો. રાક્ષસની પત્ની બીકની મારી એક ગુફામાં સંતાઈ ગઈ. રીસાલુએ મોટી શીલા પર પોતાની એક મૂર્તિ કોતરી આ ગુફાના મોઢા આડે ઢાંકી દઈ ગુફાનું મોઢું બંધ કર્યું. રીસાલુની પ્રતિમાથી બીતી રાક્ષસાણી બિચારી કદી પણ બહાર નીકળી શકી નહિ!

અનેક પરાક્રમો કરતો કરતો રાજકુમાર રીસાલુ એક વખત રાજા સિરકાપ સાથે પાસાની રમત ખેલવા તેની નગરીમાં આવ્યો. પાદરમાં તેણે માથા વગરનું એક ધડ જોયું, રીસાલુએ તેને જીવતું કર્યું તો એ ધડ રાજા સિરકાપના ભાઈનું જણાયું. રાજાએ પોતાના ભાઈનું બળીદાન કર્યું હતું. રાજાના ભાઈએ રીસાલુને કહ્યું કે જો તમે કબ્રસ્તાનમાં જઈ હાડકાં વીણી તેમાંથી પાસા બનાવશો તો જ રાજા સિરકાપના મંત્રેલા પાસાઓ સામે તમારો વિજય શકય છે.

આવી રીતના પાસા બનાવી રીસાલુ સિરકાપ પાસે ગયો. રસ્તામાં તેણે એક કંસારીને આગમાંથી બળી જતી બચાવી. આ કંસારીએ તેને એક વાળ આપ્યો અને કહ્યું કે જરૂરને સમયે જો તમે આ વાળ બાળશો તો તમે ગમે તેવા જોખમમાંથી પણ ઉગરી જશો. બિલાડીનાં ૭ બચ્ચાંને પણ તેને મોતના મુખમાંથી બચાવ્યા. ઉપકારવશ બિલાડીએ તેને પોતાનાં બધાં બચ્ચાં આપી દીધાં.

સિરકાપના મહેલની બહાર રીસાલુને ૭૦ સુન્દરીઓ મળી. તેમણે કહ્યું કે તું કાંઈ પણ ચમત્કાર ન બતાવે ત્યાં સુધી અમે તને અંદર નહિ જવા દઈએ. સો મણ બાજરામાં સો મણ રેતી ભેળવીને તેમણે રીસાલુને કહ્યું કે હવે છૂટું કરી આપો. તેણે કંસારીએ આપેલા વાળનો ઉપયોગ કરી ઘડીકમાં બાજરો ને રેતી છૂટા કરી દીધા. પછી પેલી સુંદરીઓ કહે કે અમારે ઝૂલવું છે માટે એક મોટો ઝૂલો કરી આપો. રીસાલુએ ઝુલો કરી આપ્યો અને બધી હીંચકતી હતી ત્યારે રીસાલુએ હીંચકાનું દોરડું કાપી નાખ્યું. ૭૦ માંથી ૬૯ મરી ગઈ, માત્ર એક જ બચી અને તે રીસાલુ પ્રત્યે પ્રેમથી આકર્ષાઈ હતી.

સિરકાપના મહેલમાં બહારથી આવનારા મુલાકાતીએ પોતાના આગમનના ખબર આપવા ઘંટ વગાડવાના હતા. રીસાલુએ એવા જોરથી ઘંટ વગાડ્યા કે તેના સિત્તેરેય ઘંટ ભાંગીને ભુક્કો થઈ ગયા. રીસાલુ રમત રમવા બેસે એ પહેલાં સિરકાપે તેને ઝેર આપી મારી નાખવા પેરવી કરી પરન્તુ રીસાલુએ રાજાના કૂતરાને પોતાનું ખાવાનું આપી દઈ તેની બાજી ઊંધી વાળી દીધી. સિરકાપ સાથેની રમત રમતાં પહેલાં દાવમાં રીસાલુ પોતાનું રાજપાટ હારી ગયો. બીજા દાવમાં એણે પોતાનું જીવન હોડમાં મૂક્યું. રાજા ઉંદરોની મદદથી ધાર્યા પાસા પાડતો હતો, તે પ્રત્યે રીસાલુના ઘોડાએ તેનું ધ્યાન દોર્યું. તુરત જ રીસાલુએ પોતાની પાસેના બિલાડીનાં બચ્ચાંને ઉપયોગમાં લીધાં અને ઉંદરોને ક્યાંયે નસાડી મૂક્યા. મંત્રેલા પાસાઓ ઉપયોગમાં લઈ તેણે સિરકાપને જિંદગીમાં પહેલીવાર પરાજિત કર્યો.

બરાબર આ વખતે જ સિરકાપની રાણીને કનક નામની એક પુત્રી જન્મી. સિરકાપ તેને મારી નાખવા માગતો હતો પરન્તુ રીસાલુએ તેને બચાવી તથા તેને રાજ સોંપવાનું સિરકાપ પાસેથી વચન મેળવ્યું, આ પુત્રી બાર વર્ષની થતાં સિરકાપે તેને રાજ સોંપ્યું. એ પછી રીસાલુ પોતાની નગરીમાં આવ્યો અને જનતાએ તેનો ધામધૂમથી સત્કાર કર્યો.

[ ૨ ]

એક હજામ હતો. તેને એક ઘણી ચતુર પત્ની હતી પરન્તુ બિચારો, જે કાંઈ હતું તે બધી મતા ગુમાવી બેઠો હતો. આથી તેની વહુએ તેને કહ્યું: રાજા પાસે જઈને કાંઈક મદદની માગણી કરો. રાજાએ તેને એક ખરાબ જમીન ખેડી ખાવા આપી પરન્તુ ખેડવી શેનાથી! બળદ તો હતા નહિ! આથી હજામ



—પત્નીએ હજામને કહ્યું તમે ચોવીસે કલાક આ જમીન પર નજર રાખતા રહો. હજામ તો એમ કરવા માંડયો. દરમ્યાન હજામ–પત્નીએ ગામમાં એવો ગપગોળો વહેતો કર્યો કે હજામ તો આ ખેતરમાં દાટેલા સોનાના ચરૂનું ધ્યાન રાખી રહ્યો છે. આ વાત ચોરોને કાને ગઈ અને રાતમાં આવીને તેમણે તો માંડ્યું ખેતર ખોદવા. એક છેડેથી બીજે છેડે સુધી કેડ સમાણું ખેતર બિચારાઓ ખોદી વળ્યા પણ ચરૂ હોય તો મળે ને! એમને તો ચરૂ ન મળ્યો પણ અઢળક પાકના રૂપમાં હજામને તો જરૂર મળ્યો. ખેતરમાં તૈયાર થયેલો મબલખ પાક વેચી હજામ–પત્નીએ સોનું ખરીદ્યું. ચોરને કાને એ વાત પહોંચતાં તેઓ હજામને ત્યાં ચોરી કરવા આવ્યા. હજામ–પત્ની જાગી ઊઠીને પોતાના પતિને કહેવા લાગી: 'સાંભળો છો, સોનાની પેટી તો હું આજે ભૂલથી બહાર હાળિયામાં જ રાખતી આવી છું અને હવે રાત્રે બહાર જતાં બીક લાગે છે.' બિચારા ચોર હાળીયામાં પડેલી એક મોટી પેટી ઉઠાવીને જંગલ ભણી માંડયા ભાગવા. ત્યાં જઈને જુએ તો પેટીમાં એકલાં છાણાં!

ચોર ફરી આવવાના એમ માની હજામ–પત્નીએ એક માટલીમાં વીંછી ભરી ફળિયામાં એક ઝાડની ડાળીએ બાંધી દીધી. ધારણા મુજબ ચોર રાત્રે આવ્યા ત્યારે ફરી એ હજામને ઠપકો આપતી હોય તેમ બોલવા લાગી: 'તમે તો એવા ને એવા બોધા રહ્યા. ઘરેણાંની માટલી કાંઈ ઝાડવે ટીંગાડાતી હશે. છાની રાખવાની વસ્તુ તમે તો છીંકે ચડાવો છો!' બિચારા ચોર, ફરી માટલી લઈને મનમાં મલકાતા નાસવા માંડ્યા. દૂર જઈ ઘરેણાં બહાર કાઢવા માટલીમાં હાથ નાખે તો માંડ્યા વીંછીના ટચાટચ આંકડાઓ લાગવા.

આજે તો જરૂર હજામનું સોનું ઉપાડી લાવવું એવા નિર્ણય સાથે ત્રીજી રાત્રે પણ ચોર આવ્યા. ચતુર હજામ–પત્ની બારી પાસે ઊભી રહી ને જેમ જેમ ચોર ઘરમાં દાખલ થવા કોશિષ કરતા ગયા તેમ તેમ દરેકનું નાક છરીથી કાપતી ગઈ. ખીજવાયેલા ચોર હજામ–પત્નીને જ ઉઠાવીને નાઠા, પરન્તુ માર્ગમાં એ એક ઝાડ પર ચડી ગઈ અને ચોરને એવા બીવડાવ્યા કે જીવ લઈને નાઠા!

છેવટે ચોરોએ રાજા પાસે ધા નાખવા નક્કી કર્યું અને રાજદરબારમાં હજામપત્ની વિરૂદ્ધ ફરિયાદ કરી. હજામ પત્નીએ રાજા સમક્ષ ચોરોના નાક પૂરાવા તરીકે હાજર કરી બધી હકીકત કહી સંભળાવી. આથી રાજા ખુશ થયો ને હજામને પોતાના કારભારી તરીકે નીમ્યો. રાજાએ કહ્યું: 'જ્યાં સુધી તારી પત્ની જીવે છે ત્યાં સુધી તું કદી ભૂલો નથી કરવાનો, માટે તું જ પ્રધાનપદને યોગ્ય છે.'



પાંડવો હિમાલય પર દેહ ગાળવા ગયા પછી છેલ્લે છેલ્લે યુધિષ્ઠિરે દ્રૌપદીને પ્રશ્ન કર્યો:

'બોલો, છે વિચાર હજી હસ્તિનાપુર જવાનો?'

'આ યુદ્ધ જોયા પહેલાં સામ્રાજ્ઞી થવાનો ઘણો મોહ મને હતો,' દ્રૌપદી બોલી: 'પણ એને નજરોનજર દેખ્યા પછી યુદ્ધની કારમી ભયંકરતાનો મને સંપૂર્ણ ખ્યાલ આવી ગયો છે. મને સમજાયું છે દેવ, કે આપણે રુદ્ર કાળનાં રમકડાં જ છીએ. વિશ્વના તારણહાર ઈશ્વરની ગુઢ પ્રેરણાથી કૌરવો હાર્યા, આપણે જીત્યા અને એમ યુદ્ધ ખેલીને અંતે તો આજે હિમાલય પર આવી પહોંચવાનું થયું ને? પ્રણામ એ અકળ લીલાના કરનાર પરમેશ્વરને!'

કહે છે કે આ પછી દ્રૌપદી મૂર્છા પામી અનંત નિદ્રામાં પોઢી ગઈ.





[૧૨મા પાનાનું ચાલુ]

'ને લિચ્છવી વિશાલ ક્યાં ઓછી ખેડે છે? એ પણ પાંચસો હળ રાખે છે!'

'સાચી વાત છે ભણે લિચ્છવી! એ પણ પાંચસો હળ રાખે છે ઠીક હું જાઉં, મારે ઘણાં કામ છે!' એમ બોલીને એ જરાક જ આગળ વધી, કોઈ નટખેલ જોતો ઊભો હોય, કોઈ લિચ્છવી એને પાછળથી હવાવે, 'ભન્તે પ્રિયભાણી વરસકાર! શી વાત થઈ ભદ્ર લિચ્છવી સાથે?'

'હાં હા, એ તો તમારી વાત કરતો હતો!'

'શું!'

'એ તો કહે, વિશાળ લિચ્છવીના બળદ ઘણા સારા છે એ ગોચરનો ઠીક લાભ ઉઠાવે છે!'

'ને એને લાભ ઉઠાવતા કોણ રોકે છે? એ તો જે વહેલો જાગે તે વહેલો પામે ને સૂતો રહે તે સ્વપ્નાંમાં રહે જાગતાની પાડી અને ઊંઘતાનો પાડો—એ તો નિયમ છે!'

'સાચી વાત છે ભણે લિચ્છવી! વૈશાલી નગરી ઘણી જાગૃત છે પણ હવે હું જાઉં મારે ઘણાં કામ છે!'

બીજારોપણ કરનારાઓ જેમ બીજ રોપતો જાય અને એ બીજ રોપવા પૂરતો જ થોભે વધારે નહિ તેમ વર્ષકાર બ્રાહ્મણ બીજ રોપવા પૂરતો જ થોભતો ને પછી આગળ ચાલતો રહેતો.

વર્ષકારે આ પ્રમાણે કરેલી ખેતી જ્યારે બરાબર તૈયાર થઈ ગઈ ત્યારે એણે એક દિવસ શોભિતને બોલાવ્યો શોભિતે અહીં પોતાના સુગંધી દ્રવ્યોથી સારી નામના મેળવી હતી

'ભણે સુગંધિક! *કોશામ્બી નગરીનો દુર્ગ કેટલો ઊંચો છે?'

*કૌશામ્બી નગરીના છેલ્લા ખોદકામે આ વાત મળી છે. આવડી ઊંચી લગભગ ૧૬ ફુટ ઊંચી દિવાલ સીમેંટ ન હતો ત્યારે કેમ ઊભી થઇ હશે એ પણ એક કોયડો છે

શોભિતને આ આડી વાતનો કાંઈ મર્મ સમજાયો નહિ

'ભન્તે વરસકાર! એક સૌ બાવન અંગુષ્ટ પ્રમાણ દુર્ગ ઊંચો છે કેમ?'

'એવડી ઊંચી દિવાલ છતાં ત્યાં જે હવા ફેલાઈ હતી, એને લીધે કૌશામ્બી નગરીમાં રાજ મહાલય જેવા રાજમહાલયો ભાંગ્યા છે, એમ તું જ પહેલાં સમાચાર લાવ્યો હતો યાદ છે તને? ખબર છે ના?'

'હા પ્રભુ! એ હું જાણું છું કૌશાંબી નગરીમાં ઘણું થયું હતું'

'ત્યારે હવે અહીં પણ ઘણું છે, એ તેં અનુભવ્યું છે?'

'રોજ રોજ અનુભવું છું!'

'તું શું અનુભવે છે ભણે સુગંધિક?'

'વૃદ્ધ લિચ્છવી, દદ્ર લિચ્છવીને દોષ દે છે દદ્ર મદ્રને મદ્ર, ભદ્રને, ભદ્ર શોભનને, શોભન દુમરાજને, દુમરાજ આયુષને, આયુષ ધીપને, ધીપ લવણકને, બધા એક બીજાને દોષ દે છે!'

'આટલી જ વાત તેં અનુભવી છે ભણે સુગંધિક! કે વિશેષ કાંઈ છે?'

'અને એમનો દરેક પોતાને સાચો માને છે!'

'આટલી જ વાત છે ભણે માગધી?'

'ના હજી કાંઈક વિશેષ છે દરેક પોતાને સાચો તો માને છે, પણ ઉપરાંત, પોતાને જ શક્તિશાળી માને છે!'

'એથી વિશેષ કાંઈ?'

'હા, એથી પણ વિશેષ છે પોતે હોય નહિ ને વૈશાલી ટકે નહિ ભલે જેને જેમ દોડવું હોય તેમ દોડે, પણ પોતાના વિના કોઈ જ બીજો સમર્થ નથી એ હવા થઈ ગઈ છે!'

'થયું ત્યારે, ભણે સુગંધિક! તું હવે રાજગૃહ નગરીમાં જા જઈને રાણી વજિરાને કહે, કે રાજા



અજાતશત્રુના મનદુઃખનું ઔષધ ત્રણ ઠેકાણે રહ્યું છે—જીવકકુમાર કૌમારભૃત્યને ત્યાં, શ્રમણગૌતમને ત્યાં. અને આંહીં વૈશાલીમાં. તેમાં ઉત્તમ રાસાયનિક ઔષધ આંહીં વૈશાલીમાં છે. મનદુઃખનું ઔષધ કામ. પશ્ચાત્તાપ પણ નહિ, કાષાય વસ્ત્ર પણ નહિ, ભિખ્ખુપંથ પણ નહિ. ધર્મકથામાં ઘોડા પણ નહિ. ઔષધનું ઔષધ એક જ. 'મહાન કામ. રાજાનું એ ઔષધ છે. અને અત્યારે તક છે. મહાન સેના લઈને રાજા દોડે. દોડે એટલું જ બસ નથી, બંને ભયંકર શસ્ત્રો પણ લાવે. સુનીધને કહેજે, કે વૈશાલીને પરાજય આપનારો તો પોતાનો પરાજય વહોરી લેશે. એવી પાછા બેઠા થઈ જવાની તાકાત આ લિચ્છવીઓમાં છે. એ પૃથ્વી ઉપર પટકાઈ જવા માટે પડતા જ નથી. પટકાય કે તરત બમણા વેગથી ઊંચે જવા માટે એ પડે છે. એટલે એનો સર્વનાશ નહિ કરો, તો તમારો સર્વનાશ એ સમયનો સવાલ થઈ જશે. માટે બન્ને ભયંકર શસ્ત્રો લઈને, ચતુરંગ સેના લઈને, ગજદળ લઈને આવો. રણઘોષ જગાવો. અત્યારે છેક છેલ્લી ઘડીએ ને આવી અનુપમ પળે, જો રાજા અજાતશત્રુ દિવાસ્વપ્નમાં પડી જશે, તો પછી મગધ સામ્રાજ્ય ઊભું થઈ રહ્યું! દોડતો જા, ને દોડતો આવ. તક આવી છે. મહારાણી વજ્જિરાને કહેજે, શાક્યો ગયા છે, શ્રાવસ્તી ગયું છે, કૌશાંબી જવા બેઠું છે. અને જો અવંતીનો ગોપાલક આંહીં છે એને પણ લગની ભિખ્ખુ થઈ જવાની લાગી છે.* એટલે એ જાય છે તો તો અવંતીનું પણ બોદું થાય છે. તે વખતે મગધ દોડશે નહિ તો હવે વૈશાલી દોડશે. આંહીં સિંહનાયકના હૃદયમાં રસ્તે વૈશાલીની હવાને શુદ્ધ કરવાનો વિચાર જન્મ્યો છે—કે જન્મશે, એ વિચિક્ષણ નર છે. એ વિચાર મૂર્તસ્વરૂપ લે તે પહેલાં મગધ ઉપર આવો!

વિજય મગધનો છે. તું હવે દોડતો જા. રાજા સંદેશો મોકલે. હલ્લ વિહલ્લને અપરાધી ગણીને પાછા માગે. સેચનક હસ્તિરાજ માગે. મહામૂલ્યવાન હાર માગે. જે રીતે ઠીક પડે તે રીતે પણ યુદ્ધનાદ જગાવે! સમાધાનની તક જ જોતાં ન હોય એવો યુદ્ધનાદ જગાવે. પેલા ગાંડિયા કવિ વાગીશને મોકલજે ને! ભલે સુગંધિક! બધે પરિમલ ફેલાવતો તું પહોંચી જા. બસ એટલું જ, જા. અને લે આ......' વર્ષકારે પોતાની મુદ્રિકા તેને આપી. 'એક પળ હવે થોભતો નહિ—શ્રાવસ્તીમાં ધરતીકંપે સરજેલી અવ્યવસ્થા રસ્તાઓમાં વ્યાપી ગઈ છે, એટલી વારમાં તું રાજગૃહ પહોંચી જઈશ. શ્રાવસ્તી નગરી હતી ન હતી થઈ ગઈ છે. ગાંડા ગંડમાળીએ તારા પહેલાં એ સમાચાર કાં તો પહોંચાડી દીધા હશે. મહારાણીમાને માટે પણ આ તક છે. કોશલ કાશી પોતાનાં જ કરી લેવાની. પણ પહેલી તો આ કુચ થાય તે વ્યવસ્થા કરાવજે. ઉપનંદ સેનાપતિને કહેજે જા.*

* ચંડપ્રદ્યોતનો ગોપાલક ભિખ્ખુ થયાનો ઉલ્લેખ છે.

*ગુપ્તયુગની નવલકથાવલિની નવી ત્રીજી નવલકથા 'મગધપતિ'નું એક પ્રકરણ.

★

ઘોમ ધખતો બપોર હતો. પથ્થરફોડા મજૂરો પથરા ફોડવાનું કામ કરતા હતા. પસાર થતા મુસાફરે એકને પૂછ્યું: 'આ શું કરો છો ભાઈ?'
'પથરા કાપીએ છીએ'
બીજાએ જવાબ આપ્યો: 'પેટ ભરવા કાજે કાળી મજૂરી કરું છું.'
ત્રીજો બોલ્યો: 'ભગવાનનું મંદિર બાંધીએ છીએ.'
જીવનદૃષ્ટિમાં કેટલો બધો ફરક!
કહે છે એક વખત કૌરવપાંડવ ભેગા બેઠા હતા, ત્યારે શ્રીકૃષ્ણે પ્રશ્ન પૂછ્યો.
'આ જગતનાં રાજાઓમાં દુર્જન રાજા કોણ હશે?'
દુર્યોધને તુરત જવાબ દીધો: 'આ કાળમાં બધા જ રાજા દુર્જન છે.'
ત્યારે યુધિષ્ઠિરે કહ્યું: 'મને તો કોઈ રાજા દુર્જન લાગતો નથી'





# Vithaldas Haridas Co. [1947] Limited

***Importers, Exporters,***
***Cotton Ginners and Planters***



Cotton Ginners at :

**Kamuli. Mbulamuti, Kaberamaido, Kalaki**



Flour Mill at :

**KAMULI**



Plantations at :

***Mwanga. Namanyoni. Nagoje, Kikoma, Magala***

Holding in all 2500 acres of freehold land
Mostly under Cultivation of Coffee. Rubber,
Papin & Sugar-Cane



# Jaggery Mill at Mwanga Estate

**About 10 Miles From JINJA**

*Registered Office:* JINJA *(Uganda)*

Tele Add "VIIICO" P. O. Box 191 Phone : 370



# ധൎമ്മരാജ




કથ્થક નૃત્ય
ચિત્રકાર · ચંદ્ર ત્રિવેદી

સળંગ અંક · ૩૦૭ · જુલાઈ ૧૯૫૫
તંત્રી · ઈશ્વરલાલ મો. દવે :: સંપાદક · જયન્ત પરમાર

# નેપચ્યુન

એસ્યોરન્સ કંપની લી.

[ સ્થપાઈ : ૧૯૩૦ ]

★ જીંદગી

★ આગ

★ મોટર અકસ્માત

★ અકસ્માત

—: કુલ અસ્કયામત :—

રૂ. ૧,૨૫૦૦,૦૦૦

: મુખ્ય ઑફિસ :

નેપચ્યુન બિલ્ડીંગ, ૧૦૪, એપોલો સ્ટ્રીટ,
કોટ, મુંબઇ ૧.

'ઊર્મિ-નવરચના'ના આ અંકમાં પ્રગટ થયેલી શ્રી પન્નાલાલ પટેલની વાર્તા 'દિલની વાત' આપે વાંચી હશે જ.

એવી અનેક વાર્તાઓ,
સુંદર લેખો, કાવ્યો, ચિત્રો અને
બીજી અનેકવિધ
સમૃદ્ધિનો રસથાળ એટલે

# કેસૂડાં

ત્રીજો અંક

હમણાં જ પ્રગટ થઈ ચૂક્યો છે.

મૂલ્ય : રૂા. ૩-૦-૦
[ રજિ. ટ. ખ. રૂા. ૧-૮-૦ ]

—: લખો :—

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**

ફ્રેન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ : પો. બો. નં. ૭૩,
અમદાવાદ, ૧.

# ચરકનું-






## ખુબસુરતી માટે

ખાસ ઔષધિ

★

★ ખીલ, ડાઘા, ચાઠા અને
કરોળીયા વિગેરે દૂર કરી
ચંદ્રમુખી ચમકતો ચહેરો બનાવે છે.

૧૦ તોલાના રૂા. ૩-૦-૦
૫ તોલાના રૂા. ૧-૧૦-૦

ભારતના દરેક શહેરમાં એજન્ટો છે.

ડીસ્ટ્રીબ્યુટર્સ : ચીમનલાલ માધવલાલની કું. અમદાવાદ.
જ્યોતિ મેડીકલ સ્ટોર્સ આણંદ.
યશદા મેડીકલ સ્ટોર્સ ભરૂચ
ફેવરીટ સ્ટોર્સ પરાબજાર, રાજકોટ

# "લોહાણા બન્ધુ"

તંત્રી :
શ્રી ટી. પી. સૂચક (જીંજા)

સંપાદક :
ધનજી કાનજી ગાંધી, તંત્રી "મધપુડો" "દંપતી"

પ્રકાશક :
આફ્રિકા સાહિત્ય સંઘ, * બૉાકસ ૩૩૯ * કંપાલા

જ્ઞાતિહિતનાં પ્રશ્નોને ચમકદાર શૈલીમાં રજૂ કરતું—

લોહાણા હાઈસ્કૂલ, કન્યા છાત્રાલય, સ્વીમીંગ પુલ, વગેરે જ્ઞાતિ ઉન્નતિના સવાલોનો જોરશોરથી પ્રચાર કરતું અને મીઠી મધુરી સાહિત્યની વાનગી પીરસતું આવે છે. તેને ફક્ત દસ પાનાંની એકસો સીલીંગવાળી જાહેર ખબર મળે એટલા પુરતી ઢીલ છે. જાહેર ખબર એ માસિકની રજ્જુકરોડ છે. જાહેર ખબરનો સહકાર મળતાં તે વિજયપંથે કૂચકદમ ધપશે. અમારી સર્વસ્વ શકિત ખરચીને તેને મનહર બનાવવું છે. અહાહા તેનું કવર પેજ આંખને ઠારે અને દિલને પસંદ પડશે અને વાર્તાનો રસથાળ જોઈ તમારા મોંમાં પાણી આવશે. એકવાર વાંચશો એટલે હમેશના ગ્રાહક થશો.

વાર્ષિક લવાજમ : શિલીંગ વીસ, ભારતમાં રૂપિયા બાર

પ્રથમ અંક પ્રગટ થઈ ચૂકયો છે

આટલું નોંધજો કે "મધપૂડો" કે "દંપતી" નાં લખાણો કરતાં જુદાં જ છે. તેમાં તદ્દન નવા રંગનો અજબ ભપકો જોશો.

અંક ૪ : જુલાઈ '૫૫ | 'ઊર્મિ' : વર્ષ ૨૬
સળંગ અંક : ૩૦૪ | 'નવરચના' : વર્ષ ૨૦
સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક



## ક્રમ





## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા ( શિ. ૧૫ )
* છુટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**
ફ્રર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.



ધૂમકેતુ

# જમીનની વાત

કોઈના ખેતરની જમીન સારી. કોઈના ખેતરની જમીન ખરાબ. કોઈને વાવ કૂવો હોય. કોઈ ને વાવ કૂવો હોય નહિ.

એટલે સરખી મહેનત કરે પણ એક જણો રોટલો પામે. બીજો ભૂખે મરે. રોટલો પામનારો કહેશે તારું નશીબ હીણું, હું શું કરું?

રોટલો ન પામનારો મન વાળશે: મારું નશીબ ખરાબ. એ શું કરે?

આ નશીબની વાતનો આધાર લેવો એ ભૂલ છે. એ અક્કલનું દીવાળું છે નશીબને ઘડનારો માણસ પોતે જ છે. નશીબને માણસ જ ઘડે છે. એ ગામના બધા માણસો સંપે. બધી જમીન એક કરી નાખે. આ ખેતર આનું ને તે ખેતર તેનું એવી વાત જ ન રહેવા દે.

એને બદલે દરેક ઘરમાંથી કેટલા મહેનત કરનારા છે તેની નોંધ કરે. એ નોંધ ગામને ચોરે રહે. સવારે સૌ ત્યાં ભેગા થાય. દરેક જણને કામ સોંપાય. દરેક જણ કામ કરવા જાય. સાંજે ઘેર આવે દરેક જણે કામ કરેલું છે દરેક જણને પરસેવાનો રોટલો મળે છે.

આખા ગામની ઉપજ નોંધાય. આટલી બાજરી થઈ. આટલી જુવાર થઈ. આટલા ઘઉં થયા. એ ઉપજ આખા ગામની. ગ્રામરાજની એ ઉપજ. ગ્રામરાજના પાંચ મોટેરા સૌને સૌની જરૂરિયાત પ્રમાણે એ વહેંચી દે

એ જ પ્રમાણે ગામ આખું સંપે. મકાનો બાંધે. બધાને મકાનો આપે. કોઈ ને નાનું મળે. કોઈ ને મોટું મળે. પણ દરેકને પોતાની જરૂરિયાત પ્રમાણે મળે.

એ જ પ્રમાણે ગામનું પશુધન પણ બધાનું. દરેક પોતાની મહેનત પ્રમાણે મેળવે. મોટું

સંપાદક: જીવણલાલ અમરશી તંત્રી: ઈશ્વરલાલ મો. દવે

કુટુંબ હોય, વધારે માણસો હોય, એમની મહેનત પણ વધારે હોય. માટે એમને વધારે મળે.

આવી રચના બે રીતે આવે કાં તો ઈર્ષા અને આગથી બળી જળીને માણસો અંદર અંદર લડે. પછી બળિયાના બે ભાગ જેવું થાય. ગરીબોને કાંઈ ખોવાપણું હોય નહિ. વળી એમની સંખ્યા જ વધુ હોય. એનું પરિણામ એ આવે કે ખોટી રીતે બે પાંદડે થયેલા બધા સાફ થઈ જાય. ઘણા દેશોએ આ અખતરો કર્યો છે. એ ખતરનાક છે. ભયંકર છે. હંમેશને માટે વેર લાવનારો છે. એ રસ્તો આપણો નથી. આપણા માટે નથી.

> શ્રી. 'ધૂમકેતુ'ના અનેક સાહિત્યરસિક મિત્રોને જણાવવાનું કે હવે એ કોઈ ઉકેલ સમિતિમાં બેસના નથી. આ માસિકમાં એ વિષે આ નોંધ આપવાનું એટલા માટે કે એમના ઉપર પત્ર લખીને પૃચ્છા કરનારાઓને વાતની જાણ થાય તો સારું.

પણ બીજો એક રસ્તો છે. સમજાવટનો. પ્રેમનો. માણસાઈ જગાડવાનો. આ રસ્તો આપણો છે ગામના માણસોને ભેગા કરવાના. વાત સમજાવવાની. તમારામાં કેટલાક એવા ગરીબ છે કે બે ટંકનું ધાન પામતા નથી. કેટલાક એવા છે કે બેઠા બેઠા ખાય છે. કેટલાક એવા છે કે મહેનત વિના ફાવાફાવાથી રળે છે. ને બીજાની મહેનતનો લાભ ઉઠાવે છે આવા સાઠના સો કરનારા પણ છે. પણ આ બધી વાત ખોટી છે. તે જવી જોઈએ. ન જાય તો એમાંથી સૌનો નાશ થાય એવો લાવા રસ વહે.

માટે સૌ પોતાનામાંથી થોડું થોડું આપો. જનકલ્યાણ માટે આપો. જમીનવાળા જમીન આપો. પૈસાવાળા પૈસા આપો. ઘરવાળા ઘર આપો. તમે એ આપો એના બદલામાં મહેનતવાળા મહેનત આપશે. સૌ થોડી થોડી વધુ મહેનત કરશે. અને ગામ આખાની રોનક ફરી જશે.

✶

અંબાશંકર સેતલવડ અમદાવાદની કોર્ટના ન્યાયાધીશ હતા ત્યારે એક લક્ષાધિપતિના કુટુંબમાં વારસાની તકરાર ઊઠી. ઈન્સાફ્ની તુલાનો કાંટો મરડવાના ઈરાદે એક પક્ષકાર એક લાખ રૂપિયાની લાંચ તેમને આપવા આવ્યો. અંબાશંકરે ઘસીને ના પાડી ત્યારે પૈસા આપનાર બોલ્યો: 'સાહેબ, મારા જેવો કોઈ લાખ રૂપિયા આપનાર ફરી નહિ મળે..'

શાંતિથી સેતલવડે જવાબ આપ્યો: 'તારા જેવો લાખ આપનાર તો કદાચ મળશે. પણ મારા જેવો ના કહેનાર તે નહિ મળે.'

*

ગુરુ મત્સ્યેન્દ્રનાથ ને તેમના શિષ્ય ગોરખનાથની આ વાત છે.

એક વખત ગુરુએ તેમના શિષ્ય ગોરખનાથને કેટલીક સોનાની ઈંટો આપી, ગોરખનાથે તે સોનાની ઈંટો લઈ કૂવામાં નાખી દીધી

ત્યારબાદ ગુરુ શિષ્ય ચાલતા ચાલતા, એક સ્થળે વૃક્ષોના નીચે રાત વિતાવવા રોકાયા. ગુરુને ખબર નહિ કે ઈંટોની શી વ્યવસ્થા થઈ છે એટલે એમણે પૂછ્યું : 'આ સ્થાને કંઈ ભય જેવું તો છે નહિ ને?'

'ભયને ક્યારનોય કૂવામાં નાખી દીધો છે' કટાક્ષ બનતા શિષ્યે જણાવ્યું. દ્રવ્યથી ભય ઉત્પન્ન થાય છે, એ વાત શિષ્ય બરાબર જાણતો હતો, આ જવાબથી ગુરુને સંતોષ થયો.






### નેહરુ-પદ્ધતિની વિશિષ્ટતા

નેહરુની રશિયાની મુલાકાત સંગાથે ઇતિહાસ પાનું બદલશે એવી આશા ઊભી થાય છે.

બળવાન રાજ્યો લશ્કરની શેહ વડે બીજાં રાજ્યોની મૈત્રી મેળવતાં હતાં તે હવે એક બીજાનો વિશ્વાસ ઊભો કરી સહાય કરી સાંસ્કારિક પરિચય કેળવી નાની પ્રજાઓનું માન સાચવી દોસ્તી વધારી રહ્યાં છે. લેખકો, કળાધરો, વૈજ્ઞાનિકો સાહસિકો વગેરેનું બહુમાન થઈ રહ્યું છે. ઘણો સંભવ છે કે આ માર્ગે પ્રજાઓ જીવનનાં મૂલ્યો ફરીથી તપાસવા લાગશે.

દેશ દેશ વચ્ચેનો ભય નિવારી શકાશે તો માનવું જોઈએ કે બીજા મુલકમાંથી સંપત્તિ ખેંચવાની પદ્ધતિને બદલે પોતાના દેશનાં આંતરિક વ્યવસ્થા ઉપર ધ્યાન આપશે અને એના પ્રતાપે જીવનમાં કરકસર ને સાદાઈ, સેવા ને પ્રેમની પ્રતિષ્ઠા વધશે. જીવનના ભીષણ સંગ્રામમાં રાહત આવશે. અને ક્ષણિક સુખ ને ઉપભોગ પાછળની દોટ ઢીલી બનશે.

રાજકીય ક્ષેત્રે નેહરુ જે સિદ્ધિ મેળવી આપે તેનો ઉપયોગ સંસ્કારના ક્ષેત્રે વિસ્તારી મૂકવો એ કામ આપણા ફિલસૂફોનું છે. દેશ દેશમાં જઈ જીવનની નવી પદ્ધતિનો અને સર્વ ધર્મ સમભાવનો સંદેશો ભારતના સાધુઓ નહિ પહોંચાડે તો નેહરુનું કરેલું અધૂરું રહેશે. જેઓ આ કાર્ય લઈને આ દેશમાંથી સંચરે તેમણે ભારતની કે હિંદુ ધર્મની ધજા ફરકાવવાની જરૂર નથી. કોઈપણ દેશના કોઈપણ સંપ્રદાયના માનવી માટેનો જીવનધર્મ સમજાવવાની વ્યવહારુ અને તેમ છતાં આદર્શ કામગીરી બજાવવી જોઈએ. નેહરુ-પદ્ધતિનું એ વિશિષ્ટ લક્ષણ છે.

### પ્રાણવાન સાહિત્યનું સર્જન

લેખકોના મિલનમાં એવો ઇકરાર થાય કે સાહિત્યનાં ઝરણાં સુકાયાં છે, તો આપણે એમનો દોષ નહિ કાઢીએ પણ એમની નિખાલસતાની દાદ આપીશું. ઝરણું શાથી સુકાય ને શાથી ગતિમાં વહે એ જોવાનું કામ આગેવાનોનું છે—રાજ્યના, વેપારના ને ધર્મના.

આ મિલનમાં કૉન્ગ્રેસી આગેવાનો ના ભળ્યા એ એક શુભ ચિહ્ન છે. પ્રચાર અને સુધારની ગાઢી અસર નીચે લેખકો આમેય આવી ગયા છે. અને કૉન્ગ્રેસીઓના સંપર્કથી એ ગ્રહણ મોડું છૂટે એ સ્વાભાવિક છે. સાહિત્યનું ઝરણું સુકાયું છે એનું એક મોટું કારણ એ છે કે લેખકો આંદોલનોની અસર તળે પોતાની પ્રતિભાને ગૌણ સમજે છે અને દિલમાં ઊગે તે લખતાં ડરે છે.

પણ એકલા લેખકો જ શા માટે, પ્રજા સમસ્ત ઉપર સ્થિરતા સંતોષનું, નિઃસહાયતાનું, મન મનાવવાનું મોજું ફરી વળ્યું છે. નામની ક્રાન્તિ બતાવ્યાનો ડોળ પેસી ગયો છે. એવું જીવન ચરડોમાં વહે, એમાં સાહસ ના હોય, તેજ કરતાં તેજનો દેખાવ વધારે હોય—પછી એ જીવનના ધબકારામાં જોમ ક્યાંથી આવે? ને લેખક શું ઝીલે ને શું સર્જે?

આઝાદી પછી જીવનમાં જે ઉમંગ આવવો જોઈતો હતો તે શરૂમાં અંકુશોથી અને પાછળથી રાજકીય દખલગીરીથી ઊડી ગયો. અને આવું ચાલે તો પ્રજા રાંક, દંભી ને પરાવલંબી બનતી જવાની. જીવન-



માંથી ખુમારી ને સચ્ચાઈ ઘટી જાય પછી એમાં ના હોય નવીનતા, ના હોય રમણીયતા કે ના હોય શ્રદ્ધા.

પ્રાણવાન સાહિત્ય નીપજે એવી ક્રાંતિ આપણે રાજકીય ક્ષેત્રે કે સામાજિક ક્ષેત્રે કરી નથી. સ્વરાજ મેળવ્યું એને ક્રાંતિ ગણવાની ભૂલ કેટલાક હજુ કરે છે એ આશ્ચર્ય છે. તે પછી જે ફેરફારો કરવા માગીએ છીએ એમાં શાસનનું જોર અજમાવવું છે, અને તો યે ઘણાને નારાજ નહિ કરવાની નીતિ ઉપર ચાલવું છે એટલે ફેરફારો અધૂરા ને કમજોર રહે છે. ક્રાંતિ દૂર ને દૂર રહે છે. ને સર્જનનાં દ્વાર ખૂલતાં નથી.

આવી સ્થિતિ હોવા છતાં આપણે નિરાશ થવાની જરૂર નથી લોકોમાં પૃચ્છા જાગી છે, અને બહાર ભલે સુફિયાણાં માનપત્રો ચાલ્યા કરે પણ ભીતરમાં ઉકળાટ થવા લાગ્યો છે. ઢેબર વિનોબાને કહી આવ્યા કે ગુજરાત અધ્યયનશીલ થવા લાગ્યું છે પણ એને બદલે વિચાર કરતું થયું છે એમ કહ્યું હોત તો વધારે યોગ્ય હતું. એ વિચારની ભૂખ દાબી દબાઈ નહિ જાય.

સારી વાત છે કે આપણા લેખકો સંયમી છે, વિવેકી છે, સાધારણ કૃતિઓને છાપરે ચઢાવી મારતા નથી. સારી વાત છે કે બજારુ સફળતા તરફ તેઓ ઢળી જતા નથી આજનાં પાત્રોથી તેઓ આકર્ષાતા નથી એમાં એમના દિલની સચ્ચાઈ છે. આવા લેખકો હોવાનું આપણે માન ધરીએ, પણ મૂઢ પ્રજા એ નથી જોઈ શકતી. એની સામે મોટાં સૂત્રો, એ સૂત્રોના અંશ ઉપર બેસાડેલી મહત્તા, વૈભવની ચમક ને ખોટાં સ્વપ્નો ઠાંસીને ભરેલાં છે. એથી એની નજરે લેખક ચઢતો નથી.

### લેખકમિલનનાં પર્યાયિયાં

લેખકમિલનને ગુજરાતના ઘણા ખરા લેખકો-કવિઓ-વિવેચકોનો સાથ મળ્યો તેમ છતાં મિલનની પરિષદ બની જતી નથી એ નવાઈ છે. પરિષદમાં ખરચ કરવો પડે ને એમાં મુનશીનો દોર ચાલે એવા કારણે પરિષદ બોરંભે પડે, એ કેવી વાત! માંડવા-સરઘસોની જરૂર લેખકોને રહી નથી, તેઓ પોતાના ખરચે જમી શકે છે. પછી પરિષદના ભભકા ના હોય તો યે શું? મુનશીની જરૂર હોય તો પરિષદ એમનો નાતો જાળવે, પણ એક વ્યક્તિને લીધે પરિષદ ભૂલાઈ જાય તેથી લેખકોનું સારું નહિ દેખાય.

લેખકમિલનમાં કસોટી હરીફાઈઓ સાથે ભળેલા લેખકોના વર્તન તરફ કે સાહિત્યની ઉઘાડી ચોરી તરફ કે પછી મોંઘા પ્રકાશનો તરફ કાંઈ કહેવાયું હોત તો પ્રજામાં એમનું માન વધત.

સારું છે કે મિલનના સભ્યો સહિત્યને લોકપ્રિય બનાવવા શાળાઓ મિજલસો રેડીઓ વગેરે દ્વારા યત્ન કરે છે. આ પ્રયત્નોને વધારે ટેકો મળવો જોઈએ. વાર્તાથી આગળ વધીને સાહિત્યના વિવિધ અંગોનો રસ પારખતાં ને ઉપભોગ કરતાં પ્રજા શીખે તે જરૂરનું છે.

ગુજરાતમાં સાહિત્ય ઓછું પ્રસર્યું છે. શિક્ષિત વર્ગમાંથી એના તરફ ઉપેક્ષા છે, તો પછી આમજનતાનું પૂછવું જ શું?

### શ્રમ ને શ્રમિક

આપણે શ્રમની મહત્તા સમાજ પાસે સ્વીકાર કરાવવા પ્રયત્ન કરીએ છીએ ત્યારે એ હકીકત ભૂલી જવાય છે કે શ્રમ તો ધીરે ધીરે વિલીન થવાનો છે. વિજ્ઞાનની શોધખોળોને લીધે મજૂરોને સારાં ઓજારો, વધારે અજવાળું, ઝડપી વાહનો, વધારે મનોરંજન વગેરે મળતું જાય છે. એનાથી એને ઓછો કંટાળો ને વધારે ઉત્પાદન સહેલ બન્યાં છે.

આવતી કાલનો મજૂર એના સાધનનો એક નિષ્ણાત થઈ બેઠો હશે. એ મજૂર પેલા યંત્ર પાસે એનું ધાર્યું કામ કરાવશે આમ શ્રમનું મૂલ્ય એની તાલીમ ઉપર ઝડપથી આવી રહ્યું છે.

યંત્રોના આ પ્રભુત્વથી માનવી ઘણું ગુમાવશે એવી ચેતવણી વારંવાર આપણને મળી છે. પણ યંત્રો



જેમ આગળ વધશે તેમ માનવીને સાથે ખેંચી જશે, એને છોડીને હવે માનવીથી પાછળ નહિ જવાય. યંત્રોથી ધંધા ગુમાવ્યા હશે તો યંત્રોથી નવા ધંધા ઊભા પણ થયા હશે, એનાથી જીવનનું ધોરણ બદલાયું પણ હશે.

યંત્રોની સાથે કહો કે ઉદ્યોગોમાં ભળેલા છે તેમને ગણો—એક નવો વર્ગ સ્થપાવા માંડ્યો છે. સામાન્ય માનવીથી તેઓ પોતાને વિશેષ અધિકારને લાયક ગણે છે. એમને માટે મકાનો, પગારવધારા, મોંઘવારી ને બીજાં ભથ્થાં, બોનસો, રમતો, ગણવેશ એવી કેટલીય બાબતો માટે એમણે સફળતાપૂર્વક ઝૂંબેશો ચલાવી છે, ને એમાં તેઓ ફાવ્યા છે. એટલું જ નહિ પણ એ ખાસ દરજ્જો મેળવી તેઓ રાજકારણમાં પડ્યા છે ને દુનિયાને ધ્રૂજાવે છે.

બ્રાહ્મણોમાં પેટા જ્ઞાતિઓ હોય તેની આપણે શરમ અનુભવીએ છીએ. ન્યાતથી ઓળખાવું ગમતું નથી. અને બીજી તરફ શ્રમની છાપ લઈ વિશેષ હકવાળો સમુદાય આપણી આંખ આગળ ખડો થતો જાય તેનો ઉપાય શોધી શકતા નથી. શ્રમના વર્તુળમાં ઊંચનીચની ભાવનાઓ આવી ગઈ છે. અકસ્માતથી એ ભાઈઓ જુદા જુદા કારખાનામાં રહે તો તેમનામાંથી નફાના ધોરણે ભેદ પડી જાય એ કેવું અજુગતું છે! કોઈ ઉદ્યોગનો મજૂર સરખા ધોરણ કે સમાન હકની વાત નથી કરતો, વધારે મેળવવાની લડત ચલાવે છે. એમાં શ્રમની મહત્તા ના આવી, વધુ પડાવી લેવાની જુક્તિ થઈ.

શ્રમની લડત લડનારાઓ જ્યારે માનવીએ શોધેલા સારા સિદ્ધાંતો અપનાવશે ત્યારે જુદી વાત. સંસ્કારનાં બંધન સંયમ કે જવાબદારી વિનાના હકોની માગણીમાં હિંસા ભળે એની શી નવાઈ! અને એમના વડે શ્રમ દીપી ઊઠવાનો છે એવું માનવાની આપણે ભૂલ કરીએ તો કોનો વાંક? શ્રમને પ્રતિષ્ઠિત કરનારાઓ સંસ્કારને પાછળ ના મૂકાવે તો સારું. એકના ભોગે બીજાએ મેળવેલું બળ એકંદરે માનવીના વિકાસમાં અંતરાય નાખશે.

### ખેતીનો ધંધો

'ખેડે તેની જમીન'વાળું સૂત્ર સત્તર કાયદાનું રૂપ લેશે એ જાહેરાત પછી લોકો ખૂબ વિચારતા થયા હશે.

ખેતી એ નિવૃત્તિનો ધંધો ગણાતો હતો. પાછલી જિંદગીના આધાર માટે ખેતી ઉપર નજર જતી હતી. વધારાની પૂંજી રોકવાનું સાધન પણ જમીન હતી. અને માણસની સદ્ધરતાનું માપ પણ જમીન ઉપરથી નીકળતું. એ જમીન અને ખેતી હવે પડખું બદલે છે. જો માલિક જમીન ઉપર હાજરી નહિ ભરે તો એ નાતરે જવાની છે.

લોકોને પૂરો વિશ્વાસ બેસતો નથી કે સરકાર જે કાયદો કરશે તેમાં છટકબારીઓ નહિ મૂકે. આ દેશની ન્યાયપદ્ધતિ એવી છે કે બાહોશ વકીલો ને બીજી તરફ ખર્ચાળ અને દીર્ઘસૂત્રી કચેરીઓ કાયદાને પાણીથીયે પાતળો કરી નાખે. એટલે શું થશે તેની આગાહીઓ કરવા કરતાં રાહ જોવાનું ઘણાં પસંદ કરે છે.

પણ આપણે જાણવું જોઈએ કે વિનોબાની પદયાત્રા પાછળ સાશન પગલાં નહિ ભરે તો આવતી ચૂંટણીઓમાં રચનાત્મક કાર્યકરો માટે કોન્ગ્રેસના મત ઊઘરાવવાનું કામ થઈ ના શકે. એટલે સાશન આવવાનું અને તે પણ જરા કડક સ્વરૂપમાં દેખાવાનું, પાછળથી એને કેટલું વાપરવું તે કોન્ગ્રેસ કદાચ ફરીથી જોઈ વિચારે તો નવાઈ નહિ. લોકોને ગમે કે ના ગમે—કોઈ બોલી શકવાના નથી. આમ ને આમ વિરોધ કરવા જેટલી આવડત ને તાકાત ઘટતાં જાય છે. આવા કાયદાથી ખેતી કરતાં આર્થિક વ્યવસ્થા ઉપર લાગવગ પહોંચાડવામાં આવી છે એ વાત ઉપર વજન મૂકવામાં આવે છે પણ એ હાથીના દાંત નહિ નીકળે એવું કોણ કહી શકશે?

ખેતીનો ધંધો પહેલાં ગરીબી સાથે સંકળાયેલો હતો. હવે અમુક વર્ગ માટે એનું ક્ષેત્ર મર્યાદિત કરી દઈ





એમાંથી કરોડોને પોષણ માત્ર નહિ પણ પણ થોડી સુખ સગવડ પહોંચાડવાની ગોઠવણ કરવાનો ઇરાદો જાહેર થાય છે. પહેલાં પગલાંથી ગરીબી તો દૂર નહિ થાય. કેટલાક વધુ એકરો ખેતીમાં ઉમેરાશે ને કેટલાક વધુ કુટુંબો એનો આધાર મેળવશે. પણ એથી પોતાનું સ્વરૂપ ખીલવાનું નથી.

આ કાયદાથી શહેરોમાં જેમ કારકુનો વધે છે તેમ ગામડાંમાં ખેતમજૂરોને બદલે માલિકોની સંખ્યા વધાર્યાં પછીયે ખેતીનું તેજ ઘટવાનું છે. જે સાહસિક ખેડૂતોએ બોરની, ચીકુની, પપૈયાની, દ્રાક્ષની કે બીજી વાડીઓ કરી હતી, સમજપૂર્વક કપાસ આંબા ડાંગર વગેરેમાં ફેરફાર કર્યા હતા, ઓજારો બદલ્યાં હતાં, વેચાણપદ્ધતિ સુધારી હતી, એવું બધું સરકારી સહાય છતાં નાના ટુકડાઓ ઉપર દિવસો કાઢતા ખેડૂતોની કલ્પનામાંયે નહિ આવે ને પરિણામે ખેતીનો ધંધો ઝમક વિનાનો, ઉમંગ વિનાનો ને પેટગુજારા પૂરતો ગણાય એવો થઈ રહેશે.

## મિશનરી નિશાળો

હિંદી-ગુજરાતી માધ્યમનો પ્રશ્ન ચર્ચાયા પછીયે લોકોએ અંગ્રેજી ભણતરને જ્યાં ઝોક અપાતો હોય તેવી નિશાળોને પસંદ કરી. ખ્રિસ્તી મિશનરીઓ તરફથી ચાલતી નિશાળોમાં દાખલ થવા માટે લોકો વધારે ઈંતેજાર થયા. અને ત્યાંથી ભણતર લઈ આગળ ગયેલા વિદ્યાર્થીઓનો માર્ગ વધારે સરળ બને છે એવી માન્યતા વધતી ગઈ.

'ગુજરાતી' ગ્રેજ્યુએટો મોટે ભાગે 'અંગ્રેજી' ગ્રેજ્યુએટો આગળ નાનમ અનુભવે છે. વિષયમાં અને વર્તનમાં વિશ્વાસ વિનાના તેઓ નરમ બની જાય છે અને સામાની દયાના અધિકારી બની રહે છે. જીવનની શરૂઆતમાં આમ લઘુગ્રંથિનું ભાથું બંધાવી આપનાર કેળવણી ખાતાને આપણે શું કહેવું?

ખ્રિસ્તી મિશનરીઓએ બાંધેલી નિશાળોના મુકાબલે આપણી સંસ્થાઓ ઝળકતી નથી. એમના 'ફાધરો' જેમ આપણા સ્વયંસેવક-શિક્ષકો નિરાળી ભાત પાડતા નથી. નકલ જેવુંય બનાવી શકતા નથી. મકાનો શિસ્ત શિક્ષણ વિદ્યાર્થીઓનો ઉમંગ એવી ઘણી બાબતો છે જેમાં એ નિશાળો બીજાને સારું ઉદાહરણ પૂરું પાડી શકે. નોંધવું જોઈએ કે એમની વિરુદ્ધ પ્રજાએ કશી ફરિયાદ કરી નથી.

આવી બાબતો કેળવણીખાતું નથી જોઈ શકતું શું? અને જાણ્યા છતાંયે એમાંથી બોધપાઠ લેવાને બદલે મિશનરી સંસ્થાઓ તરફ ભાંડેલું મગજ રાખે એ કેવું?

## લાયકાતના ભોગે ન્યાય?

દ્વારકાધીશના મંદિરના પૂજારીઓએ હરિજનોને ભોજન પીરસ્યું એવા સમાચારથી સુધારકોએ હરખાવાની જરૂર નથી. મોટે ભાગે આવા બનાવોમાં કોઈને ખુશ રાખવાની વૃત્તિ હોય છે અગર તો સત્તાપક્ષની ઇતરાજી નહિ વહોરી લેવાની સમજ હોય છે. હરિજનો પ્રત્યે ન્યાય કે સમાનતાનો ભાવ હોય તો એવા બનાવ પછીનો વર્તાવ જુદો જ થાય છતાં માનો કે ન્યાય અને સમાનતાના અર્ધ સ્વીકાર પછી એ ક્રમ આગળ વધશે એક જૂના રૂઢિની સાંકળ ઢીલી પડે છે એમ ગણીને એવા પ્રસંગોને આવકાર આપીએ તો પણ આપણે એ જોવું રહ્યું કે ન્યાય જોખવા જતાં માનવવિકાસનાં ને જીવનવ્યવસ્થાનાં ધોરણ હળવાં તો નથી બની જતાં ને?

પછાત વર્ગ, હરિજનો, આદિવાસીઓ વગેરે તરફ ભાવ બતાવતી વેળાએ એમને વિશેષ અધિકારો, અનામત બેઠકો, ચોક્કસ નિમણૂકો વગેરે રાખવું પડતું હોય તો એ આપણી નબળાઈ છે. એમને અપનાવવા જતા એમના વહેમો ગંદકી બેદરકારી એવું નભાવવું પડતું હોય તો એમાં કોઈનું શ્રેય નથી. લોકશાહી માટે અમુક લાયકાતની જરૂર નથી એવું કેમ માનવું જોઈએ? અને જેમને અપનાવતા છે તેમને માથે જાત સુધારવાની થોડીયે જવાબદારી નાખ્યા વિના આગળના ટોળામાં એમને ધકેલી દેવાનો પ્રયાસ કરવો એથી ઉતાવળ થાય છે, જેની

ખાસ જરૂર છે એ આપણી વ્યવસ્થાની મહત્તા એમની નજરમાં ઉતારવાની છે, નવા સમાજ તરફ એમનું માન વધારવાની છે. એમને સામાન્ય પ્રજાજનો તરીકે ગણ્યા પછી વિશેષ હક્કોને અલાયદા મતદાર વિભાગોને પાત્ર ગણવામાં એમને પછાત રહેવાનું પ્રલોભન આપીએ છીએ.

લોકશાહી કે સંસ્કારિક વિકાસમાં લાયકાતને વિસારે મૂકવામાં જોખમ છે.

### ગાયનું દાન

દાનમાં ગાય આપવાની પ્રથા બંધ કરવા વિશે શ્રીપ્રકાશે વાત કરી ત્યારે ઘણાં જુનવાણીઓ અકળાયા હશે. એમણે સાથે સાથે બ્રાહ્મણોના પૂજા–દાન બંધ કરવાની વાત પણ કરવી જોઈતી હતી. પુણ્ય મેળવવાની આવી રીતો સામે આ જમાનામાં સ્પષ્ટ ચેતવણીઓ મળવી જોઈએ. દાનની પ્રથાથી જેમ કન્યાઓને નુકશાન થયું તેમ ગાયોને પણ થયું. દાન લેનારનો આત્મા જેમ ક્ષીણ બને તેમ આપનાર જો ભળતી ચીજો આપ્યા કરે તો એના મનમાં ખોટો ભ્રમ ઉત્પન્ન થાય. દાનની દિશાઓ બદલાઈ છે એ ખ્યાલનો પ્રચાર કરવાની હજીયે જરૂર છે.

ગાયની ઉપયોગિતા વિષે શંકા નથી પણ ઘેર ઘેર એક ગાય પાળવાની શ્રીપ્રકાશની વાત શહેરોમાં અવ્યવહારૂ કહેવાય. ગીચ વસવાટમાંથી તો ઢોર આઘે કાઢવાં પડે. આપણો ગૌપ્રેમ અવ્યવસ્થિત ઉછેરને ઉત્તેજન કેમ આપી શકે? ગાયોનું સ્થાન સારી ગૌશાળામાં છે કે ખેડૂતની ખેતીમાં છે. સરકારી દૂધ કેન્દ્રો સ્થાપે તે વખતે એમાં ગાયનું માન રાખે ને સ્થાન આપે તો પ્રજા હરખાશે. ગાયના કુટુંબની ઉપયોગિતા દસાવવા માટે સરકારે એનાં કેન્દ્રો રચી આર્થિક રીતે પણ ગાય ફાયદાકારક છે તે બતાવવાની જરૂર છે. હમણાં તો એવો ખ્યાલ ચાલે છે કે એવું કશું શક્ય નથી તેથી દાન, ઘાસચારો, પાંજરાપોળ, ધરેલરની વહેંચણી એવા ઉપરછલ્લા ઇલાજોમાં ગાય અટવાય છે.



रसस्रवा

## છંટકાવ

રીમઝીમ રીમઝીમ કરતો વરસાદ વરસી રહ્યો હતો. અષાઢી મેઘને બદલે જાણે શ્રાવણનાં સરવડાં ન હોય તેવો પદેલો વરસાદ હોવા છતાં એ હતો. તે દિવસે હું પણ પહેલવહેલી જ એકધારો રસ ચાખી રહી હતી વરસોનો તલસાટ જાણે તે જ દિવસે એકાએક તૃપ્તિ અનુભવવા લાગ્યો. કેવી નિરાંતથી, કેટલી બધી શાંતિથી હું ત્યારે પથારીમાં સૂતી હતી! બહાર ધરતીને રસસિંચન કરી રહેલા મેઘ જેવો જ એ મારા પર છાંટણાં છાંટતો હતો. ગ્રીષ્મના તાપથી બળીઝળી મારી કાયા એનાં એ રસછાંટણાથી—એ ધીમા ધીમા છંટકાવથી એવી તો ભીંજાઈ ચૂકી હતી, એવી તો તરબોળ બની હતી કે હું નાહી જ ગઈ, સંતોષ મેળવતી જ ગઈ, ઠંડક અનુભવતી જ ગઈ જાણે જીવનની એ સોહાગરાત્રિનો પ્રથમ જ અનુભવ ન કરી રહી હોઉં તેમ એ જ અખૂટ પ્રવાહમાં મને ધીમે ધીમે એ ઘસડતો ગયો. હું વહેવા લાગી. નાના રેલામાંથી એક વહેળો બન્યો. વહેળામાંથી મહા નદી બની. મહા નદીમાંથી જાણે છોળો ઉડાડતો રસસમૃદ્ધ છકી ગયેલો સાગર બન્યો. અને અમારા બન્નેનો એક થઈ ગયેલો એ રસપ્રવાહ જાણે સાગર સાથે ધૂઘવાટા કરી રહ્યો. બહાર ઝીણી ઝરમર વરસાવતો મેઘ પણ જાણે અષાઢી ગાંડોતૂર મેઘ ન બની ગયો હોય તેમ મને અનુભવ કરાવતો એ મારા પર તૂટી પડ્યો—હું એની સાથે સમરસ થવા, એના રસપ્રવાહને ઝીલવા તત્પર થઇ અને મને જાણે જીવનરહસ્ય લાધ્યું. હું એની સાથે એકરૂપ થઇ ગઇ, એનો રસ એ મારો રસ બની ગયો. અને રસની એ આછેરી ક્ષણમાંથી તે દિવસે એવી તો કાયમી રસની પ્રતીતિ થઈ કે હું તો એને યાદ કરી કરીને પણ નથી થાકતી. એની રસિકતાને ઘેલછામાં ખપાવતી હું હવે તો હમેશાં રસતરબોળ બનીને જ રહું છું અને એ જ છંટકાવ મને મળે છે: એના સાંનિધ્યમાં અને એનાથી દૂર હોઉં છું ત્યારે પણ......





જવાહરલાલ નેહરુ

# પ્રગતિનો પંથ

સુજલા સુફલા આ ભૂમિને અનેક માનવ રત્નોથી આભૂષિત થવાનું માન મળ્યું છે. એવું જ એક જીવતુ બહુમૂલું રત્ન એટલે આપણા વડાપ્રધાન નેહરુ. તેમનો અવિરત શ્રમ અને ધગશ એ જ આપણા નેતૃત્વના અધિકારી છે. તેમના એક એવા જ વિચારણીય વ્યાખ્યાનનો ગુજરાતી અનુવાદ અહીં આપેલ છે ...

કોઈ પણ પ્રશ્ન માત્ર પ્રસ્તાવ રજૂ કરવાથી હલ થઈ શકતો નથી. દિલ્હીમા જઈને એક કાયદો ઘડી નાખીએ કે સમાજવાદ થઈ ગયો છે તેથી કંઈ ઓછો સમાજવાદ આવી જવાનો છે! સમાજવાદ દેશના સંગઠન માટેનો એક ગંભીર સવાલ છે. કરોડો લોકોને તેના રંગે રંગી નાખવાના છે. તમે જોશો કે ચીનના લોકો સામ્યવાદી છે. ત્યાંના અધિકારી, જે મોટા મોટા નેતાઓ છે તેઓએ વારંવાર કહ્યું છે કે દેશને સામ્યવાદી બનાવવા માટે તેમને ઓછામાં ઓછાં વીસ વરસ જોઈએ. તેમને ત્યાં પણ હમણા પંચવર્ષીય યોજના શરૂ થઈ છે. તેમણે કહ્યું કે પાંચ પાંચ વરસની ચાર યોજનાઓ હશે ત્યારે કામ થશે, એટલે કે વીસ વરસ જોઈએ. અને ત્યારે આપણા દેશમાં સમાજવાદનો પાયો નાખી શકીશું. તમે વિચાર કરો કે એ વીસ વરસનું કામ ખૂબ મહેનતનુ છે. આટલા થોડા દિવસમાં તો, તેમણે કહ્યુ છે કે તેઓ સમાજવાદનો મજબૂત પાયો નાખી શકશે. તેઓ હવાઈ વાતો નથી કરતા. તેઓ તો કામવાળા લોકો છે. અહીંઆ તો આપણા ભાઈઓ સમજે કે બે ચાર પ્રસ્તાવ પસાર કર્યા, અથવા તો કાયદાઓ ઘડી નાખ્યા એટલે દેશનું રૂપ બદલાઈ જશે. આ બધી હવાઈ વાત છે જેને હું માનીશ નહિ.

સમાજવાદનો એક અર્થ આ છે કે તે સમાજના સંગઠન માટે છે જે મને સ્વીકાર્ય છે. હું એક પગલું આગળ વધું—મને ધર્મ માન્ય નથી. પણ આપણે બધાં જ સમજીએ છીએ કે એ જ રસ્તા ઉપર બધા દેશોને ચાલવું પડશે. માત્ર આપણા દેશને જ નહિ, બીજા દેશોને પણ ચાલવું પડશે. જો કે આવું હું દરેકે દરેક માટે નથી કહી શકતો પણ ઠીક ઠીક દેશોને એ રીતે ચાલવું પડશે. કારણકે એનાથી ઉન્નતિ સારી થશે. અને તેથી જનતામાં ઊંચનીચનો ભેદ ઓછો થઈ સરખાપણું આવશે. એ રસ્તે ચાલવાનું માની લઈએ પણ કેવી રીતે? એ પ્રશ્ન સામે જ આવી જાય છે. સરઘસ કાઢવાથી કે હમેશાં હુમલા કરવાથી કે બૂમો પાડવાથી સમાજવાદ કે સામ્યવાદ આવશે નહિ. એ તો ગેરસમજુતી છે. કોઈપણ રસ્તા ઉપર આજે ચાલીએ તેમાં સંપૂર્ણ શક્તિ રેડીએ. બનવાજોગ છે કે આજે આપણે જે રસ્તો પસંદ કરીએ તે સોળે સોળ આના બરોબર ન હોય, માત્ર ચૌદ આના જ સારો હોય પરંતુ તે ચૌદે આના પણ હળીમળીને ચાલે તો વધુ સારું છે. હવાઈ વાતો કરવાથી કે સોળે આના મળીને નહિ ચાલવા કરતાં તો બાર આની પણ હળીને ચાલીએ તો તે સૌથી સુંદર છે.

આ અવસર પર એ જરૂરનું છે કે જેટલી આપણામા બુદ્ધિ છે, સમજશક્તિ છે, તેનો ઉપયોગ કરી બરોબર વિચારીએ કે આપણે શું મદદ કરવાની છે? આપણાથી ભૂલ પણ થઈ ગઈ હોય. જે જે ભૂલને પકડીએ તેને પકડીને બેસી રહેવું ન જોઈએ. માત્ર ચર્ચા કરવી કે શાસ્ત્રાર્થ કરવો તે તો કમજોર કોમની વાતો થઈ. બીજું કંઈ ન કરીએ તો પણ ચર્ચાની વખતે ચર્ચા કરવાનો નિશ્ચય કરી આગળ વધીએ. હવે એ જમાનો જતો રહ્યો છે કે આપણે હવાઈ કિલ્લા બનાવ્યા કરીએ. અત્યારે ઍટમ બૉમ્બનો જમાનો છે. એમાં આવી વાતો નકામી થઈ પડે છે કે આપણે અંદરો અંદર ઝઘડીએ કે વિવાદ કરીએ. પણ વખત કીમતી છે. ઝડપથી આપણે આગળ વધવું છે અને બધા માને છે કે આપણે આગળ વધવું છે. અને એમાં શક પણ નથી કે સારાં કામોથી વધવું છે. તો આપણે જે બનાવેલું છે એને બગાડી દઈએ, તોડીને ફરીવાર નવી ઢબથી બનાવીને વધીએ

—અને તે પણ ફક્ત એટલા જ માટે કે આપણી જે ઇમારત ખડી કરી છે એનો રંગ પસંદ નથી, બીજું કાંઈ પણ પસંદ નથી?

બીજું એ છે કે અત્યારે આપણે એક પાયા પર મોટી ઇમારત ચણી જઈએ. બહારના લોકો કહે છે કે હિંદ રાજકારણમાં સ્વતંત્ર દેશ છે, પણ આપણી આર્થિક સ્થિતિ સારી નથી. 'સારી નથી' એટલે કે અહીં ગરીબાઈ છે. પણ યાદ રાખો કે આ આર્થિક સ્થિતિમાં પણ આપણે એશિયાના દેશોમાં ઘણા આગળ છીએ. આપણી આર્થિક સ્થિતિ, ઉદ્યોગ વગેરે બહુ નથી, તો પણ બીજા દેશોથી વધુ છે,—એશિયામાંથી જાપાનને બાદ કરતા. જાપાન પહેલાં વધી ગયેલ છે. ચીન છે, દુનિયામાં મોટો દેશ છે, એ પણ હવે ચોક્કસ પ્રગતિ કરશે, પણ બીજી વાતોમાં આપણે આગળ છીએ: જેવા કે ઉદ્યોગોમાં, કારખાનાંઓમાં, રેલવેમાં, સડકોમાં આપણે એનાથી વધુ આગળ છીએ. અને એ જરૂરી વાત છે, કે તેના વિના પ્રગતિ પણ ન થાય. સડક, રેલ્વે વગેરે જો ન હોય તો ઉન્નતિ થઈ શકતી નથી. અને આ બાબતમાં તો આપણે એશિયાના બધા દેશોમાં મોખરે છીએ હવે આપણે આમાંથી ફાયદો ઉઠાવીએ અને કંઈક કરી બતાવીએ. અહીં જ આપણે જો બેસી જઈશું અને કહીશું કે અમે ક્રાંતિ કરીશું, અત્યારસુધીનું બનેલું બધું બગાડીને પાછા બનાવીએ, આપણે પહેલું એ તોડી નાખીએ તો એ કાંઈ હોશિયારી ન કહેવાય, આપણી પાસે જે ધન-દોલત છે, આપણી જે ગાડી ચલી રહી છે તેને રોકી દઈએ, તોડી નાખીએ અને પાછા વિચારીએ કે નવી બનાવીએ? આપણે નક્કી કરવાનું છે કે કઈ બાજુ આપણે જવું છે અને તેમાંથી આપણે ફાયદો મેળવવો છે.

એટલા માટે હું કહું છું કે લોકો આજે સમજે છે કે ભાંગફોડ વગર કશું થતું નથી. હા, ભાંગફોડનું એક જ પરિણામ આવે છે કે અત્યારે જે આપણી હાલત છે તેથી પણ ખરાબ હાલત થઈ જાય. દેશમાં આપણે વધુ મિલ્કત ઉત્પન્ન કરવી છે—જમીનમાંથી કે કારખાનાંમાંથી. આ મિલ્કત જો ભાંગફોડથી કે હડતાલથી પેદા ન થઈ શકે તો તેની અસર જનતા પર પડે છે અને મિલ્કત વધવાને બદલે ઘટે છે. વાત એમ છે કે કેટલાક લોકો એમ ઇચ્છે છે કે જનતાની હાલત વધુ ખરાબ થાય એ માટે કે તેથી એ નારાજ થાય અને પછી એ ક્રાંતિ કરનારાઓને મદદ કરે. આ એક રસ્તો છે, પણ એ વિચિત્ર છે. આગળ ધપવાને બદલે આપણે પાછા હટીએ, ભાંગફોડ કરીએ જેથી આપણે જોરથી આગળ વધીએ! ખબર નથી શી રીતે વધીશું.

એટલે હવે આપણે એ વિચારવાનું છે કે આ કોઈ નીતિની મોટી મોટી વાતો નથી, પણ દેશની હાલત શું છે? આપણે ક્યાં છીએ, કેટલી ઝડપથી આગળ વધીએ છીએ, આ વખતે કઈ વાતનો નિયમ કરીએ કે આપણે શું કરવું છે? હું મોટી વાતો બતાવું કે આપણે દેશની વ્યવસ્થા એવી કરવાની છે કે જેનાથી દરેક માણસને પૂરતું ખાવા મળે, સારું ખાવા મળે, સારું એટલે જેનાથી એનામાં શક્તિ રહે. બીજી વાત, એને પહેરવા કપડાં મળે. ત્રીજી વાત, એને રહેવા ઘર મળે. આ મોટી વાતો છે જે આજ-કાલ આપણે ત્યાં નથી. ચોથી વાત એને ભણવાની વ્યવસ્થા અને પાંચમી વાત એની તંદુરસ્તીની વ્યવસ્થા. છઠ્ઠી વાત એ છે કે એને રોજી મળે. જેનાથી એ કંઈક કમાઈ શકે. આ ૭ વાતોનો આ દેશમાં દરેકને ખ્યાલ હોવો જોઈએ. આ વાતોને પૂર્ણ કરવા માટે સામ્યવાદના ખ્યાલને છોડીને આ વાતો કરવાની છે. તેના પર આપણે વિચાર કરવાનો છે કે આ વાતો કેવી રીતે કરીએ. એ માટે આપણને મિલ્કતની જરૂર છે. પણ મિલ્કત ઉપરાંત થોડા જાણકાર માણસોની જરૂર છે—કારણ કે આ કામ એ માણસો જ કરી શકે છે. જો આપણે લોખંડના મોટા એન્જિનીઅરો જોઈએ જ. અથવા પુલ બનાવવો હોય તો પણ આ એન્જિનીઅર જ બનાવી શકે. આપણે ઉપચાર કરવા





હોય તો એ માટે ડૉક્ટરો જોઈએ. આપણા આ દેશમાં ઓછી મિલ્કત છે, ભણેલા માણસો ઓછા છે માણસોની કમી નથી. તો આપણે તાલીમ લેવાની છે. શી રીતે તાલીમ લેશો, શી રીતે પૈસા વધે? પૈસા બહારથી નથી આવવાના, આપણા દેશની મહેનતથી જ આવશે.

★

અમૃત ઘાયલ

## મીનાકારી કરી લીધી

અમે ધારી નહોતી એવી અણધારી કરી લીધી
અજાણી આંખડીએ ચોટ ગોઝારી કરી લીધી.
કોઈનાથી અમે એ વાત શું પ્યારી કરી લીધી!
જવાનીમાં મરણની પૂર્વ તૈયારી કરી લીધી.
અમે મગરૂર મનને મારી લાચારી કરી લીધી.
કરી લીધી જીવન, તારી તરફદારી કરી લીધી.
ઘડીઓ આ જુદાઈની અને તે જવાનીમાં!
અમે આ પણ સહન તલવાર બેધારી કરી લીધી.
ભલે એ ના થયાં મારાં ભલા
આ લ્હાવ શું કમ છે!
રકીબર સાથ બેસી વાત બે પ્યારી કરી લીધી
મને કંઈ વાત તો કરવી હતી
અલગારી મન, મારા!
વળી કોના થકી તેં પ્રીત પરબારી કરી લીધી.
કસુંબલ આંખડીના આ કસબની
વાત શું કરવી!
કલેજું કોતરી નાજુક મીનાકારી કરી લીધી.
મજાની ચાંદનીમાં નોતરી બેઠા ઉદાસીને
અમે હાથે કરીને રાત અંધારી કરી લીધી.
હવે મિત્રો ભલે ગુસ્સો ગઝલપર
ઠાલવે 'ઘાયલ'!
અમારે વાત બે કરવી હતી, પ્યારી કરી લીધી.

★

પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## વર્ષા

મેઘમંડિત વર્ષા હે! તમારાં પ્રોક્ષણે હસી,
ધરાના અંગથી ઊડે અનેરી ગન્ધ, તે ઝીલી;
વીસરી ગ્રીષ્મના તાપો, આનંદોત્સાહથી ખીલી,
વાવતા કણ ઉત્કૃષ્ટ કૃષિકો ધરણી કમી.
અને જ્યાં જામતી લીલા તમારી, જોઈ તે નવા
ઉમંગે ગીતની લે'રે ઝીલતાં ધાર તેજીલી
ક્યારાના ધરુમાગેથી ઉખેડી ધરુ, રંગીલી
રોપણી આદરે; ભૂને અન્નપૂર્ણા બનાવવા.
રસરંજિત વર્ષા હે! અદનો હુંય ખેડૂત,
ઉલ્લાસે ભૂલી રાચી તમારાં નવ્ય વર્ષણે
હૈયાને ક્યારડે હેતે રોપ્યું, કૃતાર્થ તે થવા
રોપું છું માનવીહૈયે ઋતનું ધરુ સુકૃત;
અન્તઃસ્રોતા! તમારા સૌ વિહારોના પ્રકર્ષણે
શિવાકાંક્ષી સમષ્ટિને ઋતપૂર્ણા કરી જવા.

★

પન્નાલાલ પટેલ

# દિલની વાત

માણસની ઉદારતા—માણસના દિલની ઉદારતા માણસને ભલે દેવ ન બનાવે પણ સાચા અર્થમાં માણસ તો બનાવે જ છે. અહીં એવા એક 'માનવ'ની વાર્તા કહી જતા આપણા સફળ વાર્તાકાર જાણે વાર્તા સાથે એકરૂપ થઈને વાચકને પણ વહેવડાવી મૂકે છે........

સંહજીવનના થોડાક જ દિવસમાં દીના મનમાં-મનમાં બોલતી થઈ ગઈ: 'આવો સરસ માણસ હશે એનો તો મને સ્વપ્નેય ખ્યાલ નહિ!'

અલબત્ત, એનો અર્થ એમ તો નો'તો જ કે દીનાએ આટલા વખતમાં જ પોતાના હૃદયનો કબજો પેલા પ્રેમીને બદલે પતિને સોંપી દીધો હતો. પણ એમ જરૂર કહી શકાય: લગ્ન પહેલાં એક પેલા પ્રેમી સિવાય જગતના બધા જ પુરુષો ઉપર એણે ચોકડી મૂકી દીધી હતી; જ્યારે અત્યારે આ પતિને એ પાસ માર્ક આપતી થઈ હતી.

લગ્નની વાતચીત દરમિયાન એણે દેખાડેલી ઉદાસીનતાના જવાબમાં એના સાહિત્યકાર પિતાએ એને કહ્યું હતું: 'જ્યાં સુધી હું આને ઓળખું છું, આ જુવાન સાચે જ જુવાન છે. અલબત્ત, એનાથી અનેકગણા પૈસાપાત્ર ને પરદેશ ભણી આવેલા, ખૂબસૂરત ને ટાપટીપવાળા બીજા જુવાનો મળી આવશે; પરંતુ આવો સાચો માણસ—બલ્કે પરમ માનવ બનવાની અભિલાષાવાળો જુવાન બીજો તને નહિ જડે. ન માને તો પૂછ ભાઈને, એ પણ એને સારી રીતે ઓળખે છે.'

પરંતુ નહિ તોય દીના એને નામથી ને દીઠે પણ ઓળખતી હતી. અરે, એનાં કાવ્યો પણ એણે સારા પ્રમાણમાં વાંચ્યાં હતાં. ને માટે જ તો એણે પિતાની સામે દલીલ કરી ને? 'કંઈ કવિતા કરતાં આવડી એટલે જીવતાંય આવડી ગયું બાપુજી?!'

'હા હું માનું છું, ભલે પછી તું ન માને.' પિતાનો આ જવાબ જાણે અનુભવસિદ્ધ હતો.

જો કે દીનાની ને પેલા પ્રેમીની જ્ઞાતિ વચ્ચે અંતર પણ ઘણું મોટું હતું. ઉપરાંત આર્થિક રીતે પણ એ ટ્યુશન કરીને મુસીબતથી એમ. એ.ના છેલ્લા વર્ષમાં ભણતો હતો; ને છતાંય દીના એની સાથે લગ્ન કરવા મક્કમ જ હતી. પણ શું કરે!

પેલા કવિ સાથે થતી લગ્નની વાતચીત સાંભળીને તો ખુદ આ પ્રીતમ જ આડો ફાટ્યો: 'જો દીના! 'મધુ' નામના ઉપનામધારી આ કવિ આગળ તો હું સાચે જ મોળો પડું. એની પાસે તો કલ્પનાય છે ને મારી પાસે તો એય નથી,......કોઈ મિલમાલિકને પસંદ કરીશ તો એ ભલે તારા અંગને ઝવેરાતથી કે બહુ બહુ તો ફૂલથી સોહાવશે, પણ આ કવિ તો તારા આ મુલાયમ અંતરને આસમાનના તારાઓથી જ ખચી દેશે.'

ને કલ્પનાના તારા સાંભળીને તો દીના વળી વધારે ચિઢાઈ ઊઠી: 'અરે જહન્નમમાં ગયા એ મિલમાલિક ને—'

પરંતુ એ કવિને જહન્નમમાં મોકલી દે એ પહેલાં તો પ્રેમી હસતાં હસતાં વચ્ચે જ બોલી ઊઠ્યો: 'જો હાં, કવિને જહન્નમમાં મોકલી દીધો તો તો ખલાસ! જહન્નમ જિન્નત બની જશે ને પૃથ્વી આપણી જહન્નમમાં ફેરવાઈ જશે!'

પણ આ પછી તો એ ગંભીર બન્યો ને દીનાને એણે, માતાપિતા પ્રત્યેની એની લાગણી જગાડીને, તો વળી પોતાની બધી મુશ્કેલીઓ ગણાવીને—છેવટ એને નારાજ કરીનેય પેલી ઊગતી પ્રતિભા સાથે જીવન જોડવા મજબૂર કરી.

અલબત્ત, શરૂ શરૂમાં તો દીનાએ એને, 'દગાખોર' કહીને જ નવાજ્યો હતો. પણ પાછળથી એનેય એની કદર બૂજવી પડી: 'ભલેને મને સુખી કરવાની અશ્રદ્ધામાંથી જ પેલો ત્યાગ એને સૂઝ્યો હોય પણ તેથી કંઈ મારા તરફનો એનો પ્રેમ દોગલો નથી સાબિત થતો. બલ્કે મધુને એના કરતાં વધુ લાયક





ગણીને એણે આત્મભોગ આપ્યો ને એ રીતે એણે તેને એક ઉદાત્ત માણસના પ્રેમ તરફ પ્રેરી.'

તો મધુને પણ એ સ્વાર્થી કે મધુકર વૃત્તિવાળો કેમ કરીને કહી શકે? કારણ કે એના આ પ્રેમની ખબર ખુદ એના સંબંધીઓને જ ન હતી; પછી બસો માઈલ છેટે રહેતા મધુને તો હોઈ જ કેમ શકે?

એટલું જ નહિ, પેલી પ્રથમ મુલાકાત વખતે ખુદ દીનાએ જ એને દિલ ખોલીને વાત ન કરી પછી એ કંઈ ભગવાન ઓછો હતો કે ભીતરની વાત પામી શકે?

અલબત્ત દીનાના મોં ઉપર જોઈએ એવી પ્રસન્નતા ન હતી એટલું તો એ પામી જ ગયો હતો. પણ એ તો આ પ્રકારની મુલાકાતમાં સ્વાભાવિક એવો સંકોચ ને શરમ જ લેખાય ને?

છતાંય મિત્રોએ બધું નક્કી કર્યો પછી બીજી અને છેલ્લી મુલાકાત વખતે તો મધુએ એને પૂછ્યું પણ હતું: 'આપણાં લગ્નની વાત તમારી સંમતિ વિના થતી હોય એમ તો હું કેમ જ માની શકું?'

મધુ જેટલો ભાવનાપ્રિય જુવાન હતો એટલો જ સોહામણોય હતો.

'ને કૉલેજ-જીવન પણ એનું ઊજળું હતું તો પછી મુંબઈ જેવા શહેરની એટએટલી છોકરીઓમાંથી કોઈ એકાદીય એના પ્રેમમાં ન પડી? અરે ગોળ બહાર જવાથી એની બુઢ્ઢી માનો જીવ દુખવાનો સવાલ હતો તો એની જ જ્ઞાતિનો ત્યાં ક્યાં તોટો હતો?' —આ સવાલ તો જેમ બીજા ઓળખીતાઓને તેમ દીનાને પણ ઊઠ્યો હતો.

પરંતુ આ સવાલ કરનાર કરતાંય મધુ પોતે, પોતાને વધારે સારી પેઠે જાણતો—સમજતો હતો. કૉલેજ-જીવનનાં એ છ વર્ષના અનુભવ ઉપરથી એ સમજી ગયો હતો કે જો જાતીય આકર્ષણને જ પ્રેમ કહેવામાં આવે તો એવો પ્રેમ તો એને અનેક છોકરીઓ તરફ, બલ્કે કોઈ પણ સુંદર છોકરી તરફ ઉદ્ભવતો હતો. તો બીજી બાજુ જેને આત્માનુરાગ કહી શકાય એવું અલૌકિક આકર્ષણ આટઆટલી છોકરીઓમાંથી એકેય તરફ નહોતું જાગ્યું; તો પછી શા માટે મુંબઈગરી છોકરી વસાવીને માનો જીવ દુખાવવો?

વળી જ્ઞાતિની છોકરી પસંદ કરે તો પણ એ મુંબઈની 'હવા' એને પોતનેય ક્યાં સુધી માફક આવે એ એક સવાલ હતો. ને આ બધા સવાલો ઉપરાંત, 'પ્રેમ કરવો' ને 'પરણવું' એ બે વચ્ચેનો તફાવત પણ એ બહુ સારી રીતે સમજતો હતો. ને એ હિસાબે સામો પક્ષ એને પસંદ કરે કે કેમ એ પ્રશ્ન તો ઊભો જ રહેતો હતો.

ગમે તેમ, પણ દીનાના પિતા તરફના આદર અને ઓળખાણને લીધે યા તો પોતાના સહાધ્યાયી એવા એના ભાઈને લીધે કે પછી પહેલી જ મુલાકાતે દીનાની લોભામણી સૂરત જોઈને યા તો આ બધાંય કારણે એણે દીના સાથે લગ્ન કરવાનું નકકી કરી નાખ્યું.

એટલું જ નહિ, આ બીજી અને છેલ્લી મુલાકાત વખતે તો એણે દીના આગળ પણ ઇતર કોઈ વાતો ન કરતાં લગ્નનો જ સીધો સવાલ છેડ્યો: 'આપણાં લગ્નની વાત તમારી સંમતિ વિના થતી હોય એમ તો હું કેમ જ માની શકું?'

ખુરશીના હાથા ઉપર નખ વડે લીટીઓ દોરતી દીનાનું મૌન અડધી સંમતિ તો સૂચવતું જ હતું; પણ—

મધુએ હસીને દીનાને કહ્યું: 'ભવા લગ્નની બાબતમાં આમ અડધી સંમતિ કેમ પાલવે દીના?' ને છતાંય દીનાને ચૂપ જોઈ ત્યારે તો સાચે જ એ ગંભીર બન્યો. 'જુઓ, તમે તો ખુદ કેળવાયેલાં છો—કૉલેજ સુધીની કેળવણી લીધી છે એટલે સહેજે સમજી શકો એમ છો કે આવા પ્રસંગમાં કોઈપણ જુવાન તમારા આ મૌનને શરમ અને સંકોચમાં જ ખપાવી દે તો બીજી બાજુ હું એને અડધી અસંમતિમાં લઈ શકું છું. એટલે જે હોય તે તમે મને દિલ ખોલીને વાત કરશો તો આપણે બેય એક અનર્થ ભાવિમાંથી બચી જઈશું.'

છતાંય દીના ન બોલી ત્યારે તો મધુને કંઈક ભેદ હોવાની શંકાય પડી. બોલ્યો, 'જુઓ, મેં તો નાની-મોટી હરેક બાબતમાં મદારીની પેલી જાદુઈ લાકડી જેવો એક જીવન-મંત્ર યાદ રાખ્યો છે કે કોઈપણ સંજોગોમાં એક જરા સરખીય દિલચોરી ન રાખવી —પછી ભલેને એનો અંજામ ભયંકર આવનો હોય! તો આ તો ભલા જીવન જોડવાની વાત છે. પછી—'

દીના સાચે જ દ્વિધામાં હતી. એક તરફ મધુ સાથે જીવન જોડવા એ અસંમત પણ ન હતી તો બીજી બાજુ ઉલ્લાસ પણ ક્યાં ઊઠતો હતો? ને એણે મધુના જ પેલા જીવન-મંત્રનો જાણે રસ્તો લીધો, 'અસંમતિનો તો આમાં સવાલ જ નથી પણ'— તેણે મધુ તરફ જોઈ સંકોચભર્યું હાસ્ય કરતાં ઉમેર્યું: 'આપણી વચ્ચે એવો પ્રેમ પણ બંધાયો તો નથી જ ને?'

મધુને આ સવાલ બાલીશ, બલકે પુસ્તકિયા લાગ્યો. પૂછ્યું: 'તો શું તમારો વિચાર રાહ જોવાનો છે? કે'—

'એવું પણ નથી.'

'તો પછી બસ ત્યારે, બધાયને કયાં પ્રેમલગ્ન હોય છે? ને છતાંય લગ્ન-પ્રેમનો આનંદ પણ એટલો ઉત્કટ હોઈ શકે છે.'

આટલી વારમાં દીના પણ પોતે, 'તારે જો પરણી જવું હોય તો તો પરણ આની સાથે, ને નહિ તો કોઈ તને જબરજસ્તી કરતું નથી.' આમ વિચારીને સ્વસ્થ બની ચૂકી હતી. મધુ સામે હાસ્ય કરતાં સ્વગતની જેમ બોલી: 'બસ એ જ કહેવાનું. બાકી તમારા જીવનને જો હું આનંદમય કરી શકીશ તો મારે માટે બસ છે.'

ને આ સાંભળી પેલી પુસ્તકિયા પ્રેમવાળી દીના હવે ભાવનાભરી લાગવા માંડી.

ને એણે જાણે પ્રતિજ્ઞા લીધી: 'તો મનેય ઉમેદ છે. તમને આનંદથી સદાય મઘમઘતાં જોવાની.'

ને બેઉ જણ સંબંધીઓ તથા મિત્રમંડળની હાજરીમાં સાદી છતાંય રસિક રીતે પરણી ગયાં.

હાસ્તો. શુભેચ્છાનાં કાવ્યો વંચાયાં, બે-ત્રણ જુવાનડાંએ નૃત્યના નમૂના દેખાડ્યા, તો વળી કોઈ મધુરા કંઠમાંથી સંગીત પણ વહ્યું, પણ 'રસિક' જ ને?

ને બીજે જ અઠવાડિયે મધુ દીના સાથે મુંબઈ તરફ ઊપડી ગયો. સાથે અત્યાર લગી દેશમાં એકલાં થઈ રહેલાં વૃદ્ધ માનેય લેતો ગયો.

પરંતુ ડોશીમાએ તો—ભગવાન જાણે કે એ, પુત્ર જ્ઞાતિ બહાર ન પરણે એની ચોકી કરવા જીવતાં હતાં કે પછી નવ-વધૂને આશીર્વાદ આપવા કે—ગમે તેમ પણ, દળણાં દળી દળીને ભણાવેલ પુત્રની ને સુલક્ષણી પુત્ર-વધૂની ચાકરી ચાખી, એ કરચલિયે ભરેલ મોંને સંતોષથી મઢી લઈ, ઊંડી ઊતરી ગયેલી આંખો વાટે આશીર્વાદ વર્ષાવતાં વર્ષાવતાં ચાલતાં થયાં પરલોકમાં.

ને સાચે જ જાણે વૃદ્ધ માના એ આશીર્વાદ ન ફળ્યા હોય તેમ મધુ-દીનાનાં જીવન—અરે સાદો અને સુઘડ એ બે ઓરડાનો બ્લૉક સુદ્ધાં પેલી મધુરતાથી જાણે મઘમઘી રહ્યો.

અલબત્ત, જેમ ઓરડામાં કોઈ ઊંચી જાતનું ફર્નિચર ન હતું તેમ દીનાના અંગ ઉપર પણ, સાદાં છતાંય સફાઈદાર કપડાં ઉપરાંત પેલી પાતળી સોનાની ચાર બંગડી, એરિંગ અને ચારેક તોલાનો અછોડો જ માત્ર હતાં. ને છતાંય જેમ ઓરડો એ જ રીતે દીનાય ભરીભરી લાગતી હતી.

—ને સહજીવનના કેટલાક દિવસ પછી તો આનંદના પેલા અતિરેકમાં એ ભાગ્યરી પણ કોઈ કોઈવાર બની બેસતી હતી: 'ભર્યાં ભર્યાં આ જીવનમાં રખેને ક્યાંક આઘાત આવી પડે?'

આઘાત તો બીજો શો પણ પેલા પ્રેમીને યાદ કરીને પોતે કયાંક ઉદાસ થઈ રહે કે ગઈના ખુલ્લા આવાસ સરખું મધુનું પેલું ઉઘાડું દિલ જોઈને

પોતે જ ક્યાંક લવી બેસે — ગત જીવનનો એકરાર કરી દે.

પરંતુ આ એકરાર કરી દેવાની શક્યતા ઉપરેય એણે એક દિવસ ઠંડું પાણી જ રેડી દીધું, બલકે પોતાની જાતને કાયમને માટે જાણે ચેતવી દીધી: 'તને એમ થાય છે કે આવા નિખાલસ ને પ્રેમભર્યો માણસ આગળ હું મારું ગત જીવન ગુપ્ત રાખીને છેતરપિંડી કરી રહી છું. પણ ભલા એની આગળ એ એકરાર કરીને તું ભલે પાપમુક્ત થાય પણ પછી એના શા હાલ થશે એનો કંઈ વિચાર કર્યો છે? અરે, ગમે તેટલો 'બ્રૉડ-માઈન્ડેડ' હોય પણ આખર તો એ માણસ તારી બાબતમાં તો પતિ છે, સમજી? કેમ જાણ્યું કે રામ સરખાનેય પેલી લોકલાગણીની પાછળ, રાવણને અવાસે રહી આવેલી સીતા પ્રત્યે ઊંડે ઊંડેય ખીજો નહિ હોય! માટે હા, તારા હૈયા ઉપરથી ભલે ભાર હળવો કરીશ બાકી એને તો તું દુઃખી જ કરી મૂકીશ. ને તું પણ પછી કેવી રીતે હળવી રહી શકીશ?...' અને એણે પાકી એવી ગાંઠ પાડી. 'બીજું બધું જ કરજે પણ—ભલે દૂર દૂરના ભૂતકાળમાં — અરે ગણીગાંઠી પળો માટેય તું કોઈકે બીજાની થઈ રહી હતી એવી વાત તો તારા આ દરિયાવ-દિલ પતિનેય ન કરતી. નહિ તો એઉનાં જીવનની મઝા જ—મારી નહિ જાય તો પણ—અરે જરીક અમથીય પણ મોળી તો પડી જ જશે!'

ને આ પછી તો ખુદ દીના પણ પેલો પ્રેમપ્રસંગ ગયા જનમનો હોય એ રીતે જ જોવા-સમજવા ને ભૂલવાય લાગી હતી.

પણ ત્યાં તો નાના ભાઈના લગ્નમાં એ પિયર ગઈ. ને મહિનાભરના વસવાટ દરમિયાન એને કાને તૂટક તૂટક વાત આવવા લાગી: 'સી. ટી. માસ્તર બીમાર છે...હોસ્પિટલમાં છે...કોઈના પ્રેમમાં હતા ને એમાંથી ટી. બી. થઈ ગયો છે.'

ને દીના એને, 'હું અ.વેલી છું' તો બીજું કંઈ નહિ તો એક માણસાઈ ખાતર પણ મારે એને મળવું જોઈએ,' આમ વિચારીને મળ્યા વગર રહી જ ન શકી.

પરંતુ પોતાને જોઈને હસી ઊઠેલા, બલકે કોઈ જીવનતત્ત્વ લાધ્યું હોય તેમ કૉટમાંથી સફાળા બેઠા થઈ જતા એ હાડપિંજર સરખા પ્રિયતમને જોઈને તો દીનાને થયું કે એ અહીં ન આવી હોત તો વધારે સારું હતું.—

તો વળી વાતચીત દરમિયાન પોતાની આ મુલાકાત યોગ્ય જ નહિ, જરૂરની પણ લાગવા માંડી.—

એટલું જ નહિ, વિચાર કરી જોતાં તો આ મુલાકાતમાં અજુગતું કે હાનિકારક પણ કંઈ જ ન દેખાયું. અરે, ખુદ મધુના જાણવામાં આવે તો પણ શું! બલકે મારો આ ક્ષોભ જાણીને તો એ જ સામું હસે: 'કેમ તું પત્ની બની એટલે માણસ પણ મટી ગઈ કે તારે કોઈ પુરુષ મિત્ર જ ન હોઈ શકે!'

ને આ પછી તો વૉર્ડ-ડૉક્ટરને મળીને એણે દર્દ વિષેની સ્થિતિ પણ જાણી લીધી. સાથે સાથે એ પણ જાણવા મળ્યું કે દર્દીની આર્થિક મુશ્કેલીને લીધે ઑપરેશન અટકી પડ્યું છે બાકી અચૂક એ સારો થઈ જાય.

પરંતુ ઓછામાં ઓછી ચારસો રૂપિયાની જરૂરત જાણીને તો દીનાય વિચારમાં પડી ગઈ. એની પાસેય ચપટીક જ પૈસા હતા. તો આવડી મોટી રકમ બીજે ક્યાંયથી—બચરવાળ પિતા પાસેથી કે ટૂંકા પગારદાર મધુ પાસેથીય મળી શકે એમ ન હતું.

ને સાચે જ દીનાની આંખમાં આંસુ ધસી આવ્યાં: 'એક ચારસો રૂપરડીને અભાવે માણસ જેવા માણસને મૃત્યુ સ્વીકારવું પડે!'

પરંતુ પેલા ડૉક્ટરે જ દીના આગળ નો'તું કહ્યું? 'આ લાંબા અને ખર્ચાળ દર્દમાં દર્દીઓનો ઘણો મોટો વર્ગ આર્થિક રીતેય એવો લથડી જાય છે કે એ જોઈને ખુદ મૃત્યુનેય દયા આવી જાય! અરે, તમારા આ મિત્ર સરખા કોઈ કોઈ કેસમાં તો આવું



બનતું પણ જોયું છે! અને સ્વગતની જેમ બોલતાં ઉમેરેલું: 'પૈસાને અભાવે જ માણસને પોતાને તાબે થતું જોઈને મૃત્યુ પણ જાણે દયાથી પ્રેરાઈ પાછું ન વળી જતું હોય!'

દર્દી પાસે આવી વિચારમાં પડી ડૂબી ગયેલી દીનાના મોં ઉપર એકાએક જાણે કોઈ મક્કમના તરવરી ઊઠી. રમત કરતી હોય એ રીતે એણે ગળાનો પેલો ચારેક તોલાનો અછોડો કાઢ્યો ને રૂમાલમાં વીંટી ગાદલા પર મૂકતાં ધીમેથી કહ્યું: 'વેચી દઈને વહેલી તકે ઓપરેશન કરાવી લેજો. ને તારીખ નક્કી થાય એટલે મનેય ખબર આપજો.'

પેલો તો દિંગ જ થઈ ગયો. ઈન્કાર કરતાં ઉદાસ પણ થઈ બેઠો: 'કંઈ આટલા ખાતર જ હું તારી રાહ નો'તો જોતો, દીના!'

હસવાનો પ્રયત્ન કરતાં દીનાએય કહ્યું: 'હું જાણું છું કે મરવા ખાતર—છેલ્લા મળી લેવા માટે જ તમે મારી રાહ જોઈ રહ્યા હતા. પણ સાચે હુંય કંઈ તમને વળાવવા તો નથી જ આવી.'

ને એથીય ધીમા છતાં રૂઠેલા અવાજે બોલવા લાગી: 'પ્રેમ પ્રભુતા તરફ લઈ જાય છે એવું તો વાંચ્યું હતું પરંતુ આમ ટી. બી. તરફ લઈ જાય એ તો એક તમારી પાસેથી જ જાણવા મળ્યું!'

દીનાની આંખમાં આંસુ જોઈને પ્રેમ પાછળ ફના થવા બેઠેલા આ નાદાન પ્રેમીનું અંતર વલોવાઈ ઊઠ્યું: 'અરે, પણ જે વાતનું દુઃખ મને નથી એ વાતનું તને શા માટે હોઈ શકે દીના?'

'કેમ ન હોય! તમે આપેલા આત્મભોગના જ પોતે ભોગ થઈ પડ્યા છો એમ તો કોઈ જ નથી કહેતું; બલકે કે' છે, કોકના પ્રેમના ભોગ થઈ પડ્યા છો. એટલે એ હિસાબે દોષિત તો કમનસીબ—'

પેલો વચ્ચે જ બોલી ઊઠ્યો: 'એવું કંઈ નથી.' ને સામેની ઘડિયાળ તરફ જોઈ—સમય પૂરો થવાની હજુ દસેક મિનિટની વાર હતી છતાંય ઊઠવાની તૈયારી કરતાં બોલ્યો, 'લે ચાલ, હું તને વૉર્ડ સુધી પહોંચાડી જાઉં.' ને એ પેલા રૂમાલમાં વીંટેલા પડીકા સાથે ઊભો થયો....

પરંતુ વૉર્ડને નાકે જઈનેય એની ખૂબ ખૂબ સમજાવટ છતાં દીનાએ પેલો અછોડો પાછો ન લીધો તે ન જ લીધો. અરે એ વાત જ એણે ઉડાવી દીધી. સાથે પેલાને વધુ મોકળાશથી ઠપકો આપતાં માત્ર એક આ જ વાત કહ્યા કરી: 'ઑપરેશન કરતાંય તમે જીવવાનો નિર્ણય કરો એ વધારે મહત્ત્વનું છે. અરે એ જ મુખ્ય છે....માટે પ્રેમ પાછળ ફના થવાની નાદાનિયત છોડી દો ને એમાંથી ઊલટાનું બળ મેળવો.'

અરે, વિદાય વખતના છેલ્લા શબ્દો પણ એના આ જ હતા: 'આત્મભોગ આપ્યો તો તો આપી જાણો ને મારી ખાતર પણ જીવવાનો તમે નિર્ધાર કરો.'

અને સાચે જ દીનાની આ મુલાકાત જ પેલામાં જીવનબળ ન પ્રેરી ગઈ હોય એમ, ઑપરેશન સોએ સો ટકા કામયાબ નીવડ્યું. એટલું જ નહિ, સુધારો પણ પહેલે જ મહિને ચમત્કારિક દેખાયો.

તો આ તરફ દીના માંદી પડી એય એક પ્રકારનો ચમત્કાર જ હતો ને! પેલો અછોડો આપતાં તો આપી આવી પણ મુંબઈ જવા રવાના થઈ એ સાથે જ એની પેલી દ્વિધા અનેકગણી વધી પડી: 'મધુ આગળ સાચેસાચી વાત કરવી કે પછી છુપાવવી—'ખોવાઈ ગયો' એમ જ કહેવું?'

ને અહીં પણ પતિનો વિશ્વાસ અને પ્રેમ ગુમાવી બેસવાના ભયે, એને હૃદયભંગ કરી દેવાના ડરે, એણે સ્ત્રી-સહજ ચાતુરીનો જ આશરો લીધો; મધુને એણે જૂઠી જ વાત કરી: 'કોણ જાણે કે એ તો ક્યાંય નીકળી પડ્યો કે પછી કોઈએ કાઢી લીધો. પણ આજ સવારે ગાડીમાં જ મને ખબર પડી કે ગળામાં પેલો અછોડો જ નથી!'

પણ મધુય કવિ જ હતો! ઘણીવાર એ પોતે જ કોઈ ને કોઈ ચીજ ખોઈ વિસારીને આવતો હતો.—

અલબત્ત, અહીં એણે, 'કેમ કરતાં ખબર પડી?

પેસેન્જરોની ભીડમાં ક્યાંય ખેંચાયા જેવું લાગેલું? કે પછી ઊંઘમાં'—વગેરે સવાલ તો પૂછવા માંડ્યા. પરંતુ બેખબર હોવાના જવાબ આપતી દીનાને આંસુ સારતી જોઈને એણે એ પૂછવાનું પણ બંધ કરી દીધું. 'ને હવે ગુમ થઈ ગયા પછી આ બધાનો અર્થ પણ શો હતો?'

ને એણે દીનાને આશ્વાસન આપતાં કહ્યું: 'ચાલ હવે ગુમ થઈ ગયેલી કોઈપણ ચીજ માટે આંસુ સારવાં એ મૂર્ખતા છે. ગઈ એટલે ગઈ જ—સ્મૃતિમાંથી પણ હતી નહિ એમ જ કરી નાખવું....

'...ને તારા આ સુંદર ગળામાં તો પેલી બનાવટી મોતીની માળાઓય અદ્ભુત લાગશે...સાચાનો મોહ હશે તો એ માટેય કંઈ બહુ મુશ્કેલી નહિ પડે.'

પણ દીના તો ઊલટાની વધારે રડવા લાગી. એક વાર તો એણે પેલા એકરારની શરૂઆત પણ કરી દીધી: 'મને માફ કરો મધુ! મેં તમને'—

પરંતુ મધુ એને હવે આગળ બોલવા દે તો ને? 'અરે તું તો પાગલ છે. દીના! માફ ને વગર માફ કરીને તો ઊલટાની તું મને શરમાવે છે.'

ને છેવટ તો મધુને કસમ જ દેવા પડ્યા: 'મારા સમ જો તું આ બાબત આગળ લંબાવે તો. લે ચાલ જા, એકવાર તું નાહીને કપડાં બદલી લે એટલામાં હું આ બનાવું છું.' ને ઊઠતોકને ચાલતો થયો રસોડા તરફ.

તે પછી તો નહાવા ગયેલી દીનાએ સત્ય વાત કહેવાની ઘેલછા ઉપરેય જાણે નાહી નાખ્યું: 'જેમ પેલો પહેલો તેમ આ પ્રસંગ પણ ભૂલી જ જા ગાંડી. નહિ તો તારે માટે તો ઠીક પણ પેલા આનંદમગ્ન માણસ માટેય દુનિયા જીવવા સરખી નહિ રહે!'...

ને આમ દીનાએ ભલે આ અસતનેય દિલમાં ભંડારી દીધું પરંતુ જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ પાણીમાં નાખેલ પારો જેમ જમીન ખોતરે એમ આ અસત એના અંતરને જાણે ખોતરતું લાગ્યું.

ક્રમે ક્રમે પણ એ, દિવસે દિવસે નંખાતી જ ચાલી. અરે બોલવાચાલવામાં ને ખાવાપહેરવામાંથીય એનો આનંદ ઊડતો જતો હતો...

અલબત્ત, આ બધાયમાંથી આનંદ લેવાનો દંભ તો એનો ચાલુ જ હતો. પણ એમ તે દંભ ક્યાં સુધી નભતો હશે?

છતાંય દીનાએ ડૉક્ટરી તપાસ માટે આગ્રહ લઈ બેઠેલા મધુને થોડાક દિવસ તો છેતરી જ લીધો. 'અરે તમે તો ખોટું પાછળ પડ્યા છો! સ્ત્રીનાં દર્દ અને માનસની તો તમ પુરુષોને સમજ જ ન પડે મે'રબાન!'

પરંતુ એય ક્યાં સુધી? ને એક દિવસ થોડોક ગુસ્સો કરીનેય મધુ એને ડૉક્ટર પાસે લઈ ગયો.

બિચારો ડૉક્ટર! એય દીનાની રમૂજમાં એકવાર તો છેતરાઈ ગયો. 'તમેય શું ડૉક્ટર! કવિ લોકો અડધા વાયડા હોય છે એ તમે નથી જાણતા? હું જરાક મોડા વહેલા અટકાવને લીધે કે એમ કંઈક બેચેન જેવી હોઉં એટલે'—

ને આ દોસ્ત સરખા ડૉક્ટરેય ખુદ દર્દ જાણે હાથમાં આવી ગયું હોય તેમ ઉપરછલ્લી તપાસ કરી, શક્તિની દવા આપી, ઈશ્વરઊધરનાં સાહિત્યિક ગપ્પાં મારીને રજા આપી.

અલબત્ત, ડૉક્ટરેય સ્ટેથેસ્કોપથી તપાસ તો કરી જ હતી. પરંતુ પોતે જ જ્યાં, 'માતૃત્વ ઝંખતું માનસિક દર્દ' કલ્પી લીધુ હોય પછી ઊંડા ઊતરીને જોવાપણું રહ્યું જ ક્યાં કે સાચું દર્દ હાથમાં આવે!

એ તો જ્યારે દવાઓ બદલવા છતાંય તાવ–ઉધરસની ફરિયાદ વધી ને વજન પણ ઘટતું ચાલ્યું ત્યારે જ ડૉક્ટરનીય પેલી કલ્પના ભેગી સુરતીય ઊડી. એક્સ રેમાં જુએ છે તો 'પુઅર ગર્લ'ને ટી. બી. હતો. ટી. બી. નામ સાંભળતાં જ એકવાર તો મધુના હોશકોશ ઊડી ગયા. પણ શું થાય! ને લાગવગ લગાડીને એને મુંબઈની જ એક ટી. બી. હૉસ્પિટલમાં ગોઠવી દીધી.



પરંતુ આ સાથે જ મધુ ઘરમાં—જીવનમાં એકલો સૂનો થઈ પડ્યો! કેવી મઝાની જિંદગી વહે જતી હતી. જેમ અંતરમાં કવિતા રમતી હતી તેમ પેલા નાનકડા બ્લૉકમાંય નરી મધુરતા જ મઘમઘતી હતી. સવારમાં દીના નિત્યકામ પરવારતી તો પોતે કાવ્ય રટતો રટતો ચા બનાવતો. દીના રસોઇ કરતી તો પોતે નાહી પરવારી થોડીક વાર થોથાં ફેરવી રોટલી વણતી વખતે એની પાસે હાજર થઈ જતો. દીના રોટલી વણતી ને એ ચોડવતો ને એમ બેઉ સાથે જમીને પોતે ત્રણ-ચાર કલાક નોકરીએ જઈ આવતો તો દીના વળી એનાં કાવ્યોની નકલ કરતી કે કાગળોને ફાઇલોમાં નાખતી. વળી સાંજના બેગી ચા તો કોઇવાર કોઈ મિટિંગમાં કે એમ કયાંય જોવા સાંભળવા જવાનું રહેતું તો દીના એને કૉલેજને દરવાજે જ આવી મળતી.

પણ હવે મધુ માટે ન મીટિંગો રહી, ન રહ્યાં જૂહુ ગાર્ડનનાં ફરવાંય! રહ્યું માત્ર, સવારમાં દીનાના ખોરાક સમી કવિતા રચવી કે પછી ટી. બી. વિષે કંઈક વાંચવું, વીશીમાં જમવું, કૉલેજની નોકરી ભરવી ને મુલાકાતના સમયની મિનિટે મિનિટ દીનાની તહેનાતમાં ગાળવી.—

નવાઈની વાત તો એ હતી કે દીના પાસે તો એ ખૂબ ખૂબ આનંદમાં રહેતો. એટલું જ નહિ એને માટે બનાવેલી કોઇ કવિતા કે પુસ્તકવાચન પણ એની પાસે કોઈ અનેરા ઉલ્લાસથી કરતો હતો.

ટૂંકામાં મધુની હાજરી દરમિયાન દીના પણ પોતે દરદી છે એ ભૂલી જતી હતી. અરે આસપાસની દરદી બહેનો પણ અહીં પડે પડે મધુનાં કાવ્ય-વર્ણનોમાં વહેવા લાગતી ને કોઈ વાર જૂહુ ફરી આવતી તો વળી હેંગિંગ ગાર્ડન ઉપર ઊભી ઊભી જોયાય કરતી હતી: 'એ દેખાય ઊભરાઈ રહેલા કિડિયારા સરખી ચોપાટી, ને ઓ સંભળાય ભેળ વેચતા ભૈયાઓની મીઠી હલક. આ રહ્યું બાબુલનાથ ને એ રહ્યું વિદ્યાભવન, ને કૉલેજ પેલી, પેલી દેખાય દિવાસળીનાં ખોખાં સરખી મરિન ડ્રાઈવની મહેલાતો ને આ રહ્યો યુનિવર્સિટીનો ટાવર ને...'

પરંતુ દીના માટે મધુની આ કાળજી ને પ્રેમ હવે અસહ્ય થઈ પડ્યાં. તેમાંય છેલ્લે દિવસ પોતા ઉપરતું મધુનું પેલું પ્રેમ છલકતું કાવ્ય જોઈને તે અનેરી ઉપમાઓ સાથે પોતાનાં આટઆટલાં વખાણ સાંભળી વાંચીને તો ઊલટાની પેલી દિલચોરીએ સરજોરી કરવા માંડી—જે અંતે તો દીના માટે અસહ્ય થઈ પડી.

ત્યાં સુધી કે અનેક મંથનો પછી મધુ ઉપર લખવા પામેલ પેલા કાગળમાં સત્ય વાતનો ઘટસ્ફોટ કર્યો છતાંય એનું અંતર હળવું ન થયું તે ન જ થયું. બલકે સાંજ ટાણે ને તેમાંય મધુના આવવા વખતે તો એ એટલી હદે વ્યગ્ર થઈ બેઠી કે—

દોડધામ કરી ઊઠેલાં નર્સ-ડૉકટરનો છેલ્લો ઇલાજ પણ અફળ ગયો!

'ખલાસ!' કહીને ઓજાર પછાડી ચાલતા થયેલા વડા ડૉકટરે તો આવી પહોંચેલા મધુ આગળ દિલસોજી દેખાડતાં કહ્યું પણ ખરું: 'ગમે તેમ, દરદીનું કોઈ વાતનો આઘાત પહોંચતાં હાર્ટફેઇલ થયું છે. બાકી દર્દ કંઈ એવું નો'તું કે—'

ને શૂન્યવત્ બની રહેલા મધુને આસપાસ દરદીઓએ પણ એ જ મતલબની વાત કરી, 'નહિ તો ય દરરોજ તમારા ગયા પછી દીનાબહેન ઉદાસ તો થઈ જ રે'તાં 'તાં પણ કાલ તો એ ખૂબ જ બેચેન હતાં.' અરે ભગવાન! ગઈ કાલે તો ઊલટાની એણે એના પ્રત્યેના પ્રેમની કોઈ અનેરી એવી રચના વાંચી સંભળાવી હતી. અરે સુંદર અક્ષરે કરેલી કાવ્યની એ નકલ પણ એને ભેટ આપી હતી,—

આસપાસના કૉટવાળાં પેલી બહેનોએ વળી એમ પણ કહ્યું કે મોડી રાતે ને સવારમાં પણ એ કોઈક કાગળ લખવામાં મશગૂલ હતાં, બે-ત્રણ વાર તો ફાડીય નાખ્યા હતા. 'એ પેલી બાજુ ભીંત તરફ ફરીને લખતાં હતાં છતાંય જાણે રડતાં હોય એમ જ લાગતું હતું.'





ને મધુએ જોયું તો પેલા પેકમાંથી એના નામનું સાથે જ બંધ કવર નીકળ્યું. ધ્રૂજતે હાથે કવર ફોડીને કાગળ કાઢ્યો તો લખ્યું હતું :

'પ્રિય મધુ.'

તમારી સાથે જીવન જોડતી વખતે જ તમે કહ્યું હતું : 'કોઈ પણ બાબતમાં કદીય દિલચોરી ન રાખવી' ને તેમાંય જે દિલ કાચ સરખું નિર્મળ ને રસભરી દ્રાક્ષનાં જેમ પ્રેમથી ભરેલું અસલ છે એ તો મોડા મોડાય મારા આ એકરારથી તમે સમજી શકો છો. ને છતાંય મધુ! હું મારી એ દિલચોરીનો એકરાર વિગતે તો નથી જ કરી શકતી.

ટૂંકમાં ગઈ કાલના કાવ્યમાં વર્ણવેલી દીના હું તો નથી જ મધુ! નહિ તો લગ્ન પહેલાંના મારા પ્રેમની વાત મેં તમને આટલા વખતમાં કરી જ દીધી હોત. અરે મરણશૈયા પર પડેલા પેલા પ્રેમીને તમારો પેલો અછોડો આપી આવી એ વાત પણ મેં તમારાથી છુપાવવાની ધૃષ્ટતા કરી છે!

પણ મધુ! પ્રિય મધુ! મોડે મોડેય આ મારો એકરાર જોઈને તમે મને માફ નહિ કરો!'

પરંતુ 'તમારી દીના' વાંચતા પહેલાં તો મધુએ ચોડે ગાજી ઊઠે એટલી હદે બરાડો પાડ્યો : 'પણ ક્યાં છે તું કે હું માફ કરું દીના!'

ને એ સાથે જ એ બેભાન બનીને ઢળી પડ્યો.

મોડેથી ભાનમાં આવ્યો ત્યારે એક ભયંકર નિશ્વાસ નાખતાં એ મન સાથે બસ એટલું જ બબડ્યો : 'અબૂધ દીના! તું કોઈને ચાહતી હતી એ તો જરાયે ગુનો નો'તો પણ ધાર કે તારા એ પ્રીતમના ભલા કોઈના જાન માટે તેં સર્વસ્વ આપી દીધું હોત તો પ—અરે ભૂંડી! તારા ગમે તેવા સ્ખલન માટેય જો હું માફ ન કરી શકત તો ભલા પરમ માનવ બનવાની વાત તો દૂર રહી પણ મને 'માનવ' કહેવડાવવાનોય હક ક્યાં રહેતો હતો!' બે-પાંચ પળ થંભી, 'અરેરે, તારા દિલની એક વાર વાત કરી મને તક તો આપવી હતી દીના?' બબડતો થીજી ગયેલાં આંસુ સરખી વિષાદમય આંખે એ, બારી બહાર દૂર દૂરના ક્ષિતિજ તરફ બસ તાકી જ રહ્યો!

*

માર માર કરતી ધસી આવતી શત્રુઓની સેનાને રોકવાનો, પુલ તોડવા વગર બીજો ઉપાય ન હતો. પુલ પાછળ તૂટતો આવતો હતો, પણ વખત પૂરો ન હતો. નેવું હજારની એ સેના સામે હોરેશિયસ પુલને સામે છેડે જઈ એકલો હુમલાખોરોને પડકારતો ઊભો. એની બહાદુરી જોઈ સૌ થંભી ગયા ને કારમી શાંતિ વ્યાપી ગઈ. ત્યાં તો કડડ ભુસ કરતો પુલ તૂટ્યો કે દુશ્મનો ભાનમાં આવ્યા, ને હોરેશિયસ પર ધસ્યા. હોરેશિયસને કેડમાં એક ભાલો વાગ્યો. તે જીવની પરવા કર્યા વગર નદીમાં કૂદી પડ્યો ને સલામત સામે કાંઠે પહોંચી ગયો. પેલાના ભાલાના ઘાએ એને જીવનભર લંગડો કરી મૂક્યો, પણ એ તો એની શોભા હતી. એકલે હાથે એણે રોમ શહેરને બચાવ્યું હતું.

ઓસ્ટ્રિયા સામેના યુદ્ધમાં ફ્રેંચ લશ્કરને એક પુલ પર થઈ જવાનું હોવાથી દુશ્મનની ગોળીઓના તારીસ સામે સૈનિકો પાછા હઠવા માંડ્યા. ત્યારે નેપોલિયને મોખરે આવી તેમને દોરવા કહેલું 'ચાલો મારી પાછળ!'

પાછળથી નેપોલિયન સેંટ હેલીનામાં કેદ હતો ત્યારે કોઈ તેની પાસે એ સંગ્રામની હકીકત વાંચતું હતું, તેમાં નેપોલિયનના પરાક્રમનાં વખાણ કરી લખેલું કે સૌથી પહેલો પુલ તેણે ઓળંગેલો. એ સાંભળીને તરત નેપોલિયન બોલ્યો : 'ના, એ ભૂલ છે : પુલ સૌથી પહેલો ઓળંગનાર સરદાર લેનિન હતો, હું તેની પાછળ આવતો હતો.' કેટલી સત્યપ્રિયતા ને કેવી નિરાભિમાનિતા!



નાથાલાલ દવાણી

# વિનોબાનાં વિચારબિંદુ [૪]

નિર્દોષ યજ્ઞની જો આવશ્યકતા ન હોત—ભક્તિની આવશ્યકતા તો ન હોત.

*

'જગતનો કર્તા કોણ ?'

'મારા જગતનો હું જ કર્તા છું, બીજા જગતનો મને પરિચય નથી.'

*

વિશ્વમાં આત્મા જોઈએ અને આત્મામાં વિશ્વ જોઈએ એનું નામ છે સ્વ-પરાવલંબન.

*

શક્તિ જ્યાં તૂટી જાય છે, શક્તિના એ અંતિમ બિન્દુને પરમાર્થમાં 'યથાશક્તિ' કહે છે.

*

કર્મમાં અકર્મ, જ્ઞાનનું સગુણ લક્ષણ છે. અકર્મમાં કર્મ, જ્ઞાનનું નિર્ગુણ લક્ષણ છે.

*

વેદ વન છે, ઉપનિષદ ગાયો છે, ગીતા દૂધ છે, સંત દૂધ પી રહ્યા છે, હું એંઠની પ્રતીક્ષામાં છું.

*

કર્તૃત્વ-હીનતાથી કર્તૃત્વ શ્રેષ્ઠ, કિન્તુ કર્તૃત્વથી અકર્તૃત્વ શ્રેષ્ઠ.

*

વર્તનમાં બંધન હોય, એથી મન મુક્ત રહે છે,

*

હિંસાથી પાપનો ગુણાકાર થાય છે.

*

હિરણ્યકશ્યપુની આજ્ઞા પ્રહ્લાદે ન માની એમાં નહિ, વિશેષતા તો વ્યાસનો ત્યાગ શુકને કરવો પડ્યો એમાં છે.

*

કર્મ કરીશ તો ફળ પણ લઈશ—આ રજોગુણ. ફળ છોડીશ તો કર્મ પણ છોડીશ—આ તમોગુણ. બંને એક જ છે.

*

અકર્તૃત્વ વગર અહિંસા, સત્ય આદિ વ્રતોનું પૂર્ણ પાલન અશક્ય છે.

*

'સમલોષ્ટાશ્મકાંચનઃ—એ સાચા અર્થશાસ્ત્રનું મુખ્ય સૂત્ર છે.

*

સૂર્યનારાયણ સત્યનારાયણની પ્રતિમા છે, સૂર્યોપાસના સત્યદર્શન માટે છે.

*

વ્યક્તના જ્ઞાની સાથી કરતાં અવ્યક્તનો શ્રદ્ધાળુ સાથી શ્રેષ્ઠ હોય છે—ધર્મરાજાની સાથે શ્વાન ગયો, પણ અર્જુન માર્ગમાં જ પડી ગયો.

*

ગંગા કદીક ગંદી હોય છે, કદી સ્વચ્છ હોય છે, પરંતુ સર્વદા પવિત્ર હોય છે. આત્મા ગંગા સમાન સર્વદા પવિત્ર છે. એની પવિત્રતા એના અખંડ વહન પર આધારિત છે.

*

ક્રોધ ભગવાન પર, ક્રોધ પોતા પર, ક્રોધ ક્રોધ પર.

*

'અન્તિમ' ધ્યેય-વાદ એટલે પુરુષાર્થ-હીનતા. 'અન્તિક' વ્યવહાર-વાદ એટલે હીન પુરુષાર્થ.

*

આપણે સાધનાની ચિંતા કરીએ, સિદ્ધિની ચિંતા કરવામાં સાધના સમર્થ છે, અથવા કહો કે, ઈશ્વર સમર્થ છે.

*





પ્રેમથી જ છાપ, સારી કે નરસી, નીતિ અનીતિ પર.

*

ભગવન્! મારે ન તો ભૌતિક સુખ-ભોગ જોઈએ, ન તો મુક્તિ—મને તો બસ, ભક્તિ દે! ન મારે સિદ્ધિ જોઈએ કે ન જોઈએ મારે સમાધિ—મને સેવા દે!

*

'આત્માનું અસ્તિત્વ'—એ શબ્દ પુનરુક્ત છે, કારણ કે આત્માનો અર્થ જ અસ્તિત્વ થાય છે.

*

સ્વતંત્રતાદેવીનો ઉપાસક પોપટને પિંજરમાં પૂરી રાખી શકે નહિ.

*

ભક્ત સંસાર, સાધન અને સિદ્ધિ ત્રણે ભગવાન પર છોડી દે છે.

*

અનાહાર, અલ્પાહાર, સહજાહાર.

*

કોઈ કહે છે: 'મનુષ્ય એટલે સાધનવાન પ્રાણી.'
હું કહું છું: 'મનુષ્ય એટલે સાધનાવાન પ્રાણી.'

*

સંતોએ મોક્ષને પણ તુચ્છ ગણેલ છે એની પાછળ બે હેતુ છે.

(૧) મોક્ષની વિકૃત કલ્પના પલટીને એને ઉજાળવી અને (૨) સાધનાનું ગૌરવ કરવું.

*

ઘરમાં આગ લાગી છે અને 'લોકો શું કહેશે'—એવું વિચારીને બૂમ પાડતો નથી—આને પણ લોકો શું કહેશે?

*

ઈશ્વર આદર્શમૂર્તિઃ
જ્ઞેય, ગેય, અનુકરણીય.

*

રાજકારણને પરમાર્થમય બનાવે એ રાજર્ષિ.

*

જ્ઞાનને અગ્નિ ગણીએ તો કર્મ એનું ઈંધણ છે. જ્ઞાનાગ્નિને અખંડ જલતો રાખવા માટે એમાં કર્મરૂપી ઈંધણ નિરંતર હોમતાં રહેવાં જોઈએ.

*

અપરિગ્રહની કાતર જ્ઞાન પર પણ ચલાવવી જોઈએ, નિરર્થક જ્ઞાનના ગંજનો પરિગ્રહ કરવો ઉચિત નથી.

*

તપ અને તાપ વચ્ચેની વિભાજક રેખા જાણવી જરૂરી છે.

*

અલ્પમાં અલ્પ પરિગ્રહ દ્વારા અધિકમાં અધિક કસ કેમ કાઢવો, એ અપરિગ્રહ શીખવે છે.

*

શ્રદ્ધા+પ્રજ્ઞા+વીર્ય=સત્ય.

*

કલ્યાણ સાર્વજનિક છે, એ વ્યક્તિનું 'નિજનું' હોઈ શકે નહિ.

*

પ્રશ્ન: જ્ઞાનેશ્વરી તમોને કેટલી પ્રિય છે?
ઉત્તર: એટલી કે દોષ દર્શાવવા હોય તો પણ જ્ઞાનેશ્વરીના જ દર્શાવું છું

*

ગુરુને શોધવાની આવશ્યકતા નથી, કારણ કે ગુરુ સ્વયં જ શિષ્યને શોધી રહ્યા છે. શિષ્યની યોગ્યતા પ્રાપ્ત કરવાની જ બસ, આવશ્યકતા છે, અથવા એમ પણ કહી શકાય કે એનું જ નામ છે ગુરુની શોધ.

*

સદ્ભાવથી સાધનાનો સ્વાંગ જ કરવામાં આવે, તો પણ વાંધો નહિ.

*

નમ્રતાની ઊંચાઈનું માપ નથી.

*

પ્રારબ્ધને પ્રસન્ન કરવાનાં સાધન બે: પ્રયત્ન અને પ્રાર્થના.

*

'મારી સ્થિતિમાં તમે શું કરો?'



'તું કરે છે એજ, કારણ કે તારી 'સ્થિતિ' માં તારી 'બુદ્ધિ' આવી જ જાય છે.

*

જે ઈશ્વરનો ક્રોધ જાણે છે એ ક્રોધ-રહિત હોય છે, જે ઈશ્વરની ક્ષમા જાણે છે એ ક્ષમાવંત હોય છે.

*

પરમાર્થરૂપી બરફીનું કર્મ વજન છે, બુદ્ધિ મિઠાશ. વજનથી મિઠાશ અલબત્ત શ્રેષ્ઠ છે, કિન્તુ એથી કંઈ વજન ત્યાજ્ય નથી બની જતું.

*




*

મૌનનાં અર્થ :

(૧) વાક્-સંયમ
(૨) સત્ય-સંગ્રહ
(૩) શક્તિ-સંચય
(૪) ધ્યાન-સાધન

*

બુદ્ધિ દ્વારા જ્ઞાન થાય છે એ ખરું, પરંતુ દૃઢ મનોબળ વગર એ આચરણમાં નથી ઊતરી શકતું.

*

મર્યાદાની ભીતર અભિમાન શોભા આપે છે, ઉપયુક્ત પણ છે, કારણ કે અધિકૃત છે.

*

જ્યાં નારિયેળ સમાન બહાર વિરક્તિ અને ભીતર ભક્તિ હોય છે, ત્યાં પ્રાપ્તિ થાય છે.

*

અહંતા, અસ્મિતા અને એકતા સ્વયંસિદ્ધ છે.

*

ઈશ્વર પૃથઃકરણ—મંગલ ભાવ.

*

બે ધર્મો વચ્ચે કદી પણ ઝઘડો નથી હોતો, સર્વ ધર્મોનો અધર્મ સાથે ઝઘડો છે.

*

સંસારમાં કેવળ ઈશ્વરની ઇચ્છા છે, અને એની ઇચ્છા છે, કે જેની ઇચ્છા ઈશ્વરની ઇચ્છામાં મળી ગઈ છે.

*

નીતિતત્ત્વોનો આધાર જેણે ઈશ્વર પર રાખ્યો એણે સંગીન પાયા પર પ્રાસાદ રચ્યો.

*

સાચું અર્થશાસ્ત્ર, સાચું આરોગ્યશાસ્ત્ર, સર્વ 'સાચાં' શાસ્ત્રો મોક્ષાનુકૂળ છે.

*

ત્યાગ વડે પાપનું મૂળ કરજ ફેડાય છે, દાન વડે પાપનું વ્યાજ ભરપાઈ થાય છે.

*

સાધન ભલે ને અલ્પ હોય, પરંતુ ઉત્કટતા ઉદ્ધારવાની.

*

કર્મનાં નિયામક : પ્રસંગ, પ્રારબ્ધ, પ્રજ્ઞા.

*

'હવાનો ઓરડો'—એ નામનો કોઈ અલગ ઓરડો નથી; સર્વ ઓરડામાં હવા જોઈએ. એ જ પ્રમાણે ધર્મ કોઈ અલગ વિષય નથી, સર્વ વ્યવહાર ધર્મમય હોવા જોઈએ.

*

સમગ્ર સંસારની એકતાનું કલ્પના-ચિત્ર દોરવું આસાન છે, કિન્તુ સ્વયં પોતાના મનના ક્રોધને જીતવો કઠિન છે.

*

આત્મશક્તિની સીમા પર ઈશ્વરશક્તિની સીમા નિર્ભર છે

*

'પર' એટલે 'અન્ય', અને 'પર' એટલે 'શ્રેષ્ઠ





ઈશ્વર પેટલીકર

# માબાપની ફરિયાદ

માબાપને પરમેશ્વર ગણવાનું શાસ્ત્રોએ કહ્યું છે એ વાત સાચી, પણ એમણે પરમેશ્વર જેવા, બાળકોના સમગ્ર રીતે વિકાસ કરી શકે તેવા ગુણ ધરાવવા ન જોઈએ? આ લેખમાં એ આખા પ્રશ્નને લેખક આબાદ રીતે છણે છે.........

એક સ્નેહીને ઘેર ગયો હતો. નવાજૂની કહેતાં એમણે કહ્યું: 'રજની સાવ બગડી ગયો છે. નાનપણથી એ વરણાગી હતો એટલે મેં ટોકવામાં બાકી રાખ્યું નથી, પરંતુ એ મોટો થયો એટલે ટોકવું એ પણ સારું નહિ. મેં માન્યું કે એ મોટો થતાં વરણાગીવેડા ભૂલી જશે, પરંતુ એનું નામ કંઈ નહિ. પરણ્યો, માથે જવાબદારી વધી છતાં એ સુધરવાને બદલે બગડ્યો. દસ દિવસ ઉપર એણે દસ રૂપિયા સિલકમાંથી ઉઠાવ્યા...'

રજનીના વરણાગીવેડાની ફરિયાદ તો આ અગાઉ હું સાંભળી ચૂક્યો હતો. પરંતુ વાત એથી આગળ વધી, ચોરી સુધી પહોંચી હતી, એ જાણી મને પણ દુઃખ થયું. હું વચ્ચે બોલી ઊઠ્યો: 'એણે શું કહ્યું...!'

સ્નેહી: 'હું તો છેલ્લા છ માસથી એની સાથે બોલતો જ નથી. એવા દીકરાને કહીને પણ હું થાકી ગયો.'

હું: "તો પછી એણે જ એ રકમ લીધી એમ કેમ માની લીધું?'

સ્નેહી: 'અમારા ઘરમાં બીજાં ચાર દીકરા દીકરી રહ્યાં પણ કોઈ અડે નહિ તેનો અમને વિશ્વાસ.'

હું: 'છતાં કોઈ બહારનું હોય...'

સ્નેહી: 'એ જ છે. એની બાએ એને કહ્યું ત્યારે એ બોલ્યો નહિ.'

મેં તે પછી રજનીને ખાનગીમાં પૂછ્યું: 'રજની, શી વાત છે?'

રજની કંઈ જવાબ આપવાને બદલે નાના બાળકની માફક રડી પડ્યો. મેં એને ખભે હાથ મૂકતાં કહ્યું: 'રડવાનું કોઈ કારણ નથી. તેં ગુનો કર્યો હશે તો પણ હું તને કારણ જાણ્યા વગર દોષિત નહિ ગણું. તારું દુઃખ મને કહે તો હું બાપુજીને કહી એનો ઉપાય કરીશ.'

રજની શાન્ત થયો પણ કંઈ બોલ્યો નહિ. મેં કહ્યું: રોગ હોય તો વૈદ્યથી છુપાવ્યે મટે શી રીતે!'

રજની બોલ્યો: 'શું કહું? બાપુજી તો એમ માને છે કે હું બદમાશ છું. કહીશ તો ય એમને મારુ નહિ ગમે.'

હું: 'તારી ઇચ્છા નહિ હોય તો હું બાપુજીને નહિ કહું. હું તને બદમાશ નથી માનતો એની તો તને ખાત્રી છે ને? હું જાણીશ તો કંઈ રસ્તો કરીશ. તને સંકોચ થતો હોય તો લખીને આપ.'

રજની: 'કહેવું જ હોય તો પછી સંકોચ રાખ્યે કેમ પાલવે?' અને તેણે શરૂ કર્યું: 'મને ચા કે

---

અન્યને પોતાથી શ્રેષ્ઠ માનીને ચાલીએ—આ છે સાધકની મનોભૂમિકા.

*

જે ત્યાગમાંથી અભિમાનની આગ ઉત્પન્ન થાય છે, એ ત્યાગ નથી. ત્યાગમાંથી શાન્તિની પ્રાપ્તિ થવી જોઈએ. મેં ઝેરી હવાનો ત્યાગ કર્યો, તો એમાં મેં શી ધાડ મારી? મેં માત્ર મારી શાન્તિ પ્રાપ્ત કરી કહેવાય. ખરી રીતે તો અભિમાનનો ત્યાગ જ વાસ્તવિક ત્યાગ છે.

*

મુકામે પહોંચવાની ઉત્સુકતાને કારણે માર્ગ વિઘ્નરૂપ લાગે છે, પણ એ ન ભૂલવું જોઈએ કે એ જ તો મુકામે પહોંચવાનું સાધન છે. બાકી જલદી પહોંચવાની ધૂન હોય, તો ઝડપથી ચાલવું રહ્યું. [ચાલુ]



બીડીનું વ્યસન નથી એ બાપુજી જાણે છે. પાન પણ ખાતો નથી. મને જો વ્યસન હોય તો સિનેમા જોવાનું, ક્રિકેટની મેચ જોવાનું. અને શોખ હોય તો સારાં કપડાં પહેરવાનો. સિનેમાય મહિનામાં બે જોઉં છું. ક્રિકેટની મેચ જોવાની તો વરસમાં ભાગ્યે બે વખત તક મળતી હોય તો. થોડું ખર્ચ રહ્યું કપડાંનું. આ મારો દોષ કે જે ગણો તે.'

હું: 'આ બધું તો હું જાણું છું. પણ તેં દસ રૂપિયા ચોર્યા તેનું?'

રજની નીચું જોઈ ગયો. બોલ્યો: 'મને પરણ્યાં છ મહિના થયા. મિત્રો એ અંગે ચાપાણી માગ્યા કરતા હતા. એ બધાને જાનમાં બહારગામ લઈ જવાયું નહોતું. એમનો આગ્રહ હું સમજી શકતો હતો. મારી પાસે પૈસા નથી એમ કહેતા મને નાનમ આવતી હતી. બાપુજી સારી સ્થિતિના છે એમ બધા જાણતા હતા. હું પણ એનું ગૌરવ લેતો હતો. એ સંજોગોમાં પૈસા નથી એમ કહેવું તેમાં એમના સ્વભાવનું અને મારું ઘરમાં શું સ્થાન છે, એમ બેઉ રીતે ખોટું દેખાતું હતું...'

વચ્ચે હું બોલ્યો: 'વાત સમજી ગયા. લગ્નની બાકી રહેલી ફીસ્ટ અંગે ચાપાણી કરવા તેં એ રૂપિયા લીધા. પણ એ પહેલાં તારે બાપુજી પાસે માગવા હતા ને?'

રજની: 'મેં એક બે વખત માગ્યા. પણ એ કહે કે એવાં ચાપાણી તારે શાનાં કરવાનાં હોય? તું ઓછો કમાય છે? કહેજે કે, હું કમાઉં ત્યારે માગજો!'

મેં કહ્યું: 'બાપુજીને તારે દલીલ કરવી હતી ને કે જો કમાવાનું કારણ હોય તો હું નથી કમાતો અને પરણાવ્યો શું કામ?'

રજની: 'મનમાં તો એવું આવ્યું હતું પણ એવું કહું ત્યારે તો થઈ રહ્યું. મને ઉધડો લઈ નાખે જ. સામું બોલવા લાગ્યો. ઉદ્ધત બની ગયો. ખોટા ખરચા કરવાનું જ સૂઝે છે!'

આ પ્રસંગમાં જોઈશું તો લાગશે કે બંને એકમી જાની નજીક ન આવ્યા તેનું કારણ છે. પિતાપુત્ર વચ્ચે, માતાદીકરી વચ્ચે પૂજ્યભાવ, વડીલભાવ, સંતાનપ્રેમ, વગેરે રહે તે બરાબર છે; પરંતુ એ ભાવ બંને વચ્ચે દીવાલ ઊભી કરે તે બરાબર નથી. પ્રેમભાવે કે પૂજ્યભાવે સાચી સ્થિતિ એવી સર્જવી જોઈએ કે બંને ખુલ્લા દિલથી મનની વાત કરી શકે તેવું ઘરનું વાતાવરણ હોવું જોઈએ. આપણાં શાસ્ત્રોએ તો પુત્રને પણ સોળમે વર્ષે મિત્ર માનવો એટલા સુધીનું કહ્યું છે. પરંતુ આપણું માનસ ૧૬ વર્ષના તો શું પણ એ આંકડા ઊલટા થઈ જાય તેટલી ઉંમર વધે અને પિતા હયાત હોય તો એને મિત્ર માને નહિ! એને ૬૧ વર્ષનો દીકરો પણ શિખામણ આપવા જેટલો કીકો દેખાય.

શિખામણ આપવી એ ખોટું નથી. એવું પણ બને કે નાનો મોટાને શિખામણ આપે એટલો બંને વચ્ચે જ્ઞાનભેદ હોય. એટલે વડિલે શિખામણ ન આપવી એવું કહેવું નથી. પરંતુ શિખામણનો દુરાગ્રહ ન હોવો જોઈએ. વૈદ્ય તો દવા આપી જાણે. કડવું મોં થઈ જતું હોય તો પણ આંખો મીંચી એ પી જવી એ ફરજ દર્દીની છે. કોઈ દર્દી શરીર કરતાં સ્વાદને વહાલો કરે તો એમાં વૈદ્ય શું કરે? ઉપરાંત દવા લીધા છતાં અંદર એનું કેટલું રસાયણ થાય છે એના ઉપર દવા લાગુ પડ્યાનો આધાર છે. શિખામણનું પણ એવું છે. હોજરીમાં પચાવવાની જેટલી તાકાત હોય તેટલી જ શિખામણ પચે. ઉપરથી ગમે તેટલી ઠાંસવામાં આવે તેનો અર્થ નથી. શિખામણ પણ ક્વીનાઈન જેવી છે. કોઈને લેવી ગમતી નથી. એટલે સ્યુગર કોટેડ ક્વીનાઈન જેમ સૌને ગમે છે તેમ શિખામણ પણ સ્યુગર કોટેડ આપવામાં આવે તો તરત ગળે ઊતરી જાય.

સ્યુગર કોટેડ શિખામણ આપવા ઇચ્છનારે પ્રથમ વ્યક્તિનો પ્રેમ સંપાદન કરવો જોઈએ. મોટે ભાગે એ પ્રેમ માબાપ ગુમાવે છે. વારે વારે બાળકને ટોકવાથી એને ગ્રહ બંધાઈ જાય છે કે મા કે બાપને





અમુક કહેવાની ટેવ પડી છે. માબાપે સમજવું જોઈએ કે બાળક જેમ આપણું સંતાન છે તેમ એ જમાનાનું પણ સર્જન છે. આપણા સંસ્કાર એનામાં જેટલા ઊતરે છે તેટલા જમાનાના સંસ્કાર પણ એના ઉપર પડે છે. બાળક એના જમાનામાં જીવવા ઝંખે છે. માબાપ, પોતે બાળપણ ગાળેલું તે ભૂતકાળના જમાનામાં જીવાડવાની મહેચ્છા રાખે છે. પરિણામે માબાપ વારે વારે અમારા વખતમાં અમે આમ કરેલું અને તેમ કરેલું એવું ગાણું ગાઈને બાળકને અપ્રિય થઈ પડે છે. માબાપે પોતાના બાળપણનો જમાનો યાદ ન કરતાં, પોતે આ જમાનામા હોત તો કેમ જીવત એનો આદર્શ નક્કી કરી, એ પ્રમાણે બાળક સાથે કૂચ કરવી જોઈએ.

પુરુષ સ્ત્રીને પણ પોતાની જેમ સ્વમાન છે તેનો ખ્યાલ રાખ્યા વગર પત્નીનું વારે વારે અપમાન કરે છે. માબાપ એ ભૂલ બાળક પ્રત્યે કરે છે. મોટાને જેમ પોતાની દુનિયા છે તેમ બાળકોને, કિશોરોને, યુવકોને પણ પોતપોતાની આગવી દુનિયા છે. મોટાંને જેમ પોતાના સમાજમાં આબરૂની પડી છે તેમ બાળકને પણ એના સમાજમાં એટલી જ આબરૂની પડી છે. મોટા માણસો જેમ આબરૂ ખાતર સાચ જૂઠનો ખ્યાલ રાખ્યા વગર આચરણ કરે છે, તેમ બાળકો પણ કરે છે.

માબાપની ફરજ કેવળ સંતાનોનું ભરણપોષણ કરવું એટલી જ નથી, એમની મહેચ્છાઓ સમજવી, એમની રૂચી જાણવી, એનો કુદરતી શોખ પીછાનવો, એનું સ્વમાન જાળવવું અને એનો યોગ્ય વિકાસ કરવો. આ માટે જ માબાપે ઉંમરલાયક સંતાનોના મિત્ર બની રહેવાનું છે. બંને વચ્ચે મતભેદ હોય માટે અબોલા લેવાથી તો અંતર વધે જાય અને પરિણામ ઉપરના દાખલામાં આવ્યું તે આવે. વળી બીજી વસ્તુ પણ ધ્યાનમાં રાખવાની છે. ધારો કે એના દબાણથી યુવક અવળે રસ્તે ન ગયો અને એ મા-માબાપની ઇચ્છાને તાબે થયો તોય નુકસાન તો છે જ. આપણે આપણી ભાવી પ્રજાને સ્વતંત્ર નાગરિક બનાવવા માગીએ છીએ. જો એ માબાપના વિચારોમાં, વ્યક્તિત્વમાં, ઇચ્છાઓમાં ફરજિયાતરીતે દબાઈ જશે તો એ પ્રજામાં ભવિષ્યમાં સ્વતંત્રરીતે સામનો કરવાની શક્તિ નહિ હોય. એનામાં સંસ્કાર પડ્યા છે બીજાથી દબાઈ જવાના. પરિણામે જે આજે માબાપથી દબાઈ જાય તે આવતી કાલે બહારની વ્યક્તિથી દબાઈ જશે. પરિણામે માબાપ જ પોતાની પ્રજાને ગુલામીનું અફીણ પાય છે.

આપણે કેવળ સામાજિક કુરિવાજોની રૂઢિઓમાં ફસાયેલા નથી, પરંતુ અનેક રીતે આપણો વિકાસ રૂંધાઈ રહ્યો છે. ઘરમાં એકબીજાની આમન્યા જાળવવી એ સંસ્કાર તરીકે સારી વસ્તુ છે. પણ એ સંસ્કાર આપણે એવી કઢંગી રીતે અમલમાં મૂકીએ છીએ કે એ સંસ્કાર આપણા જીવનનો વિકાસ સાધતો નથી પણ વિકાસ રૂંધે છે. ઘરમાં વહુ થઈને આવનાર યુવતી પાસે આમન્યા ખાતર લાજ કઢાવી—જાણે ખુલ્લે મોંએ આમન્યા જાળવી શકાય જ નહિ, એમ આપણે માની લીધું. દીકરો થયો તેનાથી દલીલ ન કરી શકાય. દલીલ કરે તો એ ઉદ્ધત ગણાય. વડીલ હોય એટલે એને વગર વિચાર્યે કે મનસ્વીપણે ગમે તે હુકમ કરવાનો સગીર ઉપર અધિકાર. એક બીજા પ્રત્યે વિવેક જાળવવો એ સંસ્કાર છે. પરંતુ વિવેક માટેના વર્તનના નિયમો કઢંગા હોય છે. તેઓને એ પ્રમાણે વર્તવામાં શોભા નથી, સંસ્કાર નથી.

બાળકો સાથેની આપણી તકરાર કેવળ પૈસાના ખર્ચ પુરતી જ નથી હોતી. એની રમતગમતમાં પણ આપણે વાંધો લઈએ છીએ. એના ભણવામાં આપણે આપણાં સ્વપ્નાં લાદીએ છીએ. પહેરવેશ અને રહેણી કરણીમાં આપણે માથું મારીએ છીએ. ટૂંકમાં આપણે એને આપણી આબેહુબ નકલ બનાવવા ઝંખીએ છીએ. જ્યારે બાળક આપણે ત્યાં જન્મ્યું છે, આપણું લોહી એનામાં વહે છે, છતાં એ આપણી જ નકલ નથી. સ્વતંત્ર વ્યક્તિત્વ સાથે એ જન્મ્યું છે. જેમ આપણને આપણાં સ્વપ્ન છે, તેમ એને એનાં પોતાનાં સ્વપ્ન છે. આ વાત આપણે ભૂલી જઈએ

છીએ. અને આપણે એનાં સ્વપ્નાં સિદ્ધ થાય તેવી પરિસ્થિતિ સર્જવાની ફરજ ભૂલી આપણાં સ્વપ્નાં એના ઉપર લાદવા પ્રયત્ન કરીએ છીએ. પરિણામે દીકરો બગડી ગયાની ફરિયાદ કાયમ આપણે કરવાની રહે છે.

માબાપે બાળકમાં જે કેળવવાનાં છે તે નીતિ-પરાયણતા, શ્રમજીવનનું ગૌરવ, નિયમિતતા, ખંત, વ્યવસ્થા, ચીવટ વગેરે મનુષ્ય જીવનના વિકાસમાં ફાળો આપતા ગુણો. એ કેળવવા માટે બાળકોને એ જે વાતાવરણમાં ઉછરતાં હોય તેમાંથી ઉઠાવીને જંગલમાં કે પુરાણા વાતાવરણમાં લઈ જવાનાં નથી—શક્ય પણ નથી. એટલે જે સામાજિક પરિસ્થિતિ હોય તેના સંસ્કાર એનામાં પડે તેથી બીવાની કે એથી એ બગડી ગયો એમ પોકારી ઊઠવાની જરૂર નથી. માબાપ જો બાળકના મિત્ર થઈ શકે તો એ વાતાવરણમાંના અંશોની એનામાં સારી અસર થાય તેટલી એની પાસે મર્યાદા સ્વેચ્છાએ પ્રેમથી પળાવી શકાશે. બાકી મિત્ર બનવાની તાકાત નહિ હોય તો, એમને યોગ્ય સ્વતંત્રતા આપવાની દૃષ્ટિ નહિ હોય તો, બાળકો માબાપથી ચોરીછૂપીનું વર્તન કરશે, અને તેમાં એ બગડશે તોય એનો દોષ માબાપનો જ કહેવાશે!

માબાપને આપણાં શાસ્ત્રોએ પરમેશ્વર જેવાં કહ્યાં છે. માબાપ એનો અર્થ એકતરફી જ કરે છે કે સંતાનોએ એમને પરમેશ્વરની જેમ પૂજવાં જોઈએ. પરંતુ એમણે પરમેશ્વર જેવા, બાળકોનો સમગ્ર રીતે વિકાસ કરી શકે તેવા ગુણ ધરાવવા જોઈએ તે સાવ ભૂલી જાય છે. માબાપ સકળ ગુણ સંપન્ન થવા પ્રયત્ન કરતાં કરતાં જ બાળકોને સારા સારા સંસ્કાર પાડી શકશે, એમનો યોગ્ય વિકાસ કરી શકશે. એમને માટે બાળકોના બગડી ગયાની ફરિયાદ ઓછી વત્તી રહ્યા કરવાની!



સાલિક પોપટિયા

## કિસ્મતનો તારો

જવાનીમાં તૂટી ગયો છું અકાળે હું સંજોગના કંઈ ઝીલીને પ્રહારો,
છતાં સાંત્વન મેળવી હું લઉં છું છે મારી સમા આ જગમાં હજારો.
નથી લભ્ય થાતું મને જે જીવનમાં મળી જાય છે એ મને કલ્પનામાં,
ધરા વાસ્તવિકતાની છોડી કરું છું કદી કલ્પનાના ગગનમાં વિહારો.
જગત તો ખરું કિન્તુ વેરાનમાં પણ અમીરી ગરીબીના ભેદો છે બાકી,
કબર કોઇની છેક તૂટી ગઈ છે ને કો'ની કબર પર ઊભા છે મજારો.
નિરાશા હૃદયને છો ડંસી રહી છે ભલે ચાલ પલટે ગ્રહો ભાગ્ય કેરા,
મને એક શ્રદ્ધા છે કિન્તુ જીવનમાં નિરાશાઓ પાછળ ઊગે છે સવારો.
કે મંઝીલ ઘણી દૂર છે દૂર માનવ! ન સમજે અનાદી જીવનના તું ભેદો,
મરણ તું કહીને વગોવે છે એને જે થાકીને પંથી કરે છે ઉતારો.
સુમન જેમ સૌરભ પ્રસારી ને 'સાલિક'! ઘડીભર એ આકાશે વેરીને ઉલ્કા,
ગગનથી જે તૂટી રહ્યો છે ધરા પર, રખે હોય મારી એ કિસ્મતનો તારો.







નાનુભાઈ દવે

# મનનો ડાઘ

માણસનું મન કેવું વિવિધતાથી ભર્યું પડ્યું છે ! મનની વાત એ ધારે તે રીતે ફેરવી છુપાવી શકે છે. એ વાત જ્યારે પોતાને જ છેતરે છે ત્યારે માનવ હેરાન થતો બચી જાય છે અહીં રજૂ થયેલી વાર્તા પણ આવા જ એક ડાઘને ધોઈ નાખે છે......

'ચાલને મીની પાણીમાં', સુધાકરે મીનાક્ષીને કહ્યું.

'તું જા. અત્યારથી પાણીમાં પડું તો હું ઠરી જઈશ.' મીનાક્ષી દરિયાની રેતીમાં પગ લાંબા કરી નિરાંતે બેઠી હતી.

'પછી ભરતીની મઝા જતી રહેશે.' કંટાળીને સુધાકર બોલ્યો. 'જરા જો તો ખરી, દરિયો કેવો તોફાને ચડ્યો છે. પાણીની ભીંતો જાણે ધસી આવે છે. ચાલ ઊઠને મને એકલાને મઝા નહિ આવે.' સુધાકરે લલચાવી, વિનવી પણ ખરી. પણ મીનાક્ષીએ રેતી સાથેનો ખેલ ચાલુ રાખ્યો.

'તો પછી કૉસ્ટ્યુમ પહેરી પાણી સુધી શું કામ આવી ?' સુધાકરે ગુસ્સો કર્યો. 'ગાડીમાં જ બેસી રહ્યાં હોત તોયે ચાલત.'

મીનાક્ષીના શરીરનો ઘણો ભાગ તડકામાં તપતો હતો, પ્રમાણસર ગૌર અંગો દીપી આવતાં હતાં. કૉસ્ટ્યુમે આકર્ષણ વધારવામાં બાકી નહોતી રાખી. મોજાંની મસ્તી, સવારનો ગુલાબી તડકો, સહેલાણીઓનો આનંદ એ બધાંથી વાતાવરણ માદક બન્યું હતું. મીનાક્ષીએ સ્મિત કરી એમાં ઉમેરો કર્યો.

'એમ ! જવું છે પાછા ગાડીમાં ?' અને પછી એ પોતે જ માનતી ના હોય એમ એ બોલી: 'જાને મીસ્ટર. નહાવાની ઇચ્છા હોય તો પાણીમાં ને નહિ તો અહીં હેઠે બેસો, ચાલો રેતીનું દહેરું બનાવીએ.' અને મીનાક્ષીએ ખરેખર એની શરૂઆત પણ કરી.

'તુંયે શું નાનાં છોકરાં જેવી વાત કરે છે' બબડતો બબડતો સુધાકર જતો રહ્યો.

મીનાક્ષીએ દહેરું બનાવ્યું, પણ ઘાટ પૂરો ઊતરે તે પહેલાં એકાદ કિનાર ધસી નીચે પડી. એ ઠીક કરે તે પહેલાં બે બાળકો ધીંગામસ્તી કરતાં દોડતાં જતાં હતાં તેમના પગ તળે આ મંદિર જમીનદોસ્ત થઈ ગયું. પહેલાં તો મીનાક્ષીએ માત્ર એમના પગ જોયા, પછી દહેરાનું તૂટી ગયેલું ચણતર જોયું ને તે પછી બે નિર્દોષ ચહેરા જોયા—થોડા ગભરાયેલા ને મુંઝાયેલા. પણ વઢવાને બદલે મીનાક્ષી હસી એથી છોકરાંને કળ વળી એટલે એ પણ હસી પડયાં. મીનાક્ષી ઊઠીને એમની પાસે જઈ ઊભી રહી. અને પોતાને પકડવા આવે એમ લલચાવ્યાં. થોડીવારમાં તો એ ત્રણે જણાં દોડતાં ફરતાં દૂર જઈ પાછાં આવી ગયાં. એમણે પતંગો ઉડાડી ને ફુગ્ગા છોડી મૂક્યા. બે ત્રણ વાર જાણી જોઈને ત્રણે જણ રેતીમાં નીચે ગબડ્યાં ને પાછાં હસતાં હસતાં ઊભાં થયાં. માછીમારની જાળ ખેંચવાની રમત પણ કરી ને નાળિયેરનું પાણી પણ પીધું.

એટલામાં એ બાળકોને એમનો નોકર આવીને તેડી ગયો. ને 'ટા–ટા' કરતાં એ વિદાય થયાં. પગથી પાણી ઉછાળતી મીનાક્ષી જ્યારે એકલી પાછી ફરી ત્યારે આ બાળકોનો વિયોગ એને સાલતો હતો.

તે રાતે સૂતાં પહેલાં સુધાકરે ચોપડી હાથમાં લીધી એટલે મીનાક્ષીએ તે છીનવી લઈ ટેબલ ઉપર પછાડી.

'મારે તને કહેવું છે—'

'પણ બોલને.'

'તું સાંભળશે કે પછી મજાકમાં ઉડાવી દેશે ?'

'વચન તો નહિ માગે ને ! મારાથી વચન નહિ પળાય તે તો તું જાણે છે. બાકી ગંભીર થઈને હું બેસીશ તો તું મારી જોડે વાત પણ નહિ કરે, સમજી ને.'

'તો સાંભળ.' મીનાક્ષી એની પાસે આવી. સુધાકરના વાળમાં આંગળાં ભેરવી એણે કહ્યું: 'તને એમ નથી લાગતું કે હવે આપણે એકાદ બાળક જોઈએ ?' એણે સુધાકરના મોં સામું તાકીને જોયું. મીનાક્ષીએ



એના મનનો વિચાર પામવા યત્ન કર્યો. અને તે જ વખતે કોઈ સંકલ્પની વૃત્તિએ સંકોચનું ચિત્રામણ સુધાકરના મોં ઉપર દોર્યું.

'ના, એવું મને નથી લાગતું' ચોંક્યા વિના સુધાકરે વાત ટૂંકાવી.

'પણ ના કેમ?' મીનાક્ષી એને ગળે વળગી.

સુધાકરે ચોપડી ખેંચવા હાથ લંબાવ્યો, ઉપાડી પણ પાછી મૂકી દીધી. વાત ટાળવી હોત તો બીજાં હજાર બહાનાં જડે એમ હતું. પણ એમ કરે તો એ સુધાકર શાનો! એના જેવો સહૃદયી, ચોખાબોલો, હસમુખો બીજો કોણ હતો?

આશરે ચાળીશની વયે સુધાકરને મીનાક્ષી મળી હતી. એના મિત્રોએ તો એ પરણે એવી આશા છોડી હતી. જેણે આટલાં વર્ષ ખેંચી કાઢ્યાં એને બીજાં દશ પંદર ખેંચી કાઢવાં રમત વાત હતી. સુધાકર પૈસે ધંધે સુખી હતો, પ્રવાસનો શોખીન હતો, પુસ્તકોનો રસિયો હતો, મિત્રોનો બહોળો સમુદાય એનામાં વિશ્વાસ મૂકી હૂંફ લેતો. એ હવે શું પરણે?

પણ મીનાક્ષી જેવી આવી તેવી પેલા ખાલી આસન ઉપર ગોઠવાઈ ગઈ. એણે સુધાકરને બરોબર સમજી લીધો. એની ખાસિયતો જાણી લીધી. અને એ જાળવતાં એને ફાવી ગયું. એનાથી સુધાકર કશું છૂપાવતો નહિ. બંને જણ તું તાં કરી બીજાને શરમાવતાં પણ પોતે તો આનંદ ઉઁઁવતાં.

લગ્નની શરૂઆતમાં બાળકનો પ્રશ્ન કરવાનું મીનાક્ષીને કોઈ કારણ ઊભું થયું ત્યારે લાડથી એના ગાલે ટપલી મારતાં સુધાકરે કહ્યુંઃ

'એક વર્ષ તો આપણે બે જ—બસ એકલાં બે જ. ત્રીજું કોઈ ના જોઈએ.'

મીનાક્ષીએ ફરીથી એકવાર એ વાત કાઢી ત્યારે પણ સુધાકર રસિક બન્યો. 'મીની, કોઈનો ભાગ નહિ રાખવાનો' અને બુઝાતી બત્તીમાં એનું હાસ્ય વધારે આહ્લાદક બની જતું. અંધારે અંધારે એ એનામાં વધુ પ્રકાશ ઠાલવતો, 'ગાંડી થઈશ નહિ. મીની, ચાળીશ વર્ષ પછી તું મળી છે. કેટ કેટલું એકલો ભમ્યો છું ત્યારે તું હાથ લાગી છે, સમજી ને. એવે વખતે બાળકની વાત વચમાં ના લાવીશ.'

વહાલના આવા બોલ સાંભળી મીનાક્ષીએ સુધાકરની વાત કબુલ રાખી. વર્ષ વીતી ગયું. બીજું વર્ષ પણ વીતી ગયું. તેઓ એકલાં કાશ્મીર ગયાં ને દાર્જીલીંગ ગયાં, સીલોન ને બેંગકોક જઈ આવ્યાં. ક્યાંય મીનાક્ષીએ એ વાત સંભારી નહિ. પંખીઓ જેમ બંનેએ ઊડ્યા કર્યું. માળો બાંધ્યો નહિ.

પણ મિત્રોને મીનાક્ષી માટે ઓછું આવ્યું. કેવાં પગલાંની આ બાઈ? આવડા મોટા ઘરને એ વારસ નહિ આપે કે શું? કોણ જાણે બાઈને નાનપણમાં કોઈએ દવા પાઈ હશે કે કોઈ ઊંટવૈદે કથોલી ઇજા કરી દીધી હશે. નિકટનાં બેચાર સ્નેહીઓએ તો સલાહ પણ આપી કે કોઈ હોશિયાર સ્ત્રી–દાક્તર પાસે મીનાક્ષીને લાવીએ પણ સુધાકરે બહુ ટોળથી એમની વાત ટાળી દીધી.

'બાબલો જોઈએ છે, એમ! બોલ એ રૂપિયાવાળો લાવી આપું કે મોટો દસ રૂપીઆવાળો ઊંચકાશે?' એણે એકવાર હસવા માંડ્યું કે પછી કોઈ એને સમજાવી શકતું જ નહિ. એમણે મીનાક્ષીને પણ ફરી જોયું. પણ એ તો શરમાતાં એટલું જ કહેતી, 'હવે વાર નથી.' ને આમ વાત વિસારે પડી જતી.

આજે દરિયાકાંઠે બાળકોની રમત પછી મીનાક્ષીને ફરીથી એ વિચાર આવ્યો. 'શું કામ નહિ?'

સુધાકરને દલીલ નહોતી કરવી. સાચી ખોટી વાત હસાવવી હોય તો કોઈ પણ હોશિયાર માણસ માટે મુશ્કેલ નથી. પણ સુધાકરે કોઈ આદર્શ કે કોઈ નિયોજન—કશું બતાવ્યું નહિ. એની આંગળીઓ મીનીની સાડીની કિનાર, એના વેલણુડ્ડા, એના પોત ઉપર ફરી રહી. છો મીનીને જે કહેવું હોય તે કહે, એકવાર એના દિલનો ભાર ભલે હળવો કરી દે.

પણ મીનાક્ષીએ જે કાંઈ કહ્યું તે સાંભળી એ ખળભળી ઊઠ્યો. એ ઘણું મથ્યો કે તટસ્થ રહી વખત વીતાવી

દે પણ એમ ના બની શક્યું. કેટલાક શબ્દો એની છાતી ઉપર અથડાયા ને એમાંના કેટલાક તો ચીટકી પણ રહ્યા.

'તારે બાળક ના જોઈએ તેથી શું મારે પણ ના જોઈએ? અને તું એવો રાક્ષસ ક્યારનો થયો કે તને બાળક નથી જોઈતું! લોક મેં'ણા મારે તે ખાતર હું નથી કહેતી. પણ આપણા બે વચ્ચેની કડી તું જાણી બુઝીને નથી ઘડવા માગતો એનું શું કારણ?'

અને આખરે સુધાકરે ખુલાસો કર્યો.

'જો મીની, જરા ધીરી પડ જરા સ્વસ્થ થા. તારે જો જવાબ સાંભળવો જ હોય તો જરા મન કઠણ કરવું પડશે. કહું?'

'તો શું વળી એવુંયે મહુરત જોવડાવવું છે. કહે ને વળી?'

'પાછી તું કહીશ કે આવું હતું તો પહેલેથી કેમ ના કહ્યું? મને ભોળવી કેમ, ભરમાવી કેમ? આવા આક્ષેપો કરતી થઈશ. પણ ભલે એમ કરજે. જે ફાવે તે કરજે. આજે તને હું નિરાશ નહિ કરું. એક વાત તો હું તને જણાવી ગયો છું કે બાળક નથી જોઈતું, એટલું તો મેં છૂપાવ્યું નથી.'

'અમુક વખત સુધી ચલાવવું એમ તેં કહ્યું હતું. ભૂલી ગયો!' મીનીએ કહ્યું.

'ભૂલ્યો તો નથી. પણ અમુક વખત ચાલે તો પછી વધારે વખત પણ ચાલે એવી મારી ગણતરી હતી. મને હતું કે હું જ પ્રેમથી તને એવી તો તરબોળ કરી દઈશ કે તને બીજી કશી ઊણપ નહિ રહે, અને આ બાળકની વાત તારા દિલમાંથી નીકળી જશે. પણ—' એનો અવાજ જરા ખિન્ન થયો.

'આ વાત નથી, આ ભૂખ છે, જરૂરીઆત છે, એના વિના મને જિંદગી અધૂરી લાગે છે. તું જે સ્નેહથી છલકાવી દેવાની વાત કરે છે એ ઝોળી બાળક વિના ખાલીખમ રહેવાની. તેથી હું તને આગ્રહ કરું છું, વધારે નહિ એક—એક જ બાળક જીવનની સિદ્ધિ માનીશ. તનેય ગમશે, જોજે ને. એના વિના તું કેટલું ગુમાવે છે તેની તને હમણાં શી ગમ છે! એક બાળક–' મીનાક્ષી હૈયું ઠાલવતી હતી.

'તે તો છે, મીની.' કહેતાંક ને સુધાકરે, મીનીની સાડીની કિનાર ઉપર હાથ ફેરવતો હતો તે ઉઠાવી લીધો. એ ઊભો થઈ ગયો. મીનીને પકડી લીધી. 'માફ કરજે, મીની મેં તને પહેલેથી કહ્યું નહિ. પણ—મારું એક બાળક હયાત છે.' મીનાક્ષી ખીજાશે એવી તૈયારીએ સુધાકર એના સામે જોઈ રહ્યો. પણ એવું કંઈ ના બન્યું.

'ક્યાં છે? કોણ છે? કેવડું છે?' મીનાક્ષી આતુર બની ગઈ.

'એ પુત્ર છે. દહેરાદુનની લશ્કરી કૉલેજમાં ભણે છે. લગભગ વીશ વર્ષનો થવા આવ્યો છે.' સુધાકરે વધુ ચોખવટ કરી. મીનાને વધારે નજદીક ખેંચી, એનું માથું ખભા ઉપર ટેકવી એ બરડો પંપાળી રહ્યો.

'તારો પુત્ર કેવો દેખાય છે? એની છબીયે નથી તારી પાસે?'

'ના, છબી તો નથી. પણ દેખાવ હું કહું. ખૂબ ઊંચો, મારા કરતાં યે ત્રણેક ઇંચ ઊંચો હશે, જોરાવર પણ ખરો, તારા જેવો ગોરો ને હસમુખો. ઘોડેસ્વારી કરવામાં એક્કો–' એ બોલતો ગયો. જાણે એની આંખો સામે એનો રમેશ—જુવાન રોગી વાંચતો, મેદાની કસરતો કરતો, નિશાન ચલાવતો, કવાયતમાં કૂચ કરતો દેખાયો. એ બોલતો જ ગયો ને મીનાક્ષી મુગ્ધ બની સાંભળી રહી.

'આવો પુત્ર છે ને તું એને ઘેર બોલાવતો નથી. એને મળવાયે જતો નથી. અરે એનો પત્ર સરખો નથી મંગાવતો! જા સુધાકર, તું આવો કઠોર!' મીનાક્ષીનું દિલ રડી રહ્યું હતું.

'શું કહું? એ હજુ જાણતો નથી કે હું એનો પિતા છું ને એ મારો પુત્ર છે.'

'એ વળી શું?' મીનાક્ષીનું અચરજ વધી ગયું.



'ખરું કહું છું. નાનપણથી જ એવો બંદોબસ્ત મારે કરવો પડેલો. અને એનાથી ખરી હકીકતો છૂપાવવી પડેલી.' સુધાકર જાણે કોઈ બીજાની વાત કરતો હોય એમ તટસ્થ દેખાતો હતો. પણ મીનાક્ષી સમજી શકતી હતી કે આ બધું કહેવામાં એના ઉપર કેવી વીતે છે.

'વળી એમ કેમ ?' છૂટી થઈને મીનાક્ષી એક ખુરશી પર બેઠી.

'આટલું કહ્યું તો એ પણ કહી દઉં, મીની.' સુધાકર સામે ટેબલને અઢેલીને ઊભો.

'કૉલેજના દિવસોની વાત છે. સેવાનો ધજાગરો લઈને રજાઓમાં કેટલાક મિત્રો સાથે હું ગામડાંમાં ગયો હતો. ત્યાં ગામની પાસે તો નદી સુકાઈ ગયેલી હતી પણ થોડે દૂર જઈએ તો એક ઊંડો ધરો આવતો ત્યાં અમે તરવા જતા. ત્યાં મેં એને જોઈ.' સુધાકર અટક્યો.

'કોને જોઈ ?' લાગલું જ મીનાક્ષીએ પૂછ્યું.

'એનું નામ જમના, પણ એનામાં ત્યારે મને યમુના દેખાઈ. અમારો સંબંધ બંધાયો ને એનું ફળ તે આ રોમી.'

'હવે એ ક્યાં છે—આ જમના સ્તો.'

'એ જતી રહી. ક્યાં છે તે હું જાણતો નથી. નથી એણે કોઈ વાર કાગળ લખ્યો કે નથી કોઈ વાર કશી માગણી કરી. બસ, જેવી મળી તેવી જ ગુમ થઈ ગઈ.' સુધાકર હૈયા ઉપર પથ્થર મૂકી ભૂતકાળ ઉખેળતો હતો.

'ત્યારે રોમી તમારી પાસે ક્યાંથી ? એને મૂકીને એ ગઈ ?'

સુધાકરને દટાઈ ગયેલા ભૂતકાળનું વળી એક નવું પાન ફેરવતાં ભાર લાગ્યો. પણ વિના સંકોચે એણે કહ્યું : 'એમ જ કર્યું.'

બે ચાર ક્ષણો મૌનમાં વીતી ગઈ. પછી એ બોલ્યો, 'એ બહુ ઉદાર હતી.' વળી મૌન ચાલ્યું.

મીનાક્ષીને આટલે સુધી થયેલું આશ્ચર્ય અહીં પલટો ખાઈને તિરસ્કારનું રૂપ લઈ ઉભરાઈ આવ્યું. 'એણે તો ઉદારતા બતાવી. પણ તેં—તેં એનું કશું ય ના જાળવ્યું ? એને રખડતી કરી મૂકી ? તેં–' એ ધ્રૂજી ઊઠી.

'મેં એને માટે એક સારું ઘર લીધું, માળી રાખ્યો. હજુ યે છે. પણ એ ત્યાં રહેવા ના ગઈ. બાળક માટે બંદોબસ્ત થઈ ગયો એટલે એ કહેવા પણ ના ઊભી કે જાઉં છું. એક દિવસ આટલું જ કહેલું યાદ છે : 'તમને શીદ દોષ દઉં ?' મીની, હું એની પાછળ પાછળ જાત, વગડા ખૂંદત કે એને અહીં લાવીને બંગલામાં રાખત. પણ કોણ જાણે એ ભોળી ને અભણ સ્ત્રીને શી સમજ આવી ગઈ કે તળાવની માછલી દરિયામાં નહિ જીવે. મરશે ને મનેય મારશે. એટલે એ જતી રહી.'

ઘડિયાળ ટકટક કરતી હતી. પવન આવીને બારણાના પડદાને ગેલ કરી જતો હતો. છત પરથી ટીંગાડેલો દીવો જરા હાલતો ને છત ઉપરના પડછાયા કંપી રહેતા. ગાઢ શાંતિ ફેલાઈ હતી. મીનાક્ષીનું મન જમનાને ખોળવા એ અજાણી નદીને કાંઠે ભમતું હતું. થોડી વારે મીનાક્ષી બોલી, 'ત્યારે રોમી તમને શું જાણે છે ?'

'એના પિતાનો મિત્ર. એ જાણે છે કે નાનપણમાં એનાં માબાપ ગુજરી ગયાં ને મેં એની વ્યવસ્થા કરી. મારા ઉપર એ ખૂબ વિશ્વાસ રાખે છે, હોં મીની. હું જાઉં તો એની પ્રગતિનાં પગથિયાં બતાવતો એ મને ક્યાંનો ક્યાં લઈ જાય છે, બધું કેટલુંયે કહી નાખે છે, કોઈ કોઈ વાર તો રાત આખી જાગ્યા હોઈશું. પછી છૂટા પડવાનું આવે ત્યારે એ ખસે નહિ ને મને એમ થાય કે એને સાથે લઈ લઉં–' સુધાકરે ગળું ખંખેર્યું. પણ પાછા હોઠ દબાવીને ભીડી દીધા.

'તો પછી કેમ સાથે ના લાવ્યો. શું મારી ધાસ્તી લાગી ?' મીનાક્ષીએ એના ખભે હાથ મૂક્યો.

'તું તો હમણાં આવી, મીની—ત્રણ વર્ષ થયાં. પણ તે પહેલાં મેં મન સાથે નક્કી કરી દીધેલું કે ભૂતકાળનો પડછાયો એના ઉપર ના પડવો જોઈએ.

અહીં હોય તો કોઈ દિવસ હું ભાન ભૂલી જાઉં. ને એણે જાણીને કે ખપનું નથી એવું બધું એનો આગળ ઉકેલીને એને વ્યથિત કરી મૂકું. પણ, એવું શું કામ? ના, એ છો દૂર રહ્યો.'

હળવેથી મીનાક્ષીએ એનો હાથ પોતાના હાથમાં લીધો. બંને ક્યાં સુધી એમ બેસી રહ્યાં. ને પછી એ સુધાકરને સૂવા લઈ ગઈ. સૂતાં સૂતાં એણે કહ્યું. 'આજે મે એક નવો જ સુધાકર જોયો.'

'બહુ ઉણો ઊતર્યો છું, નહિ?' પડ્યાં પડ્યાં સુધાકરે પૂછ્યું.

'એવું હોય! મારું હૃદય તો ભરાઈ આવે છે. પણ શાથી? કરુણતાથી એ છવાઈ ગયું છે તે કરતાં તો તારા વિશાળ હૃદયની એકલતા, ખરું કહું છું સુધાકર, એવા તો અમાપ વિસ્તારવાળી દેખાય છે–'

'ગભરાઈશ નહિ. એ એકાંતમાં તું ક્યાંય ભૂલી નહિ પડે, મીની.' કહી સુધાકરે એને વધારે નજદીક ખેંચી.

બીજાં બે વર્ષો વીતી ગયાં. મીનાક્ષી હવે બાળકનું નામ લેતી નથી. સુધાકર એની રીત મુજબ રોમીને સંભારે છે પણ એનું ઝાઝું પારાયણ કરતો નથી. એકવાર કારખાનાના કામે લખનૌ જતાં મીનાક્ષીએ આગ્રહ કરીને એને રોમીને મળવાનું કહ્યું છે. જતી વેળાએ યાદ અપાવ્યું હોવા છતાં ગયા પછી તારથી લખનૌ ફરી ખબર કઢાવી છે, 'રોમીને મળ્યા વિના પાછા આવશો નહિ.'

જ્યારે સુધાકર પાછો ફર્યો ત્યારે મીનાક્ષી પૂછતાં થાકતી નથી ને સુધાકર જવાબ આપતાં ધરાતો નથી.

'આ વખતે તો એવું થયું કે એને લઈને જ આવું. એને કહું કે ચાલ તારી મા તને એક વાર બતાવું.' એણે કહ્યું.

'ને તો યે ના લાવ્યો ને?'

'મીની, એ હવે ફોજી અફસર બની ગયો છે. એ આખા દેશનો સપૂત થવા નીકળી ચૂક્યો હોય ત્યારે હું એને કાયદેસર ને ગેરકાયદેસરના ફીચડમાં શું કામ નાખું? અહીં લાવીને એ દુઃખી ના થાય એની કોણ ખાતરી આપે? આપણા સુખ માટે એનું નામ અભડાવું—બસ એટલેથી જ મેં એનો પીછો છોડી દીધો. ત્યાંથી નીકળ્યો ત્યારે એના શિક્ષકો અને ઉપરીઓ મને મળ્યા ને એ બધાએ રોમીની ખૂબ ખૂબ પ્રશંસા કરી. એ ક્યાંક દૂર મુકાયો હતો ને હું હતો ત્યારે જ એને ઉપડવાનું હતું પણ મારાથી એને વિદાય વેળાએ તો ના જ મળી શકાયું. ચુપચૂપ હું ચાલ્યો આવ્યો.'

મીનાક્ષી ગરમ ચાનો પ્યાલો ધરી રહી: 'મેં એક-વાર જો જોયો હોત ને; તારો પુત્ર!'

સુધાકરે એની આંખમાંથી નીતરતો નેહ જોયો, પણ શું બોલે?

તે પછીના થોડા અરસામાં સુધાકર માંદો પડ્યો. દાક્તરોની અવરજવર શરૂ થઈ. રાતની નર્સ પણ રોકવામાં આવી પણ ધ્યાન ઉપર ના લેવાઈ. મિત્રો આવતા ને સુધાકરને ગમે એવી ચર્ચાઓ ચલાવતા. મીનાક્ષી એની પાસે રહેતી ને એ એને બીજાં હોય તોયે 'મીની, અહીં પાસે બેસ' કહી નજદીક બોલાવતો, બેસાડતો.

એક દિવસ હાથ ફેરવતાં ફેરવતાં મીનાક્ષીએ પૂછ્યું, 'રોમીને બોલાવીશું. તમને સારું લાગશે.'

જવાબ ના આવ્યો.

'તમને એમ હશે કે એ અહીં આવશે, રહેશે તો એ કદાચ જાણી જશે. પણ હું સોગંદ ખાઉં કે મારે એની સાથે આ બાબત એક અક્ષર પણ —' મીનાક્ષીના મોં ઉપર સુધાકરની આંગળીઓ આવીને પડી. એમ તો એને મીનીનો અવિશ્વાસ હોય શું!

બીજે દિવસે સુધાકરે બધી મિલકતનું વસીયતનામું કર્યું. એની નોંધ કરનારો પણ એનો જ વકીલ મિત્ર હતો. યાદ આવી એવી સંસ્થાઓ માટે અમુક રકમ જુદી કાઢી. એમાં મુખ્ય હતી અનાથ બાળકોનું પાલનપોષણ કરનારી સંસ્થા. બાકીની બધી મિલકતની એક પૂરી માલિક તરીકે મીનાક્ષીદેવીનું નામ



મૂકવામાં આવ્યું. વકીલ ગયા એટલે મીનાક્ષી પાસે બેઠી.

'તમે આ શું કર્યું ? મને માલિક બનાવીને તમે મને કેવી મોટી ગુનેગાર બનાવી દીધી ? શું હું તમારા પુત્રનો હક છીનવી લઉં એવી છું ? કહી દઉં છું, આ વીલ રદ કરી બીજું લખાવજો.' આમ કહી મીનાક્ષી અંદર જતી રહી.

તે આખી બપોર એણે સુધાકરના ટેબલનાં ખાનાં ફેંદ્યાં. કબાટ ખોલીને બધાં કાગળીઆં કાઢ્યાં પણ ક્યાંય રોમીનું સરનામું હાથ ના લાગ્યું. બેચાર કાગળો જડ્યા જે સુધાકરે રોમીને લખેલા હતા. મીનાક્ષીને પૂરી છૂટ હતી પણ કોઈ દિવસ એણે સુધાકરના કાગળો કે ટપાલ વાંચવાની ઇચ્છા કરેલી નહિ. પૂછ્યા સિવાય ન જ વંચાય એવી ટેવ હોવા છતાંયે એનાથી આજે રહેવાયું નહિ. એ પત્રો એણે એકી બેઠકે વાંચી નાખ્યા ને એ ચોંકી ઊઠી.

રોમીને ઉદ્દેશીને લખેલા પત્રો ને એના ઉત્તરરૂપે લખેલા બધા જ પત્રો સુધાકરે અવારનવાર જાતે જ લખેલા હતા. ત્યારે શું રોમી એની કલ્પનાનું પાત્ર હતો ? એને કોઈ ખરો પુત્ર હતો જ નહિ ?

શું એની આગળ 'રોમી' ઊભો કરી સુધાકરે એક છળ ચલાવ્યું હતું ? એની પુત્ર-લાલસાની શું આ એક ક્રુર વંચના હતી ? પેલો નદીકાંઠો, પેલી જમના, પેલો બંગલો — બધું જ શું તૂત ? અને આટલું બધું શાને માટે ? મીનાક્ષીને પુત્ર જોઈએ તે એને ના મળે તેટલા જ સારુ કે બીજું કાંઈ ?

આ સુધાકર આવો ભલો, આવો ઉદાર અને છતાં આવો નિષ્ઠુર ? શ્રીમંતો—સુખી માણસો શું બીજાને ફાવે તેમ ઉડાવી શકે, એમની લાગણીઓ સાથે આવી રમત ચલાવે ? અને એ એનું રમકડું બનીને, એનું પાળેલું માનીતું જાનવર બનીને ચેન કરે ?

ધુંધવાતી એ સુધાકર પાસે ગઈ ત્યારે એ જાણે બહુ ચિંતા અને લાંબા ઉજાગરા પછીની નિરાંતે સૂતો હતો. એના મોં ઉપર નરી સરળતા ને શાંતિ હતાં. એક પળ મીનાક્ષીને લાગ્યું કે ના, સુધાકરને દોષ દેવાય નહિ, ક્યાંક પોતાની જ સમજફેર હશે. માંદા માણસને હેરાન પણ કેમ કરાય ? ને કેટલે દિવસે એ આજે નિરાંતે ઊંઘે છે. ભલે સૂઈ રહ્યો.

પણ, આ વિચાર આવ્યો તેવો જ એણે દૂર કર્યો. એ જ ભલાભોળા માણસે એને જાણીબુજીને બાળકથી વંચિત રાખી હતી. એમ કરવામાં એણે એને ઘોર અન્યાય કર્યો હતો, કપટ પણ રચ્યું હતું. જ્યારે એ રોમીના ખ્યાલે આર્દ્ર થતી હતી ત્યારે હકીકતમાં તો એવી કોઈ વ્યક્તિ હતી જ નહિ.

'સુધાકર' મીનાક્ષીએ એને બોલાવ્યો.

ગાઢ ઊંઘમાં એણે ના સાંભળ્યું.

'સુધાકર' મીનાક્ષીએ એને હાથ અડકાડી ઢંઢોળ્યો. 'સુધાકર તું જાગે છે કે ? મારે તને એક વાત પૂછવી છે.'

સુધાકરે આંખ ખોલી. એક ક્ષણ એ મીનાક્ષી તરફ જોઈ રહ્યો. શું હશે ? એવું તે શું હશે કે મીનાક્ષી આમ બહાવરી બનીને એને પૂછી રહી છે ?

'શું છે ?'

'સુધાકર, મેં તારાં ખાનાં ખોલ્યાં. ને રોમીના કાગળો વાંચ્યા. જો મને ખબર પડી ગઈ કે તારે કોઈ પુત્ર હતો જ નહિ. તારો રોમી — ઊંચો ને સશક્ત ને કદાવર, તારો લશ્કરી અફસર ને ઘોડેસવાર — એ તો નીકળી માત્ર દગારી કલ્પના. તેં મને ઠગી, મને બાળક ના જોઈએ, હું માગું જ નહિ તે માટે તેં આવી ઢાલ રચી. હું પૂછું છું, શું કામ તેં મારી સાથે આવું કપટ ચલાવ્યું, હેં સુધાકર ?' એકી શ્વાસે મીનાક્ષીએ તહોમતનામું ઘડી નાખ્યું ને સુધાકરને તકસીરવાર ઠરાવી દીધો.

સુધાકર ક્ષણ બે ક્ષણ એની સામે જોઈ રહ્યો. કપાળે વળેલો પરસેવો હાથ વડે લૂછતાં એણે કહ્યું.

'ખરી વાત છે, મીની.' સુધાકરે મીનાક્ષી માટે પથારીમાં બેસવા જગ્યા કરી. 'રોમી હતો જ નહિ,





છે પણ નહિ. હવે તેં જાણ્યું એટલે બસ. કોઈ દિવસ હું તને ખરી વાત કહી દેત. પણ વચમાં આ માંદગી આવી ગઈ, શું કરું ?'

'શું કરું ?' મીનાક્ષીએ કોઈ દિવસ નહિ ને આજે સુધાકરના ચાળા પાડ્યા. 'એમ નહિ ચાલે, મીસ્ટર. આમ બનાવટ કરી મને બાળક થવા ના દીધું તેનું શું ?'

'તે પણ કહીશ, માની. પણ આજે નહિ. આજ તું મને જંપવા દે.'

'જંપવા દઉં ? તેં મને જંપવા દીધી છે તે હવે એવો બદલો માગે છે ! તેં તો જૂઠ ચલાવીને મને લટકતી જ રાખી. ભૂંસુભરેલો ખેતરના ચાડીયા જેવો એક નામમાત્રનો રોમો મને વળગાડીને તું ખસી ગયો.' એણે ખૂબ ગુસ્સો કર્યો. પણ આમ છતાં શાંત પડી રહેલા સુધાકરને જોઈ એ નરમ બની. 'મેં તારું એવું તે શું બગાડ્યું હતું !' આટલું બોલતાં મીનાક્ષી રડી પડી.

સુધાકરે બેઠા થવા પ્રયત્ન કર્યો પણ વધારે દિવસ પથારીવશ રહેવાથી ઇચ્છા છતાયે એનાથી ઊઠ્યા ના થવાયું. એ લાચારી એણે બરાબર અનુભવી. આડે પડખે એણે નિરાશાથી એટલું જ કહ્યું; 'હું કહીશ, બધું કહીશ. મને ઠીક થવા દે, પછી કહીશ' પણ આજે મીનાક્ષીની ધીરજ ખૂટી ગઈ હતી. સુધાકરે પડખું ફેરવ્યું ને એનો ગુસ્સો ફરીથી ભભૂક્યો. 'તમે શું કહેવાના હતા તે પણ હું જાણું છું. તમારી ઇચ્છા હતી. કે પુત્ર હોય તો આવો પહેલવાન જેવો જ હોય. ને કદાચ એવો ના થાય તો તમે લાજી મરો. એના કરતાં પુત્ર ના જ હોય તો શું ખોટું કેવો સ્વાર્થી !' આમ કહી મીનાક્ષી સાંથી ઊઠી ગઈ. સુધાકરે હેતથી બોલાવી છતાં પાછી ના ફરી.

સંજોગવશાત્ એ માધવપુર પહોંચી, એ જ ગામ જેની વાત એકવાર સુધાકરે કરી હતી. પેલો સુકાઈ ગયેલી નદી, થોડે દૂર છોકરાઓ તરવા પડતા એ ધૂનો, માળીએ સાચવેલો પેલો બંગલો બધું જ એને બરાબર જડ્યું. એ બંગલામાં ભાડું ઠરાવી એ રહી. 'ક્યાંય રહેવું જ છે ને, તો થોડા દિવસ અહીં રહીશ. પછી જોઈએ ક્યાં જવાય છે તે.' કહી એણે મન મનાવ્યું.

તે સાંજે દૂધ આપવા એક બાઈ આવી. ગરીબાઈની દાઝ અંગેઅંગમાં ફરી વળી હતી. એની આંખો ઊંડી ઊતરી ગઈ હતી. ચાળીસ વર્ષમાં એણે ચાળીસ ભવ ખેંચી કાઢ્યા હોય એમ મોં ઉપરની એકેએક રેખા દુ:ખ પોકારી રહી હતી. એનું નામ જમના હતું.

'જમના ! તું તો નહિ એ—' અને એમ વાતની એક કડી ઉપરથી બીજી કડી મેળવતાં મીનાક્ષીને એક નવી જ વાત જાણવા મળી.

'પણ શાથી આમ ?' મીનાક્ષીનો જીવ માનતો ન હતો. 'તેં કેમ એને જવા દીધો ?' જમનાને આજે ઠપકો દેવા આવી હતી.

'આપી આપીને એ શું આપત ? એ થોડા પૈસા આપત' જમના જરા આડું જોઈ બોલવા લાગી. એને ગઈ ગુજરી ઉખેળવાનું ગમતું ન હતું. એણે કહ્યું,

'બહુ બહુ તો હું એનો ભવાડો કરી શકત. પણ એથી મારું શું સુધરત ? એની જોડે રહેવા ગઈ હોત તો હું એને દુ:ખી કરત ને હુંયે દુ:ખી થાત, એને જવા ના દઉં તો બીજું શું કરું ?' આ જમનાનો ખુલાસો હતો.

'પણ તેં એનું નામ સરખુંયે ના લીધું તે કેવું ? આ બંગલોય જવા દીધો. એને મળવાય કોઈ દિવસ ના ગઈ. એવી તને ભીડ પડી જ નહિ કે "શું ?' મીનાક્ષીએ એનો પીછો પકડવા માંડ્યો.

'વીત્યું તો ઘણુંયે, બેન. પણ અમે મજુરીઆત લોક. એવી ચાપચીપમાં ના પડીએ. સગા હાથ કોરાણે મૂકીને બીજાની આશાએ થોડું જીવાય છે બેન !'

મીનાક્ષીને પેલો રોમી યાદ આવ્યો—કદાવર, સશક્ત, ઘોડેસવાર, હવે એય ક્યાંક ફૂટી નીકળે તો ? એની વાત કાઢતાં પૂછ્યું, 'જમના, તારે છોકરો હતો ને, તે ક્યાં છે ?'

'કહું, એનીય વાત કરું, બેન.' પગ વાળીને જમના હેઠી બેઠી, 'એ આવ્યો ત્યારે તો શેઠ ગભરાઈ ગયા. એમણે કહ્યું કે આ આફત વળી ક્યાંથી વળગી ? એ સાંભળ્યું ને મારો જીવ ઊડી ગયો. આ તે બાપ ! ઊંહ — મનથી મેં નક્કી કર્યું કે એના આગળ તો લઈ જ ના જવો. જેને આજથી જ ધારતી કે જતે દહાડે આ કદરૂપા બેડોળ સુકલકડી ચીંથરા જેવા છોકરાને જોઈ કોઈ કહેશે કે આ શેઠનો છોકરો, તો ! એને તો આપઘાત કરવા જેવું જ થાય ને. થયું, મારે એના જીવને ઉપાધિ કરાવવી નહોતી એટલે હું સટકી ગઈ.'

'પછી પેલા છોકરાનું તો તેં કહ્યું નહિ !' મીનાક્ષીએ પૂછ્યું.

'પછી તો બે'ન, એને લઈને હું ફરી. થાય એટલી મંજૂરી કરી ને એને પોષ્યો. ઘણી કર્યો ને એણે પણ એના ઉપર વહાલ કર્યું. પણ કોઈ શું કરે ? પેટમાં હતો ત્યારની જે ફાળ વેઠેલી તે એના દિલ સોંસરી ઊતરેલી. શરમના માર્યા છૂપાઈને જનમ કરાવેલો તેની એને ખોડ રહી ગયેલી. મોટો કરવા અમે મથ્યા તો ઘણુંયે પણ ભગવાને એના ઉપર દયા કરી ને એને બોલાવી લીધો.' કહેતાં કહેતાં આટલે વર્ષે પણ જમનાની આંખમાં પાણી છલકાયાં: 'એમણે તો ઘણો આગ્રહ કરેલો પણ ના તો હું પાછી ફરી કે ના તો છોકરો બતાવવા મોકલ્યો. જ્યારે છોકરો પહોંચી ગયો ત્યારે એટલો સંદેશો મોકલેલો બસ.'

તે રાતે મીનાક્ષીને શેની ઊંઘ આવે ?

એક ગોથું ખાઈને એમાંથી જિંદગીભરની સળગતી યાદ લઈને ફરતો સુધાકર એણે જોયો. 'મારું બાળક ?' એ ફડક શું હજુય એના દિલમાં રહી ગઈ હશે ? ઠીંગણું કદરૂપું, ખોડવાળું, કમજોર, રોગીલું. — ગમે તેવું પણ પોતાનું બાળક પોતે ના જાળવી શક્યો ? કેવી વેદના થતી હશે ?

યાદ કરી કરી એણે રોમીની પત્રમાળા મનની આંખ આગળ ફેરવી જોઈ. પિતાએ કેવી ભવ્ય ઈચ્છાઓ કરી હતી ? 'રોમી, જ્યાં જાઉં ત્યાં એક ક્ષણ માટે પણ નીચું જોઈ જતો નહિ, બેટા. તારું સાચ બતાવતા જરાયે ગભરાતો નહિ. પ્રસંગ આવ્યે સામનો કરી લેજે પણ ગમ ખાઈશ નહિ, હોં કે રોમી.' આવો આલાપ બધા જ પત્રોમાં ને એના ઉત્તરમાં ગુંજ્યા કરતો હતો. અને બાળક ગુમાવીને જે અન્યાય ગુજરી ગયો હતો તેની સજા એ ભોગવી રહ્યો હતો.

એ પિતાનું હૃદય જખમી થઈ ગયું હતું. ત્યાં બીજા બાળકની વાત એને ક્યાંથી ગોઠે ?

અને તે જ વખતે મીનાક્ષીને એની લથડતી તબીયતનો વિચાર આવ્યો. આવી નાજુક અવસ્થામાં એને ત્રાસ આપી એ જતી રહી ? અરેરે, એને કેવું થયું હશે ? સવારનો પહોર ફાટ્યો ને મીનાક્ષી પાછી ફરી.

જોયું તો પથારી આગળ દાક્તર ઝૂક્યા હતા. ઑક્સિજનનું પીપ બાજુમાં ઊભું ઊભું ચાડી ખાતું હતું. બધા જાળવીને ચૂપચાપ ખસતા હતા. ટેબલ ઉપર શીશી મૂકાય તો તેનો અવાજ પણ તોપ ફૂટ્યા જેવો લાગતો હતો. એ આવી તેવી બધાને ખસેડીને સુધાકર પાસે ગઈ ને કપાળે હાથ ફેરવ્યો.

'સુધાકર, હું મીની.' બે ત્રણ વખત એ બોલી પણ આંખ ન ઉઘાડી ત્યારે એને ફાળ પડી. એણે દાક્તર સામે જોયું. દાક્તરે નાડી પરખી, પણ ડોકું ધુણાવ્યું. આશામાં મીનાક્ષી તાકી રહી. ફરીથી એણે એને બોલાવ્યો, ફરીથી હાથ ફેરવ્યો ને સહુની અજાયબી વચ્ચે એણે આંખ ખોલી. મીનાક્ષી એના ઉપર ઝૂકી ગઈ.

'હું પાછી આવી છું. સુધાકર ! ને હવે કોઈને જવાનું નથી—તારે કે મારે–કોઈને નહિ હોં કે.'

ને સુધાકર સ્મિત કરી રહ્યો એ મીની ઝીલી રહી.







ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# પાચકરસો

આપણે જે ખોરાક ખાઈએ છીએ તેના પાચન માટે જે અમૂલ્ય રસો આપણા શરીરમાંથી પેદા થાય છે તે રસો, તેની ઉપયોગિતા, તેની ખામીથી થતા રોગો અને મૂલ્ય આ લેખમાં અભ્યાસુ ડૉક્ટર લેખક પાસેથી કેટલી બધી વિગતે આપણને જાણવા મળે છે........

આપણા શરીરમાં થતી ખોરાકના પાચનની ક્રિયાઓની આપણને જરાયે જાણ કે ખબર પડતી નથી પણ એ એની તો અટપટી ને જટિલ છે કે એનું હલન આશ્ચર્યમુગ્ધ બનાવી દે એમ છે. પ્રયોગશાળામાં ઇંડાની સફેદીને પચાવવા માટે એના વજનથી દસગણો જલદ ઍસિડ મેળવી વીસ કલાક સુધી એ મિશ્રણને ઉકાળવું પડે છે. જ્યારે હોજરી અને આંતરડાંમાં ઇંડાંનું આવું જ પાચન જલદ ઍસિડ વિના માત્ર શરીરની ગરમીએ થોડાક કલાકમાં જ થાય છે! આ પાચન હોજરીની દિવાલમાંથી ટપકતા પાચકરસોની રાસાયણિક ક્રિયાથી થાય છે. ભૂંડની હોજરીનો એક ઔંસ પાચકરસ ૫૦,૦૦૦ ઔંસ ઇંડાની સફેદીનું એક કલાકમાં પાચન કરી દે છે. આટલો જ રસ દોઢ લાખ મણ દૂધને જમાવી દે છે.

આપણા શરીરમાં થતી ખોરાકની પાચનક્રિયા વિષે તરેહવારની માન્યતાઓ પ્રચલિત હતી. અઢારમી સદીના અંતભાગમાં ફ્રાન્સના રેમર અને ઈટાલીના સ્પાલાન્ઝાનીએ પ્રાણીઓની હોજરીમાં થતી પાચનક્રિયા જાણવા સંશોધન શરૂ કર્યું. છિદ્રાળુ કેપ્સ્યુલ કે તારની જાળીમાં ખોરાક ભરી દોરી બાંધી પ્રાણીઓને ગળાવી અને જુદા જુદા સમયે એને દોરી વતી પેટમાંથી બહાર ખેંચી કાઢી ખોરાકનું પાચન થતું એમણે નિહાળ્યું. ખોરાકમાં ફેરફાર આણનાર દ્રવ્યો સંબંધી કશું જ્ઞાન તો ના મળ્યું પણ ખોરાકના પાચન અંગે નવી સમજૂતીઓ પ્રસિદ્ધિમાં આવી. આનો સ્વીકાર થવો સહેલો ન હતો. એ સમયના પ્રખર વિજ્ઞાની વિલિયમ હન્ટરે કહેલું કે, 'કોઈ કહેશે કે જઠર એ દળવાનો સંચો છે તો કોઈ એને આથવણનો ચરુ કે તાવડો કહેશે પણ મારી નજરમાં તો તે ફક્ત જઠર જ છે.'

જઠર નથી દળવાનો સંચો કે નથી આથવણનો ચરુ. પણ ખોરાકના અણુઓને તોડનારું અને ઓગાળનારું દ્રવ્ય પેદા કરનાર અવયવ છે. એના જઠરમાં ક્ષારો, હાઈડ્રોક્લોરિક ઍસિડ, પેપ્સીન અને રેનીન નામના રસો આવેલા છે. એમાંથી સૌ પ્રથમ ઓળખાયેલું દ્રવ્ય પેપ્સીન છે. આ પાચકરસથી પ્રોટિનોનું પાચન થઈ એમાઈનો ઍસિડો પેદા થાય છે.

સેંકડો એમાઈનો ઍસિડો એકઠા મળી પ્રોટિનનો અણુ બને છે. આમાંથી પાણીના અણુઓ નીકળી જવાથી એ એકઠા મળે છે. એમને જલદ ઍસિડમાં ઉકાળતાં એમના અણુઓ વચ્ચે પાણી અણુ આવી જવાથી એ છૂટા પડે છે. જઠરમાં પેપ્સીન આવું જ કામ ઉપાડે છે. એમાઈનો ઍસિડોના બંધ તોડે છે અને ત્યાં પાણી ઉમેરાય છે.

આપણા શરીરમાં ખોરાકનું પાચન એ માત્ર એક રાસાયણિક વિકાર છે. આ વિકારો તે ખાદ્યપદાર્થોની અણુઘટનામાં થતા ફેરફારો છે. આ વિકારોને ઉત્પન્ન કરનાર રાસાયણિક બળ છે. થૂંકમાં આવેલા ટાયલીન પાચકરસની અસરથી સ્ટાર્ચનું રૂપાંતર થઈ ખાંડ બને છે. આ બન્ને પદાર્થો વચ્ચે ઘણો સરળ સંબંધ છે. સ્ટાર્ચના અણુમાં પાણીનું એક અણુ ઉમેરાય તો ખાંડ બને છે. પણ આ ક્રિયા સાદા પાણીમાં સીધી સ્ટાર્ચ નાખવાથી થતી નથી. પણ સ્ટાર્ચનું અણુ બન્યા બાદ એના એ અણુમાં જો પાણીનો પ્રવેશ થાય તો જ એ બને છે. આ રાસાયણિક ફેરફાર કરવાની શક્તિ થૂંકના ટાયલિનમાં છે.

આપણું જીવન નભાવવા માટે શરીરના કોષોમા વિવિધ રાસાયણિક ક્રિયાઓ થાય છે. આ ક્રિયાઓ પાચકરસો કે આથવણો (Enzymes or Ferments) ને લીધે થાય છે. આ આથવણોની ક્રિયાનો ખ્યાલ હન્સ અને બુચનેરે ઈ. સ. ૧૮૯૭માં આપ્યો. એમણે સાબીત કર્યું કે ખાંડમાંથી આલ્કો-

હોલ બનાવવાની યીસ્ટની ક્રિયામાં જુદી જુદી જાતની પંદર પ્રક્રિયાઓ યીસ્ટના શરીરમાંથી પેદા થતા પંદર પ્રકારનાં આથવણો વતી થાય છે.

આ આથવણો છે શું ? દહીં બનાવવા માટે દૂધમાં મેળવણ નાખવામાં આવે છે. આ મેળવણમાં આવેલા રેનીન નામના આથવણને લીધે દૂધનું કેસિનોજેન કેસિન બનવાથી દહીં બને છે. રોટલા, ઓઢવો, ઢોકળાં અને બિસ્કિટમાં લોટ ફૂલે છે તે આથવણની ક્રિયાઓને લીધે જ. આથવણોને લીધે જ કાપેલા બટાટા અને સફરજંદ ઉપર ભુખરો રંગ થઈ આવે છે.

કેટલાંક આથવણો સાથી આથવણો ( Co-enzymes )ની હાજરીમાં જ કામ કરી શકે છે. વિટામિનો સાથી–આથવણોનું કામ ઉપાડે છે. સતત વપરાશના આથવણોની ખોટ પૂરવા નવાં આથવણો અને સાથી–આથવણોના ઉત્પન્ન માટે થોડા પ્રમાણમાં વિટામિનોની જરૂર છે. માનવ શરીર આપમેળે વિટામિનો બનાવી શકતું નથી અને વિટામિનો વિના આથવણો કામ કરી શકતાં નથી. આમ આ બંને અરસપરસ સંકળાયેલાં અને અગત્યનાં છે. આથવણો વિના જીવન શક્ય નથી. આથવણોની ક્રિયાઓને રોકનાર કે બંધ કરનાર કોઈ પણ બાબત મૃત્યુ આણનાર છે. વિટામિનોનો અભાવ આવી એક બાબત, ગરમી અને અલ્ટ્રાવાયોલેટ પ્રકાશ બીજી બાબત છે. સાઈનાઈડો અને ફોસ્ફરસ જેવી દવાઓ આથવણોની ક્રિયા બંધ કરતાં હોવાથી ઝેર રૂપ થઈ પડે છે.

પાચક રસોની શોધખોળ કપરી છે. કોક દુર્ગમ પર્વતમાળાનું શિખર સર કરવા જેવી છે. આઘેથી શિખર પાસે તો લાગે પણ પર્વતનું આરોહણ જેમ-જેમ આગળ વધે તેમ તેમ ખડકો ટેકરીઓ અને ખીણોની પરંપરા વટાવવા છતાંય શિખર તો આઘું ને આઘું રહેતું દેખાય છે. પાચક રસોને ( આથવણોને ) શોધવા ઊંધા રસ્તા પકડવા પડ્યા છે. એમની ક્રિયાને-આવકારનાર પદાર્થો વાપરી એમની કામગીરીઓ જાણવામાં આવી છે. જો કે એમના અંગે આપણું જ્ઞાન મર્યાદિત છે પણ પ્રાણીઓના શરીરમાં આવેલા જુદા જુદા પાચક રસો માટે અત્યારે ઘણું જ્ઞાન ઉપલબ્ધ છે.

આગીયાના દેહમાં શાંત તેજ પ્રગટાવનાર પાચકરસ છે. તો માછલીનું તેજ પણ લ્યુસીફરેઝ આથવણોને આભારી છે. કેટલાંક પ્રાણીઓ સ્વ-રક્ષણ કાજે પાચકરસો વાપરે છે. સર્પઝેર એ પણ પાચકરસ છે. ઇન્સ્યુલિન નામના પાચકરસની કમીના હોવાથી ડાયાબેટિસ નામનો રોગ થઈ આવે છે. પાચકરસની કોક કામગીરીમાં ખડકો આવી પડવાથી કેન્સર થઈ આવે છે. કોક પાચકરસો મંદ પડવાથી કે બંધ થવાથી વૃદ્ધાવસ્થા આવતી હોવાનું માનવામાં આવે છે. રોગ આણનાર જીવાણુઓ પણ પાચકરસનો ઉપયોગ કરી આપણા શરીરમાં સહેલો પ્રવેશ મેળવે છે.

વીર્યસ્રાવમાં હયાધુરોનીડેઝ નામનું આથવણ છે. આના વતી બીજકોષનું આવરણ ભેદાઈ જવાથી શુક્રકોષ અને બીજકોષનું મિલન થતાં ગર્ભાધાન થાય છે. વંધ્યત્વના કોક કેસમાં પુરુષના વીર્યસ્રાવમાં આ આથવણનો અભાવ હોવાનું માલમ પડે છે. આપણા શરીરનો રંગ પણ પાચકરસોને આભારી છે. ટાયરોસીન નામનો એમાઈનો એસિડ પ્રાણવાયુ સાથે ભળી મેલેનીન બનાવે છે. જેના પ્રમાણ અનુસાર માનવીના વાળ આંખો ને ચામડીનો રંગ હોય છે. ગોરા અને કાળા માનવી વચ્ચેનો તફાવત પાચક રસોના ઉપર અવલંબે છે. મેલેનીન બનાવનાર પાચક રસોની ખોટને લીધે કોક વ્યક્તિ રંગવિહીન રંગની હોય છે.

ખોરાકનું પાચન તો ઠીક પણ જ્ઞાનતંતુ દ્વારા સંદેશાની આપ–લે માટે પણ કોક આથવણની જરૂર છે. શરીરની પેશીઓ બનાવવા માટે પણ પાચકરસોની જરૂર છે. આપણા શરીરમાં નિરંતર કેટલીયે રાસાયણિક ક્રિયાઓ થવાથી આપણું જીવન ટકે છે. આ થવા માટે સેંકડો પાચક રસો કે આથવણો છે. ચાલવું, વિચારવું, વાંચવું, અરે, શરીરની દરેક ક્રિયા પાચક





મોહનલાલ વ્યાસ

# સાહેબની શિખામણ

આપણી સામાજિક રૂઢિઓ અને ઉપરાઉપરી આવી પડતા ખર્ચાઓ સામાન્ય માનવીને તો હંફાવી દે છે. એવા મધ્યમવર્ગી નોકરિયાતો ટૂંકા પગારને કેવી રીતે લાંબો બનાવે છે તેની સાચી વિગત આ પ્રસંગ કેવી સરસ રીતે પૂરી પાડે છે.....

એક માળાના મણકા જેવા છ જેટલા મહેસૂલી કર્મચારીઓ આજે મારા ડબ્બામાં ભેગા થઈ ગયા હતા. જોરશોરથી વાતોના ઝપાટા ચાલી રહ્યા હતા. તેઓને ડબ્બામાં બેઠેલા મારા જેવા ઉતારૂઓના અસ્તિત્વનું ભાન રહ્યું હોય એમ લાગતું ન હતું. કર્તવ્યનિષ્ઠ પરિચારિકાની જેમ રેલગાડી તેનું કાર્ય એકધારી ગતિએ કર્યે જતી હતી. વખતોવખત નાનાં નાનાં સ્ટેશનો એક પછી એક આવ્યે જતાં હતાં. વસંત ઋતુ હોવાને લીધે હવામાન ખુશનુમા હતું. વાતોનો વિષય મહેસૂલી ખાતાના અધિકારીઓ, તેઓની બઢતી અને બદલી, કોણે કેટલા પૈસા મારી ખાધા, કોની પાસે કેટલી મિલકત થઈ, કોણ કેટલું કામ કરે છે, કોણ ઉદાર અને કોણ ચિંગુસ, મહેસૂલી ખાતાના ઉપરી અમલદારોના ચિત્રવિચિત્ર હુકમો, ખાતાની ખામીઓ, કામનો બોજો, પહેલાંના અને અત્યારના જમાનાની સરખામણી, આજના તંત્રની ખામી, લોકોનું બગડી ગયેલું માનસ વગેરેનો હતો. આ બધામાં એક ખાદી દઈના કાળો કોટ અને કાળી ટોપી પહેરેલા કર્મચારી ચર્ચામાં અગ્રેસર હતા. તેઓ મારી સામે જ બેઠા હતા અને વખતોવખત મારા તરફ નજર કરતા હતા. તેઓની વાતો પરથી એમ લાગતું હતું કે તેઓ ઘડાયેલા, સાવધ, વ્યવહારદક્ષ અને ખાતાની જુદી જુદી કામગીરીથી સારી રીતે પરિચિત હશે. વાતોમાં તેઓ જે મંતવ્યો દર્શાવતા હતા તે પરથી પ્રથમ છાપ તેઓની પ્રામાણિકતા, મહેનતુ કામગીરી અને સરળ સ્વભાવની પડે. તેમની વાતોમાં પણ અપ્રમાણિક વર્તનવાળા અને પૈસા ખાવાની ટેવોવાળા પ્રત્યે ઉગ્ર વિરોધ દેખાતો હતો. બીજા કર્મચારીઓ પણ તેઓની સાથે સંમત થતા હતા. આ કર્મચારીની ખાતામાં સારી છાપ હશે એમ લાગતું હતું.

રેલગાડીની મુસાફરી એટલે પંખીનો મેળો એવી સામાન્ય ઉપમા આપણે સૌ પ્રવાસમાં સાંભળીએ છીએ. પરિચિત માણસોનો મેળાપ, અપરિચિતનો નવો સધાતો પરિચય, ઉતારૂઓની ચડઉતર, અલક-મલકની વાતો, માનવ સ્વભાવની વિવિધતાનાં દર્શન વગેરે અનુભવતાં લોકજીભે ચડેલી આ ઉક્તિ કેટલી સચોટ અને સાચી છે તેની પ્રતીતિ આપણને થાય છે.

અમારા ડબ્બામાં જામેલો મેળો પણ વિંખાવા લાગ્યો. સ્ટેશન આવતાં ત્રણેક કર્મચારીઓ ઊતરી ગયા. પછીના સ્ટેશને બીજા બે ઊતર્યા. હવે પેલા અગ્રેસર કર્મચારી બાકી રહ્યા. અત્યાર સુધીનો તેમના મોં પરનો આનંદ ઓસરવા લાગ્યો હોય એમ દેખાતું હતું. એકલતાની એ સ્વાભાવિક અસર હશે એમ અનુમાન કરી શકાય.

હું મારી જગ્યા છોડી તેમની પાસે જઈ બેઠો. મહેસૂલી ખાતાનો મને ઠીક ઠીક અનુભવ થયો હતો. એટલે મારી કેટલીક મુશ્કેલીઓ અને અનુભવો અંગે મેં વાતો શરૂ કરી તેઓને આ બધી વાતોમાં ઠીક

---

રસની ક્રિયાવતી થાય છે. આપણું જીવન આથવણની ક્રિયાવતી થાય છે અને એ જ ક્રિયાઓ વતી મૃત્યુપર્યંત જીવનદીપ જલ્યા કરે છે અરે, મૃત્યુ પછી પણ આથવણની વિઘટનાથી (Decomposition) શરીરબંધારણનાં દ્રવ્યો પૃથ્વીને પાછાં મળે છે.

આપણા શરીરનો કોષ અદ્ભુત કામગીરીઓ ઉપાડે છે. એ જાતે સંવર્ધન અને મરામતનાં કામો ઉપાડે છે, અને આથવણો પણ પેદા કરે છે જેના વતી થતી રાસાયણિક ક્રિયાઓની પરંપરાથી આપણું જીવન નભે છે.





રસ પડ્યો હોય એમ લાગ્યું. હું એક સામાજિક કાર્યકર છું એમ જાણ્યા પછી તો તેમનો ઉત્સાહ બમણો થઈ ગયો હોય એમ સ્પષ્ટ દેખાતું હતું. મને મદદરૂપ થવામાં તેઓ કૃતકૃત્યતા અનુભવવા લાગ્યા. કેટલીક વાતો પછી મેં તેઓને અંગત પ્રશ્નો પૂછવા માંડ્યા. મારા પ્રશ્નોનો તેઓ રાજીખુશીથી જવાબ આપતા હતા.

હું : તમે કેટલાં વર્ષથી મહેસૂલી ખાતામાં કામ કરો છો ?

ક : છેલ્લાં ત્રીસ વર્ષથી કામ કરું છું.

હું : ત્યારે તો તમે આ ખાતાનો બહોળો અનુભવ મેળવ્યો ગણાય.

ક : મહેસૂલી ખાતાના દરેક વિભાગમાં કામ કરી ચૂક્યો છું. ઘણા સાહેબો જોઈ નાખ્યા. હવે તો નિવૃત્ત થવાનો સમય આવવા લાગ્યો છે.

હું : સાંસારિક જવાબદારીઓ પ્રત્યે તો નિશ્ચિંત હશો.

ક : કેમ જાણ્યું ?

હું : સહજ પૂછું છું.

ક : સાચી વાત છે. બે પુત્રોને સારી રીતે ભણાવ્યા છે. બંને કામધંધે વળગી ગયા છે. તેઓનાં લગ્ન પણ ધામધૂમથી થઈ ગયાં. હવે એક દીકરી છે તે એકાદ વર્ષમાં ગ્રેજ્યુએટ થઈ જશે. તેને પરણાવી દીધા પછી નિશ્ચિંત થઈ જવાશે.

હું : આ બધાને ભણાવવામાં અને પરણાવવામાં ઠીક ઠીક ખર્ચ થયો હશે. ટૂંકા પગારમાં પૂરું કેવી રીતે થાય ? કરજ કરવું પડ્યું હશે.

આ મારા પ્રશ્નથી કર્મચારી થોડું હસ્યા અને બોલ્યા : ઈશ્વર સૌનું પૂરું કરે છે. તમારા જેવાની કૃપાથી કરજ તો કરવું પડ્યું નથી.

હું : એ તો ખરું પરંતુ આટલા પગારમાં બાળકોને ઉચ્ચ શિક્ષણ આપવું અને સામાજિક પ્રસંગો ઉકેલવા અશક્ય છે.

ક : ખરી વાત છે. તમારાથી શું અજાણ્યું છે ? એક રીતે મહેસૂલીખાતું સારું છે. પગાર ટૂંકો હોવા છતાં કાંઈ વાંધો આવતો નથી.

હું : તમારી વાત બરાબર સમજાઈ નહિ.

ક : મારી વાત સીધી છે. અમારે મન પગાર ગૌણ વસ્તુ છે. પગાર કરતાં વિશેષ બીજી રીતે મળી રહે છે.

હું : તમે પણ ત્યારે બીજાની જેમ લાંચ લો છો ખરા !

ક : આને લાંચ ન કહેવાય. લોકોનું કામ કરીએ અને રાજીખુશીથી તેઓ આપે તો લઈએ. અમારા એક સાહેબ બહુ ભલા હતા. તેઓ પણ આ રીતે જ પૈસા લેતા. તેઓએ મને એક સુંદર સોનેરી શિખામણ આપી હતી. તેઓ કહેતા કે, 'રસોઈમાં પ્રમાણસર મીઠું હોય તો સ્વાદિષ્ટ લાગે. વધુપડતું મીઠું પડી જાય તો ખારી થઈ જાય. તેમ મર્યાદામાં રહીને માપસર પૈસા ખાતા રહેશો તો સુખી થશો. મારી પાસે તમારી ફરિયાદ ન આવવી જોઈએ. થોડું મીઠું માનવું છતાં ટીપે ટીપે સરોવર ભરાય. એમ લાંબે ગાળે તમને લાભ દેખાશે.'

હું : સાહેબ પોતે આવી શિખામણ આપે ?

ક : એ તો એમની ભલાઈ હતી. તેઓ પણ એ રીતે વર્તતા. મેં તેઓની આ શિખામણ અક્ષરશઃ પાળી છે. પરિણામે સુખી થયો છું. કોઈ દિવસ પૈસાની મુશ્કેલી પડી નથી. મેં જ્યાં જ્યાં કામ કર્યું છે ત્યાંના લોકો હજુ પણ મને સંભારે છે. મારાં સૌ કોઈ વખાણ કરે છે. મારી સ્થિતિ પણ સારી છે. મારે ઘરનું ઘર છે. નિવૃત્ત થાઉં તો પણ ચિંતા રહી નથી.

હજુ વધારે વાતચીત લંબાવું તે પહેલાં તો તેમને ઊતરવાનું સ્ટેશન આવ્યું. તેઓએ મારી વિદાય લીધી. અને ઊતરી ગયા. હું તેમની ચાલ અને ગતિ મનમાં મનમાં માપતો રહ્યો. સ્ટેશનમાસ્તર

રસ પડ્યો હોય એમ લાગ્યું. હું એક સામાજિક કાર્યકર છું એમ જાણ્યા પછી તો તેમનો ઉત્સાહ બમણો થઈ ગયો હોય એમ સ્પષ્ટ દેખાતું હતું. મને મદદરૂપ થવામાં તેઓ કૃતકૃત્યતા અનુભવવા લાગ્યા. કેટલીક વાતો પછી મેં તેઓને અંગત પ્રશ્નો પૂછવા માંડયા. મારા પ્રશ્નોનો તેઓ રાજીખુશીથી જવાબ આપતા હતા.

હું : તમે કેટલાં વર્ષથી મહેસૂલી ખાતામાં કામ કરો છો ?

ક : છેલ્લાં ત્રીસ વર્ષથી કામ કરું છું.

હું : ત્યારે તો તમે આ ખાતાનો બહોળો અનુભવ મેળવ્યો ગણાય.

ક : મહેસૂલી ખાતાના દરેક વિભાગમાં કામ કરી ચૂક્યો છું. ઘણા સાહેબો જોઈ નાખ્યા. હવે તો નિવૃત્ત થવાનો સમય આવવા લાગ્યો છે.

હું : સાંસારિક જવાબદારીઓ પ્રત્યે તો નિશ્ચિંત હશો.

ક : કેમ જાણ્યું ?

હું : સહજ પૂછું છું.

ક : સાચી વાત છે. બે પુત્રોને સારી રીતે ભણાવ્યા છે. બંને કામધંધે વળગી ગયા છે. તેઓનાં લગ્ન પણ ધામધૂમથી થઈ ગયાં. હવે એક દીકરી છે તે એકાદ વર્ષમાં ગ્રેજ્યુએટ થઈ જશે. તેને પરણાવી દીધા પછી નિશ્ચિંત થઈ જવાશે.

હું : આ બધાને ભણાવવામાં અને પરણાવવામાં ઠીક ઠીક ખર્ચ થયો હશે. ટૂંકા પગારમાં પૂરું કેવી રીતે થાય ? કરજ કરવું પડ્યું હશે.

આ મારા પ્રશ્નથી કર્મચારી થોડું હસ્યા અને બોલ્યા : ઈશ્વર સૌનું પૂરું કરે છે. તમારા જેવાની કૃપાથી કરજ તો કરવું પડ્યું નથી.

હું : એ તો ખરું પરંતુ આટલા પગારમાં બાળકોને ઉચ્ચ શિક્ષણ આપવું અને સામાજિક પ્રસંગો ઉકેલવા અશક્ય છે.

ક : ખરી વાત છે. તમારાથી શું અજાણ્યું છે ? એક રીતે મહેસૂલીખાતું સારું છે. પગાર ટૂંકો હોવા છતાં કાંઈ વાંધો આવતો નથી.

હું : તમારી વાત બરાબર સમજાઈ નહિ.

ક : મારી વાત સીધી છે. અમારે મન પગાર ગૌણ વસ્તુ છે. પગાર કરતાં વિશેષ બીજી રીતે મળી રહે છે.

હું : તમે પણ ત્યારે બીજાની જેમ લાંચ લો છો ખરા !

ક : આને લાંચ ન કહેવાય. લોકોનું કામ કરીએ અને રાજીખુશીથી તેઓ આપે તો લઈએ. અમારા એક સાહેબ બહુ ભલા હતા. તેઓ પણ આ રીતે જ પૈસા લેતા. તેઓએ મને એક સુંદર સોનેરી શિખામણ આપી હતી. તેઓ કહેતા કે, 'રસોઈમાં પ્રમાણસર મીઠું હોય તો સ્વાદિષ્ટ લાગે. વધુપડતું મીઠું પડી જાય તો ખારી થઈ જાય. તેમ મર્યાદામાં રહીને માપસર પૈસા ખાતા રહેશો તો સુખી થશો. મારી પાસે તમારી ફરિયાદ ન આવવી જોઈએ. થોડું મીઠું માનવું છતાં ટીપે ટીપે સરોવર ભરાય. એમ લાંબે ગાળે તમને લાભ દેખાશે.'

હું : સાહેબ પોતે આવી શિખામણ આપે ?

ક : એ તો એમની ભલાઈ હતી. તેઓ પણ એ રીતે વર્તતા. મેં તેઓની આ શિખામણ અક્ષરશઃ પાળી છે. પરિણામે સુખી થયો છું. કોઈ દિવસ પૈસાની મુશ્કેલી પડી નથી. મેં જ્યાં જ્યાં કામ કર્યું છે ત્યાંના લોકો હજુ પણ મને સંભારે છે. મારાં સૌ કોઈ વખાણ કરે છે. મારી સ્થિતિ પણ સારી છે. મારે ઘરનું ઘર છે. નિવૃત્ત થાઉં તો પણ ચિંતા રહી નથી.

હજુ વધારે વાતચીત લંબાવું તે પહેલાં તો તેમને ઊતરવાનું સ્ટેશન આવ્યું. તેઓએ મારી વિદાય લીધી. અને ઊતરી ગયા. હું તેમની ચાલ અને ગતિ મનમાં મનમાં માપતો રહ્યો. સ્ટેશનમાસ્તર





નાનુભાઈ દવે

# સાહિત્યકારની વિશ્વયાત્રા

*ચંદ્રક, થેલી કે એવું જ કોઈ બહુમાન આપણે સાહિત્યકારોને આપતા આવ્યા છીએ. પણ મહારાષ્ટ્રના જાણીતા સાહિત્યકારને વિશ્વયાત્રા માટે કહેણ મળ્યું ત્યારે એ નવીન પ્રકાર, આપણને દરેકને વિચારવા જેવો નથી લાગતો ?........*

હિંદની વિવિધ ભાષાઓમાં સાહિત્યના આધુનિક વહેવારના પરિચય કરવા અમેરિકાની સ્ટાનફોર્ડ વિદ્યાપીઠના પ્રોફેસર નોર્થ ૧૯૫૪માં હિંદુસ્તાન આવેલા. એમણે ફરતાં ફરતાં મરાઠી સાહિત્યનાં વહેણ વિશે પણ રસ બતાવ્યો. એ વિષયમાં તેઓ, પત્રકારો પ્રોફેસરો વગેરેને મળ્યા અને એમણે સહુએ મરાઠી ભાષાના એક યુવાન અને આશાસ્પદ લેખકનું નામ ઉમંગથી રજૂ કર્યું. એ ભાઈ હતા શ્રીપાદ નારાયણ પેંડસે.

પ્રો. નોર્થે પેંડસેની ઘણી મુલાકાત લીધી અને એમની સાથે જે ચર્ચા થઈ તેનો એમના મન ઉપર સારી અસર પડી. એમણે આ જુવાન લેખક આગળ એક સૂચના મૂકી કે તમે દુનિયામાં એકવાર બધે ફરો અને જુવો. તમારી દૃષ્ટિ વિશાળ થશે.

પણ પેંડસેને હસવું આવ્યું. મુંબઈમાં માંડ ઇન્ટર સુધી એમનાથી જવાયું હતું. એમાં તો સવાર સાંજનાં ટ્યુશનો અને દિવસની નોકરી કરવાની પણ આવે. એવામાં એમના વડીલ ગુજરી ગયા. અને ઘરનો બોજો પણ માથે પડ્યો. એમ કરતાં કરતાં એ ગ્રેજ્યુએટ થઈ ગયા ને બેસ્ટ કંપનીમાં કારકુનની નોકરી લઈ લીધી. પેલાં ટ્યુશનો તો વળગેલાં જ હતાં. આ સ્થિતિમાં શહેરની મુસાફરી મોંઘી પડે તો પછી દેશની કે દુનિયાની મુસાફરી તો સંભવે જ ક્યાંથી ! રત્નાગિરિ તરફ એમનું વતન અને એ પ્રદેશ, ત્યાંના લોકો, ત્યાંના રિવાજો વગેરેની એમના મન ઉપર ઊંડી છાપ પડેલી. ટ્રામમાં કે રેલ્વેના પ્લેટફોર્મ ઉપર વખત મેળવી એમણે જે વાર્તાઓ લખી તેમાં એ જ પ્રદેશનાં ચિત્રો ઉપસી આવ્યાં. અને 'ધરતીના ધાવણ'માંથી સર્જાયેલી વાર્તાઓ મહારાષ્ટ્રમાં લોકપ્રિય બની અને આદર પામી.

એ પેંડસેને દુનિયા જોવાનું કહી પ્રો. નોર્થે એની મશ્કરી નહોતી કરી. એમણે અમેરિકા જઈને પેંડસે વિશે રોકફેલર ફાઉન્ડેશનમાં વાત કરી. અને એના ઉપપ્રમુખ મી. ગેલપેટ્રીક હિંદુસ્તાનના પ્રવાસે આવ્યા ત્યારે એમણે પણ પેંડસેને બોલાવ્યા. અને મુલાકાત પછી એમની સંસ્થા મુસાફરીનો ખર્ચ આપવા તૈયાર છે એમ જણાવ્યું.

પેંડસેને વિચાર આવ્યો કે મુંબઈના એક કારકુનને વિશ્વના પ્રવાસે મોકલનારાઓએ લાંબો વિચાર કર્યો હશે અને પોતાને અમુક શરતો પાળવાની રહેશે. એટલે એમણે એ વાત ચોખ્ખી કરવા પૂછી જોયું તો ગેલપેટ્રીકે જણાવ્યું કે શરત એક પણ નહિ. તમારી ઇચ્છામાં આવે ત્યાં તમે ફરો, રહો, જુવો ને એનું ખર્ચ અમે આપીએ. તમારી પત્નીને સાથે લઈ જશો તો તમને સરળતા થશે અને તેમનું ખર્ચ અમે ઉપાડવા તૈયાર છીએ.

પેંડસેએ પ્રવાસની યાદી તૈયાર કરવા માંડી. સ્પેન, અમેરિકા, રશિયા એમ બધું સમાવતાં પંદર મહિના જશે એવી ગણતરી થઈ અને તે મંજૂર થઈ ગઈ.

---

તેઓના પરિચિત લાગ્યા. તેઓ સ્ટેશનમાસ્તરને બે હાથ જોડી જય જય કરતા ટિકિટ આપ્યા વગર દરવાજા બહાર અદૃશ્ય થઈ ગયા.

આ સમયે સૂર્યાસ્ત થઈ ચૂક્યો હતો. અંધારું તેના ઓળા પાથરતું હતું. રેલગાડી થંભી ગઈ હતી. એટલામાં દીવા થયા. રોશની પથરાવા માંડી. ગાડી ઊપડી. મારે ઊતરવાનું સ્ટેશન આવ્યું ત્યાં સુધી આજની ઘટના અંગે વિચાર કરતો બેસી રહ્યો.

*



આશરે પચાસ હજારનું ખર્ચ કરવાની ગોઠવણ એક ઊગતા લેખક માટે દુનિયાના બીજા છેડેથી ઓચિંતી થઈ ગઈ. ને પેંડસે ગયા એપ્રિલ માસમાં પ્રવાસે ઊપડી ગયા.

આ પ્રવાસ દરમ્યાન પેંડસે લખે તો તેના ઉપર એ સંસ્થાને કશી નિસ્બત નથી. એ લખે તો તેના ઉપર એ સંસ્થાને કશો હક નથી. એ ના લખે તો કશી ફરિયાદ નથી. ઉપલા વર્ગનું ભાડું ન લીધા બદલ એ સંસ્થાએ આશ્ચર્ય બતાવ્યું. જો કે પેંડસેને ફાવે તેમ જવાની છૂટ હતી. એમને પૂછવામાં આવ્યું:

'જે દુનિયામાં તમે જશો એ તમારે માટે નવી ગણાય. એમાં જાત જાતનાં પ્રલોભનો ચાલશે. જે રકમ તમને સોંપવામાં આવે છે એનો દુરુપયોગ નહિ થાય તેની શી ખાતરી?' પેંડસેએ એમને હસતાં હસતાં જવાબ દીધો, 'ગેરરસ્તે નાણાં કેમ ખરચાય તેય મારે તો શીખવું પડે એમ છે ને એવા કામ માટે મારી પાસે ફાજલ સમય જ ક્યાં છે?' આ નિખાલસ ઉત્તર પછી આગળ શું પૂછવાનું હોય?

સાહિત્યસેવકોને ઇનામો ચાંદ વગેરે આપવાની પ્રથા નવી નથી. પણ વિના શરતે લેખકની ઇચ્છા મુજબ દુનિયામાં ગમે ત્યાં ફરવાની તક આપવી એ બાબત તદ્દન નવી જ છે. એમાં લેખક પ્રત્યે ઊંડું માન છે. અને પ્રજાના માનસને ઘડવાની લેખકની શક્તિનું સરસ ભાન પણ છે.

આ લેખકનું 'ગારંબીનો બાપુ' ગુજરાતીમાં અનુવાદ પામ્યું છે. મરાઠીમાં એમનાં બીજાં પુસ્તકો પણ છે, પણ આ તો શરૂઆત જ ગણાય। પડોશના પ્રાંતમાં એક જવાન સાહિત્યકારને મળેલા આવા બહુમાનથી આપણે પણ હરખાઈએ.

આ પછી, ગુજરાત એકાદ લેખકને દરવર્ષે દેશદર્શન કરવાની તક આપે તો કેવું સારું!

★

લાભશંકર વે. રાવળ

## અષાઢી મેઘ

આયો મેઘ અષાઢી
આકાશેથી મબલખ મસ્તી,
કોણ હશે રેલવતું?
અટખેલન મદલોલ કટારી,
કોણ હશે ખેલવતું?
કોરી લીધું કે લેશે હમણાં કાળજડું વાઢી!
આયો મેઘ અષાઢી.
જોબન નૈને પ્રેમની ઝાંખપ,
શી આ વ્યોમે મેઘની ઝાંખપ,
ઝરમરિયાં ઝાંઝર સળગાવે અંતર અગ્નિ ટાઢી!
આયો મેઘ અષાઢી.
રેબઝેબ ઝૂમે ગોપાલક મેઘ માતેલ માટી!
પૂરવેગથી ધસતી સામે ભેંસ-હવા ભૂંરાટી,
વ્યોમે ધિંગાણું, ધરતીની આંખે નિંદર ગાઢી;
આયો મેઘ અષાઢી.
જોબનિયાનો મળ્યો ડાયરો,
ઘૂંટમઘૂંટા કો'ક ઘૂંટતું અમલ કસુંબા કાઢી,
આયો મેઘ અષાઢી.

★





ઈશ્વરભાઈ પટેલ

# એ શે ભૂલાય?

સેવા, સ્વાર્પણ અને સર્વાર્પણ માટે ખ્રિસ્તી પાદરીઓનાં જીવન ખૂબ પ્રશંસા માગી લે છે અહીં એક એવા પાદરીની હકીકતો અંગ્રેજી ઉપરથી તૈયાર કરીને રજૂ થઈ છે કે તે બધી આપણા દેશના દરેક ધર્મના કેટલાય ઢોંગી સાધુઓનો આદર્શ બને તો...

આ સદીની શરૂઆતમાં ફિલિપાઈન્સ ટાપુઓમાંના એક પર વસતા એક આદિવાસી કબીલા વચ્ચે એક ખ્રિસ્તી પાદરી આવી લાગ્યા. એ કબીલાના માનવીઓ ત્યારે અર્ધનગ્ન અવસ્થામાં રહેતા અને માનવશિકારના ખાસ શોખીન હતા.

આ પાદરીએ આવી એમની પાસે ધર્મપલટાની—ખ્રિસ્તી થવાની—વાત કદી કરી જ નહિ એ તો એમ કહેતો કે આપણે વધુ સ્વચ્છ વધુ આરોગ્યમય અને વધુ ડહાપણયુક્ત જીવન વિતાવતાં શીખવું છે.

આ પરિવર્તન માટે એણે વાપરેલું સાધન પણ અનોખું હતું. એને બેઝબોલની રમત સારી આવડતી. એ રમતને જ પોતાના સુધારાનું વાહન એણે બનાવ્યું. બધોય વખત એ જંગલી લોકો સાથે એ અને એનું કુટુંબ કામ કરતું અને સાંજ પડે ખેલતું. એમનું બેઝબોલનું સ્વચ્છ ચોખ્ખું સપાટ મેદાન એ એમનું પ્રાર્થનાસ્થાન અને એમની શાળા પણ બધા આદિવાસીઓ. રવિવારે એ મેદાન પર પલાંઠી વાળી ગોઠવાઈ ગયા એટલે પાદરી સ્થાનિક ભાષામાં પ્રાર્થના કરે. પ્રાર્થનામાં જીસસ પ્રભુ અને ઈશ્વરને એ પર્વતોની પેલી મેર વસતા મહામાનવો તરીકે ઓળખાવતો, અને કહેતો કે એ મહામાનવો આપણને આપણા પડોશીઓનાં માથાં કાપવાનું બંધ કરવા, આપણી તકરારોનો નિવેડો ભાલાના જોરે લાવવાને બદલે, પાદરી પાસે સમજુતીથી લાવવાની વાત કરે છે, આપણે તીતીઘોડા ભક્ષીએ એનો એને વાંધો નથી પણ આપણે કૂતરાનું ભક્ષણ તો બંધ જ કરવું જોઈએ. આ અને આવી જીવનની નાની મોટી વાતો એ રજૂ કરતો અને એમના મનમાં ઉતારતો.

એની આ અહિંસક પદ્ધતિની કસોટીની વાત પણ એક દિવસ આવી લાગી. એ જ ટાપુ પર પાસે વસતી એક બીજી માનવટોળીમાં મુસલમાન ધર્મનો પ્રચાર ચાલતો હતો. એ પ્રચારને એવા કોમી-ઝેર ને ઝનુનનો રંગ આપવામાં આવતો કે ટોળીના કોઈ કોઈને કેફી પીણાંમાં તરબતર કરી તેની પાસે પ્રતિજ્ઞા લેવડાવતા કે એ પોતે ખ્રિસ્તીઓને મારતો મારતો જ મરશે.

એક દિવસ આમની બેઝબોલની રમત ચાલતી હતી ત્યાં જ એવો એક ઝનુની આદમી માથા પર એની ચકરી ફેરવતો ફેરવતો આ રમનાર પર તૂટી પડ્યો. રમનારા અને પ્રેક્ષકો સૌમાં નાસભાગ શરૂ થઈ ગઈ પણ પેલો પાદરી તો હાથમાં બેઝબેટ પકડ્યું હતું તેમ જ પકડી સ્થિર ચિત્તે અને સ્થિર શરીરે ઊભો જ રહ્યો. એના આ સ્થિરતાથી પેલો એવો તો પ્રભાવિત થઈ ગયો કે એ પણ અટકી ગયો. ત્યાં સુધીમાં તો બીજી ડઝન ભાલાધારી આવી પહોંચ્યા જેમણે એને ત્યાંથી ખસેડી રસ્તે પાડી દીધો.

જીસસ પ્રભુની અહિંસાનો આવો પદાર્થપાઠ આપનાર એ પાદરીનું નામ રોબ વાઈટ. એના પિતા, અને દાદા બંને પાદરી હતા, ૭ ભાષા એ બોલી શકતો અને અઢારેક જેટલી વાંચી શકતો. એણે દાક્તરી અભ્યાસ શરૂ કર્યો. એ અડધે રસ્તે પહોંચ્યો હશે ત્યાં તો એના દાદા મરણપથારીએ પડ્યા. એ પથારીમાંથી એમણે વાઈટને કહ્યું: 'બેટા, લોકોને તારે સહાય કરવી હોય તો તેમના અગત્યના અંગ—આત્માને જ મદદ કર ને!'

દાદાની આ વાત માથે ચડાવી તે દાક્તરી કોલેજ છોડી ધર્મવિદ્યા શીખવા દાખલ થઈ ગયો, અને પાદરી થયો.

તેનો પુત્ર લખે છે કે જીસસપ્રભુએ કહ્યું છે કે ગરીબની કુટિરમાં જ ઈશ્વરનો વાસ છે તે-પ્રમાણે અમારી કુટીરની બધી ચીજો એકઠી કરો તો જીવનમાં કદી



૧૦૦ ડોલરથી વધુ કિંમતની નથી થઈ. આવી પારાવાર ગરીબાઈમાં રહેવા છતાં મારા પિતાએ તેનું દુઃખ કદી અનુભવ્યું નથી. ઊલટાના એ કહેતા કે સુખસગવડો માણસને સુખ આપી શકતી નથી. સુખ એ તો વૃત્તિ અને વિચારનું બાળક છે.

એ જે વિસ્તારનો પાદરી હતો તેમાં ચારપાંચ દેવળ હતાં. એ દેવળોની મુલાકાતે જતાં એ જીવનોપયોગી જ્ઞાન વિજ્ઞાનની કેટલીય વાતો કહેતો અને એનું ઘડતર કરતો. એ આખા વિસ્તારનાં ઝાડપાન, પશુ, પક્ષી સૌની ખાસિયતો, ટેવો અને જીવનની નાની મોટી વિગતો એના જીભને ટેરવે હતી. પહેલા વિશ્વયુદ્ધ સમયે એને ફ્રાન્સમાં સેવા આપી જે પછી એને અમેરિકાના જ્યોર્જિયા પરગણાંના થોમસ વીલેના ગ્રામ્યવિસ્તારમાં મૂકવામાં આવે. એ વિસ્તારમાં એણે જે નિસ્વાર્થ લોકસેવા કરી એથી એનું નામ લોકજીભે ચઢી ગયું.

એના એ પ્રેમ સંવાદની પ્રતીતિના કેટલાક પૂરાવા આજેય મોજૂદ છે. એને મોટર હાંકતાં કદી આવડતું જ નહિ કારણ ઘોડા જોડે તે જીવંત તાદાત્મ્ય એ અનુભવી શક્યો. તે નિર્જીવ એવું એન્જિન આપી શક્યું નહિ. પરિણામે વહેલા પહોંચવા એ રસ્તાની વચ્ચે ઊભો રહેતો અને તેની ગાડી જતી હોય તેમાં બેસી જતો. એનો સ્વચ્છ છતાં અસુઘડ પોષાક, દાઢી પણ વધી ગઈ હોય તેવો ચહેરો અને એનાં કપડાં એને બેસતાં કદીય ન હોય કારણકે કોઈ પણ રસ્તે જતું ગરીબ એને સામે મળે એટલે એ કપડાં સુદ્ધાં ઊતારી આપી બીજાનાં માગી પહેરી લેતો છતાં એણે ઊભી રાખેલી ગાડીએ એની અવગણના કર્યાનું કોઈને યાદ નથી.

નાતજાત અને ધર્મના ભેદભાવને એ પહેચાનતો જ નહિ. એટલે તો મુશ્કેલીમાં આવેલો હરકોઈ ગરીબ એને ત્યાં ગમે ત્યારે આવી પહોંચતો અને હરેકને મદદ મળતી જ. એવા સેંકડો લોકોને એણે સહાય કરી હશે. કોઈને ગાય જોઈતી હોય, કોઈને નોકરી જોઈતી હોય, કોઈને ટપકાની જરૂર હોય, કોઈને હિંમતની—સૌને જરૂરિયાત પ્રમાણે મળતું.

થોમસવિલાની બે મોટી વેપારી પેઢીઓએ તો પોતાનાં હાજરીપત્રકમાં એક વિભાગ વાઈટ પાદરીના માણસોનો જ રાખેલો. એ ભલા પાદરી પર એમને એટલી શ્રદ્ધા હતી કે આર્થિક મંદીના જમાનામાં પણ એ લોકોએ પાદરીના મોકલેલા વીસ વીસ માણસોને અને તે પણ અશક્તોને ઠેકાણે પાડેલા.

તાજેતરમાં જ એ પાદરીનો પુત્ર એક જ વિમાનમાં દમાસ્કસ જતો હતો ત્યારે એને એક આદમીનો ભેટો થઈ ગયો. વાતવાતમાં એણે જાણ્યું કે ભલો પાદરી ગુજરી ગયો ત્યારે એ બોરબોર જેવાં આંસુએ રડી પડ્યો. શાંત થતાં એણે કહ્યું,

'વરસો પહેલાં હું સાવ હાથથી ગયેલો માણસ હતો. મારે કુટુંબ હતું; ઘર હતું પણ ખોટી લતે ચઢી હું ફનાફાતિયા કરી રહ્યો હતો. તમારા પિતાનું નામ સાંભળી હું એમની પાસે એક દિવસ ગયો તો એ બાગમાં નહાતા હતા. એ નહાતા રહ્યા ને મેં મારી વીતક કહી એટલે મારે શું કરવું તે એમણે કહ્યું. એમણે બાગના નીંદામણ સાથે મારા જીવનનું નીંદામણ પણ કરી લીધું, અને મને ધીરજ, હિંમત અને શ્રદ્ધા આપી, મારે જરૂરી ચીજો ઘરમાંથી લાવી આપી દીધી. તે દિવસથી મેં નવો અવતાર ધર્યો અને મારી ગાડી પાટે ચડી.'

૧૯૩૦માં આર્થિક મંદી ભયંકર હતી. એ વખતે આ પાદરીનું ઘર ગરીબોનું સ્વર્ગધામ બન્યું. ઘરમાં કુટુંબીજનને સૂવાનો ખાટલો કે ખાવાની રોટલી ઘણી વખત રહે જ નહિ; ત્યારે આ પાદરી થોમસ વીલાના કોઈ પણ સ્ટોર કે દુકાનનાં પગથિયાં ચઢી એના કબાટમાંથી પેલા ગરીબોને જરૂરી ચીજો ઊઠાવી લેતો અને કહેતો, 'મારા કરતાં આ ચીજની વધારે જરૂરિયાતવાળા એક જણની વાત હું જાણું છું એટલે આ લઈ જ જાઉં પણ એના પૈસા હું કે તે આપી શકીએ એમ નથી.' ખૂબીની વાત એ રહી કે હર



કોઈ દુકાનદારો એની આ ઉદારતરી હસતે વદને સહી લેતા અને પોતાને પુણ્યનિમિત્ત બનાવનાર એ ભલા પાદરીને મનોમન નમતા.

આ બધા સમય દરમિયાન એને પોતાને ત્યાં પણ પારાવાર ગરીબાઈ હતી પણ એ તરફ એનું લક્ષ હતું જ નહિ. એની પત્ની અને એનાં બાળક ઘરનું ગાડું જેમ તેમ ચલાવવા રાત દિવસ મજૂરી કરતાં પણ લોકદુઃખ આગળ એ પોતાનું દુઃખ વિસારે પાડતાં. એ પાદરી પણ પોતાના પુત્રોને કહેતો કે જીવનમાં માર્ગ કરવા માણસને નિસ્વાર્થ અને વ્યવહારુ બુદ્ધિની જ જરૂર છે, એ વખતે મારા સંસર્ગમાંથી મળી રહેશે એટલે બસ છે.

તે જમાનામાં બજેરિકાન્ય ગ્રામ્ય વિસ્તારના લોકો ઉશ્કેરવા ત્યારે ગમે તેને કાયદો હાથમાં લઈ મારી નાખતા. આવા લોહીતરસ્યા ટોળાનો સામનો કરવાનું ભલભલાને મુસ્કેલ પડતું છતાં જીવનમાં કેટલીય વખત આવા ટોળાનો એણે સફળતાપૂર્વક સામનો કર્યો છે. ઉશ્કેરાટને આવતાં જ એ પહોંચી જતો અને બધાને ટાઢા પાડી દેતો. એક વખત તો એની પણ ભારે કસોટી થઈ એ દિવસના અથાગ પ્રયત્નને પરિણામે પણ લોક વિખરાયા નહિ અને ટોળાં જામતાં જ રહ્યાં. અને રાત પડી. આ ભક્ત સૂઈ ગયો ત્યારે એમણે એકઠા થઈ મધરાતે જેલ ભણી કૂચ આદરી. ટોળાને દોરનાર એના એ આગેવાનોએ થોડી વારમાં એમને એવો તો નશો ચઢાવ્યો કે લોકો ભાન ભૂલ્યા અને મશાલ સળગાવી 'મારો કાપો'ની ચીસો પાડતા જેલ ભણી દોડ્યા

આ ધાંધલથી જાગી ઊઠેલ પાદરી કોઈની મોટરમા બેસી ધાધલના સ્થળે પહોંચી ગયો. અને મોટરની બત્તીના પ્રકાશમાં જેલનાં પગથિયાં પર ચિંથરેહાલ દશામાં એક સૌમ્ય શાંત મૂર્તિનાં દર્શન ટોળાને થયાં. શરૂઆતમાં તો ભાનભૂલેલા એ ટોળાએ એની સાથે કિકિયારીઓ કરી, એના પર ગાળનો વરસાદ વરસાવ્યો છતાં ન તો એ ઉશ્કેરાયો કે ન તો એના ચહેરા પર અશાંતિનાં દર્શન થયાં. ટોળું જરા ઠંડું પડતાં ધીર ગંભીર અવાજે એ વૈષ્ણુજન માત્ર આટલું જ બોલ્યો 'સૌ-સૌને-ઘેર-જાવ.'

એ અવાજની જાદુઈ અસર એવી થઈ કે કશીય ધાંધલ સિવાય નીચાં મોઢાં કરી સૌ સૌને ઘેર પહોંચી ગયાં.

જીવનમાં બે વખત આ ભલો આદમી બિમાર પડી ગયો હતો. પહેલી બિમારી વખતે એ રસ્તા પર આવી ઊભો રહ્યો અને એક ઘરડી ડોસીની મોટરમાં ઇસ્પિતાલ જવા ચઢી ગયો. રસ્તામાં પેલી ડોસીએ એક એવા કુટુંબની વાત કાઢી કે જેનાં બાળકો દૂધ માટે તલસતાં હતાં. ગાયોના ધણવાળા એક મિત્રની આ પાદરીને ઓળખાણ હતી એટલે પાંચ માઈલનું ચક્કર મારી એ ત્યાં પહોંચ્યો ને ગાય લીધી. પણ ગાયને લઈ જઈ શકાય તેવી ગાડી તેમની પાસે નહોતી એટલે એપેન્ડીસાઈટીસની ચૂંકથી બેવડો વળી જતો આ પાદરી ચાર માઈલ એ ગાયને દોરી દૂધભૂખ્યાં પેલાં બાળકોને ત્યાં પહોંચાડી ઇસ્પિતાલમાં પહોંચ્યો ત્યારે મરણતોલ અવસ્થામાં હતો.

બીજી વખત એ બિમાર પડ્યો ત્યારે એને લકવો લાગુ પડ્યો હતો. ઇસ્પિતાલમાં એનાં પત્ની પુત્ર એની ખબર કાઢવા પહોંચ્યાં ત્યારે જાણ્યું કે થવાનું કારણ એ હતું કે છેલ્લા સપ્તાહમાં દિવસ-રાત એક વિધવાના ખેતરનો પાક લણવા એ પહોંચી ગયો હતો. અને રવિવારે દેવળમાં જવા એ નીકળતો હતો ત્યાં ખબર પડી કે એની કોઢ પર છાપરું નહોતું એટલે એ છાવા એ રહ્યો ત્યાં સુધીમાં તો દરદે એનો કબજો કરી લીધો હતો.

જ્યારે ઇસ્પિતાલના ખાસ દાક્તરે નિદાન કર્યું કે એ બે પાંચ વરસ જીવી શકશે. પણ એના સ્નાયુઓ હવે કામ આપી શકે એ સ્થિતિમાં નથી ત્યારે એણે પૂછ્યું, 'કોઈ આશા નથી?' ડૉક્ટર ડોકું ધૂણવી ઓરડી બહાર ગયો એટલે પોતાનાં પત્ની પુત્રને એણે આરતેથી કહ્યું, 'કૃપા કરી મને...ભૂલી જશો નહિ.'



ડાહ્યાભાઇ પટેલ

# નેપાળનો સાઇકલ–પ્રવાસ

ગુજરાતીઓમાં સાહસિકતા હોય તો તે વેપારની,—એવી આજ સુધીની આપણી માન્યતાઓ હવેની પેઢી જૂઠી પાડે છે તેની આ પ્રવાસના સાહસિક યુવાન લેખક–પ્રવાસીની વિગત પૂરી પાડે છે. સેવાદળ એકેડેમી તરફથી આ પ્રવાસ યોજાયેલ……

રક્ષોલ ભારતની અંતીમ સીમા ઉપર આવેલું રેલ્વે સ્ટેશન છે. રક્ષોલથી થોડે દૂર ઉત્તરમાં જતાં નેપાળની હદ શરૂ થાય છે. આજથી પંદર વર્ષ પહેલાં રક્ષોલ એક નાનું ગામડું હતું. પણ આજે તે જગ્યાએ એક સુંદર શહેર નજરે પડે છે.

રક્ષોલથી સવારે નવ વાગે સાઇકિલ લઈને આગળ વધ્યો. રસ્તો કાચો અને ખાડા ટેકરાવાળો હતો. ખાલી ચાલવાની જ જ્યાં મુશ્કેલી હતી ત્યાં સાઇકલની તો વાત જ શી કરવી! આમછતાં કોઈ વખતે પગપાળા તો કોઈ વખતે સાઇકિલ એમ કરતા હું વિરગંજ આવી પહોંચ્યો. નાકા ઉપર મને રોકવામાં આવ્યો. ત્યાં બિસ્તરો છોડી તપાસ્યો. પાસપોર્ટ જોયો અને મને જવાની રજા આપી. વિરગંજ એક નાનું પણ સુંદર શહેર છે. ઘણા લોકો એને બીજું કાઠમંડુ પણ કહે છે. અહીં રસ્તો વધારે ખરાબ થતો હતો. જેમ આગળ જતો તેમ ધૂળનું સામ્રાજ્ય વધતું જતું હતું. સીમરા આવતાં તો બે ત્રણ વખત મેં તથા સાઇકિલે ભૂમિશયન કર્યું. અહીંથી ૧૨ માઇલનું જંગલ શરૂ થાય છે. રેતી અને ધૂળ એટલાં બધાં હતાં કે મારે હવે સાઇકિલ ઉપરથી નીચે ઊતરવું પડ્યું. અને સાઇકલને દોરી આગળ ચાલ્યો. તાપ ધીમે ધીમે જતો હતો. દળમાં સાઇકિલ લઈ ચાલતાં શરીર પરસેવે રેબઝેબ થઈ ગયું હતું. તૃષા પણ લાગી હતી. ચારે બાજુ ઊંચાં ઝાડો સિવાય કંઈ દેખાતું ન હતું. રસ્તામાં એક પણ માણસના દર્શન થતાં ન હતાં. ચારે બાજુ સુનકાર લાગતો હતો. દળ અને જંગલ બંને વધતાં જતાં હતાં. રસ્તામાં એક પણ ગામ આવતું ન હતું. તરસથી જીવ ગભરાવા લાગ્યો. આખરે એક નાની નદીને કિનારે આવી પહોંચ્યો. પેટ ભરી પાણી પીને થોડો આરામ કરી ઊપડ્યો. અમલેખગંજ આવતા ૩–૪૫ થઈ ગયા. અમલેખગંજ નેપાળની નાની રેલ્વે લાઇનનું છેલ્લું સ્ટેશન હતું. બીજા મુસાફરોને અહીંથી મોટરનો આશરો લેવો પડે છે, અહીં એક સજ્જનને ત્યાં હું રાત રહ્યો.

સવારે ઊઠ્યો ત્યારે એ જ નેપાળનો ઠંડો પવન વાતો હતો. પથારી છોડવાની ઇચ્છા થતી ન હતી પણ તાપ થઈ જવાની બીકે ૭ વાગે ત્યાંથી ઊપડ્યો. હવે પહાડો નજરે પડવા લાગ્યા. રસ્તો ઊંચો નીચો થતો હતો. કોઈ વખત સાઇકિલ પર હું તો કોઈ વખત મારા ઉપર સાઇકલ એમ થવા લાગ્યું. ઊંચા ઊંચા પહાડો અને જંગલો દેખાતાં હતાં. કોઈ કોઈ જગ્યાએ જટાધારી સાધુઓ જતા દેખાતા તો કોઈ જગ્યાએ ધૂણી ધખાવીને પડેલા નજરે પડતા હતા. આ રસ્તા ઉપર કોઈ કોઈ વાર નેપાળી લોકો પણ નજરે પડતા હતા. થોડે દૂર ગયા પછી સામે પહાડમાં રસ્તો બંધ

---

એણે આંખ બંધ કરી તે કરી. દુનિયા પર નિરર્થક જીવી ભારરૂપ બનવા કરતાં પ્રભુના દરબારમાં પહોંચી જવું એ ભક્ત હૃદયને સવિશેષ ગમ્યું.

જીવન દરમિયાન બીજાને લાખો ડૉલરની મદદ કરનાર આ ભક્ત અવસાન પામ્યો ત્યારે એની પાસે ૮૭ ડૉલર, થોડાં ચિંથરેહાલ કપડાં, હજામતનો સામાન અને ગામના લોકોએ મોકલાવેલ એક ઘડિયાળ એટલી પુંજી હતી. એની આખી જિંદગીની આ ભૌતિક કમાણી એનો પુત્ર એની એક મૂઠીમાં ઘાલી ઘેર લઈ ગયો પણ એના ભક્ત જીવનની મીઠી ફોરમ, એના દયાર્દ્ર હૃદયની વત્સલતા હજુયે લોકહૃદયમાં તાજી જ છે અને આજેય રોબ વાઈટનું નામ કાને પડતાં એ વિસ્તારના સૌ કોઈ એને મનોમન નમે છે. અને ઉચ્ચારે છે: ‘એ શે ભૂલાય?’







થતો હોય એમ લાગ્યું. પાસે જઈને જોઉં છું તો પર્વતમાં સુરંગ કોતરીને રસ્તો બનાવ્યો હતો. સુરંગમાં તદ્દન અંધારું હતું. મનમાં ચિંતા પેઠી પણ રામ આશરે સાઈકલ લીધી. અચાનક સાઈકલ ખડક સાથે અથડાઈ અને હું નીચે પડ્યો. હાથ ફેરવતાં લાગ્યું કે સુરંગનો વાંક ત્યાં હતો અને હું સીધો રસ્તો જાણી હાંકતો હતો તેનું આ પરિણામ છે. સુરંગની બહાર નીકળ્યા પછી હવે કોઈ કોઈ જગ્યાએ ગામડાંઓ દેખાવા લાગ્યાં. છોકરાંઓ સાઈકલને જોઈ 'છાઈકલ' 'છાઈકલ' કરતાં પાછળ દોડતાં હતાં. પહાડી પ્રદેશમાં સાઈકલ જોઈને મોટા માણસો પણ મારી તરફ કુતૂહલતાથી જોઈ રહેતા. હવે હું ધુરસીંગ આવી પહોંચ્યો. ગયા રેલસંકટ વખતે આ ગામ આખું ધસડાઈ ગયું હતું. હાલ ત્યાં નાનાં નાનાં ઘાસનાં ઝૂંપડાં નજરે પડતાં હતાં. આજની રાત મેં આ ઝૂંપડાંમાં ગાળી.

સવારે ઊઠ્યો. અહીંથી મોટરનો રસ્તો પણ બંધ થાય છે અને બધા લોકો પગપાળા અગર ચાર માણસવાળા ડોકામાં બેસીને જાય છે. મને સાઈકલ ઉપર બિસ્તરા સાથે જતો જોઈને જિજ્ઞાસાથી પ્રશ્નોનો વરસાદ વરસતો હતો: 'કહાં જાતે હૈ?' હું ટૂંકો જ ઉત્તર આપતો 'કાઠમંડુ.' જવાબ સાંભળી પાછળથી ખડખડાટ હસવાનો અવાજ આવતો. કોઈ કોઈવાર શબ્દ અથડાતા. 'દેખીયે તો સહી કાઠમંડુ જા રહા હૈ પાગલ કહીંકા'! વાત સાંભળીને હસવું આવતું પણ સાથે સાથે રસ્તાની મુશ્કેલીનો પણ ખ્યાલ આવતો અને શું થશે તે સંબંધે મને શંકા કુશંકા ઊઠતી રહેતી.

ભીમફેદીથી હવે પહેલો પહાડ શીશાગઢી (શીશા જેવો સીધો) શરૂ થયો. પહાડની ચઢાઈ સીધી અને સર્પાકારે ધીરે ધીરે આગળ વધતી હતી. ખાલી હાથે ચઢવું એ જ અહીં મુશ્કેલ હતું ત્યાં સાઈકલ લઈને ઉપર ચઢવું એ તો જે ચઢે તેને જ ખબર પડે. દસ પંદર હાથ આગળ ગયા પછી ફરજિયાત શ્વાસ લેવા ઊભું રહેવું પડતું. રસ્તે જતા દરેક માણસ મારા તરફ નવાઈથી જોઈ રહેતા અને બહેનો તો સહાનુભૂતિપૂર્વક 'ભાઈ પાની પીના હૈ? કુછ ખાના હૈ? આપ ઐસી તરહ ક્યોં જાતે હૈ?' વગેરે પ્રશ્નો પૂછતી. એ લોકોને યોગ્ય જવાબ આપતો હું આગળ વધ્યો. અહીંઆ હું 'સાઈકલવાલા' નામનો એક નવો વિષય બની ગયો. પહાડની ટોચ ઉપર જ્યારે હું પહોંચ્યો ત્યારે ત્યાંના અદ્ભુત દૃશ્યે મારો થાક ઉતારી નાખ્યો. દૂર દૂર ચાંદીના ઢગલા જેવી હિમાલયની હારમાળા દેખાતી હતી. સૂર્યનાં કિરણો એને વધારે પ્રકાશિત બનાવતાં હતાં. હિમાલયનું યૌવન જ જોઈને હું મંત્રમુગ્ધ બન્યો. એક પથ્થર ઉપર બેસી આનંદથી આ અદ્ભુત સૌંદર્યનું પાન કરવા લાગ્યો. પણ સમય કોઈની રાહ જોયા વિના આગળ ને આગળ દોડતો હતો.

હવે ચઢાણ કરતાં પણ વધારે દુષ્કર એવું ઉતરાણ આવતું હતું. બધા જ લોકો પાસે ઊતરવા માટે લાકડી જરૂરની હતી. કેટલાક લોકો તો બેસી બેસી ઉતરતા હતા એવો એનો ઢાળ હતો. બેક બે હાથમાં મજબુત પકડી સાઈકલનો લાકડી તરીકે ઉપયોગ કરી હું સાવધાનીથી ઊતરવા લાગ્યો. એક જગ્યાએ ઉતાર વધારે આવ્યો. સાઈકલ અને હું બંને લપસ્યાં. એક બાજુ ડુંગર, બીજી બાજુ ઊંડી ખીણ હતી. સાઈકલ અને હું બંને ખીણ તરફ ધસડાયાં. મેં સાઈકલ મૂકી દીધી. નીચે ૨૦-૨૫ ફૂટને અંતરે આવેલા પથ્થર સાથે સાઈકલ અથડાઈ અને ત્યાં જ અટકી પડી. હું થોડો સ્વસ્થ થયો અને શું કરવું તે વિચારમાં પડ્યો. ધીમે ધીમે સાચવીને નીચે ઊતર્યો અને બે ત્રણ ફેરા કરી સામાન તથા સાઈકલ ઉપર લાવ્યો. સદ્ભાગ્યે સાઈકલમાં વધારેપડતી નુકસાની થઈ ન હતી. હવે ફરીથી એકદંતાનો પહાડ ચઢવાનું શરૂ થયું. હવે ઉપર પહાડો ને ખીણમાં વૃક્ષો સિવાય કંઈ દેખાતું ન હતું. કોઈ કોઈ જગ્યાએ નાનાં ઝરણાંઓ કાળા પથ્થરોમાં તેજરેખા પાડતાં હતાં. આગળના અનુભવે હું સાવધાનીથી એકદંતા ચઢ્યો અને ઊતર્યો. સાંજે ૬ા વાગે હું ચીતલોંગ પહોંચ્યો. આજે આખો દિવસ બાધા



એસ. લાધાસિંગ સૈની

# ગાંધીજી: મહાત્મા થયા પહેલાં

**અઢી વર્ષ પહેલાં ૭૮ વર્ષની ઉંમરે પહોંચેલા લેખકે લખેલા આ લેખને ગુજરાતીમાં શ્રી છોટાલાલ માનસિંગ કામદારે રજૂ કરીને ગાંધીજી વિષેની હકીકતો કેવી સચોટતાથી પૂરી પાડી છે........**

સમય : ૧૯૦૨ ના નવેંબરનો એક દિવસ.

સ્થળ : પ્રિટોરિયાનું રેલવે સ્ટેશન, ટ્રાન્સવાલ (દક્ષિણ આફ્રિકા)

એક નામાંકિત આગેવાનનું સ્વાગત કરવાને લગભગ ૪૦૦ સ્ત્રી-પુરુષો એકઠાં થયાં હતાં. હું દક્ષિણ આફ્રિકામાં ત્રણ મહિના અગાઉ પહોંચી ગયેલ હોઈ, તે ટોળામાં સામેલ હતો.

ગાડી આવી. બીજા વર્ગના ડબામાંથી પશ્ચિમની પદ્ધતિનાં કપડાં તથા ચકચકિત કોલર તથા ચોખ્ખીચટ ટાઈ પહેરેલ એક દુબળો યુવાન બહાર આવ્યો. સ્વાગત કરવા માટે આવેલા ટોળા તરફ તે જલદીથી ચાલ્યો અને આગળ મુલાકાતે જેમની ઓળખાણ થઈ હતી તેમને તે ભેટયો. આ મોહનદાસ ગાંધી, ભવિષ્યના મહાત્મા પરંતુ વર્ષો સુધી 'કૂલી બેરિસ્ટર' તરીકે ઓળખાતી વ્યક્તિ હતી. દક્ષિણ આફ્રિકાના ગોરાઓએ તેને આ તિરસ્કારસૂચક નામ આપ્યું હતું. અમે તેને હાજી હબીબની દુકાને લઈ ગયા. તેના માનમાં અપાયેલ ઉદ્યાનવિહારમાં મેં તેની સાથે પહેલી વખત વાતચીત કરી. ત્યાં ભેગા થયેલા હિંદીઓએ તેની સમક્ષ સરકાર સામેની ઘણી ફરિયાદો રજૂ કરી. ગાંધીજીએ પુષ્કળ નોંધ કરી.

તે સાંજની મારી સાથેની તેની ઓળખાણ ૧૩ વર્ષના પરિચયની શરૂઆત હતી. ૧૯૧૫માં દેશ આવવા માટે તે ઇંગ્લંડ જવા ઊપડયા. ૧૯૩૯ ના શિયાળામાં હું તેમને સેવાગ્રામમાં થોડા સમય માટે મળ્યો ત્યારે તો જગપ્રસિદ્ધ મહાત્મા થઈ ગયા હતા!

દક્ષિણ આફ્રિકાની મારી વાત પર પાછો આવું. ગાંધીજીએ પ્રિટોરિયાથી ૪૫ માઈલ દૂર જ્હોન્સબર્ગમાં એન્ડર્સન સ્ટ્રીટમાં રહેવાનું રાખ્યું. તે પ્રિટોરિયાથી ગયા પછી એ મહિને હું પણ જ્હોન્સબર્ગ રહેવા ગયો અને તેમના રહેઠાણથી ત્રણ ઘર દૂર રહેવા લાગ્યો. તેમના ઘરના બારણા પર ટીંગાડેલ પાટિયામાં માત્ર આટલું જ લખેલ હતું. 'એમ. કે. ગાંધી. એટર્ની.' તેની ધંધાની ઓફિસ રિસિક અને મેઈન સ્ટ્રીટના ખૂણા પર કોર્ટ ચેમ્બર્સમાં આવેલી હતી. તેના ઓફિસના ભાગીદારો શ્રી એલ. ડબલ્યુ. રિટચ, એચ. એસ. એશ. પોલક અને વેસ્ટ હતા. શ્રી વેસ્ટ પાછળથી 'ઇન્ડિયન ઓપિનિયન'ના તંત્રી થયા હતા.

નીચેનો રમુજી બનાવ ૧૯૦૪ માં બન્યો હતો. એક કેસમાં ગાંધીજી દલીલ કરતા હતા, તેમાં હું અદાલતનો દુભાષિયો હતો. ચીફ જસ્ટિસ સર જ્હોન લેંગ પાસે કેસ ચાલતો હતો. ગાંધીજી પોતાની દલીલમાં હદ કરતાં વધારે 'જો' (અં-ઇફ્સ) તથા 'પણ'

---

વિના જ પસાર થયો હતો અને સાડાબાર કલાકની મહેનત પછી મેં માત્ર ૧૦ જેટલા માઈલો કાપ્યા હતા. ચીતલોંગ એક હોટલમાં હું રાત રહી ગયો.

બીજે દિવસે સવારે ફરીથી ત્રીજો પહાડ ઇધિયાગેટ (ચંદ્રાગઢી) ચઢવાનું શરૂ કર્યું. અહીં પણ ગામડાં આવતાં હતાં. ગામમાં દાખલ થતાં જ નાનાં છોકરાંથી માંડી ઘરડા માણસો સાઈકલ જોઈને દોડી આવતાં. નેપાળી તથા હિંદી મિશ્ર ભાષામાં સવાલોની ઝડી વરસાવતાં. ઓછામાં ઓછું ૧૦૦-૨૦૦નું ટોળું દરેક ગામમાં મને મળતું, હું બધાંને પ્રેમથી જવાબ આપતો. આ પ્રમાણે હું ત્રીજો પહાડ પણ ઊતરી થાનકોટ પહોંચ્યો. ત્યાંથી કાઠમંડુ સહેલાઈથી પહોંચી ગયો. આ ભયંકર પહાડોને પસાર કરી સાઈકલ ઉપર જનાર હું પ્રથમ મુસાફર હતો.



૫૧ : ગાંધીજી: મહાત્મા થયા પહેલાં



(અં. બટસ) નો ઉપયોગ કરતા હતા.

ન્યાયાધીશે તેમને વચ્ચે અટકાવીને કહ્યુ, ‘મિ. ગાંધી, તમે આટલા બધા ‘જો’ અને ‘પણ’ નો ઉપયોગ કેમ કરો છો?’

ગાંધીજીએ જવાબ આપ્યો, ‘પણ, સાહેબ, જો સામો પક્ષ......’ આખી અદાલત ખડખડાટ હસી પડતાં તેમનો અવાજ તેમાં વિલીન થઈ ગયો.

ગાંધીજી માત્ર સાચા જ હોય તેવા કેસો હાથ ધરે છે તેથી તેના કીર્તિ સત્વર ફેલાઈ ગઈ. કોઈપણ કેસ હાથમાં લીધા પહેલાં પક્ષ તરફથી જે હકીકત રજૂ કરવામાં આવે તેની ગાંધીજી ખાનગી રીતે પૂરી ખાત્રી કરતા. ન્યાયાધીશને પણ આ વાતની જાણ હતી અને પછી તો સર્વત્ર જાણીતું થઈ ગયું કે ગાંધીજી જે કેસ હાથમાં લે તે સાચો જ હોય અને તેમાં તે જીતવાના જ.

અમે તેનો ખોટી રીતે લાભ લેવાનો પ્રયત્ન કર્યો હતો, પણ તેમાં અમે નિષ્ફળ નીવડ્યા હતા. ૧૯૦૬ માં જહોન્સબર્ગથી નવ માઈલ દૂર જર્મીસ્ટનમાં હઝુરાસિંગ નામે એક શીખે પોતાના પાડોશી ફતેહદીનનું ખૂન કર્યું હતું. અમે તહોમતદારને બચાવવા માગતા હતા અને તે માટેની સરસ રીત ગાંધીજી તેનો બચાવ કરે તે હતી. પણ જ્યારે ગાંધીજીને સાચી વસ્તુસ્થિતિની ખબર પડી ત્યારે તેણે કેસ લેવાની ના પાડી.

અમે ત્રણ આગેવાન વકીલો—ડો. ક્રોસ (જે પાછળથી વરિષ્ઠ અદાલતના ન્યાયાધીશ થયા.) શ્રી બેરેંગે અને એલ્સન—ને ૧,૦૦૦ પાઉન્ડની અસાધારણ ફીથી રોક્યા. આ શક્તિશાળી વકીલોએ પોતાના ધંધાની દરેક યુક્તિનો ઉપયોગ કર્યો અને અમે કેસ જીતી ગયા. બીજે દિવસે હઝુરાસિંઘ ગાંધીજીને મળ્યો અને તેમને કટાક્ષમાં કહ્યું, ‘તમે એકલા જ મને બચાવી શકો તેમ તમે ધારો છો?’ ગાંધીજીએ જરા પણ ઉશ્કેરાયા વિના જવાબ આપ્યો: ‘પણ, હઝુરાસિંઘ, તેં કયા ભોગે તારી સ્વતંત્રતા પ્રાપ્ત કરી છે? તેં સત્ય તથા પ્રમાણિકપણાનું ખૂન કર્યું છે.’

હું ૧૯૦૪ થી ૧૯૧૩ સુધી ગાંધીજીની વકીલાતની ઑફિસમાં મહિને ૧૨ પાઉન્ડના પગારથી કારકુન હતો. આ નોકરીમાં હું કેવી રીતે રહ્યો તેનો પણ ઇતિહાસ છે. મેં થોડા સમય સુધી ગુનાશોધક ખાતામાં કામ કર્યું હતું. મારી ફરજ હિંદીઓ પર દેખરેખ રાખવાની તથા કાળા વરણીને સફરના પરમિટ તથા લાયસેન્સના સરકારી નિયમો તે ન પાળે તો તેમને રંજાડવાની હતી.

જ્યારે ગાંધીજીને આની ખબર પડી ત્યારે તેણે મને મધુર વાક્યોથી મહિને ૨૫ પાઉન્ડની નોકરી છોડી દેવા સમજાવ્યો અને પોતાની ઑફિસમાં બાર પાઉન્ડની નોકરી મને આપી. તે વખતે તેની ઑફિસમાં ત્રણ ગોરાઓ પણ કામ કરતા હતા.

લગભગ ૧૯૦૭માં ગાંધીજી દેશના જુલમી કાયદાઓ સામે સત્યાગ્રહની ચળવળ શરૂ કરવા તૈયાર હતા. આવતી લડતને માટે તેણે સંભાળપૂર્વક પોતાની જાતને તૈયાર કરી. તેમણે ભોજનમાં કાચાં શાક–મીઠું અને તેલ સાથે ભેળવેલ મગફળી સાથે ટમેટાં અને ગાજર લેવાનું શરૂ કર્યું.

જ્યારે પરિવર્તન આવ્યું ત્યારે અમે તો આભા બની ગયા. જાહેર ફરિયાદો દર્શાવવા માટે તે વખતે જોહનિસબર્ગ સીનેમા હોલમાં બોલાવવામાં આવેલ જાહેર સભામાં ગાંધીજીએ લાંબું કુરતું પહેર્યું હતું, હાથમાં લાકડી હતી, પીઠ પર થેલો હતો અને માથા પર સફેદ ટોપી (જે પાછળથી ગાંધી ટોપી તરીકે ઓળખાવા લાગી છે) હતી. સભા પૂરી થયા બાદ તે હોલના બારણા પાસે ઊભી ને દાન માટે પોતાની ટોપી આગળ ધરવા લાગ્યા. પાછળથી તેણે તે ટોપીની ૨૧ પાઉન્ડમાં હરાજી કરી.

દુષ્ટતા સામે અહિંસક પ્રતિકારની પોતાની નીતિની ગાંધીજીએ શરૂઆત કરી. જ્યારે અમે જુલમગારો સામે તિરસ્કાર અને હિંસાની વાત કરતા હતા ત્યારે ગાંધીજી અમને શીખામણ આપતા અને કહેતા કે તે આપણા ‘ધર્મ’ની વિરુદ્ધ છે. તે સમયે મને ગદર પક્ષના મુખ્ય મથક સાન ફ્રાન્સિસ્કો (યુ. સ્ટે. અ.)થી



જ્હૉન્સબર્ગના હિંદીઓમાં વહેંચવા માટે કોથળો ભરીને-પત્રિકાઓ મળતી હતી. ઘણી ખરી પત્રિકાઓ ગાંધીજી પાસે વંચાતી અને તે ક્રાંતિકારીઓની દલીલોનો રદિયો આપતા હતા. તે અમને કહેતા કે 'સિદ્ધાંતની વાત એક બાજુએ મૂકતાં, મુઠ્ઠીભર સશસ્ત્ર માણસો પ્રબળ શત્રુ પાસેથી હિંદને શી રીતે મુક્ત કરાવી શકે ?' ૧૯૦૮ માં પોતાના અંગત આચરણથી ગાંધીજીએ અહિંસામાં પોતાની શ્રદ્ધા વ્યક્ત કરી. ૧૦ મી ફેબ્રુઆરીએ બપોર પહેલાં થોડા વખતે તે ઓળખપત્ર (અં. આઈડેન્ટીફીકેશન કાર્ડ) લેવા માટે વોન બ્રાન્ડિસ સ્કવેરમાં આવેલી રજીસ્ટ્રેશન ઑફિસમાં જવા નીકળ્યા.

વોન બ્રાન્ડિસ સ્કવેરમાં અત્યારે હાઈકોર્ટનું મકાન આવેલું છે. કેટલાક અધીરા હિંદીઓને ગાંધીજીનું આ કાર્ય ગમ્યું નહિ. હિંદીઓએ ઓળખપત્ર મેળવવાના કાયદાથી તેઓ વિરુદ્ધ હતા. ગાંધીજી પણ વિરુદ્ધ હતા, પણ તે કાર્ડ સ્વૈચ્છિક મેળવવામાં તેને કંઈ હરકત જણાઈ નહિ.

રજીસ્ટ્રેશન ઑફિસની બહાર મીર આલમનો પઠાણ તથા તેના મિત્રો ગાંધીજીને મળ્યા અને તેમને અંદર ન જવાનું કહ્યું. જ્યારે ગાંધીજીએ તેમ કરવાની ના પાડી ત્યારે મીર આલમે તેમને ભારે દંડો માર્યો. સદ્ભાગ્યે, માથાને બદલે તેમના એક ખભા પર પડ્યો અને ગાંધીજી બેભાન થઈ ગયા. મેં આ હુમલો નજરે જોયો હતો. મેં કેટલાક પ્રેક્ષકોની મદદથી મીર આલમને પકડી પાડ્યો અને તેને પોલીસને સોંપી દીધો. પછી અમે ગાંધીજીને શેરીમાં થઈને આર્નોલ્ડ એન્ડ ગિબ્સનના પરચુરણ માલના સ્ટોરમાં લઈ ગયા. ત્યાંથી અમે તેને પાર્કટાઉનમાં રેવ. ડોકના ઘેર ખાટલામાં લઈ ગયા. ત્યાં એક હિંદી ડૉક્ટર વિલિયમ ફ્રોડક્રેએ તેની સારવાર કરી. રેવ. ડોકના ઘેરથી, મીર આલમ પર કામ ન ચલાવવાનું ગાંધીજીએ પોલીસને લખ્યું. પણ તેના પર આરોપ મૂકીને તેને ત્રણ મહિનાની સજા કરવામાં આવી. જેલમાંથી છૂટયા પછી ગાંધીજી પાસે જઈને તેણે માફી માગી.

જ્હૉન્સબર્ગથી ૨૨ માઈલ દૂર કેલનબેકના ફાર્મની મુલાકાતે ગાંધીજી નિયમિત જતા હતા. કોઈ વખત તે રેલ્વે ટ્રેઈનમાં, કોઈ વાર સાઈકલ પર તો કોઈ વાર ચાલીને તે જતા હતા. ત્યાં રહેતા ૧૫-૨૦ આશ્રમવાસીઓ સાથે તે વાતચીત તથા કામ કરતા હતા. ત્યાં ગાંધીજી દરેક પ્રકારનું મહેનતનું કામ કરતા. તે પગરખાં બનાવતા અને મારા માટે એક જોડ ચંપલ બનાવ્યા હતા. મને કબુલ કરતાં શરમ થાય છે કે મેં તે પહેરી ફાડયા, જ્યારે સ્વ. માર્શલ સ્મટસે તો તેને આપવામાં આવેલ જોડ સાચવી રાખી છે. ૧૯૧૨ માં શ્રી ગોખલે દક્ષિણ આફ્રિકાની મુલાકાતે આવ્યા અને તેમણે ગાંધીજીને દેશમાં આવવાની વિનંતિ કરી. તેણે કહ્યું કે 'તમારા જેવા માણસની હિંદમાં જરૂર છે' ગાંધીજીએ એની મતલબનો જવાબ આપ્યો કે 'હિંદ કુંભકર્ણની નિદ્રામાં પડ્યું છે. મને ભય છે કે મારો ત્યાં પાછા ફરવાનો સમય હજુ પાકયો નથી. પણ હું ખૂબ જલદી આવીશ. દરમિયાન, હું આશા રાખું છું કે અમારી અહીંની અહિંસક ચળવળ હિંદની ઊંઘ ઉડાડવા જેટલો અવાજ ઉત્પન્ન કરે.

*






પ્રો. નરસિંહ મૂ. શાહ

# અણુયુગનો પ્રવર્તક

અણુયુગમાં જીવી રહેલા આપણે તેના પ્રવર્તક માટે પણ ન જાણીએ તો ! આઇન્સ્ટાઈને નાખેલા અણુયુગના પાયા ઉપર ઈમારત રચનાર પ્રો. ફેર્મીનું ઓછું જાણીતું નામ જ આ લેખમાં વધુ વિગતો આપી જાય છે અને તે પણ એક અભ્યાસુ વિજ્ઞાન-પ્રોફેસર પાસેથી ......

૧૯૫૪ના ઉત્તરાર્ધના છેલ્લા ચરણથી ૧૯૫૫ના પૂર્વાર્ધ—એપ્રિલ માસ સુધીના મહિનાના ગાળામાં દુનિયાએ બે અગ્રગણ્ય વિજ્ઞાનીઓ ગુમાવ્યા પ્રોફેસર એનરિકો ફેર્મી અને પ્રોફેસર આલ્બર્ટ આઈનસ્ટાઈન બને ભૌતિક વિજ્ઞાનના ક્ષેત્રમા સુપ્રસિદ્ધ વિદ્વાનો હતા. બંનેએ પોતાના વતનના દેશ છોડીને અમેરિકામાં આશ્રય લીધો હતો. આઈનસ્ટાઈને અણુયુગનો પાયો નાખ્યો: ફેર્મીએ તેને પ્રવર્તાવ્યો પ્રોફેસર ફેર્મીનું નામ આઈનસ્ટાઈન જેટલુ પ્રકાશમાં નહોતુ પરંતુ એના કાર્યની મહત્તા જરાય ઊતરતી નથી.

૧૯૫૪ના નવેમ્બર માસની ૨૮ મી તારીખ. અમેરિકાના શિકાગો શહેરના વર્તમાન-પત્રોએ 'દુનિયામાં અણુયુગના પ્રવર્તકનુ અવસાન' શીર્ષક સમાચાર આપી સુપ્રસિદ્ધ ભૌતિક વિજ્ઞાની નોબેલ પારિતોષિક વિજેતા પ્રોફેસર એનરિકો ફેર્મીના મૃત્યુના ખબર જાહેર કર્યા. થોડા દિવસો અગાઉ અણુશક્તિના ક્ષેત્રમાં વિશેષ સંશોધનનું કાર્ય હાથ ધરવા માટે અમેરિકાએ તેમને મોટી રકમનો પુરસ્કાર આપવાની જાહેરાત કરી હતી. મૃત્યુ વખતે તેમની ઉમર માત્ર ૫૩ વર્ષની હતી. આમ ફેર્મીનું અવસાન અચાનક અકાળ ગણી શકાય.

૧૯૪૫માં હીરોશીમામાં અણુબોમ્બ ફેંકાયો : જાપાનનો ઘાણ નીકળી ગયો. અમેરિકાનો યુદ્ધમાં વિજય થયો. આ પ્રસંગે બ્રિટીશ પાર્લામેન્ટમાં પ્રવચન કરતાં ઈંગ્લાંડના વડા પ્રધાન સેર વિન્સ્ટન ચર્ચિલે ઉચ્ચારેલ શબ્દો ટાંકીએ : 'હું અમેરિકાને ધન્યવાદ આપું છુ. બીજા લોકોની સાથોસાથ ઈટાલીના સુપ્રસિદ્ધ ભૌતિક વિજ્ઞાની એનરિકો ફેર્મીને અમેરિકામાં પ્રવેશ કરી-વસવાટ કરવા દેવા માટે. એ કહેવામાં મને સંકોચ નથી કે ૧૯૩૪–૩૮ નાં વર્ષોના ગાળામાં પ્રોફેસર ફેર્મીએ જે સંશોધન કર્યું હતું તેના ફળ સ્વરૂપ અણુબોમ્બની બનાવટમાં સફળતા મળી શકી. ઉપરાંત અણુબોમ્બ બનાવવામાં પણ તેમની સહાય હતી.' ખરેખર મિત્ર રાજ્યમાં પ્રોફેસર ફેર્મી જેવા પ્રતિભાશાળી વૈજ્ઞાનિકોનો મોટો હાથ હતો. અને દુનિયાની ભાવિ સુખ શાંતિની આશાઓ પણ તેમના જેવા વિજ્ઞાનીઓ પર નિર્ભર છે—અણુશક્તિના શાંતિકાળને અનુરૂપ ઉપયોગો શોધી માનવજાતના હિતમાં તેમને યોજવા માટે. પ્રોફેસર ફેર્મીનો જન્મ ઈટાલીના પાટનગર રોમમાં ૨૯ મી સપ્ટેમ્બર ૧૯૦૧ના રોજ થયો હતો. તેમના પિતાનું નામ આલ્બર્ટો ફેર્મી અને માતાનું નામ આઈડા (દગારિસ). પિતા ઈટાલીના નૌકાસૈન્યમાં નોકરી કરતા હતા.

ફેર્મી નાનપણથી જ ભણવામાં હોશિયાર હતો. તેમાંય પ્રયોગાત્મક ભૌતિક વિજ્ઞાનનાં પુસ્તકો વાંચવાનો તેને ખૂબ શોખ હતો. કોલમ્બિયા યુનિવર્સિટીના સુપ્રસિદ્ધ વિજ્ઞાની પ્રોફેસર જ્યોર્જ બી. પેગ્રામના શબ્દો ટાંકીએ તો, 'ફેર્મીને બચપણથી જ ભૌતિક વિજ્ઞાન અને ગણિતના વિષયમાં ખૂબ ઊંડો રસ હતો.' ફેર્મી દુનિયાનાં ગણ્યાં ગાંઠ્યાં અણુ-વૈજ્ઞાનિકોમાં અગ્રસ્થાન કેવી રીતે પ્રાપ્ત કરી શક્યો અને એ અંગેના સંશોધન કાર્યમાં તે અસાધારણ સ્થાન કેવી રીતે મેળવી શક્યો એનું મૂળ કારણ તેની આ વિષયોમાં કુદરતી દિલચસ્પી હતી.

રોમની એક નિશાળમાં એ ભણતો હતો ત્યારથી જ ફેર્મીને ભૌતિક વિજ્ઞાનનાં પુસ્તકો પ્રત્યે આકર્ષણ હતું. ભૌતિક વિજ્ઞાન અને ગણિતના વિષયમાં એની પ્રતિભા અદ્ભુત હતી. ૧૩ વર્ષની ઉમરથી જ એણે ગણિતના અભ્યાસમાં ખૂબ આગળ વધવાની શરૂઆત કરી. પોતાના એક ઇજનેર મિત્ર પાસે ચાર વર્ષ સુધી દાખલા શીખતો રહ્યો. ૧૭ વર્ષની ઉંમરે ગણિત-



શાસ્ત્રમાં એ એટલો બધો પાવરધો બની ગયો કે ભૌતિક વિજ્ઞાનના ઉચ્ચ અભ્યાસ માટે આવશ્યક ગણિતના સિદ્ધાંતો એ સારી રીતે સમજતો અને એઓનો ઉકેલ કરી શકતો. ૧૯૧૮ માં ફેર્મી પીસાની યુનિવર્સિટીમાં દાખલ થયો અને ચાર વર્ષમાં ગ્રેજ્યુએટની પદવી મેળવી લીધી.

પછી એ ગટીન્જન યુનિવર્સિટીમાં દાખલ થયો. ત્યાં સાત મહિનાના અભ્યાસકાળ દરમિયાન મેક્સબોર્નની સુપ્રસિદ્ધ 'કવોન્ટમ થીઅરી' પર તેનું ધ્યાન ખેંચાયું અને તેનો અભ્યાસ કર્યો. ૧૯૨૩ માં ફેર્મીએ રોમની યુનિવર્સિટીમાં અને ત્યાર પછી થોડો વખત લીડનની યુનિવર્સિટીમાં અભ્યાસ કર્યો.

૧૯૨૪ માં ફેર્મીને ફ્લોરેન્સ યુનિવર્સિટીમાં શિક્ષક તરીકે નીમવામાં આવ્યો. ત્યાં એણે બે વર્ષ કામ કર્યું. આ સમય દરમિયાન એણે ભૌતિક વિજ્ઞાનના સિદ્ધાંતોની બાબતમાં નૂતન વિચાર કરવા માંડ્યા. જે ધાતુઓમાં ઈલેક્ટ્રોન ગૅસના સંબંધમાં આધુનિક સંશોધનમાં ખૂબ ઉપયોગી પૂરવાર થયા છે. ૧૯૨૬માં એને રોમ યુનિવર્સિટીમાં ભૌતિકવિજ્ઞાનનો પ્રોફેસર નીમવામાં આવ્યો. અને ૧૯૩૪ સુધી ત્યાં મુખ્યત્વે ભૌતિક વિજ્ઞાનના સિદ્ધાંતો અંગે વિચાર અને સંશોધનમાં રચ્યોપચ્યો રહ્યો.

૧૯૩૪ માં ફેર્મીએ ભૌતિક વિજ્ઞાનના સિદ્ધાંતોને પ્રયોગો વડે પૂરવાર કરવાનું કામ શરૂ કર્યું અને ૧૦ વર્ષમાં અનેક પ્રયત્નોના ફળ સ્વરૂપ પરિણામોમાં ઊંડા ઊતરીને અણુ-બૉમ્બની રચના સંભવિત કરી. ૧૯૩૮ સુધી ફેર્મી રોમ યુનિવર્સિટીમાં પ્રોફેસર તરીકે રહ્યો. ત્યાંના છેલ્લાં ચાર વર્ષના ગાળા દરમિયાન એણે ૬૦ માંથી ૪૦ કરતાં મૂળતત્ત્વોમાં બનાવટી રેડિયો-એકટીવીટી ઉત્પન્ન કરી બતાવી.

અણુ તોડવાના ભાવી વિકાસની દૃષ્ટિએ ફેર્મીએ એક ઉપયોગી શોધ એ કરી કે ન્યૂટ્રોનની ગતિને પેરાફીન તેલ અથવા પાણી મન્દ કરી શકે છે. ૧૯૩૫ માં જ્યારે આ શોધ ફેર્મી અને એના ઈટાલીયન વૈજ્ઞાનિક મિત્રોએ અમેરિકા પેટન્ટ કરાવવા માટે મોકલી ત્યારે આ વાત બિલકુલ અસંભવિત મનાતી હતી. પરંતુ આ અંગે ફેર્મી અને એના બધાં સહકારીઓનો મત એવો હતો કે આ પ્રમાણે ન્યૂટ્રોનની ગતિ મંદ થઈ જાય એટલે એ બીજા મૂળતત્ત્વના સંસર્ગમાં આવે અને એ રેડિયો-એકટીવ બની જાય. આ મત આજે સત્ય પૂરવાર થયો છે.

અણુયુગનો પ્રવર્તક પ્રો. એનરિકો ફેર્મી
અને શ્રીમતી લોરા ફેર્મી



યુરોપમાં યાહુદીઓને કચડવાનો હિટલરનો હુકમ પૂરજોસથી અમલમાં મૂકાઈ રહ્યો હતો. ૧૯૩૮ માં ઇટલીએ એ નીતિનું અનુકરણ શરૂ કર્યું. પરિણામે ફેર્મીના પિતાને યાહુદી હોવાથી ઈટાલીના નૌકા સૈન્યમાંથી વર્પાસન આપવામાં આવ્યું, પરાણે નોકરી છોડવી પડી. ભાવિના અમંગળ એંધાણ હતાં. એટલે પ્રોફેસર ફેર્મીએ સહકુટુંબ ઈટાલી છોડી જવાનો નિશ્ચય કરી લીધો. સૌ પ્રથમ તેનું ધ્યાન અમેરિકા તરફ ગયું. કારણ કે ૧૯૨૮ માં તેના લગન થયા બાદ ત્યાં જઈ આવ્યો હતો, અને ત્યાર પછી પણ પાંચ-૭ વખત વૈજ્ઞાનિક વિષયો પર ભાષણ કરવા તેણે અમેરિકાની મુલાકાતો લીધી હતી. ડૉ. ફેર્મીને અંગ્રેજી સારું આવડતું નહોતું પણ અમેરિકાની

અનવર આગેવાન

# સજન સિધાયા હે સખી!

વિમાનયુગના આ જમાનામાં વિયોગની અસહ્યતા કોઈ અનુભવ શકતું નથી. પણ એ અસહ્ય વેદના કેટકેટલી કવિતા મૂકી જતી એ તો આપણા કંઠસ્થ લોકસાહિત્યની અહીં આપેલી થોડી વાનગીઓ જ કહી જાય છે......

દુહો એટલે ભીતરમાં સળગતાં અંતરોદધિમાંથી ઉછળતા, આશા નિરાશા, હર્ષોમંગ–શોક, ગ્લાનિ ને સંવેદનાનું સંગીત-સર્જન. એમ હરકોઈ દુહો તપાસીએ તો તેના શબ્દોમાં ધ્વનિ છે. ઓછામાં ઓછા શબ્દોમાં કોઈ ને કોઈ મર્મ છે. રહસ્યને શીઘ્ર સમજાવી દેવું એ દુહાની લાક્ષણિકતા છે. જેટલો એ અલ્પભાષી છે. તેટલો જ એ વેધક છે. મર્મના મધ્યવર્તીને ઘાયલ કરવાની, વીંધવાની જે તાકાત દુહામાં રહેલી છે એટલી તાકાત કોઈ કાવ્યમાં જવલ્લે જ મળશે.

દુહામાં શૌર્ય ને શહીદી ગવાઈ, જીવનની આદર્શતા નિતારાઈ તેવી જ રીતે દંપતી જીવનનો સ્નેહ ને શૃંગારરસ પણ ગવાયો. વિયોગને વલોવાયો. પ્રિયતમ વિનાની સૂની સેજલડીના સુરીલા સૂર છેડાયા છતાંય એ સલજ્જ અને સુમર્યાદ છે, અને એ પરાકાષ્ટાએ પહોંચી યુગો થયા ગવાઈ, તેણે અજરામર પદ પ્રાપ્ત કર્યું એ જ એની મહત્તા છે.

એક કાળ એવો હતો કે, જ્યારે પરદેશની સફર લાંબા ગાળાની—વર્ષો સુધી લંબાતી હતી. એ લંબાતા પ્રવાસો વિયોગની પ્રબળ વેદનાના પ્રેરક હતા, અને એ જ વિયોગમાંથી વિરહગાન નિર્ઝરતાં. આવી પ્રબળ વિરહ વેદનાનું લોક–દુહામાં કેવું હૃદયંગમ વર્ણન છે તે જોઈએ. પતિ પરદેશ જવાની વાત પોતાના વડીલો પાસે કરી રહ્યો છે, ત્યારે પત્ની ઘરના એકાદ ખૂણામાં ભીની ઊભી સાંભળી રહી છે. પતિના પરદેશ જવાની વાત સાંભળી પત્નીને વિજોગની વેધક–વેદનાનું સ્મરણ થાય છે, તે પ્રસંગનું માર્મિક ચિત્ર આ દુહો મઢી લે છે:

> સાયધણ હલ્લણ સાંભળે,
> ઉભી આંગણ છેહ,
> કાજલ—જલ ભેગા હુઈ,
> નાખી—નાખ ભરેહ.

[ પ્રિયા આંગણાના એક ખૂણામાં ભીની ઊભી પ્રીતમના પ્રસ્થાનની વાત સાંભળી એની આંખડીઓમાં કાજળ અને આંસુડાં એકઠાં કરી કરીને રડી રહી છે. વારે વારે નિસાસા નાખતી, એની આંખડીઓમાં આંસુડાં છલકાઈ રહ્યાં છે. ]

પિયુની પરદેશ જવાની વાત સાંભળી, ત્યારથી જ ગોરીનું મન ઉચક થઈ ગયું છે. દિવસ આખો છાની છાની રડીને પસાર કર્યો, અને રાત પડી છતાં આંખોમાં ઊંઘ ન આવી. સેજમાં તરફડીયા મારતી પ્રિયા મઝમ રાતને વિનવી રહી છે:

> સજન સિધાયા હે સખી,
> પ્રાત ઉગંતે ભાણ,
> વધજ્યે મારી રાતડી,
> કદે ન હોય વિહાણ.

[ હે મારી સાહેલી રાતડી! સવારે સૂરજ ઊગતા મારા પિયુ પરદેશે સિધાવવાના છે માટે તું એટલી વધજે કે કદી પણ સવાર થાય જ નહિ. ]

પણ રાતડી શાની માને! એ તો વીતી ચાલી છે, એ જોઈને ગોરી કહે છે કે,

---

અણુઓ ) નામે પુસ્તકમાં પ્રસિદ્ધ કર્યું છે. આ પુસ્તક ખૂબ રસદાયી છે. પ્રોફે. ફેર્મીએ સૌ પ્રથમ એટમીક પાઈલ ચાલુ કરી ત્યારે શિકાગોમાં ફેર્મીના કુટુંબનાં શબ્દ–ચિત્રો સુંદર રીતે વર્ણવ્યાં છે. એમાંથી કેટલાંક ખૂબ રસિક વાંચન પુરું પાડે છે. જિજ્ઞાસુઓને પુસ્તક વાંચી લેવાની વિનતિ છે.

★





આજ સખી, હમ સુણ્યો,
પો ફાટત-પિય ગૌણ,
પો અર હિવરે હોડ હૈ,
પહલી ફાટે કૌણ ?

[ હે સખી, મેં આજ સાંભળ્યું છે કે, મારા પિયુ સવાર થતાં પરદેશ જવાના છે, એટલે મેં પરોઢિયા સાથે શરત કરી છે કે, પિયુ જતાં પહેલાં મારું હૈયું ફાટે છે કે પરોઢ ? ]

રાતભરની વિનવણી છતાં નિશા વીતી, ઉષા પણ આથમી ને ભાનુ ઊગ્યો ત્યારે ગોરીનો ગર્વ ગળી ગયો. હૈયું તો ન ફાટયું પણ પો' ફાટીને સવાર તો થયું !

ફટ હૈયા, ફાટયો નહિ,
કિસ વિધ બાંધ્યો નેહ;
બિછડત હી સારો રહ્યો,
તાબે—જડયો લોહ.

[ ફટ છે, ભુંડા હૈયા ! તેં આવી તે કેવી પ્રીતડી કરી ? પિયુથી વિખુટા પડવા છતાં તને કાંઈ ન થયું ! ત્રાંબાના વાસણમાં જડેલી લોઢાની મેખ જેવો જ રહ્યો !]

પ્રીતમ વિખૂટા પડતાં ગોરીના હૈયાને એકાએક આંચકો લાગે છે. એનું હૈયું હાથ ન રહેતાં હોઠે આવી ફૂટી ઊઠે છે :

ધાવો, ધાવો હે સખી !
કોઇ દામણ, કોઈ લાજ;
સાહબ મારો હમટચો;
જે કોઇ રાખે આજ.

[ હે સખી દોડો દોડો મારો પિયુ આજ જઈ રહ્યો છે. કોઈ એના ઘોડાની લગામ પકડો, કોઈ પગનું પેગડું પકડો અને એને આજનો દી જતો રોકી રાખો. ]

પિયુએ તો ઘોડો શણગાર્યો, અને ડેલી બહાર નીકળે છે ત્યાં તો ગોરી આડી ફરીને ઘોડાની લગામ પકડતી, પાલવ પાથરતી, આંસુડાં ખેરતી ઊભી રહે છે.

ઢોલા હટલાણો કરે,
ધણ હાલવા ન દેય,
ઝબ ઝબ ઝુબે પાગડે,
ડબ ડબ નેણ ભરેય.

[ ઘોડા પર બેઠેલા પિયુના પગના પાગડા પકડીને ગોરી લટકી રહી છે. ડબક ડબક કરતાં આંસુડાંઓની ધારા વહેવા લાગી ]

સાજણ સિધાયા હે સખી !
ચ઼ે ઘોડલે અસવાર,
વેણાં હુયો ન બોલણો,
નેણાં ચાલી ધાર.

[ સાજન ઘોડે અસવાર બની રવાના થયા અને એ ઉદાસી ઘડીએ એક શબ્દ પણ મોઢેથી ઉચ્ચારાયો નહિ. આંખોમાં ચોધાર પાણી ચાલવા લાગ્યાં. ]

અને પછી તો આંખમાં શું થયું ?

સજણ સિધાયા હે સખી !
ઉભી આંગણ વીચ;
નૈણાં ચાલ્યા ચોસરા,
કાજલ મચ્યો કીચ.

[ હતાશ બનેલી ગોરી આંગણામાં ઊભી ઊભી પિયુને જતાં નિરખી રહી છે ને નૈનોમાં ચોધારા આંસુની ધારાઓ વહેતાં આંખમાં આંજેલું કાજળ જાણે કીચડ–કાદવ બની ગયું છે. ]

સજણ સિધાયા હે સખી,
પાછા ફિર ફિર ઝાંખ,
જોય જાય ઉડી જાવતાં,
રોય રોય ફૂટી આંખ.

[ પિયુને જતાં વારંવાર જોઈ–જોઈને આંખો સૂઝી આવી. રડી રડીને આંખો ફૂટી ગઈ, અર્થાત આંખે ઝાંખપ આવી ગઈ ]

સજણ સિધાયા હે સખી !
વધ્યા વિરહ નિસાણ,
હાથ ચુડી ખીસ પડી,
ઢીલા થના સધાણ.

[ પિયુ જતાં હે સખી ! વિરહની વેદના વધતી ચાલી છે, એ વેદનાથી એટલી સુકાઈ ને પાતળી પડી ગઈ છું કે હાથમાંની બંગડીઓ પણ સરકી જાય છે, અને શરીરના તો જાણે એકે એક સાંધા–અવયવો ઢીલા પડી ગયા છે. ]



સજણ સિધાયા હે સખી !
આડા દેગ્યા પહાડ;
નવ કોટી નગરી વસે,
મારે મન ઉજ્જડ.

[ પિયુ જતાં મારા જીવનમાર્ગ આડા મોટા મોટા વેદનાના પહાડ ખડા થઈ ગયા. એ જતાં તો આ લોકોથી હરીભરી વસ્તીવાળી નગરી મારે મન ઉજ્જડ વેરાન બની ગઈ. ]

સજણ સિધાયા હે સખી !
સૂના કરી આવાસ;
ગળે ન પાણી ઊતરે,
હૈયે ન માંયે સાંસ.

[ હે સખી, પિયુ જતાં ઘર તો સાવ સૂનું સૂનું લાગે છે. એના વિના મારે ગળે પાણી સુદ્ધાં ઉતરતું નથી. અરે મારે હૈયે શ્વાસ પણ સમાતો નથી. મતલબ કે એના વિના જીવ મારો તરફડે છે. ]

ગોરીના દિલની બસ્તી ઊજાડીને પરદેશ ગયેલો પિયુ જાણે ગોરીનું સર્વસ્વ સુખ પણ સાથે જ લેતો ગયાની ફરિયાદ ગોરી કરે છે :

પ્રીતમ દુખીઆ કર ગયા,
સુખ કુ લૈ ગ્યા સાથ;
રૈન—બિછવા કર ગયા,
મસલતા રઈ ગઇ હાથ.

[ પ્રીતમ ગયા, સાથે મારું સુખ પણ લેતા ગયા ! એ રાત–દિવસનો વિજોગ કરી ગયા અને હું હાથ મસળતી રહી જ ગઈ. મતલબ કે પિયુ ગયા પણ હું કશું જ ન કરી શકી ]

પ્રીતમ ગયા, દીન વિત્યા, માસ વિત્યા, ને વીતી ગઈ ઋતુ. વર્ષાના દહાડા નજીક આવ્યા હોવાનો સંકેત કરતી ગોરી કહે છે :

સજણ સિધાયા હે સખી !
ઝીણી ઉડે ખેહ;
હૈડે વાદળ છાયો,
નૈણે ટપુકે મેહ.

[ વર્ષા ઋતુ નજીક આવી રહી છે, ધૂળની ડમરીઓ ઊડી રહી છે. આકાશ વાદળથી છવાય તે પહેલાં મારા હૈયાપર વેદનાનાં વાદળાંઓ છવાઈ ગયાં છે. અને મેઘ વરસે તે પહેલાં તો મારાં નયનોમાંથી મેઘ વરસી રહ્યો છે. ]

આંખડીઓમાંથી વરસતો મેઘ એ કંઈ જેવો તેવો મેઘ ન હતો. આંખડીની વર્ષાથી તો ગોરી તરબોળ ભીંજાઈ ગઈ.

સજણ સિધાયા હે સખી !
નયણે કિયો સોગ;
સિર સાડો, ગલ કાંચવો,
હુવા નિચોવણ જોગ.

[ સાજન ગયા ને એના વિજોગમાં નયનોએ સોગ પાળ્યો છે. મતલબ કે એની યાદમાં આંસુડાં વહી રહ્યાં છે. એ આંસુડે તો માથા પર ઓઢેલો સાડલો ને કાંચળી તરબોળ ભીંજાઈને નિચોવવા જેવાં થઈ ગયાં છે. ]

હૈયું તો પ્રીતમ સાથે ગયું અને નયનો બિચારાં સોગમાં રહ્યાં કારણ કે,

સાજણ ચલંતા હે સખી !
ગોખે ચઢ મૈં દીઠ;
હઇયું વાહેસું ગયું,
નૈણે વહોડચા દીઠ.

[ પ્રીતમને જતાં જોવાને માટે હું ગોખે—ઝરૂખે ચઢી અને પિયુને જતાં જોઈ હૈયું એની પાછળ દોડી ગયું ત્યારે બિચારાં નૈનો તો ઘણી મુશ્કેલીએ ગયાં ને પાછાં ફર્યાં. ]

ઢોલો ચાલ્યો હે સખી !
વડરી ડાળી મોડ;
હૈયું, કલેજુ ને કાળજો,
તીનું લે ગયા તોડ.

[ સાજણ જતાં મારા જીવન રૂપી વૃક્ષની મોટી ડાળી કે જેમાં હઈયું, કલેજુ ને કાળજું હતાં તે જ મોટી ડાળી મરડીને સાથે લઈ ગયા. ]

પ્રીતમ ગયા પ્રિયાને એકલી મૂકી—ઝૂરતી, તરફડતી, પ્યાસી કરી સારસી શી. પણ એ સારસીનું સંવેદન-





થીસ અંતર પ્રીતમ પ્રતિ કેટલું અપૂર્વ, અવર્ણનીય આકર્ષક—પ્રેમ ધરાવે છે. તે આ નીચેના દોહા પરથી જણાય છે :

સાજણ ચલતે પાડિયા.
    આંગણ પીખડિયા હ;
સો મૈં હિયે લગાડીયાં,
    ભર—ભર મુઠડીયાં હ.

[ પ્રીતમ ગયા ત્યારે એના પદ-ચિહ્નો—પગલાં આંગણામાં પડ્યાં હતાં. તે ધૂળની મૂઠીઓ ભરી ભરીને મેં મારા હૈયે હેતેથી લગાડી ચુમ્યાં. ]

આ બધા દુહાઓ એ જ સૂચવે છે કે, એ કાળના લાંબા પ્રવાસો વિયોગની પ્રબળ વેદનાના પ્રેરક હતા. અને તેથી જ આવા આવેશભર્યા, ઉન્મત્ત મુક્તકો હૈયાના મંથનમાંથી વલોવાઈ બહાર આવ્યાં અને વણલખ્યાં, વણછપાયાં હૈયે ને હોઠે રમતાં ચિરંજીવ બન્યાં. જે ચિરંજીવી સર્જનશક્તિ આજની નવલી નારીમાં જોકે, હજુ છેક વિલીન તો નથી પામી પણ એના છિન્નભિન્ન બનેલા જીવનમાં લાગણીઓના પડઘા અગાઉની જેમ સ્પષ્ટપણે વ્યક્ત થતા નથી. અગાઉની જેમ ઊર્મિના ધસમસતા પ્રબળ પ્રવાહો એના અંતરમાં આજના જમાનામાં ઓસરી ગયા છે. એની વેદનાની વેધકતા કુંઠિત બની ગઈ છે. એની પતિપરાયણતાની, એકનિષ્ઠપણાની જ્વલંત ભાવના —જ્યોતિ ધીમી પડી—બૂઝતી ગઈ છે. એટલે આ નવયો યુગ ચિરંજીવી કવિત્વથી વિમુખ બન્યો છે. કવિત્વહીન બન્યો છે. એ બધું કેમ બનવા પામ્યું ? એના જવાબમાં એટલું જ કહેવું બસ થશે કે, આ બદલતા જીવનને, નવી બદલાતી માનવ રૂચિને આભારી છે. પણ એની લાંબી મીમાંસા કરવાને અહીં અવકાશ નથી.

✶

प्रघात

## ફજેત

બેઠેલો મેજ સામે હું વેત્રાસનની ઉપરે
પડેલાં પુસ્તકો વચ્ચે વિચારે ગરકાવ હું.
નાનેરા ખંડમાં ચારે બાજુ ગોઠવણી હતી
સાદી નિર્દંભ, ત્યાં વચ્ચે મેજની ઉપરે હતું
તારીખો માસની સાથે દર્શાવતું તારીખિયું !

ટીંગાડ્યું મેં હતું તેને મારા આસન સામું જે
હતું ચિત્રિત સંગાથે રાધા ને કૃષ્ણ ઓપતું !
મને પ્યારું પ્રતીક એ હમેશાં રાખતો સામે
તારીખો રોજ જોવાતી, રાધા ને કૃષ્ણ યે વળી !
શાન્ત્વના આપતી રાધા, કૃષ્ણ સંતોષતો મને !
આજે હું એમ વિચારે ચડ્યો જોઈ અનેકધા:
અનિમેષે રહે જોવા આજ ધીરજ ખૂબ શેં ?

પછી તો દૂર એ લાગ્યું, ખીંટીએથી ઉતારવા
લંબાવ્યો હાથ ત્યાં થંભ્યો દસ્યે એક ઘડીક હું,
પોઢેલા કુલ્લ મેં દીઠાં થીજેલાં માકડ ત્યહીં
ચિત્ર ઉપર બેઉ જે થયેલાં સ્થિર ચિત્ર શાં.
થોભ્યો હું ત્યાં વળી પાછું મનમાં એમ થયું મને
રાધા ને કૃષ્ણ વચ્ચે આ જોડી વિક્ષેપ કાં કરે ?
અને ધીરેકથી બન્ને લીધા લઈ મેં હાથમાં
બારીમાંથી દીધા ફેંકી !
    —કવિત્વ ત્યાં મને આવરે :
'રાધા ને કૃષ્ણના પ્રેમે તારું જીવન તોષતો
પછી જીવંત આ જોડી પાસેથી ના મળ્યું કંઈ ?
કૃષ્ણે તો વિશ્વ જીત્યું છે રાધાકૃષ્ણ તણા પ્રેમે
તને એકાદ વ્યક્તિને જીતી યુગ્મ ન આ શક્યું ?
તેમના પ્રેમના પાઠો શીખવા એ હશે આવ્યાં
રાધા ને કૃષ્ણની પાસે, તું તેને દૂર કાં કરે ?
પ્રેમીઓ પ્રેમપ્રાપ્ત્યર્થે પ્રેમ પ્રવર ઢંઢોળતા
ગ્રહે ત્યાં માર્ગ ભૂલેલા માર્ગની નવ કેડીઓ
કેડીઓ પામવા બન્ને ઇચ્છા કરી અહીં હશે
આવેલા તુજના જેવા : નિત્ય ટીકી રહ્યા સમા !'
    ........થયો દેખી ફજેત હું !

✶



પ્રો. રમણ કોઠારી

# 'ગુજરાતનો નાથ'

શ્રી મુનશીની આ નવલકથા એટલી બધી જાણીતી છે કે આ આખો અભ્યાસુ વિવેચન-લેખ તેના ગુણપાસાને બદલે તટસ્થતાથી તેનું બીજું પાસું દર્શાવે છે ત્યારે દરેક વાચકો ઉપરાંત પાઠ્ય પુસ્તક તરીકે ભણતાં યુનિવર્સિટીનાં વિદ્યાર્થીઓ પણ આને એટલો જ આવકારશે......

'ગુજરાતનો નાથ' એ શ્રી. ક. મા. મુનશીની ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસને લગતી નવલકથા છે. જ્યારે આ નવલકથા પ્રસિદ્ધ થયેલી ત્યારે એણે ગુજરાતના સાહિત્યરસિક વર્ગમાં અપૂર્વ સ્થાન પ્રાપ્ત કરેલું. ચર્ચાસ્પદ લખાણને કારણે, ખાસ કરીને જૈનોમાં, વિરોધના વંટોળ પણ જન્માવેલા. એકંદરે એક વાર્તા તરીકેની એની સફળતાએ લગભગ બધાં જ સાહિત્યરસિક વાચકોનું દિલ એણે જીતી લીધેલું. એના પ્રશંસકોએ 'સરસ્વતીચંદ્ર' સાથે, ખાસ કરીને પાત્રાલેખનની દૃષ્ટિએ, એની સરખામણી કરેલી, અને વાર્તાકલા તેમજ પાત્રસર્જનમાં આ કૃતિ 'સરસ્વતીચંદ્ર' કરતાં ચડિયાતી જણાયાથી મુનશીને ગોવર્ધનરામ કરતાં નવલકથાકાર તરીકે ઊંચા પણ ગણેલા નરસિંહરાવને "રા. કનૈયાલાલની પાત્રસૃષ્ટિ આગળ સરસ્વતીચંદ્રની સૃષ્ટિની સજીવતાથી ઊતરતી" લાગેલી. રા. કૃષ્ણલાલ ઝવેરી પણ આની સાથે મળતા હોય તેમ જણાય છે. અને આ વિવેચકોએ શ્રેષ્ઠ નવલકથાકારનો મુગટ 'સરસ્વતીચંદ્ર'કારને શિરેથી ઉતારી મુનશીને શિરે મૂકેલો. બેશક, એક સચોટ વાર્તા તરીકે 'ગુજરાતનો નાથ' આપણા સાહિત્યમાં બેનમૂન છે. માંદલો નહિ પણ જીવનના ઉલ્લાસથી ભર્યો ભર્યો પ્રેમરસ, સ્ત્રી-પુરુષનાં આકર્ષણ અપૂર્વતાથી નવીન ઢબે જન્માવી શકે છે. તે જ રીતે પાત્રસર્જનમાં શરદબાબુની માફક અંતર્મુખ વિકાસવાળાં, જેણે આત્માનું સૌંદર્ય સાધ્યું હોય તેવાં પાત્રો તો નહિ પણ તેજસ્વી, જોરદાર અને બહુધા જેને બાહ્યવિકાસ સાધ્યો છે તેવાં પાત્રોના સર્જનમાં, બેશક, મુનશી આપણે ત્યાં અજોડ છે. ગુજરાતની જાહોજલાલીવાળો સોલંકીયુગ સર્વ પ્રથમ મુનશીએ આપણી આગળ સજીવન કર્યો છે. આ બધું લેખકને ગુણપક્ષે છે. એમનું જમાપાસું છે. અને તેથી વાચકોને પોતાની વાર્તાના પ્રેમમાં એ પાડી પણ શકયા છે.

પણ આ બધું છતાં 'ગુજરાતનો નાથ' કથાને પ્રસંગચિત્રણ, પાત્રસર્જન, જીવનદર્શન, સ્ત્રીવિષયકદર્શન, ઇતિહાસદર્શન અને વાર્તાકલા વગેરેમાં પોતાની ક્ષતિઓ અને મર્યાદાઓ પણ છે. ઢાલની આ બીજી બાજુ પણ નિરખવા જેવી છે. એ બીજી બાજુનું અવલોકન આપણે આ લેખમાં કરીએ.

વાર્તાની વિગતથી ચર્ચા કરતાં પહેલાં આ વાર્તામાં ગુજરાતનો નાથ ખરેખર કોણ છે અને લેખક એ જ છે કે કોઈ બીજો છે તે જરા વિચારીએ.

ગુજરાતના નાથ પદને માટે આ વાર્તામાં ત્રણ હરીફો છે. પાટણનો રાજા જયદેવ, ઇતિહાસપ્રસિદ્ધ સિદ્ધરાજ જયસિંહ; અને વાર્તામાં લેખકે જયદેવને બે ત્રણ ઠેકાણે 'ગુજરાતના નાથ' તરીકે બિરદાવ્યો પણ છે. પણ વાર્તામાં તે રાજા છે માત્ર નામનો, અને ગુજરાતનો નાથ છે તે પણ માત્ર નામનો. ન. ભો. દિ. તે સમયની પાટણ-ગુજરાતની નાની સૃષ્ટિના 'કર્તા અને હર્તા' એવા મહામાત્ય મુંજાલને ગુજરાતનો નાથ ગણે છે. અને મૂળગત આ જ વાત સાચી છે. પણ લેખકને ઊંડે ઊંડે મનમાં આ વાત પૂરેપૂરી માન્ય હોય તેમ લાગતું નથી. તેમના મનમાં રમે છે કાક. ખરેખર કાક જ આ વાર્તાનો નાયક છે. કાકની પાછળ જ વાર્તા ચાલી જાય છે. બધા જ અગત્યના પ્રસંગોમાં મધ્યબિંદુ તરીકે કાક મુકાયો. કાકને નામે બધાં પરાક્રમો લેખકે ચડાવ્યાં છે. કાક જ વાર્તામાં સર્વવ્યાપી છે. અથવા બધાં પાત્રો પ્રસંગોરૂપી મણકાઓને જોડતો દોરો છે. એના વિનાનો એક પણ અગત્યનો પ્રસંગ આપણે કલ્પી શકતા નથી. કાક વિના વાર્તા આગળ વધતી નથી.

ખલ પાત્ર સિવાય બધાંને જ પ્રિય એવો કાક એક જયદેવને જ અળખામણો લાગે છે તે પણ ખરેખર





જે પોતાનું હોવું જોઈએ તેવું ગુજરાતના નાથનું પદ તે સાચે જ એની પાસેથી કાક ઝૂંટવી રહ્યો છે તેવી માન્યતાને કારણે. (જુઓ જયદેવ–મુંજાલને કહે છે: 'જ્યાં સુધી એ (કાક) છે ત્યાં સુધી એમને રાજા નહીં થવા દે.') આ જમાનાની પાછળ ભૂમિકા રૂપે રહેલું ઇતિહાસનું સત્ય—લાટમાંથી કાક નામનો બ્રાહ્મણ નસીબ અજમાવવા પાટણ આવેલો, અને ધીમે ધીમે વધતાં પાટણનો સેનાપતિ(?) થયેલો—ભૂલવા જેવું નથી 'કાક મુંજાલ આગળ પોતાને પાટણની ભવિષ્યની સત્તાના પ્રતિનિધિ તરીકે ઓળખાવે છે, જ્યારે એ (મુંજાલ) વર્તમાન સત્તાનો પ્રતિનિધિ હોય તો.

આમ મુંજાલના, ગુજરાતના ખરા નાથના, હરીફ તરીકે કાક વાર્તામાં રજૂ થયો છે. મુંજાલને પોતાને પણ એ કીર્તિદેવના પ્રસંગમાં હંફાવે છે. અને આ બધાની પાછળ કાકની માફક ભૃગુકચ્છ કે ભરૂચમાંથી બહાર પડીને પોતે (લેખક) સમસ્ત ગુજરાતમાં નામના મેળવી તે હકીકત, કદાચ, અજાણતાં કામ કરી ગઈ હોય તેમ જણાય છે. કાકના પાત્રમાં લેખક જાણે પોતાનું પ્રતિબિંબ જોતા હોય તેમ કેટલીક વાર લાગતું નથી? અને બસ આ જ હકીકત કાકનાં પ્રત્યેના લેખકના અકારણ પક્ષપાતનું નિરાકરણ કરી આપે છે. કાક એ લેખકનું પોતાનું પાત્ર છે. ભલે મુંજાલ, ખરેખર, ગુજરાતનો નાથ હોય પણ લેખકને તે પૂરેપૂરું માન્ય હોય તેમ લાગતું નથી તેમના મનમાં ઊંડે ઊંડે આ પદને માટે કાક રમી રહેલો જણાય છે.

'ગુજરાતનો નાથ' શીર્ષક તેમજ આ વાર્તામાં કાકને અપાયેલું મહત્ત્વ સમજી ગયા પછી હવે વાર્તામાં કેટલાંક પાત્રોના આલેખનમાં જે ક્ષતિઓ રહેલી છે તે જોઈએ.

વાર્તામાં લેખકે જયદેવને એક છોકરવાદી, ઈર્ષાળુ, હઠીલો, અધીરાઈવાળો અને કંઈક નમાલો ચીતર્યો છે. પશ્ચિમ હિંદના વિક્રમાદિત્ય અને અવંતીવિજેતા ઇતિહાસ પ્રસિદ્ધ સધરા જેસંગ જેવા દેવાંશી રાજાનું પાત્ર આમ ગૌરવહીણું આલેખાયું છે. ખેંગાર (કૃષ્ણદેવ) વાર્તાની શરૂઆતમાં કાકને કહે છે 'તે બરાબર છે કે પાટણમાં બધા જ રાજા એમાં બિચારા જયદેવ મહારાજને રાજા થવાનો વારો જ ક્યાંથી આવે!'

તેજસ્વી અને અનન્ય પાત્રોમાં રાચનારા મુનશીએ બધાં જ અમાત્યનાં પાત્રો—મુંજાલ, ત્રિભુવનપાલ, કાક, ઉદયન વગેરેને રાજા જેવા ચીતર્યાં. એક જયદેવ, જે વાર્તામાં જ માત્ર રાજા છે એમ નહિ પણ ખરેખર હકીકતમાં જે નરેંદ્ર-નરોત્તમ હતો તે જ સાચા રાજા તરીકે ન નિરૂપાયો તે હકીકત ઇતિહાસના સત્યની તો વિડંબના કરે છે અને તેથી ધૂમકેતુનો 'બર્બરક-જિષ્ણુ' કે 'ત્રિભુવનગંડ' કે 'અવંતીનાથ' સિદ્ધરાજ જયસિંહ મુનશીના જયદેવને ટપી જાય છે; અને તે વધુ ન્યાયયુક્ત પણ છે.

બીજું ચર્ચાસ્પદ પાત્ર ઉદયન મંત્રીનું છે. પાટણનો ભવિષ્યનો આ મહામાત્ય (?) અહીં ઉદા મહેતા અને ઉદા મારવાડી ('મારવાડી'–તિરસ્કારવાચક?) તરીકે રજૂ થયો છે. એથી વધુ તેને, નાયક કાકાને નામે સાહસોની પરંપરા ચગાવવા, તેની વિરુદ્ધ કામ કરતો બનાવી એક ખલ તરીકે ચીતર્યો છે.—ખાસ કરીને નાયિકા મંજરીના પાણિગ્રહણની બાબતમાં આ વિરોધ જન્માવીને. મંજરી વસ્તુતઃ કલ્પિત પાત્ર છે, જ્યારે કાક અને ઉદયન બંને ઐતિહાસિક વ્યક્તિઓ છે. તદુપરાંત 'બ્રાહ્મણ વીર' કાક અને ઉદો 'જૈન મારવાડી'ના અન્યોન્યના વિરોધના ઓઠા હેઠળ તે જમાનાના બ્રાહ્મણો અને જૈનો વચ્ચે વિરોધ, અને તેમાં લેખકનું પોતાનું જૈનો અને જૈનધર્મ પ્રત્યેનું, ઉઘાડું પડી આવતું દ્વેષી વલણ અને તેથીયે વધુ એક બ્રાહ્મણ તરીકેનું અભિમાન, ગુમાન અને અહંભાવ એકંદરે વાર્તાને બગાડે છે. લેખકના તાટસ્થ્ય અને સમતુલા વિષે શંકા જન્માવે છે, લેખક જાણે કાકના પાત્રમાં ડૂબી જાય છે. કાક દ્વારા કેટલીક વાર લેખક પોતે જ જાણે બોલતા હોય તેમ લાગે છે. જૈન–બ્રાહ્મણનો આ દ્વેષ, તેમાં જણાતું લેખકનું એકપક્ષી વલણ



અને કલ્પિત પાત્ર દ્વારા થતી ઐતિહાસિક પાત્રની ખોટી રજૂઆત—વિકૃતિ અને તે પાત્રને થતો અન્યાય, આ બધું એકંદરે રસભંગ કરે છે. મુનશીની કલાને બગાડે છે. અને તેથી જ આ વિષયમાં આ લેખક કરતાં ઇતિહાસના સત્યને વધુ વફાદાર એવા ધૂમકેતુનું પોતાની કથાઓમાં જળવાતું તટસ્થ વલણ વધુ સુરુચિવાળું અને તેથી વધુ કલાયુક્ત અને અખંડ રસ જાળવતું લાગે છે. ધૂમકેતુની કથાઓમાં જ્યારે ઉદયન અને પોતાના જ કાળમાં રજૂ થયેલો કાક કુમારપાલના સંબંધને કારણે મિત્રભાવે જોડાયેલા ગુરુબંધુ અને લઘુબંધુ જેવા નિરૂપાયા છે. ત્યારે મુનશીની કથામાં કાલક્રમાનુસાર કંઈક વહેલા રજૂ થયેલા આ બે હડહડતા દુશ્મનો તરીકે ઊભા રહ્યા છે! એમાં ઇતિહાસથી અનભિજ્ઞ એવા બિચારા વાચકોનો ભરો?

ખુદ કાક પાત્રના નિરૂપણમાં પણ એક બે ઠેકાણે અસંગતિ જોવા મળે છે. દા.ત. વાર્તામાં કાકનો પ્રવેશ જોઈએ. છૂપા વેશમાં રહેલા અને જયદેવ જોડેના તેના રાત્રી મેળાપમાં જ્યાંસુધી પેલા બે જણથી કાક અજાણ છે ત્યાંસુધી તેની હિંમત વાક્ચાતુરી વગેરે સ્વાભાવિક ગણાય; પણ ખુદ મુંજાલને મોઢે તેમનાં નામો જાણ્યા પછી, તે સ્થળે મુંજાલ અને જયદેવ સર્વ સત્તાધિકારી હોવા છતાં તેમ જ પોતે તે જગ્યાએ કશી જ સત્તા વિનાનો, જવાબદારી કે ફરજ વિનાનો અને તેથીયે વધુ તો હક વિનાનો તેમ જ તે પળે તેને 'પૃથ્વી માગ દેવા જાણે ચક્કર ચક્કર ફરતી હોય તેમ લાગેલું હોવા છતાં મુંજાલની સામે જે પ્રશ્ન પરંપરા તેના મુખમાં મૂકવામાં આવી છે તે તદ્દન અસ્વાભાવિક ગણાય. (દા. ત. 'પ્રભુ! ક્ષમા કરો. આ વખત વિકટ છે...........જવા દેવા તે સારું નહીં.') હવે આવા સવાલ પૂછવાનો હક, ખુદ રાજા અને મહામાત્યને પણ, પાટણમાં તે સ્થળે ફરજ ઉપર રહેલા કોઈ પણ સામાન્ય સૈનિક, અનુચર, પોલીસ-દ્વારપાલનો જરૂર, પણ કાક જેવા, હજી તો પાટણમાં જે પહેલી જ વાર પગ મૂકે છે તેવા લાટના એક સામાન્ય પરદેશી ભટનો તો નહીં જ. કાકમાં અકાળે બતાવાતી આ વધુ પડતી હોશિયારી અસ્વાભાવિક હોવાથી ખુદ પાત્રને માટે પણ અયોગ્ય જ ગણાય. આ પ્રસંગના અંત વિષે—માત્ર લખાયું છે એટલે માનો, આ તો વાર્તા છે, વાર્તામાં તો એમ જ ચાલે—જેમ 'અરેબિયન નાઈટ્સ'ની વાર્તાઓમાં ગમે તેમ બનતું આવે અને આપણે વિરોધ ન ઉઠાવીએ—આવું વલણ વાચક જો ધારણ કરે તો જ તેનો રસભંગ ન થાય.

એક બીજે ઠેકાણે પણ કાક પાત્રના વર્તનમાં અસંગતિ જોવા મળે, છે. ખંભાતમાં ખતીબને ન્યાય અપાવવાના પ્રયત્નમાં (ખરેખર તો પોતાનું કામ કાઢી લેવાના મેળમાં રમતો) જે કાક, અભડાવાના ડરે, યવન ખતીબના સ્પર્શથી પોતે બ્રાહ્મણ દૂષિત ન થાય તેથી જ્યારે પેલો એના પગ પકડવા, સ્પર્શ કરવા આવે છે ત્યારે "शान्तम् पापम्" કહીને ભાગે છે તે જ કાકને ખંભાતમાં દરવાજામાં પેસતાં દ્વારપાલો જોડે ઝઘડો થતાં ખતીબનો હાથ પકડતાં વાંધો આવતો નથી. પાછળથી બ્રાહ્મણ કાકે યવનસ્પર્શથી દૂષિત થયાનું પ્રાયશ્ચિત કરેલું તેવો કશો ઉલ્લેખ વાર્તામાં આવતો નથી.

કાક પાત્ર અંગેની એક નોંધવા યોગ્ય વિલક્ષણતા એ કે સાહસિક પણ સ્વાર્થમાં રમતો, આપમતલબી લાટવાસી કાક, જેણે મુંજાલ જેવાના હૃદયમાં એક મોટા દેશભક્ત તરીકેનું સ્થાન મેળવેલું તે પોતાના દેશવાસીઓ—ભૃગુકચ્છના નગરજનોને મન તો એક મોટો દેશદ્રોહી જ હતો!

પાત્રાલેખનની બીજી ક્ષતિ મુંજાલ અને મીનળના પાત્રોમાં જોવા મળે છે. જે સ્નેહીઓએ સમય અને પરિસ્થિતિ બદલાતાં ખરેખર પોતાના સ્નેહનો યજ્ઞ કર્યો છે અને જે પાટણનાં ભાગ્યવિધાતા અને જગદંબા તરીકે આલેખાયાં છે તે બે પાત્રો પણ આ વાર્તામાં તો જેટલી વાર મળે છે તેટલી વાર છૂટા પડતાં પોતાના પૂર્વપ્રેમને સંભાર્યા વિના રહેતાં નથી. રહી શકતાં નથી. જયા-જયંતની જેમ કંઈક પોતાની જાતથી ડરતાં અને કુમુદ-સરસ્વતીચંદ્રની





મ્હાલ મુંજાલ જેવાની હાજરીમાં જણાવી ખલનાયક ઉદાને હલકો પાડ્યો, તે દ્વારા ઉદયન કાકની સાઠમારીમાં નાયક કાકની શ્રેષ્ઠતા સાબિત કરવી અને મૂળ પ્રસંગમાં પરાકાષ્ઠા આણવી—આવો આશય લેખકનો જણાય છે. પણ લેખકે આમાં અતિગંભીર થાપ ખાધી છે, તે શી રીતે તે જરા સમજીએ. મંજરી કરતાં ઉદયનને આબરુ વધારે વહાલી છે. એમ બે ત્રણ ઠેકાણે વાર્તામાં જણાવાયું છે. અને મંજરીના પાણિગ્રહણમાં જેને જેને રસ છે—કાક, કાશ્મીરા અને મંજરી પોતે—તે બધાં જ આ હકીકત જાણે પણ છે. વસ્તુસ્થિતિ આમ હોવાથી મંજરીનું પાણિગ્રહણ કાક જોડે થવાથી ઉદયન–કાકની મંજરી અંગેની સાઠમારીનો **એની મેળે** અંત આવી જાય છે, કારણ પાણિગ્રહણથી મંજરી ઉદયનથી **એની મેળે** નિર્ભય બને છે. કારણ હવે કશા પણ દબાણ વિના એક માત્ર પોતાની આબરુને કારણે ઉદયન મંજરીનો કેડો મૂકી દે તેમ છે. ઉદાને કુંવારી મંજરીમાં રસ છે, પરણેલી મંજરીમાં નથી. અને આ પ્રસંગનો આ જ સૌથી વધુ સ્વાભાવિક અંત ગણાય; પણ હકીકતમાં તેમ બનતું નથી. પણ પરણેલી મંજરીનું ઉદાદ્વારા અપહરણ થતું બતાવાયું છે. ઉદાને હરણ વખતે મંજરીના પાણિગ્રહણની ખબર પડી નથી. (અને અહીં જ મારે આંગળી ચીંધી ભારપૂર્વક કહેવું છે કે ઉદાને પાણિગ્રહણની ખબર પડી નથી એમ નહિ પણ કાકે અથવા સાચી રીતે લેખકે પોતે તેને જાણીને ખબર પડવા દીધી નથી, કારણ ઉદો જાણે તો લેખકના મનનો એક આશય પાર પડે નહિ. હવે ખરેખર મંજરી પોતે અને તેના હિતેચ્છુઓ—કાક, કાશ્મીરા વગેરે મંજરીના અપહરણ અથવા તો તે પ્રકારના ઉદા તરફની કોઈ પણ ભયમાંથી મુક્ત રહેવા માગતા હોત (અને ખરેખર તો તે ભયમુક્તિ માગતાં જ હોવાં જોઈએ.) તો ગમે તે રીતે તેમણે મંજરીના કાક સાથેના લગ્નના સમાચાર ઉદાને તરત જ પહોંચાડી દીધા હોત. (અને હકીકતમાં તો તેમ જ થવું જોઈતું હતું, કારણ તેથી જરાપણ મુશ્કેલી વિના મંજરી ઉદા તરફના ભયમાંથી સદાને માટે મુક્ત થઈ જતી હતી. પણ કાક, કાશ્મીરા વગેરેએ (એટલે કે લેખકે પોતે) આ સીધો, સહેલોસટ રાજમાર્ગ સ્વીકાર્યો નથી. કારણ? કારણ કે તેથી લેખકને જેવો આ પ્રસંગનો અસાધારણ ચમત્કૃતિભરેલો અંત આણવો છે (અને તે અંત કેવો તે આપણે આગળ જોઈ ગયા) તે તો પછી આણી શકાતો નથી. ખલ ઉદો મંજરીનું હરણ કરે તો જ નાયક કાકને પરાક્રમ કરવાની એક વધુ તક મળે.—ખાસ કરીને પોતાની પ્રિયતમા, અને હવે તો પત્ની—મંજરી અંગે, અને તો જ શ્રાવકોમાં શ્રેષ્ઠ એવા ઉદયનને મુંજાલ વગેરેની હાજરીમાં હલકો પાડી શકાય, અધમાધમ તરીકે રજૂ કરી શકાય. (કુંવારી છોકરીના હરણથી તો ઊલટું, પુરુષ હલકો પડવાને બદલે વીર તરીકેની નામના મેળવી જાય, એટલે કુંવારી મંજરી કરતા પરણેલી મંજરીનું લેખકે હરણ કરાવ્યું છે.) ટૂંકામાં, મંજરીના લગનની વાત હાથે કરીને ઉદાથી છુપાવાઈ, કારણ ઉદો આ વાત જાણે તો હરણ કરે નહિ, હરણ ન કરે તો કાકને પરાક્રમની તક મળે નહિ. અને લેખક ચમત્કૃતિભર્યો અંત આણી શકે નહિ. તેમજ મુંજાલ વગેરેની હાજરીમાં ઉદાને અધમાધમ તરીકે રજૂ કરી શકાય નહિ. વાચક–વિવેચક ઘડીભર ઉદાને પોતાની સંમુખ કલ્પી શકે અને એને રૂબરૂ પૂછી લે : 'કેમ ભાઈ, તારે પરણેલી મંજરીનું હરણ કરવું છે?' તો બિચારો ઉદો મોઢામોઢ કહી દે : 'ના ભાઈ ના, એક હજાર વાર ના, મને આબરુ વધારે વહાલી છે અને કોઈ પણ પરણેલી સ્ત્રીમાં મને રસ નથી.' પણ આપણા લેખક આમ સહેજમાં બિચારા ઉદાને મંજરી–હરણની આપત્તિમાંથી છૂટો કરી દે તેમ નથી. ઉદા પાસે, આમ, એની ઇચ્છા વિરુદ્ધ, મંજરીનું હરણ કરાવાયું છે. જો, બેશક, ઉદાના પાત્રને તો ઘણું જ અન્યાયકર્તા છે, પણ આ પ્રકારની પરાકાષ્ઠા તે તદ્દન ખોટી પરાકાષ્ઠા કહેવાય, અયથાર્થ પ્રસંગચિત્રણ કહેવાય. એટલે અંશે લેખકની પ્રસંગનિરૂપણ શક્તિ અને કલાદૃષ્ટિ ખામીભરેલાં ગણાય. ઊંડાણથી નિરખતા વાચકથી આ ખામી નજર બહાર જતી નથી. એટલે મૂળમાંથી

રાણકની ઇચ્છા વિરુદ્ધ તેનું હરણ થઈ રહ્યું છે તો તો તે ખેંગારને રાણક લઈ જવા દે નહિ, તેમ થતાં વાર્તા જ આગળ વધે નહિ. અથવા તો લેખકને પછીનો આખો ઇતિહાસ જ બદલવો પડે. આ વસ્તુ અશક્ય છે. બીજા વિકલ્પ તરીકે જો કાક ને ખેંગાર –રાણકને વચમાં મળતો અને તેમનો રસ્તો રોકતો જ ન બતાવાય તો તો રામનારાયણ પાઠક મુનશીના શ્રેષ્ઠ પાત્ર કાકનું જે ઉત્તમ અને સુંદર કાર્ય—શત્રુ ખેંગારને પોતાના રાજાની ઇચ્છા વિરુદ્ધ રાણકનું, એની સંમતિ હોવાથી, હરણ કરવા દેવું—ટૂંકમાં, નરનારીના પ્રેમમાં આડે ન આવતાં ઊલટી સ્વાર્થને એક કોરે રાખીને તેમને મદદ કરવી—ગણે છે, તે આખા કાર્યનો યશ કાકને નામે ચઢતો જ અટકી જાય, તે પણ લેખકને માન્ય નથી. એટલે આ પ્રકારના અસ્વાભાવિક અંતમાં લેખક સરી પડ્યા છે; જેથી નવી પ્રશ્નપરંપરા જન્મે છે. પણ જેનો સંતોષકારક ખુલાસો લેખક પાછા આપી શકતા નથી. ટૂંકમાં, રા. વિ. પાઠક જેને મુનશીના શ્રેષ્ઠ પાત્રનો ઉત્તમ અને સુંદર પ્રસંગ ગણે છે તે વસ્તુતઃ આમ તદ્દન અસ્વાભાવિક અને તેથી ખોટો ઠરે છે.

એ જ રીતે કૃષ્ણદેવને–ખેંગારને દેવડાને ત્યાંથી નીકળતાં જોતાં કાક દેવડાને ચેતવણી આપે છે. 'જો જો, ફસાતા ના; મહારાજની (જયદેવની) એના (ખેંગાર) પર ઇતરાજી છે.' દેવડો એના જવાબમાં કહે છે: 'એવું જાણત તો ઊભો જ નહીં રાખત.' રાણક–હરણ પહેલાં કૃષ્ણદેવ–ખેંગાર વિષે આટલી ચેતવણી મળી ગઈ હોવા છતાં તે ચેતવણી પછી કૃષ્ણદેવને દેવડાને ત્યાં ઊભા રહેવાનું શી રીતે મળ્યું, કાકે આપેલી ચેતવણી વગેરેનું શું થયું અને ચેતવણી છતાં કૃષ્ણદેવ શી રીતે રાણકનું હરણ કરી શક્યો તેનો એકેનો ખુલાસો મળતો નથી. એટલે વાચકની એ જિજ્ઞાસા અતૃપ્ત જ રહી જાય છે.

જૂનાગઢમાં કાકને કેદમાંથી છોડાવવા મંજરી પુરુષવેશે શિષ્ય રુદ્રદત્ત સાથે સૈનિકોની ચોકી વટાવી ગઢમાં જાય છે. ઉપર ગયા પછી કાકનો છૂટકારો થયો, નારસિંહ ગઢવીને ખીણમાં ફેંકી દેવામાં આવ્યો. અને મંજરી કાક છૂપે રસ્તે કિલ્લામાંથી ભાગ્યાં. હવે રુદ્રદત્તને એકલાને જ પાછા ફરવાનું થયું, તો પછી નીચેના સૈનિકો, જેઓએ એને તથા બીજા એક શિષ્યને (મંજરીને) ગઢમાં જતો જોયેલો, તેઓ રુદ્રદત્તને એકલો જોતાં તરત જ શંકામાં પડે નહિ? આગળ તપાસ કરે નહિ? નારસિંહ ગઢવીનું શું થયું તે વિષે શોધ કરે નહિ? અને આ બધું કરતાં કેદી કાક અને તેની સાથે એક શિષ્ય (મંજરી) ગઢમાંથી ભાગી ગયાં છે તેમ જાણે, તો પછી રુદ્રદત્તને કશી શિક્ષા કરે નહિ? અથવા તો આ બધાને અંતે રુદ્રદત્તનું શું થયું?—આવી પ્રશ્નપરંપરા વાચકના મનમાં સહેજે જાગે. છતાં પાછળથી ખુલાસો એકેનો મળતો નથી. પ્રશ્નપરંપરા એમ ને એમ અદ્ધર જ રહી જાય છે.

રા'ની ચાર પ્રતિજ્ઞાઓમાં એક દામા ગઢવીના ગાલ ફાડવાની પ્રતિજ્ઞા છે, પણ અન્ય પ્રતિજ્ઞાઓ સાથે આ પ્રતિજ્ઞાનું પણ ખેંગારે પાલન કરેલું તેવો કશો ઉલ્લેખ વાર્તામાં મળતો નથી.

આમ ઉપર ઉલ્લેખાયેલા પ્રસંગોમાં લેખકે ક્યાંક ને ક્યાંક ભૂલ કરી છે, તે આપણે જોયું. હવે કેટલાક બનાવો એવા છે કે જે પાત્રાલેખન કે પ્રસંગચિત્રણની ક્ષતિ તરીકે નોંધી શકાય. તેવા બનાવો જોઈએ.

સૌથી પહેલો બનાવ છે રાનવઘણને પકડવાનો. રાનવઘણને કોણે પકડ્યો? વાર્તામાં કાક નવઘણ વિજેતા તરીકે રજૂ થાય છે, એટલે નવઘણને કાકે જ પકડ્યો તેમ લેખક માનતા લાગે છે. આ વાત સાચી? જો કાકે રાને પકડ્યો તો પછી પરશુરામના સૈનિકોએ કોને પકડ્યો? એકલા કાકને? કે સાથે રાને પણ ખરો? રા અને કાકની આગળ પાછળની દોડમાં કદાચ વચમાં પરશુરામનો પડાવ ન હોત તો રા અને કાક વચ્ચે યુદ્ધ થાત. તો આ યુદ્ધ વિષે શું કોઈ નિશ્ચિત રીતે એમ થોડું જ કહી શકે કે તે યુદ્ધનું પરિણામ કાકની તરફેણમાં જ આવત? રા'ન-





વયણુ જેવા પીઢ, અનુભવી અને આજ લગી જેની જિંદગીનો મોટો ભાગ યુદ્ધમાં જ વિતેલો છે એવા આજન્મ યોદ્ધા રા'નવઘણ સાથે કાક જેવા હજી તો ઊછરતા અને છેલ્લાં પાંચેક વર્ષોથી યુદ્ધમાં અનુભવ લેતા નવાસવા યુવાન સૈનિકનું યુદ્ધ થાય તો વાચકની દૃષ્ટિએ તો તેનું પરિણામ બહુધા, લેખકે ધાર્યું છે તે કરતાં તદ્દન જુદું જ આવવાનો સંભવ વિશેષ છે. આમ, હકીકતમાં રા'નવઘણ પરશુરામના સૈનિકોથી પકડાયો છતાં અને સંભાવનામાં રા–કાકના યુદ્ધમાં કાક હારવાનો સંભવ વધારે હોવા છતાં રા'નવઘણને પકડ્યાનો જશ કાકને આપવો, કાકનો નવઘણ વિજેતા તરીકે અનેક વાર ઉલ્લેખ કરવો અને અનેક પાત્રો દ્વારા આ વિપરિત હકીકતનું સમર્થન કરવું તે બધું શા સારું? લેખકને કાક પાત્ર પ્રત્યે અકારણ પક્ષપાત છે તે માટે? કે પછી કાકના પાત્રમાં કદાચ લેખક પોતે જ છુપાયા હોય તેવા સંભવને કારણે?

તેવો જ બીજો પ્રસંગ છે કાળભૈરવની આરાધનાનો. કાળ ભૈરવની મૂળ સાધના કરી કીર્તિદેવે, ત્યારે કાક સાથે ખરો. એ વખતે બંનેમાંથી થોડું ઘણું પણ જો કોઈ ગભરાયું હોય તો તે કાક, કીર્તિદેવ નહિ. પછી કદાચ અમાવાસ્યાને દિવસે પોતાનાથી ન આવી શકાય તે કારણે કીર્તિદેવે કાકને ભૈરવસાધનાના મંત્રો શીખવ્યા. કીર્તિદેવે ધાર્યું હતું તેમજ થયું. ખરેખર તે ન આવી શક્યો. તેથી કાક આવ્યો; સાધના કરી અને કીર્તિદેવનું કુળ વગેરે જાણ્યું. પણ આનો અર્થ કાકે 'કાળ ભૈરવને 'જીત્યો' એમ થાય? કાક ભૈરવ–વિજેતા કહેવાય? કોઈ સાધક કે ભક્તની દેવદેવતાની આરાધના સફળ થાય ત્યારે દેવ દેવતા પ્રસન્ન થયાં ગણાય કે ભક્ત પોતે જ દેવ દેવતાનો વિજેતા ગણાય?

લેખકે એક પ્રકરણનું શીર્ષક 'ઉદાની શોધમાં ઉદાના જ ઘોડાએ કરેલી મદદ" એમ આપ્યું છે. પ્રકરણમાં અંતે કાક ઉદયનના સૈનિક ધર્મચંદ્રનો ઘોડો લઈને ભાગી જાય છે. તેની રજૂઆત આમ થાય? ધર્મચંદ્રનો ઘોડો એ ઉદાનો જ 'ઘોડો કહેવાય?

કૃષ્ણદેવ–ખેંગારનું છૂપે વેશે પાટણમાં આવવાનું પ્રયોજન શું? તેમાં વળી મોરઠના દંડનાયક સજ્જન મંત્રીના ઘરમાં જ જ્યાં અનેકની અવરજવર સતત થયા કરતી ત્યાં સોરઠી કૃષ્ણદેવને, મધ્યરાત્રિની કાવતરાબાજોની સભા સુધી, મુંજાલ–કાકને કૈંક શંકા જેવું આવેલું તે સિવાય કોઈ ઓળખી શક્યું ન હોય એમ માનવું જરા વધારેપડતું છે. તેમજ રા'નવઘણ જ્યારે પાંચાલમાં પાટણ ઉપર ચડી આવવા પોતાના સામંતો ભેગા કરે છે; રાના સગા દેથળ જેવા આળસુ અને કમજોર સોલંકી પણ તેમાં સક્રિય ભાગ લેવા તત્પર બને છે ત્યારે જુનાગઢનો ભાવિ રા પોતે જ પાટણમાં પડ્યો રહે અને તે પણ વગર કામે, (એક માત્ર પાટણની સુંદરીઓ જોવા સિવાયનું) તે પણ કંઈ યોગ્ય લાગતું નથી રા'નવઘણ ચડ્યો, હાર્યો, પકડાયો ત્યાં સુધી ખેંગાર તો પાટણમાં જ છે, પાટણમાં—દુશ્મનની નગરીમાં પડ્યો તો રહ્યો પણ શું કામ તેનો સંતોષકારક ખુલાસો તો મળતો જ નથી.

વાર્તાને અંતે મંજરી દ્વારા કાક, નવઘણ ખેંગાર-વિજેતા, કાળભૈરવ–વિજેતા, અને મંજરી–વિજેતા તરીકે રજૂ થાય છે. પત્નીના મુખે તો પતિનાં વખાણ જ થાય, અને છાપરે પણ ચડાવાય એ રીતે આ વચનો ગણીએ તો ભલે, બાકી કાક નવઘણ-વિજેતા કે કાળભૈરવ–વિજેતા ન કહેવાય તે આપણે આગળ જોઈ ગયા. ખેંગાર વિજેતાને બદલે રાણક-હરણના પ્રસંગમાં કાક ખેંગારને વિષમ પરિસ્થિતિમાં મૂકી શક્યો તેમ કહી શકાય ખરું. તેમજ મંજરીની બાબતમાં ઉદાને તે હંફાવી શક્યો તે પણ સાચું; બાકી કાક ખરેખર કોઈનો વિજેતા હોય, અને જે વિજય બધાં જ વિના વિરોધે સ્વીકારી શકે તે તો કવિ કુલ શિરોમણિની દીકરી મંજરી ઉપરનો જ તેનો એક માત્ર વિજય.

હવે આ વાર્તામાંથી પ્રતિબિંબિત થતા અને અન્ય

કૃતિઓમાં સર્વસાધારણરૂપે જણાતા લેખકના જીવન દર્શનનો વિચાર કરીએ.

લેખકના પ્રિય પાત્રો કાક તેમજ મંજરીને બ્રાહ્મણત્વનું ગુમાન અને અભિમાન છે, અન્ય વર્ણો માટે કંઈક તિરસ્કારવૃત્તિ પણ હોય તેમ લાગે છે. દા. ત. 'બ્રાહ્મણ કન્યા શ્રાવકને પરણે તો તે આ ભવે અને પરભવે ચાંડાલ થઈને રહે' (મંજરી) 'જ્યાં જૈન મારવાડી જાય ત્યાં પોતાના જેવા બ્રાહ્મણ વીરને શો ડર?' (કાક) 'મનુષ્યોમાં શ્રેષ્ઠ બ્રાહ્મણ અને નહિ જૈન કે નહિ રજપુત' (કાક) અન્ય કોઈ પાત્રનું નહિ પણ સીધેસીધું લેખકનું પોતાનું જ વલણ સૂચવતી પંક્તિ 'પરંપરાથી ચાલતો આવેલો બ્રાહ્મણો પ્રત્યેનો દ્વેષ છોડી (જૈન) સાધુઓ બ્રાહ્મણો સાથે બેઠા.' આ સાથે સરખાવો તે જમાનાની જાણીતી પંક્તિ–હસ્તિના...જૈન મંદિરમ્ । (આ બન્નેને વિરોધ તો હતો ખરો, પણ લેખક રજૂ કરે છે તેમ શું એકપક્ષી જ હતો? તટસ્થ વાચક ઉપરની સંસ્કૃત પંક્તિને ખ્યાલમાં રાખીને નિર્ણય કરે.) હવે પોતાની પ્રિય પાત્રોની આ ઉક્તિઓ લેખકના પોતાના જીવન દર્શનનું કેટલે અંશે પ્રતિબિંબ પાડે છે તે નક્કી કરવાનું વાચકના વિવેક ઉપર જ છોડવું ઘટે. બાકી લેખકની અન્ય કૃતિઓ તેમજ વીસમી સદીના લેખકનું મધ્યકાલીન માનસ જોતાં તેમનું જીવનદર્શન કેવું હશે તે વિષે ઝાઝો મતભેદ ઊભો થાય તેમ નથી. હવે આ જી. દ. સાથે મુનશીને મતે જે મૃત્યુનો, પરલોકનો, સંદેશો સુણાવી ગયો તે મધ્યકાલીન જમાનાના વેદાંતી કવિ અખાનું જી. દર્શન સરખાવો :–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર

'હરિનો પિંડ અખા કોણ ક્ષુદ્ર?'—ક્યાં મધ્યકાલીન જમાનાનો છતાં તે જમાનાના દૂષણ જાતિભેદભાવ, ઉંચનીચના ખ્યાલ, આભડછેટ વગેરેથી પર એવો અર્વાચીન માનસ ધરાવતો જ્ઞાની કવિ અખો અને ક્યાં આપણા આ લેખક! મુનશીમાં કલાકારનું તાદાત્મ્ય છે પણ તેટલું તાટસ્થ્ય નથી. તે સમયના બ્રાહ્મણ–જૈનોના વિરોધના આલેખનમાં મુનશી જ્યારે એકપક્ષી વલણ અખત્યાર કરે છે ત્યારે તે જ વિરોધને આલેખતું ધૂમકેતુનું તટસ્થ વલણ વધુ સમભાવભર્યું અને સમતુલ હોવાથી વાચકોનો વધુ આદર પામે તેવું છે.

લેખકના જી. દર્શનનો બીજો અગત્યનો મુદ્દો—યેનકેન વિજય મેળવવો તે. કદાચ સાચે સાચ વિજય ન મળ્યો હોય તો વિજય મળ્યો છે તેમ બતાવવું, દુનિયાની નજરમાં તો વિજયી જ રહેવું, અને વાહવાહ બોલાવવી. દા. ત. એક વિજયી સેનાપતિ તરીકે ઉબક પરમારનું પાટણમાં આગમન. હવે તે પ્રસંગે થતું મુંજાલનું આગમન એ રીતે ચિતરાયું છે કે ખરેખર જાણે પાટણનો જ વિજય થયો હોય! ('જય સોમનાથ'ના અંતમાં યવનોથી હાર્યા છતાં, સોમનાથ ભંગાયા છતાં રજૂઆત એ રીતે થઈ છે જાણે હિંદુઓને જ વિજય મળ્યો હોય!)

આથી વધુ ખૂંચે તેવો દાખલો—દરબારમાં રાના વિજય અંગે જયદેવની બહાદુરીનાં થતાં ખોટાં વખાણ. હવે વાચક સારી રીતે જાણે છે કે યુદ્ધભૂમિ ઉપર જયદેવની હાજરી સરખી પણ નહોતી! રાના પરાભવનો યશ ત્રિભુવનપાલ, કાક અને પરશુરામના સૈનિકોને ફાળે ખરેખર જવો જોઈએ. આ લેખકની વાર્તા ઉપરથા તો વાચક એમ જ માનવા પ્રેરાય ને કે પશ્ચિમ હિંદના વિક્રમાદિત્ય તરીકે પ્રસિદ્ધ સિદ્ધરાજ જયસિંહ જેવાનો રાજયશ ખરેખર તો આવાં ખોટાં વખાણ ઉપર જ પ્રતિષ્ઠિત થયેલો હશે? આવા વિવેકશૂન્ય લખાણ કરતાં ઐતિહાસિક વસ્તુને નિરૂપતાં ચુ. વ. શાહનાં સ્વસ્થ લખાણો કંઈક વધુ પ્રતીતિજનક લાગે છે.

જી. દર્શનનો ત્રીજો મુદ્દો ઠાઠથી બધાને આંજવા તે. દા. ત. ઉબકના આગમન ટાણે તેને આંજવા, પાટણનો પ્રતાપ બતાવવા તેને ગભરાવવા રજૂ થતો દરબારનો ઠાઠ. કોઈ દિવસ નહિ ને તે જ દિવસે પૂરા સો બ્રાહ્મણ અંગરક્ષકો સાથે જયદેવનું દરબારમાં થતું આગમન. આવા ઠાઠમાં જ જાણે જીવનની સિદ્ધિ રહેલી છે તેવું કંઈક લેખક માનતા લાગે છે! જી. દર્શનમાંથી મુખ્ય એ વસ્તુ તરી આવે છે કે લેખકમાં

વધણુ જેવા પીઢ, અનુભવી અને આજ લગી જેની જિંદગીનો મોટો ભાગ યુદ્ધમાં જ વિતેલો છે એવા આજન્મ યોદ્ધા રા'નવઘણ સાથે કાક જેવા હજી તો ઊછરતા અને છેલ્લાં પાંચેક વર્ષથી યુદ્ધમાં અનુભવ લેતા નવાસવા યુવાન સૈનિકનું યુદ્ધ થાય તો વાચકની દૃષ્ટિએ તો તેનું પરિણામ બહુધા, લેખકે ધાર્યું છે તે કરતાં તદ્દન ઊલટું જ આવવાનો સંભવ વિશેષ છે. આમ, હકીકતમાં રા'નવઘણ પરશુરામના સૈનિકોથી પકડાયો છતાં અને સંભાવનામાં રા-કાકના યુદ્ધમાં કાક હારવાનો સંભવ વધારે હોવા છતાં રા'નવઘણને પકડ્યાનો જશ કાકને આપવો, કાકનો નવઘણ વિજેતા તરીકે અનેક વાર ઉલ્લેખ કરવો અને અનેક પાત્રો દ્વારા આ વિપરિત હકીકતનું સમર્થન કરવું તે બધું શા સારું? લેખકને કાક પાત્ર પ્રત્યે અકારણ પક્ષપાત છે તે માટે? કે પછી કાકના પાત્રમાં કદાચ લેખક પોતે જ છુપાયા હોય તેવા સંભવને કારણે?

તેવો જ બીજો પ્રસંગ છે કાળ ભૈરવની આરાધનાનો. કાળ ભૈરવની મૂળ સાધના કરી કીર્તિદેવે, ત્યારે કાક સાથે ખરો. એ વખતે બંનેમાંથી થોડું ઘણું પણ જો કોઈ ગભરાયું હોય તો તે કાક, કીર્તિદેવ નહિ. પછી કદાચ અમાવાસ્યાને દિવસે પોતાનાથી ન આવી શકાય તે કારણે કીર્તિદેવે કાકને ભૈરવસાધનાના મંત્રો શીખવ્યા. કીર્તિદેવે ધાર્યું હતું તેમજ થયું. ખરેખર તે ન આવી શક્યો. તેથી કાક આવ્યો; સાધના કરી અને કીર્તિદેવનું કુળ વગેરે જાણ્યું. પણ આનો અર્થ કાકે 'કાળ ભૈરવને 'જીત્યો' એમ થાય? કાક ભૈરવ-વિજેતા કહેવાય? કોઈ સાધક કે ભક્તની દેવદેવતાની આરાધના સફળ થાય ત્યારે 'દેવ દેવતા પ્રસન્ન થયાં ગણાય કે ભક્ત પોતે જ દેવ દેવતાનો વિજેતા ગણાય!

લેખકે એક પ્રકરણનું શીર્ષક 'ઉદાની શોધમાં ઉદાના જ ઘોડાએ કરેલી મદદ" એમ આપ્યું છે. પ્રકરણમાં અંતે કાક ઉદયનના સૈનિક ધર્મચંદ્રનો ઘોડો લઈને ભાગી જાય છે. તેની રજૂઆત આમ થાય? ધર્મચંદ્રનો ઘોડો એ ઉદાનો જ ઘોડો કહેવાય?

કૃષ્ણદેવ-ખેંગારનું છૂપે વેશે પાટણમાં આવવાનું પ્રયોજન શું? તેમાં વળી સોરઠના દંડનાયક સજ્જન મંત્રીના ઘરમાં જ જ્યાં અનેકની અવરજવર રાતદી થયા કરતી ત્યાં સોરઠી કૃષ્ણદેવને, મધ્યરાત્રિની કાવતરાબાજોની સભા સુધી, મુંજાલ-કાકને કંઈક શંકા જેવું આવેલું તે સિવાય કોઈ ઓળખી શક્યું ન હોય એમ માનવું જરા વધારેપડતું છે. તેમજ રા'નવઘણ જ્યારે પાંચાલમાં પાટણ ઉપર ચડી આવવા પોતાના સામંતો ભેગા કરે છે; રાના સગા દેશળ જેવા આળસુ અને કમજોર સોલંકી પણ તેમાં સક્રિય ભાગ લેવા તત્પર બને છે ત્યારે જુનાગઢનો ભાવિ રા પોતે જ પાટણમાં પડ્યો રહે અને તે પણ વગર કામે, (એક માત્ર પાટણની સુંદરીઓ જોવા સિવાયનું) તે પણ કંઈ યોગ્ય લાગતું નથી. રા'નવઘણ ચડ્યો, હાર્યો, પકડાયો ત્યાં સુધી ખેંગાર તો પાટણમાં જ છે, પાટણમાં—દુશ્મનની નગરીમાં પડ્યો તો રહ્યો પણ શું કામ તેનો સંતોષકારક ખુલાસો, તો મળતો જ નથી.

વાતોને અંતે મંજરી દ્વારા કાક, નવઘણ ખેંગાર-વિજેતા, કાળભૈરવ-વિજેતા, અને મંજરી-વિજેતા તરીકે રજૂ થાય છે. પત્નીના મુખે તો પતિનાં વખાણ જ થાય, અને છાપરે પણ ચઢાવાય એ રીતે 'આ વચનો ગણીએ તો ભલે, બાકી કાક નવઘણ-વિજેતા કે કાળભૈરવ-વિજેતા ન કહેવાય તે આપણે આગળ જોઈ ગયા. ખેંગાર વિજેતાને બદલે રાણક-હરણના પ્રસંગમાં 'કાક ખેંગારને વિષમ પરિસ્થિતિમાં મૂકી શક્યો તેમ કહી શકાય ખરું. તેમજ મંજરીની બાબતમાં ઉદાને તે હંફાવી શક્યો તે પણ સાચું; બાકી કાક ખરેખર કોઈનો વિજેતા હોય, અને જે વિજય બધાં જ વિના વિરોધે સ્વીકારી શકે તે તો 'કવિ કુલ શિરોમણિની દીકરી મંજરી ઉપરનો જ તેનો 'એક માત્ર વિજય.

હવે આ વાતોમાંથી પ્રતિબિંબિત થતા અને અન્ય



કૃતિઓમાં સર્વસાધારણરૂપે જણાતા લેખકના જીવન દર્શનનો વિચાર કરીએ.

લેખકના પ્રિય પાત્રો કાક તેમજ મંજરીને બ્રાહ્મણત્વનું ઘુંપદ અને અભિમાન છે, અન્ય વર્ગો માટે કંઈક તિરસ્કારવૃત્તિ પણ હોય તેમ લાગે છે. દા. ત. 'બ્રાહ્મણ કન્યા શ્રાવકને પરણે તો તે આ ભવે અને પરભવે ચાંડાલ થઈને રહે' (મંજરી) 'જ્યાં જૈન મારવાડી જાય ત્યાં પોતાના જેવા બ્રાહ્મણ વીરને શો ડર?' (કાક) 'મનુષ્યોમાં એક બ્રાહ્મણ અને નહિ જૈન કે નહિ રજપૂત' (કાક) અન્ય કોઈ પાત્રનું નહિ પણ સીધે સીધું લેખકનું પોતાનું જ વલણ સૂચવતી પંક્તિ 'પરંપરાથી ચાલતો આવેલો બ્રાહ્મણો પ્રત્યેનો દ્વેષ છોડી (જૈન) સાધુઓ બ્રાહ્મણો સાથે બેઠા.' આ સાથે સરખાવો તે જમાનાની જાણીતી પંક્તિ–હસ્તિના...જૈન મંદિરમ્ । (આ બંનેને વિરોધ તો હતો ખરો, પણ લેખક રજૂ કરે છે તેમ શું એકપક્ષી જ હતો? તટસ્થ વાચક ઉપરની સંસ્કૃત પંક્તિને ખ્યાલમાં રાખીને નિર્ણય કરે.) હવે પોતાની પ્રિય પાત્રોની આ ઉક્તિઓ લેખકના પોતાના જીવન દર્શનનું કેટલે અંશે પ્રતિબિંબ પાડે છે તે નક્કી કરવાનું વાચકના વિવેક ઉપર જ છોડવું ઘટે. બાકી લેખકની અન્ય કૃતિઓ તેમજ વીસમી સદીના લેખકનું મધ્યકાલીન માનસ જોતાં તેમનું જીવનદર્શન કેવું હશે તે વિષે ઝાઝો મતભેદ ઊભો થાય તેમ નથી. હવે આ જી. દ. સાથે મુનશીને મતે જે મૃત્યુનો, પરલોકનો, સંદેશો સુણાવી ગયો તે મધ્યકાલીન જમાનાના વેદાંતી કવિ અખાનું જી. દર્શન સરખાવો :–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર

'હરિનો પિંડ અખા કોણ ક્ષુદ્ર?'—ક્યાં મધ્યકાલીન જમાનાનો છતાં તે જમાનાના દૂષણ જાતિભેદભાવ, ઉંચનીચના ખ્યાલ, આભડછેટ વગેરેથી પર એવો અર્વાચીન માનસ ધરાવતો જ્ઞાની કવિ અખો અને ક્યાં આપણા આ લેખક! મુનશીમાં કલાકારનું તાદાત્મ્ય છે પણ તેટલું તાટસ્થ્ય નથી. તે સમયના બ્રાહ્મણ–જૈનોના વિરોધના આલેખનમાં મુનશી જ્યારે એકપક્ષી વલણ અખત્યાર કરે છે ત્યારે તે જ વિરોધને આલેખતું ધૂમકેતુનું તટસ્થ વલણ વધુ સમભાવભર્યું અને સમતુલ હોવાથી વાચકોનો વધુ આદર પામે તેવું છે.

લેખકના જી. દર્શનનો બીજો અગત્યનો મુદ્દો—ગેનકેન વિજય મેળવવો તે. કદાચ સાચે સાચ વિજય ન મળ્યો હોય તો વિજય મળ્યો છે તેમ બતાવવું, દુનિયાની નજરમાં તો વિજયી જ રહેવું, અને વાહવાહ બોલાવવી. દા. ત. એક વિજયી સેનાપતિ તરીકે ઉબક પરમારનું પાટણમાં આગમન. હવે તે પ્રસંગે થતું મુંજાલનું આગમન એ રીતે ચિતરાયું છે કે ખરેખર જાણે પાટણનો જ વિજય થયો હોય! ('જય સોમનાથ'ના અંતમાં યવનોથી હાર્યા છતાં, સોમનાથ ભંગાયા છતાં રજૂઆત એ રીતે થઈ છે જાણે હિંદુઓને જ વિજય મળ્યો હોય!)

આથી વધુ ખૂંચે તેવો દાખલો—દરબારમાં રાના વિજય અંગે જયદેવની બહાદુરીનાં થતાં ખોટાં વખાણ. હવે વાચક સારી રીતે જાણે છે કે યુદ્ધભૂમિ ઉપર જયદેવની હાજરી સરખી પણ નહોતી! રાના પરાભવનો યશ ત્રિભુવનપાલ, કાક અને પરશુરામના સૈનિકોને ફાળે ખરેખર જવો જોઈએ. આ લેખકની વાર્તા ઉપરથા તો વાચક એમ જ માનવા પ્રેરાય ને કે પશ્ચિમ હિંદના વિક્રમાદિત્ય તરીકે પ્રસિદ્ધ સિદ્ધરાજ જયસિંહ જેવાનો રાજયશ ખરેખર તો આવાં ખોટાં વખાણ ઉપર જ પ્રતિષ્ઠિત થયેલો હશે? આવા વિવેકશૂન્ય લખાણ કરતાં ઐતિહાસિક વસ્તુને નિરૂપતાં ન્યુ વ. શાહનાં સ્વસ્થ લખાણો કંઈક વધુ પ્રતીતિજનક લાગે છે.

જી. દર્શનનો ત્રીજો મુદ્દો ઠાઠથી બધાંને આંજવા તે. દા. ત. ઉબકના આગમન ટાણે તેને આંજવા, પાટણનો પ્રતાપ બતાવવા તેને ગભરાવવા રજૂ થતો દરબારનો ઠાઠ. કોઈ દિવસ નહિ ને તે જ દિવસે પૂરા સો બ્રાહ્મણ અંગરક્ષકો સાથે જયદેવનું દરબારમાં થતું આગમન. આવા ઠાઠમાં જ જાણે જીવનની સિદ્ધિ રહેલી છે તેવું કંઈક લેખક માનતા લાગે છે! જી. દર્શનમાંથી મુખ્ય એ વસ્તુ તરી આવે છે કે લેખકમાં

કલાકારનુ, ન્યાયાધીશના જેવુ તાટસ્થ્ય નથી પણ સત્ય અસત્યની પરવા કર્યા વિના પોતાના પક્ષનુ સમર્થન કરવુ વકીલનુ દષ્ટિબિંદુ છે

લેખકના સ્ત્રીવિષયક દર્શનમાં બે ત્રણ વાત નોંધવા જેવી છે પ્રણયનિકામજક લેખક સ્ત્રી પુરુષને સરખાં ગણતા હોય તેમ લાગતુ નથી સ્ત્રી કૈક મૂરખ છે તેવુ લેખકનુ માનવુ લાગે છે, માતૃત્વને લેખક નવયૌવન કરતા ઊતરતુ હનકુ ગણતાં લાગે છે સ્ત્રી ત્યા સુધી જ છાનની જ્યા સુધી તે નવયૌવના હોય, છડી હોય, છોકરાંવાળી સ્ત્રીનો નબર લેખકના મનથી સાવ છેલ્લો ! (ત્યારે સ્ત્રી એટલે ભોગવિલાસની પુતળી એમ સમજવુ ?) તે જ સ્ત્રી તરફ પરુષ આકર્ષાય છે, ને એનો અનાદર કરે છે અને પુરુષનો અનાદર કરનારી સ્ત્રી અતે એ જ પુરુષની આગળ હાર કબુલે છે, એને હારવુ ગમે પણ છે મજરી શાકથી હારે છે તે પરમ પ્રેમથી નહિ પણ સ્નેહના દબાણને કારણે એક માતૃત્વ વિષેની લેખકની વિચારસરણી બાદ કરીએ તો તેમનુ સ્ત્રી-વિષયક દર્શન જૂની પ્રણાલિકાથી બહુ જુદુ પડતુ હોય તેમ લાગતુ નથી અને શરદબાબુ ધૂમકેતુ કે બોગાદકર વગેરેના સ્ત્રીવિષયક દર્શન સાથે સરખામણી કરીએ તો આપણા લેખકનુ દર્શન કેટલુ અનુદાત્ત છે તેનો ખ્યાલ આવશે

હવે આ ઐતિહાસિક કથાને ઇતિહાસની દષ્ટિએ જોઈએ વાર્તાકારે ઈતિહાસ સાથે ઘણી છૂટો લીધી છે અમુક પ્રમાણસિદ્ધ હકીકતોને વિપરિત રીતે રજૂ કરવામાં ઐતિહાસિક વાર્તાનુ ગૌરવ સચવાતુ નથી આપણે બે ત્રણ દાખલા જોઈએ દા ત ત્રિભુવનપાલ એ ખરી રીતે સિદ્ધરાજથી ઉમરમાં નાનો છે ('ત્રિભુવનપાલને જયસિંહે પોતાના નાના ભાઈ પેઠે રાખ્યો હતો'—દ્વયાશ્રય) પણ અહી વાર્તામાં તે જયદેવથી મોટી ઉમરનો બતાવ્યો છે ખતીબના પ્રસગ અગે દુર્ગાશકર શાસ્ત્રી પોતાના 'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઈતિહાસ'માં 'જામે-ઉલ-હિકાયત' માથી નીચે પ્રમાણે નોંધ કરે છે 'અગ્નિ પૂજકોમાંના દરેક સમુદાયના બબ્બે મુખ્ય નેતાઓને યોગ્ય દડ કરવાની સિદ્ધરાજે આજ્ઞા આપી' આમાં જૈનોનો ક્યાય ઉલ્લેખ નથી બ્રાહ્મણોનો સ્પષ્ટ ઉલ્લેખ છે છતાં વાર્તામાં આખી વાત વિપરિત રીતે મુકાઈ છે તે જમાનાના 'પશ્ચિમ હિંદના વિક્રમાદિત્ય' સિદ્ધરાજ જયસિંહને નમાલો ચીતર્યો છે સિદ્ધરાજની એક નૃપતિ તરીકેની કારકિર્દીની શરૂઆત થઈ ગયા પછી કેટલેક કાળે ઉદયન મત્રી થયેલો, અહી તેને સમયની દષ્ટિએ કૈક વહેલો મત્રી બનાવી વાર્તામાં ખલ તરીકે રજૂ કરી દીધો છે કાક ખરેખર સિદ્ધરાજની ઉત્તરાવસ્થામાં પાટણમાં આવેલો, અને કુમારપાળની પૂર્વાવસ્થામાં પૂરેપૂરો ચમકેલો, અહી તેને તે કરતાં વહેલો રજૂ કર્યો છે મજરી, કીર્તિદેવ તદ્દન કલ્પિત પાત્રો છે એકદરે આ ઐતિહાસિક વાર્તામાં કવિકલ્પિત ઘણુ છે અને એક પક્ષે ઐતિહાસિક વસ્તુ અને બીજે પક્ષે કવિ કલ્પિત વસ્તુનો લેખકે જે પ્રમાણ વિવેક (કે પછી પ્રમાણ-અવિવેક ?) જાળવ્યો છે તે જોતાં આ વાર્તા જેટલી કાલ્પનિક લાગે છે તેટલી ઐતિહાસિક નથી લાગતી આના પુરાવા તરીકે એક હકીકત તરફ અગુલીનિર્દેશ કરુ સોલકીયુગની ધૂમકેતુની કથાઓ સામાન્યત મુનશીની વાર્તાઓ કરતાં વાચકને અકારણ લબાણ કરતી લાગે, પણ એક માત્ર ઐતિહાસિક દષ્ટિએ જોતાં (અને ઐતિહાસિક કથાને ઐતિહાસિક રીતે જોઈએ તો એમાં ખોટુ પણ શુ ?) હકીકત લાગે છે તેથી તદ્દન ઊલટી છે મુનશીમા જે લબાણ છે તે ધૂમકેતુમાં નથી દા ત એક માત્ર સિદ્ધરાજના સમયને ચીતરતી બન્નેની કથાઓ જુઓ બન્ને ત્રણ ત્રણ નવલકથા રોકે છે એમાં મુનશીની કથાઓનાં પાનાં વધારે, છતાં જ્યારે ધૂમકેતુની ત્રણે કથાઓમા સિદ્ધરાજનો—અવતીનાથ થયો ત્યાં સુધીનો—લગભગ સમગ્ર ગાળો આવી જાય છે, જ્યારે વધારે પાનાં રોકવા છતાં મુનશી સિદ્ધરાજના ગાળાની છેલ્લી કથા—'રાજાધિરાજ'—મા હજી સિદ્ધરાજના સોરઠ વિજયથી આગળ વધી શક્યા નથી ! આનુ કારણ એ છે કે મુનશીની કથાઓમા ઐતિહાસિક વસ્તુને મુકાબલે કવિકલ્પિત ઘણુ ઘણુ છે

તદુપરાંત આ ઐતિહાસિક કથા માત્રા રાજકીય ઇતિહાસ આલેખતી કથા જ ગણાય. સ્થાપત્યાદિ કલાઓનો ભીમદેવના સમયથી ગુજરાતમાં વિકાસ થતો રહેલો અને સિદ્ધરાજના સમયમાં તે પૂર્ણતાના શિખરે પહોંચેલી પણ તેનો કંઈ ખાસ ઉલ્લેખ આપણા લેખકની કથાઓમાં મળતો નથી. તે સમયના ધાર્મિક ઝઘડાઓનું એકપક્ષી દર્શન ખરું, પણ તે જમાનાની ધાર્મિક તેમજ સાહિત્યક્ષેત્રની સિદ્ધિઓનું દર્શન નહિ. આ બધું ઐતિહાસિક વાર્તાની મર્યાદારૂપ ગણાય.

હવે લેખકની વાર્તાકલા ટૂંકાણમાં જોઈએ. એક વાર્તા તરીકે 'ગુજરાતનો નાથ' સફળ વાર્તા છે. મુનશી સફળ વાર્તાકાર છે. વાર્તાની સફળતાનું એક કારણ તે રસની જમાવટ. તે માટે લેખક વાર્તામાં ભેદભરમ ઊભા કરે છે. આથી વાચકની જિજ્ઞાસા જાગે છે. દા. ત. 'કૃષ્ણદેવ' નામધારી વ્યક્તિ સાચેસાચ કોણ છે તે જાણવાની જિજ્ઞાસા વાચકોને થાય, તે જ્યાં સુધી જાણે નહિ ત્યાં સુધી વાચક વાર્તાના રસમાં તણાયા કરે. વાર્તા રસથી વંચાય, રસની જમાવટ થાય. તે જ રીતે મુંજાલ–જયદેવ ઉબક અને નટવર્મા તરીકે કાકના મનમાં પ્રથમ કલ્પાય, મંજરી જોડે ખંભાતનો કોઈ જૈન શેઠિયો પરણવા માગે છે તેવા ભ્રમમાં કાક અને વાચકો રહે અને તે શેઠ બીજો કોઈ નહિ પણ ઉદો પોતે જ તે જાણતાં કાકની પેઠે વાચકો પણ આશ્ચર્યની અવધિ અનુભવી રહે. ગુજરાતને સીમાડે એક ગામડામાં સરકારી ઉતારે ત્યાંના પટેલ સાથે ઉતારા માટે કાકને વાદવિવાદ થાય, પેલાનો 'નકાર' કાકની જેમ વાચકોને પણ અકળાવી મૂકે, અંતે ઉતારામાં ગુજરાતનો રાજા જયદેવ પોતે ઉતર્યો હોવાથી પેલો 'ના' પાડ્યા કરે છે. તેટલો ખુલાસો થતાં કાકની જેમ વાચકો પણ આશ્ચર્યમાં ડૂબી જાય, એ જ રીતે કીર્તિદેવની, મુંજાલ જ્યારે તેણે જેલમાં હણવા તત્પર થયો છે ત્યારે કાક દ્વારા તેની મુંજાલના ખોવાયેલા પુત્ર તરીકે અપાતી ઓળખાણ,—આ બધા પ્રસંગોને લેખકે પૂરેપૂરા ખીલવ્યા છે, વાચકની જિજ્ઞાસા ઠેઠ સુધી લેખક ખેંચે છે, અંતે તેની તૃપ્તિ થાય, ત્યાં સુધી રસની લહરીઓમાં વાચક તણાયા કરે. પણ મારે તો એ કહેવું છે કે આ બધી આશ્ચર્યપરંપરાઓ વાચક માત્ર પ્રથમ વાચને જ અનુભવી શકે, તે પછીના એકે વાચને નહિ, કારણ કે બધા જ ભેદભરમોનું રહસ્ય પ્રથમ વાચન પછી તો તે જાણે જ છે. પણ મહાન કલાકારની કલામાં જણાતું સનાતન રસતત્ત્વ શું આવું જ હોય? 'મળેલા જીવ' કે 'માનવીની ભવાઈ' જેવી નવલોમાં ઉપર્યુક્ત ભેદભરમોની મદદ વિના પણ 'ગુજરાતનો નાથ' જેવી 'રોમેન્સ' કરતાં જરાયે ઉતરતી નહિ તેવી રસની જમાવટ જોવા મળે છે. 'મળેલા જીવ' કે 'માનવીની ભવાઈ' માં જોવા મળતું માનવ હૃદયના ઊંડામાં ઊંડા સ્તરોનું દર્શન, માનવ હૃદયની સમૃદ્ધિ 'હૈયાની ઉકેલત' કલાકાર પન્નાલાલમાં જણાતી માનવ હૃદયમાં સૂક્ષ્મ–અતિસૂક્ષ્મ સંચલનોને સમજવાની ઊંડી સૂઝ તેમજ સહજ વાર્તાકલા—આ બધું 'ગુજરાતનો નાથ' કે તેના લેખકની કલામાં જોવા મળતું નથી.

આમ પાત્રાલેખન, પ્રસંગચિત્રણ, જીવનદર્શન, ઐતિહાસિક ભૂમિકા તેમજ વાર્તાકલાની દૃષ્ટિએ 'ગુજરાતનો નાથ' માં ઘણી ઘણી ખામીઓ છે. આ વાર્તાનું ગુણપાસુ નરસિંહરાવે સારી રીતે બતાવ્યું છે. આ લેખના વાચનથી તટસ્થ વાચકને તેની બીજી બાજુ જોવા મળશે, અને તે બીજી બાજુ પણ અવલોકવા જેવી છે તેમ તેને લાગ્યા વિના રહેશે નહિ.

*

આ વર્ષના અંકોમાંના લેખો ઉત્તમ કક્ષાના છે તથા વાંચતા આનંદ અને જ્ઞાન મળે છે. અમે 'ઊર્મિ–નવરચના' વધુ પ્રગતિ કરતું થાય એમ ઈચ્છીએ છીએ.

—છોટુભાઈ આ. નાયક [અંધેરી] ૨૨–૬–'૫૫





મંજુલાલ ત્રિવેદી

# 'ડાહ્યો' ગાંડો

ગામની શેરી કે શહેરની પોળ એવાં કેટલાંય જીવંત પાત્રોથી ભરપૂર હોય છે કે તે બધાંનાં આલેખનો કરી શકાય તો સાહિત્યમાં તેની ખોટ નહી જ કદી પડે. આ ચિત્રને રેખાથી અને શબ્દોથી મઢીને આ જ લેખકનાં ઊર્મિમાં આવી ગયેલાં આવાં રેખાચિત્રો ફરી તાજાં નથી થતાં!......

ત્રણ ચાર સ્ત્રીઓ નદીએથી પાણી ભરીને ઘર તરફ ઝડપથી આવતી હતી. શિયાળાની સાંજ અને છ વાગી ગયા હતા એટલે અંધારું થઈ ગયું હતું. પાણી ભરીને આવતી સ્ત્રીઓ એકબીજીને ઘસાઈ ઘસાઈને જાણે આગળ ન નીકળી જવું હોય તેમ ચાલતી હતી. એવામાં અચાનક ટંકેલીઆ ચોકના ખૂણા આગળ જ એક પાણીના ભરેલા બેડા સાથે સ્ત્રી જમીન ઉપર પડી ગઈ. બીજી બે ત્રણ સ્ત્રીઓ પણ આમ અચાનક પોતાની સાથેની બાઈને પડી ગયેલ જોઈને આશ્ચર્યથી આજુબાજુ જોઈને શું થયું? શું થયું? તેમ પૂછવા લાગી. નીચી પડી ગયેલ બાઈને કંઈક જોવામાં આવેલ હોવાથી ડર



'ડાહ્યો' ગાંડો : એની એક અનોખી અદામાં

લાગ્યો હતો. તેને લીધે તેના હૃદયના ધબકારા વધ્યા હતા અને શ્વાસ પણ જોરથી ચાલવા લાગ્યો હતો. ટંકેલીઆ ચોકના ખૂણા સામે નિશાળની બારીના કાચમાં સાંજના અંધકારને લીધે દેવતાના ઝબકારા, ઝબક ઝબક થતા, આ નીચે પડી ગએલ બાઈએ બીજી સ્ત્રીઓને બતાવ્યા. જુઓ તો ખરા આ સામે નિશાળમાં ભૂત થયું લાગે છે!

બધી સ્ત્રીઓની નજર નિશાળની બારીના કાચ તરફ પડી. અને જોયું તો એકી સાથે છ-સાત દેવતાના ઝબકારા થયા કરતા માલમ પડ્યા; અંધારી રાતે ઝાડ ઉપર આગીઆ જેવી રીતે ઝબક ઝબક થતા હોય તેવો ભાસ થયો. દેવદર્શન કરવા જતા થોડાક માણસો, અને નાના છોકરાઓનું એક નાનું ટોળું થોડી વારમાં એકઠું થઈ ગયું.

સમી સાંજે નિશાળમાં ભૂત થયું ભાઈ ભૂત થયું એવો આછો ગણગણાટ શરૂ થયો. નિશાળના કંપાઉન્ડની જાળી બહાર ઊભા રહીને ઘણા માણસો આ ભૂતને જોવા એકઠા થઈ ગયા. આછા અંધકારમાં ભૂતનું શરીર તો કોઈ જોઈ શકતું નહોતું, માત્ર આ દેવતાના છ-સાત ઝબકારા જે થયા કરતા હતા તે જ દેખાયા કરતા હતા: રાત્રિની શરૂઆતનો અંધકાર ધીમે ધીમે વધતો જતો હતો. એટલે ટોળામાંથી કમ્પાઉન્ડ કૂદીને અંદર જઈને ખાત્રી કરવા કોઈની હિંમત ચાલતી નહોતી. અને આ ઝબકારા ચાલુ હતા એટલે આ જોવાનું કુતૂહલ ટોળાના માણસોને વધારે થતું જતું હતું:

એટલામાં નદીકાંઠે આવેલી ખોર વાડીએથી નિશાળનો પટાવાળો ભોથીગો પીપરના પાંદડાની નાની એવી ભારી માથા ઉપર મૂકીને ચાલ્યો આવતો હતો. પાછળ એની લંગડી બકરી ખોડંગતી ખોડંગતી ધીરી ગતિએ આવતી હતી. નિશાળ આગળ જમા થયેલા

ટોળાએ નિશાળના પટાવાળાને આવતો જોયો. ટોળા માંહેના છોકરાઓને તો એમ જ થયું કે ભોથીઓ આ ભૂતને પકડવા હમણાં જ દિવાલની અંદર કૂદી પડશે. અને ભૂતને જોવાની મઝા પડશે. ભોથીઓ ફાટેલા સ્લીપરના અવાજ સાથે નજીક આવ્યો ત્યારે આ દૃશ્ય જોઈને આશ્ચર્ય પામ્યો. ભોથીઓ આંખે 'રતાંધળો,' હતો એટલે રાત્રે થોડું જોઈ શકતો. નિશાળમાં ભૂત ! નિશાળમાં ભૂત ! એવા અવાજ ભોથીયાએ નજીક આવીને જ સાંભળ્યા. ટોળાંના છોકરાંઓ અને બૈરાંઓએ ભોથીયાને દરવાજા પાસે આવવા સરળતાથી રસ્તો કરી આપ્યો. ભવાયાઓએ વેશ કાઢયો હોય તેવી રીતે ભોથીયો જાણે કશું જ આશ્ચર્ય થતું ન હોય તેમ માથા ઉપર લીલા પાંદડાની ડાળીઓની ભારી અને પાછળ લંગડી બકરી સાથે. બૈરાં છોકરાંઓના ટોળા વચ્ચે દરવાજા નજીક આવી પહોંચ્યો.

પાટીવાડાના ચોકમાં વેશ ભજવતો હોય તેવી છટાથી ભોથીયો અભિનય સાથે બોલ્યો. સાથે થોડુંક હાસ્ય પણ વેરતો ગયો, 'અરે ! બેનો બા ! આ સામેના કાચના બારણામાં દેવતાના ઝબકારા દેખાય છે તેને તમે બધા ભૂત કો' છો ! અરે ! ઘરે જાઓ ઘરે બધાં. આ તો પેલો, રોજ રાતે અહીં પડયો રે' છે તે આપણો ડાહ્યો ગાંડો છે. અહિંયા તે ભૂત કેવું વળી !' ત્યાં તો દરેક બૈરાં છોકરાં તથા ટોળાના લોકો સહેજ ઝંખવાણાં પડી ગયાં હોય તેમ, એક પછી એક ઘર તરફ અદૃશ્ય થઈ ગયા.

ડાહ્યાનો ભૂતકાળ ઘણો ભવ્ય હતો. લોકવાયકા એવી હતી કે તેના પિતાને ઘેર, સોના, ચાંદીની પાટો ઘરની દિવાલોમાંથી નીકળતી. રાજ્યના ગોરપદે તેના પૂર્વજો બિરાજતા. અને એ રીતે તેનું પૂર્વજીવન ઘણું સુખી હતું.

દુનિયાએ તેની કદર 'ગાંડા' તરીકે કરી હતી પણ ખરેખર તે ઘણો સમજદાર હતો, તે વિચારક હશે કે કેમ તે તો કોણ જાણે. પણ તે સતત વિચારોમાં તલ્લીન બની રહેતો ! ઘણી વાર તેના આચાર વિચારો અને વર્તન એક ફિલસૂફ જેવા તો અવશ્ય લાગતા.

ગામના માણસો જ્યારે તેની 'ગાંડા' તરીકે કસોટી કરતા ત્યારે તે ગાંડાને બદલે, ડાહ્યા તરીકે માણસોના મન ઉપર છાપ પાડતો. અને તે તેના આચાર વિચાર અને વર્તનથી જ ગામના લોકોને એમ થતું કે આ માણસને આપણે ગાંડો કહેવો એમાં આપણી લાયકાત નથી. છતાં તે બધું સ્મશાનવૈરાગ્યની જેમ ભૂલીને માણસો ક્ષણિક તેની તારીફ કરતા, અને ફરી પાછા પૂર્વવત, એનો એ જ ડાહ્યો ગાંડા તરીકેની જ ભૂમિકામાં લોકોની કલ્પનામાં ખડો થઈ જતો. મહાન કુદરત લોકોને ઘણી વાર ડાહ્યા વિષે ખાત્રી આપતી કે ડાહ્યો એ તો ખરેખર ડાહ્યો જ છે. જ્યારે લોકો કહેતા કે કુદરતે એને. ગાંડો બનાવ્યો છે. નહિ તો એ બિચારો ડાહ્યો જ હતો.

આવી વિચારસરણીના પ્રવાહો ડાહ્યાને વિષે વહ્યા કરતા હતા. અને મદમસ્ત ડાહ્યો અનેક ખુમારીથી કોઈ ક્ષણે ડાહ્યો જ અને કોઈ ક્ષણે, ગાંડો દેખાઈને જીવનમસ્તી માણ્યા કરતો હતો.

કોઈ એકાદ ભાંગેલ ખંડેરના ખૂણામાં, એકી સાથે છ–સાત બીડીનાં ઠૂંઠાં સળગાવીને ધૂમ્રપાન કરતો ડાહ્યો સંધ્યાના અંધકારમાં દેવતાના ઝબકારાઓ કરતો ત્યારે લોકો, એને જુદી જુદી રીતનો ગાંડો કહેતા. ભૂત જેવો ગાંડો કોઈ કહેતા. શંખ જેવો ગાંડો. એવી રીતે જે જેને જેવી કલ્પના આવતી તેવો આ ડાહ્યાને લોકો ગાંડો, કહી નાખતા.

ડાહ્યાનું કાયમી રહેઠાણ કે ઘર તેને માટે કોઈ ચોક્કસ નહોતું. તે હમેશાં 'સબ ભૂમિ ગોપાલકી' એમ માની અને સારાયે વલ્લભીપુરને પોતાનું ઘર માનીને એક સ્થળેથી બીજા સ્થળે, વિહાર કર્યા કરતો. કોઈ ઊંચા પરમહંસની જેમ પોતાને જરૂર પૂરતો સામાન એક બાંય વગરના કોટના ખીસામાં રાખતો. જલપાન કરવા માટે એક ટરડાઈ ગયેલું સીગરેટનું ડબલું





ખીસામાં રાખી મૂકતો. આ ઉપરાંત અનેક જૂના સાડલાઓના થીગડાંઓથી સજેલી એક સૂવા માટેની ગોદડી તે હમેશાં પોતાની બગલમાં જ રાખી મૂકતો. આ જીવનમુક્ત ખરેખર સાચા દરિદ્રનારાયણના વેશમાં જ, દરેક સ્થળે ભટકયા કરતો. તેને માટેની આશ્ચર્યજનક હકીકત તો એ હતી. કે તેને સવારથી સાંજ સુધીમાં અવાર નવાર નવાં વસ્ત્રો કે, ઓઢવાની ચાદર વગેરે કપડાંઓ વગેરે ભાગ્યે ભેટ મળતાં. અને તેની બીજી જ કલાકે તે, સુંદર વસ્ત્રો, ગરીબ ગુરબાને 'વસ્ત્રદાન' તરીકે આપી દેતો. લોકો તેને, પૂછતા : 'ડાહ્યાભાઈ, તમને હમણાં જ કપડાં અને ચાદરો આપ્યા હતાં ને ! તે બધાં ક્યાં છે ? તેનો પ્રત્યુત્તર લોકોને તરત જ મળતો કે,—હમણાં જ 'વસ્ત્ર દાન' કરી દીધું. એવું જ વાસણ અને પૈસાનું થતું. રાંધેલી રસોઈનું પણ ઉપર પ્રમાણે જ. લાડુ દાળ ભાત શાક જેટલી મોજથી તે જમતો તેટલીજ મોજથી, બાજરાનો સૂકો રોટલો, માત્ર પાણીની અંદર બટકું બોળી બોળીને ખાતો. પરમહંસની જેમ તેણે જીવનભર એક ખોબામાં જેટલું જેટલું મળ્યું તેટલું ખાઈને આનંદ માણ્યો છે. તે સાચો અપરિગ્રહી હતો.

ડાહ્યાએ આ બધાં દાનોની કલ્પના જન્મથી મેળવેલી અને, ભૂમિદાન, વસ્ત્રદાન, અન્નદાન અને 'લક્ષ્મી-દાન કોઈપણ જાતના પ્રચારકાર્ય સિવાય તે બધા દાનોનું ગુપ્તદાન સતત કર્યા કરતો; ડાહ્યાને જે કીમતી વસ્તુ મળતી તે તે બીજી જ કલાકે, બીજા કોઈ ગરીબને આપી દેતો. ભૂમિદાન વિષેનું તો આ પ્રમાણે છે, શેરીના કોઈ પણ ખંડેરમાં ડાહ્યો પુરાણી ગોદડી પાથરીને આરામ કરતો હોય. તે દરમિયાન, કોઈ શ્વાન કે ગધેડું, ડાહ્યાના બીછાના પાસે આવી પહોંચ્યા હોય તો ડાહ્યો ભરનિદ્રામાં હોવા છતાં જાગીને પોતાની ગોદડીને બગલમાં નાખીને પોતાના રહેઠાણવાળી ભૂમિને જરા પણ સંકોચ કર્યા સિવાય તે રહેઠાણવાળી ભૂમિ, શ્વાન અને ગધેડાને હસતે મુખે સુપ્રત કરીને આગળ વધી બીજા કોઈ ખંડેરમાં રહેવા માટે ચાલ્યો જતો. ભયંકર વિષધર સર્પોએ અને ઝેરી પ્રાણીઓએ, ડાહ્યાનું સદા રાત્રિ દિવસ રક્ષણ કર્યા કર્યું છે. ચોમાસાની મેઘલી રાત્રે, કે એવા બીજા અનેક પ્રસંગે ડાહ્યો મૃત્યુના મુખમાં ઊભો હોય તેમ આપણને લાગે, પણ કુદરત ખરેખર ડાહ્યાની જ હતી. મૃત્યુ એને જીવનમંત્ર આપીને ચાલ્યું ન જતું હોય તેવો લોકોને ભાસ થયા કરતો હતો. ડાહ્યો તો ખરેખર મૃત્યુંજયી હતો. જીવનમુક્ત હતો. પરમહંસ હતો. એ શું ન હતો તે હજી આજ પણ એની કલ્પના લોકો કરી શક્યા નથી.

રસોડામાં રસોઈ કરતી સ્ત્રીઓને તેનાં છોકરાં ખૂબ પજવતાં હોય રડારોળ અને કકળાટ કરતાં હોય. પછી છોકરાંને ખૂબ મારી અને પીટ્યાં હોય, જરાયે છાનાં રહેતાં ના હોય. ત્યારે મા બીચારી થાકી કંટાળી અને ફળીઆમાં આવી અને હાયવરાળ કાઢે, 'આ રોયો 'ડાહ્યો' કોણ જાણે, ક્યાં અત્યારમાં મરી હશે, જ્યારે જરૂર હોય ત્યારે દેખાય નહિ અને અમથો તો બારણાં ભટકારી ભટકાવીને જીવ ખાઈ જાય. ઘડીક આ છોકરાને તેડી જાય તો, રાંધી નંખાય ને ?—'

કંટાળેલી મા રડતા છોકરાને 'છાના રાખવા ડાહ્યાને બોલાવતી, ડાહ્યો હસતે મોઢે, રડતાં છોકરાંને તેડી રમાડવા લઈ જાય છોકરું તરત જ શાંત થઈ જાય. ડાહ્યાની જોડે રમવા લાગી જાય બાળકોનું માનસ જાણવાની શક્તિ ડાહ્યામાં હતી કે કેમ ? તે તો કોણ જાણે પણ તેનામાં કંઈક અજબ એવી શક્તિ તો હતી જ કે અત્યંત રડતાં બાળ હઠીલા બાળકોને ડાહ્યો, છાનાં રાખી અને રમાડી શકતો. ડાહ્યો બાળક જેવા હાવભાવ અને અભિનય તથા વાણી ચોખ્ખી બોલતો, તેનું નિત્યનું વર્તન ઘણું વિવેકી હતું.

ડાહ્યાનું અંતરહૃદય ઘણું સત્ય અને ઊંચી કોટિનું હતું. રસ્તામાં કોઈ વાર પાંચ-દસ રૂપીઆની નોટ કે રૂપીઓ તેને જડ્યો હોય તો તે જ વખતે તે નોટ કે પૈસા લઈને આજુબાજુના દુકાનદાર પાસે જઈને



તરત જાહેર કરી દેતો કે, આ નોટ અથવા રૂપીઓ મને રસ્તામાંથી જડ્યાં છે. જેમની હોય તેમને આપી દેજો.

વેપારીઓ ડાહ્યાને સાચા 'શરાફી' તરીકે ઓળખતા, પરચુરણ લેવા માટે ડાહ્યાને મોકલતા. પૂરેપૂરું પરચુરણ વેપારીને ડાહ્યો સુપ્રત કરતો. કોઈ પણ એકાદ ઘરનું રોટલી કે શાક દાળ ખાવા માગ્યા પછી વધુ મેળવવા કોશિષ કરી નથી...

જમવા બેઠેલી બ્રાહ્મણોની નાત તરફ પણ તેણે લક્ષ્ય આપ્યું નથી.

ડાહ્યો આરામમાં બેઠો હોય ત્યારે ઘણી જુદી જુદી રીતના હાથ મોઢું અને આંગળીઓના અભિનય કરતો હોય. શેરીનાં બાળકો તો આ બધા ચેનચાળાને જોઈ આનંદ મસ્તીમાં આવી જતાં. બાળકથી માંડીને નાનાં મોટાં સ્ત્રી-પુરુષો તો શું પણ પશુ, પ્રાણી અને પક્ષીઓએ પણ ડાહ્યાની સુજનતા પ્રત્યે સહૃદયતા બતાવી છે. શેરીનાં કૂતરાઓએ ડાહ્યાની ફાટલી ગોદડી અને પાણી પીવાના સીગરેટના ડબલાનું સદા રક્ષણ કરી ચોકી કરી છે. ગધેડાઓએ તેને વિશ્રાંતિ માટે ખરા બપોરે છાંયો કરી આપ્યો છે. ઉનાળાની પ્રખર લૂ લાગતી હોય તેવે વખતે શેરીની સ્ત્રીઓએ એઠવાડની કુંડીમાં પાણી ઉલેચી વિશ્રાંતિ લેતા ડાહ્યાની આજુબાજુ છાંટીને ઠંડકની લહેરો પ્રસરાવી છે. અને તેવે વખતે ડાહ્યો ઘસઘસાટ ઊંઘતો હોય ત્યારે એ એઠવાડની કુંડીના છાંટેલા પાણી ઉપર કાગડાઓ અને કાબરો નૃત્ય કરતાં કરતાં ઊંઘતા ડાહ્યાને સ્વપ્નસૃષ્ટિમાં ઈંદ્રલોકનું સુખ પ્રાપ્ત કરાવતા હોય તેવો ખ્યાલ આપતા. આવી રીતે ડાહ્યાના સંસ્મરણોએ મારા અભ્યાસ કાળ દરમ્યાન અભ્યાસી જીવનને ઘણો અનુભવ આપ્યો છે.

ત્યાર બાદ કેટલાંક વર્ષો પછી ઉનાળાની રજાઓમાં હું મારે ગામ વલ્લભીપુર ગયો. મારા મિત્ર શ્રી હરિલાલ બધેકા (સીંગાપુરવાળા) સવારના દસેક વાગ્યાના સુમારે મારે ઘેર મળવા આવ્યા, મને ઘણા વખત પછી ડાહ્યાનું સ્મરણ તાજું કરાવ્યું. કહ્યું કે ભાઈ જલદી મારી સાથે બહાર ચાલો, આપણે એકદમ ડાહ્યાલાલ પાસે જવું જોઈએ. મને આશ્ચર્ય થયું પણ તેમણે તુરત ખુલાસો કર્યો. બહુ સમય લગાડવા જેવું નથી. ઉતાવળ કરો. અમે બંને જણા બહુચરાજી માતાના ખાંચા આગળ આવી પહોંચ્યા.

મને પાસે લઈ જઈને તેમણે બતાવ્યું કે, જો ભાઈ, લોકો જેને 'ડાહ્યા' ગાંડા તરીકે જ સદા જોયા કર્યા છે અને એ જ કલ્પનામાં ગુંચવાયા કર્યા છે એ જ માનવીની આ છેલ્લી ભૂમિકાનું દર્શન કરી લે, ડાહ્યાલાલ પોતાની જિંદગીનો વનવાસ વટાવીને દોઢેક દસકો આગળ પહોંચી અત્યારે મહાપ્રસ્થાનની તૈયારી કરી રહ્યા હતા.

એ જ ફાટલી વર્ષોજૂની ગોદડી, એ જ જૂનું સીગારેટનું ડબલું, એ જ ખંડીએરના ઈંટડા નજીક આગળ એઠવાડની કુંડીના છાંટેલા પાણી ઉપર પાથરેલી મૃત્યુશય્યા. કોઈ મહાન અવધૂતની જેમ આખા શરીરે વિષ્ટા અને મેલું ચોપડેલું માલમ પડ્યું. મહામૂલી કાયાનો મોહ છોડી ડાહ્યો જાણે વિતરાગી મહાત્મા ન બન્યો હોય તેવો લાગતો હતો. બાંય વગરનો ફાટેલો કોટ, તેની નીચે એક જીર્ણ થઈ ગયેલું ગંજીફરાક તાજમહાલની કોતરેલી આરસની જાળી જેવું લાગતું હતું. તેની નીચે ડાબા ખભે જનોઈ દેખાઈ, જનોઈ તો કાન ઉપર વીંટેલી જ હતી. અમારી બંનેની આંખોમાં આંસુ આવ્યાં : ઓ હો હો, શી કુદરતની લીલા ! એનું સર્જેલ આ ભવ્ય કરુણામય જીવન !

હવે બહુ સમય લગાડવા જેવું હતું નહિ. હરિલાલભાઈએ, ડાહ્યાલાલના શરીરને ગરમ પાણીથી નવરાવી મેલું ધોઈને સાફ કર્યું. અને ફરી પાછા એ જ ગોદડી ઉપર સુવરાવ્યા. ડાહ્યાલાલે છેલ્લી અમીદૃષ્ટિ પોતાની જન્મભૂમિ ઉપર ફેંકી અને આઠ હજાર સ્ત્રી, પુરુષો, બાળકો અને પશુ પક્ષીઓ અને પ્રાણીઓનાં વિશાળ કુટુંબને ગ્લાનિભરી રીતે છોડીને પરલોક-પ્રયાણ કર્યું. તેમના મૃતદેહની અંતિમ ક્રિયા જ્યારે થતી હતી ત્યારે સૂર્યનારાયણ ઉતાવળી નદીની ક્ષિતિજમાં અદૃશ્ય થતા હતા.

★







## નંદનવન

[ લે. સારંગ બારોટ, પ્ર. એન. એમ. ત્રિપાઠી લિ. મુંબાઈ, ૨. કિં. ૪ રૂપિયા ]

૧૯૫૦થી લેખન પ્રવૃત્તિ પ્રત્યે આકર્ષાયેલા આ યુવાન લેખકે ૪–૫ વર્ષમાં તો ગુજરાતી સાહિત્યમાં પોતાનું આગવું સ્થાન જમાવી લીધું છે. ગુજરાતના જુદાજુદા પ્રદેશોના લેખકોએ પોતપોતાના પ્રદેશના જ પ્રશ્નોને અનુલક્ષીને નવલકથાઓ લખવામાં પ્રાવીણ્ય કેળવવાનું નક્કી કર્યું લાગે છે. પન્નાલાલ પટેલની નવલકથાઓ સાબરકાંઠા પ્રદેશની સમસ્યાઓ ચર્ચે છે, પેટલીકર ચરોતર પ્રદેશ ચીતરે છે, મડિયા સૌરાષ્ટ્રની ધરતી ખૂંદી વળે છે, સારંગ બારોટ ઉત્તર ગુજરાતના પ્રશ્નોને ઊંચા આણવા મથે છે. બધા જ પ્રદેશોની નવલકથાઓમાં રજૂ થતા પ્રશ્નોમાં ગામડાંના લોકોનું માનસ એકસરખું વર્તાતું હોવા છતાં દરેક પ્રદેશના પ્રશ્નમાં કાંઈ ને કાંઈ વિશિષ્ટતા રહેલી છે એ આ નવલકથાઓ છતું કરે છે. ઘરડી થવા આવેલી પેઢીના મુખ્ય નવલકથાકારો શ્રી સ્વ. દેસાઈ, શ્રી. મુન્શી વગેરે શહેરી હતા. નવી પેઢીના મુખ્ય નવલકથાકારો ગામડાંમાંથી જ ઊભા થયા છે એ હકીકત ધ્યાન ખેંચે એવી છે. ગામડાંનું માનસ અત્યારસુધી કોઈ નવલકથાકાર પેટલીકર, પન્નાલાલ કે બારોટ જેટલી સૂક્ષ્મરીતે ઉપસાવી નહોતા શક્યા એ હકીકતનો પણ એકરાર કરવો ઘટે છે. આ નવલકથાકારોએ શહેરના લોકોમાં ગામડાના સામાજિક જીવન વિષે ઊંડો રસ જાગૃત કર્યો છે.

ઉત્તર ગુજરાતના એક ગામડાની ખાધેપીધે સુખી વણિક કુટુંબની લીલીસૂકીને આવરી લેતી આ નવલકથા ગામડાંના જીવનની સારીનરસી ખાસિયતોને સરસ રીતે ઉપસાવે છે. માનવી દિલનો ચોખ્ખો હોવા છતાં સંજોગો એને ઘણીવાર પામર બનાવે છે એ હકીકત લેખકે સફળ રીતે સાબીત કરી છે. હરખચંદ–કેસર ને એમના ત્રણ પુત્રો—રમણ દિલીપ ને જયંત—વચ્ચેનું વિચારઘર્ષણ એ ગાંધીયુગનું એક વિશિષ્ટ લક્ષણ છે. રમણ પ્રગતિવાદી ન દેખાતો હોવા છતાં વિવેકશીલ ને માનવતાવાદી છે તખુજી સંસ્કારી વાતાવરણમાં ચમકી ઊઠે એવો તેજસ્વી જુવાન છે, પણ ગરીબી ને બહેન રૂપ ને પરણાવવાની મોટી જવાબદારી વચ્ચે પીસાતો એ ચોરીના ધંધા તરફ વળે છે, પકડાય છે ને સમાજદ્રોહી થાય છે. નવલકથા પૂરી થાય ત્યારે પણ તખુજીના વર્તન પ્રત્યે વાચકને ઘૃણા ઉત્પન્ન થતી નથી, ઉલટી સહાનુભૂતિ જન્મે છે.

રૂપાં ને લીલીનું પાત્રાલેખન, કરવામાં લેખકે ક્યાંય ભૂલ કરી દેખાતી નથી. દિલીપની હરામખોરીની ભોગ બનીને ગાંડી થઈ જતી નિર્દોષ રૂપાં ઉત્તર ગુજરાતની અનેક નિરાધાર રૂપાંઓના જીવનની સમસ્યાઓ છતી કરે છે, પણ આપણો રૂઢિવાદી સમાજ દિલીપ જેવા હરામખોરો સામે આંગળી નહીં ચીંધે, નિર્દોષ રૂપાંઓની જ કુથલી કરશે.

રમણે પ્રથમવાર નાસી જઈને લગ્ન કર્યું ને પિતાની પ્રતિજ્ઞાને ધોકો પહોંચાડ્યો એ હકીકત વિષે સવિસ્તર



આલેખન કરવા છતાં રમણનો અભ્યાસ, એનું પ્રેમ-પ્રકરણ, નાસી જઈને લગ્ન કરવા પાછળનાં કારણો વગેરે હકીકતોથી લેખકે અંધારામાં જ રાખીને વાર્તારસ સહેજ કચડ્યો છે.

રૂઢિવાદી સમાજનાં મૂળ ગામડાંમાં કેવી રીતે ડગવા માંડ્યાં છે ને જે નવાં મૂલ્યાંકનોએ ગામડાંમાં પ્રવેશ કર્યો છે એ કેટલાં ક્ષતિપૂર્ણ ને આછકલાં છે એ લેખકે કાળજીપૂર્વક સમજાવ્યું છે. લેખકને ગામડાં બદલાય એ ગમે છે, કઈ રીતે બદલવાં એની ચિંતા એ સમાજહિતચિંતકો પર છોડી દે છે. ઉત્તર ગુજરાતના પલટતા રંગોને શ્રી. બારોટે સમસ્યારૂપે સ્વસ્થરીતે ચીતરી બતાવ્યા છે. નવલકથા વિચાર-વમળો જાગૃત કરવામાં સફળ જરૂર નીવડશે.

### અક્કલના દુશ્મન

[ લે. ઈન્દુલાલ યાજ્ઞિક, પ્રાપ્તિસ્થાન : રવાણી પ્રકાશન ગૃહ, રીલીફ રોડ, અમદાવાદ. કિં. ૮ આના ]

ગુજરાતના સાહિત્યક્ષેત્રમાં એક આશાસ્પદ સિતારા તરીકે ચમકીને લાંબા ગાળા માટે સાવ અદૃશ્ય થઈ જનાર શ્રી ઈંદુલાલ યાજ્ઞિકે પાકટ વયે વળી પાછી કલમ હાથમાં લીધી છે. જોડણી ને છપાઈની અનેક ભૂલોવાળું આ નાટક એમના રાજકીય વિચારોનું સરસ પ્રતિબિંબ રજૂ કરે છે.

શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિકની વિશિષ્ટતા એ છે કે સ્થિતિચૂસ્તતાથી એ પર રહ્યા છે. ૧૯૫૦–૫૨ માં થયેલાં પરિવર્તનોને પણ એ ૬૦ વર્ષની ઉંમરે સમજી આવકારી શક્યા છે. એમના વિચારોમાં એક પ્રકારનું જોશ એમને 'ઝાંખું દેખનાર'ને 'બાડો' કહેવાની હિંમત આપે છે ને એમ કહેવા બદલ કાંઈક દુઃખ અનુભવવા જેવી સ્થિતિથી એ પર છે.

'અક્કલના દુશ્મન' જેવા ઉપનામથી જે વ્યક્તિને ભાંડવાનો એમણે યત્ન કર્યો છે એ વ્યક્તિ–ડૉ. મોહન ભાવનાશાળી ને ચારિત્ર્યશીલ યુવાન છે. પોતાના સ્વપ્નને આકાર આપવામાં સહાય કરનાર મિત્રો—ચપળ, વીજળી ને ભાનુ—અત્યંત સ્વાર્થી છે એ હકીકતથી એ અજાણ છે ને પરિણામે ગામડાંની ખેતી સુધારવાનો એનો વિશાળ પ્રયોગ નિષ્ફળ નીવડે છે. ડૉ. મોહન વ્યક્તિઓને ઓળખવામાં નિષ્ફળ નીવડ્યો એ એની નબળાઈ જરૂર કહેવાય; પરંતુ એથી કરીને એને 'અક્કલના દુશ્મન'નું બિરુદ આપવાનો ઉતાવળિયો ઉત્સાહ લેખકની પ્રિયપાત્ર (આ નાટકમાં) અલકનંદા જ બતાવી શકે.

અમેરિકામાં ભણીને પાછા આવનાર કોઈ કોઈ યુવકો લુચ્ચાઈ કરતા હશે એ વાત સ્વીકારીએ, અમેરિકાની ખેતી કરવાની રીત આપણા દેશમાં સંપૂર્ણરીતે ન અપનાવી શકાય એ પણ કબૂલીએ તો પણ અમેરિકા પ્રત્યે અણગમો ઉત્પન્ન કરવાની કે એની પદ્ધતિને હસી કાઢવાની કશી જરૂર નથી. જે સાધનો આપણા જેવા અતિશય વસ્તીવાળા દેશને માટે ઉપયોગી નથી એ જ સાધનો વાપરીને અમેરિકાએ અસાધારણ પુરુષાર્થ વડે વિશાળ ઉદ્યોગો ને ખેતીનાં સાધનો ઊભાં કર્યાં છે એ અમેરિકાની વિશિષ્ટતા છે. ચીન પ્રત્યેની મમતા ને અમેરિકા પ્રત્યેની સૂગ વચ્ચેથી બહાર નીકળીને, એટલે કે રાજકીય કાંચળી ફેંકી દઈને ઈન્દુભાઈએ આ નાટક લખ્યું હોત તો એ આપણા સમાજમાં ઊંડી અસર જન્માવી શક્યું હોત.

### મૃત્યુની આઝાદી

[ લે. નીરુ દેસાઈ, પ્ર. અલકા પ્રકાશન, પ્રીતમનગર, અમદાવાદ, મૂ. ૧–૪–૦ ]

સાહિત્ય ક્ષેત્રે લાંબા ગાળાની રજા ભોગવ્યા પછી શ્રી. નીરુ દેસાઈએ એક નવો વાર્તા સંગ્રહ ગુજરાતી જનતા સમક્ષ રજૂ કર્યો છે. જો કે આમાંની બધી વાર્તાઓ તો દસેક વર્ષ પહેલાં લખાયેલી લાગે છે; પરંતુ ગ્રંથસ્થ ઘણી મોડી થઈ છે.

પહેલી ચાર વાર્તાઓ જેલજીવનને સ્પર્શે છે; માનસશાસ્ત્રીયરીતે પ્રશ્નોનો અભ્યાસ કરવાનો લેખકનો શોખ અભિનંદનીય હોવા છતાં વાર્તાની પકડ જમાવવામાં એ એમને ઓછો સહાયભૂત નીવડે છે.

સાહિત્ય માટે ખૂબ ઓછા ઝડપી પ્રચારની વાત રજૂ કરે છે. આવી જાતનાં પુસ્તકો ભારતની આઝાદી પછી ભારતની ગ્રામજનતામાં પૂરેપૂરી જાગૃતિ આણવા માટે જેટલાં જરૂરી છે તેમાંનું આ એક છે. આખા પુસ્તકમાં ચીન દેશના એક ઉત્સાહી જુવાનનો ગ્રામોન્નતિનો આદર્શ રજૂ થયો છે. એ આદર્શ આપણો ન બને તો ય એ રીતે આપણા આદર્શો કે ગ્રામોન્નતિને વેગ આપવામાં આવે એ પણ જરૂરી નથી ? ગ્રામવિકાસની અનેક યોજનાઓ થઈ રહી છે ત્યારે આજે આપણાં ગામડાંઓ માટે આ એક પુસ્તિકામાંથી પણ ઠીક ઠીક માર્ગદર્શન મળી શકે તેમ છે. અને તેમાંય ચીનનાં ગામડાંઓ જેવી જ પરિસ્થિતિ આપણાં ગામડાંઓની પણ છે એટલે તો ખાસ વિશેષ.

'નવાં માનવી'ની આ બીજી આવૃત્તિમાં એક વધુ ઉમેરો એટલા માટે આવકાર્ય છે કે ચીન અને જાપાન જેવા પડોશી દેશને કામ કરવાની રીતમાં કેટલો બધો સુમેળ છે તે જણાઈ આવે છે. 'પહાડી નિશાળના પડઘા' એ નામથી આ પુસ્તકને છેડે ઉમેરાયેલાં ૩૨ પાનાંમાં પહાડોની ગોદમાં વસેલા એક જાપાની ગામડાના કિશોરોની એક ગ્રામશાળાનો અચ્છો પરિચય, અને તે પણ કોઈ જાતની ઘેરી છાપ વિનાના એ નિર્દોષ કિશોરોની આગવી શૈલીમાં પંદર વરસની અંદરના એ ગ્રામકિશોરો પાસે લખાવેલા એ નિબંધો આપણી શાળાઓમાં લખાતા નિબંધો સાથે સરખાવીએ છીએ ત્યારે આપણું વિદ્યાર્થી માનસ અને આપણી શિક્ષણ પ્રણાલિકા કેવી વામણી લાગે છે !

આપણા ગ્રામવિકાસ માટે અને કેળવણીના થઈ રહેલા નવા પ્રયોગમાં આ પુસ્તક બધી રીતે ઉપયોગમાં લઈ શકાય તેવું છે.

**ટૉલ્સ્ટૉયની નીતિકથાઓ :**

[ લે. રમણલાલ નાનાલાલ શાહ. પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. કિં. આઠ આના ].

ટૉલ્સ્ટૉય જેવા એક ફિલસૂફ અને વિચારક લેખકને હિંદીના પીઢ લેખક પ્રેમચંદજીએ હિંદીમાં ઉતારેલી વાર્તાઓમાંથી વીણીને બાળકો માટેની અનેક ચોપડીઓ લખનાર શ્રી રમણલાલ ના. શાહે બાળકોને રુચે એવી સીધી સાદી બાળભાષામાં ત્રણ વાર્તાઓ ઉતારેલી છે તેની આ ચોથી આવૃત્તિ છે. અને એ એની લોકપ્રિયતા માટે સાબિતી ગણાઈ શકે. આ કથાઓ બાળકોને હોંશે હોંશે વાંચવી ગમે તેવી છે અને સાથે સાથે જ્ઞાન પણ આપે છે.

**માનવતાનાં ઝરણાં :**

[ લે. ગણેશ વાસુદેવ માવળંકર. પ્ર. ભારતી સાહિત્ય સંઘ લિ. અમદાવાદ. કિં. રૂ. ૨-૮-૦. ]

ચાર વરસમાં ત્રણ આવૃત્તિઓ પામતું આ ખૂબ જ લોકપ્રિય પુસ્તક હવે તો હિંદી અને મરાઠીમાં પણ અનુવાદિત થઈ ચૂક્યું છે અને અંગ્રેજીમાં પણ પ્રગટ થવાની તૈયારીમાં છે.

આ પુસ્તકમાં જે દસ્તાવેજી સાચી હકીકતકથાઓ ભરી છે એ દરેક કાળે અને દરેક પ્રાંત-દેશે એક સરખી જ લોકરુચિ જાગવી રાખી શકે છે એટલે તો એની સર્વદેશીયતા જણાઈ આવી છે. અને એટલે જ કોઈપણ ગુજરાતી પુસ્તક માટે ગર્વ લઈ શકાય એની ખૂબ થોડા સમયમાં વધુ આવૃત્તિઓ થવા પામી છે. શુભ પ્રસંગે ભેટ આપવામાં પણ આ પુસ્તક ઠીકઠીક વાપરી શકાય તેવું સુરુચિપોષક અને સમભાવી પ્રવાહવાળું છે એટલે એની વાર્તાઓ એક અજબનો પમરાટ ચિત્તમાં ફેલાવી જાય છે.

★

મને એ જણાવતા ખૂબ આનંદ થાય છે કે મેં કેવું '૫૫ નો ઊર્મિનો અંક આખો વાંચ્યો છે અને તે મને ખૂબ ગમ્યો છે. એ માટે મારા અભિનંદન સ્વીકારશો અને ભવિષ્યના અંકો એથી પણ વધુ પ્રગતિ સાધે એવી શુભેચ્છા.

—વી. સી. પરીખ [ મુંબઈ ] ૬-૬-૫૫



# ના છૂટકે

## પન્નાલાલ પટેલ

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ બ્રીજ
ગાંધીરોડ પો. બૉ. નં. ૧૩

મુદ્રક દીપક પ્રિન્ટરી અમદાવાદ

# ઉપનિષદ્ કથાઓ



ધૂમકેતુ

આપની નકલ માટે —

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ   ફેર્નાન્ડીઝ બ્રીજ
ગાંધીરોડ : પો.બૉ.નં. ૭૩


UGANDA
KENYA
JINJA
KAMPALA
LAKE
VICTORIA
NAIROBI
B.
CONGO
MWANZA
MOMBASA
TANGANYIKA
TANGA
DAR-ES-SALAM

અંક ૫ : ઑગસ્ટ '૫૫
સળંગ અંક : ૩૦૫
સમાજમાં સંસ્કાર અને





'ઊર્મિ' : વર્ષ ૨૬
'નવરચના': વર્ષ ૨૦
સાહિત્ય પ્રેરતું સામયિક

ક્રમ



સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* છુટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

ધૂમકેતુ

# ગીતાંજલિ

[ ૧ ]

મારા જીવનને અનંતતા તેં આપી છે. તારી એ ઈચ્છા છે. કાચા કુંભ જેવા આ દેહને તું વારંવાર ખાલી કરે છે અને ફરી ફરીને તું જ એને નવજીવનથી ભરી દે છે.

પર્વતના શિખરો ઉપર અને ખીણોમાં આ મારી બરૂની વાંસળીને વહન તો તેં જ કરી છે, અને એમાંથી નિત્ય નવા નવા મધુર સ્વરો પણ તેં ઊભા કર્યા છે.

મારું આ નાનકડું હૃદય તારા હાથનો અમરસ્પર્શ પામતાં આનંદમય બની જાય છે. એની મર્યાદાઓ એ ભૂલી જાય છે. અને એ અમરવાણીને જન્મ આપે છે.

તારી અનેકાનેક બક્ષિસો આ મારા નાનકડા હાથ ઉપર આવતી રહે છે. યુગો વહે છે, અને તું તો તારી બક્ષિસો વર્ષાવતો જ રહે છે. અને છતાં હજી એમાં જગ્યા છે.

[ ૨ ]

જ્યારે તું મને ગાન ગાવાની આજ્ઞા આપે છે, ત્યારે લાગે છે કે જાણે મારું હૃદય હમણાં એ ગર્વને લીધે તૂટી જશે; અને હું તારા ચહેરા તરફ જોઉં છું અને આંખમાં આંસુ વહી જાય છે!

મારા જીવનમાં જે કાંઈ અસંગત અને કર્કશ છે એ બધું એક મધુર સ્વરમાં પરિણમે છે—અને મારી પ્રેમભક્તિ, સમુદ્રપાર કરવા નીકળેલા આનંદમગ્ન પંખીની જેમ, પોતાની પાંખ વિસ્તારે છે.

હું જાણું છું કે તું મારા ગીતમાં આનંદ લે છે. અને તારી સમક્ષ હું એક ગીતગાયક તરીકે જ આવી શકું, એ પણ હું જાણું છું.

સંપાદક: જીવણલાલ અમર. તંત્રી: ઈન્દ્રલાલ મો. દવે

મારા માનની વિસ્તીર્ણ પાંખની એક દોરથી તારા પાદનો સ્પર્શ હું પામુ છું.—એ પાદ, જેને પહોંચવાની આકાંક્ષા તો હું કદાપી રાખી પણ ન શકું.

ગાનની આનંદ-મસ્તીમાં હું મારી જાતને ભૂલી-જાઉં છું અને તને 'સખા!' કહી બેસું છું, અને ભૂલી જાઉં છું કે તું તો મારો સ્વામી છે!

*

જયન્ત પરમાર

## કાળ–પુરુષ

કાળને કાંઠે એક ઊભો છે વીરલો
કાળાબ્ધિને ખળભળાવતો જી રે.
આયખું અમ્મર આખું એને અજવાળતું,
આતમથી દેહને દબાવતો જી રે.

આતમની એષણાની ઓથે એ જિંદગી
જનતાને જીવતા શીખવતો જી રે;
ચુકલકડી દેહના એ માળખાનો મણકો
માળા અધૂરી કૈં પુરાવતો જી રે.

જનવનની વેલડીનાં અંતર હીંચોળતો
વાયુના વીંઝણા વહાવતો જી રે,
કાળજૂની કૈંક કારમી કથાનો એ
કંઈક નિજને કહેવડાવતો જી રે.

માનવની જીવનીમાં ચેતના ઊડાડતો
જીવ્યું સાર્થક એ કરાવતો જી રે;
જીવતાં જીવનના જંગે જકડાઈને
માણસાઈના પાઠ એ પઢાવતો જી રે.

★

કાન્તિલાલ મ૦ ઘોઘર

## શી રે તારી બલિહારી

હાસ્ય તારું સખી, મીઠું મીઠું ફૂલ જેમાં વેરાય,
તેમાં ફૂલો ઘેવર જેવાં દિલ તૂટી તૂટી જાય.
બીજ જેવી તારી ચાલ સખી, ને નૃત્ય ત્રિભંગી થાય,
ચાલને તારી કેટલી કેટલી આંખો ઘાયલ થાય.

તારે યૌવને મોર નાચે ને કોયલ ગુંજે ગાન,
ગાને ગાને ઉર રસિકે મહા મચે રમખાણ.
પ્રેમે ભરેલી, રૂપે છલકેલી, લોકો બોલતા બોલ,
તેની તને ના કાંઈ પડી છે, રાણી ખરી તું અડોલ.

એક દિ' જ્યારે ઊભો'તો દ્વારે સર્યો રૂપનો સ્રોત,
રાણી, એ રૂપની અંજલિ લેતાં પ્રગટી પ્રેમની જ્યોત.
રંકને દિલે પ્રેમની અંજલિ છાંટી તેં હે મતવાલી,
ધની, તને તેની કાંઈ પડી ના, રહ્ન તું રંક તું ભારી.

એક વેળા જ્યારે નીકળી ત્યારે નીરખી રૂપ સવારી,
રંકના કેટલા રાજા કર્યાં તેં કેવી તારી બલિહારી!
શી રે તારી બલિહારી!

✶

અહીંનો એક અંગ્રેજી તહેવાર આપણી હોળી ધૂળેટી જેવો જ છે. એનું નામ 'ગાય ફોક્સ.' એની વાત આવી છે ઈ. સ. ૧૬૦૫ ના નવેંબરની પાંચમી તારીખે પાર્લામેન્ટ ફૂંકી મારવાનું એક ભયંકર કાવતરું થયું હતું. પણ તે પકડાઈ જવાથી નિષ્ફળ ગયેલું. ગાય-ફોક્સ નામના એક માણસને એના ગુનાસર બાળી મૂકવામાં આવેલો ત્યારથી દર વર્ષે નવેંબરની પાંચમી તારીખે પોળે પોળે એનાં પૂતળાં બનાવી છોકરાં એને બાળે છે. એ દિવસ આવતાં અગાઉ અઠવાડિયાથી છોકરાંઓ પૂતળાં તૈયાર કરી એને માટે પેની પેની આવતા જતા પાસેથી માગી પૈસા ભેગા કરે છે 'Penny For Guy please' એ એમનું વાક્ય સવારથી સાંજ ગુંજ્યા કરતું હોય છે. તા. ૫મી એ સાંજે છોકરાં એ પૈસામાંથી ઉજાણી કરે છે અને પેલાં પૂતળાંને બાળી બાળી બાળે છે

તહેવારનું ભલે તે મહત્ત્વ હોય પણ મેં એક વસ્તુ જોઈ તે પ્રમાણિકતા નાનાં નાનાં છોકરાં ભેગા થયેલાં નાણાંનો પ્રમાણિક હિસાબ રાખે છે એટલું જ નહિ પણ એક વખત પેની મળ્યા પછી બીજે દિવસે તમે આપવા પ્રયત્ન કરો તો ઘડ દઈને ના પાડી દેશે. કહેશે, 'તમે તો એક વખત પેની આપેલી.' જે દેશનાં નાના બાળકો—જે આવતી કાલનાં નાગરિકો છે તે જ—આટલા પ્રમાણિક હોય તે દેશ દુનિયામાં આગળ કેમ ન હોય!

—લંડનનો પત્ર-'પ્યારા બાપુ'



# સમયનાં ક્ષીર-નીર

ચન્દ્ર રાજહંસ

### યાત્રાનો સંકેત

રશિયામાં નેહરુની સત્કારયાત્રા પૂરી થઈ. નેહરુ પ્રત્યે વિશેષ આદર બતાવીને ભારત તેમજ આખા એશિયામાં સદ્ભાવ મેળવવા રશિયા પ્રયત્ન કરે તો યે એથી ચિંતા કરવા જેવું નથી. આવા અણુધાર્યો પ્રેમની ભરતી જોઈ શંકા રાખવાને બદલે એમાં આપણે વિધિનો હાથ હોવાનું માનવું જોઈએ. કાળ સામે ચાલીને ભારતને અને એના નેતાને માનવ વિકાસના નવા તબક્કા માટે એક સારું નિમિત્ત બનાવી રહ્યો છે.

ખંડેખંડ એક નવી જાગૃતિનું સ્વપ્ન ઊગી રહ્યું છે. એ સ્વપ્ન આજ ભલે શાંતિનું ગણવામાં આવે અગર યુદ્ધનાબુદીના નામે ઓળખાવવામાં આવે. પણ એ ઓળખ અધૂરી છે. માનવીના સામાન્ય જીવનમાં રાજકર્તાઓ જે દખલગીરી કરી રહ્યા છે તે દૂર થવાની જરૂર જણાવા લાગી છે. પારકા દેશનું શાસન જાય એટલું જ પૂરતું નથી, પોતાના દેશમાં એ શાસનના નામે માનવીને ધકેલાવું પડે એ સ્થિતિ મટે એવી ઇચ્છા પ્રગટ થઈ રહી છે.

શાસન કાઢીને અંધેર ચાલે એવો અવળો અર્થ આમાંથી નીકળતો નથી. માનવી ઉપર લાદવામાં આવેલા અંકુશો હળવા થાય તેમ એની સમજદારી ને એની જવાબદારી અનેકગણાં ખીલી ઊઠવાનાં છે, માનવતા મહોરી ઊઠવાની છે. રાજ્યો કે સંપ્રદાયોની દોરવણીને બદલે સંઘચેતનાના પ્રભાવે હવે ભાવિ ઊઘડી રહ્યું છે, મહાન ભવિષ્યના ભણકારા માનવીના હૈયાદ્વારે વાગી રહ્યા છે.

આવી ખુમારીના પ્રેર્યા માનવીઓ નેહરુ તરફ આકર્ષાય એમાં નવાઈ નથી. ગાંધીજીએ એનામાં મૂકેલું વારસાનું પુણ્ય દશે દિશમાં પમરી ઊઠ્યું છે. ભવિષ્યમાં કેટલી સફળતા મળે છે એની ફીકર જવા દઈ આજની ઘડીએ કેવાં શિખરો સર થઈ રહ્યાં છે એ નિરખવાનો આનંદ લેવા જેવો છે.

### આપણે શું બતાવીશું ?

રશિયાના વડા પ્રધાન બલ્ગાનીન ચાર-પાંચ મહિના પછી આપણા દેશની મુલાકાતે આવશે ત્યારે આપણે કયા ભારતનું દર્શન કરાવીશું ?

બલ્ગાનીન એ કોઈ વિરલ પુરુષ નથી. અભ્યાસી કે વિચારક તરીકે એ આવવાના પણ નથી. એ આવે છે એક પડોશી રાજ્યના આગેવાન ને વિશ્વસત્તાના એક મોવડી તરીકે. એમની આગળથી આપણે મૂલ્યાંકન જોઈતું પણ નથી. અને તો એ વહેવારની રીત જેટલું સ્વાગત કરતી વેળાએ આપણી છત કેટલી તે તપાસવું તો જોઈશે.

મુઘલોએ બાંધેલા કિલ્લા મસ્જીદો ને મકબરાઓ, અંગ્રેજોએ બાંધેલાં ભવનો, પ્રાચીન સ્થાપત્યના ને કળાના અવશેષો એવી યાદી કરવી હોય તો આપણી પાસે ઘણું છે અને છતાંય એવી ઓળખ આપી સંતોષ નહિ લઈ શકાય. વારસાનો હક ખરો પણ એમાં આપણે વિકાસ કર્યો હોય તો રજુ કર્યું લેખે લાગે. એ માર્ગ છોડી દીધા પછી એ ચીજોનું વાસીપણું વધ્યું છે.

નદીઓ ઉપરના નવા બંધો, નવાં કારખાનાં—ચિત્તરંજન વીઝાગાપટ્ટમ—હિંદુસ્થાનનું મોટર કે વિમાનનું

કારખાનું, નવી પ્રયોગશાળાઓ, બારે કેન્દ્ર, કાપડની મીલો, રસ્તાઓ ને વાહનવ્યવહાર વગેરે બતાવવા જેવાં છે પણ એમાં વિક્રમ ઓછો ને લાક્ષણિકતા નહિ જેવી. કદાચ નવાં કામોમાં બગાડ ને ઢીલથી આપણા મનમાં ઓછું પણ આવે.

કાશ્મીરના બગીચા, દાર્જીલીંગના પહાડોની શોભા, ઉટીનાં ફૂલો, ગીરના સિંહ, મહીસુરના હાથીનાં જંગલો, બંગાળનાં પુકુરો, રત્નાગિરિની ફણસ-આંબાની વાડીઓ, ગંગા રેવા કૃષ્ણા બ્રહ્મપુત્રાનાં નીર આવી કુદરતની અઢળક સમૃદ્ધિ બતાવીશું? પણ એનો આપણે કેવો લાભ ઉઠાવ્યો છે, કેવી ખીલવણી કરી છે એ જોવા બેસીશું ત્યારે મન માનશે નહિ. જે છે તેની પાસે પ્રજા સરળ રીતે પહોંચી શકી નથી. એમાં નાનાં કાવ્યો છે, મહાકાવ્ય બનીને પ્રજાને સુલભ ને પ્રેરણાદાયી થાય તેવું બન્યું નથી.

એમના આવકાર માટે કયા લોકો જશે? ગરીબ, રોગી, વસ્ત્રહીન, દીન ને કંગાલ, વહેમી, બેકાર ટોળાંઓનાં દર્શન ઠેર ઠેર કરાવી શકાય એમ છે. એની આપણે શરમ ના અનુભવીએ. પણ એમનાં અજ્ઞાન કેમ ઢાંકી શકાશે? એમની શિસ્તવિહોણી ટોળાંટેવનું શું? સ્વચ્છતાને નામે વધતી ગંદકીનું શું?

તો શું વિનોબાની પદયાત્રામાં મહેમાનને શામીલ કરી જમીનના નવતર ટુકડાઓની દૈવી ઘટના બતાવીશું! કે પછી પ્રાન્તીય સીમાઓ માટેના વિખવાદોવાળું રાજકારણ, ગોવધના પ્રબંધ માટે લડતી ધાર્મિકતા, ભેળસેળના ઉપક્રમે ચાલતો વેપાર, લોકશાહીના નામે ચાલતી અણઘડ પ્રતિનિધિઓની શાન ચૂંટણીઓ, ન્યાયના નામે ચાલતી વકીલો-કોર્ટો મારફતની ખરાબી, આરોગ્યના નામે આગળ વધતી ડાક્તરોની આંધળી ઈન્જેકશન પ્રણાલી, જાહેર સ્થળોની ગંદકી, લાખ રૂપિયાવાળા ઠાકોરજીના દર્શન વેળાની ગેરવ્યવસ્થા ને મહારાજોના પરલૌકિક પ્રવચનો આગળ બેસમજ લોભીઓની ભીડ—આ બતાવવાનું છે?

'વસુબન્ધુ'એ એમની લેખમાળામાં પૂછ્યું છે કે આપણો મુખ્ય રાષ્ટ્રીય ગુણ કયો? એમને તો એની ઉણપ લાગી છે. પણ મને લાગે છે કે આ વિશાળ ગીચ વસ્તીવાળા પુરાણા દેશમાં બતાવવા જેવું કાંઈક હોય તો તે આપણી શ્રદ્ધા છે—એક અગોચર નિયંતાનું નિત્ય સ્મરણ છે, એને નામે થતા ત્યાગ પ્રત્યે રહેલો ઊંડો આદર છે, પ્રકૃતિની રમણીયતામાં સ્થાપેલાં મંદિરો દ્વારા પ્રભુનું સૌંદર્ય ઝીલવાની ઝંખના છે, એનામાં લીન થઈ જવાની સાધના છે. આ વાત બલ્ગાનીનને બતાવી શકાય તો કેવું સારું!'

સવારે ઊઠીને નદીમાં સ્નાન કરતા અર્ઘ્ય આપતા લોકો, ઘરઆંગણે તુળસીને પાણી પાતી સ્ત્રીઓ, આરતી ઝીલતાં બાળકો, રામાયણનો પાઠ કરતા ખેડૂતો, ભિક્ષાની ઝોળી ફેરવી જ્ઞાન પીરસતા સાધુઓ, ધર્મને નામે જ્યાં ત્યાં પરબ બંધાવતા શ્રેષ્ઠીઓ, ઝાડ ઉછેરીને હરખાતા ગ્રામજનો, વ્યસનોને તિલાંજલિ આપતા ભોળા લોકો, ઘણું મેળવવાની લાલસા વિના સંતોષ અને શ્રદ્ધામાં જીવન વ્યતીત કરતા સ્ત્રી પુરુષો, અગર કહો તો જનતામાં રહેલા જનાર્દનનું સ્વરૂપ આપણે કેમ ના બતાવીએ?

ભલે, આજે આવું ચિત્ર સ્પષ્ટ ના ઊઠી આવતું હોય. આપણે ઇચ્છતા થઈશું તો એવું ચિત્ર થવા લાગશે. આપણને દેખાશે તો બીજાનેય બતાવી શકીશું. જે આપણું ગૌરવ છે ને આપણી સિદ્ધિ છે તે આપણી આકાંક્ષા છે—જીવનમુક્તિની ત્યાગયુક્ત ભોગની, અનાસક્તિની, પ્રાણી કે જીવ જંતુઓમાંયે ઈશ્વરને જોવાની—તે બધી પ્રગટ થાય.

પણ રશિયાના બલ્ગાનીનને કદાચ રસ હશે અહીંના સામ્યવાદી પક્ષની પ્રગતિમાં. તો ભલે એ એમને મળે, એમને કેવો ન્યાય મળે છે તે પૂછે, જેલમાં એમની સાથે કે બીજા કેદીઓ સાથે કેવો વર્તાવ ચાલે છે તે જુએ, દરેક ધર્મને કેવી છૂટ છે તે નિરખે, પરદેશી ચિત્રો છાપાંઓ ચોપડીઓ ઉપરની ખુલ્લી બારીઓ છે તે જુએ.

તે વખતે, એશિયાઈ દેશોના પ્રતિનિધિઓને તેઓ



મળી શકે એવો પ્રબંધ કરી શકાય તો એ દેશોની ભારત પ્રત્યે કેવી લાગણી છે તે પણ એ સમજી શકે.

એમને નથી બતાવવા જેવું તે જંગલોમાં વાઘ સિંહના શિકાર, મહારાજાઓ અને તેમની મહેફીલો, ખીલાની પથારી પર સૂનેલા સાધુઓ, સાપને લઈને ફરતા ગારુડી, જમીનમાં દટાઈ રહેતા યોગીઓ, ઉઘાડી છાતીવાળી આદિવાસી સ્ત્રીઓ, કાશીક્ષેત્ર ઉપરનાં મરણ મહાલતી ઠાઠડીઓ, પિંડ સારતા પૌત્રો, પરદેશમાં આ રીતે દેશ વગોવાયો છે, એટલેથી જ ભલે પતતું.

રશિયાનો નેતા આવે એને આપણે સત્કારીશું, પણ એટલેથી શું? ત્યાંના વૈજ્ઞાનિકો, લેખકો, કળાકારો, ફિલસુફો અહીં આવતા રહેશે, બીજેથી આવતા રહેશે. એ સહુ ભારત પાસેથી કશી અપેક્ષા રાખે એવો અહીંનો ભૂતકાળ છે, જ્ઞાનભંડાર છે, અને થોડાં વર્ષોમાં ઝળકી ઊઠે એવો લોકસમુદાય છે. ઊંડા ઊતરીશું તો દેશ, ધર્મ, નેતા એ સહુની હાંસી થશે, એમની આશા સફળ કરીશું તો વિશ્વને નવા પંથની દોરવણી મળશે.

### વધુ વિદ્યાપીઠ નહિ જોઇએ

ગુજરાતમાં ત્રીજી વિદ્યાપીઠ મંજૂર કરવાનો સરકાર વિચાર કરે છે એ બીના જો સાચી હોય તો ગુજરાતને એનું દુઃખ થવું જોઈએ.

ગુજરાત પાસે એટલા વિદ્વાનો નથી, શિક્ષણનાં સ્વપ્ન લઈ અવધૂત થતા હોય એવા વીરલાઓ નથી, આપણી ભાષા એટલી બધી સમૃદ્ધ નથી, જે છે તેમનાથી આપણે ખુશ છીએ પણ વિદ્યાની એવી છોળ વરતાતી નથી. વિદ્યાપીઠોના સંચાલન પાછળ પૂર્ણ સંતોષ છે એવું પણ નથી. જે શોભા છે તે આંકડાની છે, મકાનો છે પણ એની શોભાનું ઘેન રહે એવાં નથી. ત્યારે આવડી ઉતાવળ શી કે ત્રીજી વિદ્યાપીઠના ખરડા તૈયાર કરવા પડે. નાનાં વર્તુળો કરવાથી વિદ્યાપીઠોમાં એ સુધરાઈના જેવા રાખ-રખાપતના વહીવટ ચાલે એવું યે ખરું ને!

વિદ્યાપીઠનો સ્વીકાર સરકાર કરી લે એનો સંતોષ ન લેતાં વિદ્યાર્થીઓને કેળવણી આપવાના કામમાં વિશિષ્ટતા સાધી શકે તેવો આગ્રહ થવો જોઈએ. આગવા વ્યક્તિત્વ વિનાની વિદ્યાપીઠ કેવી? ને એવી સંસ્થાઓ ઝટપટ ખેવડાવવી શીદને!

જે આપણી પાસે છે તેને વ્યવસ્થિત કરી, એમાં શિસ્ત ને ઉમદા શિરસ્તા લાવી, મહત્તાને સહી શકે એવા વિદ્યાર્થીઓ તૈયાર કરવામાં આપણે એકત્રિત કેમ ના થઈ શકીએ? ઊંચી કક્ષાએ પણ શિક્ષણમાં સંખ્યાનું બળ જોઈ હરખાઈશું તો વખત છે ને શિક્ષણની આખી ઈમારત પ્રજાનો વિશ્વાસ ગુમાવશે ને ચણતર નવેસરથી કરવું પડશે.

### સમુહગીતદ્વારા સંગીત

પંડિત ઓમકારનાથનું ભરૂચમાં સ્વાગત થયું તે પ્રસંગે એમણે કડવી ફરિયાદ કરી કે સંગીત શીખવવાની તીવ્ર ઇચ્છા છતાં એમની પાસે ગુજરાતી વિદ્યાર્થીઓ ના આવ્યા, આવ્યા તે ટક્યા નહિ. આ બાબતમાં વિદ્યાર્થીઓને કંઈ કહેવાનું હોય તો જુદી વાત પણ એક પૂરા ગુજરાતી સંગીતજ્ઞ પાસે ગુજરાતે વિદ્યાર્થીઓ ના મોકલ્યા ને સંગીત લોકપ્રિય થાય એવું ના કર્યું તે બીના ખટકે એવી તો છે.

ગાંધીજીએ પ્રાર્થના–સંગીતથી લોકોમાં રસ જગાડ્યો તે પછી એ વાત આગળ કેમ ના વધી તે નવાઈ જેવું છે. વેરાયલાં મોતી વીણી શકાય તો હજુ યે કાંઈ મોડું થયું નથી. અને એકડાં ના જ કરી શકાય તો બિનગુજરાતીને આંગણે વસાવીને પણ આટલી કળા શીખી શકાય. વધારે નહિ તો દસ વીસ ગુજરાતીને એટલાં હિંદી ગીતો એક ઢાળે ગાઈ શકાય એટલી તાલીમ તો ચાલુ થઈ જાણકાર માણસો પાસે ગુજરાતને હોઠે ચઢી જાય એવા ઢાળ પસંદ કરાવી એ મુજબનાં ગીતો રચવાની હરીફાઈઓ ચાલે તો સમારંભો ને પર્યટનોમાં જાણીતા સુરો સાંભળી આપણે પુલકિત થવાનું શીખી ગયા હોત.

ગુજરાતમાં ત્રણ ત્રણ રેડીઓઘર આવી ગયાં તો





પણ એકકે રણકી ઊઠે એવાં ગીત નથી ને સંગીત નથી

### આ તે ઉપવાસ !

આત્મારામ ભટે ઉપવાસ ઉપર ઊતરી શબ્દ હરીફાઈઓ ઉપર જીત મેળવી એ સમાચાર વિચિત્ર છે. આ હરીફાઈઓ ખોટી છે એમાં બે મત નથી. એ હરીફાઈના પરીક્ષકો તરીકે જાણીતા લેખકો ભળ્યા તેય ખોટું થયું સરકારના કાયદાનો હાથ ટૂંકો પડ્યો એ પણ હસવા જેવું બન્યું. અને એને અંગે ઉપવાસ કરવાનું સૂઝયું એ બીના તો મુંઝવનારી લાગી. ઉપવાસ થવા એટલે દયાળુ લોકો દોડધામ શરૂ કરે છે, તે પહેલાં એમને કેમ લાગી આવતું નહિ હોય ? અને ઉપવાસ છોડાવવા જેટલી કાળજી લેવાય છે તેનો અંશ પણ લોકોનો સ્વભાવ કેળવવા માટે નથી લેવાતી. શબ્દ હરીફાઈને લીધે પ્રગટ થયેલું પ્રજા શરીરનું ગૂમડું દાબી દેવાથી ચાલશે ? સ્વભાવમાં વસેલું ઝેર બીજા રૂપમાં દેખા દેશે એ કેમ નથી સમજાતું !

અને ઉપવાસનું શસ્ત્ર નાનાં પાત્રો દ્વારા કે નાના દોષ ઉપર વાપરવા માંડી એને બૂઠું કરી નાખવાનું વાજબી છે ? આવું ચાલવા માંડશે તો કોંગ્રેસી માણસોને બહુ ફાવતી વાત બની જશે. ઉપવાસો ઉપર આપણે તટસ્થ રહેવા જેવું છે એમ આ ઉપવાસથી જાહેર થયું ગણાય.

### જંતુઓના હુમલા

રાજગોપાલાચારીએ બી. સી જી. ની રસી સામે પ્રકોપ કર્યો ત્યારે જાણે ટોળાંના એક સરખા અવાજમાં નવલી ભાત પડી ને હજુયે સ્વતંત્ર વિચાર પ્રગટ કરવાની હામ રહી છે તેની હૂંફ મળી

પૂરતા પોષણની અછતવાળા આ દેશમાં બી. સી જી. ની રસી નુકશાન કરી શકે એટલો ખ્યાલ બીજા બાળકપ્રેમીઓને કેમ નહિ આવ્યો હોય ને આવ્યો હોય એમણે કેમ અવાજ ઉઠાવ્યો નહિ હોય ? પણ હમણાંની હવા જ કેમ જાણે એવી થઈ ગઈ છે કે જે ગમતું પૂર ચાલ્યું તેણી ગમ જ સહુ દોટ કાઢવા મંડી જાય છે, એ દોટમાં ના ભળે તેને ગમાર ગણી કાઢવા મથે છે.

રાજાજી જે વાત મૂકે છે તે સાબુત હોય છે, મનનું સમાધાન થયું ના હોય ત્યાં સુધી એ વાતને રજૂ કરતા નથી. એમના કથનને પાકારવું સહેલ નથી.

ને તોયે રસીનું કામ ચાલુ જ રહેશે એમ આપણે માનવું પડે તો એ દુઃખદ છે. પ્રાણીઓની દયા ખાતર નહિ, પણ બાળકોના સ્વાસ્થ્યને ધ્યાનમાં લઈ જંતુઓના હુમલામાંથી એમને બચાવવાનું રાજાજીએ કહ્યું તે ધ્યાન ઉપર લેવાવું જોઈએ.

*

જો કતરા થા વહ હસ્તી બેચકર દરિયા ઉઠા લાયા,
જો ઝર્રા થા વહ મોકા ઢૂંઢકર સહરા ઉઠા લાયા.

*　　*　　*

‘અદમ’ રોઝેઅઝલ જબ કિસ્મતેં તકસીમ હોતી થીં
મુકદ્દરકી જગા મેં સાગરોમીના ઉઠા લાયા.

—અદમ



ધૂમકેતુ

# સત્યની શોધમાં

સ્વદેશ માટે જે અદમ્ય ધગશથી રખડપટ્ટી અગાઉ પગપાળા થતી એનો ખ્યાલ અત્યારના જમાનાને સાવ નવો લાગે. અહીં મહાન ચીની મુસાફર ફા–હિયાનના જમાનાની ઇતિહાસમાંથી લીધેલી એક વાર્તા છે જે વાંચીને હિમશિખરની ટાઢક કદાચ આપણામાં પણ પ્રવેશી જાય........

હિમાલયની બરફઢંક શિખરમાલાઓ ! તમારે રસ્તે થઈને જે જે હિંદમાં આવ્યા તેમાં તમને કોઈ વીરનો પણ વીર લાગ્યો છે ? તમારે રસ્તેથી જ પેલી રાણી એમિરામીસ આવી હતી. તમારે રસ્તેથી જ સિકંદર આવ્યો હતો. તમારે રસ્તેથી અનેકો આવ્યા. અનેકો તમારામાં પોઢી ગયા.

પણ એક માણસ તમારે રસ્તેથી આવ્યો—અને એ વીરનો પણ વીર બની ગયો.

આજથી પંદરસો વરસ પહેલાં ચીનથી નીકળેલા ત્રણ મુસાફરો તમારી હાડ ગાળી નાખે તેવી ઠંડીમાં ધીમે ધીમે આગળ વધી રહ્યા હતા. અનેકો એ રસ્તે આવતા. આટલું જ કષ્ટ વેઠીને. આટલી જ ઠંડી વેઠીને. આટલી જ જીવલેણ મુસાફરી વેઠીને. પણ એ આવનારા જુદા હતા. આ આવનારાઓ જુદા હતા.

બીજાઓ આવતા ત્યારે સૌ માલ લેવા આવતા. પૈસા માટે આવતા. હીરા માણેક મોતી માટે આવતા એમને કંચનની મોહિની હતી.

વળી વિજયી સેનાપતિઓ આવતા એમને પોતાની યશગાથાઓ પ્રગટાવવી હતી.

રાજાઓ આવતા, એમને પોતાની મહત્ત્વકાંક્ષા તોષવી હતી.

આ ત્રણ અકિંચન મુસાફરો આવી રહ્યા હતા–કીર્તિ મેળવવા માટે નહિ, યશગાથા રચવા માટે નહિ, રાજપ્રાપ્તિ માટે નહિ, કંચન ઉપાડી જવા માટે નહિ, કેવળ એક સત્યશોધન કરનાર મહાપુરુષનાં જીવન ખંડેર જોવા માટે !

એ ત્રણ મુસાફરોમાં એક વિખ્યાત ફા–હિયાન હતો.

આકાશ સાથે વાતો કરતાં બરફઆચ્છાદિત શિખરો ઊતરીને એ આગળ વધ્યા. ત્યાં કોઈ કહેતાં કોઈ માણસ દેખાતું ન હતું. કેવળ બરફ, બરફની સાથે ગોષ્ઠિ માંડી બેઠો હતો. પણ આ અસહ્ય ઠંડીમાં, ત્રણમાંથી એક જણાની તબિયત લથડી. બીજા બે એને માટે ખોટી થાય તો ત્રણેની મૃત્યુભૂમિ અહીં જ બને. તેણે ગદ્‌ગદ્ કંઠે બંનેને કહ્યું. ‘ તમે આગળ વધો. મને છોડી દો ! ’

આખું બરફઢાંક્યું જંગલ આ ત્રણ વીરોની વાત સાંભળી રહ્યું. એમણે હજારો માઈલ સાથે ગાળ્યા હતા. એ સાથે રમ્યા હતા. સાથે ઊછર્યા હતા. ચીનમાંથી સાથે નીકળ્યા હતા. આંહીં આ એકને તજીને જવું એ જીવતું મૃત્યુ હતું. તેમણે ત્યાં સાથે જ મરવાનો નિશ્ચય કર્યો.

પણ પેલાએ બંનેને આજીજી કરી આંસુ સાર્યાં. જે જે સ્થળમાં તમે ફરો ત્યાં ત્યાં મને સંભારજો એમ આશ્વાસનવાણી કહી. તેમને કોઈ પણ રીતે આગળ વધવાને કહ્યું. ‘ આગળ વધો મિત્રો ! આગળ વધો. આગળ ઇશ્વર છે ! ’

અંધારું આવી રહ્યું હતું. રાત અને બરફ બન્નેને માણસના દેહ ઉપર વસ્ત્ર પાથરી દેવું





હતું એ બંને જાણતાં હતાં કે માણસને અત્યંત પ્રિય વસ્તુ સૂઈ જવું તે છે. આંહી આ એક માણસ સૂતો હતો અને સૂતો સૂતો જ ચિરનિદ્રામાં પડી જવાનો હતો.

તેને ભેટતા, તેને જોતા, તેને ફરી ફરીને નિહાળતા, પેલા બે આગળ ચાલ્યા.

એમના પગ આગળ વધે છે. હૈયું પાછળ રહે છે.

પણ બીજો દિવસ થયો. ને બીજો એક ઢળ્યો. તેને પણ ઠંડી હણી રહી હતી. હવે તો ફા-હિયાન એક ડગલું પણ આગળ વધવા માગતો ન હતો. તે પોતાના દેશભાઈ પાસે બેસી ગયો. તેને પ્રેમથી કહ્યું : 'ભાઈ! આપણે હવે આંહીં સાથે જ સૂઈ જઈશું. આપણા દેશને સંભારતા આપણે આ બરફને જ ઓઢી લેશું! આપણને બંનેને ઢાંકનારું એક જ આકાશ!'

ફા-હિયાનને પેલા ભાઈએ આજીજી કરી. 'ભાઈ! તમે આગળ વધો. તમે આગળ વધો. આગળ વધીને તમે હિંદ જોશો તો કોઈક દિવસ આપણા દેશ—ચીનને, આપણા ધર્મ-પિતા ભગવાન બુદ્ધદેવની સાચી વાતો જાણવા મળશે. આપણે સાચી વાત શોધવા નીકળ્યા હતા એક બીજાને માટે જીવન આપવા માટે નીકળ્યા ન હતા. જે જીવે, જે જાણે, તે જણાવે. ભાઈ! તમે આગળ વધો આગળ વધો!'

પણ ફા-હિયાન એને એકલો છોડીને જતાં મરણની વેદના અનુભવતો હતો.

પણ એણે એનો રસ્તો તરત ચોખ્ખો કરી દીધો. થોડીવારમાં તો એ છેલ્લો શ્વાસ લઈ રહ્યો હતો. અને બે હાથ જોડીને ફા-હિયાનને આગળ વધવાનું કહેતો તે ચાલી નીકળ્યો! બરફના ડુંગરાઓ એના મૃતદેહને અને નાના બાળકની પેઠે રડતા ફા-હિયાનને જોઈ રહ્યા! જ્યાં કોઈએ કોઈ દિવસ રૂદનને સાંભળ્યું ન હતું ત્યાં ફા-હિયાન નાના શિશુની પેઠે રડી રહ્યો.

એક મૃત શરીરના હૃદયને હૃદય લગાવીને એક માણસ છાતીફાટ રોઈ રહ્યો છે, એ જોઈ ને એક કસ્તુરમૃગ ત્યાંથી એ વાત જંગલને કહેવા માટે દોડયું ગયું!

પણ હૃદય ફાટે તેવો વિલાપ કર્યા પછી તે શાંત થયો. પોતાનાં જૂનાં વસ્ત્રો ને ગ્રંથોની બે ચાર પોટલી ખભે નાખી, ઊંચે આકાશ સામે એક શ્રદ્ધાભરી દૃષ્ટિ નાખી. અને વારંવાર પેલાં મૃત શરીરો જોતો અને રોતો તે આગળ ચાલી નીકળ્યો!

પર્વતોમાં પહેલાંના જેવી શાંતિ પથરાઈ ગઈ. કેવળ અદમ્ય ઇચ્છાથી માત્ર એક માણસ સત્યને શોધવા જઈ રહ્યો હતો તે આશ્ચર્ય-જનક દેખાવને હિમાલયનાં શિખરો જોઈ રહ્યાં.

★

પૂછતે હૈં વહ કે 'ગાલિબ' કૌન હૈ!
કોઈ બતલાઓ કે હમ બતલાએં ક્યા!
— ગાલિબ

ચાંદની ચાંદની નહીં 'અખ્તર'
રાતકી ગોદમેં સવેરા હૈ!
—અખ્તર



દ. બા. કાલેલકર

# બે પ્રકારની પ્રાર્થના

ભક્તિ અને પ્રાર્થના એ તો માનવમાત્રની બહુમૂલી મૂડી છે. એ મૂડી ઉપર તો માનવજાત હમેશાં જીવી રહી છે. આ વિચારો કાકાસાહેબે 'મંગલ પ્રભાત'માં લખેલા તેનો ટૂંકાવેલો અનુવાદ અહીં મૂકવામાં વિશાળદૃષ્ટિવાળો ઊર્મિનો વાચકસમુદાય લક્ષમાં છે...... ..

આપણા સંતોએ શક્તિના, ઈશ્વરભક્તિના અને શરણાગતિના બે પ્રકાર બતાવ્યા છે: એક 'માર્જાર વૃત્તિ' અને બીજો 'વાનર વૃત્તિ'. બિલાડીનાં બચ્ચાં આંખ મીંચીને મ્યાંઉ મ્યાંઉ બોલે છે. એ કહે છે કે અમારી સલામતી અને અમારું કલ્યાણ અમારી માના હાથમાં છે. અમારું હિત તે એકલી જ જાણે છે. અમારી આંખો પણ ખૂલી નથી. અમે અમારી મા પર વિશ્વાસ રાખીએ છીએ અને એને જે ઠીક લાગે છે તેને અનુરૂપ થવું એટલી જ અમારી ફરજ છે.

બિલાડી આવે છે, એનાં બચ્ચાંની ગરદન દાંતમાં પકડે છે. પકડ ઢીલી થાય તો બચ્ચાં પડી જાય અને મજબૂત થાય તો ગરદન ઉપર જખમ થાય. ભયવાળી જગ્યાએથી સલામત જગ્યાએ બચ્ચાંને લઈ જવાં અને ત્યાં ખવડાવવું પીવડાવવું એ તેનું કામ થઈ પડે છે દરેક રીતે મા પર અવલંબીને રહેવું એ બચ્ચાંની ફરજ થઈ પડે છે.

વાનર વૃત્તિ આથી જુદી છે. વાંદરાનાં બચ્ચાં સાવધાન હોય છે. જરા પણ સંકટ કે આફત આવી પડે કે તરત પોતાની મા ક્યાં છે તે જોઈને દોડતાં માના પેટને વળગી પડે છે. વાંદરી છલાંગ મારીને એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર કૂદે—નાસે છે. વાંદરીના પેટને જોરથી પકડી રાખવું. એ બચ્ચાંનું કામ છે. પકડ ઢીલી થાય તો મા શું કરી શકે? બચ્ચાંને પોતાનો જીવ ગુમાવવો પડે. બચ્ચાની ફરજ છે કે તે માને ચોંટી જાય અને પોતાને સંભાળે. પોતાના પ્રયત્નનો આટલો ફાળો બચ્ચાંનો છે. બાકીનો માનો.

આ બે વૃત્તિ આપણી પ્રાર્થનામાં પણ દેખાય છે. કેટલાક ભક્તો પોતાની નાની મોટી બધી મુશ્કેલીઓ ભગવાનને સોંપી દે છે અને નિશ્ચિંત બને છે. દુઃખને વખતે ભગવાનનું સ્મરણ કરવું અને બધો ભાર તેના પર મૂકી દેવો એટલું જ તેમનું કામ હોય છે.

બીજા પ્રકારના ભક્તો છે તે કહે છે કે જીવન ભક્તને માટે એક કસોટી છે. સંકટ આવ્યે એને ઓળખી લેવું, તેને દૂર કરવાની તરકીબ શોધવી, સંકટની સામે લડવાની કમ્મર કસવી અને આટલું કરીને જેનો ઈલાજ ન જડે તે હિંમતથી સહી લેવું—આ છે ભક્તિનું સાચું લક્ષણ. વિધાતાએ માણસને મન અને મગજ આપ્યાં છે, હિંમત અને પુરુષાર્થ આપેલ છે, ધીરજ અને શ્રદ્ધા આપેલ છે. તેના તરફ બેપરવા બનવું એ ભગવાનનો દ્રોહ છે. સાચો ભક્ત આવું નહિ કરે. આપણે બધા પુરુષાર્થ કરીએ, સહન કરવાની શક્તિ પણ કામમાં લાવીએ. આ બધું કર્યા પછી જો ભગવાનની મદદ માગવાની જરૂર પડે તો માગીએ. આવે વખતે વ્યાકૂળતાથી ભક્ત જરૂર પ્રાર્થના કરે. બધી જાતનો પુરુષાર્થ કરવાથી જ ભક્તની છેલ્લી ક્ષણોમાં એવી એક શક્તિ પેદા થાય છે, જેનાથી એની પ્રાર્થના સીધી જઈને ભગવાનનાં ચરણો સુધી પહોંચી જાય છે. ભગવાનની દયા મેળવે છે અને તેનું અદ્ભુત પરિણામ આવે છે.

પ્રાર્થના એટલે ભગવાન પાસેથી કંઈક માગવું એવું હોય તો એક પક્ષ કહે છે કે ભગવાન પાસેથી બધું જ માગી લો, બીજા કોઈ પાસેથી નહિ. પોતાના પુરુષાર્થથી માગવું એ ભગવાનને ભૂલવા બરોબર છે. આવી અભિમાની અશ્રદ્ધા ભક્તિ સાથે ટકી શકતી નથી.

બીજો પક્ષ કહે છે કે ભગવાન પાસેથી માગવાના પ્રસંગો ભાગ્યે જ આખી જિંદગીમાં બે ચાર મળે તો મળે. નિશાળનો વિદ્યાર્થી જો ગણિતના દરેક દાખલા શિક્ષક પાસે લઈ જાય તો તે ગણિત શું ધૂળ





ડૉ. સુમન્ત મહેતા

# ગુજરાતમાં ગરમ પાણીના ઝરા

મુંબઇ પાસેના વજ્રેશ્વરીના ગરમ પાણીના (ક્ષારવાળા) ઝરા ખીલવવાનું મુંબઇ સરકારે નક્કી કર્યું છે ત્યારે બીજી પંચવર્ષીય યોજના માટે લોકમત કેળવવા ગુજરાતના આ ઝરા પણ એટલા જ ઉપયોગી નીવડશે આ જાતઅનુભવથી લખાયેલો લેખ એટલે જ વિચારણીય બને છે...

એક જાણીતી હકીકત છે કે આજે હિમાલય અને વિંધ્યાચળના પહાડો પર સેંકડો જાતની વનસ્પતિ ઊગે છે કે જેનો ઉપયોગ ઔષધિ તરીકે કરી શકાય તેમ છે, અને એ વનસ્પતિઓને એકઠી કરીને તેને વેચવા માટેની વ્યવસ્થાના અભાવે દર વર્ષે તે ઊગે છે અને સુકાઈ અથવા સડી જાય છે.

તેવી જ રીતે આપણા દેશમાં કુદરતી ગરમ પાણીના ઘણા ઘણા ઝરા છે કે જેના પાણી પીવા તથા નહાવા માટે વાપરીને અનેક રોગો મટાડી શકાય, હજારેક દાક્તરોને પૂરતું કામ મળે, લાખો દર્દીઓને રાહત મળે અને રાષ્ટ્રના ધનમાં સારો એવો વધારો થાય—યુરોપમાં વિશિ (Vichy) જેવા એક જ ગામડાની અંદર ત્યાંના ઝરાઓના વૈદકીય વપરાશને લીધે કરોડો રૂપિયાની કમાણી થાય છે અને સેંકડો વેપારીઓ તથા દાક્તરો ધનાઢ્ય થઈ ગયા છે.—આપણા દેશમાં ગરમ કે ઠંડા ક્ષારવાળા પાણીના ઝરા કેટલા છે તેની વિશ્વાસપાત્ર માહિતી કોઈને પણ છે કે નહીં તે હું જાણતો નથી હું અનુમાન કરું છું કે આવા વૈદકીય ગુણવાળા પાણીના ઝરા બસોથી ત્રણસો જરૂર હશે.

સામાન્ય રીતે દર વર્ષે જે વરસાદ પડે છે તે પાણી નદી—નાળાંને માર્ગે નીચાણમાં વહી જાય છે અને છેવટે સમુદ્રમાં જતું રહે છે, પણ ઘણું પાણી જમીનમાં પેસીને ભૂગર્ભમાં એકઠું થાય છે. જરા નીચાણના ભાગમાં જતાં જતાં જો ભૂસ્તરની અંદર કોઈ બાકું હોય છે તો તેમાંથી આવું પાણી જમીન પર નીકળી આવે છે. આવા સાદા પાણીને આપણે ઝરા અથવા ઝરણાં કહીએ છીએ. બીજી એ વાત લક્ષમાં રાખવાની છે કે આપણી પૃથ્વીનો જે મોટો ગોળો છે તેનો અત્યંત જુજ ભાગ કઠણ અને ઠંડો છે. બાકીનો બધો ભાગ તો ઘણો જ ગરમ લાલચોળ અને પ્રવાહી છે. જમીનની અંદરના કોઈ કાણામાંથી જ્યારે એ પ્રવાહી પદાર્થ બહાર નીકળે છે ત્યારે તેમાંથી પુષ્કળ વરાળ અને પ્રવાહી બની ગયેલો નક્કર પદાર્થ નીકળે છે. આવા કાણાને આપણે જ્વાળામુખી કહીએ છીએ. પૃથ્વીના આવા ગરમ પદાર્થમાં ધાતુ હોય તથા ક્ષારો હોય તેની સાથે સંપર્કમાં આવેલું પાણી કાં તો (૧) ગરમ હોય, અગર (૨) હુંફાયલું હોય અગર (૩) ઠંડું હોય, અને તે ઉપરાંત તેમાં ક્ષાર પણ હોવાનો સંભવ છે. આવાં પાણી જેમાં ક્ષાર હોય છે તેનો તથા ગરમ હોય તો

---

શીખે ? પોતાના દરેક પ્રયત્નો કર્યા પછી ન આવડે તો જ વિદ્યાર્થી શિક્ષક પાસે જાય. માણસના પ્રયત્ન પાછળ ભગવાનની કૃપા છે જ. વેદમાં પણ કહ્યું છે કે,

ऋते श्रान्तस्य सख्याय न देवाः

જ્યાં સુધી માણસ પોતાનો પુરુષાર્થ કરીને થાકી ન જાય ત્યાં સુધી ઉપરથી ભગવાન મદદે નથી આવતો. આ બે વૃત્તિઓમાં કઈ સારી છે, કઈ શ્રેષ્ઠ છે એ તો દરેક માણસ પોતાના મનથી નક્કી કરે. એટલું તો કહી શકાય કે બન્ને ઉદાર છે, સારી છે. ભગવાન બન્નેને સમજે છે અને કહે છે કે,

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्

એ સમજવું ભૂલભરેલું છે કે જ્યાં—સુધી માણસ પોતાના જોરથી પ્રયત્ન કરે છે ત્યાં સુધી ભગવાન તટસ્થ રહીને જોયા જ કરે છે. ભગવાન આપણી સાધનાને ટેકો આપનાર બને છે. તેની મદદ હમેશાં મળે જ છે.





તેની ગરમીનો ઉપયોગ મનુષ્યોના રોગો મટાડવાને માટે કરી શકાય છે. આવાં પાણી રોગીઓને અમુક પ્રમાણમાં પીવાં પડે છે અને પાણી સ્નાનને માટે પણ વપરાય છે. પાણી કેટલું પીવાય, કેટલા દિવસ સુધી પીવાય, નહાવાના પાણીની ગરમી કેટલી હોવી જોઈએ વગેરે બાબતનું એક નવું શાસ્ત્ર રચાયું છે. આ બાબતની વધુ વિગતો આ લેખમાં આપવાની જરૂર નથી.

યુરોપમાં ઈંગ્લેંડ, સ્કોટલેન્ડ, ફ્રાન્સ, જર્મની તથા બોહિમીઆ( ઑસ્ટ્રીઆ )ના ઘણા ઝરાઓવાળાં સ્થાનોમાં હું રહી આવ્યો છું પણ આપણા દેશનો પહેલો ઝરો મેં ૧૯૦૪ના વર્ષમાં તાપી નદીની ખીણમાં વ્યારા તાલુકાની દક્ષિણ સરહદ પર આવેલા ઉનાઈમાં જોયો. આ ઝરાના પાણીમાં ઉત્તમ પ્રકારના ક્ષારો છે, અને તેમાં રેડિયો એકટીવીટી પણ છે. તેનાં પાણી એટલાં બધાં ગરમ છે કે તેમાં નાહી શકાય નહિ. આ પાણીનો વૈદકીય ઉપયોગ થાય તેટલા માટે વડોદરા રાજ્યની સરકારે ત્યાં એક સારી ધર્મશાળા બંધાવી છે અને નહાવાને માટે નળવાટે ઝરણાનું પાણી ધર્મશાળાની ઓરડીઓમાં આણી શકાય એવી વ્યવસ્થા છે. પાણીમાં આખું શરીર ડૂબાડી શકાય એવાં મોટાં બાથ–ટબની જોગવાઈ પણ છે. (૩) દાક્તરી સલાહ આપવાને માટે એક દાક્તરને યુરોપ મોકલીને આ વિષયનો ખાસ અભ્યાસ કરાવ્યો હતો, પણ કોઈ અમલદારને ખાસ રસ નહિ હોવાને લીધે આ યોજના સફળ થઈ નથી અને નિષ્ણાત દાક્તર ગુજરી ગયો છે. આ ઝરો જોવા માટે હું સૂરતથી વ્યારા થઈને ઉનાઈ પહોંચ્યો હતો. આજે તો ત્યાં જવા માટે બીલીમોરાથી નાની ટ્રેઈન મળે છે.

બીજો ગરમ પાણીનો ઝરો સૂરત જિલ્લામાં કોસંબાની પાસે એક નાનું સરખું શાણ નામનું ગામડું છે તેની પાસેની નદીના ભાઠામાં છે. તેના પર ચણતર કરી લેવામાં આવ્યું છે. કોઈ પણ પુસ્તકમાં આ ઝરા વિશે લખાયું હોય એવું હું જાણતો નથી. તેનાં પાણી ગરમ છે તથા ક્ષારવાળાં છે.

મુંબઈની ઉત્તરે વીસેક માઈલ દૂર વજ્રેશ્વરીના જાણીતા ગરમ પાણીના ઝરા છે. ત્યાં પણ કુંડ બાંધી દીધા છે. ધર્મશાળા પણ છે અને થોડાં વર્ષોથી ત્યાં એક સાહસિક પારસી દાક્તરે વૈદકીય સલાહ આપવા માટે દવાખાનું કાઢ્યું છે.

ગોધરાથી પચીક માઈલ દૂર ટુવાના ઝરાઓ છે તેમાં કેટલાકમાં ગરમ પાણી છે અને કેટલાકમાં ઠંડુ પાણી છે. ટુવા અને લસુંદરાના ઝરા મારા જોવામાં આવ્યા નથી.

લસુંદરા કપડવંજની પાસે છે, ત્યાંનાં પાણી પણ ગરમ છે.

સૌરાષ્ટ્રની અંદર બે સ્થાનો છે. ભાવનગરની દક્ષિણે નવ માઈલ દૂર ઘોઘા બંદર છે ત્યાં એક ગરમ પાણીનો ઝરો હતો. તેનાં પાણી ખમી શકાય તેટલાં ગરમ હોવાને લીધે અમે કુંડમાં ઊતરીને નાહ્યાં હતાં. કુંડની નીચે પુષ્કળ કીચડ હતો. થોડાં વર્ષો પહેલાં આ કુંડની પાસે એકાએક (વાયુ)ગૅસ નીકળવા લાગ્યો. આ જગ્યામાં વખતે પેટ્રોલીયમ હશે એવી આશાથી ત્યાં ઊંડો કૂવો ખોદવામાં આવ્યો. આ કૂવાને લીધે કુંડનું ઝરણું બંધ થઈ ગયું છે અને હાલમાં તો દેશે એક ગરમ પાણીનો ઝરો ગુમાવ્યો છે.

અને છેવટે ગીરના જંગલમાં, જ્યાં જવા માટે સારો રસ્તો નથી એવા સ્થળે તુળશી શ્યામના ઝરા છે. આ પાણીમાં ગરમી તો છે પણ કુંડમાં ઊતર્યા પછી ગરમી સહન થઈ શકે એવી લાગે છે. આસપાસ ગામડું નથી પણ તુળશી શ્યામનું મંદિર છે. ત્યાં રહેવા–ખાવાની મામુલી સગવડ થઈ શકે તેમ છે.

આવા ક્ષારવાળા ઝરાનાં પાણી વાપરવાની અનેક યુક્તિઓ છે. સામાન્ય રીતે તેના ઉપયોગથી (૧) પેટ તથા આંતરડાના રોગો (૨) મૂત્રપિંડ તથા કાળજાના રોગો (૩) સંધિવા અને ન્યુરેલજીઆના ઘણા





ડૉ. સુમન્ત મહેતા

# ગુજરાતમાં ગરમ પાણીના ઝરા

મુંબઇ પાસેના વજ્રેશ્વરીના ગરમ પાણીના (ક્ષારવાળા) ઝરા ખીલવવાનું મુંબઇ સરકારે નક્કી કર્યું છે ત્યારે બીજી પંચવર્ષીય યોજના માટે રોકમત કેળવવા ગુજરાતના આ ઝરા પણ એટલા જ ઉપયોગી નીવડશે આ જાતઅનુભવથી લખાયેલો લેખ એટલે જ વિચારણીય બને છે...

એક જાણીતી હકીકત છે કે આજે હિમાલય અને વિન્ધ્યાચળના પહાડો પર સેંકડો જાતની વનસ્પતિ ઊગે છે કે જેનો ઉપયોગ ઔષધિ તરીકે કરી શકાય તેમ છે, અને એ વનસ્પતિઓને એકઠી કરીને તેને વેચવા માટેની વ્યવસ્થાના અભાવે દર વર્ષે તે ઊગે છે અને સુકાઈ અથવા સડી જાય છે.

તેવી જ રીતે આપણા દેશમાં કુદરતી ગરમ પાણીના ઘણા ઘણા ઝરા છે કે જેના પાણી પીવા તથા નહાવા માટે વાપરીને અનેક રોગો મટાડી શકાય, હજારેક દાક્તરોને પૂરતું કામ મળે, લાખો દર્દીઓને રાહત મળે અને રાષ્ટ્રના ધનમાં સારો એવો વધારો થાય—યુરોપમાં વિશિ ( Vichy ) જેવા એક જ ગામડાની અંદર ત્યાંના ઝરાઓના વૈદ્યકીય વપરાશને લીધે કરોડો રૂપિયાની કમાણી થાય છે અને સેંકડો વેપારીઓ તથા દાક્તરો ધનાઢ્ય થઈ ગયા છે.—આપણા દેશમાં ગરમ કે ઠંડા ક્ષારવાળા પાણીના ઝરા કેટલા છે તેની વિશ્વાસપાત્ર માહિતી કોઈને પણ છે કે નહીં તે હું જાણતો નથી. હું અનુમાન કરું છું કે આવા વૈદ્યકીય ગુણવાળા પાણીના ઝરા બસોથી ત્રણસો જરૂર હશે.

સામાન્ય રીતે દર વર્ષે જે વરસાદ પડે છે તે પાણી નદી–નાળાંને માર્ગે નીચાણમાં વહી જાય છે અને છેવટે સમુદ્રમાં જતું રહે છે, પણ ઘણું પાણી જમીનમાં પેસીને ભૂગર્ભમાં એકઠું થાય છે. જરા નીચાણના ભાગમાં જતાં જતાં જો ભૂસ્તરની અંદર કોઈ બાકું હોય છે તો તેમાંથી આવું પાણી જમીન પર નીકળી આવે છે. આવા સાદા પાણીને આપણે ઝરા અથવા ઝરણાં કહીએ છીએ. બીજી એ વાત લક્ષમાં રાખવાની છે કે આપણી પૃથ્વીનો જે મોટો ગોળો છે તેનો અત્યંત જુજ ભાગ કઠણ અને ઠંડો છે. બાકીનો બધો ભાગ તો ઘણો જ ગરમ લાલચોળ અને પ્રવાહી છે. જમીનની અંદરના કોઈ કાણામાંથી જ્યારે એ પ્રવાહી પદાર્થ બહાર નીકળે છે ત્યારે તેમાંથી પુષ્કળ વરાળ અને પ્રવાહી બની ગયેલો નક્કર પદાર્થ નીકળે છે. આવા કાણાને આપણે જ્વાળામુખ કહીએ છીએ. પૃથ્વીના આવા ગરમ પદાર્થમાં ધાતુ હોય તથા ક્ષારો હોય તેની સાથે સંપર્કમાં આવેલું પાણી કાં તો (૧) ગરમ હોય, અગર (૨) હુંફાયલું હોય અગર (૩) ઠંડું હોય, અને તે ઉપરાંત તેમાં ક્ષાર પણ હોવાનો સંભવ છે. આવાં પાણી જેમાં ક્ષાર હોય છે તેનો તથા ગરમ હોય તો

---

શીખે ? પોતાના દરેક પ્રયત્નો કર્યા પછી ન આવડે તો જ વિદ્યાર્થી શિક્ષક પાસે જાય. માણસના પ્રયત્ન પાછળ ભગવાનની કૃપા છે જ. વેદમાં પણ કહ્યું છે કે,

श्राते श्रान्तस्य सख्याय न देवाः

જ્યાં સુધી માણસ પોતાનો પુરુષાર્થ કરીને થાકી ન જાય ત્યાં સુધી ઉપરથી ભગવાન મદદે નથી આવતો. આ બે વૃત્તિઓમાં કઈ સારી છે, કઈ શ્રેષ્ઠ છે એ તો દરેક માણસ પોતાના મનથી નક્કી કરે. એટલું તો કહી શકાય કે બન્ને ઉદાર છે, સારી છે. ભગવાન બન્નેને સમજે છે અને કહે છે કે,

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्

એ સમજવું ભૂલભરેલું છે કે જ્યાં–સુધી માણસ પોતાના જોરથી પ્રયત્ન કરે છે ત્યાં સુધી ભગવાન તટસ્થ રહીને જોયા જ કરે છે. ભગવાન આપણી સાધનાને ટેકો આપનાર બને છે. તેની મદદ હમેશાં મળે જ છે.

★



તેની ગરમીનો ઉપયોગ મનુષ્યોના રોગો મટાડવાને માટે કરી શકાય છે. આવાં પાણી રોગીઓને અમુક પ્રમાણમાં પીવાં પડે છે અને પાણી સ્નાનને માટે પણ વપરાય છે. પાણી કેટલું પીવાય, કેટલા દિવસ સુધી પીવાય, નહાવાના પાણીની ગરમી કેટલી હોવી જોઈએ વગેરે બાબતનું એક નવું શાસ્ત્ર રચાયું છે. આ બાબતની વધુ વિગતો આ લેખમાં આપવાની જરૂર નથી.

યુરોપમાં ઇંગ્લૅંડ, સ્કૉટલૅન્ડ, ફ્રાન્સ, જર્મની તથા બોહિમીઆ(ઑસ્ટ્રીઆ)ના ઘણા ઝરાઓવાળાં સ્થાનોમાં હું રહી આવ્યો છું પણ આપણા દેશનો પહેલો ઝરો મેં ૧૯૦૪ના વર્ષમાં તાપી નદીની ખીણમાં વ્યારા તાલુકાની દક્ષિણ સરહદ પર આવેલા ઉનાઈમાં જોયો. આ ઝરાના પાણીમાં ઉત્તમ પ્રકારના ક્ષારો છે, અને તેમાં રેડિયો ઍક્ટીવીટી પણ છે. તેનાં પાણી એટલાં બધાં ગરમ છે કે તેમાં નાહી શકાય નહિ. આ પાણીનો વૈદ્યકીય ઉપયોગ થાય તેટલા માટે વડોદરા રાજ્યની સરકારે ત્યાં એક સારી ધર્મશાળા બંધાવી છે અને નહાવાને માટે નળવાટે ઝરણાનું પાણી ધર્મશાળાની ઓરડીઓમાં આણી શકાય એવી વ્યવસ્થા છે. પાણીમાં આખું શરીર ડુબાડી શકાય એવાં મોટાં બાથ–ટબની જોગવાઈ પણ છે. (૩) દાક્તરી સલાહ આપવાને માટે એક દાક્તરને યુરોપ મોકલીને આ વિષયનો ખાસ અભ્યાસ કરાવ્યો હતો, પણ કોઈ અમલદારને ખાસ રસ નહિ હોવાને લીધે આ યોજના સફળ થઈ નથી અને નિષ્ણાત દાક્તર ગુજરી ગયો છે. આ ઝરો જોવા માટે હું સૂરતથી વ્યારા થઈને ઉનાઈ પહોંચ્યો હતો. આજે તો ત્યાં જવા માટે બીલીમોરાથી નાની ટ્રેઈન મળે છે.

બીજો ગરમ પાણીનો ઝરો સૂરત જિલ્લામાં કોસંબાની પાસે એક નાનું સરખું શાણ નામનું ગામડું છે તેની પાસેની નદીના ભાઠામાં છે. તેના પર ચણતર કરી લેવામાં આવ્યું છે. કોઈ પણ પુસ્તકમાં આ ઝરા વિશે લખાયું હોય એવું હું જાણતો નથી. તેનાં પાણી ગરમ છે તથા ક્ષારવાળાં છે.

મુંબઈની ઉત્તરે વીસેક માઈલ દૂર વજ્રેશ્વરીના જાણીતા ગરમ પાણીના ઝરા છે. ત્યાં પણ કુંડ બાંધી દીધા છે. ધર્મશાળા પણ છે અને થોડાં વર્ષોથી ત્યાં એક સાહસિક પારસી દાક્તરે વૈદ્યકીય સલાહ આપવા માટે દવાખાનું કાઢ્યું છે.

ગોધરાથી પાંચેક માઈલ દૂર ટુવાના ઝરાઓ છે તેમાં કેટલાકમાં ગરમ પાણી છે અને કેટલાકમાં ઠંડું પાણી છે. ટુવા અને લસુંદરાના ઝરા મારા જોવામાં આવ્યા નથી.

લસુંદરા કપડવંજની પાસે છે, ત્યાંનાં પાણી પણ ગરમ છે.

સૌરાષ્ટ્રની અંદર બે સ્થાનો છે. ભાવનગરની દક્ષિણે નવ માઈલ દૂર ઘોઘા બંદર છે ત્યાં એક ગરમ પાણીનો ઝરો હતો. તેનાં પાણી ખમી શકાય તેટલાં ગરમ હોવાને લીધે અમે કુંડમાં ઊતરીને નાહ્યાં હતાં. કુંડની નીચે પુષ્કળ કીચડ હતો. થોડાં વર્ષો પહેલાં આ કુંડની પાસે એકાએક (વાયુ)ગૅસ નીકળવા લાગ્યો. આ જગ્યામાં વખતે પેટ્રોલીયમ હશે એવી આશાથી ત્યાં ઊંડો કૂવો ખોદવામાં આવ્યો. આ કૂવાને લીધે કુંડનું ઝરણું બંધ થઈ ગયું છે અને હાલમાં તો દેશે એક ગરમ પાણીનો ઝરો ગુમાવ્યો છે.

અને છેવટે ગીરના જંગલમાં, જ્યાં જવા માટે સારો રસ્તો નથી એવા સ્થળે તુળશી શ્યામના ઝરા છે. આ પાણીમાં ગરમી તો છે પણ કુંડમાં ઊતર્યા પછી ગરમી સહન થઈ શકે એવી લાગે છે. આસપાસ ગામડું નથી પણ તુળશી શ્યામનું મંદિર છે. ત્યાં રહેવા–ખાવાની મામુલી સગવડ થઈ શકે તેમ છે.

આવા ક્ષારવાળા ઝરાનાં પાણી વાપરવાની અનેક યુક્તિઓ છે. સામાન્ય રીતે તેના ઉપયોગથી (૧) પેટ તથા આંતરડાના રોગો (૨) મૂત્રપિંડ તથા કાળજાના રોગો (૩) સંધિવા અને ન્યુરેલજીઆના ઘણા





રોગો, (૪) ચામડીના રોગો (૫) લોહીના દબાણના રોગો અને (૬) નાક તથા ગળાના રોગોને લાભ થવાનો સંભવ હોય છે

## આરોગ્યધામ શી રીતે થાય ?

આ સાતે સાત સ્થળોમાં આરોગ્યધામ સ્થાપી શકાય પણ તેમ થતાં પહેલાં આવાં સ્થળોમાં શું શું હોવું જોઈએ અથવા આવાં સ્થળોમાં મુખ્ય અને પ્રાથમિક જરૂરિયાતો શી છે તે તપાસી જઈએ

સૌથી મહત્વની જરૂરિયાત તો આ વિષયનો ખાસ અભ્યાસ કરેલા દાક્તરની છે કારણ કે આવાં પાણી વધારે પીવાઈ જાય તો નુકશાન પણ થવાનો સંભવ રહે છે અને આવાં સ્થળોમાં રોગિષ્ટ માણસો જ જવાના એટલે ત્યાં દાક્તર તો હોવો જ જોઈએ

બીજી જરૂરત છે સાધારણ સારી સગવડવાળું સેનેટોરિયમ અથવા ધર્મશાળાની દરદોથી પીડાતાં મનુષ્યો માટે કેટનીક સારી સગવડો તો કરવી જ પડે

ત્રીજી સગવડ બજારની કરવી પડે તેમ છે આજે તો ઉનાઈ જેવા જાણીતા સ્થળે પણ દરરોજની જોઈતી ચીજો અને અનાજ શાકભાજી વગેરે મેળવવાની વ્યવસ્થા નથી અને વાંસદા ગામ ત્રણ ચાર માઈલ દૂર છે

ચોથી સગવડ આવાં આરોગ્યધામમાં રહેતાં માણસોને કાંઈ આનંદ પ્રમોદ માટેની હોવી જોઈએ દુખ દર્દથી પીડાતાં મનુષ્યો આવાં નિર્જન એકાન્ત સ્થળમા કરે શું ?

સારી સગવડો ન હોવાના કારણે હજી આપણા હિંદી દાક્તરો આવા ઝરાનાં પાણીનો ઉપયોગ કરવાનું દર્દીઓને સૂચવતા નથી દાક્તરોની માગ હશે તો ઝરાઓની ખીલવણી વહેલી થશે

આરોગ્યધામની ખીલવણીના બાબતમા અનેક વિષમ ચક્રો રચાઈ ગયા છે આજે કોઈ ઉનાઈ જતું નથી કારણ કે ત્યાં તાલીમ લીધેલો દાક્તર નથી, કોઈ દાક્તર ત્યાં ગોઠવાઈ જતો નથી કારણ કે ત્યાં દર્દીઓ નથી અને કમાણીનાં સાધન નથી ત્યાં માણસો નથી તેથી મકાનો બંધાતાં નથી મકાનો વિના લોકો ક્યાં જઈને રહે ? બજાર નથી કારણ કે ખરીદનાર નથી, લોકો ત્યાં જતા નથી મરણ કે દરેક કુટુંબને બીલીમોરા કે વાંસદાથી ચીજ વસ્તુઓ મંગાવવાનું ફાવે શી રીતે ?

ત્યારે આવાં સ્થળોને ખીલવવાં શી રીતે એ મુખ્ય મહત્વનો પ્રશ્ન છે આ બધું કામ સરકારે કરવું જોઈએ એમ કહેવું સહેલ છે પણ કોઈ નવા આરોગ્યધામને ખીલવવા માટે જાહેરાત કરવી પડે બજાર આણવું પડે એવી એવી વિગતો સફળરીતે પાર પાડવામાં સરકારી તંત્ર સફળ થતું નથી

ત્યારે કોઈ ધનાઢ્ય વેપારીએ આ કામ ઉપાડી લેવું જોઈએ એમ કહેવામાં આવશે આ માર્ગ પણ ઘણો અઘરો લગભગ અશક્ય છે કોઈપણ ઝરાની આસપાસના ભાગનું ટાઉન-પ્લાનિંગ થવું જોઈએ ત્યાં સફાઈ રાખવાની ગોઠવણી થવી જોઈએ પાણી પુષ્કળ વપરાશે તેના નિકાલ માટે સારી યોજના કરવી પડશે થોડાં આવશ્યક મકાનો બાંધવા પડશે આખા મુંબઈ ઈલાકાના દાક્તરોને વારંવાર આવાં ધામમાં અપાતી સગવડોની જાહેરાત ( પરિપત્ર ) કરવી પડશે એક સામાન્ય દવાખાનું રાખવું પડશે અને આ બધી દેખરેખને માટે કોઈ મ્યુનિસિપાલિટી જેવી સંસ્થા સ્થાપવી પડશે એટલે આરોગ્યધામ સ્થાપવામા પણ જાહેર અને ખાનગી સેક્ટરો(તત્ત્વો)ની જરૂર રહેવાની છે

અથવા કેટનીક વાર કેટનીક સ્વયત્ત વાળી સંસ્થાઓ ટ્રાન્સપોર્ટ કે ફિનેન્સ માટે સ્થાપવામાં આવે છે તેવી સરકારી અને ખાનગી વ્યક્તિઓની મિશ્ર સ્વાયત્ત સંસ્થા સ્થાપવાથી આ કામ પાર પાડી શકાશે યુરોપમા તો ખાનગી મોટી સિંડિકેટ ઊભી કરીને મોટી હોટેલો, મોટાં સ્નાનગૃહો મોટાં માલીશઘરો આનંદ પ્રમોદ માટે અનેક મોટા ઘરો મોટા સુંદર



જયન્તિકા પરમાર

# સહેવાનું લહાણું

હિંદુ કન્યાઓને માટે સહન કરવાનું એટલું વહેલું શરૂ થાય છે કે એ જાણે ગળથૂથી પણ ખૂબ સહન કરીને ન પીતી હોય! સત્ય–પ્રસંગ–વિશેષ માટે ઊર્મિના વાચકોમાં અતિ પ્રિય થઇ ચૂકેલાં લેખિકા ('કુમારી'માંથી 'શ્રીમતી' બનવાથી અટક બદલી) એ જ સીધી સાદી શૈલીમાં આ પ્રસંગ પણ રજૂ કરે છે...

ભોગીલાલે તેમની નાદુરસ્ત તબીયતને કારણે અને સંસ્કારી કુટુંબનો મુરતીઓ મળી આવતાં પોતાની સાત વરસની નાની કળાનું સગપણ દશ વરસના રમણ સાથે કરી નાખ્યું. બન્ને બિલકુલ કાચી વયનાં હતાં. લગ્ન સંબંધી પૂરી ગતાગમ એ કુમળી વયનાં બાળકોમાં ક્યાંથી હોય! માત્ર સગપણ પાછળ રહેલો કુંવારે સાસરે મહાલવાનો આનંદ અને કુંવારી વહુને માટે અછો અછો વાનાં કરતાં સાસરીયાં તરફ પ્રેમ લાગણી દર્શાવતી, પોતાનાં મિત્રો વચ્ચે વાતો થતી અને મનના કોડ પૂરા થતા હતા. આજથી ત્રીસ વરસ પહેલાંના એ કાળમાં બાળકો શું, યુવાનો પણ ક્યાં વધુ વિચારી શકતાં હતાં!

કળા ભોગીલાલની બીજી પત્નીની દીકરી હતી. તેને એક નાનો ભાઈ પણ હતો. કળાની બા સ્વભાવે શાંત તો હતાં પણ તેમના એકલાથી ઘરનું નાવ સીધા પાટા પર ચાલે તેવી શક્તિ જ નહોતી દેખાતી. અને એટલે જ ભોગીલાલ પોતાના જીવતાં જેટલું બની શકે તેટલું પતાવી દેવા માગતા હતા. કળાના સગપણને માંડ એક વરસ થયું હશે અને પિતાનો દેહાંતવાસ થયો.

આઠ વરસની ગભરૂ કળા પિતાવિહોણી બનતાં ઘરની જવાબદારીમાં આવી પડી. આમે છોકરીઓને બહુ ભણાવીને કરવાનું પણ શું એ માન્યતા પાછળ આ કારણ મળ્યું એટલે તરત ભણવાનું છોડવું પડ્યું. એનાથી પણ નાનો ભાઈ હતો. રીતરિવાજ અનુસાર માતા તો ઘરના એક ખૂણામાંથી નીકળી શકે તેમ હતું નહિ. બીજું કોઈ મોટું પણ ઘરમાં હતું નહિ. ઘરનો બોજ તૂટી પડતાં અપંગ જેવી દશા તે સૌની થઈ ગઈ. રસોઈ–ઘરકામમાં કળા પાવરધી બનવા લાગી.

કળાની બા વિધવા થઈ પણ તેની યુવાની નજર સામે ચોટે તેવી હતી. એ યુવાનીના પૂરજોશમાં ફરજિયાત આવી પડેલ સામાજિક બંધનને સ્વીકારી પણ ક્યાં સુધી શકે! એને માટે તો મનોબળ, આત્મબળ કેળવવું પડે છે. સ્વભાવે વિલાસી કળાની બાના મનના કોડ–અરમાન હજુ તો અધૂરાં હતાં. ખૂણેથી નીકળતાં તે ફરજિયાત બંધનમાંથી મુક્ત થઈને ફરવા લાગી. ઠીક ઠીક પુરુષોના પરિચયમાં પણ તે આવી. અને તેને ત્યાં થતી અવરજવરથી ધીમે ધીમે તેની બહાર

---

બગીચાઓ, પહોળા રસ્તાઓ—જેના પર ફર્લાંગના અગર અમુક મીટરના અંતરે પથરા દાટયા હોય તેવા માર્ગો, ઉજાણીએ જવાનાં સ્થાનો, એવી અનેક સગવડો ઊભી કરવામાં આવે છે ગરમ પાણીના લાખો બાટલાઓ આખા યુરોપનાં બજારોમાં વેચાય છે, અને જે નફો થાય છે તે આ સિન્ડિકેટ ભોગવે છે. આપણે ત્યાં હાલમાં આવી સિન્ડિકેટ થવાની નથી અને થાય એવું હું ઇચ્છતો નથી.

આજે તો એવું બન્યું છે કે કુદરતે જે બક્ષિસ મનુષ્યને આપી છે તેનો અનાદર થઇ રહ્યો છે અને જે સાધનમાંથી લાખો કરોડો રૂપિયાની કમાણી થાય અને જેને લીધે હજારો લાખો માણસોને શારીરિક કે માનસિક રાહત મળવી જોઈએ, જેને લીધે રોગો મટવા જોઈએ તેને બદલે ઝરાઓનાં પાણી નકામાં વહી જાય છે અને ઝરાની આસપાસ કીચડ તથા ગંદવાડ પેદા કરે છે. ગુજરાતી ભાષામાં કહેવત છે કે અકરમીના પડીઆ કાણા એ કહેવત બરાબર સાચી પડે છે.

*





જાહેરાત થવા માંડી. દુનિયાની આંખે જોયેલી વસ્તુ ચર્ચાયા વગર રહે જ શાને? આખી જ્ઞાતિમાં તે ચર્ચાનો વિષય બની બેઠી. અને આમ તેના ચારિત્ર્યને મોટો બટ્ટો લાગ્યો.

કળા ઉંમરે નાની હતી છતાં હવે એવી અણસમજુ નહોતી રહી કે વસ્તુસ્થિતિ સમજી ન શકે. અને તેમાંય જ્યારે સૌ કોઈ આવીને તેના કાનમાં કહેવા માંડ્યા ત્યારે તો તે મનોમન ખૂબ દુ:ખી થવા માંડી. પોતાની માતાને તે શું કહી શકે? અને હવે તો તે પણ સગપણથી બંધાયેલી હતી એટલે સાસરી પક્ષમાં પણ તેની અસર વધુ રહે.

અને એક દિવસ તેણે પોતાનાં સગપણ તૂટવા સંબંધી સાંભળ્યું. કારણ માતાના સંસ્કાર છોકરીમાં આવે જ, અને શી ખબર કે તે પણ એવી ન હોય! પોતાના ઉપર આવેલ બટ્ટો તો તે કેમે કરીને સાંખી શકે તેમ નહોતી. અગીઆર વરસની નાની ઉંમરે પણ તેને હાડોહાડ લાગી આવ્યું અને એમાંથી છૂટવા માટે તેણે પોતે જ વિચારીને રસ્તો શોધી કાઢ્યો. રમણ પોતાને માટે શું વિચારે છે અને સાચી હકીકત શું છે તેનો ખુલાસો જાતે રૂબરૂ મળીને જ કરી લેવો જોઈએ. બીજો કોઈપણ વિચાર કર્યાં વગર તેણે રમણને પત્ર લખી પોતાની સહિયર મારફત મોકલાવ્યો. રમણ શો જવાબ આપશે એ ભય તો મનમાં રમતો જ હતો પણ છેવટે જે હોય તે નિર્ણય લેવાઈ જાય એ કારણે તેની હિંમત ટકી રહી.

રમણ સમજુ, શાણો અને બુદ્ધિશાળી હતો. કોઈપણ બિનાને પૂરી ચકાસ્યા વગર તે અઘટતું સ્વરૂપ આપી શકતો જ નહિ. તેનો અભ્યાસ તો ચાલુ હતો. તેના ભાઈબંધો તેમ જ સગાં સંબંધીદ્વારા બીજી ઘણી બધી વાતો કળા અને તેની બા સંબંધીની તેને કાને આવી હતી. રમણની બા વગેરે તો આ સગપણ તોડી નાખવા તૈયાર હતાં. આ છોકરી આપણા ઘરમાં ન જ જોઈએ એવું ભારપૂર્વક કહેતાં હતાં.

ચૌદ વરસનો રમણ આ બધું જ સાંભળતો પણ મોંમાંથી એક હરફ સુદ્ધાં ઉચ્ચારતો નહિ. અને તેવામાં જ તેને કળાનો પત્ર મળ્યો. જો કે એને પણ આ પ્રસંગે વિચારવંતો બનાવી મૂક્યો હતો. છતાં પોતે જાતે જ ખુલાસો કરવા તૈયાર હતો. અને જ્યારે આટલી હિંમત બતાવી કળાએ તેને બોલાવ્યો તે જોઈને જ તેની વિચારશક્તિ ઉપર ફીદા થઈ ગયો અને કળા કોઈ મામુલી છોકરી નથી તેની તેને પ્રતીતિ થઈ.

કળા અને રમણ મળ્યાં. બન્નેએ નિખાલસ બનીને સાચી હકીકત જણાવી. હિંમતવાન કળાએ સીધું જ પૂછી લીધું કે 'હું કહું છું તેમાં તમને વિશ્વાસ આવે છે કે નહિ? અને સગપણ તોડી નાખવા માટે તમારો શું મત છે?' રમણે તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી કળાની પરિસ્થિતિનો ક્યાસ કાઢી તેને પહેલાં તો ખૂબ આશ્વાસન આપ્યું. અને પોતે કોઈ પણ સંજોગોમાં આ સગપણ નહિ તૂટવા દે તેની ખાત્રી આપી. રમણને ભૂતકાળમાં શું બની ગયું છે તેની ચિંતા નહોતી. પણ વર્તમાનકાળમાં શું બની રહ્યું છે અને હવે પછી શું વિચારવાનું છે તેની જ ભાંજગડમાં તે હતો. તેણે પણ સામેથી વિશ્વાસભંગ ન થાય એની ખાત્રી માગી લીધી. અને કળાએ કહ્યું કે 'એ બાબત તમે બેફીકર રહેજો. પણ હવે આ ઘરમાં થોડો વખત પણ વધુ કાઢવા મારી તૈયારી નથી. તમારે મને જેમ બને તેમ જલદી અહીંથી લઈ જવી જોઈએ.'

એકદમ ઉતાવળથી રમણ કામ પતાવી શકે તેમ હતું નહિ. તેનો અભ્યાસ ચાલુ હતો, લગ્નની ઉંમર હજુ નહોતી અને ઘરના સંજોગો પણ વિપરિત હતા. એ હાલતમાં હમણાં તો તેને સબૂર કરવા કહ્યું. અને હિંમતથી બે વરસ પસાર કરી નાખવા સૂચવ્યું.

તેર વરસની ઉંમરે કળા પરણીને સાસરે આવી. રમણ વડીલોની વિરુદ્ધ જઈને પણ કળા સાથે જ લગ્ન કરવા મક્કમ રહ્યો. બધાં જ વિરુદ્ધ હોય તો લગ્ન પછી પણ શાંતિ ક્યાંથી મળે? સાસુ, નણંદ,



જેઠાણી—બધાં જ એક ગુનેગારની માફક તેની સાથે વર્તતાં. ગમે તેવા આરોપો તેની સામે મૂકવામાં આવતા. અને જ્યારે બધી જ રીતે તેઓ જુઠ્ઠાં પડવા લાગ્યાં ત્યારે ઘરની નાની નાની વસ્તુ ચોરાઈ જાય છે અને તે કળા સિવાય બીજું કોણ લઈ જાય એમ કહેતાં બિલકુલ અચકાતાં નહિ. એ રીતે તેઓ રમણને ઉશ્કેરવા પ્રયત્ન કરતાં. સમજુ રમણ ક્યારે પણ કળા સાથે ખુલાસો કર્યા વગર વાતમાં આગળ વધતો નહિ. કારણ આમ કરવાનું તે બધાંનું કારણ તે જાણતો હતો. છતાંપણ જ્યારે ઘરનાંની સાથે બહારનાં પોતાના અંગત મિત્રો પણ કળાની વિરુદ્ધ બોલવામાં બાકી ન મૂકતાં ત્યારે રમણ પણ અકળાઈ જતો. કળાની તો સુડી વચ્ચે સોપારી જેવી સ્થિતિ હતી. રમણ સિવાય તે કંઈ જ કોઈની સાથે ચર્ચા પણ કરતી નહિ અને બધું જ મુંગે મોંએ સહન કરી લેતી હતી. ક્યારેક તો તે ખૂબ અકળાઈ જતી પણ રમણનો સહારો તેને બળ આપવામાં સારી મદદ કરતો. અને છતાં તે રમણથી ડરતી હતી.

એક વખત ઘરમાં મુકરર જગ્યાએ મૂકેલું માદળીયું ખોવાયું. અને તે રૂમમાં કળા સિવાય બીજું કોઈ ગયેલ નહિ. આ બનાવ વખતે રમણ ઘરમાં જ હતો અને તેને ખ્યાલ પણ ખરો કે કળા એકલી જ એ ઓરડામાં ગઈ હતી. માણસનું મન ક્યાં સુધી હાથમાં રહે ! રમણ પણ છેવટે માણસ તો હતો જ. સતત ચાલુ રહેતી કાનભંભેરણીએ આજે તેને ખૂબ ઉશ્કેર્યો. કળાને તરત તેણે બોલાવી અને માદળીયા સંબંધી પૂછ્યું. જ્યારે એને તો એ બાબત કોઈ ખ્યાલ જ નહોતો. એણે ખબર નથી એમ કહ્યું તેની સાથે જ રમણનો પારો એકદમ ચઢી ગયો અને જોસથી એક લાફો લગાવી દીધો. આજે પહેલી જ વાર રમણે કળા ઉપર હાથ ઉપાડ્યો. કળા તો આભી જ બની ગઈ, તે કંઈજ બોલી નહિ.

અર્ધો કલાક પછી ફરીથી એ જ જગ્યાએ ઢંઢોળતાં છાજલીની પાછળ ભરાઈ રહેલું માદળીયું મળી આવ્યું અને રમણને એટલો બધો પસ્તાવો થયો કે તરત તેણે કળાની માફી માગી. આ તો ખોવાયેલી વસ્તુ હતી પણ ઘણીવાર તો ચોરી જનાર બીજી વ્યક્તિ હોય અને નામ કળાનું આવતું. પણ સત્ય હકીકત મોડી વહેલી પણ બહાર આવતી ખરી. આમ કળાની પાછળ બધાં જ આદુ ખાઈને મંડ્યા હતાં.

રમણે કળાને તેની બા અને ભાઈ સાથે જાત્રાએ મોકલી. સંપૂર્ણ વિશ્વાસ સાથે તેને મોકલી હતી. હવે તો એ એને એટલી ચકાસી શક્યો હતો એટલે એના ચારિત્ર્ય માટે તેને બે મત હતા જ નહિ. પણ તરતના જાત્રાએથી પાછા ફરેલા રમણના મિત્રોએ તેને અમુક પુરુષ સાથે ફરતી જોયાનું કહ્યું. તે ન માને પણ જ્યારે તેઓએ જાતે જોયાનું કહ્યું અને મિત્રોને તો બીજો સ્વાર્થ પણ શો હોઈ શકે ? રમણ વિચારમાં પડી ગયો, અને તેનું પુરુષત્વ એકદમ ઊછળી આવ્યું. ગુસ્સામાં ને ગુસ્સામાં 'Temperature high. come soon'નો તાર તેઓ ઊતર્યાં હતા તે ધર્મશાળામાં કર્યો. સારે નસીબે કળાનું જ નશીબ તેજ હતું કે તાર મળ્યો તે પહેલાં તો તેઓ ટ્રેનમાં બેસી ગયાં હતાં. રાત્રે ઘેર આવેલી કળાને જોઈને રમણ ઠંડો તો પડી ગયો. એના ચહેરા ઉપરથી જ તેને લાગ્યું કે તારની તેને કોઈ ખબર નથી. મનમાં ને મનમાં તે ખૂબ પસ્તાયો. અને પોતાના ઉતાવળિયા પગલા માટે ધિક્કાર છૂટ્યો અને ત્રીજે દિવસે તેણે કરેલ તારનું બની ગયેલા બનાવ સાથે કળા પાસે વિવરણ કર્યું. અને પોતાની ભૂલ બદલ માફી માગી. જ્યારે તેણે જાણ્યું કે કળા કોઈપણ પુરુષ સાથે બહાર ફરવા ગઈ પણ નથી તેમ જ તેમની સાથે પણ કોઈ હતું નહિ ત્યારે તો તેને ખૂબ પસ્તાવો થયો. અને ત્યારથી તો તે ગમે તેવા વિશ્વાસુના કથનને પણ સાચું માનતો નહિ. આ રીતે કળાએ રમણનો સંપૂર્ણ વિશ્વાસ પેદા કરી લીધો.

સંયુક્ત કુટુંબમાં જીવી રહેલાં કળા અને રમણ નાની નાની બાબતમાં ખૂબ ખૂબ હેરાન થઈ ગયાં. ઉદાર





ઈશ્વર પેટલીકર

# વર્ગ-જ્ઞાતિવિહિન સમાજ

વર્ણ કે જ્ઞાત નહિ પણ ગુણ એ જ માનવંતાની સાચી આંકણી છે માનવ માનવ વચ્ચે જ્ઞાતિભેદ વગેરે કેમ જ શી રીતે શકે ? અહી આ દૃષ્ટિ એક વિશાળ ફલક ઉપર દોડે છે એટલે પણ આ લેખ દરેકને રુચે તેવો છે

ગુજરાતના જાણીતા પત્રકાર અને નવલકથાકાર શ્રી ચુનીલાલ વ શાહ લખે છે 'આ સાથે એક પત્ર મોકલુ છુ તે પત્ર એક મિત્રને અમદાવાદમાં ઈલેકટ્રીક હાઉસ પાસેથી રસ્તા પર પડેલો ને જડેલો પત્ર વાચ્યા પછી લાગ્યુ કે તે તમને મોકલુ તો ઠીક ઉપયોગી થશે પત્રમાંની વિગત નામ ઠામ કાઢી નાખીને છાપવા જેવી છે એક તો તેમાથી ભણેલી યુવતીના દિલની લગ્નપિપાસા જોવા મળે છે અને બીજુ ઇન્ટર કોમ્યુનિટી લગ્ન કેવી આગળ વધે છે તે સમજાય છે તેનાં લાભહાનિ તમે તમારી રીતે ચર્ચશો તો આ સારો નમૂનો તે માટે થઈ પડશે તેની ભાષા જોઈએ તે કરતાં વધુ ખુ ની ઉઘાડી લાગે તેવી છે છતાં એ Real સાચા પત્રનો નમૂનો છે, એટલે ઠીક લાગે તો જેમની તેમ રહેવા દેશો

સાથેનો પત્ર એ બહેને જે રીતે લખ્યો છે તે રૂપમા નીચે ઉતારુ છુ જે શબ્દો નીચે બહેનપણીનુ ધ્યાન ખેચવા એ બહેને લીટી દોરી છે તે અહી અનેક ટાઇપમાં મૂકયા છે

'મુબઈ, તા ૨૦ જૂન ૧૯૫૫

મારી વ્હાલી બહેન

તારો કાગળ મળ્યો છે પરણ્યા પછી તને લાભે વખતે ચઢ્યુ છે તે જાણી હમો ઘણા ખુશી છીએ હવે તુ જલ્દી બ્બાઈ ને (ઘણીને) દીકરો જણજે તને કેટલામો મહિનો ચાલે છે તે લખજે

બહેન તારુ સુખ જોઈ હવે મને પણ હિન્દુ સથે પરણવાના મન થયુ છે હુ પણ હવે ૨૦ વર્ષની થઈ છુ કાકી મને કહે છે કે પરણે તો કોઈ પુખ્ત ઉમ્મરનો અનુભવી વર પરણજે તો તુ મારા માટે પણ કોઈ લાયક હિન્દુ વર શોધી કાઢ

ઉમ્મર આશરે ૩૫નો, ઉચ્ચ કુટુબનો દેખાવડો ગરીબ સ્વભાવનો, ભણેલો ને માસિક રૂા ૨૫૦ ઉપર કમાતો કોઈ મળે તો તેમ નહી તો ઉમ્મર ૪૫ સુધીનો, સતાન વગરનો વિધુર પણ મને ખપશે કોઈ જૈન કોમનો મળે તે પણ મને ગમશે

---

દિલની કળા તો સરકારી કુટુબમાંથી ઊતરી આવેલ વ્યક્તિઓને આવી રીતે ચોરી કરતાં જૂઠુ બોલતાં જોઈને નવાઈ જ પામતી મજીયારામાથી જેટલુ લેવાય તેટલુ છાનુ છાનુ પણ ભેગુ કરવાની વૃત્તિ તેની જેઠાણીઓની જોતાં તે મૂઝી ઊઠતી અને છતાં સાસુના પજામાંથી તે ન છૂટી શકતી પરિણામે બધા જ ભાઈઓ અલગ થયા અને સાસુને પણ તેણે જ સાચવ્યાં

આજે તો કળાબહેન પાંચેક બાળકોની વહાલસોયી માતા છે અને પતિની પ્યારી પત્ની છે અને એટલુ સ્થાન જમાવી શકી છે કે તેને પૂછ્યા વગર પતિ એક પણ કાર્ય કરતા નથી તેનાથી તે છુપાવી શકતા જ નથી

જુદા રહ્યા પછી પણ તે સૌને જેઠાણીઓને સાચવે છે આ પરગજુ બાઈ કોઈને પણ કામમાં મદદરૂપ થતાં છટકી નથી આજે તેણે એટલી શકિત કેળવી છે કે બહારની વ્યકિતઓ પણ સાસરિક વ્યવહારિક બાબતમાં તેનો તટસ્થ અભિપ્રાય પૂછે છે ત્યારે કનાપીની પેલી પ્રખ્યાત પકિતનો ઉત્તરાર્ધ જાણે સાચો પડતો દેખાય છે

સહન કરવુ એય છે એક લહાણુ !





કોઈ ગોરો કે કાળો હોય પણ મને તો કાળો દેખાવડો ને મૂછો વગરનો પુરુષ વધુ ગમે છે.

તારાં સાસુજીને પણ વાત કરજે. એમની ઓળખાણનો પણ કોઈ હશે.

લગ્નની પહેરામણીના હું તારી જેમ રૂ. ૫૦૦૦) લાવીશ ને જોઈશે તો હું સીવીલ મેરેજ પણ કરીશ...

મારી ઑફિસમાં......મારા ખાતાનો વડો છે. જે મને પરણવા માંગે છે. એ પણ ૪૩ વર્ષનો વિધુર છે ને માસિક રૂ. ૩૨૫) કમાય છે. પણ એ મરાઠી છે ને મને ગુજરાતી હિન્દુ ગમે છે. માટે જ તને લખુ છું. હું પણ તારી જેમ ગોરી ને ભણેલી છું. તો મારા માટે અમદાવાદમાં ઘણા મળશે. માટે તપાસ કરજે.

હવે તો ઘણા હિન્દુઓ પણ આપણી કે બીજી કોઈ કોમની છોકરીને પરણવા ખુશી હોય છે. એવા કોઈ માસિક ૨૫૦) ઉપર કમાતા ને આપણી કે કોઈ બી કોમની કન્યાને પરણવા માગતા હિંદુની તે માટેની જાહેરખબર અમદાવાદના 'સંદેશ' પેપરમાં વારંવાર આવતી હશે. એવી 'કન્યા જોઈએ છે'ની જાહેરખબર તારા વાંચવામાં આવે તો મને લખજે. એ જાહેરખબર વિગતવાર હશે ને મારા લાયકની હશે તો હું તેનો જવાબ લખીશ.

કોઈ મળેતો એમનો ફોટો વિગત સાથે મોકલજે ને મારો ફોટો પણ દેખાડજે.

હવે મારો ઑફિસનો પગાર પણ વધીને રૂ. ૧૬૦) થયો છે. મને પણ હવે હિન્દુ ફેશનની ચોળી પહેરવી ગમે છે. તો તારી એક રેશમી ચોળી નમૂનાની મોકલજે. તે પ્રમાણે હું મારા માપની શીવાડી લઈશ.

માસિકના દુઃખાવાની દવા તેં મોકલી હતી તેનાથી મને જરા ફાયદો લાગે છે.

કાકી તને યાદ કરે છે ને લખાવે છે કે હવે તું તબિયત સંભાળીને રહેજે.

કાગળનો જવાબ લખજે ને 'કન્યા જોઈએ છે'ની જાહેરખબર તું વાંચતી રહેજે. મારા લાયકનો કોઈપણ મળશે. 'સંદેશ' તો તને રોજ વાંચવા મળે છે.

લિ. બહેન...

આપણી ફ્રેંડ...મને મળી હતી તે પણ તને યાદ કરતી હતી. એ પણ...નામના ક્રીશ્યનને પરણવાની છે એમ કહેતી હતી. (સહી)'

પત્ર લખનાર બહેન પારસી છે તેમ પત્રની ભાષા ઉપરથી સમજાઈ જાય છે. જેના ઉપર પત્ર લખ્યો છે તે બહેન પારસી છે અને હિંદુને પરણ્યા પછી એનું જે હિન્દુ નામ રાખ્યું છે તે બંને નામ પત્રમાં એ બહેને લખ્યાં છે.

પારસીઓ ધર્મે ભિન્ન હોવા છતાં જીવનની રહેણી કરણીમાં ખ્રિસ્તીઓ સાથે વધુ નજીક છે. ઘરમાં રહેવાની ઢબ પશ્ચિમના જેવી છે. વિભક્ત કુટુંબમાં પ્રેમ અને પરિચયથી લગ્ન કરી યુવક-યુવતી અલગ થાય છે. અંગ્રેજી રાજ્ય અમલને લીધે, અંગ્રેજી કેળવણીને લીધે, વિજ્ઞાનની શોધોને લીધે જગત એટલું બધું નાનું નજીક આવી ગયું છે કે એક બીજા દેશોની અસર અરસપરસ પડવા માંડે છે. વિભક્ત કુટુંબ, બાપથી ભિન્ન ધંધાની પસંદગી, પ્રેમ-પરિચય પછી લગ્ન, એક પત્નીવ્રત, છૂટાછેડા વગેરે રીતિનીતિ સ્વીકારેલી છે. વર્ણે ગૌર છે એટલે ગૌરવર્ણી ગુરુગ્રંથિ પણ ગોરાઓની માફક છે. સામાન્ય રીતે હિંદની બીજી વસ્તી કરતાં કેળવણીમાં અને આર્થિક સ્થિતિએ એ આગળ પણ છે. કોઈ પણ જીવનરીતિ સંપૂર્ણ નથી. એમાં લાભ અને ગેરલાભ જડાયેલા છે. પારસીઓએ જે જીવનરીતિ સ્વીકારી છે તેમાં લગ્નની કેવી સ્થિતિ છે, તેનો કંઈક ખ્યાલ ઉપરના પત્રમાં મળી રહે છે.

બાળલગ્નમાં જેમ કજોડા લગ્નનું ભયસ્થાન મુખ્ય છે અને તે ટાળવું જ જોઈએ એમાં બે મત નથી. પરંતુ મોટી ઉંમરના અને પરિચય પછીના લગ્નમાં કુંવારા રહેવું પડે તે સ્થિતિ પણ સરજાય




છે. પારસીઓમાં કુંવારી સ્ત્રીઓની સંખ્યા વિશેષ મળી આવે છે. ભણી રહ્યા પછી પુખ્ત ઉંમરે છોકરી પરણવા તત્પર થાય છે ત્યારે એણે કલ્પનામાં જે જાતનો પુરુષ સર્જ્યો હોય છે તેના પરિચય-પ્રેમમાં આવવું દુર્લભ બને છે. વળી પારસી સમાજ પૂરતી મર્યાદા બાંધી હોય છે. એટલે એ બંધન પણ આડે આવે છે. સામી બાજુ ઓછું કમાતા પારસી પુરુષને પણ કુંવારા રહેવું પડે છે. જે જીવનધોરણ માની લીધું છે તે પૂરું પાડવાની જેની આર્થિક સ્થિતિ નથી તેવા પુરુષને પરણવા કરતાં કુંવારા રહેવું સારું એવી જાતનું સ્ત્રીનું માનસ જોવામાં આવે છે.

વિભક્ત કુટુંબને લીધે પણ છોકરીને માથે ઠીક ઠીક જવાબદારી આવી પડે છે. સંયુક્ત કુટુંબમાં તો માબાપે દીકરાને પરણાવ્યો હોય છે એટલે દીકરો બેજવાબદારીભર્યું વર્તે તો વહુને કુટુંબનો આશ્રય મળે છે એ જ રીતે સંયુક્ત કુટુંબમાં વહુને સાસુનો ત્રાસ પણ સહન કરવો પડે છે. પરંતુ વિભક્ત કુટુંબમાં મા બાપ કે વડીલોનું છત્ર ન હોય ત્યાં લગ્ન પછી યુવક પુરતી કમાણી ન કરે કે સ્વચ્છંદી નીકળે તો છોકરી મુશ્કેલીમાં મુકાઈ જાય છે. પરિણામે, ઉપરના પત્રમાં કાકી સલાહ આપે છે કે પરણે તો કોઈ પુખ્ત ઉંમરનો, અનુભવી વર પરણજે.

એવો વર પરણવો પારસી સમાજમાં કેટલો મુશ્કેલ છે તેનો પત્ર લખનાર બહેનને ખ્યાલ છે એટલે તે પોતાના સમાજની આશા છોડી બહાર દૃષ્ટિ દોડાવે છે મોટે ભાગે માણસ જે સમાજમાં વસતો હોય છે તેની બહાર લગ્ન વ્યવહારમાં નીકળવા માગતો નથી. પારસીઓ આજ તો પશ્ચિમની રહેણી કરણી પ્રમાણે જીવતા હોય છે એટલે એમના લગ્ન વ્યવહારમાં સંકુચિતતા ન હોવી જોઈએ. પરંતુ પોતાની મોટાઈની ગુરુગ્રંથિ પોષવા માટે પોતાની એક અલગ નાત બનાવી મૂકી છે. અને ઝનૂનથી એને વળગી રહે છે આ કારણે કેટલાંય સ્ત્રી-પુરુષો કુંવારાં રહ્યાં છે. પરંતુ જમાનાની અસર એમને પણ સ્પર્શ્યા વગર શી રીતે રહી શકે? એ રીતે કોઈ કોઈ લગ્ન બહારના બીજા સમાજમાં થવા લાગ્યાં છે. મોટે ભાગે તો એમાં લગ્ન સુખી ન થાય તેમ શું પારસીઓને કે શું હિંદુઓને પૂર્વગ્રહ છે. ભિન્ન રહેણી કરણી અને વિચારસરણીને સમજવાની એકબીજામાં શક્તિ ન હોય તો એવાં લગ્ન નિષ્ફળ પણ જાય છે. એ જ રીતે પોતાના સમાજમાં થયેલા લગ્નમાં પણ સ્વભાવનો મેળ ન બેસે તો એ સ્થિતિ ઊભી થાય છે.

આમાં જો કોઈનું પરિણામ સારું આવે તો બીજાને એમાં પણ શ્રદ્ધા બેસે છે. આ પત્ર લખનાર બહેનને એની બહેનપણી હિન્દુને પરણ્યા પછી સુખી છે તેની મોટી છાપ પડી છે: 'બહેન, તારું સુખ જોઈ હવે મને પણ હિન્દુ સાથે પરણવા મન થયું છે.'

પારસીમાંથી વર ન મળે તો કુંવારી રહેવું, તે મર્યાદાને સ્થાને બહારથી વર મળે તો પરણવું તે સ્થિતિ આવે છે. હિંદુઓ પણ પહેલાં બહાર નહોતા પરણતા તે પરણતા થયા છે એટલે પોતાને એવો વર મેળવવામાં અડચણ નહિ આવે.-તેમ પત્ર લખનાર બહેન સમજે છે.

લગ્ન માણસે પરિચય-પ્રેમ પછી કરવું જોઈએ તેમ સ્વીકારાતું જાય છે. પરંતુ જે સમાજમાં એ જાતનો રિવાજ છે ત્યાં પણ એવી અનુકૂળતા દરેકને નથી મળતી. તેમ આ પત્રથી જોઈ શકાય છે. એ સંજોગોમાં વ્યવહારિક માર્ગ એ થયો કે કન્યા જે જાતના વરને ઝંખતી હોય કે યુવક કન્યાને માટે ઝંખતો હોય, તેવા પાત્રની ભાળ મળે તો એની સાથે જીવન જોડવું. લગ્નની ઝંખના જન્મ્યા પછી પ્રેમ-લગ્નની શક્યતા ન હોય તો કુંવારા ન રહેતાં સામું પાત્ર સ્નેહી મિત્રો કે બીજી પદ્ધતિ દ્વારા શોધી લેવું પણ લગ્ન જીવન મેળવવું, તે આ પત્રમાંથી જોઈ શકાય છે. જાહેરખબર દ્વારા આ જાતની માહિતી મેળવી શકાય તેમ એમાં સ્વીકાર્યું છે.

વીસ વર્ષની હિન્દુ કન્યા સ્વેચ્છાએ પૂર્વ પરિચય



વગર ૩૫ વર્ષના પુરુષ સાથે પરણવા ભાગ્યે જ તૈયાર થાય, જ્યારે આ પારસી કન્યા એ ઉંમર સુધી ભલામણ કરે છે. અને છેવટની મર્યાદા તરીકે ઠેઠ ૪૫ વર્ષ સુધી જાય છે! આમ તો એ વિચિત્ર લાગે એવું છે પરંતુ એને કોઈ રીતે સુખી લગ્ન જીવન જોઈએ છે. તે માટે ઉંમરને એ જેટલું મહત્ત્વ નથી આપતી તેટલું કમાણીને, ૨૫૦ ઉપર કમાતો હોવો જોઈએ, ભણેલો જોઈએ, ગરીબ સ્વભાવનો, અને દેખાવડો. દેખાવડો એટલે સપ્રમાણ અંગવાળો ઘાટીલો. પછી એ ગોરો હોય કે કાળો એનો વાંધો નહિ! કાળો બડમુછીયો વધુ ગમે!

માણસનું મન જ્યારે કોઈ એક પ્રવાહ ભણી વહેવા માંડે છે ત્યારે એના મય બની જાય છે. મુંબઈ જેવા, શહેરમાં રહેતી આધુનિક પારસી અને ખ્રિસ્તી છોકરીઓ ફ્રોકનો પહેરવેશ પસંદ કરે છે. આ છોકરી પણ એ પહેરતી હોય છે. પરંતુ એને હિંદુને પરણવું છે એટલે હિંદુનો પહેરવેશ—ચોળી એને ગમવા માંડી છે!

આ એનો વિચાર સમાજ ક્રાંતિને વશ થઈને જાગ્યો છે એમ નહિ. રૂા. ૫૦૦૦ની પરણ લઈ ને જવા છતાં પારસી વર મેળવવા મુશ્કેલ છે, અને બીજી બાજુ બહાર પોતાની બહેનપણી ગઈ તે સુખી છે, ગુજરાતી હિન્દુને પરણવાથી સુખી છે, એટલે તેણે ગુજરાતી હિંદુને પરણવા સુધીની હિંમત કરી છે. બાકી એની ઓફિસનો, એ ઇચ્છે છે એટલી કમાણીનો અને ઉંમરનો મહાશબ્દો પુરુષ તૈયાર છે. એના વિષે એ બીજો કોઈ દોષ કાઢતી નથી. પણ એ મરાઠી છે! દક્ષિણી અને ગુજરાતીમાં એવો કોઈ ભેદ નથી કે ગુજરાતીને પરણવાથી સુખી થવાય અને દક્ષિણીને પરણવાથી ન થવાય. પરંતુ એ નવું સાહસ લાગે છે. અને ગુજરાતી સાથેનું સાહસ એની બહેનપણીનું સફલ થયું છે. સાસુ પણ સાથે રહેતી હોય તેમ એ પત્ર ઉપરથી લાગે છે.

આ વિના પારસી છોકરીઓ માટે બીજો રસ્તો ન હોય, તેમ પત્ર પૂરો થયા પછી બંનેની એક મિત્ર ખ્રિસ્તીને પરણવાની છે તેના સમાચાર આપે છે. અને 'સંદેશ' જોતી રહી પોતાને માટે એવા યુવકની ભાળ મેળવવા ભલામણ કરે છે. આ માત્ર પારસી સમાજની લગ્ન અંગેની સામાજિક સ્થિતિ, એ સ્થિતિમાં મુકાયેલી બહેનોનાં વલણ, આંતરધર્મી લગ્નો સુધી વિસ્તરતા પ્રવાહનો ખ્યાલ આપે છે. એ જ રીતે પશ્ચિમની જીવનરીતિ સ્વીકારનાર અને પુખ્ત ઉંમરે પરણવા માગતાં હિંદુ સમાજનાં યુવક-યુવતીને પણ સિક્કાની બીજી બાજુનો ખ્યાલ આપે છે. આ બધા આઘાત પ્રત્યાઘાતોમાંથી પસાર થઈને ભારતમાં જ્ઞાતિવિહીન અને વર્ગવિહીન સમાજ રચાવાનો છે. અને એ દિશામાં જ સામાજિક પ્રવાહ વહી રહ્યો છે. વિશિષ્ટ લગ્ન કાયદા (સ્પેશિયલ મેરેજ ઍક્ટ)માં સુધારો થયો છે, તે સવેળાનો છે તેમ જોઈ શકાય છે.



રતિલાલ-અનિલ

### ધ્યેયલક્ષી સફર

ધ્યેયલક્ષી સફરની રંગત તું
પૂછ મંજિલ ઉપર જનારાને,
મૌજ મઝધારથી ધસી આવી
કેમ ભેટી પડી કિનારાને?



રતિલાલ-અનિલ

### સંકલ્પ

આજ પુરુષાર્થ આદરીન પણ
મારે જીવન જવાબ કરવાં છે,
એક ગુલશનપરસ્ત છું તેથી
કંટકોને ગુલાબ કરવા છે!







સિદ્ધાર્થ

# વિધિનાં વિધાન

સ્ત્રીની મંગલમયી આકૃતિ સર્જીને પુરુષ માટે વિધાતાએ એક તીર્થધામ જ જાણે બનાવી દીધું છે. પુરુષનાં બધાં પાપ એ માંગલ્યમાં જાણે ધોવાઇ જતાં ન હોય ! આ વાર્તામાં પણ એ જ માંગલ્યને ખૂબ ખૂબ ઠાંસીને ભરી દીધું છે એ તો વાર્તાકારની મિતાક્ષરી શૈલીને જ આભારી હોય... ...

'વિભા, પપ્પા આપણને મૂકીને પ્રવાસે કેમ જતા રહ્યા ?' નાના ચેતકનો આ પ્રશ્ન સાંભળીને અન્યમનસ્કશી બેઠેલી વિભા એકાએક ચમકી ગઈ. એની આંખ આગળથી વર્તમાનને તાજો ને તાજો રાખતો ભૂતકાળ પળવારમાં પસાર થઈ ગયો. અને એ કશો જવાબ આપી શકવાને બદલે સાતેક વરસના ચેતકને પોતાની પાસે ખેંચીને વહાલથી નવડાવી દેવા લાગી. પણ ચેતક એમ વિભાને જલદી છોડી દે તેવો નહોતો એટલે ફરી પાછો વિભાને તંગ કરી મૂકતો પ્રશ્ન પૂછી બેઠો :

'પણ વિભા, પપ્પાની પેલી નવી સેક્રેટરી આવી છે તે તો મારી તરફ પણ એવી ચીમળાશ કેમ કરે છે?'

વિભાના અશાંત મનને જાણે ખરાબે ચડવાની જબરજસ્ત થપ્પડ વાગી અને ચેતકને વહાલથી દાબી રહેલા તેના હાથની પક્કડ એકાએક ઢીલી થઈ. ચેતક એનો પહેલો અને એકનો એક પુત્ર હતો. અને એટલે જ વિભાનો એ વહાલસોયો સહારો હતો. આખો વખત ધંધામાં મચ્યા રહેવાનું બહાનું શોધીને લગ્ન પછી વિભાને એના પતિનો પ્રેમ મળ્યો નહોતો. પણ એ પ્રેમના પ્રતીક જેવો ચેતક સોંપીને જાણે બધું આવી ગયું હોય તેમ તેનો પતિ ધંધા અંગે દેશ-વિદેશની સફરો કર્યા જ કરતો. છેલ્લા ત્રણેક દિવસથી વિદેશ ગયેલા વિવેક માટે જ આજે ચેતક અને વિભા વાતોએ ચડ્યાં હતાં. પણ વિવેક સાથે આ વખતે એની પેલી નવી સેક્રેટરી મિસ ગેસફર્ડ પણ ગઈ હતી એ વિભાને ચેતકે યાદ દેવડાવ્યું અને એનું આખુંયે આંતરમન હલબલી ઊઠ્યું.

થોડીવાર થઈ ને ચેતકને વિભા પાસેથી કશો જવાબ ન મળ્યો એટલે વિભાના ખંડમાંથી એ ચાલ્યો ગયો. બાજુના જ ચેતકના ખંડમાંથી સારંગીના ઝીણા સૂર સાથે ચેતકનો મીઠો કંઠ સંભળાવો શરૂ થયો અને જાણે વિભાને મોટો સહારો મળ્યો:

'મન ભૂલા કયોં ભરમાયે
મૂરખ મન !
ભૂલા કયોં ભરમાયે.'

ફરી ફરી સારંગીના સૂરો સાથે ઘૂંટાતો ચેતકનો કોમળ બાળકંઠ આજે વિભાને સાંત્વન સાથે સાથે આહ્‌લાદ આપી રહ્યો. અને જાણે એ કંઠ ખૂબ જ સ્પષ્ટતાથી સંભળાય તે માટે રેડિયોની ચાવી ફેરવીને વધુ મોટો અવાજ કરી શકાય એવો જ પ્રયોગ કરવા એણે બન્ને ખંડ વચ્ચેની દિવાલમાં રહેલું બારણું ખોલવા બટન દબાવ્યું સીધો. કાનમાં પેસી જતો એ નાનકડા ચેતકનો કોમળ કંઠ બારણાના આછા પડદામાંથી ગળાઈને જાણે શુદ્ધ બનતો ન હોય તેમ પલંગમાં સૂતી સૂતી જ વિભા એ સારંગીના સૂર સાથે પોતાના પુત્રને એકરૂપ થતો અનુભવી રહી. આંખો બંધ રાખીને પણ એકીટશે ચેતકને નીરખી રહી.

તેના મગજમાંથી એકાએક મિસ ગેસફર્ડ, એનો પતિ વિવેક અને હમણાં જ તાજો થઈ ગયેલો ભયાનક ભૂતકાળ એકદમ અદશ્ય થઈ ગયો. સંગીતના તાનમાં એ ચેતકને પણ ભૂલી ગઈ. સંગીતનો એનો ગજબનો શોખ પોતાના પુત્રમાં તે ઉતારી શકી છે એ વાતે પોતે કૃતાર્થ થતી પડી જ રહી.

ચેતકની સારંગીએ એકાએક સૂર-પલટો લીધો અને વિભાનું મન પાછું એકાએક ધડકી ઊઠ્યું. મીરાંના એ સાવ સાદા ભજનમાંથી પણ વિભાને કેટલાય અર્થ-અનર્થ મુંઝવી રહ્યા; અને ફેરવી ફેરવીને પોતે જ ચેતકને શીખવેલી આ શબ્દ-કંડિકાઓએ તો એના કાન ઉપર જાણે હથોડાનો જ પ્રહાર કર્યો :

'અબ અંગસે અંગ લગાવે।
અબ પ્રીતસે પ્રીત લગાવો...
તુમ્હારે કારન,
તુમ્હારે કારન સબ સુખ છડિયા
અબ મોહે કયો તરસાવો પ્રભુજી...'

વિભાથી ન રહેવાયું—ન સહેવાયું. ચીસ પાડવા જેટલી શક્તિ તો તેનામાં રહી જ નહોતી. છાતી ઉપર—હૃદય ઉપર જાણે કેટલાય મણ વજન એકાએક લાદી દેવામાં આવ્યું હોય તેવો અનુભવ કરતી વિભાનો હાથ એકાએક પલંગ પાસે લટકતી બત્તીની સ્વીચ તરફ ગયો.

બત્તી થતાંની સાથે જ ચેતક ધ્યાનભંગ થયો. વિભાના અને પોતાના ખંડ વચ્ચેનું બારણું ખૂલ્યાનો તો એને ખ્યાલ જ નહોતો. અને તેમાંય બારણું ખૂલ્યા પછી પણ આછો રેશમી પડદો હતો એટલે વીજળીની રચનાથી બિલકુલ અવાજ કર્યા વગર ખૂલતા બારણા તરફ ધ્યાન જાય એટલો એ પોતાના સંગીતમાં બે-ધ્યાન નહોતો. પણ મંદ પ્રકાશ રેલાવતા પોતાના ખંડમાં એકાએક વિભાના ખંડમાંથી પ્રકાશનો ધોધ ધસી આવ્યો અને પોતે ધ્યાનભંગ થઈ ગયો. સારંગી મૂકીને એ લગભગ દોડતો જ વિભા પાસે આવી પહોંચ્યો. પોતે વિભાને એવી જ સ્થિતિમાં મૂકીને જતો રહ્યો હતો એ માટે દુઃખ પણ થયું. અને સૂતેલી વિભા પાસે બેસીને વિભાને વહાલ કરતો બોલ્યો :

'વિભા, ગમતું નથી તો ચાલને આપણે બન્ને ગાઈએ.'

છતાં વિભા ન બોલી. એનો સાવ અશક્ત થઈ ગયેલો હાથ ચેતકના કુમળા ચહેરા પર ફરી રહ્યો. ભારથી લદાઈ ગયેલું હૃદય આ ફૂલ જેવા બાળકને છાતી સરસો ચાંપીને જાણે હળવું ફૂલ થતું હોય તેમ બીજા હાથે ચેતકને પોતાની ભીંસમાં રાખી રહી અને ચેતકે એની માતાને—એની વિભાને પોતાના કુમળા માસુમ ગાલ પર ચુમીઓ ભરવા દેવાની જરાય આનાકાની ન કરી.

'ચક્કુ!'

ચેતકનું એ બચપણનું હુલામણું નામ કેટલાંય વરસો પછી વિભાના મોંમાંથી સરી પડ્યું. ચેતકને એ બે-અક્ષરી નામ ખૂબ ગમતું પણ વિભા કે વિવેક ભૂલથી પણ એ નામે તેને ક્યારેય ન બોલાવતાં. સમજણો થયો ત્યારથી એ 'ચેતક' તરીકે ઓળખાવા લાગ્યો હતો એટલે ક્યારેક જ એ વિભા પાસેથી 'ચક્કુ' જેવા વહાલભર્યા લહેકાવાળું નામ એ સાંભળી શકતો અને તે પણ પોતાના જન્મથી તે એકાદ વરસ સુધીની પોતે વિભા પાસેથી વાતો કઢાવતો હોય ત્યારે. આજે એ નામોચ્ચારણે ચેતકને જાણે ભીંજવી દીધો, અને પોતાની જનેતાને એવો તો ભેટી પડ્યો કે વિભાનું દુઃખ-દર્દ અને માનસિક સંવેદના એકાએક અદૃશ્ય થઈ ગયાં. મોડી રાત નહોતી વીતી તો પણ હવે આ જ પરિસ્થિતિમાં ઊંઘી જવાય તો સારું એ ઇચ્છાથી એણે ફરી હાથ લંબાવીને બટન દાબ્યું અને જળહળતો પ્રકાશ રેલતા એ આખા ખંડમાં એકાએક અંધારું થઈ ગયું. ચેતક પણ આજે ત્યાં જ સૂવા માગતો હોય તેમ જરાય બોલ્યા વગર સ્થિર પડ્યો રહ્યો. વિભાને તો દુઃખના સાગરમાંથી જાણે સુખનું એક બુંદ મળ્યું અને એ આખો સાગર ભૂલી ગઈ, સુખની નિદ્રામાં પોઢી ગઈ.

*

સવારે ચેતક જાગ્યો ત્યારે પણ વિભા તો ઘસઘસાટ ઊંઘતી હતી. ચેતકનું બાળક હૃદય પણ પોતાની જનેતાની આ ઘસઘસાટ અને નિર્દોષ નિદ્રા જોઈને રાચી ઊઠ્યું. કોઈ દિવસ વિભાને ઊંઘતી તે જોઈ જ નહોતો શક્યો. ચેતકને સુવડાવીને સૂતી વિભા ચેતકને સવારે જગાડવા જાય એ હંમેશનો ક્રમ હતો. આજે એ ક્રમ એકાએક તુટી ગયો હતો, ચેતકને મન તો થયું કે રોજ પોતાને જગાડતી વિભાને આજે પોતે જગાડે. પણ એ શાંત અને કંઈક સંતોષભરી રેખાઓથી ભર્યું ભર્યું લાગતું વિભાનું મોં આજે પહેલી જ વાર નિદ્રિત બન્યું હોય એવી ચેત-





કેના બાળહૃદયને પ્રતીતિ થઈ. અને પોતાની જનેતાના એ મુખને જોઈજ રહ્યો, એની સામે જોઈને બેસી જ રહ્યો.

કેટલી વારથી બેઠો છે એવો પ્રશ્ન એકાએક આંખો ખૂલતાં વિભાએ કર્યો ત્યારે જાણે વિભા લજાઈ ગઈ. કોઈ દિવસ નહિ ને આજે પોતાના પુત્ર કરતાં પણ મોડી જાગતી વિભા અકારણે શરમાઈ. આટલું બધું મોડું થયું છે તોય પોતાને ચેતકે કેમ ન જગાડી એવો મીઠો ઠપકો પણ આપી ચૂકી. અને આળસ મરડીને બેઠી થતી પ્રફુલ્લિત વિભાએ ચેતકનો હાથ પકડીને તેને પલંગ ઉપરથી હેઠો ઉતાર્યો.

પ્રાતઃક્રિયાથી પરવારીને ચા પીતી વખતે ફરી પાછું ચેતક સામે જોતા વિભાનું પ્રફુલ્લિત મુખ વીલાતું હોય તેમ લાગ્યું અને ચાના ટેબલ ઉપર જ ચેતક બોલી ઊઠયો :

'વિભા, અત્યારે પપ્પા તો ઊંઘવાની તૈયારીમાં પડ્યા હશે નહિ ?'

વિદેશ ગયેલો વિવેક જે દેશમાં હતો તે દેશમાં આઠ–નવ કલાક મોડી સવાર પડે છે એવું ચેતકને શીખવાડેલું ભૌગોલિક જ્ઞાન ચાના ટેબલ ઉપરથી જ રેલાવું શરૂ થયું. 'ભલા હશે તો સિનેમા કે કલબમાંથી જ હજુ પાછા નહિ ફર્યા હોય !' વિવેકની ઘર બહારની પ્રવૃત્તિઓ અહીં પણ મોડી રાત સુધી ચાલતી એવું ચેતકે સાંભળેલું એટલે વિભા કશું ન બોલેલી એટલે પોતે જ એ વાકયના જવાબમાં છેલ્લું વાક્ય બોલ્યો.

'ના રે, ત્યાં તો વહેલા સૂઈ જતા હશે.' વિભાએ વિવેકનો પક્ષ લઈને મોં પર આવતા વિષાદને રોકવા પ્રયત્ન કર્યો. પણ ચા પીતાં પીતાં એના મનમાં વિવેક સાથે સાથે પેલી વિદેશી યુવતી પણ ધસી આવી. ઑફિસ માટે રખાયેલી એ સેક્રેટરી મોડી રાત સુધી પણ વિવેકને 'કંપની' આપતી એ અહીં નજરે જોતી વાત તે ભૂલી નહોતી કે જેથી વિદેશનો એ મુક્ત ખ્યાલ તેને ન આવે ગઈ કાલે સવારે જ કેબલ આવ્યો હતો કે બન્ને પહોંચી ગયાં છે. વિમાની પ્રવાસ હતો એટલે વધુ દિવસો ચિન્તા ન કરવી પડે એ દેખીતું હતું. પણ હજુ વિવેકનો પત્ર નહોતો આવ્યો એટલે વિભાનો જીવ ઊંચો ને ઊંચો જ હતો. એ સમજતી હતી કે પત્ર તો પેલી ગૅરફ્રેંડ જ ટાઈપ કરીને મોકલવાની હતી વિવેકના હસ્તાક્ષરો તો એ પત્રને છેડે જ ટૂંકાણમાં આવતા. પણ છતાં પોતાના પતિના પત્ર માટે હમેશાં વિભા તડપ્યા કરતી. ઘેર તો એનો સહવાસ પણ ભાગ્યે જ મળતો. એટલે આવા ઘરબહાર રહેતી વખતના વિવેકના આશ્વાસનભર્યા પત્રોથી વિભાનું જીવન કંઈક જીવનીય બનતું. પોતે ગૃહિણી હોવાનો સંતોષ લઈ શકતી અને નાના એવા એકાદ પત્રનો જ્યારે વિભા પાનાંનાં પાનાં ભરીને જવાબ વાળતી ત્યારે એનું મન કેવું ચગડોળે ચડતું ! બરોબર પાંચમે દિવસે વિભાના હાથમાં એ જ વિદેશી ટિકિટ સાથેનું હવાઈ પરબીડિયું પડ્યું અને વિભાનું હૃદય નાચી ઊઠ્યું. તેમાંય પરબીડિયા પરનું સરનામું ટાઈપ કરેલું નહિ પણ વિવેકના જ હસ્તાક્ષરથી લખાયેલું હતું એથી તો એના ગાલમાં પણ ખંજન પડી ગયાં. પોતાના ખંડમાં પોતે એકલી જ હતી એની ખાત્રી કરીને એ ઘડીભર તો પરબીડિયાને પોતાના હૈયા સાથે ચાંપીને આરામ ખુરસીમાં ભાનભૂલી થઈને પડી રહી. પત્ર ફોડવાનો ઉત્સાહ પણ અતિરેક પામીને જાણે વિલાઈ ગયો.

ઘડીભર, પળવાર જ આ ટક્યું અને તેણે એ જ ધડકનોભર્યા હાથથી પરબીડિયું ફોડ્યું અંદરથી મહેકતો આસમાની પત્ર નીકળી પડ્યો અને વિભાના ઉછળતા હૃદયમાં એ વિદેશી સોડમથી એક વધુ ઉછાળો આવ્યો. અને જાણે પિયુથી વિખૂટી પડેલી કોઈ પ્રિયા એના પ્રિયતમના પ્રથમ વિયોગનો જે પ્રથમ પત્ર મેળવે ત્યારે જેટલો આનંદ પામે એથી પણ વધુ આનંદથી એનું દિલ નાચી ઊઠ્યું. આખો પત્ર વિવેકના સગા હાથે લખાયો હતો એથી વિભાનું મન રાચી ઊઠ્યું. એને થયું કે ગૅરફ્રેંડની ગેરહાજરીમાં જ પત્ર લખ્યો હોવો જોઈએ, નહિતર ટાઈપ કરાવવાને બદલે પોતે હાથે લખે જ નહિ.



ઉત્સાહમાં ને ઉત્સાહમાં એ ઝીણા આસ્માની રંગનાં એક પછી એક પાનાં ઉથલાવતી વિભાએ એ લાંબો અને પહેલો જ આવો વહાલભર્યો પત્ર પૂરો કર્યો. લગ્ન પહેલાનો એનો હૈયાહાર જેવો વિવેક કેટલાં બધાં વરસો પછી પોતે પાછો મેળવી શકી એ વાતે એનામાં ઉત્સાહનાં પૂર ઊમટ્યાં. એના ગાલ ઉપર લોહી ધસી આવ્યું. એની છાતીમાં એકાએક અજબ એવી સ્ફૂર્તિ આવી ગઈ. ચેતક માટેનો અંદરથી નીકળેલો જુદો પત્ર ચેતકને વંચાવવા એ લગભગ દોડતી જ પોતાના ખંડમાંથી બહાર નીકળી.

પોતાની માતાને આવા ઉત્સાહભેર ધસી આવતી જોઈને બગમાં રમતે ચડેલો ચેતક પણ સામો દોડતો આવ્યો. ચેતકને ઊંચકીને પહેલો તો એણે ચુમી-ઓથી નવડાવી દીધો. અને હાથમાં જ ફરફરતા કાગળોમાંથી એક કાઢીને ચેતકને આપ્યો ત્યારે પણ એ ચેતકને વાંચવા માટે સ્થિર રાખવાને બદલે એને વહાલથી હલબલાવી જ નાખતી રહી.

'પણ મને મારો પત્ર સીધી રીતે વાંચવા તો દે' કહેતો ચેતક જરા રોષ કરતો તેનાથી છૂટો થઈને પત્ર વાંચવામાં લીન થયો.

'કેટલા સરસ છે તારા પપ્પા!' કહેતી વિભા ચેતકને પૂરો પત્ર વાંચવા ન દેવા જાણે નિશ્ચય કરી બેઠી હોય તેમ પાછી એની પાસે જઈને એને વળગી પડી. 'પણ મને પૂરો વાંચી તો લેવા દે.' ચેતકે છૂટો થવા પ્રયત્ન કર્યો પણ એ ન થઈ શક્યો. અંતે વિભાની પકડમાં રહીને જ ચેતકે પત્ર પૂરો કર્યો.

'બહુ જ સરસ છે પપ્પા, નહિ વિભા?' અને ચેતકે પણ વિભાના આશ્ચર્યને પ્રશ્નમાં ફેરવી દીધું.

વિવેક કવિ નહોતો કે તેના પત્રમાં કવિતા ભરી હોય, એ ક્યારેય પ્રેમી તો બની જ નથી શક્યો એમ ખુદ વિભા જ અનેકવાર કહી ચૂકી છે. ત્યારે આજે આવેલા આ પત્રે વિભાને આટલી બધી ખુશ કરી દીધી, પોતે નિરંતર વિવેકની યુવતી-સેક્રેટરીઓ તરફ ઈર્ષાની નજરથી જોતી એ બધી ઈર્ષા એકાએક અલોપ થઈ ગઈ. એમ કેમ? અને જાણે વિવેકને આજસુધી કરેલા અન્યાયની માફી માગવા એનું દિલ અધીરું બની બેઠું.

વિભાનાં લગ્ન થયાં ત્યારે વિવેકને એ ઓળખતી પણ નહોતી. પોતે ભણેલી ગણેલી સંસ્કારી કુટુંબની યુવતી હતી એટલે તેનાં માતા-પિતાએ વિવેક જેવો શ્રીમંત નબીરો વિભા માટે પસંદ કર્યો ત્યારે પણ પોતે વિરોધ નહોતો કર્યો પરણીને સાવ અજાણ્યા વિવેક સાથે ઘરસંસાર ચલાવવો પણ એનો અઘરો નહોતો લાગ્યો. ત્રણેક વરસ પછી એમના સુખી દાંપત્યનું પ્રથમ પુષ્પ મળતાંની સાથે એનો બધો અસંતોષ, વિવેક સાથેની અધૂરી રહેતી સહવાસ-ભૂખ બધું ચેતકમાં જોવા લાગી. અને પછી વિવેક વધુ ને વધુ ઘરની બહાર રહેવા લાગ્યો. કેટલીય વાર એ રમણીઓ વચ્ચે મહાલતો ખુદ વિભાને પણ દેખાયેલો. અને રૂપવતી યુવતીઓ અવારનવાર સેક્રેટરી તરીકે બદલતો વિવેક ત્યારથી વિભાના મનમાંથી દૂર ને દૂર જ ખસવા લાગ્યો. સાચું દામ્પત્ય સુખ, સાચો દામ્પત્યપ્રેમ જાણે ઝૂંટવાઈ જતો લાગ્યો. અને વિવેકની એ પરસ્ત્રી-ભૂખ દિવસે દિવસે એટલી બધી વધવા લાગી કે રાત્રિ-ક્લબોમાં એ મોડે સુધી રહેતો થયો. સાથે એની સ્ત્રી-સેક્રેટરી હોય, એ સ્ત્રી-સેક્રેટરીની યુવાન સાહેલીઓ હોય અને ક્લબનું રૂપબજાર હોય. ધૂમ પૈસો કમાતો વિવેક એના ધંધાને છાજે એવું જ કરતો ને? ધંધામાં મદદ કરતી પણ યુવતી-સેક્રેટરી જ પસંદ કરતો. તે પણ રૂપગર્વિતા હોય તેવી જ. અંગત-સેક્રેટરી તરીકે તો રૂપરાણી જ હમેશાં રાખતો. મિસ ગૅસફર્ડ એવી જ એક રૂપરાણી હતી. અને એટલે જ એ આવી ત્યારથી સાવ પરાયા જેવો બની ગયેલો વિવેક ગૅસફર્ડના સહવાસમાં; અને ગૅસફર્ડના જ વતનમાં જવા છતાં આવો સુંદર પત્ર લખે પછી તો વિભા શાની હાથમાં રહે?

પત્રને છેડે ભલે તા. ક. કરીને થોડુંક ગૅસફર્ડે લખ્યું—એ વિવેકે જ કદાચ આગ્રહ કરીને લખાવ્યું હોય





તો ય શું ખોટું હતું ? સાચી સખીને છાજે એવું એકાદ લીટીનું એ લખાણ હતું એવું સાંત્વન મેળવવા વિભાને પ્રેરણા થઈ. અને ત્યારથી વિભાની દૃષ્ટિ પોતાના પતિના અહોનિશ શુભચિંતનમાં જ બદલાતી ચાલી. વિભાનો જવાબ મળતાંની સાથે જ વિવેકે જે બીજો પત્ર મોકલ્યો તેમાંથી થોડીક તસ્વીરો નીકળી એટલે વિભા વધુ ખુશ થઈ ઊઠી. એ બધી તસ્વીરો જુદા જુદા પોઝમાં ગેરફ્રંડ સથેની જ હતી છતાં વિભાના અંતરમાંથી સાવ નીકળી ગયેલા ઈર્ષાના કીડાએ સહેજ પણ સંદેહ આપ્યા સિવાય હોશે હોશે બધી તસ્વીરો જોઈને ખુશી અનુભવી. પણ એ બધી તસ્વીરો સાથે એક છાપાની કાપલી ઉપર છપાયેલો એ બન્નેનો ફોટો હતો તેની નીચેનું લખાણ વાંચીને વિભા ચમકી ઊઠી. વિવેકની પત્ની તરીકે એ લખાણમાં ગેરફ્રંડને ઓળખાવવામાં આવી હતી ! અને એ પોઝ પણ પતિ–પત્નીને છાજે એવો જ હતો એટલે વિભાનું મન બેકાબૂ બની જતાં વાર ન લાગી. અને તેમાં ય એ જ લખાણ નીચે વિવેકે પેનથી નિશાની કરી હતી એટલે તો વિભા વધુ છેડાઈ ગઈ. તસ્વીરોના એ ઢગલામાંથી પત્રની નાની ચબરખી નીકળી. વિવેકના હસ્તાક્ષરવાળી નહિ પણ ગેરફ્રંડના કોમળ આંગળાંથી ટાઈપ થયેલી ! નીચે ફક્ત સહી વિવેકે કરી હતી. એ ચબરખીમાં પેલી છાપાની કાપલીનો ખુલાસો હતો કે ' અમારી મુલાકાત માટે આવેલા એક છાપાના ખબરપત્રીએ વાળેલા આ છબરડા માટે મેં છાપાના તંત્રી પર આજે નોટિસ મોકલી છે એ છાપાનો માફી માગતો અહેવાલ તને બીજા પત્રમાં બીડીશ.'

'મારો વિવેક કેટલો સરસ છે !' એકલી એકલી એ બોલી ઊઠી. અને એની દૃષ્ટિમાં આવેલી નિર્મળી સાથે એ ફરીવાર બધા ફોટા જોવા લાગી ગઈ. બૉલડાન્સની પાર્ટનર તરીકે લગભગ આશ્લેષ લઈ રહેલી ગેરફ્રંડ તરફ પણ વિભાની દૃષ્ટિએ ઉદારતા ધારણ કરી મનને સંતોષ આપ્યો કે પાશ્ચિમાત્ય નૃત્યનો એ પ્રકાર જ એવો છે એમાં કોઈ શું કરે !

બેધીંગ કૉસ્ટ્યુમમાં તદ્દન નજીક સૂતેલાં બન્નેનાં શરીરનો સૂર્યસ્નાન કરતી વખતનો ફોટો જોઈને છેડાઈ પડેલી એની દૃષ્ટિ તો સાવ બદલાઈ ગઈ : એવા ઠંડા પ્રદેશમાં સૂર્યનાં દર્શન જ ન થાય એટલે ભાગ્યે જ સૂર્ય જોવા મળે પછી બીજા લોકોની જેમ એ પણ શા માટે સૂર્યસ્નાન ન કરે ? ગેરફ્રંડ પોતાની હેટથી કેવી બન્ને આંખો પર આવતો પ્રકાશ રોકી રહી છે !

અને બગલમાં હાથ પરોવીને ચાલતાં એ બન્નેનો ફોટો જોઈને તો વિભા ખરેખર ઉદાર જ બની બેઠી : ગેરફ્રંડ એમની કેટલી બધી કાળજી રાખે છે !

બીજી તસવીરો જોઈને વિભાએ આથી પણ વધુ સંતોષ વ્યક્ત કર્યો . અને ટૂંકા પત્રનો વિગતે જવાબ વાળવા બેઠી. બહુ જ થોડા વખતમાં વિવેક પાછો ફરવાનો હતો એટલે ત્યાંથી મંગાવવાની ચીજોનું લાંબુ લીસ્ટ પણ લખ્યું. અને નિરાંત અનુભવતી ચેતકને તસ્વીરો બતાવવા બોલાવી લાવી.

વિભાના બદલાઈ ચૂકેલા માનસવાળા પત્રોથી વધુ નચિંત બનેલો વિવેક પોતાનું કામ પતી ગયું હોવા છતાં થોડાક વધુ દિવસ ત્યાં રોકાઈ ગયો. ત્યાંથી પાછો ફર્યો ત્યારે તેનામાં વિભાએ નવો જ પલટો જોયો. પેલી ગેરફ્રંડ વિષે ફરિયાદ કરતો ચેતક પણ હવે ગેરફ્રંડના વખાણ કરવા લાગ્યો. ધીમે ધીમે ગેરફ્રંડને રહેવા માટે પણ પોતાના આલીશાન બંગલાનો એક બ્લૉક કાઢી આપવા ખુદ વિભાએ જ પ્રસ્તાવ રજૂ કર્યો ત્યારે વિવેકે એ હર્ષભેર વધાવી લીધો.

વિભાના જીવનનું કારુણ્ય ત્યારથી જ શરૂ થઈ ગયું. વિવેકના સહવાસ માટે ઝંખતી વિભા સાવ એકલી પડી ગઈ. ચેતક પણ હવે મોટો થયો હતો એટલે. એ તેના મિત્રો સાથે વધુ વખત પસાર કરવા લાગ્યો. વિભા એકલી એકલી વધુ ને વધુ મુંઝાવા લાગી.

વિવેક ધંધા તરફ પણ હવે તદ્દન બેદરકાર બની ગયો હતો. લાખોની ધીકતી આવકને બંધ થતાં એટલે જ વાર ન લાગી. એક રાતમાં તો વિવેક



સાવ ઘરબારવિહોણો બની બેઠો હતો. તેની આખીયે મિલ્કત ધંધામાં આવેલી કારમી મંદીને કારણે ખોટમાં હોમાઈ ગઈ. સવારના પહોરમાં જ એ ભવ્ય આલીશાન ઈમારત ઉપર સરકારી સીલ લાગી ગયાં, હાથેપગે બહાર નીકળી જતા વિવેક તરફ આછી દૃષ્ટિ ફેંકતી જે ઠસ્સાથી ગૅસ્ફર્ડ સલામ કરતી ચાલી ગઈ એ જોતાં તો ખુદ વિવેક પણ ડઘાઈ ગયો. અને તરત આવીને વિભાએ પકડેલો હાથ એ ન તરછોડી શક્યો કે ન કશું બોલી શક્યો. બંનેની વચ્ચે ઊભેલા ચેતક સામે એકી સાથે મળેલી બંનેની દૃષ્ટિ એ નાના બાળક પાસેથી જાણે આ અસહાય દશામાં સહાયતા યાચી રહી. હરિશ્ચંદ્ર અને તારામતીની જોડીને શોભાવતા રોહિત જેવો ચેતક શોભી રહ્યો અને પાછું જોયા વગર એક રાતમાં ભીખારી બની બેઠેલું એ કુટુંબ કોઈપણ જાતના વિચાર કર્યા વગર આગળ ચાલવા લાગ્યું.

*

સાવ ખખડી ગયેલું અને અકાળે વૃદ્ધત્વ પામી ચૂકેલું એ દંપતી એક દિવસ સાંજે પોતાની નાની ઓરડીના આંગણામાં તૂટેલા ખાટલા પર બેસી વાતોએ વળ્યું હતું. અફસોસ અને પશ્ચાત્તાપથી સાવ નિશ્ચેતન બની ગયેલો વિવેક સાંજે થાકીને લોથ થઈને આવતો ત્યારે વિભાના શાબ્દિક વહાલભર્યા આશ્વાસને એનો થાક ઊતરી જતો. પોતાનો—તેમાંય વિભાનો વહાલસોયો સહારો ચેતક એક દિવસ ઓચિંતાનો અદશ્ય થઈ ગયો ત્યારનું આ બંનેનું જીવન સાવ મરી ગયું હતું. ચેતકની શોધ માટે ઘણીય દોડધામ કરી પણ કંઈ ભાળ ન મળી ત્યારે એક નાના ગામમાં આવીને મજૂરી કરી પેટગુજારો કરતું આ દંપતી જીવનની આખરી અવસ્થા તરફ ધસી રહ્યું હતું.

વિભાને એક દિવસ સ્વપ્ન આવ્યું. એનો ચેતક જીવતો છે એવી એને પ્રતીતિ થઈ. અને પોતાનાં દુઃખી માતા-પિતા માટે એ તનતોડ જહેમત ઉઠાવી રહ્યો છે એ ખ્યાલે એ ગળગળી બની ગઈ. ઊંઘમાં જ બૂમ પાડી ઊઠેલી વિભાને વિવેકે ઢંઢોળીને જાગ્રત કરી. સ્વપ્નની વાત સાંભળીને વિવેક પણ રાહત અનુભવવા લાગ્યો. ચેતક જરૂર જીવતો હોવો જોઈએ પણ એની ખાત્રી શું ?

બીજાં થોડાંક વરસો ચાલ્યાં ગયાં વિવેકની કાયા તો સાવ ઘસાઈ ગઈ હતી. વિભા એને ઘડીભર પણ એકલો નહોતી મૂકતી. એક દિવસ કંઈક લેવાને એ બહાર ગયેલી અને પાછી ફરવાને જરા મોડું થયું. પાછી આવતી વખતે એ એટલી ઝડપથી આવી કે એ સાવ થાકીને લોથ થઈ ગઈ હતી. ઓરડીના બારણા પાસે પહોંચતાં તો એ ફસડાઈ પડી. અર્ધ બેભાન જેવી એની હાલતમાં એના કાને ચિરપરિચિત અવાજ સંભળાયો. આટલાં વરસો પછી પણ એણે ચેતકનો 'વિભા' એ બે-અક્ષરી અવાજ ઓળખી કાઢ્યો. કિશોરમાંથી યુવક બની ગયેલા ચેતકે વિભાને ઊંચકીને ખાટલામાં સુવડાવી. પોતાને ડાકુઓ કેવી રીતે ઉઠાવી ગયેલા ત્યારથી તે આજ સુધીનો પંદર વરસનો આખો ઇતિહાસ એ વૃદ્ધ માત-પિતાને વધુ જીવવા જેટલું ઔષધ બની બેઠો. એ ત્રણ દિવસ પછી બન્ને વૃદ્ધજનોની તબિયત ઠીક દેખાઈ એટલે ચેતકે એ વૃદ્ધ માતા-પિતાને પોતાને ઘેર લઈજવાની તૈયારી બતાવી. અનિચ્છાએ પણ પુત્રપ્રેમના બંધાયા બન્ને ચેતકની પાછળ ઘસડાયાં.

ઘડપણના એ એકના એક સહારે અને પિતૃભક્ત અને માતૃભક્ત એ પુત્રની લાગણીએ નવું જીવન મેળવ્યું. ઊજળા ભૂતકાળને યાદ કર્યા વિના કે ભવિષ્યની ચિંતામાં સૂનમૂન થયા વિના એ કુટુંબ ફરી વર્તમાનમાં કિલ્લોલતું થયું એ જ વિભાને, વિવેકને અને હવે એ બન્નેને સાચવનાર ચેતકને મોટા સંતોષની વાત બની હતી. વિભા અને વિવેક ચેતકની સારંગીના સૂરમાં અને એ જ પહેલાંની હલકમાં ગવાતાં સંગીતમાં નહાવા લાગ્યાં. વિધિએ પણ જાણે વિધાનના આકરા પ્રયોગો આદર્યા ન હોય !







ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# યકૃત

આપણા શરીરનું મહત્ત્વના અંગ યકૃત ( કલેજું ) વિષે આપણે બહુ ઓછું —લગભગ નહિ જેવું જ જાણતા હોઇએ છીએ. અહીં એ આખી પ્રક્રિયા સમજાવતા ઊર્મિના વાચકોના પ્રિય ડૉકટર-લેખક એ વિષે કેટલી બધી માહિતી આપી જાય છે.........

આપણા શરીરમાં જીવનાવશ્યક ( Vital ) અવયવ કયું ? બધા મગજ કે હૃદયનું નામ દેશે. કોઈ યકૃત ( કલેજું Liver )નું નામ નહિ દે. પણ જાણવા જેવું છે કે કલેજાથી આપણું આરોગ્ય જળ. વાય છે. એના વિના જીવન અશક્ય છે. એમાં બગાડો કે રોગ થવાથી આરોગ્ય જોખમાય છે.

આપણા શરીરમાં મોટામાં મોટું અવયવ કલેજું છે. શરીરના જમણા પડખે પાંસળીઓ નીચે આવેલ્ા કલેજાનું વજન ત્રણ કે સાડાત્રણ રતલનું હોય છે. કલેજામાં સર્વત્ર પિત્તનલિકાની શાખાઓ પથરાયેલી છે, જે એકઠી મળી એક પિત્તનલિકા બની એક નાના આંતરડામાં જાય છે આ નલિકાના માર્ગમાં પિત્તાશય આવેલું છે. એમાં પિત્ત સંઘરાઈ રહે છે. આંતરડામાં પચેલો ખોરાક લોહીમાં ભળી કલેજામાં જાય છે. કલેજું જાણે કે રાસાયણિક કારખાનું હોય એવું કામ ઉપાડી ખોરાકરૂપી ' કાચા માલમાંથી તૈયાર માલ ' બનાવી લોહીમાં ઠાલવે છે, જે શરીરની અનેક કામગીરીઓ માટે અત્યંત ઉપયોગી છે.

આપણે જાણીએ છીએ કે કલેજું પિત્ત બનાવે છે. પિત્તની બનાવટ એ આપણી રસાયણિક ક્રિયા છે. પ્રયોગશાળામાં તે મહામુશીબતે બનાવી શકાય છે. તાજું પિત્ત સોનેરી પીળા રંગનું હોય છે. જે હવામાં ખુલ્લું થતાં જ ઘેરા લીલા રંગનું બની જાય છે. વપરાશથી ઘસારે પડેલાં લોહીનાં લાલકણોને કલેજું તોડે છે. એમાંથી હિમોગ્લોબીન જુદું પાડે છે. આ હિમોગ્લોબીનમાંથી કડવું પિત્ત બને છે. જે પિત્તાશ. યમાં સંઘરાઈ રહે છે. જરૂર પડ્યે આંતરડામાં જાય છે. એના વતી ચરબીવાળો ખોરાક પચે છે. અને આંતરડામાં શોષાય છે.

આપણા શરીરની કામગીરીમાં કરકસરનો સિદ્ધાંત બરાબર જળવાય છે. એમાં કશું વેડફી દેવામાં નથી આવતું. આંતરડામાં ગયેલું પિત્ત લોહીમાં ભળી પાછું કલેજામાં જાય છે, જે વારંવાર વપરાયા કરે છે. માત્ર દસ ટકા જેટલું પિત્ત કલેજાને નવું બનાવવું પડે છે.

પિત્ત જિંદગી માટે આવશ્ય છે. પ્રયોગ ખાતર કૂતરાના શરીરમાંથી પિત્ત સતત રીતે ખેંચી લેવામાં આવે તો તે અશક્ત બની સાવ નંખાઈ જાય છે. *જો તે પિત્ત પાછું મૂકવામાં ના આવે તો તે મરી* જાય છે આંતરડામાં પૂરતા પ્રમાણમાં પિત્ત ના જાય તો ચરબીવાળો ખોરાક પચતો નથી, એટલે તે શરીરમાં શોષાતો પણ નથી. ઉપરાંત ચરબીમાં ઓગળે એવાં વિટામિન–એ, વિટામિન–ડી અને વિટામિન-કે પણ શરીરમાં શોષાતાં નથી. કલેજાના રોગ કે પિત્તનલિકામાં પથરીને લીધે રોકાણ થવાથી પિત્ત આંતરડામાં ના જતાં લોહીમાં ભળે છે. આમ થતાં કમળાનો રોગ થઈ આવે છે.

પિત્તનો એક ગુણ આંતરડાનું હલનચલન વધારવાનો છે. એની ગેરહાજરીમાં આંતરડાની આકુંચન–લહરી બંધ પડે છે. આમ થતાં ખોરાક આંતરડામાં આગળ નહિ જવાથી ઉપદ્રવ આવી પડે છે. વળી પિત્તનો ગુણ સારક હોવાથી એના અછત કે અભાવને લીધે બંધકોષ આવી પડે છે.

લોહીના બંધારણમાં કલેજું મહત્ત્વનો ભાગ ભજવે છે. શરીર પરની નસ કપાતાં વહેવા માંડેલું લોહી થોડા વખત પછી જામી જવાથી વહેતું બંધ થાય છે. સતત લોહી વહ્યા જ કરે તો શું થાય ? જિંદગીનું જોખમ આવી પડે. લોહીમાં આવેલા ફાઇબ્રીનોજનને લીધે લોહી જામી જાય છે. આ ફાઇબ્રીનોજન કલેજામાં પેદા થાય છે. લોહી જામવામાં ઉપયોગી પ્રોથ્રોમ્બીન પણ કલેજું બનાવે છે. જો



લોહીમાં આ દ્રવ્યોનું પ્રમાણ ઓછું હોય તો ઘાને લીધે શરીરમાંથી પુષ્કળ લોહી વહી જાય છે. લોહી જમાવી દેનારાં રસાયણો સાથે કલેજામાં હેપારીન પણ પેદા થાય છે. જેની અસર નીચે લોહી પ્રવાહી રહી લોહીની નળીઓમાં ભ્રમણ કરે છે. કેવી ખૂબીની વાત! કલેજું એક બાજુએ લોહી જામી જાય એવાં તો બીજી બાજુએ લોહી પ્રવાહી કરે એવાં પરસ્પર વિરોધી દ્રવ્યો નિપજાવે છે. છતાં બંને કદી એક બીજામાં ભળી જઈ ગોટાળો ઊભો થતો નથી!




બટાટાં કઠોળ અને માંસના ખોરાકમાં સમાયેલા પ્રોટિન પદાર્થોનું પાચન થઈ એમાઈનો એસિડો બને છે. એમાઈનો એસિડો કોષોની મરામતમાં વપરાય છે. વળી એમાંથી પેપ્સીન જેવાં આથવણો અને થાઈરોઈડ ને એડ્રેનલિન જેવાં હોરમોનો પણ બને છે. શરીરને બિનોપયોગી એમાઈનો એસિડોનું કલેજું એમોનિયામાં રૂપાંતર કરે છે. જે વળી પાછું યુરિયામાં રૂપાંતરિત થઈ પેશાબ વાટે બહાર ફેંકાઈ જાય છે. આ પછી વધેલા એમાઈનો એસિડોનું ગ્લુકોઝ ( શર્કરા ) બને છે. જે ગ્લાયકોજનના રૂપમાં કલેજામાં સંઘરાય છે.

કલેજું લોહીની શર્કરાનું નિયમન કરે છે. જ્યારે લોહીમાં અધિક શાર્કરા હોય છે ત્યારે કલેજું તેને ખેંચી લઈ ગ્લાયકોજન બનાવી સંઘરી રાખે છે. જ્યારે લોહીમાં શર્કરાનું પ્રમાણ ઘટે છે ત્યારે કલેજું ગ્લાયકોજનની શર્કરા ( ગ્લુકોઝ ) બનાવી લોહીમાં ઠાલવે છે.

કલેજાના કેટલા કોષો ગળણીનું કામ ઉપાડે છે. પાચન માર્ગમાંથી આવતું ઝેર આ કોષો ઝડપી લે છે. આ રીતે ઝેરને શરીરમાં ફરતું અટકાવી શરીરનું રક્ષણ કરે છે. મોરફીઆ, નિકોટિન, એટ્રોપીન, કેફીન જેવા ઝેરોનું કલેજાના કોષો નિરૂપદ્રવી પદાર્થોમાં રૂપાંતર કરે છે. કલેજાના કોષો દારૂ સાથે પણ સફળતાથી કામ ઉપાડે છે. દારૂ પીનારાઓનું કલેજું દારૂના ઝેરથી નથી બગડતું પણ આંતરડાં બગડવા સાથે ઓછો ખોરાક લેવાથી કલેજાને આવશ્યક એમાઈનો એસિડો અને પોષણ ના મળવાથી ચરબીનો વધારો થાય છે જે છેવટે કલેજાના કોષોને નુકશાન પહોંચાડી સીરોસીર નામના વ્યાધિમાં પરિણમે છે. હદથી જ્યાદે દારૂ કલેજાને નુકસાન પહોંચાડે છે. આમ તો કલેજું કેટલાંય કપરાં કામ ઉપાડે છે પણ વધારે પ્રમાણના દારૂના લાંબા સમયના વ્યસન આગળ તે મહાત થઈ રોગના ભોગ થઈ પડે છે.

હૃદય અને મગજની જેમ કલેજું જીવનાવશ્યક અવયવ છે. રસાયણિક કારખાના જેવું તે શરીરનું આરોગ્ય જાળવવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે.



ડાહ્યાભાઈ પટેલ

# અપમાનિતા

જાણીતા બૅરિસ્ટર-વાર્તાકાર અહીં એક એવી વાર્તા લઈને આવ્યા છે કે જે વાર્તા નથી છતાં વાર્તા છે, આત્મકથા નથી છતાં આત્મકથા છે. અને આ બધું વાચકને તો એ જ રસમાં તરબોળ કરી મૂકે છે, એ જ વાર્તાપ્રવાહમાં ઘસડી જાય છે કે જે તેમની વાર્તાઓના અદ્ભુતરસમાં હમેશાં રહેતું જ આવ્યું છે...

સ્ત્રીઓનું અપમાન ના કરવું એ આદર્શ ભગવાન મનુએ આપ્યા છતાં મારું અપમાન કરવામાં આવ્યું છે. આથી તો હું આજે મારી જીવનકથા કહેવા બેઠી છુ. જગતના ખૂણે ખૂણે અને ઘેરે ઘેર મારું એટલું સન્માન થયું છે. મારી તરફ એટલી માયાળુ દૃષ્ટિથી જોવામાં આવ્યું છે. જીવનની એ પળો યાદ કરતા હજી પણ મારા હૃદયમાં સ્પન્દન ઉદ્ભવે છે.

મને મેળવવા માટે જગતમાં જે મહા પ્રયત્નો થયા છે તે જોતા હું હસી ઊઠું છું. સામાન્યતઃ પુરુષ વર્ગ સ્ત્રી તરફ આકર્ષાય પણ હું સ્ત્રી હોવા છતાં સ્ત્રીઓ પણ મારી પ્રત્યે એટલી જ મમતાભરી અને તરસી આંખે જુએ છે. જોકે કોઈ કોઈ સ્ત્રી-પુરુષો એવાં પણ મળ્યાં છે કે મારી તરફ થોડો ઓછો વિવેક રાખે પણ મારું અપમાન કરનાર, મને તરછોડનાર તો મને છેલ્લો એક વૃદ્ધ પુરુષ મળ્યો. મેં નહિ ધારેલું એવું મારું અપમાન કરવામાં આવ્યું.

તમે એમ ના ધારતા કે મારી તરફ એ લોભી દૃષ્ટિએ જુએ છે. તેમની બની વફાદાર હિન્દુ સ્ત્રીની માફક હાથ જોડી હું બેસી રહું છુ. જો મારી બહુ પ્રશંસા કરે તો એને હું તરછોડી દઉં છું. કેટલાક એવા માણસો પણ મને મળ્યા છે કે મને એમની પત્ની. ઓની માફક એમના ઘરમાં ગોંધી રાખવા અથાગ પ્રયત્ન કર્યા કરે પણ હું છું ચપળ ચંચલ—એવા કેટલાયને હાથતાળી આપી હસતી ભ્રમણ કરવા ચાલી જાઉં છું.

તમને પ્રશ્ન થશે કે એવી તે આ કેવી કઈ અને કોણ સ્ત્રી છે. તમારા મનમાં ઉત્કંઠા થાય એ સ્વાભાવિક છે. મારું જીવન એવું કોઈ મહાગ્રંથ લખાય તેવું નથી છતાં એમાંના કેટલાક પ્રસંગો તો આનંદદાયક અને નોંધવા યોગ્ય છે જ. એક જ પ્રસંગ મને પોતાને ઘણું જ દુઃખ આપે છે. આ બધા પ્રસંગો જો હું જણાવ્યા સિવાય મૃતપ્રાય થાઉં તો કદાચ ભાવિ પ્રજા આજે મારી ભારતવર્ષમાં શું કિંમત છે એ ના સમજે. કારણ કાલે જગત બદલાય અને હું અને મારાં કુટુમ્બીજનોની કિંમત ઓછી થાય. જોકે ઘણા મહાન પુરુષો જેવા કે ક્રાઈસ્ટ, બુદ્ધ, ગાંધીજી વગેરેએ અમારી મમતા ઓછી કરવા બોધ કર્યો છે. પણ એ બિચારાઓના વ્યર્થ પ્રયત્ન ઉપર, અમે બધાં જ્યારે ભેગાં થઈએ છીએ ત્યારે આનંદથી હસીએ છીએ.

હું છું તો પાંચ રૂપિયાની નોટ—ફક્ત પાંચ રૂપિયાની! પણ મારો ઇતિહાસ, મારી જીવનકથા રસપ્રદ છે. જોકે નાની નાની, જીવનમાં બનેલી વિગતોથી તમને કંટાળો આપવા મારો વિચાર નથી પણ થોડા યાદ રાખવા જેવા બનાવો મારા જીવનમાં બન્યા છે તે જ તમને હું જણાવીશ.

હું ક્યારે જન્મી એ જાણવાની તમારે જરૂર નથી કારણ હું યુવાન હોઉં કે વૃદ્ધ હોઉં પણ મારા તરફ માનવ જાતે—સ્ત્રીઓએ સુદ્ધાં—વિકારી અને લોભી દૃષ્ટિથી જોયું છે. આથી મને જુવાની કે વૃદ્ધાવસ્થામાં સરખી રીતે જ માનનીય ગણવામાં આવી છે. સામાન્ય રીતે મારી મુસાફરી અહીંથી તહીં દેશભરમાં ચાલતી પણ પહેલો રોમાંચિત બનાવ ડાકોરના કૃષ્ણ ભગવાનના મંદિરમાં બન્યો. હું એક ખેડૂતના કોટના ખિસ્સામાં સૂતી સૂતી આરામ કરતી હતી. મને જ્યારે, એ ભલો ખેડૂત ઘેરથી નીકળ્યો ત્યારે એની પત્ની અને બાળકો માટે મીઠાઈ લાવવાના ઉપયોગમાં વાપરવી એમ કહેલું તે હજી યાદ આવે છે. જાત્રા કરવા આવેલો ખેડૂત બિચારો ઘેર જતી



વખતે જ મારો ઉપયોગ કરશે એવી માન્યતાથી હું શાન્તિથી સૂતી હતી.

મંદિરમાં લોકોની ગીરદી એટલી હતી કે લોકોના ધક્કા ધક્કી મને પણ બરાબર લાગતાં હતાં. એટલામાં મારી નજરે ચકચકીત ધારવાળું કંઈક—કાતર હોય કે હજામત કરવાનું પાતું હોય—નજરે પડ્યું. હું ગભરાઈ ઊઠી. મને કાપી તો નહિ નાખે ? અરે એટલામાં તો એ ધારવાળી વસ્તુ દૂર થઈ અને ખિસ્સાકાતરુએ મને ખેડૂતના ખિસ્સામાંથી ઊઠાવી. મારા ગુસ્સાનો પાર ના રહ્યો. નહિ કે ખિસ્સાકાતરુ મને ચોરીને લઈ જતો હતો તે કારણથી, પણ કાતર કે પાતું મને વાગ્યું હોત તો! આથી મેં ખિસ્સાકાતરૂના હાથમાંથી સરી જવા પ્રયત્ન કર્યો. પણ હું સ્ત્રીનું શું ગજુ ?! મારા પ્રયત્ને એક રૂપિયો સરી પડ્યો. એના અવાજે ખેડૂતનું ધ્યાન રણછોડજીની મૂર્તિ ઉપરથી એના ખિસ્સા તરફ વળ્યું. એક ક્ષણમાં તો ખેડૂતે પેલા ખિસ્સાકાતરુનો હાથ પકડ્યો પણ ખિસ્સાકાતરુ તો મને નીચે, લોકોના પગ નીચે કચરાવા નાખતો ત્યાંથી ચાલવા લાગ્યો. ખેડૂત એની પાછળ પકડવા માટે જવા લાગ્યો. લોકોની ગીરદી એટલી હતી કે ના પૂછો વાત. હું કેટલાય વખત સુધી નીચે પડી રહી. લોકોના પગ નીચે કચરાઈ છતાં મારો ઉદ્ધાર ના થયો.

મારો ઉદ્ધાર! કોના હાથે થયો! જ્યારે મંદિરમાં ગીરદી ઓછી થઈ ત્યારે એક મહાભક્તજન ઉતાવળો ઉતાવળો 'રણછોડરાય કી જે' કરતો લાંબો થઈ સૂઈ ગયો. હું આ ભક્તજનની ભક્તિ જોતી ઉધ્ધારની રાહ જોતી હતી. અરે પણ આ શું ? ભક્તજનના બન્ને હાથે ભીનો ગુંદર ચોંટાડેલો હતો. બન્ને હાથ સાથે મારી બાજુમાં પડેલાં અન્ય ભક્તોએ નાખેલાં આનો બે આની વગેરે ચોંટી ગયાં. સાથે હું પણ ચોંટી ગઈ. એ અત્યંત ભાવિક માણસે ઊઠીને એના બન્ને હાથ એના કોટના બન્ને ખિસ્સામાં ખંખેરી નાખ્યા. બીજા સિક્કાઓ સાથે હું પણ એ ભક્તના ખિસ્સામાં પડી. પછી તો થોડીવાર એ ભકતે બહુ જ ગદ્દગદ કંઠે—આ કાર્યના પસ્તાવા માટે હોય કે આ રીતે મંદિરના પ્રતાપે એની કમાણી ચાલતી હોય એ હિસાબે હોય—પણ બહુ જ મોટેથી લોકોનું ધ્યાન જાય એ રીતે પ્રાર્થના કરી.

પછી તો હું એ ભકતજન પાસેથી એક યુવતી પાસે ગઈ. એ યુવતીએ મને જોતાં જે આનંદ અનુભવ્યો એ જોઈ મારા હૃદયમાં એટલી કરુણા જાગી. આવી હજારો બલ્કે લાખ્ખો સ્ત્રીઓ છે જે મને અને મારી સખીઓને પામવા માટે પોતાનાં શરીર વેચવા તૈયાર હોય છે. મારો આવો ઉપયોગ કરનાર મનુષ્યો ઉપર મને ઘડીભર ચીઢ અને ઘૃણા ચઢી પણ એથી જગતના ક્રમમાં શો ફેર પડે!

એના ધંધાર્થે એને સારાં કપડાંની જરૂર હતી. પણ એ નિર્ધન સ્ત્રી રેશમી કપડાં ખરીદી શકે તેવી નહોતી. છેવટે તેણે મીલની કોઈ સારી—કેલિકો જેવી મીલની—સુતરાઉ સાડી ખરીદી સંતોષ માન્યો.

પછી તો એક ઉદારચરિત કીર્તિવાન કરોડપતિ મીલમાલિકને ત્યાં હું કરોડપતિના ઘરની લીલા જોતી શાન્તિથી બેઠી. શું એ ઘરની રીત હતી! શેઠનાં છોકરા છોકરી વિલાયત વિના ક્યાંય ભણતાં નહિ. દલીલમાં ભલભલા તર્કશાસ્ત્રીઓને મહાત કરે એવાં હોશિયાર! એક વખત કોઈ વેદિયા ક્રિશ્ચયને એમને સાં દલીલ કરી કે ભગવાન ક્રાઈસ્ટે કહ્યું છે કે 'ધનિકો માટે સ્વર્ગના દરવાજા ખુલ્લા નથી. એમ કદાચ બને કે ઊંટ સોયના નાકામાંથી પસાર થઈ શકે પણ ધનિક માણસ સ્વર્ગના દરવાજામાંથી પસાર થઈ શકશે નહિ.' આ દલીલ કરી જેવો પેલો ક્રિશ્ચયન ખુશ થતો હતો ત્યાં એને મહાત કરતો શેઠના નાના દીકરાએ જવાબ વાળ્યો : 'તમે કહો છો તે ક્રાઈસ્ટે બે હજાર વરસ પહેલાં કહ્યું હતું અને તે એ જમાના માટે સાચું હશે પણ આજે તો ઝડપનો યુગ છે. આથી સ્વર્ગના દરવાજામાંથી પાસ થવા કરતાં એની દિવાલો ઉપરથી એરોપ્લેનમાં જ જવું સારું અને એરોપ્લેન ખરીદવા પૈસાની જરૂર તો પડે ને? આથી ક્રાઈસ્ટની એ વાત આજના





જમાનાને લાગુ પડતી નથી' આ દલીલ કરવાની નફફટ છતાં વિવેકી રીતથી પેલો ક્રિશ્ચયન ઠંડો થઈ ચાલ્યો ગયેલો

એક વખત એ જ કરોડપતિને ત્યાંથી મારે જવાનુ થયુ કરોડપતિ માળીને રૂપિયા સાઠ પગાર આપતા એ પગાર પેટે મારે જવુ પડ્યુ પણ ખૂબી તો એ થઈ કે માળી મને બીજે જ દિવસે રડતા હૃદયે કરોડપતિને પાછી આપવા લાગ્યો માળી ધ્રૂજતો ધ્રૂજતો કહેતો હતો કે, 'શેઠ સાહેબ! બહુ જ થાક્યો હતો આથી થોડી ઊંઘ આવી ગઈ અને વાડીમાં વાંદરો પેસી જઈ થોડા ફળ ખરાબ કરી ગયો હશે મારે ચાર છોકરા અને બૈરી છે તો આટલી વખત માફ કરી જો આ દસ રૂપિયા દંડ ના કરો તો પ્રભુ તમારુ કલ્યાણ કરશે' શેઠ માળીની કાકલુદી સાંભળી હસવા લાગ્યા 'જો માળી હુ તો એમ માનુ છુ કે વાર્ષિક સાતસો વીસ રૂપિયાનો ફાયદો ના થતો હોય તો શા માટે તને નોકરીમાં રાખવો? છતા રાખ્યો છે તે મારા સિદ્ધાન્તની વિરુદ્ધ છે તુ કામ બરાબર ના કરે તો તારો દંડ કરવો એ પણ મારો સિદ્ધાંત છે હવે એક સિદ્ધાંત તો મે તોડ્યો છે અને બીજો સિદ્ધાંત તોડવા તુ મને પ્રેરણા કરે છે એ તારી નરી નાલાયકી છે જા ચાલ્યો જા પહેલા દસ રૂપિયા આપી દે નહિતર નોકરી પણ ખોઈશ' આ રીતે કરોડપતિ શેઠને ત્યાં હું પાછી આવી ગઈ

શેઠને ત્યાં વ્યવસ્થા પૂરી વિલાયત ગયેલા શેઠ અંગ્રેજોને પણ વ્યવસ્થામા હઠાવે એવા એમને ત્યાં રસોઈઆ હતા પણ જમવાનુ કરવા માટે જેટલા માણસો હોય તેટલાની રસોઈનુ સીધુ જોખીને જ ભંડારમાંથી શેઠાણી કાઢી આપતા જો કોઈ મહેમાન જમવા ટાણે જઈ ચડે તો શેઠની વ્યવસ્થા જીવનભર ભૂલે નહિ કારણ તેને તે દિવસે ભૂખ્યા જ રહેવુ પડે શેઠ શેઠાણી અને એમનાં છોકરા જમે પણ તમારો ખાવા માટે ભાવ ના પૂછાય એવા ખોટા વિવેકને શા માટે સ્થાન!

શેઠે ગાંધીજીની ઓથે કીર્તિ એટલી પ્રાપ્ત કરી હતી કે વાત છોડી દો ગાંધીજીને છેતરનાર પણ હોંશિયાર તો જોઈએ જ અને હિન્દભરમાં એવા હોશિયાર માણસોની ખોટ નથી શેઠે પાઠશાળાઓ દવાખાનાં વગેરે બંધાવી લોકો ઉપર ઉદારતાની અજોડ છાપ પાડી હતી

જો તમે શેઠના ડૉક્ટર હો કે સોલીસીટર હો કે વકીલ હો તો શેઠ તમને પ્રસંગોપાત ભેટ મોકલવાનુ ભૂલે જ નહિ એમની મીલો અને ફેક્ટરીઓમાં બનેલી ચીજો તમને બે કાગળના કટકા સાથે મોકલાવે એકમા લખ્યુ હોય 'શેઠ અમુકદાસ તરફથી ડૉક્ટર સેરાબજીને સપ્રેમ ભેટ' અને બીજી ચિઠ્ઠીમા લખ્યુ હોય કે 'ભેટ આપવામાં હુ મારા સિદ્ધાંતની વિરુદ્ધ જાઉં છુ માટે મારી મીલમાં બનેલા આ નવા રૂમાલ તમને મોકલુ છુ તેના રૂપિયા પચીસ અને મારી ફેક્ટરીમાં બનેલા સાબુની કિંમત રૂપિયા દસ અને માથાના ઠંડા કેસ્ટર ઓઈલની કિંમત રૂપિયા પાંચ છે માટે કુલે રૂપિયા ચાલીસ મોકલી આપશો' કેમ તમને આ ખોટુ લાગે છે? અરે ભાઈ, આ તો મે શેઠના મકાનમાં બેઠા બેઠા માણસના ભેજાનુ જે નાટક જોયુ છે તે જ તમને જણાવુ છુ ભાઈ! બહુરત્ના વસુન્ધરા!

અરે શેઠની વાતથી કંટાળ્યા છો! જો કંટાળ્યા હો તો એક બે વિચિત્ર પ્રસંગો જોએલા જણાવુ આ એક પ્રસંગ પછી એ ઉદાર-કંજુસ શેઠને ત્યાંથી મારો છુટકારો કેવી રીતે થયો એ જ કહીશ શેઠનો રેડિયો સમો કરવાનુ નામ દઈ એક માણસ શેઠને ઉલ્લુ બનાવી રેડિયો જ ઊઠાવી ગયો. કોઈ પણ વસ્તુ શેઠની આ રીતે ચાલી જાય એ એમના સિદ્ધાંતની વિરુદ્ધ શેઠના બંગલાની નજીકમાં જ શેઠના પૈસે ચાલતી શાળા હતી એ શાળાને અંગે ઘણા માણસોને શેઠના કમ્પાઉન્ડમાં આવ જા કરવાની જરૂર રહેતી જ્યારથી રેડિયો ગયો ત્યારથી શેઠે ફરમાન કાઢ્યુ કે કમ્પાઉન્ડમાંથી બહાર જતા દરેક માણસે એનાં ખિસ્સાં દરવાનને જોવા દેવાં



અરે બધી વાત જવા દો. મારો છૂટકારો કેવી રીતે થયો એની જ વાત કરું. શેઠને ત્યાં એક વખત તેમની બંને દીકરીઓ મહેમાન બનીને આવી. બંને દીકરીઓને એક એક દીકરો. એક દીકરીને ડૉકટરે કહ્યું કે તમારા બચ્ચુને ટમેટાંનો રસ પાવ તેણે નોકરને હંમેશ ટમેટાં લાવવા કહ્યું. બીજી દીકરીએ પણ એ જ નોકરને ટમેટાં લાવવા કહ્યું. પરિણામ એ આવ્યું કે એક જ દીકરીના નામે ટમેટાંના પૈસા ઉધારાયા. આથી રૂપિયા પાંચનું બીલ એક દીકરીએ બીજી દીકરી ઉપર મોકલ્યું. એટલે કરોડપતિની એક દીકરીએ એની બીજી બહેન ઉપર મોકલ્યું, શેઠને ત્યાં દરેક વ્યક્તિનો હિસાબ જુદો. મને એ હિસાબ પેટે શેઠને ત્યાંથી આપી દેવામાં આવી. આ બંને બેનોના સિદ્ધાંત ઉપર હસતી હસતી દિલાવર દેખાતા પણ એક સામાન્ય ખેડૂતથી પણ ટૂંકા દિલના કંજુસ શેઠને ત્યાંથી ચાલી જતાં હું દિલગીર થઈ કે આવા મને સાચવનાર પ્રેમી ક્યાં મળશે !

એ અમદાવાદ ઝૂંપડાં અને ધૂમાડીની નગરી ઉપર મને આમેય નફરત હતી, કરોડપતિઓ ઘણા હતા. એમાં ચીનુભાઈને બાદ કરતાં બધા કંગાલ જીગરના. અરે એક પણ સુંદર બગીચો કે એક પણ સરસ આંખ ઠરે એવું ભવ્ય આલેશાન માનવ જાતની ઉન્મત્તતા કળા અને ઉત્કૃષ્ટતાવાળું મકાન નહિ ! લોકો પણ હાથમાં કાછડી ઝાલી દોડાદોડ કરનારા. ગાંધીજીના પ્રતાપે ત્યાં પણ એક માનવતા અને ઉચ્ચ આદર્શોથી ભરેલો માનવસમુદાય રહે છે. છતાં અજાણ્યા માણસને તો એ નગરી જરૂર જાણે ખાઈ જશે એવી લાગે. ત્યાંની મ્યુનિસિપાલીટી શા માટે શહેર વચ્ચે જ જેમ લન્ડન, પેરિસ, કલકત્તા વગેરે સ્થળોએ છે એવા શહેરની વચમાં જ મોટા બગીચા નથી બનાવતી ! વચમાંના મકાનો તોડી ફૂલોની મહેફીલ જમાવવાની ત્યાં જેટલી જરૂર છે તેટલી હિંદના કોઈ શહેરમાં નથી.

મારા જીવનની એક નાની છતાં રસપ્રદ બાબત મુંબઈ શહેરમાં બની. ભૂલેશ્વરમાં મંદિરોની જ્યાં કતારો છે ત્યાં ધર્મનાં પુસ્તકોની એક દુકાન છે. એક દુકાનની સામી બાજુ હમેશાં આજકાલના ઘણા બ્રાહ્મણોમાંનો એક બ્રહ્મ–બાળક આવી બેસતો. હાથે પગે અપંગ હોવાનો અજબ ડોળ કરતો. જે કોઈ યાત્રાળુ જેવો લાગે એને એ એક જ અરજ કરતો : ' શેઠ ! માઈ ! એક ધર્મકી કિતાબ દિલા દિજીએ ! પ્રભુ તેરા કલ્યાણ કરેગા. ' જો નાની ચોપડી કોઈ લઈ આપે તો મોટી માટે એ જક કરતો. જ્યારે સાંજ પડે અને પુસ્તકની દુકાન બંધ થવાની થાય ત્યારે ચોપડીઓ લઈ એ એ જ દુકાનવાળા પાસે જઈ અર્ધી કિંમત લઈ ચોપડીઓ પાછી આપતો. એક દિવસ હું જ એ બ્રાહ્મણ બાળના પવિત્ર હાથમાં પહોંચી ગઈ. મને જોઈ એ ખુશ થયો.

પણ બિલાડી હંમેશ લાડુ ના લઈ જાય. એક દિવસ પોલીસવાળો આ યુક્તિ સમજી જતાં એને પકડી ગયો. ' સાલા આવી લુચ્ચાઈ કરી લોકોને છેતરે છે ! ચાલ જેલમાં ! ' જેલનું નામ લેતાં બ્રાહ્મણ–બાળક થથરી ઊઠ્યો.

' પોલીસ દાદા ! જુઓ આ કેટલી નોટો છે. રૂપિયા વીસ છે ! ' પોલીસની આંખ મને અને મારી સખીઓને જોઈ નાચી ઊઠી. ' લાવ સાલા લુચ્ચાઈના પૈસા ભેગા કરે છે ! જા ચાલ્યો જા. આ રીતે ફરીથી ના કરતો ! ' એમ કહી પોલીસે જ મને ખિસ્સામાં મૂકી દીધી. હું એક શાહુકારના ખિસ્સામાંથી નીકળી પડી એથી મોટા શાહુકારના ખિસ્સામાં પડી.

મારી ચંચલ જાત ક્યાં સુધી ગોંધાઈ રહે ! પોલીસ પણ લાંચ લેવામાં શૂરો હતો. પણ દુનિયાના માણસો એમ કહે છે કે પાપ છુપાતું નથી. સત્ય તો છાપરે ચઢીને પણ બોલે. પોલીસ જ એક દિવસ પકડાઈ ગયો. કોન્ગ્રેસની સરકાર અને એમાં આવું પાપ ! ખાદીના પહેરનાર, તકલીના કાંતનાર, અને ગાંધી ટોપી પહેરી મહાત્મા ગાંધીનો ડોળ કરનાર એક નવા નિમાયલા અમલદાર—જેમણે તંત્ર જેવું જાણ્યું નથી





એમની—પાસે પોલીસને લઈ જવામાં આવ્યો. સંક્રાંતિ કાળમાં એમ જ ચાલે. જ્યારે ક્રાંતિ આવે છે ત્યારે જગતના બધા દેશોમાં બગભગતો ઘણા નીકળી પડે છે. એ ખાદીના પહેરણવાળા અમલદારે પોલીસ પાસેથી મારી બીજી વીસ પચ્ચીસ બેનપણીઓ સાથે સાથે મને ખિસ્સામાં મૂકી દીધી. હું પણ એમની ગાંધી ટોપી અને ખાદીનું પહેરણ જોઈ આ સત્યના આગ્રહી દેશભક્તને જોઈ ઘડીભર હસી. મને પણ એક રીતે નીરાંત થઈ કે છેવટે એક દેશના તારણહારને ત્યાં મારું નિવાસસ્થાન બન્યું.

એ જ તારણહારને ત્યાં શર્માજી જ્યોતિષ માર્તંડ—મને તો ખબર પણ નથી પડતી કોઈ ભવિષ્યવેત્તા—પધાર્યા. તારણહારને એક જ ખામી હતી કે એમનો તારણહાર નહોતો. શર્માજીએ કુંડળીઓ કરી કહ્યું કે બીજા લગ્ન પછી પારણું બંધાશે. હું દેશનેતા તારણહારને ત્યાંથી મારી કેટલીય સાહેલીઓ સાથે શર્માજી સાથે જુગારીઓના અડ્ડામાં પહોંચી ગઈ. ત્યાં તો મારી પરિસ્થિતિ સો કૌરવો વચ્ચે જેવી દ્રૌપદીની પરિસ્થિતિ થઈ હતી તેવી જ બલ્કે ભૂંડી થઈ. મારી આમથી તેમ ખેંચાખેંચ થતી. મારો ધણી કોણ એ જ ના સમજાય. છેવટે અમારા માટે જેમ દાનવો મોહિની માટે લડી મર્યા તેમ જુગારીઓ લડવા લાગ્યા. મોહિનીથી હું પણ ક્યાં ઊતરું એમ હતી! હું તરત જ આ ઝઘડાનો લાભ લઈ એક જુગારીઓમાંની જ સુન્દરીના વક્ષઃસ્થળ સાથે લપાઈ ગઈ. હું એકલી જ એ સુંદરી સાથે ચાલી નીકળી. નાની મોટી અમારી જ્ઞાતિની સો સ્ત્રીઓ હતી. અમે એક બીજાના અનુભવ અને માનવજાતિની વિવિધતા મૂર્ખાઈ, લુચ્ચાઈ, પ્રલોભન ઉપર વિચારતાં, હસતાં દુઃખી થતા સુંદરી સાથે મુંબઈની વિલાસભરી હવેલીમાં પહોંચી ગયાં.

હવે મારે થોડું કહેવું છે. હું ફરતી ફરતી હિન્દનો પ્રવાસ કરતી એક દિવસ ગુજરાતના કેટલાક ભક્તો સાથે જગન્નાથના ભવ્ય પુરાણા ભુવનેશ્વર મંદિરમાં પહોંચી ગઈ. એ ઉલ્લેખ ઘણો જ રસિક છે.

'કેમ ભાઈઓ ભુવનેશ્વરના દર્શન અંદરના દ્વારમાં જઈ કરવાં છે!' પૂજારીએ ભક્તોને પૂછ્યું.

'હા! હા!,' ઝવેરભાઈ બોલ્યા. 'કેમ ગંગાબેન અંદર જઈને જ દર્શન કરીશું ને?'

'અંદરથી જ દર્શન પૂરાં થશે.' ગંગાબેન બોલ્યાં. અંદર જવાની દક્ષિણા વધારે આપવી પડશે. પછી ભગવાનને જે ધરાવવું હોય તે ધરાવજો.' પૂજારી આગળ જતાં જતાં કહેવા લાગ્યો.

અંધારાભર્યા મંદિરમાં ઘીના દીવાનો પ્રકાશ પડતો હતો. દસ ભક્તોનું ટોળું લાઈનબંધ દર્શન કરવા વધારે દક્ષિણા આપી અંદર ગયું.

પહેલા ભક્ત ઝવેરભાઈના હાથમાં પૂજારીએ ફૂલ આપ્યાં અને એના પોતાના હાથમાંથી પાંચ રૂપિયાની નોટ ફૂલ ઉપર મૂકી પ્રભુને અર્પણ કરવા કહ્યું. ઝવેરભાઈએ ફૂલો સાથે પાંચ રૂપિયાની નોટ અર્પણ કરી. પૂજારીએ ઝવેરભાઈને બહાર જવા સૂચવ્યું. પાછળ લાઈનમાં ઊભેલા ભક્તોને શું વિધિ થાય છે તેની ખબર નહોતી. ઝવેરભાઈ પછી ગંગાબેન આવ્યાં. તેમને પણ પૂજારીએ ફૂલ આપ્યાં અને દક્ષિણા મૂકવા કહ્યું.

'બેન! એક રૂપિયો મૂકે શું વળે! જોતા નથી પેલા ભક્તજને પાંચ રૂપિયા મૂક્યા!' પૂજારીએ એક રૂપિયો અર્પણ કરવા તત્પર બનેલાં ગંગાબેનને તેમણે જ આપેલી અને ઝવેરભાઈએ નીચે નાખેલી પાંચ રૂપિયાની નોટ બતાવતા કહ્યું.

'હેં, ઝવેરભાઈએ પાંચ રૂપિયા આપ્યા તો તો મારે પણ પાંચ રૂપિયા આપવા ઘટે!' ગંગાબેને વિચાર્યું અને મને પ્રભુના ચરણમાં મૂકી. એ જ રીતે બાકીનાં ભક્તોએ પણ પાંચની નોટો પ્રભુના ચરણે ધરી પુણ્યનો આનંદ અનુભવ્યો...

'ઝવેરભાઈ! કદી નહિ અને આજે તમે પાંચ રૂપિયા પ્રભુને ધર્યા! બે ધર્યા હોત તો પણ ઓછા નહોતા. તમારે લીધે અમારે બધાને પાંચ



પાંચ રૂપિયા આપવા પડ્યા.' ભક્ત મંડળમાં કંજૂસ લાગતા છોટાભાઈ બોલ્યા.

'અરે છોટાભાઈ! શાના પાંચ રૂપિયા! એ રૂપિયા તો પેલા પૂજારીએ જ મારા હાથમાં મૂક્યા હતા.'

'તો પછી તમારે કહેવું તો હતું! સાલો પૂજારી છેતરી ગયો.' ગુસ્સે થઈ રમણ બોલી ઊઠ્યો. આ બધી ગમ્મત જોઈ—પુણ્યપ્રાપ્તિ કરવા નીકળેલા ભક્તો અને ભગવાનનાં દર્શન કરાવવાના ઓઠા નીચે છેતરતો પૂજારી—અમે હસવા લાગ્યાં.

મંદિરના એક ખૂણામાં ઓરીસાના ગરીબ કંગાલ ખેડૂતો ફક્ત આટો અને પાણી ભેગું કરી જેમ તેમ ગળે ઊતારતા હતા—ભગવાનનાં દર્શનના અભિલાષી એમની પાસે વધારે દક્ષિણા આપવાનું સાધન નહિ હોવાથી એ બીચારા બહારથી જ ભુવનેશ્વરનાં જેમ તેમ દર્શન કરી પાછા ચાલ્યા જતા હતા.

હવે તો મારા જીવનની છેલ્લી બિના સાંભળી લો. મંદિરના મહંતની ચાલાકીઓ ઢોંગ અને ધતીંગ છેતરપીંડીઓ છેવટે બહાર પડી. વ્યવસ્થિત રીતે ધર્મને નામે ભોળાં અબુધ હિન્દી જનોને લૂંટવાની રીત ભારતવર્ષમાં ઘણી જૂની છે. પણ આજે જ્યારે જગત જાગ્યું, જગતના દલીતો જાગ્યા, પડેલા ઊઠ્યા ત્યારે છેવટે મહંતને કોર્ટમાં એની છેતરપીંડી માટે, ફોજદારી ગુના બદલ લઈ જવામાં આવ્યો.

પૈસાના જોરે ભલભલાને ખિસ્સામાં મૂકનાર મહંત કેસ ચાલતા પહેલાં મારા જેવી અસંખ્ય મોટી બેનો લઈ ન્યાયમૂર્તિના બંગલે જઈ પહોંચ્યો.

'સાહેબ! મોંમાગ્યા પૈસા આપું, બચાવો.' મહંત બોલ્યો.

પણ, ન્યાયમૂર્તિની આંખોમાં આટલું ખુન્નસ આટલો પુણ્યપ્રકોપ? 'નરાધમ અહીંથી ચાલ્યો જા નહિતર પોલીસને બોલાવી સીધો જેલમાં પૂરાવું છું.' એમ કહી અમને જોઈ જગત આખું ગાંડું થતું હતું તેમને ન્યાયમૂર્તિએ લાત મારી ફગાવી દીધી. એ લાત વાગતાં મને તો ઘણી જ ઇજા થઈ. મારું જ્યાં ને ત્યાં સન્માન થતું એટલું જ નહિ પણ મને મેળવવા અથાગ પ્રયત્નો થતા જ્યારે આ ન્યાયાધીશે અમને લાત મારી! અમારી રીસનો પાર ના રહ્યો.

બીજે દિવસે ન્યાયમૂર્તિએ ચુકાદો આપ્યો: 'મહંતને ત્રણ વરસની સખત જેલ, મહંતની મિલ્કત જપ્ત કરવી.'

હું પાછી સરકારી તિજોરીમાં આવી ગઈ. મારું અપમાન કરનાર ન્યાયમૂર્તિનું વિકરાળ સ્વરૂપ હું અને મારી બેનપણીઓ ભૂલી શકતી નથી આથી અમે એમની પાસે જતાં ઘણાં જ ડરીએ છીએ.

આ છે મારી ટૂંકી જીવન કહાણી. બધી જ અનુભવેલી સત્ય બિનાઓ!

★

શેખાદમ આબુવાલા

## નથી પ્રેમજગ આ

નથી પ્રેમજગ આ, સરકણી જગા છે;
અહીં રમ્ય છલ છે—મનોહર દગા છે.

નથી બાગ આ કલ્પનાનો તમારી
અહીં ફૂલના કંટકો પણ સગા છે.

બહુ ગર્વ સારો નથી ઓ ગુમાની!
જુવાનીના રંગોય ચંચળપગા છે.

ઉપર ચાંદની છે રૂપાળી મજાની
છતાં રાતના દિલમાં કાળા ડગા છે.

મને દૂર લઈ ચાલ ઓ માર્ગદર્શક!
નથી એ જ સમજાતું આ કઈ જગા છે!

★





રમણલાલ એન્જિનીઅર

# પાઠ્ય પુસ્તકોમાં શાસ્ત્રાંધતા

સ્વતંત્ર વિચારસરણી ધરાવીને એને નીડરતાથી રજૂ કરતા અને અચ્છા અભ્યાસી તરીકે હવે તો શ્રી રમણલાલ એન્જીનીઅર બહુ જાણીતા છે ખૂબ જ વિચારપૂર્વક અને અભ્યાસપૂર્વક તૈયાર કરેલા આ લેખનો ઉત્તરાર્ધ આવતે અંકે આવશે ..

જ્યારે આપણા દેશનું બંધારણ ઘડાતું હતું ત્યારે મેં એક પત્રકાર મિત્રને કહ્યું કે આપણા બંધારણમાં સ્વતંત્ર ભારતના દરેક નાગરિકને ધાર્મિક સ્વાતંત્ર્ય આપવામાં આવ્યું છે. એ આપણા નેતાઓએ એક બહુ જ ઉત્તમ પગલું ભર્યું છે. અત્યારે તો એમ દેખાય છે કે આ પગલાંના પરિણામ સારાં જ આવશે. અને એને લઈને લોકો સદીઓ જૂના ધાર્મિક ઝઘડાઓમાંથી છૂટશે એટલે આપણી આખી પ્રજા ધાર્મિક શાંતિ અનુભવશે પણ સાથે સાથે આપણે એ ખ્યાલમાં રાખવું જોઈએ કે આપણે ધર્મનિરપેક્ષરાજનો આદર્શ પશ્ચિમના દેશોમાંથી લીધો છે. એટલે એની સાથે સાથે પશ્ચિમના અમૃત અને વિષ બન્ને આપણને મળશે મને તો પૂરેપૂરો ભય છે કે આપણી પ્રજા ધર્માન્ધતાની નાગચુડમાંથી છુટશે પણ સાથેસાથે શાસ્ત્રાન્ધતાની અજગરચુડમાં ફસાશે માનવીના ઊંચામાં ઊંચા આધ્યાત્મિક વિકાસ માટે જેમ ધાર્મિક સ્વાતંત્ર્ય જરૂરી છે તેમ એના ઊંચામાં ઊંચા ભૌતિક વિકાસ માટે વૈદકીય સ્વાતંત્ર્ય પણ જરૂરી છે. એટલે આપણા બંધારણમાં વૈદકીય સ્વાતંત્ર્ય માટે એક પણ કલમ નથી, એ આપણા બંધારણની એક અત્યંત ગંભીર મૂળભૂત અને મહત્ત્વની ખામી મને લાગે છે

મારા મિત્રે જવાબ આપતા કહ્યું કે હું તમારા મત સાથે સંપૂર્ણ રીતે મળતો થાઉં છું. પણ હજી આપણે ત્યાં એ પ્રશ્ન ઉપસ્થિત થયો જ નથી. તેમ જ નજદીકના ભવિષ્યમાં એ પ્રશ્ન ઉપસ્થિત થવાનો પ્રશ્ન ઊભો થવાનો સંભવ દેખાતો નથી

તે વખતે મને કે એમને સ્હેજેય ભાન નહોતું કે હવે પછીના પાંચ છ વર્ષમાં આપણો દેશ ખરી અને ખોટી બન્ને દિશામાં કેટલી ઝડપી પ્રગતિ કરવાનો છે! આજે મારો ભય ખરો પડેલો હું અક્ષરશઃ જોઈ રહ્યો છું. કઈ રીતે એ કહેતાં પહેલાં વૈદકીય સ્વાતંત્ર્ય એટલે શું એનો મારે મારા વાચકોને ખ્યાલ આપવો જોઈએ. કારણ કે આ શબ્દ આપણા દેશ માટે સાવ નવો છે.

મતસ્વાતંત્ર્ય એટલે કે સામાજિક સુવ્યવસ્થાની મર્યાદામાં રહીને દરેક વ્યક્તિને અપાતી વાણી, વિચાર અને વર્તનની સ્વતંત્રતા. આ પ્રકારનું મતસ્વાતંત્ર્ય એ લોકશાહીનો આત્મા છે. રશિયામાં એ પ્રકારનું મતસ્વાતંત્ર્ય નથી. એટલા માટે લોકશાહીના પ્રસંશકો રશિયાના લોખંડી પડદાની બહુ જ વાજબી રીતે નિંદા કરી રહ્યા છે. પણ આ પ્રકારના નિંદકોને ખ્યાલ નથી હોતો કે કેવળ રાજકારણમાં લોખંડી પડદો અસ્તિત્વ નથી ધરાવતો. આજે દુનિયામાં લોકશાહીનો ઝંડો લઈને ફરનારી અમેરિકન પ્રજામાં બહુ જ ઓછું વૈદકીય સ્વાતંત્ર્ય છે. કારણ કે ત્યાં આગળ વૈદકના વિષયમાં એક જબરજસ્ત લોખંડી પડદો અસ્તિત્વ ધરાવે છે. એના બૂરાં પરિણામો અમેરિકન પ્રજા બહુ મોટા પાયા ઉપર ભોગવી રહી છે. હવે આપણી આગળ પ્રશ્ન માત્ર એટલો જ છે કે આપણે આપણા પ્રશ્નો આપણી રીતે વિચારવા છે કે અમેરિકાની વાંદરનકલ કરવી છે?

વૈદકીય સ્વાતંત્ર્યનો ખ્યાલ સ્પષ્ટ કરવા માટે આપણે જુદાજુદા સ્વાતંત્ર્યનો ખ્યાલ કરીએ.

૧. ધાર્મિક સ્વાતંત્ર્ય—ધાર્મિક સ્વાતંત્ર્ય એટલે દરેક પુખ્ત ઉંમરના માણસને પોતાને મનફાવતો ધર્મ પાળવાની અને એનો શાંત પ્રચાર કરવાની સંપૂર્ણ છૂટ. હું જો હિંદુ ધર્મ પાળતો હોઉં તો મને મારા મંદિરમાં જવાની છૂટ મારો પાડોશી મુસ્લિમ હોય તો એને મસ્જીદમાં જવાની છૂટ એની વિરુદ્ધની પરિસ્થિતિ એટલે ધાર્મિક



ગુલામી, જે આ દેશમાં ગિઝની, ઘોરી, ગુલામ, તઘલખ અને ખીલજી વંશો જેવા મુસ્લિમ રાજવંશો દરમ્યાન પ્રવર્તતી હતી, અને મોગલવંશમાં શાહજહાં તેમજ ઔરંગઝેબના રાજ દરમ્યાન પ્રવર્તતી હતી. જેમાં હિંદુઓ ઉપર અત્યંત જુલમ થતો હતો.

ભૂતકાળની વાત બાજુએ મૂકીએ તો વર્તમાન-કાળમાં ખ્રિસ્તી ધર્મના રોમન કેથોલિક સંપ્રદાયમાં ધાર્મિક ગુલામી એટલી હદે પ્રવર્તે છે કે દરેક વ્યક્તિએ શું વાંચવું અને શું ના વાંચવું તેમજ પોતાનું લગ્નજીવન કઈ રીતે જીવવું એ હકીકત એમના પાદરીઓ નક્કી કરી આપે છે.

૨. **રાજકીય સ્વાતંત્ર્યઃ**—દરેક વ્યક્તિને પોતાને ઠીક લાગે તે પક્ષને મત આપવાનું સ્વાતંત્ર્ય. અંગ્રેજોના રાજના વખતમાં "હિંદસ્વરાજ" જેવું પુસ્તક પણ જપ્ત થયું હતું. આ છે રાજકીય ગુલામીનો નમુનો.

૩ **આર્થિક સ્વાતંત્ર્યઃ**—મૂડીવાદની આર્થિક ગુલામી આ જમાનામાં અનેક વિચારકોને ખુંચે છે. અને એના અનેક ઉપાયો આ જમાનામાં વિચારાયા છે.

૪. **શિક્ષણનું સ્વાતંત્ર્યઃ**—આ દિશામાં મેડમ મોન્ટેસરીએ અને ગુજરાતમાં સ્વ. ગિજુભાઈએ કરેલા પ્રયત્નો જાણીતા છે.

૫. **વૈદકીય સ્વાતંત્ર્યઃ**—હવે આપણે વૈદકીય સ્વાતંત્ર્ય ઉપર આવીએ. વૈદકીય સ્વાતંત્ર્ય એટલે—દરેક મત આપવાલાયક પુખ્ત ઉંમરની વ્યક્તિને પોતાને મનપસંદ પડે તે વૈદકીય પધ્ધતિ સ્વીકારવાનો, એને અનુસરવાનો ને એના આદેશો અમલમાં મૂકવાનો અને એના ચિકિત્સકની સારવાર લેવાનો સંપૂર્ણ હક્ક. દા. ત. તમે એલોપેથીમાં માનતા હો તો તમારી કે તમારા પ્રિયજનની માંદગી વખતે તમને મનપસંદ પડે તે દાક્તર કે સર્જનની સારવાર લેવાની છૂટ. હું જો આયુર્વેદમાં માનતો હોઉં તો કોઈપણ વૈદરાજની સારવાર લેવાની મને છૂટ. મારો ભાઈ જો હોમિયોપેથીમાં માનતો હોય તો તેને હોમિયોપેથીનું સાહિત્ય વાંચવાની છૂટ, અને જાતે કે કોઈ ચિકિત્સક મારફત હોમિયોપેથિક સારવાર લેવાની છૂટ.

એ જ રીતે આયુર્વેદના કોર્સમાં શું શીખવવું એ વૈદ્યો નક્કી કરે. નિસર્ગોપચારના કોર્સમાં શું શીખવવું એ નિસર્ગોપચારકો નક્કી કરે. એવું હોમિયોપેથી, બાયોકેમીસ્ટ્રી ઓસ્ટીયોપથી અને બીજી પદ્ધતિઓનું સમજવું.

વાત સાવ સીધી ને સાદી લાગે છે નહિ? તમે કદાચ એમ કહેશો કે આમાં તમે નવું શું કહ્યું? પણ પહેલી નજરે દેખાય છે એવો આ પ્રશ્ન સરળ નથી. કઈ રીતે એ આપણે વિચારીએ.

આજે અમેરિકા સંસ્કૃતિના શિખર ઉપર બેઠેલો દેશ દેખાય છે. પણ એ દેશમાં જે ભયંકર સડો અને ગુલામી છે એનો બહુ ઓછા લોકોને ખ્યાલ હોય છે. થોડાક દાખલા આપણે જોઈએ.

૧. દુનિયાના કોઈપણ દેશમાં ન હોય એટલું દાક્તરોનું વર્ચસ્વ અમેરિકામાં છે. અમેરિકન મેડિકલ એસોસીએશન નામનું વૈદકીય ધંધાધારી મહાજન અને નફાખોર વેપારી પેઢીઓએ અમેરિકાના પ્રજાકીય આરોગ્ય ઉપર એવો કબજો મેળવ્યો છે કે, એ કબજામાંથી હવે કોઈ રીતે સ્વતંત્ર થવાની અમેરિકન પ્રજા માટે આશા નથી. એ કબજો કાયમ ટકાવી રાખવા માટે એમણે અનેક ભયંકર ઈલાજો લીધા છે.

૨. આ ઈલાજોમાંનો એક ઈલાજ એ છે કે પાઠ્યપુસ્તકોમાં માત્ર એલોપેથીના જ ગુણગાન ગાવામાં આવે છે તેમ જ એલોપેથી સિવાય બીજી કોઈ વૈદકીય પદ્ધતિ દુનિયામાં અસ્તિત્વ ધરાવતી નથી એ પ્રકારનો ભ્રમ બાળકોના મગજમાં ઊભો કરવામાં આવે છે. આ જુઠાણું ઠેઠ મેડિકલ કોલેજ સુધી ચાલે છે.

મેડિકલ કોલેજમાં જે પાઠ્ય પુસ્તકો ભણાવવામાં આવે છે તેમાં અને વૈદકના ઇતિહાસમાં આયુર્વેદ, હોમિયોપેથી, નિસર્ગોપચાર તેમજ બીજી બિનએલોપેથિક

પદ્ધતિઓનું નામ સરખું લેવામાં આવતું નથી. તો પછી એમણે વૈદકમાં આપેલા કીમતી ફાળાની નોંધ તો લેવાય જ શેની ? હા, કેટલાક વૈદકના ઇતિહાસના લેખકો હાનમેન જેવા મહાન ચિકિત્સકને એક ઊંટ-વૈદ તરીકે ઓળખાવે છે ખરા !

૩. પાઠ્ય પુસ્તકો જેવો જ લોખંડી પડદો વર્તમાન-પત્રોમાં પણ હોય છે. દા. ત. ન્યૂ યૉર્કમાં એક ડઝન જેટલા અગ્રગણ્ય દૈનિક વર્તમાનપત્રો છે. એમાં બે જ વર્તમાનપત્રો સ્વતંત્ર વૈદકીય વિચારો માટે ખુલ્લાં છે. બાકીનાં તમામ વર્તમાનપત્રોમાં એલોપેથીની ઊંચામાં ઊંચી ડીગ્રી ધરાવનાર કોઈપણ દાક્તર કે સર્જન પણ દવાઓ રસીઓ, કે વાઢકાપની વિરુદ્ધ લખી શકતો નથી. તેમજ અમેરિકન મેડિકલ એસો-સીએશનની સંકુચિત નીતિનો વિરોધ કરી શકતો નથી. એ જ રીતે અમેરિકાના ૯૮ટકા છાપાંના આરોગ્ય વિભાગો અમેરિકન મેડિકલ એસોસીએશનનું હિત આગળ ધપાવનાર એમ. ડી.ઓના હાથમાં હોય છે, જેઓ પૂરેપૂરી વફાદારીથી એલોપેથીનો લોખંડી પડદો સાચવી રાખે છે.

૪. અમેરિકાના રાજકારણમાં પણ ત્યાંના દાકતરોએ જબરદસ્ત પગદંડો જમાવ્યો છે. પરિણામે મોટા ભાગના સ્ટેટોમાં એમણે એવા કાયદા પસાર કરાવ્યા છે કે જેથી હોમિયોપેથી, નિસર્ગોપચાર, ઑસ્ટીયો-પેથી વ૦ પદ્ધતિઓ ક્રમશઃ મરવા માંડી છે. આ પદ્ધતિઓના પ્રેક્ટીશનરો ઉપર કાયદાના જોરથી બેહદ તેઓ જુલમ કરી રહ્યા છે. દંડ, જપ્તી ને જેલ એ રોજીંદા બનાવો બની ગયા છે.

૫. નાગરિકોના સ્વાતંત્ર્યની આની આ દશા છે. અનેક નાગરિકો એલોપેથીમાં માનતા નથી હોતા, છતાંય એમને લાચારીથી એલોપેથીની સારવાર લેવી પડે છે કારણ કે સરકારની એલોપેથિકતરફી નીતિનું પરિણામ એ આવ્યું છે કે અનેક શહેરો અને ગામોમાં બિનએલોપેથિક ચિકિત્સકો ખોળ્યા જડતા નથી. માબાપો જો બાળકોને જાતે સારવાર આપે તો એમની ઉપર બાળકો પ્રત્યે ક્રૂરતાનો કાયદો લાગુ પાડવામાં આવે છે. રસી વગેરે એલોપેથિક સારવારનો વિરોધ કરનાર સીધા જેલમાં જ જાય છે. માબાપો પાસેથી એમનાં બાળકો બળાત્કારે ખુંચવી લઈને એમની ઉપર ઓપરેશનો કરાવામાં આવ્યાં હોય એવા દાખલા પણ અનેકવાર બને છે, અને એ હકીકતો છાપામાં છપાય છે.

૬. લશ્કરમાં આનાથી વધારે ભૂંડી સ્થિતિ પ્રવર્તે છે જો કોઈ સૈનિક જુલાબને બદલે એનિમા લેવાનો આગ્રહ રાખે અથવા તો રસીઓનાં ઇન્જેક્શનો લેવાની ના પાડે તો તેને 'લશ્કરી શિસ્ત'નો ભંગ કરવા બદલ સીધો ગોળીએ દેવામાં આવે છે.

૭. આ બધા જુલમ સામે જો કોઈ પ્રામાણિક એલો-પેથિક દાકતર વિરોધ ઉઠાવે તો તુર્ત જ એના દાકતર તરીકેના તમામ હક ખૂંચવી લઈને એને નાતબહાર કરવામાં આવે છે.

૮. આ પરિસ્થિતિ સામે પશ્ચિમના દેશોમાં અનેક સ્વતંત્ર વિચારકોએ જીવનભર લડત જમાવી છે. જ્યૉર્જ બર્નાર્ડ શૉએ પોતાનાં અનેક પુસ્તકોમાં અને લેખોમાં દાક્તરોના ધંધાધારી મહાજનો સામે પોતાનો બુલંદ અવાજ ઊઠાવ્યો છે. અને એણે એ વારંવાર સ્પષ્ટ કર્યું છે કે મેડિકલ કૉલેજોમાં શીખવાતા વૈદકના ઇતિહાસમાં અસંખ્ય જૂઠાણાંઓ ભરેલાં હોય છે. એને આજ સુધી કોઈ જાણીના કે અજાણ્યા દાકતરે જાહેરમાં જવાબ આપેલો જાણ્યામાં નથી.

૯. અમેરિકામાં આ અસહ્ય પરિસ્થિતિનો સામનો કરવા માટે અમેરિકન મેડિકલ લિબર્ટી નામની એક સંસ્થા અસ્તિત્વમાં આવી છે જે વૈદકીય સ્વાતંત્ર્ય માટે સતત ઝુંબેશ ચલાવે છે. આ સંસ્થામાં અનેક પ્રામાણિક એલોપેથિક દાકતરો અને સર્જનો, હોમિયોપેથો, નિસર્ગોપચારકો, ઑસ્ટીયોપેથો, કાયરો-પ્રેક્ટરો તેમ જ લાખો સામાન્ય માનવીઓ ભળેલા છે. આ સંસ્થા તરફથી ઘણું ઉપયોગી કામ થઈ રહ્યું છે. એનો એક જ દાખલો આપીશ. અમેરિકાની



જાણીતી ફિલ્મ કંપની મેટ્રો ગોલ્ડવીન મેયર તરફથી એક ફિલ્મ બહાર પાડવાની હતી. એ યોજના પાછળ અમેરિકન મેડિકલ એસોસીએશનની પ્રેરણા હતી. એમાં દાકતરોના ચમત્કારોથી લોકોને ચકિત કરવામાં આવ્યા હતા અને ઊંટવૈદો એટલે કે એલોપેથીના વાડા બહારના ચિકિત્સકોની ભારોભાર ઠેકડી ઉડાડવામાં આવી હતી. તેમ જ આ ઊંટવૈદો પ્રજાના જીવન અને આરોગ્ય સાથે કેવી રમત રમી રહ્યા છે એનો ચિતાર આપવામાં આવ્યો હતો. આ હકીકતની બહાર જાણ થતાં જ એલોપેથીના લાખો વિરોધીઓએ પોતાની વાંધાઅરજીઓ એ ફિલ્મ કંપની ઉપર મોકલી આપી. અને સાથે સાથે ધમકી આપી કે જો આ ફિલ્મ દેશમાં બતાવવામાં આવશે તો તેની સામે જાહેર વિરોધ અને પીકેટીંગ થશે. પરિણામ એ આવ્યું કે એ કંપનીએ લાખો રૂપિયાનું ખર્ચ કર્યા પછી, એ યોજના અડધેથી પડી મૂકવી જ પડી.

જે પરિસ્થિતિ અમેરિકામાં છે એનાથી ઘણી હળવી યુરોપમાં છે. પશ્ચિમ યુરોપની લોકશાહીઓ હજુ અમેરિકા જેટલી મૂડીવાદથી અભડાઈ નથી. રશિયા સામ્યવાદી દેશ હોવાનો દાવો કરે છે અને અમેરિકાને પૂરજોશથી ધિક્કારે છે. છતાંય વૈદકની બાબતમાં એણે અમેરિકનની તદ્દન વાંદરનકલ કરી છે. કોમ્યુનિસ્ટ ક્રાંતિ પછી છેલ્લાં ૩૮ વર્ષમાં, અરે ઇવાન ધી ટેરીબલથી બલ્ગેનીન સુધીના ઇતિહાસમાં રશિયાએ વૈદકના ક્ષેત્રમાં એક પણ મૌલિક ચિંતક પેદા કર્યો નથી.

કદાચ કોઈ ભોળાં ભાઈ–બહેનોને એમ લાગે કે આ તો બધી પરદેશની વાતો. એને આપણા દેશ સાથે શું લાગે વળગે? તો તે વ્યક્તિઓને હું ખાસ કહેવા માગું છું કે આપણે ત્યાં પણ યુરોપ–અમેરિકાના ઇતિહાસનું ખરાબમાં ખરાબ પુનરાવર્તન થઈ રહ્યું છે.

કઈ રીતે તે હવે આપણે જોઈએ.

અંગ્રેજોએ જ્યારે આ દેશમાં પોતાનું રાજ્ય જમાવ્યું ત્યારે એની સાથે સાથે એલોપેથીનો આપણે ત્યાં પગપેસારો થયો. પણ અંગ્રેજો એને કેવળ રાજ્યાશ્રય આપીને અટક્યા નહિ. સાથે સાથે લોકોને છંછેડ્યા સિવાય આડકતરી રીતે આયુર્વેદનો જેટલો નાશ થાય તેટલો કરવાના પ્રયત્નો કર્યા. આની સામે આપણા રાજામહારાજાઓએ આયુર્વેદ ને યુનાની પદ્ધતિને જાળવી રાખી, અને આપણા દેશનેતાઓએ વાજબી વિરોધ ઉઠાવ્યો. આયુર્વેદ અને યુનાનીને ઊંટવૈદ ઠરાવનારું બીલ મુંબઈની ધારાસભામાં આવ્યું હતું, પણ સ્વ. વિઠ્ઠલભાઈ પટેલના પ્રયત્નથી એ બીલ ઊડી ગયું.

પણ આપણી કમનસીબી તો એ છે કે જે નેતાઓ અંગ્રેજોની એલોપેથીતર્ફી નીતિનો વિરોધ કરતા હતા તેઓ સત્તા ઉપર આવ્યા પછી જાણ્યે અજાણ્યે, ભાનપૂર્વક અભાનપૂર્વક એલોપેથિક મહાજનોની નીતિનો અમલ કરી રહ્યા છે. અને ઘણા નેતાઓ તો પોતાના વિચારોની વિરૂદ્ધ વર્તી રહ્યાં છે.

ઇ. સ. ૧૯૩૭માં કોંગ્રેસે પ્રધાનપદાં લીધાં. સૌને આશા આવી કે હવે આપણા હાથમાં સત્તા આવવાથી એલોપેથી સિવાયની બધી પદ્ધતિઓને થયેલો અન્યાય દૂર થશે. પણ પરિણામ વિચિત્ર આવ્યું. જ્યાંથી વહારની આશા રાખેલી ત્યાંથી ધાડ આવી!

આરોગ્યખાતાનું દફતર ડૉ. ગિલ્ડરના હાથમાં આવ્યું. ડૉ, ગિલ્ડરની ઉત્કટ દેશભક્તિ, કોંગ્રેસ પ્રત્યેની વફાદારી અને મહાન ત્યાગ વિષે બે મત છે જ નહિ. પણ એમના વૈદકીય જ્ઞાન કે અજ્ઞાન વિષે બે મત અવશ્ય સંભવી શકે, તેઓ સ્વભાવે, શિક્ષણે અને સંસ્કારે એલોપેથ હોવાને કારણે એમને સ્વભાવિક રીતે જ બીજી પદ્ધતિઓ સામે અત્યંત ઊંડો અને પ્રબળ પૂર્વગ્રહ હતો. એટલે એમણે મુંબઈ ઇલાકાની તમામ વૈદકીય પદ્ધતિઓને શરૂઆતમાં એલોપેથીના વર્ચસ્વ નીચે લાવનારું અને ત્યારબાદ ક્રમશઃ એમનું નિકંદન કાઢનારું એક બીલ મુંબઈની ધારાસભામાં આણ્યું. અને છેવટે હજારો ચિકિત્સકોનો




વિરોધ હોવા છતાંય એ બીલ કાયદારૂપે પસાર થઈ ગયું. અને હવે તો લોકોને કોઠે પણ પડી ગયું છે.

ગુજરાત નિસર્ગોપચારક મંડળ અને ગુજરાત હોમિયોપેથિક મંડળ તરફથી આ બીલનો સખત વિરોધ થયો. પણ છેવટે ડૉ. ગીલ્ડરની સત્તા આગળ અમારું શાણપણ નકામું નીવડયું અને અમારી વાંધા અરજીઓ કચરાપેટીને સ્વાધીન થઈ.

છેવટે અમે અમારો વાંધો પૂ. મહાત્માજી સુધી લઈ ગયા. એનો પૂ. મહાત્માજીએ ડૉ. મહાદેવપ્રસાદને એવો લેખિત જવાબ આપ્યો કે આ કાયદો નિસર્ગોપચારકોને લાગુ પડતો નથી. કારણ કે નિસર્ગોપચારના તમામ ઈલાજો નિર્દોષ છે. મહાત્માજીની આ દલીલ અમારે ગળે ઊતરી નહિ. કારણ કે યુરોપ અમેરિકાનો છેલ્લાં સો વર્ષોનો ઇતિહાસ અમારી આંખો સામે હતો. એ ઇતિહાસ એલોપેથિક દાકતરોના જુલમો અને નિસર્ગોપચારકો અને હોમિયોપેથોની શહીદીથી ભરેલો હતો. એ જ ઇતિહાસનું અહીં પુનરાવર્તન થશે એની અમને ખાત્રી હતી. પણ અમારે કમનસીબે પૂ. મહાત્માજીને ગળે અમે અમારું દૃષ્ટિબિંદુ ઉતારી ના શકયા. જોકે છેલ્લાં સોળ વર્ષોનો ઇતિહાસ અમે અમારા દૃષ્ટિબિંદુમા કેટલા સાચા હતા તે જ બતાવી આપે છે. પૂ. મહાત્માજીના અંગત ચિકિત્સક ડૉ. મહેતાએ પણ પોતાનો વિરોધ નોંધાવ્યો એનો જવાબ પૂ. મહાત્માજીએ એવો આપ્યો કે, 'તારે તો પ્રેકટીસ કરવાની હરકત નથી તો પછી તું બીજી પંચાતમાં નાહકનો પડે છે જ શા માટે? નિસર્ગોપચારકોને કશો વાંધો આવે એમ મને લાગતું નથી.'

ત્યાર પછી ગુજરાતના જાણીતા વિચારક સ્વ. કિશોરલાલ મશરૂવાળાને મળવાનો મારે પ્રસંગ આવ્યો ત્યારે આપણા વૈદકીય પ્રશ્નો વિષે એમની સાથે ખૂબ ખુલ્લા દિલની ચર્ચાઓ થઈ એમણે મારા દૃષ્ટિબિંદુનું વાજબીપણું સ્વીકાર્યું અને આપણા દેશમાં પણ વૈદકીય સ્વાતંત્ર્યની જરૂર છે એમ સ્વીકાર્યું. અને ઉમેર્યું કે આ કાયદો જ્યારે બીલના રૂપમાં હતો ત્યારે એના તમે દર્શાવેલા દોષોની જો મને ખબર પડી હોત તો હું અવશ્ય ખેર સાહેબને આ પ્રશ્ન ફરીથી વિચારી જવા આગ્રહ કરત. (પાછળથી મને ખબર પડી કે શ્રી. ખેર સાહેબને શ્રી. મશરૂવાળા પ્રત્યે અત્યંત આદર હતો અને તેઓ એમની સલાહને શીરોમાન્ય ગણતા.)

ત્યાર પછી તો આ કાયદો ઉત્તરોત્તર વધુ કડક થતો ચાલ્યો. અને હવે તો એ કાયદા હેઠળ શિક્ષાઓ થવાની પણ શરૂઆત થઈ ગઈ છે.

જ્યારે આ કાયદો થયો ત્યારે એમ કહેવામાં આવ્યું હતું કે આ કાયદા પાછળનો ઉદ્દેશ કેવળ ઊંટવૈદું અટકાવવાનો જ છે. આ કાયદાથી આયુર્વેદ અને યુનાની પદ્ધતિ સંગીન પાયા ઉપર મુકાશે. અને એમનું ગૌરવ વધશે. છેલ્લાં વીસ વર્ષનો ઇતિહાસ જોતાં એવું કંઈ જ થએલું દેખાતું નથી. ઉલટપક્ષે પરિણામો ઊંધા દિશામાં આવ્યાં છે. આયુર્વેદિક ઉપર એલોપેથિકનું આક્રમણ આગળ વધી રહ્યું છે, વૈદોની લાયકાત દાકતરો નક્કી કરે છે અને સૌથી વિચિત્ર વાત તો એ છે કે આયુર્વેદિક કોલેજોના પ્રિન્સીપાલો એલોપેથિક દાકતરો હોય છે. આયુર્વેદિક ફાર્મસીઓ એલોપેથિક દવાઓ બનાવવા માંડી છે. અને એક બાજુ આયુર્વેદિકનો અભ્યાસ વધતો જાય છે. તો બીજી બાજુ વૈદોનો સામાજિક દરજ્જો ઘટતો ચાલ્યો છે.

વૈદો રાજમાન્ય થયા છે પણ હજી રાજ્યની શ્રી એમને ત્યાં આવી લાગતી નથી. રાજની નોકરીઓમાં, જાહેર ઇસ્પિતાલોમાં, વિમા કંપનીઓમાં, અને આપણા જાહેર જીવનમાં આજે પણ વૈદનો દરજ્જો દાકતર કરતાં હલકો છે. એમાં સહેજે શંકા લાવવાનું કારણ નથી.

આયુર્વેદની કોલેજોમાં પણ માત્ર એવા જ વિદ્યાર્થીઓ જાય છે કે જેમને એલોપેથિક કોલેજોમાં ઓછા માર્કને કારણે પ્રવેશ મળી શક્યો ન હોય!

આ રીતે આ નવા કાયદા હેઠળ આયુર્વેદ અને

નાથાલાલ દવાણી

# વિનોબાનાં વિચારબિંદુ [૫]

મનુષ્ય ગમે એટલો વિદ્વાન કેમ ન હોય; પરંતુ એનું જ્ઞાન જો દેહમાં સમાતું હોય, તો એ જ્ઞાનનું માપ સ્પષ્ટ જ છે.

*

જ્ઞાનદેવને મન ગીતા-તત્ત્વ 'નિત્ય-નૂતન' છે; અને જે નિત્ય-નૂતન છે, એ જ સનાતન છે.

*

સાધક સંસારની સ્મારકશક્તિ વધારવાના ઉપાય શોધે.

*

(૧) ચિત્તશુદ્ધિ (૨) દેશસેવા (૩) વિશ્વપ્રેમ (૪) દેવપૂજા.

*

દેહ—તમસ્, ઇન્દ્રિઓ—રજસ્, બુદ્ધિ—સત્વ; આત્મા—ગુણાતીત.

*

સિદ્ધિ બે પ્રકારની છે: વૈરાગ્ય-સાધક અને ઐશ્વર્ય-સાધક. પહેલી મોક્ષાનુકૂળ છે, બીજી મોક્ષ વિરોધી.

*

"તમારે મતે ગીતામાં દર્શાવવામાં આવેલ 'પાપ-યોન' કોણ છે?"
"હું."

*

ગુણવાનની ઉપાસનાને જો સગુણ કહીએ, તો ગુણોની ઉપાસનાને નિર્ગુણ કહી શકાય.

*

સત્ત્વોદય—બુદ્ધિ
સત્ત્વોત્કર્ષ—ઈન્દ્રિય-જય
સત્ત્વશુદ્ધિ—ભક્તિ

*

'તારું એ તારું અને મારું એ પણ તારું'—એવો અદ્વૈતનો વિનિયોગ છે; કારણ કે મારું અદ્વૈત-જ્ઞાન મને લાગુ પડે છે, અન્યને નહિ.

*

સંસાર-સાગરની ગહરાઈથી ગભરા નહિ, તારે સપાટી પરથી જ તરીને પસાર થવું છે ને? કે ભીતર ડૂબવું છે!

*

લોકસેવા નમ્ર કર્તવ્ય છે; લોકકલ્યાણ શ્રેષ્ઠ અધિકાર છે.

*

દેહસંબદ્ધતા—બદ્ધ
દેહવ્યતિરિક્તતા—બુદ્ધ
દેહાતીતતા—શુદ્ધ
દેહરહિતા—મુક્ત

*

સાંકેતિક વિજ્ઞાન, નૈતિક વિજ્ઞાન, ભૌતિક વિજ્ઞાન, આધ્યાત્મિક વિજ્ઞાન.

*

સૂર્યની જ નહિ, કિન્તુ જલ-સૂર્યની પણ પ્રભા પ્રસરે છે. જ્ઞાનની જ નહિ, જ્ઞાનના આભાસની પણ કદર થાય છે.

*

---

યુનાની પદ્ધતિને ધીમું ઝેર અપાઈ ગયું છે. હોમિયોપેથી મૃતપ્રાય બની છે. અને નિસર્ગોપચારનું કશું જ ઠામ ઠેકાણું નથી.

આ પરિસ્થિતિમાં ત્રીજા પગલા તરીકે બી. સી. જી. વગેરે રસીઓની ઝુંબેશ શરૂ થઈ છે અને ચોથા પગલા તરીકે શાળા-પાઠશાળાઓ ઉપર એલોપેથીએ પોતાનું આક્રમણ શરૂ કરી દીધું છે.

કેવી રીતે તે આપણે આવતે અંકે જોઈશું.

★




પરોપકાર ચિત્તશુદ્ધિ કરે છે—નિરહંકાર-વૃત્તિથી કરવામાં આવેલ હોય તો.

*

જ્ઞાનની જ્ઞાનગમ્યતા એટલે પૂર્વજન્મની સિદ્ધિ—અર્થાત્ આત્માની અમરતા.

*

આસક્તોની આસક્તિ વડે આત્માનું અમરત્વ સિદ્ધ નહિ થાય; કારણ કે આસક્તિ ભ્રમજનિત છે. વિરક્તોની અનાસક્તિ આત્માના અમરત્વનું વાસ્તવિક પ્રમાણ છે.

*

હિમાલય સુંદર છે, પરંતુ એની સુંદરતા સંબંધી મારી કલ્પના એનાથી સુંદર છે; કારણ કે જડ વસ્તુના સૌન્દર્ય કરતાં આત્માનું સૌન્દર્ય શ્રેષ્ઠ છે.

*

મારા 'ઇષ્ટ' કામધુક્ છે, અનિષ્ટ કામ પૂર્ણ કરનાર નહિ.

*

આજ સુધી ન મર્યો, એટલા માટે આગળ ઉપર પણ નહિ મરું, એવું અનુમાન ન કર. આજ સુધી મર્યો નથી. એટલા માટે હવે આગળ ઉપર મરવું પડશે, એવું અનુમાન કર.

*

ગીતામાં દર્શાવવામાં આવેલ 'અ-શાસ્ત્રવિહિત ઘોર તપ' કયું?—વિષયાસક્ત સંસાર

*

'કોઽહમ્'ના ઉત્તર પર કર્તવ્યનો નિર્ણય નિર્ભર છે.

*

મા પરથી સંતો પર, સંતો પરથી ઈશ્વર પર—
આ ઊર્ધ્વ ગતિ છે.

*

[illegible]ળનો 'પશુ' પસંદ નથી આવતો, આગળનો
[illegible] હજુ સર્જાયો નથી; વચ્ચેની આ ભયાનક
[illegible]સ્થાને હું સાધનાનો નૃસિંહાવતાર કહું છું.

*

નવા રાજાની સાથે નવો સિક્કો આવી જ જાય છે; એ જ પ્રમાણે નવીન દર્શન આવતાં સાથે જ ભાષા પણ નવીન બને છે.

*

કર્મયોગી—સૂર્ય સમાન અખંડ-કર્મ કરે છે.
સંન્યાસી—સૂર્ય સમાન અખંડ અકર્તા હોય છે.

*

જનતા જડ ભલે હોય, પરંતુ એ થર્મોમીટર માફક અચૂક યોગ્યતા-માપક છે.

*

પહેલાં આશ્રમમાં એક ભેંસ હતી. એ પોતાના બચ્ચાને દૂધ પાતી હતી એવી જ રીતે બીજી ભેંસોના બચ્ચાંને તેમ જ ગાયોના વાછડાઓને પણ દૂધ પાતી હતી. કોઈ એને જડ કહે છે. હું એની પાસેથી સમત્વ બુદ્ધિ શીખ્યો.

*

ઋષિઓની સમત્વ-બુદ્ધિનું પરિણામ સંસ્કૃત ભાષાની ઉચ્ચારણ-પધ્ધતિમાં પણ દૃષ્ટિએ પડે છે.

*

એક પલ્લામાં વૈરાગ્ય અને બીજા પલ્લામાં સારી સાત્વિકતા મૂકી તોલ કર્યો તો વૈરાગ્ય ભારે નીકળ્યું.

*

રામાવતારમાં ભગવાને જોઈતી સેવા લીધી, કૃષ્ણાવતારમાં પૂરતી સેવા કરી.

*

ગોળાકાર ઘૂમનાર માટે મુકામની જગ્યા ક્યાંયે નથી. અથવા જ્યાં બેઠો હોય, એ જ છે.

*

કોઈપણ ઉપાયે જો કોઈને પૃથ્વીના આકર્ષણની બહાર પહોંચાડવાનું બની શકે, તો એ આપોઆપ મંગલ પર જવાનો—એવી એક વૈજ્ઞાનિક સંભાવના છે. કોઈપણ ઉપાયે જો વાસનાના આકર્ષણની બહાર જઈ શકાય, તો આપોઆપ પરમ મંગલની પ્રાપ્તિ થવાની, એમાં સંદેહ નથી.

*



પ્રવૃત્તિનો વિરોધ કરનાર નિવૃત્તિ વાસ્તવિક નિવૃત્તિ નથી; એ તો પ્રવૃત્તિનો જ એક પ્રકાર છે. પ્રવૃત્તિને જે સહજ રીતે પોતામાં સમાવિષ્ટ કરી શકે, એ જ સાચી નિવૃત્તિ.

*

ધનુર્ધારી રામે યજ્ઞમાં વિઘ્ન નાખનાર રાક્ષસોથી ઋષિઓની રક્ષા કરી—એ કેવળ ઐતિહાસિક જ નહિ કિન્તુ ત્રૈકાલિક સત્ય છે.

*

વૈરાગ્ય એટલે હણેલો રજોગુણ, પરમાર્થની અંદરનો સર્વ ઊભરો વૈરાગ્યને આભારી છે.

*

અન્વેષણાનું નિયમન એ યજ્ઞનું ધ્યેય છે.

*

બુદ્ધિ આત્મદર્શનનું મહાદ્વાર છે. બુદ્ધિ-દ્વાર ખોલતાં જ અંદર આત્મા દૃષ્ટિએ પડશે.

*

સિદ્ધિ શુદ્ધિની કસોટી છે. આ કસોટીમાં સંભવ છે કે કંઈક જન્મોય વીતી જાય. રોગીને પ્રતીત થાય છે કે તાવ જોરથી ચઢી રહ્યો છે, છતાં પણ તાવ ખરેખર કેટલો છે એનું જ્ઞાન તો થર્મોમીટરથી જ થાય છે.

*

પાછલા ગુણદોષના સ્મરણથી આત્માનું અપમાન ન થાય એટલા માટે ઈશ્વરે 'પૂર્વ-જન્મના વિસ્મરણ'ની યોજના કરી છે.

*

સત્યાગ્રહની પેઠે સંન્યાસ તત્વનો સામુદાયિક પ્રયોગ કરવો—એ સંન્યાસાશ્રમનો ઉદ્દેશ્ય છે. વ્યક્તિગત પ્રયોગની વિશિષ્ટ ઉજ્જ્વલતા સામુદાયિક પ્રયોગમાં ન હોય, છતાં યે એમાં એક પ્રકારની વ્યાપક ઉજ્જ્વલતા તો હોય છે.

*

સંસારને સાગરની ઉપમા આપવામાં આવે છે. સાગરમાં પડેલા મનુષ્યે જે રીતે આગામી ક્ષણની રાહ જોયા વગર વર્તમાન ક્ષણમાં જ તરવું પડે છે, એ રીતે સંસારમાંથી છૂટવાનો પ્રયાસ પણ વર્તમાન ક્ષણમાં જ કરવો જોઈએ.

*

મુરલીનો ધ્વનિ મને કૃષ્ણસ્મરણમાં સમાધિસ્થ કરાવી શકે છે; પરંતુ શરત એટલી કે—

અંધારી રાત હોય,<br>
કોણ વગાડે છે એની ખબર ન હોય,<br>
સ્વર દૂરથી આવતો હોય.<br>
એનું કારણ છે અવ્યક્તનું સામર્થ્ય.

*

સમુદ્રનું દૃશ્ય આનંદમય છે—કિન્તુ કિનારા પરથી જોનાર માટે, ભીતર ડૂબનાર માટે નહિ.

*

પર્વત પર જેટલા ઊંચા ચઢીશું, એટલું અધિક ભવ્ય દૃશ્ય દેખાશે. આચારની ઉચ્ચતા પર વિચારોની ભવ્યતા નિર્ભર છે.

*

નિર્ગુણને અંગે સગુણની ઉચિત મર્યાદા રહે છે. જો એ નહિ રહે, તો સગુણ સદોષ બનશે.

*

સૈનિક અને રાજનીતિજ્ઞના સંયોગ વડે સંગ્રામમાં સાફલ્ય સાંપડે છે. સત્યાગ્રહ-સંગ્રામમાં અહિંસા સૈનિક છે અને સત્ય રાજનીતિજ્ઞ.

*

પૃથ્વીને શેષનો આધાર એટલે પૃથ્વીને પૃથ્વીતરનો આધાર. સાપ સમાન લાગતા પરાર્થનો મારા સ્વાર્થને આધાર છે, એ મારે જાણવું જોઈએ.

[ ચાલુ ]







વેશે પ્રગટ થઈ પોતાનું અક્ષય અમર રમણીહૃદય અર્જુનને અર્પણ કરતી કહે છે: 'હું ચિત્રાંગદા છું. નથી હું દેવી કે નથી હું કોઈ સામાન્ય સ્ત્રી, પૂજા કરી માથે ધરી રાખો તેવી એ હું નથી તેમ અવગણના કરી પછી માત્ર તેનું ભરણપોષણ કર્યા કરો તેવીયે હું નથી. સંકટના પથમાં મને આપની સાથે રાખો, આપની ગૂઢ ચિંતામાં મને ભાગ લેવા દો, આપના કઠિન વ્રતમાં સહાય થવા મને અનુમતિ આપો, આપના સુખદુઃખની મને સાથી બનાવો, ત્યારે જ આપને મારો પરિચય થશે.'

કામરૂપની ચિત્રાંગદા સાથે બાણાસુરની પુત્રી ઉષાનું પણ સ્મરણ થાય છે. શિવભક્ત સહસ્ત્રબાહુ બાણાસુર આસામનો રાજા હતો. તેના વધારાના હાથ છેદવા શ્રીકૃષ્ણને દ્વારકાથી અહીં સુધી આવવું પડ્યું હતું. ઉષાએ તેની કળાકાર સખી ચિત્રલેખાની સહાયથી કૃષ્ણપૌત્ર અનિરુદ્ધનું દ્વારકાથી હરણ કરાવ્યું. કાકાસાહેબ કાલેલકર કહે છે તેમ પોતાના મહેલમાં 'અનિરુદ્ધને પ્રેમપાશમાં નિરુદ્ધ કરી રાખ્યો.' એ ઓખાહરણની કથા હજીયે ગૂજરાતમાં તથા સૌરાષ્ટ્રમાં ગામડે ગામડે ગવાય છે.

પણ પ્રાચીન કાળની કથા શા માટે? આજના યુગમાં પણ આસામમાં તેજસ્વી નારીરત્નો પાકે છે. ગાઈદેલો રાણી મિશન સ્કૂલમાં ભણી હતી. ૧૯૨૯માં અહીં સત્યાગ્રહની લડત ઊપડી ત્યારે ગાઈદેલોએ આસામના ગ્રામવિસ્તારમાં ક્રાંતિની મશાલ પેટાવી. સરહદના લોકો વિદ્રોહ તે પરદેશી સરકારને પોસાય તેમ ન હતું. તેથી સરકારી તંત્રે લોકો પર ભારે દમનનાં પગલાં લીધાં, ગામો બાળ્યાં. ગાઈદેલોને પકડી, જન્મકેદની સજા કરી. ૧૯૩૬માં આસામમાં કોંગ્રેસનું પ્રધાનમંડળ રચાયું ત્યારે પણ ગાઈદેલોને મુક્તિ ન મળી. એ પકડાઈ ત્યારે તેની ઉંમર ઓગણીશ વર્ષની હતી. લોકો તેને 'રાણી'ના વહાલસોયા નામથી બોલાવતા. જવાહરલાલજીએ લખ્યું છે: 'પહાડોનું એ મુક્ત પંખી! કારાવાસના અંધકારમાં કેમ એનાં વરસો વીતતાં હશે! એકલે હાથે સામ્રાજ્ય સાથે બાથ બીડવા નીકળનાર એ યુવતી! શું એનું સાહસ!'

આઝાદી મળ્યા પછી ગાઈદેલોને મુક્તિ મળી. આજ એ શિલોંગમાં રહે છે.

બ્રહ્મપુત્રા હિમાલયમાંથી અપાર જલરાશિનો સંચય કરીને આસામમાં ઊતરી આવે છે. તેના તીરે ઘનઘોર જંગલો જામ્યાં છે તેમાં ગેંડા અને અલમસ્ત હાથીઓ વિહાર કરે છે. પાળેલાં હાથી ઇમારતી લાકડાં સારે છે. પહાડોમાં નાગા, મિસમી, આબોર, ખસી, ગારો, મિકીરી વગેરે લોકો વસે છે. ડિગ્બોઈ અને તિનસુખિયા પાસે તેલ અને કોલસાની ખાણો છે. પૃથ્વી પર સહુથી વધારે વરસાદ અહીં વરસે છે. ચેરાપુંજીમાં ૫૫૦ ઈંચ પાણી પડે છે. વારંવાર અહીં ધરતીકંપ થાય છે. બ્રહ્મપુત્રાનાં પૂર ભૂમિપ્રદેશને જળબંબાકાર કરી દે છે. રેલ આવે છે અને નદીનાં પાણી હિમગિરિની વચ્ચે થઈને સર્વનાશ પાથરતાં ચાલી નીકળે છે ત્યારે બજારની જગ્યાએ ઘુઘવતી સરિતા બની જાય છે.

ગિરિનગર શિલોંગ આસામની રાજધાની છે. માથેરાન ઉત્તાકામંડ સીમલા અને દાર્જીલિંગની જેમ શિલોંગ પણ એક નિસર્ગસમૃદ્ધ ગિરિનગર ગણાય છે. શ્રી. જયરામદાસ દોલતરામ આસામના રાજ્યપાલ છે. ૮૫૦૧૨ ચોરસ માઈલનું ક્ષેત્રફળ ધરાવતા આ પ્રાંતની વસ્તી ૯,૦૪૩,૭૦૭ની છે.

ખનિજસંપત્તિ અને જંગલોની અપાર સમૃદ્ધિ ધરાવતો આ પ્રદેશ યંત્રોદ્યોગમાં પછાત ગણાય છે પણ ગૃહઉદ્યોગમાં એ પછાત નથી. કળામય લક્કડકામ, નેતરકામ અને અદ્ભુત રેશમનાં ઉત્પાદન માટે આસામ ગર્વ લઈ શકે તેમ છે.

ભારતની આ ઉત્તર-પૂર્વીય રેલવે પાંડુ ઘાટ સુધી જાય છે. ત્યાંથી બ્રહ્મપુત્રા ઓળંગી ગૌહાટિ જવાય છે. ત્યાંથી રેલવે કામપુર, હોજાઈ, લમડિંગ, જામગુરી, તિતાબર, તિનસુખિયા થઈ ભારતના ખૂણામાં સૈખોઆ ઘાટ સુધી જાય છે. લમડિંગથી એક શાખા સિલ્ચર, દામચારા અને બદરપુર તરફ ચાલી જાય



છે. ગૌહાટિથી બસમાં શિલોંગ જવાય છે જ્યારે મણિપુરરોડથી બસ વાટે કોહિમા, મણિપુર અને ઇમ્ફાલ તરફ જવાય છે.

મણિપુર અને ઇમ્ફાલ નામ સાંભળતાં જ ૧૯૪૨ના દિવસો યાદ આવે છે. ભારતે 'હિંદ છોડો'નો અભૂતપૂર્વ સંગ્રામ આરંભ્યો હતો. રાષ્ટ્રના સર્વ અગ્રણીઓ કારાવાસમાં હતા. ભાંગફોડ ચાલી. દમનથી પ્રજા થાકી, મીલો ફરી શરૂ થઈ ગઈ. વાઈસરોયની કારોબારીમાં લેવાયેલા થોડા હિંદીઓ ફાવે તેવાં નિવેદનો કરતા ફરતા હતા. દેશનો અવાજ રુંધાઈ ગયો હતો. શ્રી. માણેક કહે છે તેમ 'તે વસમે સમે જાણે ગેબે જ સર્જ્યો' એવો એક અવાજ સંભળાયો. સેગાંવ રેડિયો પરથી આઝાદ હિંદ ફોજના સુપ્રીમ કમાન્ડર સુભાષચંદ્ર બોઝ હાકલ કરે છે: 'ચલો દિલ્હી, જવાનો! હિંદકો આઝાદ કરવાયે.' મૂર્છિત રાષ્ટ્રમાં નવચેતનનો સંચાર થયો. ઇમ્ફાલના મેદાનમાં મુક્ત ધરતી ઉપર પ્રથમ ત્રિરંગી ધ્વજ લહેરાયો. 'સબ સુખચેન કી બરખા બરસે, ભારત ભવ્ય હૈ જાગા.' ધિલન, સહગલ, શાહનવાઝ, કેપ્ટન લક્ષ્મી એ નામોએ ભારતવાસીઓ પર જાદુ કર્યો. લાલ કિલ્લામાં મુકદ્દમો શરૂ થયો. ભારતના સમર્થ ધારાશાસ્ત્રી સ્વ. ભૂલાભાઈ દેસાઈએ પરદેશી સલ્તનત સામે પરાધીન પ્રજાનો ક્રાંતિ કરવાનો અધિકાર અદાલતમાં સાબીત કર્યો. ધૂમકેતુ જેવા દીપમંત જીવનથી સુભાષબાબુ પણ કેવી તવારીખ સરજી ગયા છે!

આઝાદ હિંદ ફોજમાં નામ નોંધાવતી વખતે કર્નલ ગુરુબક્ષસિંહ ધિલને કાવ્ય લખ્યું છે:

હું એક અદના સિપાહી અપને નેતા કે હજારોમેં
મીલી હો જિસકો કિસમતસે જગહ ઉન ખાકસારોમેં.
હૈ જીતે વતનકે ખાતિર, હૈં મરતે વતન અપને પર,
મુસીબત સે રહે લડકર મુસીબત કે પહાડોમેં:
કભી ભૂખે, કભી પ્યાસે, કભી બિમાર બે બિસ્તર
ફિકર ફિર ભી નહિ દિલપર, નઝર આયે બહારોમેં.
લડાઇ કે વખત જોશેવતન જોશેસમુંદર સે
બઢે જીનંકા સિપાહી, હું મેં ઇક ઉનકી કતારો મેં'

ઘેરી ઘનઘટા પાછળ સાંજ નમી. ધીરે ધીરે સૂર્ય અસ્ત પામ્યો. ઝાડીમાં તમરાંના અવાજ શરૂ થયા. વૃક્ષો ઉપર અંધારી ઘટા આગળ તેજની રેખાઓ દોરતા આગિયા ઊડવા લાગ્યા. થોડીવારે વાંસના ઝુંડો પાછળ ચંદ્ર ઊગ્યો.

રાતે દસ વાગે આમિનગાંવ આવ્યું. ગાડી ખાલી થઈ. ઉતારુઓ સામાન ઉપાડી ધક્કા તરફ દોડ્યા. સામે સ્ટીમર ઊભી હતી.

બ્રહ્મપુત્રાનું આ પ્રથમ દર્શન. વિશાલ જલરાશિ અરીસા જેવો શાંત અને સ્થિર ભાસે છે. આકાશમાંથી કાર્તિકની ચાંદની વરસે છે. સામે પાંડુઘાટ તથા ગૌહાટિની દીપમાળા ઝળહળે છે. પ્રકાશનાં પ્રતિબિંબ નદીમાં રેલાયાં છે તે જાણે તપ્ત સુવર્ણના પ્રલંબ સ્થંભો ખડા કર્યા હોય તેવા લાગે છે. સફેદ સઢવાળી નૌકાઓ પૂર્વ તરફ દૂર દૂર ચાલી જાય છે. અપાર શાંતિ! અમેય વિસ્તાર! ગૌહાટિની ટેકરીઓ દૂર પડછાયા જેવી દેખાય છે.

બ્રહ્મપુત્રાનો એ ગંભીર, શાંત, સમથળ પ્રવાહ જોઈને સ્તબ્ધ થઈ જવાય છે. સરિતાના આવડા વિશાળ પટની કલ્પના આવવી મુશ્કેલ છે.

ખરજના સૂરમાં ટૂંકી ચેતવણી ઉચ્ચારીને સ્ટીમર ચાલી. પાણીમાં રૂપેરી વમળો પડવા લાગ્યાં. ઘડીમાં લાગે જાણે ચાંદીનો રસ વલોવાય છે. ઘડીમાં થાય જાણે ઘન પારાનું સરોવર છલકાય છે. કેવો છે આ પ્રવાહનો રંગ? ઉજળા મલમલ જેવો? ફીણવાળાં દૂધ જેવો? સ્ટીમર સરતી જાય છે, શુભ્ર અનંત સરિત્પટ પર જાણે કે નાનું તેજબિંદુ. હેમંતના આકાશમાં વિશ્વનિયંતાના નવલરસ ધવલ નેત્ર સામે ચંદ્ર બિરાજે છે.

પાણી અને પ્રકાશ કાયમ મનને પ્રફુલ્લિત કરે છે, પ્રાણને તૃપ્તિ અર્પે છે. જલનો વિપુલ વિસ્તાર ક્યારે ક્યારે જોવા મળ્યો છે? ડેક પર ઊભો ઊભો હું યાદ કરવા લાગ્યો. નાનપણમાં જોયેલી શેત્રુંજી, નાવલી અને મોરબી પાસે મચ્છુના ઘુઘવાટ સાંભર્યા.





ઉદયપુર પાસે જય સમંદર અને કાંકરોલી પાસેનું રાયસાગર, ભાવનગરનું બોરતળાવ અને હળવદ પાસેનો બંધ; ચાંદોદ પાસે ચોમાસામાં છલકાતી નર્મદા અને મદોન્મત મહીસાગરનાં કોતરોમાં ઘુઘવતાં પાણી સંભાર્યાં. વડોદરાની તન્વાંગી વિશ્વામિત્રી, નાસિક પાસેની ક્ષીણસ્રોતા ગોદાવરી, વાઇ પાસેની ચંચલગતિ કૃષ્ણા એનો બ્રહ્મપુત્રા પાસે હિસાબ શો? સિંધ-હૈદ્રાબાદ પાસે કોટરીના પૂલ નીચેથી વહેતી સિંધુ કે કલકત્તાના હાવરાપૂલ નીચેથી વહેતી ગંગાનો પ્રવાહ અહીંની સરખામણીમાં સાંકડો લાગે. પટણાના ગાંધીઘાટ સામે ગંડકી અને ગંગાનું મિલન થાય છે, બિહારમાં કુરસલા પાસે કોશી ગંગાને મળે છે, પ્રયાગમાં ગંગા તથા યમુનાનો સંગમ થાય છે ત્યાં પણ આટલા વિસ્તારમા પાણી પથરાતા નથી. આ ધીરગંભીર મંથરગતિ જલરાશિની દુર્દાંત શક્તિની વાત જ જુદી છે. દુર્દમ અને દુર્વાર એવી બ્રહ્મપુત્રાને મહાનદ શા માટે કહી હશે તે અહીં સમજાય છે.

બ્રહ્મપુત્રા એ આસામનું જીવન છે, અને ત્રાસ પણ છે. ચોમાસામાં એનાં પાણી ચડવા લાગે છે અને લોકોના શ્વાસ થંભી જાય છે. 'હવે શું થશે?' એની ચિંતામાં લોકો નિદ્રા કરી શકતા નથી. હિમાલયનાં શિખરો પાછળ રાસકતાલ નામના ગાંધર્વકાસારમાંથી બ્રહ્મપુત્રા પ્રગટ થાય છે. કેટલાય દુર્ગમ પહાડો વીંધતી, ઘનઘોર અરણ્યો વટાવતી દીર્ઘ યાત્રાને અંતે બ્રહ્મપુત્રા આસામના ઈશાન ખૂણા સુધી પહોંચી જાય છે. પણ હિમાલયનો જલભંડાર તો ભારતને જ સુવાંગ અર્પવાનો હોય એમ સંકલ્પ કરીને એ ત્યાંથી પાછી વળે છે. દિબ્રુગઢ આગળ તેનો પટ સાત માઈલ પહોળો થાય છે. આસામમાં એ લોહિત, સિહાંગ, સાંગપો વગેરે નામે ઓળખાય છે. શિવસાગર, સિલઘાટ, તેજપુર, ગૌહાટિ, ધુબ્રી, સોનઘાટ વગેરે શહેરોને રમાડતી બ્રહ્મપુત્રા પૂર્વ-બંગાળામાં ઊતરી જાય છે. ત્યાં પાકિસ્તાનની સરહદ આવી, પણ બ્રહ્મપુત્રાને કોણ રોકે? પ્રદ્યોતનગર પાસે થઈ જગન્નાથબારી પાસે તે નિશાને મળે છે. ગોઆલંદો પાસે ગંગા સાથે બ્રહ્મપુત્રાનો સંગમ થાય છે, ત્યારે બંને નદી મળીને પદ્મા બને છે. અને છેવટે સાગરમાં પોતાનું સર્વસ્વ સમર્પણ કરતી વખતે આ મહાસરિત મેઘના નામ ધારણ કરે છે.

પદ્માને તટે કવિવર રવીન્દ્રનાથની જાગીર હતી એ વાત યાદ આવે તો સાથે સાથે મેઘનાને સામે તટે રાષ્ટ્રપિતાની પદયાત્રાથી પાવન થયેલ નૌઆખલીને કેમ ભૂલી શકાય?

પાંડુઘાટે સ્ટીમર ઊભી રહી.

યાત્રીઓએ ઊંચા સાદે ઘોષણા કરી, 'કામાખ્યાકી જય' અને પોત પોતાનો સામાન ઉપાડી સામેની ગાડી તરફ દોટ મૂકી.

'ભાઈ! જગ્યા નથી.'

'આમિ ખોડા ખોડા જાબો.' (હું ઊભો રહીશ)

'પણ ક્યાં ઊભા રહેશો?'

'આમિ ખોડા ખોડા જાબો; બાબુ! આમિ આર કિછુઈ બોલબે ના. આમિ હેખાય દાંડાબો.'

બાજુના પહાડ પર દીવો બળે છે. કામરૂપનાં અધિષ્ઠાત્રી દેવી કામાક્ષીનું એ મંદિર છે. ગાડીમાં જગ્યા માટે કોલાહલ મચાવતા ભક્તોને રોજ ગિરિશિખર પરથી કમાક્ષીદેવી નિહાળતાં રહે છે.



પ્રચાત

## ચિંતન

પ્રેમે જોતાં જગત સઘળું પ્રેમ આયુત દીસે,
દ્વેષે જોતાં નયન પણ થાયે ન ક્યાંયે કૃતાર્થ,
ત્યાગે જોતાં જગત તપથી યુક્ત પ્રેમાર્થ જાણે,
વિલાસો તો મનુજ સઘળાંને ધકેલે ગુફામાં!



સમરસેટ મોં'મ

# ગળાને હાર

અંગ્રેજી સાહિત્યમાં મોં'મનું સ્થાન અજોડ છે. મોં'મની વાર્તાઓ કે નવલકથાઓ એટલે જ વિશ્વવ્યાપી અને દરેકને ગમે તેવી બની શકી છે શ્રી ગુણવંત છો. શાહે ગુજરાતીમાં અનુવાદિત કરેલી આ પણ એમની એક પ્રખ્યાત વાર્તા છે. એ વાંચવાથી જણાશે કે કહેવાનું કેટલુંક અધૂરું રાખીને પણ ઘણું જાણવા મળે છે........

મેક્સ કલેડ તરફ મને અગાઉથી જ અણગમો ઉત્પન્ન થઈ ગયો હતો. યુદ્ધ હમણાં જ પૂરું થયું હોવાથી સમુદ્ર પારના પ્રવાસીઓ ખૂબ વધી ગયા હતા. માંડ માંડ જગ્યા મળી શકતી હતી અને જગા પણ ગમે તે સ્વીકારવી પડતી હતી.

બે જ જણની બર્થવાળી કેબિનમાં મને જગ્યા મળી એટલે હું સહેજ આનંદમાં હતો. પરંતુ જ્યારે મારા સહપ્રવાસીનું નામ મેં વાંચ્યું ત્યારે મારું હૃદય બેસી ગયું. હું સાન્ફ્રાંસીસકોથી યોકોહામા જઈ રહ્યો હતો. એ ચૌદ દિવસની સફર કોઈ અજાણ્યા સાથે એક જ કેબિનમાં કાઢવી એ મુશ્કેલ હતું છતાં પણ મારા જોડીદારનું નામ સ્મિથ કે બ્રાઉન હોત તો હું ચલાવી લેત પણ આ તો....

કેબિનમાં હું દાખલ થયો એ પહેલાં મી. કલેડ, મારા સહ-પ્રવાસી, આવીને ગયા હોય એમ લાગ્યું. મારો સામાન ઠીકઠાક કરીને હું 'કોમન-રૂમ'માં ગયો અને ગંજીપત્તાથી એકલો રમવા લાગ્યો. હજી મેં પૂરી રમત ગોઠવી નહોતી ત્યાં તો એક માણસ મારી પાસે આવ્યો અને મારું નામ ફલાણું-ફલાણું છે કે નહિ એમ પૂછીને ઉમેર્યું.

'મારું નામ મી. કલેડ.'

'ઓહ, તો તમે જ મારા સાથીદાર છો?'

'સદ્‌ભાગ્યથી એવું જ છે.' કેટલાંક વિશિષ્ટ લોકો જે રીતે જવાબ આપે છે. તે રીતે તેમણે પણ જવાબ આપ્યો. 'તમે અંગ્રેજ છો એ જાણીને હું ખુશ થયો છું. પરદેશમાં આપણાં દેશવાસીઓ જોડે રહેવામાં મજા આવે છે.'

'તો તમે પણ અંગ્રેજ છો?' કંઈ ન સૂઝતા મેં પૂછ્યું.

તેમનો વિશેષ જવાબ તૈયાર હતો: 'કંઈક એવું છે ખરું. હું અમેરિકન છું એવું તમને લાગે છે?'

અને પોતે અંગ્રેજ છે એ સાબિત કરવા મી. કલેડે પોતાનો પાસ-પોર્ટ મને સફાઈથી બતાવ્યો. પાસ-પોર્ટ જોઈને મારે કબુલ કરવું પડ્યું કે મી. કલેડ ઈંગ્લૅંડની ભૂમિનું રત્ન છે.

મારી પાસેની ખુરશી ઉપર તે બેઠા. પીણું મંગાવીને અમે બંને જણે પીધું. મારી ઈચ્છા નહોતી તો પણ મારે પીવું પડ્યું. મી. કલેડ ખૂબ વાતોડીયા હતા પરંતુ મને તે જરાય ગમતા નહોતા. તે ન્યૂ યૉર્કની અને માન્ચેસ્ટરની વાતો કરી શકતા હતા. રાજનીતિ, રંગભૂમિ, રૂપેરી ચાદર, ગમે તે વિષય પર તે બોલી શકતા હતા. અમારી પ્રથમ મુલાકાતમાં જ ઘણી વાતચીત થઈ ગઈ છે એમ માનીને મેં આખરે મારી પત્તાંની રમત શરૂ કરી.

'તીડી, ચોક્કા પાસે મૂકો.' તરત જ મી. કલેડે પોતાનું જ્ઞાન બતાવ્યું.

એકાંગી રમતમાં સૂચનો કરીને કોઈ ડખલ કરે એ મને નાપસંદ છે. પણ શું થાય?

'નહિ, નહિ, નહિ, દસો ગુલામ પાસે મૂકો.' ફરીથી તેમણે મારી યોજના અટકાવતાં કહ્યું.

હું ખિજાઈ ગયો. મેં તરત જ રમત અટોપી લીધી. પરંતુ તેમણે મારા હાથમાંનાં પાનાં લઈ લીધાં.

'તમને પત્તાનાં જાદુનો શોખ છે?'

હું છૂટી શકું એમ નથી એમ લાગતા મેં, શોખ નહોતો એવું કાંઈ નહોતું છતાં, કહ્યું: 'ના એને હું બહુ વખોડું છું.'

'કાંઈ વાંધો નહિ, આ જુઓ, તમને જરૂર ગમશે.' તેઓ નિરાશ થાય એમ નહોતું.

તેમણે ત્રણ ચાલાકી કરી બતાવી પછી મેં કહ્યું:...

'હું નીચે ' ડાઈનીંગ-રૂમ'માં જઈને મારી જગા નક્કી કરી આવું.'

'તમે એની ચિંતા ન કરો, મેં એ કરી રાખ્યું છે. મેં ધાર્યું કે આપણે એક જ કેબિનમાં છીએ તો જમીએ પણ સાથે જ.'

આ વખતે મી. કલેડ મને દીઠે પણ ન ગમ્યા.

આમ ફક્ત તે મારા સહ-પ્રવાસી જ નહોતા કે ફક્ત તેમની જોડે મારે દિવસના ત્રણે ખાણાં જ ખાવાનાં નહોતાં પણ ડેક ઉપર ફરીને પ્રકૃતિનો આનંદ માણવામાંય મને તેમનો સાથ મળતો હતો. તેમનાથી છટકવું તે અશક્ય હતું.

તેમની મિત્રતાની બીજાને જરૂર છે કે નહિ એ વાતને તે ગણકારતા જ નહિ. એમને ખાત્રી હતી કે બીજાને મળવાથી પોતાને જેટલો આનંદ થાય છે એટલો સામાને પણ થતો હશે. જો કે સૌની જોડે તે સારી રીતે ભળી જતા હતા અને એટલે જ ફકત ત્રણ દિવસમાં સ્ટીમર ઉપરનો દરેકે દરેક માણસ તેમને પૂરી રીતે ઓળખતો થઈ ગયો હતો. તે દરેકને મળતા હતા. તે સર્વવ્યાપી હતા. તે સર્વજ્ઞ હતા. તેમ છતાં એટલું તો ચોક્કસ કે સર્વના હૃદયમાં એમને માટે તિરસ્કાર હતો.

અમે તો એમને મોઢામોઢ 'શ્રીયુત્ સર્વજ્ઞ' કહીને બોલાવતા તો પણ તેમાં એમને પોતાની પ્રશંસા દેખાતી. એમ તો તે પ્રેમાળ હતા, આનંદી પણ હતા વાતોડિયા અને ચર્ચાળુ પણ હતા. ગમે તેવો નમાલો વિષય હોય તો પણ તે પોતાની ચર્ચા છોડતા નહિ.

અમારા ખાણાના ટેબલ ઉપર આટલાં જણ રહેતાં: એક તો હું, મી. કલેડ તો હોય જ, ત્રીજા એક ડૉક્ટર હતા, ચોથા હતા રેમસે અને તેમનાં પત્ની. મી. કલેડની માફક રેમસેને પણ પોતાની વાત જ સાચી છે એવું ઠસાવવાની ટેવ હતી. આના કારણે બન્ને વચ્ચે ક્યારેક ભારે જામતી હતી.

રેમસે અમેરિકાના એલચીખાતામાં હતા અને હમણાં તેમની નોકરી કોબેમાં હતી. તે પોતાની નોકરી ઉપર પાછા જઈ રહ્યા હતા. બે-ત્રણ દિવસ માટે તે ન્યૂ યૉર્ક જઈ આવ્યા હતા અને ત્યાંથી છેલ્લા એક વર્ષથી વિખૂટી મૂકેલી પોતાની પત્નીને સાથે લઈને પાછા ફરતા હતા. તેમની પત્ની સુંદર હતી અને આનંદી હતી.

એક દિવસ સાંજના જમતા જમતા વાતચીતનો પ્રવાહ હીરા-મોતીના વિષય ઉપર જઈ ચડ્યો. કાલના વર્તમાનપત્રમાં જાપાને તૈયાર કરેલ કલ્ચર્ડ-મોતી વિશે કશીક હકીકત હતી. ડૉક્ટર કહેતા હતા કે આ મોતી સાચા મોતીનું મૂલ્ય ઓછું કરી નાખશે અને સામાન્ય માણસો તો એ જ ખરીદશે. આદતના જોરે મી. કલેડે વાતને તરત જ ઉપાડી લીધી.

હીરા-મોતી વિષેનું સઘળું જ્ઞાન તેમણે અમારી પાસે ઠાલવી દીધું. રેમસે આ વિષયમાં કંઈ જાણતા હોય એવું મને નથી લાગતું છતાં તેમણે ચર્ચામાં ઝુકાવ્યું. પરિણામે પાંચ મિનિટમાં વાતાવરણ ગરમ થઈ ગયું. એવામાં રેમસેએ કંઈક એવું કહ્યું કે જેથી મી. કલેડ ટેબલ ઉપર હાથ પછાડતા ગર્જી ઊઠયા,

'જે વિષે હું બોલું છું એ વિષે પૂરું જાણતો હોઉં તો જ હું બોલું છું. આ કલ્ચર્ડ-મોતીનો સંપૂર્ણ અભ્યાસ કરવા ખાતર અત્યારે હું જાપાન જઈ રહ્યો છું. તમે જાણતા નહિ હો કે મારે આનો જ વેપાર છે. હીરા વિષે જે હું કહીશ એ બીજું કોઈ તમને નહિ કહી શકે. દુનિયા ભરનાં સર્વોત્તમ હીરા-મોતી મેં જોયા છે.'

અમે તો સાંભળી જ રહ્યા! મી. કલેડ આટલા બધા વાતોડિયા હતા પણ પોતાના વિષે એમણે અત્યાર સુધી કશી જ વાત પ્રકાશમાં આણી નહોતી. જાપાન તેઓ કંઈક કામસર જાય છે એટલું જ અમે જાણતા હતા.

'કલ્ચર્ડ-મોતી કયું અને સાચું મોતી કયું એ તો હું એક જ નજરે પારખી જાઉં.' મી. કલેડનું કહેવાનું ચાલુ હતું.



'તમે તો એક તમારા જ ખણુગો ફુંક્યા કરો છો.' રેમસેએ બરોબર ઘા કર્યો.

પરંતુ મી. કલેડ ઓછા ઊતરે એવા નહોતા, તરત જ રેમસેની પત્નીએ પહેરેલ હાર તરફ આંગળી ચીંધતા બોલ્યા :

'હું કહું છું કે આ સાચા મોતીનો હાર છે. છે કે નહિ ?'

આ વાક્ય સાંભળતા જ રેમસેની પત્નીએ હાર ઝડપથી સંતાડી દીધો.

'હું જાતે જઈને એ ખરીદી આવ્યો નથી છતાં એની શું કિંમત થઈ વગેરે આજે જ મેં એને પૂછી જોયું છે. પણ તમે શું માનો છો ? કેટલાનો હશે એ ?' રેમસેએ પોતાની પત્નીના ગળા તરફ જોતા કહ્યું.

'વેપારી રીતે જોતા એની કિંમત પંદર હજાર ડૉલર ગણાય. બાકી વીસ–ચાલીસ હજાર લેવાય છે.'

રેમસે સહેજ હસ્યા : 'તમને આશ્ચર્ય થશે. એની કિંમત એણે માત્ર અઢાર ડૉલર જ આપી છે. અમે ન્યૂ યૉર્ક છોડવાના હતા તે જ દિવસે તે એકલી બજારમાં ગઈ હતી અને આ લઈ આવી હતી.'

'હોઈ જ શકે નહિ. તદ્દન જૂઠું. મેં કીધું એ કરતાં એક ડૉલર પણ ઓછો ન હોય.'

'તમને એટલી બધી ખાત્રી હોય તો મારો શરત. આ હાર સાચો હોય તો સો ડૉલર મારે તમને આપવા નહીંતર તમારે આપવા !' રેમસે આજે ખરા રંગમાં આવી ગયા હોય એમ લાગતું હતું.

પણ ત્યાં તો એમનાં પત્ની બોલી ઊઠયાં : 'નહિ, નહિ, તમે શરત નહિ મારતા. એવું શું કામ કરવું પડે ?'

એના અવાજમાં મને સહેજ ધ્રૂજારી જણાઈ.

'અરે શું કામ ! આમ બેઠા બેઠા રળાતું હોય તો શું ખોટું છે ?'

મી. કલેડ બોલ્યા, 'ભલે, કબૂલ. હવે તમારો હાર બતાવો. જોઈને કહી દઉં.'

રેમસેનાં પત્નીએ થોડીક આનાકાની પછી હાર કાઢી આપ્યો.

મી. કલેડે પોતાના ખીસામાંથી એક કાચ કાઢ્યો અને હાર તપાસવા લાગ્યા. એમના મોં ઉપર વિજયનું સ્મિત ચમકી ઊઠ્યું. તે હાર પાછો આપવા જતા કંઈક કહેવા જતા હતા પણ એવામાં એમની નજર રેમસેની પત્ની ઉપર પડી. તેનો ચહેરો સાવ ફિક્કો પડી ગયો હતો. હમણાં જ બેભાન થઈ પડશે એવું લાગતું હતું. મી કલેડ તરફ ગભરાયેલી આંખે જોઈ રહી હતી. આ બધું એક ક્ષણમાં બની ગયું. એના પતિ રેમસેએ આ કેમ ન જોયું એનું મને આશ્ચર્ય થાય છે. તરત જ મી કલેડના મોં ઉપરનો ભાવ સાવ બદલાઈ ગયો.

'મારી ભૂલ થઈ ગઈ' તેમણે કહ્યું, 'ખરેખર, નકલ સારી કરી છે. એની કિંમત અઢાર ડૉલર જ હશે.' અને તરત જ તેમણે પાકીટ કાઢીને સો ડૉલર આપ્યા. એ લેતા રેમસેએ કહ્યું : 'પૂરી ખાત્રી કર્યાં વિના હવે ફરીથી બોલવું નહિ એનું ધ્યાન રાખજો.'

મેં જોયું કે મી. કલેડના હાથ ધ્રૂજતા હતા.

આ વાત સ્ટીમર ઉપર બધે ફેલાઈ ગઈ. મી. કલેડની સારી એવી ફજેતી થઈ.

બીજે દિવસે સવારે હું દાઢી ઉપરની હજામત કરતો હતો. મી. કલેડ સૂતા સૂતા સીગરેટના ધૂમાડા કાઢતા હતા. એકાએક કંઈક સરકવાનો અવાજ સંભળાયો અને દરવાજા પાસે એક પરબીડિયું પડેલું મેં જોયું. તરત જ મેં એ ઉપાડી લીધું અને દરવાજો ઉઘાડીને બહાર જોયું ત્યાં કોઈ જણાયું નહિ. મેં તેના ઉપરનું નામ વાંચ્યું. મેક્સ કલેડનું નામ લખેલું હતું. મેં એમને આપી દીધું.

મી. કલેડે પરબીડિયું ફોડ્યું. અંદરથી એક કાગળ નીકળ્યો પણ એ પત્ર નહોતો, તે સો ડૉલરની નોટ હતી, એમણે મારી સામે જોયું.





પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# મોર

પ્રાણીઓ અને પક્ષીઓના વિશારદ તરીકે ગુજરાતમાં ખૂબ જ જાણીતા અને અભ્યાસુ લેખક અહીં આપણા એક ખૂબ જ સુંદર પક્ષીનો અનોખો પરિચય આપી જાય છે મોરને જોયો હશે, દરેકને ગમ્યો હશે પણ એ વિષે આવો અભ્યાસુ પરિચય તો.........

આપણી સીમના શણગારરૂપ આ પક્ષીથી અજાણ્યું તો કોઈ નહિ હોય. વળી મોરમાં પ્રકૃતિએ રંગ પણ બહુ મોહક ભર્યો છે એટલે તેના તરફ સહેજે ધ્યાન ગયા વગર રહેતું નથી. જ્યારે વર્ષાના આગમન થાય એટલે તો મોરલાની જુવાની અને જેવો ઘન ગગનમાં ઘેરાઈને ગડગડાટ કરવા લાગે કે મોરલા પોતાની પાતળી ડોક લાંબી કરીને ગહેંકવા લાગે. મોરના કાન બહુ તીક્ષ્ણ હોય છે એટલે લાંબે ગાજતો વરસાદ તેના ખ્યાલ બહાર ભાગ્યે જ જાય છે.

ઉનાળાની શરૂઆત સાથે જ તેને પુંછડીમાં લાંબાં પીંછાં નીકળવાં શરૂ થાય છે એ પહેલાં ખેડુઓ તેને બાંડાને નામે લલકારી પડકારીને પોતાની વાડીની મોલાતમાંથી હાંકી કાઢે છે. આ લાંબાં પીંછાં જેઠ માસમાં પૂરાં લાંબાં થઈને મોરના રૂપને અનેકગણું વધારી દે છે. આ લાંબાં પીંછાં કાંઈ તેની પુંછડી નથી, એ તો વિવાહિત જીવનનો શણગાર છે. આ શણગાર સાથે તે કળા પૂરવાનું શરૂ કરી દે છે. શરૂઆમાં તો તે પોતાના શોખથી કળા પૂરે છે પણ વર્ષાના દિવસોમાં જ્યારે તે કળા કરી નાચતો હોય છે ત્યારે તેની આસપાસ બે પાંચ ઢેલો ફરતી હોય છે. આ ઢેલોનું પોતા તરફ ધ્યાન ખેંચવા તે વારે વારે કળામાંથી ખરખાટ પેદા કરે છે જ્યારે પોતે થનગન નાચે છે. મોર માટે આપણામાં એક પ્રકારની એવી માન્યતા છે કે તે બ્રહ્મચારી છે અને જ્યારે તે કળા પૂરી નાચતો હોય છે ત્યારે તેની આંખમાંથી પડતાં આંસું ઝીલી લઈ ઢેલ ગર્ભવતી બને છે. આ માન્યતામાં જરા ય સત્ય સમાયેલું નથી. ગુજરાત સૌરાષ્ટ્રમાં મોરને પવિત્ર પંખી ગણવામાં આવ્યો છે એટલે તેઓ અહીં અર્ધ પાળેલી સ્થિતિ અનુભવે છે પણ જ્યાં તેનો શિકાર થાય છે ત્યાં તો તેઓ શિકારીની ગંધ આવતાં ઝાડીમાં દબાતા-લપાતા સડેડાટ ભાગી જાય અને જેમ બને તેમ સંતાવવાની કોશિશ કરે છે.

મોર પોતાની કળા કરવા માટે અમુક ચોક્કસ જગ્યા પસંદ કરી દરરોજ એ જ ઠેકાણે તે કળા પૂરે છે. ઢેલો જ્યારે બરાબર ઋતુ ઉપર હોય ત્યારે તેઓ આવા મોરની આસપાસ ફરતી હોય એવે વખતે મોર એક લાંબી ચીસ નાખે છે. આ ચીસ સાથે માદા મોરને આવકાર આપે છે. અને પોતે ગર્ભવતી થાય છે.

ગામડામાં વસતા મોરો બનતાં સુધી રાતના બશીરા માટે ઊંચાં વૃક્ષ પસંદ કરે છે. અને ગમે તેવો જોર-દાર પવન હોવ છતાં પણ આ અડ્ડો છોડતા નથી.

---

હું હસ્યો.

તે બોલ્યા, 'પોતે પોતાની જાતે ફજેતી વહોરી મૂર્ખમાં ખપવા કોઈ તૈયાર ન થાય.'

'તે શું હાર ખરેખર સાચા મોતીનો ન હતો!' મેં પૂછ્યું.

જવાબ જુદો જ મળ્યો : 'સુંદર, નાજુક એવી મારી પત્ની હોય તો એને હું એક વર્ષ સુધી વિખૂટી રહેવા ન જ દઉં. એમાંય એ ન્યૂ યોર્કમાં હોય અને હું કોબેમાં હોઉં એવું તો ન જ બનવા પામે.'

એમનો કહેવાનો આશય હું સમજી ગયો. એ-જ ક્ષણથી મેક્સ ક્લેઇ પ્રત્યેનો મારો દૃષ્ટિકોણ બદલાઈ ગયો. એમણે પોતાનું પાકીટ બહાર કાઢ્યું અને જાળવીને એમાં નોટ મૂકી દીધી.





મોરને સવાર સાંજ પાણી પીવા જવાનું રહે છે. તે માટે જેઓ જંગલમાં વાસ કરે છે તેઓ વહેતાં ઝરણાં ઉપર અને ગામડાનાં રહેવાશીઓ કૂવાકાંઠાના અવેડા અને પાણી ઢોળાઈને બનેલા ખાડા ઉપર જઈ પાણી પી લે છે. મોરનો ખોરાક ખાસ કરીને દાણા અને જીવાતનો હોય છે તેમાં ઘણી વખત ગરોળી અને સાપોલીયાનો પણ સમાવેશ થઈ જાય છે. એ ઉપરાંત તેઓ લીલોતરી ઘણી ખાય છે. મોરને અને સર્પને બીલકુલ બનતું નથી. તેમની બન્નેની લડાઈ જોવાની બહુ ગમ્મત આવે છે. તેનાં પીંછાં ઘરમાં રાખ્યાં હોય તો સર્પ આવતા નથી એમ કહેવામાં આવે છે.

મોરને પોતાના કુટુમ્બની જરાય દરકાર નથી. એ તો બહુપત્નીમાં માનવાવાળો છે. એટલે બચ્ચાં મોટાં કરવાની જવાબદારી ઢેલની છે. આપણને સાધારણ રીતે એક વિચાર એ આવે છે કે પ્રકૃતિએ મોરને આટલી સુંદરતા આપી અને ઢેલને કેમ સાવ સાધારણ રંગ ભર્યો? આ વિચારને આગળ દોડાવીએ એ તો જણાશે કે ઢેલને જો મોર જેટલો ભભકાદાર રંગ હોય તો જ્યારે ઈંડાં સેવતી હોત કે બચ્ચાં સાથે લઈ ફરતી હોત એ વખતે તે તેના દુશ્મનની આંખે બહુ સહેલાઈથી ચઢી જાત. જ્યારે આવા સાદા રંગથી તે પોતાનું અને આવતી પેઢીનું રક્ષણ અને જતન કરે છે. જ્યારે તે ઈંડાં સેવતી બેઠી હોય છે ત્યારે તે પોતાની આસપાસની જમીન અને જાળા ઘાસમાં એવી દબાઈને બેઠી હોય છે કે તે સહેજે ધ્યાન બહાર ચાલી જાય છે. અને સાવ માથે ચઢી જઈએ ત્યારે જ તે કો–કો કરતી જોરથી ઊડીને ભાગે અને આપણને મનમાં ગભરાવી દે છે.

ઢેલની ખાસીયત જમીન સાફ કરીને ઈંડાં મૂકવાની છે પણ હમણાં હમણાં એવા ઘણા દાખલા જડી આવે છે કે તેમાં તેણે જૂના સમડીના માળા, મકાનનાં છાપરાં, બગીચાના લતા મંડપો અને ન ધારેલી જગ્યાએ ઈંડાં મૂકી સેવવા બેસી જાય છે.

જ્યારે આ પ્રમાણેના માળા જોઈએ ત્યારે એક વિચાર આવ્યા વિના રહેતો નથી કે બચ્ચાં નીચે કેવી રીતે આવી શકશે? આવાં ઘણાં બચ્ચાં કાગડાઓ અને સમળીના ભોગ બની જાય છે. કારણ કે નીચે ઊતરી શકે નહિ અને ઢેલ તેને નીચે ઉતારવા જમીન ઉપરથી અવાજ દીધા કરે. ઢેલને પોતાનાં બચ્ચાં ઉપર ઘણું હેત હોય છે. જો બચ્ચાં નાશ પામે તો આખો વખત તેઓ માટે શોધ કર્યા કરે અને કરુણ અવાજે બોલાવ્યા કરે છે.

ઢેલ ત્રણથી પાંચ ઝાંખા પીળા રંગના ઈંડાં મૂકે છે. આકારે તે લંબગોળ હોય છે. અને અઠ્ઠાવીશથી ત્રીશ દિવસે બચ્ચાં બહાર આવે છે. મોરનાં ઈંડાં લાવી મુરઘી પાસે સેવડાવીને બચ્ચાં કઢાવી શકાય છે છતાં આવી રીતે કઢાવેલાં બચ્ચાં પણ આપણી સાથે શરૂઆતમાં હળી જાય છે પણ પછી ધીરે ધીરે તે મનગમતી જગ્યા શોધી રાતવાસો ત્યાં કરવા લાગે છે. આમ થોડો વખત પાછાં આવે છે અને એક દિવસ તો પોતાના કુટુમ્બમાં ભળી જાય છે.

જંગલી મોર ઘણી વખત હળી ગયાના દાખલા જોવા મળે છે. વળી કેટલાક લોકો તેને અમુક ખોરાક ઉપર ચઢાવી હેળવી રાખે છે.

મોરના રંગનું વર્ણન કરવું એ તો તેની મશ્કરી કરવા જેવું લાગે છે. છતાં આપણામાં એક કહેવત છે કે મોરનાં ઈંડાંને ચીતરવાં પડતાં નથી. પણ મોરનાં બચ્ચાં જ્યારે ઈંડાંમાંથી નીકળે છે ત્યારે તેનો રંગ ઝાંખો પીળો અને ગરદન ઉપર ઘેરો કથ્થાઈ પટ્ટો એક આંખથી બીજી આંખ સુધી પથરાઈ જાય છે. પીઠ રતાશ પડતી કથ્થાઈ અને પાંખમાં કથ્થાઈ ડાઘાવાળો ઝાંખો કથ્થાઈ રંગ હોય છે.

નર બચ્ચાં બરાબર ત્રણ વરસે પુખ્ત ઉમ્મરના મોર જેવો રંગ કાઢે છે. તે પહેલાં તેનો રંગ માદાને મળતો હોય છે પણ દર વરસે તેમાં ફેર થવા લાગે છે. આવા નાના નરો પણ કળા કરતાં જોવામાં આવે છે.



સંગ્રહસ્થાનોમાં જે સફેદ મોર જોવામાં આવે છે તે પણ આ જાતના હોય છે અને મનાય છે કે ચાઈનીઝ લોકોએ આવા ધોળા મોર પેદા કર્યા છે.

જો કે આ ધોળા મોરનો રંગ આપણા મોર આગળ ઝાંખો લાગે એ સ્વાભાવિક છે. પણ આપણા સ્વભાવ પ્રમાણે જે વસ્તુ થોડી જોવામાં આવતી હોય તેના તરફ આકર્ષણ રહે છે. એથી ધોળા મોર જોવામાં ઘણા સુંદર હોય છે.

ધોળા મોરના પુચ્છામાં પણ આંખો અને ટીલડીઓ હોય છે. વળી કદમાં પણ પૂરા લંબાઈવાળાં થાય છે. તેની ઢેલ પણ તદ્દન સફેદ રંગની હોય છે. અને બચ્ચાં પીળા રંગનાં હોય છે.

આ ઉપરાંત ઘણી વખત સંગ્રહસ્થાનોમાં એક લીલા રંગનો અને માથે ઊભી ચોટી પાતળી ચોટીવાળો જોવામાં આવે છે તે મોર બર્મામાં થાય છે. તેનું કદ પણ આપણા મોર કરતાં જરા મોટું હોય તો ના ન કહેવાય. આ મોરને અંગ્રેજીમાં The Burmese peafowl કહેવામાં આવે છે.

★

## સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**હરિરથ ચાલે :** હરિદાસ. પાનાં ૧૧૨. બે રૂપિયા. **પ્રાતઃસ્મરણીય મહાત્મા ગાંધીજી : (પૂર્વાર્ધ-ઉત્તરાર્ધ)** અંબાલાલ જોષી પાનાં ૫૯૯+૬૭૪. વીસ રૂપિયા—બન્નેનાં વિક્રેતા ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **સમાધાન ! :** લે૦ પ્ર૦. ઉમેશ કવિ. પાનાં ૫૪. ૧૩૧૩, કૃષ્ણનગર, ભાવનગર. **ગુજરાતી ગેય કવિતા :** રમણલાલ છો૦ મહેતા. પાનાં ૮૪. બે રૂપિયા. ગજાનન વિ. જોષી, અમદાવાદ. **રસદર્શન :** ચંદુલાલ જ૦ ભટ્ટ. પાનાં ૧૬૬. બે રૂપિયા. રવીન્દ્રકુમાર ભટ્ટ. અધેરી. **મહાત્મા મૂળદાસ આખ્યાન :** કેશવલાલ ર૦ સાયલાકર. પાનાં ૧૫૮, દોઢ રૂપિયો. ગુજરાત પુસ્તક ભંડાર, અમદાવાદ. **ફાગુ સંગ્રહ :** સં. ભોગીલાલ સાંડેસરા : સોમાભાઈ પારેખ. પાનાં ૩૬૨. આઠ રૂપિયા. **દલપતરામ એક અધ્યયન :** હસિત હ૦ બૂચ. પાનાં ૩૧૫. સવા ૭ રૂપિયા **શકુન્તલા :** રવિશંકર નરોત્તમદાસ પાઠક. પાનાં ૬૨. દોઢ રૂપિયો. **શાકભાજીની વાડી :** માર્તંડ શિવભદ્ર પંડ્યા પાનાં ૧૬૭. બે રૂપિયા દશ આના—ચારેયના પ્રકાશક : મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. **ત્રિશંકુ :** રમણલાલ વ૦ દેસાઈ. પાનાં ૩૦૧. ચાર રૂપિયા. **તરણા ઓથે ડુંગર :** ઈશ્વર પેટલીકર. પાનાં ૩૦૦. ચાર રૂપિયા. **સુરિયાળી :** વિ. સ ખાંડેકર. અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ. પાનાં ૨૪૪. સાડાત્રણ રૂપિયા. **અશ્રુપૂજા :** કુલરંજન મુખોપાધ્યાય. અનુ૦ ટોપણ દયાળજી થેલાણી. પાનાં ૨૯૯. ચાર રૂપિયા. **સાહિત્ય સિન્ધુ :** ભા. ૧-૨-૩, સંપાદક : 'સાલિક' પોપટિયા. પાનાં ૧૧૮, ૧૫૨, ૧૭૬. રૂ. દોઢ, પોણા બે, બે. પાકિસ્તાન ગુજરાતી પબ્લિશીંગ હાઉસ, કરાંચી. **સર્વોદય સમાજની ઝાંખી :** નરહરિ દ્વારકાદાસ પરીખ પાનાં ૧૩૭. સવા રૂપિયો. ગુજરાત વિદ્યાસભા અમદાવાદ. **સચરાચરમાં :** બકુલ ત્રિપાઠી. પાનાં ૨૨૪. સાડાત્રણ રૂપિયા, રવાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ **સ્થાનાંગ-સમવાયાંગ :** સં. દલસુખ માલવણિયા. પાનાં ૯૮૫. દશ રૂપિયા. ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.

★

'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે આપના રૅપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.



પંડિત સુખલાલજી

# અખંડ ઝુંબેશની કથા

શ્રી ઈન્દુલાલ યાજ્ઞિકે પોતાની ચાર ભાગમાં લખવા ધારેલી આત્મકથાનો પહેલો ભાગ હમણાં જ પ્રગટ થયો છે તેને બિરદાવતો પંડિતજીનો આ પત્ર એ પુસ્તકની મૂલ્યવત્તા કેટલી બધી વધારી મૂકે છે……

સ્નેહીશ્રી ઇન્દુભાઈ,

પ્રણામ, પુસ્તક તા. ૨૭મી સાંજે મળ્યું, ૨૯મી સાંજે પૂરું કર્યું. મારું શ્રવણુ પરતંત્ર એટલે ભાગ્યે જ ઇચ્છા છતાં એક સાથે કામ પતે. છતાં 'આત્મકથા' એ એવો ખેંચ્યો કે જેને તેને પકડીને, બીજું કામ છોડીને તે પૂરું સાંભળ્યું ત્યારે જ જંપ વળ્યો. પૂરું કર્યું ને એક વકીલ મિત્ર આવી ચડયા તે એમને આપ્યું. ઠેકાણું નહિ લીધેલ એટલે ગઈકાલે બપોરે લખવા બેઠા ત્યાં ઠેકાણા વિના રોકાઈ ગયો. ત્યાં તો ગઈકાલે સાંજે જ પત્ર મળ્યો. એટલે ઠેકાણું મળ્યું. પત્ર ન હોત તો ય આજે વિદ્યાસભામાંથી મેળવી લખવાનો જ હતો.

હું વડીલ છું એમ નથી માનતો. ઉંમર માત્ર વડીલપણા માટે પૂરતી નથી. જ્ઞાની થવું તો અઘરું છે. પોથાં એ એની નિશાની નથી. પણ મારી સામાન્ય બુદ્ધિ જે કહે છે અને જે છાપ પડી છે તેને અત્યુક્તિ વિના ટૂંકમાં લખતાં જરાય સંકોચ નથી થતો. ભાષા અને શૈલીના તો તમે ખાં છો જ. જે દૃષ્ટિએ આત્મકથા શરૂ કરી તે સાંગોપાંગ સચવાઈ લાગે છે. પોતાની જાતને તટસ્થ દૃષ્ટિએ નિહાળી તેને ઘડતાં, વિકસિત કરતાં અને નવનવ ક્ષેત્રે વિહાર કરતાં પ્રાકૃતિક, સામાજિક, ધાર્મિક અને રાજકીય બળોનું હૂબહૂ ચિત્ર આલેખાયું છે. કથાના આખા પટમાં સત્યનો સૂર મુખ્ય લાગે છે. નડિયાદનો ઇતિહાસ, એની પ્રાકૃતિક ભૂગોળ, સામાજિક રચના, ધર્મભાવના, આર્થિક જીવન ઈત્યાદિ વાંચતા મને મારા અતિક્ષુદ્ર ગામડાનાં અતિ મર્યાદિત સ્મરણો તાદૃશ થયાં. ઘણી વાર નાગર વર્ણ વિષે હું ઓછા અનુભવે બહાર બેઠાં બેઠાં અનેક કલ્પનાઓ કરતો. જ્યારે એ વિષેનું તમારું ચિત્ર જોયું ત્યારે મારી ધારણા સાધાર બની. વિદ્યા, લક્ષ્મી, મુત્સદ્દી અને સાંપ્રદાયિક ધર્મ એ બધું નાગરોમાં જન્મસિદ્ધ. પણ આ બધાંથી પર થઈ આદર્શ સિદ્ધ કરવાની ઝંખના મેં હજી લગી અનુભવી નથી. અલબત્ત મારો અનુભવ અતિમર્યાદિત. એ તાલાવેલી તમારામાં, પ્રથમ મળેલ ત્યારે જ જોયેલી, જે આ 'કથા' સાંભળતાં સાધાર બની. એમ લાગે છે કે તમારામાં કનૈયાલાલ યાજ્ઞિકનું ખમીર અતિવિકસિત રૂપમાં ઊતર્યું છે. જે જે નાગર સાક્ષરો વિષે તમે લખ્યું છે તે બધા વિષે હું સ્પષ્ટ ન જાણતો. પણ આ વાંચી મારી ઘણી કલ્પનાઓને ટેકો મળ્યો. સાચું કહું તો આ કથા સાંભળતાં અનેકવાર મારું હૃદય ભરાઈ આવ્યું. એટલો બધો ગળગળો થઈ જતો કે તે વખતે વાંચનારને કાંઈ પૂછવું હોય તો ઘણો વખત મૌનમાં ગાળવો પડતો. હું આને લખાણની સચોટતાની એક કસોટી સમજુ છું. 'કથા'માં એટલાં બધાં નાનાં-મોટાં સાધારણ-અસાધારણ સ્ત્રી-પુરુષોનાં પાત્રો આવે છે કે તે ચિત્તને નવનવા ભાવમાં જ અને પ્રસંગમાં વિહરવાને પૂરો અવકાશ આપે છે અને સાથે સાથે તમારા જીવનમાં એનું એક અથવા બીજી રીતે શું સ્થાન છે તે પણ સ્પષ્ટ કરે છે. અમદાવાદ, મુંબઈ, પૂના, નાગપુર, આગ્રા, લખનૌ, બસરા-બગદાદ આદિ સ્થાનોના અનેકવિધ પ્રસંગો અને પરિચયો એ બધું એક રસમય નાટ્યકૃતિરૂપે ગુંથાયેલું છે. એક ક્ષેત્રમાંથી બીજામાં અને બીજામાંથી ત્રીજામાં કૂદવાની, ગુલાંટ ખાવાની અને વિચરવાની તમારી પ્રકૃતિનું તાદૃશ દર્શન થાય છે અને આ વિચારણા મને ઉત્તરોત્તર ઉર્ધ્વગામી લાગી છે. ધર્મ અને શાસ્ત્ર-શ્રદ્ધા, પછી એનું તર્ક અને વિજ્ઞાન આદિએ લીધેલું સ્થાન, છેવટે સેવામાં પરિણમતો જીવનપ્રવાહ. શ્રીનિવાસ શાસ્ત્રી જેવાને છોડવાનો સંકલ્પ, ગાંધીજીમાં શુક્રતારાનું દર્શન—આવા અનેક પ્રસંગો છે કે જે સાંભળતા તૃષ્ણા શમતી જ નથી.





અન્યમતં, બીજી પણ કેટલીક આત્મકથાઓ સાંભળી છે એમાં કોઈ ને કોઈ જાદુ અનુભવ્યો છે. પણ આ છેલ્લી કથા સાંભળી મને એક વિચાર એ સ્ફુરત આવ્યો છે કે તેના કેટલાય ભાગો સાહિત્યિક ઊંચું મૂલ્ય ધરાવે છે અને એકંદર તે મુદ્દાલને ઉત્પ્રાણિત કરે છે. તેથી કાંઇ નહીં તો છેવટે શાળાના ઉચ્ચ વર્ગમાં અને કૉલેજના અમુક વર્ગોમાં એ રાખવા જેવું પુસ્તક છે અને એમ નહીં તો છેવટે શાળાના વિદ્યાર્થીઓએ અવશ્ય વાંચનીય પુસ્તક તરીકે અધ્યાપકોએ ભલામણ કરવા જેવું છે. હમણાં જ મારા આ વિચાર સાથે શ્રી રસિકભાઈ બીજી રીતે પણ સંમત થયા. વર્ણો ધર્મો પંથો અને સત્તા-શ્રીમંતાઈનું અભિમાન અકર્મણ્યતા સાથે વર્તમાન છે. આ 'આત્મકથા'માં એની સાથે જ અખંડ ઝુંબેશ છે. તેથી હું તમારા શ્રમને આવકારું છુ. અને બીજા આગલા ભાગો જલદી સાંભળીશ એવી વૃત્તિ સેવું છુ. તમે ન મળો તેમાં શું? કામનો મેરુ હોય તેને વટાવો. એ મળવા કરતાં પણ મૂલ્યવાન છે. તમારાં ધર્મપત્ની વિષે આમાં બહુ જ થોડું જાણવા મળ્યું. હું વધારે કાંઈ જાણતો નથી. પણ એ ખૂણો સાવ નાનો લાગે છે. કદાચ આવી સંભાવનાથી જ પ્રથમ લગ્ન વિષે ઉદાસીનતા સેવી હોય.



પ્રો. સુરેશ હ. જોષી

## ચક્રવાત

ચાલી ગઈ તું, નહિ ભાન છે તને
જતાં જતાં શું ગઈ લૂંટવી અરે!
જે કેન્દ્ર મારી ગતિનું હતું સ્થિર,
તેને જ તેં તો હરી લીધું ક્રૂર!

હું કેન્દ્રહીણો અવ ચક્રવાત,
મારે હવે ઘૂમવું નિત્ય માત્ર!
તું કેન્દ્ર મધ્ય સ્થિર બેસીને હવે
સંસાર તારો રહી રક્ષતી સુખે.

હું અન્ધ આવર્ત પ્રચણ્ડ વેગે
ફુંકાઈને તોડીશ કાળની ધરી,
સ્થળો તણી સૌ હદને ફગાવી
નાખીશ ખેંચી જડ સર્વ સ્થૈર્યની.

ત્યારે તું યે ઘૂમરી ખાતી ખાતી
આવર્તમાં બુદ્બુદ શી શમી જઈ
સ્વીકારશે અન્ધ ગતિની દીક્ષા,
એથી વધુ આકરી હો ન શિક્ષા!



પ્રો. હસિત બૂચ

## પ્રીત ત્હારી

પ્રીત ત્હારી સરિતા સમ સરે,
મીન ત્યાં થઈ મ્હારું મન તરે;
પ્રીત ત્હારી૦

પૃથ્વીસાર, સૌન્દર્ય ગગનનું
પ્રીત જળે તવ વહે;
મીન સુકોમલ ત્યાં મુજ મનનું
મુગ્ધ નિરંતર રહે;
પ્રીત ત્હારી૦

મીન–સરિતજળને સંગમ, આ
તટ તૃપ્તિ અનુભવે;
તૃપ્ત તટે ફૂલડાં નંદનનાં
શતશત ધારે સ્રવે;
પ્રીત ત્હારી૦





છોટાલાલ માનસિંગ કામદાર

# જીવન સૌરભ

નિયમિતતા, ચોકસાઈ અને વ્યવસ્થા માટેનો ગાંધીજીનો આગ્રહ સુવિદિત છે. ગાંધીજીના જીવનમાંથી ઉચકેલો આ પ્રસંગ બહુ ઓછા જાણતા હશે. આ નાનકડો પ્રસંગ નાનો હોવા છતાં એક વિભૂતિની વિભુતા કેટલી સચોટતાથી દેખાડી જાય છે……

ગાંધીજી મુંબઈથી બપોરની ગાડીમાં દિલ્હી જવાના હતા. સ્ટેશને પહોંચાડવા માટે એક વેપારીએ પોતાની મોટર મોકલવાનું કહ્યું. ગાંધીજીએ તેની માગણીનો સ્વીકાર કર્યો, પણ તેમના નિયમ પ્રમાણે તેમણે શોફર બરાબર નિયત સમયે આવે તેવી માગણી કરી.

મહાત્માજીએ કહ્યું : ' બરાબર ચાર વાગે મણિભુવનમાં મોટર મોકલજો. '

હવે ગાંધીજીની નિયમિતતા તો જાણીતી છે. એક મિનિટ પણ મોડું થાય તે તેમને પાલવતું નથી, કોઈપણ સ્થળે નિયમિત સમયે જવાનું તે ચૂકતા નથી, દરેક હિંદી પોતાના જેવો જ નિયમિત થાય તેવી તેમની ઇચ્છા છે, કેમકે તે કહે છે કે અનિયમિતતાને અંગે કામ બરાબર થતું નથી. એટલે કુદરતી રીતે જ શોફર મણિભુવનમાં વખતસર આવી જશે તેમ તેમણે ધાર્યું હતું.

શોફરને આપેલ સમય કરતાં થોડી મિનિટ અગાઉ, ગાંધીજી સ્ટેશન જવા માટે તૈયાર થઈ ગયા હતા. પરંતુ મોટર વખતસર આવી નહિ. ગાંધીજી પોતાની પાસે રહેતી મોટા કદની ઘડિયાળમાં જોઈ રહ્યા હતા. તેમણે પોતાના મંત્રી મહાદેવ દેસાઈ ( પ્રભુ ! તેમના આત્માને શાંતિ આપો ! ,ને બોલાવીને કહ્યું : ' શોફર મોડો પડ્યો છે. હું તેને માટે રાહ જોઈ શકીશ નહિ.' પછી તો પોતાની બહુ ગવાયેલી લાકડી લઈને તેમણે રસ્તા પર ચાલવા માંડ્યું. બહુ જ ઝડપથી ગાંધીજી સ્ટેશન બાજુ ચાલી રહ્યા હતા.

મુંબઈના ભરચક લતામાં થઈને ગાંધીજી આટલે દૂર ચાલીને જાય તેવી તેમના મિત્રોએ આશા રાખી નહોતી. તેમને આ વિચાર જ ગમ્યો નહિ. ગાંધીજીના યજમાન તેમની સાથે ચાલ્યા અને ગાંધીજીને ચાલીને ન જવાની વિનતિ કરી તેણે અરજ કરી કે ' હું આપના માટે બીજી ગાડી તૈયાર કરાવું છું. પણ બાપુજી, ચાલીને ન જતા. ' પરંતુ ગાંધીજી આ સાંભળે તેમ નહોતા.

ગાંધીજી મણિભુવનમાંથી નીકળ્યાને થોડી મિનિટો થઈ હશે ત્યાં અનિયમિત શોફર આવી પહોંચ્યો. તેને જણાયું કે દેશની મહાન વિભૂતિ પગે ચાલીને સ્ટેશને જવા ઊપડી ગઈ હતી. શોફર મુંઝાયો. પણ સમય ગુમાવવો પાલવે એમ નહોતું. તેણે મોટરને ઝડપથી ઉપાડી ને ગાંધીજીને પકડી પાડ્યા. ખૂબ નમ્રતાથી તેણે ગાંધીજીની પાસે જઈને મોટરમાં બેસવાની વિનતિ કરી.

ગાંધીજીએ કહ્યું : ' મારે સ્ટેશન સુધી ચાલીને જ જવું જોઈએ. તારા પાપની કિંમત મારે આપવાની રહી. જો હું તારી ગાડીમાં બેસું તો તું નિયમિત થવાનું કદી શીખીશ નહિ.' ગાંધીજી આગળ વધ્યા અને બરાબર વખતસર સ્ટેશને પહોંચી ગયા.

પણ ગાંધીજી તો ક્ષમાની મૂર્તિ છે. ટ્રેનમાં બેસતાં પહેલાં તેણે વેપારીને કહેવરાવ્યું કે, તમારે શોફરને કંઈ સજા કરવાની જરૂર નથી. તેને પુરતી શિક્ષા થઈ રહી છે. કદાચ તે સમયે પણ ગાંધીજી શોફર સાથે ' અહિંસક અસહકાર ' આદરી રહ્યા હતા.



હમારા નર્મરવ કાસિદ પયામે ઝિન્દગી લાયા ખબર દેતી થીં જિનકો બિજલિયાં વો બેખબર નિકલે !

—ઇકબાલ





અનવર આગેવાન

# સોરઠી વર્ષાગાન

અષાઢી વાદળે કવિ કાળિદાસ પાસે 'મેઘદૂત' સર્જાવ્યું. વર્ષાઋતુને કવિઓ અને પ્રેમીઓને વિહ્વળ બનાવી મૂકતી ઋતુ ગણી છે અહીં આપેલા દોહાઓ અમુક પ્રદેશના હોવા છતાં સર્વવ્યાપી છે અને અત્યારની ઋતુને અનુકૂળ પણ છે......

સૌરાષ્ટ્રના સાહિત્યમાં અથવા લોકસાહિત્યમાં વિયોગ શૃંગારના ઉદ્દીપન રૂપે ઋતુગીતની પરંપરા પ્રચલિત છે. આ ઋતુગીતમાં ક્રમશઃ બારે માસના પ્રાકૃતિક સૌંદર્યના વણાટ સાથે ઋતુદર્દના કે વિરહના કરુણ-ઘેરા સ્વરો વણાયા છે.

ઋતુઓમાં જેમ વર્ષા અગ્રપદે દીપે છે, તેમ 'ઋતુવર્ણન'માં વર્ષાનો વૈભવ તો આગવો ને અસરકારક છે. અત્યારે તેમાંથી વર્ષાની અસર પૂરતા દોહાઓ અહીં મૂક્યા છે.

'આષાઢસ્ય પ્રથમ દિવસે' વિયોગી યક્ષની જેમ કનકા ડુંગર પર વર્ષાઋતુને આરંભે ઓઢાને પોતાના પ્રિયજનો સાંભરી આવ્યા હતાં:

ઉત્તર શેડ્યું કઢિયું,
ડુંગર ડમ્મરિયા;
હૈડા તલફે મચ્છ જ્યું,
(મું ને) સજણ સંભરિયા!

[ ઉત્તર દિશામાંથી મેઘે પોતાની કાળીઝેબાણુ રેખાઓ કાઢી. ડુંગરાની ટોચે (વાદળીઓનો) ડમ્મર જામી પડયો. એ નિહાળીને ઓઢાનુ હૈયું જળ વિનાના માછલાની જેમ તરફડવા લાગ્યું. કેમકે આજ એને પોતાના વહાલાં જનો સાંભરી આવ્યાં. ]

એવી જ રીતે સાણા ડુંગર પર વીજળીને ચમકારા કરતી જોઈ નાંદીવેલાના નેસડામાં કુંજડીના બચ્ચા જેવી કુંવરનું નારીહૃદય ગિરના ગાળા ગજવતું પોકારી ઊઠે છે :

આભે ધારાળા કઢીઆ,
વાદળ ચમકી વીજ;
રુદને રાણો સાંભર્યો,
આવી આષાઢી બીજ;

[ આભમાંથી મેઘની ધારાઓ વછૂટી. વાદળમાં વીજ ઝબૂકી. કુંવરના હૃદયને (એનો પ્રિયતમ) રાણો સાંભર્યો, કેમકે અષાડ મહિનાની બીજ આવી. ]

એ રીતે નેસડાવાસી કુંવરના કોમળ કલેજાને આભની ભૂરી વાદળીઓ હુલાવે છે, સાજનના સૂતા સોણલાને જગાવે છે.

રીંછડીયું રાણા,
ભેળી થઈ માથે ભમે;
ચડિયું શેલાણા,
કાળજ કાઢવા કુંવરનાં.

[ હે રાણા! વર્ષાની આ ભૂખરી વાદળીઓ આજ વિરહ-વેદનાનું ઉદ્દીપન કરીને મારા કલેજાને કાપી નાખવા આભે ચડી છે. ]

એ જ પ્રમાણે વહાલા વિજાણંદની વાટ જોવાનો છેલ્લો દિવસ હતો. અષાઢ બેસી ગયો. જગત પર વર્ષાનો ઊગમ થયો ત્યારે શેણી શું કહે છે!

વરસ વળ્યાં વાદળ વળ્યાં,
ધરતી નીલાણી;
[ પણ ] એક વિજાણંદને કારણે,
શેણી સુકાણી.

[ વરસ પણ પાછું વળ્યું. વાદળાં પણ બરાબર બાર માસની મુદતે હાજર થઈ ગયાં. પૃથ્વી એ સહુના પુનર્મિલન થકી લીલી-હરિયાળી બની હસી-વિલસી ઊઠી. હાય, એ બધાં હરખે હરિયાળાં બન્યાં, કેમકે મિલનની મસ્તી, સંયોગનું સુખ પામ્યાં, સુકાઈ શોષાઈ સળગી ગઈ એક માત્ર શેણી; કારણ કે એને એકલીને જ વિયોગ રહ્યો વહાલા વિજાણંદનો. ]

એવા એવા ઉન્નત ને ઉજ્જવળ પ્રેમી હૃદયના આર્તપૂકાર સાથે વળી કોઈ પ્રોષિતભર્તૃકાની વિરહ-વેદના વહી છે :



વીજળી ! તું વેરણ થઈ,
મેહૂલા ! તું ય ન લાજ;
મારો ઠાકર ઘર નહિ,
મધરો મધરો ગાજ !

[ હે વીજળી ! તું મારી વૈરિણી બની છે. મેહુલા ! તને પણ શરમ નથી. તું આજે ધીરે ધીરે ગાજ. કેમકે મારો પતિ ઘેર નથી. તારી ગર્જના થકી મારી વિપ્રલંભ-વેદના વધે છે. ]

તો ક્યાંક આણાંની ઉત્સુક યૌવનાને ઝરમર મેહુલિયો ભીંજવે છે :

ભાદરવો ભલ ગાજિયો ને,
ગાજ્યા વરસે મેહ;
હું રે ભીંજાઉં ઘર આંગણે ને,
મારા પિયુ ભીંજાય પરદેશ
કે આણાં મોકલને મોરાર !

આમ ઘણાંખરાં વર્ષાગીતોમાં વિયોગ ને વેદના જ ગવાઈ છે. મિલનની મસ્તી, આનંદ ઓછાં ઊતર્યાં છે પણ એ ઓછાંય અદકા મીઠા નથી—

ઝીણા ઝરમર વરસે મેઘ,
ભીંજે મારી ચૂંદડલી !
એવા નંદકુંવરના નેહ,
ભીંજે મારી ચૂંદડલી !

અથવા કોઈ ગોરી પ્રિયતમના હાથથી વછૂટીને—

રાત અંધારી મેહ ઝડ,
શેરી સાંકડિયાં;
હાથ-વછૂટી સાયબા !
ખવજો વીજળિયાં.

[ રાત્રિ અંધારી છે. મેહની ત્રમઝટ ઝડીઓ વરસે છે ને આ શેરી સાંકડી છે. અને હે પ્રિયતમ ! તમારા હાથમાંથી હું છૂટી પડી ગઈ છું. તો મને વીજળીને ઝબકારે ગોતી કાઢજો ! ]

તો કોઈ વાટે વીચરતા અસવારને જોઈ એક સખી બીજી સખીને પૂછે છે :

ભો ભીંની, ઘોડા ભલા,
ડાબા ઊપડિયા;
[કાં] મરઘાનેણી માણવા,
[કાં] ખગ વાવા ખડિયા.

[ હે સખી, આવી ચોમાસાની ભીની થઈ ગયેલી ભૂમિ છે. આવા સુંદર ઘોડા છે. એના ડાબલા આવી છટાથી ઊપડે છે. આવી ઋતુમાં અસવાર ક્યાં જતો હશે ? બીજી સખી જવાબ આપે છે : 'કાં તો પોતાની મૃગનયની પ્રિયતમાનો સમાગમ કરવા અથવા રણ-ક્ષેત્રમાં ખડગ ચલાવવા. ત્રીજે કોઈ સામાન્ય કામે આવી ઋતુમાં બહાર ન નીકળે. ]

આ પ્રમાણે શું દોહામાં, શું છૂંદછંદમાં ગરબા-ગીતોમાં, શું ચારણી કાવ્યોમાં—વર્ષાના સૂર પ્રબલ અને પ્રમત્ત વાણીમાં ઊતર્યા છે.



જ્યારે મન્ટોની વાર્તા 'બૂ' (ગંધ) ઉપર કેટલાક કહેવાતા સજ્જનો નાક ચઢાવવા લાગ્યા ત્યારે તેના એક મિત્રે તેને કહ્યું :

'લાહોરના કેટલાક સુધરેલા ભંગીઓએ અદાલતમાં જઈ ફરિયાદ કરી છે કે, તમે 'બૂ' નામની એક વાર્તા લખી છે જેની દુર્ગંધ દૂર દૂર સુધી પ્રસરી ગઈ છે '

મન્ટોએ હસતાં હસતાં કહ્યું : 'તેમાં શું થયું ? 'ફિનાઈલ' નામની એક વાર્તા લખીને હું તેમની ફરિયાદ દૂર કરી દઈશ. '

—'અંજુમ' વાલોડી (ઉર્દૂ ઉપરથી)





લીલાબેન ટી. ધારપુરે

# કુસુમકળી

બાળમાનસને સમજવા, વિચારવા અને તેને યોગ્ય માર્ગે વાળવા જે વિચારણાની જરૂર છે તે આ લેખનાં વિદ્વાન લેખિકા એક સરળ અને સીધા પ્રસંગ દ્વારા કેવી સહજતાથી દર્શાવે છે! બાળમાનસનો અભ્યાસ હોય ત્યારે જ આવી સુંદર રીતે એની રજૂઆત થઇ શકે......

હું લખતી હતી. જમણો હાથ લખવાનું કામ કરતો હતો. ડાબા હાથે જગદીશને હીંચોળતી હતી. મગજમાં વિચારના ઘોડા તોફાને ચડ્યા હતા. લેખિનીની લગામ તેને પકડે તે પહેલાં દોડતા હતા. કોઈ પણ તેને અટકાવી શકે તેમ ન હતું. ત્યાં તો ચમેલીએ એકદમ આવીને મારી બાજુમાં થેલી મૂકી દીધી અને બે ડગલાં પાછા હટી તે ઊભી રહી. હંમેશ કરતાં જુદું જ વર્તન આજે તેણે કર્યું. બાકી હંમેશાં તો એવું તે કરતી કે બજારમાંથી કોઈ પણ ચીજ લાવે તો થેલી મારી બાજુમાં મૂકે, પટપટ પૈસાનો હિસાબ બોલે, પૈસા વધેલા મારા હાથમાં મૂકે, હું કામમાં હોઉં તો મારી બાજુમાં મૂકે અને 'હં, બરાબર છે હિસાબ' આ મારા શબ્દો તેને કાને પડતાં જ પુંઠ ફેરવી બે પગે કૂદતી દોડી જાય. જાણે કે 'ધૂમ જાવ'નો જ તેણે હુકમ ન સાંભળ્યો હોય. અને એની ચપળતા પર મુગ્ધ બની હું એને જોઈ રહેતી.

પણ આજે આમ કેમ? ચમેલી મારી સામે ઊભી કેમ રહી હતી? અને ઊભી રહી તો તે બોલતી કેમ ન હતી? અરે હું પણ ભૂલી ગઈ હતી કે મેં જ તેને લીંબુ અને કેળાં લેવા મોકલી હતી. 'કેળાં ને લીંબુ બા, થેલીમાં છે.' આટલું કહી તે પાછી ઊભી જ રહી. ન હિસાબ કહ્યો કે ન જવાની તૈયારી બતાવી. શુભ્ર ફ્રૉકમાં સજ્જ થયેલી તે કોઈ પરીકન્યા જેવી લાગતી હતી. ચમેલી એટલી બધી સુંદર તો નહિ પણ આકર્ષક તો ખરી જ. જ્યારે તે ઝૂલવાળું ફ્રૉક પહેરે ત્યારે વધારે આકર્ષક લાગે. હું તેને પગથી માથા સુધી નીહાળી રહી. ઢીંચણ નીચે ઝૂલ, કોણી આગળ બાંય ને તેના ઉપર ઝૂલ, ખભે ઝૂલ ને ગળે ફરતી ઝૂલ, કમ્મરે ઝૂલ. જાણે મોગરાના શુભ્ર ફૂલનું ફ્રૉક પહેરીને પાતળી પરીબાળા આવીને ઊભી! અને

તેનું ગોળ મુખ તો અત્યારે કેટલું આકર્ષક ને તાજું તાજું લાગતું હતું! જાણે અધખીલ્યું ડાળી પર ઝૂલતું ગુલાબનું મઘમઘતું ફૂલ! ટગર ટગર ફરતી ગોળ આંખો મારી આંખોમાં કોણ જાણે શું શોધી રહી હતી! વળી તેમને કંઈક કહેવું પણ હતું! અને ભય પણ તે જ આંખોમાં તરતો હતો! શોધ, પ્રશ્ન, ભય ત્રણે વસ્તુ એ જ આંખોમાં! હું તરત જ તેની પરિસ્થિતિ પારખી ગઈ. મેં પૂછ્યું: 'શું છે બેટા?!' આ સાંભળતાં જ તેની આંખોમાંના ભાવ બદલાઈ ગયા! તે કાળી મોટી આંખોએ મારી તરફ વિશ્વાસથી જોયું. એના બધા પ્રશ્નોના જવાબ મળી ગયા હતા. ચમેલીને જે કંઈ કહેવું હતું તેનો પ્રયત્ન કરતાં, આનંદભરી આંખ નચાવતી બે કદમ આગળ આવી અને નૃત્ય કરતી હોય તેવી છટાથી પાછળ રાખેલો જમણો હાથ એકદમ મારી સામે ધર્યો. ને મારા હાથમાં એક લીલી પડીકી (ફૂલનો પડો). મૂકી. મેં તુરત પૂછ્યું: 'આ શું?'

આનંદથી તે બોલી, 'બા, મોગરાની કળીઓ! એક જ આનીની છે હોં!' 'એક જ આની' ઉપર તેણે ભાર દીધો કારણ હમણાં જ ઉજવેલા ગૌરીવ્રતમાં મેં ત્રણે બેનોને ચાર ચાર આનાની વેણી પહેરાવી હતી અને તે સમયે કહ્યું હતું કે 'ચમેલી, આપણને રોજ આવો ખર્ચ નહિ પરવડે હોં.' 'ના બા, રોજ નહિ માગીએ.' વેણી મળવાથી આનંદિત થયેલી ચમેલીએ મને ખાત્રી આપી. અને પોતાની નાની બહેનોને પણ તે વિષે સમજાવતાં મેં તેને જોઈ હતી! ઉપરની વાત બરાબર યાદ રાખી. 'બા એક જ આનાની હોં' કહી ડાબા હાથની એક આંગળી ઊંચી કરી સુંદર અભિનય કર્યો! આ વખતે શુભ્ર સરખી દંતાવલિ બતાવતી તે મુક્ત હાસ્ય વેરી રહી હતી કારણકે હવે તેને ખાત્રી હતી કે બા નહિ વઢે! પણ અરેરે મેં કહ્યું: 'હાં...આ! વેણી બનાવવા



લાવ્યાં હશે ! ! ' અને મેં સહેજ આંખો પહોળી કરી.

'ના બા, દેવ માટે લાવી છું.' ચમેલીએ કહ્યું. મેં તો તેનું કહેવું સાચું જ ન માન્યું. ને ફરીથી મેં કહ્યું 'હાં...આં! દેવને માટે લાવ્યાં હશો! ત્યારે પૈસાની પાંતરી લાવવી હતી ને?'

'પણ બા દેવને સુગંધીદાર ફૂલ જોઈએ ને! મોગરાની કળી કાલે ખીલશે. સુગંધીદાર ફૂલ દેવને ચઢાવને!' તેની આંખો મારી સામે જ ખોડાઈ હતી.

આખરે મારે કામ હોવાથી તેને પતાવી દેતાં કહ્યું, 'આ થેલીમાંની વસ્તુઓ ટોપલામાં ભરી કબાટમાં મૂકજે. ને આ પડી તેની બનાવ વેણી, જાવ, ડાહ્યાં થઈને રમજો હોં બધાં. તોફાન ન કરતાં હવે!' મને બીક લાગી કે આમાં( વેણીની કળી )થી પાછી લડાઈ સળગશે! વળી ચમેલી હોંશે હોંશે વેણી માટે જ કળી લાવી હશે, એમ જ મેં તો ધારી લીધું હતું!

સાંજે ચમેલીના પિતા ઘેર આવતાં જ મેં તેમને ચમેલીની વાત કહી. તેમણે વાત સાંભળી પણ કાંઈ કહ્યું નહિ તેથી મને લાગ્યું કે એમને વાતમાં કંઈ રસ નહિ હોય તેથી ઇચ્છા હોવા છતાં મેં આગળ ચર્ચા ન કરી.

રાત્રે વાળુ કરીને બાળકો તેમના પિતા સાથે બહારના ખંડમાં વાતો કરી રહ્યાં હતાં. હું રસોડામાં ઠાંકઠુક કરતી હતી. ત્યાં તો મને સંભળાયું. ચમેલીના પિતા તેને પૂછતા હતા: 'કેમ ચમેલી તું દેવને માટે ફૂલ લાવી હતી તેની વેણી બનાવી કે નહિ?'

'ના બાપુજી, દેવને માટે મેં કળી રાખી છે. એક વેણી મારી, એક તારિકા માટે ને એક લતા માટે બનાવી, ને થોડી કળી હજુ રાખી છે!' ચમેલીના અવાજમાં પોતે જૂઠું બોલ્યાનો સાફ ઈન્કાર હતો! મારું મન વિચારતું હતું કે બાળકના મનની ગતિ ગહન છે. આપણે તેને વિષે ખોટા ખ્યાલો બાંધી બેસીએ છીએ. ચમેલી વેણી બનાવવા કળી લાવી હતી-તે ખરું કે દેવને માટે લાવી હતી તે ખરું? વળી બાર કળી તેણે કેમ રહેવા દીધી? હું જોઉં છું તો દેવના કબાટમાં ચાર-પાંચ કળી પડીમાં મૂકી હતી. ને બીજા કબાટમાં ત્રણ નાની વેણી ને ચારેક છૂટાં ફૂલ ભીના રૂમાલમાં મૂકેલાં! હું બહાર ધ્યાન દઈ કુતૂહલપૂર્વક સાંભળવા લાગી પણ પિતા-પુત્રીનો સંવાદ અટક્યો હતો ને બીજી જ વાતો ચાલતી હતી. પણ આ બાબત કોયડારૂપે મારી સમક્ષ ઊભી રહી.

બીજે દિવસે સવારે ચમેલીએ આનંદમાં આવી જઈ ખીલેલી મોગરાની વેણી મને બતાવી ને બોલી: 'બા, ત્રણ જણની વેણી કેવી સરસ ખીલી છે? ને આ ફૂલ પણ કેવાં સરસ લાગે છે?' બીજાં ચારેક ફૂલ હાથમાં લેતાં મને તેણે કહ્યું. મોગરાની કળીએ તેના મગજનો કબજો લીધો હતો!

હું સવારના કામની ધમાલમાં હતી 'હં સરસ છે. બહુ સરસ, ચાલો દાતણ પાણી કરી, દૂધ પી, નાહી ધોઈ પરવારી જાવ જલદી. સવારના પહોરમાં જ કાઢી વેણી!' મેં કહ્યું.

નિત્યકર્મ આટોપી ચમેલીએ બેનોના માથામાં નાની નાની વેણી પહેરાવી અને પોતે પણ એક નાનીશી વેણી માથામાં નાખી. ને ત્રણે બેનોએ પૂંઠ કરી મને કાળા માથામાં ધોળા ફૂલની શોભા બતાવી. મેં ઉતાવળથી તે જોઈ લીધું! ત્યારે ચમેલીનું ખીલેલું મુખ મોગરાના ફૂલ જેવું તાજું તાજુ હાસ્યની સુગંધ વેરી રહ્યું હતું. તે સુંદર મુખ મારા ઉરમાં કોણ જાણે ક્યારે આવીને ચોંટી ગયું. ને સદાયને માટે તાજું અને મઘમઘતું થઈને રહ્યું છે.

સવારની બીજી વારની ચા જ્યારે હું બહાર લઈને ગઈ ત્યારે ચમેલીના પિતા કંઈક લખતા હતા. પાસે જ પુસ્તકો પડ્યાં હતાં. ને પુસ્તકો ઉપર ચારેક મોગરાનાં ફૂલ!

ગરમાગરમ વરાળ ચામાંથી નીકળતી હતી. કપ મેં ટેબલ પર મૂક્યો. ફૂલ સામે મારી દૃષ્ટિ જતાં જ ચારે ફૂલ મારા ઉરમાં આવીને ગોઠવાઈ ગયાં. આશ્ચર્ય, હર્ષ, અને અનેક પ્રશ્નો મારા ઉરમાં એમણે

રસિક બિશ્વાસ

# કાયદો ક્યાં ?

પ્રજાના ભલા માટે કાયદાઓ ઘડયા, એના હિત માટે અમલદારો આવ્યા. અને એ જ કાયદો માનવને માનવતા પણ ન આપે ? એવી માનવતાને થપ્પડ લગાવતી આ ટચુકડી પ્રસંગવાતો વાચતાં વાચકની માનવતા એ કાયદાબાજો સામે ઊકળી ઊઠે છે......

ગામમાં રાજ્યના પ્રધાન પાણીની ટાંકી બંધાવેલી એના ઉદ્દ્ઘાટન માટે આવેલા. આવો મોટો ઉત્સવ ગામમાં પહેલ વહેલો હતો. લોકોમાં ખૂબ ઉત્સાહ આવી ગયેલો. ખૂબ મોટો મંડપ બાંધેલો અને જિલ્લાના કાર્યકર્તાઓ પણ આવી પહોંચેલા. બપોરે ટાંકીનું ઉદ્દ્ઘાટન કરવાનું હતું. ગામને એકેએક ફળીયે નળ જઈ પહોંચેલા. ન ગયેલા એક ભંગીવાસમાં ! ગામલોકો સમજ્યા હશે કે, એમને વળી નળ શા ? ગમે ત્યાંથી આઘા ઊભા રહીને માગી લેશે.

બપોરે સમારંભ થયો. ગામ આખું હકડેઠઠ ભરાયું હતું. પ્રધાનજી મંચ પર આવીને બેઠા. ગામના આગેવાનનું સ્વાગત-પ્રવચન ચાલુ થયું. એટલામાં પ્રધાનને હાથોહાથ કોઈકે એક પત્ર આપ્યો. એમાં લખ્યું હતું કે, 'અમને ભંગી લોકોને પાણી ભરવા માટે કૂવો નથી. તરસે મરીએ છીએ તો ઘટતું કરશો.' પ્રધાન તો વિચારમાં પડી ગયા. એમણે સમારંભ વચ્ચે જ વ્યવસ્થાપકોને બોલાવ્યા. બધી વાત કરીને કહ્યું, 'ભંગી લોકોને કાલથી જ નળ નાખી આપવાનું શરૂ કરીશું, એવું લખાણ લખી આપો નહીં તો હું ઉદ્દ્ઘાટનવિધિ કર્યો સિવાય હમણાં જ ચાલ્યો જઈશ.' વ્યવસ્થાપકો કબુલ થયા. પ્રધાનશ્રીએ ઉદ્દ્ઘાટનવિધિ કરી. સરકાર પાસેથી મદદ લઈ થતી પાણીની વ્યવસ્થામાં પણ આમ થાય તો પછી બીજામાં શું નહિ થતું હોય ?

*

ગામમાં બાલમંદિર બંધાતું હતું. ત્યાં પાસે ભંગીનું મકાન આવતું. ભંગી ત્યાંથી ઘર તોડી ગયો નહિ, એટલે બાલમંદિરના બાંધનારા, જેઓ કોંગ્રેસી સજ્જનો હતા એમને રોષ ચડ્યો પણ કરે શું ! ભંગીઓના ઘરની જમીન તો બીજાની હતી. કાર્યકર્તાઓએ ભંગીના એ માટીના ખોરડાની ભીંતને અડીને જ બાલમંદિરની દિવાલ ચણાવી ખૂબ મોટું મકાન થયું. ગામના લોકોને આનંદ થયો—ન થયો પેલા ગરીબ ભંગીને ! ચોમાસામાં બાલમંદિરના છાપરાનું પાણી એની માટીની ભીંતોને ધોઈ નાખી, ખોરડું પાડી નાખશે એ ચિંતામાં ભંગી મુંઝાઈ ગયો. પણ પેલા કાર્યકર્તાઓ, ખાદીનાં કપડાં પહેરી, ગાંધીના સિદ્ધાંતો માનનારા, સેવાના ભેખધારીઓને કેમ આમ સૂઝયું હશે ? એમણે મિનલદેવીના મલાવ તળાવ અને વેશ્યાના મકાનને યાદ કર્યું હોત તો ?

*

અગિયાર વાગ્યા અને ઘોડાગાડી મિશન દવાખાનામાં આવી. ઘોડાગાડીમાં મોટર અકસ્માત નડેલો એવા ૨૦ વર્ષના યુવાનને લાવવામાં આવ્યો હતો. નાના ડૉક્ટર યુરોપીયન હતા. એ તો એમનાં પત્ની બિમાર હતાં એટલે હાજર નહોતા. એમને બોલાવવા ગયા. તેઓ દોડતા આવ્યા. એમણે કહ્યું કે, 'અકસ્માત છે એટલે એ કેસ મારાથી નહીં લેવાય, એ હક્ક સરકારનો છે. સરકારી દવાખાને લઈ જાઓ.' અકસ્માતી સાથે તો રાહદારી માણસ આવ્યો હતો. અકસ્માતી કોણ હતો એની ખબર પણ નહોતી છતાં પેલાએ કહ્યું 'સાહેબ, ત્યાં હું લઈ ને ગયો હતો પણ ત્યાંના ડૉક્ટરે કહ્યું કે, "હું રજા પર છું. કેસ નહિ લઉં."' યુરોપીયન ડૉક્ટરે બીજું કાંઈ પૂછ્યું જ નહિ. એ સમજી ગયો કે, વાતોમાં ને વાતોમાં દર્દી ચાલ્યો જશે. એ દર્દીની માવજતમાં પડ્યો. પણ દર્દીની કમર પર આખી મોટરગાડી ફરી વળેલી, એટલે એ તો મૃત્યુ પામ્યો, પણ માનવતાનો દાવો કરનારા આ બે ડૉક્ટરોની માનવતામાં કેટલો ફેર ! ક્યાં સરકારી ડૉક્ટર (પ્રજાનો સેવક) અને ક્યાં મરતી પત્નીને



# ગ્રંથસમીક્ષા



**ઘડતર અને ચણતર :**

[ લે. નાનાભાઈ ભટ્ટ; પ્ર. સર્વોદય સહકારી પ્રકાશન સંઘ લિ., લોકભારતી, સણોસરા; મૂલ્ય, સવાત્રણ રૂપિયા. ]

'કોડિયું'માં ક્રમશઃ પ્રગટ થયેલી આ નામની લેખમાળાનું આ ગ્રંથબદ્ધ સ્વરૂપ આપણા એક દૃષ્ટિમન્ત અને સન્નિષ્ઠ કેળવણીકાર શ્રી. નાનાભાઈ ભટ્ટનું સુબોધક આત્મવૃત્તાન્ત કે અનુભવકથા રજૂ કરે છે. સુઘડ, સરળ અને તળપદા શબ્દપ્રયોગોની છાંટવાળી વાણીમાં ઋજુ શૈલીમાં શ્રી. નાનાભાઈએ એમાં પોતાની પ્રશ્નોરા જ્ઞાતિ, વતન, પૂર્વજો, માતપિતા, આદિ વિશે જાણવાજોગ મુદ્દાસર માહિતી રજૂ કરી પોતાના ઉછેર અને કેળવણીની વિગતો આપવા સાથે પોતાનાં સ્વભાવલક્ષણો, ટેવો અને ચારિત્ર્યઘડતરની કથા આલેખી છે. ત્રિકમ બાપા, છોટાભટ્ટ, માતા, પ્રથમ પત્ની, મોટાભાઈ (હરગોવિંદ પંડ્યા), સર પ્રભાશંકર પટ્ટણી, નથુરામ શર્મા આદિ વ્યક્તિઓનાં સુંદર રેખાચિત્રો એ કથામાં મળે છે. એ એનો એક આનુષંગિક લાભ છે. પણ મુખ્ય લાભ તો નાનાભાઈનાં બ્રાહ્મણ સંસ્કાર, ધાર્મિકતા, તેજસ્વિતા, સાદાઈ અને એમના સાચા કેળવણીકાર-પણાનો યથાતથ પરિચય એમાંથી મળી રહે છે તે છે. નાનાભાઈના જીવનના પૂર્વાર્ધમાં એમના પર ઘણી અસર કરનાર મહાત્મા નથુરામ શર્મા વિશે અને ગાંધીજીની વિચારસરણીની અસરે એમની સાથેના નાનાભાઈના સંબંધમાં આણેલ પરિવર્તન વિશે પણ આ અનુભવકથામાં ઠીક જાણવાજોગ માહિતી રજૂ થઈ છે. ભાવનગરની 'દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન' એ શિક્ષણના ક્ષેત્રમાં ગુજરાતની સ્મરણીય અને તેજસ્વી સેવા બજાવી ગયેલ સંસ્થાનો કડીબદ્ધ ઇતિહાસ અને એમાં નાનાભાઈએ તથા ગિજુભાઈ જેવા એમના સાથીઓએ બજાવેલી કામગીરીની વીગતો તો નાનાભાઈની આ સ્મૃતિકથાનું એક વિશિષ્ટ આકર્ષણ છે. પુસ્તકનો મોટો ભાગ દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનની પણ કથા બની જાય છે એમાં કશું અસ્વાભાવિક નથી, કારણ, એ સંસ્થાના પ્રાણ જેવા

---

મૂકી પારકાની સેવા કરવા દોડી આવનાર એ મિશનરી ડૉક્ટર?

*

ગામમાં બે વર્ષથી ગ્રીડ યોજનાની વીજળી બત્તીઓ છે. ગામના માર્ગો પર ગ્રામપંચાયતે વીજળીના દીવા સળગાવવા ચાલુ કર્યા છે. ગામની દરેક જ્ઞાતિનાં રહેઠાણોમાં આ થાંભલા અને વીજળીના દીવા પહોંચી ગયા છે. નથી પહોંચ્યા ઢેડ, ચમાર, ભંગી, બારૈયા, વાઘરીઓના વાસમાં! કદાચ એ માટે ગ્રામપંચાયતે કાંઈ નવું જ વિચાર્યું હશે. એ લત્તાઓમાં વીજળી બત્તી આવ્યા પહેલાં ફાનસો મૂકતાં તેય બે વર્ષથી અલોપ થઈ ગયાં છે. છતાંય જે વેરો લેવામાં આવે છે તે તો લેવાતો જ રહ્યો છે. આમ છે ત્યારે ગામની પ્રજાની ઉન્નતિ અને ઉત્કૃષ્ટ ઇચ્છતી ગ્રામ પંચાયત અને એને કાબુમાં રાખતી લોકલબોર્ડ કાયદો ભૂલી હશે?

★

સરખી કક્ષાની નથી. 'પ્રેમાવતી,' 'એની સમજણ' ને 'મીરાંથી' જેવી વાર્તાઓ વિશેષ ધ્યાન ખેંચે એવી છે. 'પરમ શોભા' અને 'બે પ્રસંગો' બોધક કથાઓ છે. 'અણુનમ આત્મા' અને 'હવાનો આદમી' પાત્રદર્શન કરાવવા જ તાકતી કૃતિઓ છે. 'નાટકનો બાળક' શ્રીમંતાઈની અક્કડાઈ અને 'ધર્મશાળામાં,' 'પાર્કર પેન,' અને 'અપરાધનું રહેઠાણ' માનવીની ધૂર્તતા અને તેના સામાજિક પરિસ્થિતિમાં છુપાયેલાં કારણ નિર્દેશતા લખાયેલી વાતો છે 'માનવદીપ' માનવીની સાચકલાઈનો એક કિસ્સો આલેખે છે. 'ત્રણ કુટુંબ—એક કરુણતા' અને 'એક ભૂલ—એક જીવન' માનસશાસ્ત્રીય રસ ધરાવતી કરુણ વાર્તાઓ છે. 'એને પણ હૈયું હતું' જેવી પ્રાણીજીવનની કથા પણ સંગ્રહને શોભાવે છે. 'જીવનની શૂન્યતા' 'ધૂમકેતુ'ને નિરૂપવી વધુ ફાવે છે એવી લાગણીની ઉત્કટતા દેખાડતી વાર્તા છે. આમ વાસ્તવ જીવનની અભદ્રતા, અસુંદરતા, અને ક્યાંક કોળી ઊઠતી ઉદાત્તતા, માનવહૃદયની સારપ ને ઉદારતા, જીવનનું અનેકવિધ કારુણ્ય—આ બધાનું રસમયું અને મર્મસ્પર્શી આલેખન કરવાની 'ધૂમકેતુ'ની શક્તિ હજી ઝાંખી પડી નથી એની પ્રતીતિ આ સંગ્રહ કરાવી રહે છે.

### બિચારાં સુનંદાબહેન!:

[ અનુ. ગુલાબદાસ બ્રોકર; પ્રકા. રવાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ; ચાર રૂપિયા. ]

આ વાર્તાસંગ્રહમાં કુલ ૨૯ કૃતિઓ સંગ્રહાઈ છે તે બધી અનુવાદિત કે રૂપાંતરિત છે. એમાં એક ડઝન ચેખોવની અને પાંચ રવીન્દ્રનાથની છે, બાકીનીમાં સ્ટીફન ઝ્વાઈગ લિયો ટૉલ્સ્ટૉય, ભપાસાં, એલેક્સી ટૉલ્સ્ટૉય, જેમ્સ જૉઈસ, પ્રુસ, સમરસેટ મોઁમ અને જૈનેન્દ્રકુમારની એક એક અને વિલિયમ સારોયાન અને માર્ટિન આર્મસ્ટ્રૉંગની બબ્બે વાર્તાઓ ગુજરાતીમાં ઉતારવામાં આવી છે. સંગ્રહમાંની બધી વાર્તાઓ તેમના લેખકોની ઉત્તમ કૃતિઓ નથી—શ્રી. બ્રોકરે પણ પ્રસ્તાવનામાં એ સ્વીકાર્યું છે પણ વાર્તાના સાચા કલાકારોની અતિજાણીતી નહિ એવી કૃતિઓ પણ લેખકની શક્તિઓ અને વાર્તાના સાહિત્ય પ્રકારના કલાવિધાનની અનેક શક્યતાઓનો ખ્યાલ આપી રહે છે એ ધ્યાનમાં રાખીને આ અનુવાદો ને રૂપાંતરો ગુજરાત આગળ રજૂ કરવામાં આવ્યાં છે. રવીન્દ્રનાથ કે ટૉલ્સ્ટૉયની વાર્તાઓ ગુજરાતી વાચકો જે રસથી માણી શકશે તે રસથી તેમાંના ઘણા ચેખોવ કે સારોયાન કે માર્ટિન આર્મસ્ટ્રૉંગની આ સંગ્રહમાંની વાર્તાઓ કદાચ માણી નહિ પણ શકે. પણ આપણા વાચકોની રસરુચિ કેળવવી હશે તો આવી પરદેશી કૃતિઓ એમની આગળ મૂક્યા વિના છૂટકો નથી. એ કાર્ય આપણા એક સારા વાર્તાલેખકને હાથે થયું છે એ સંતોષની વાત છે. સંગ્રહની વિદેશી વાર્તાઓમાં નામદાની વાર્તા બિચારાં સુનંદાબહેન!' (સ્ટીફન ઝ્વાઈગ), 'ત્રણ સાધુઓ' (ટૉલ્સ્ટૉય), 'એક અવિચારી કૃત્ય' (ચેખોવ), 'બદનક્ષી' (ચેખોવ), 'તુષાર,' (ચેખોવ), 'એવ્લીન' (જેમ્સ જૉઈસ), 'તારના થાંભલા' (પ્રુસ) અને 'જીવનકથા' (આર્મસ્ટ્રૉંગ) મોટા ભાગના વાચકોને ગમી જશે એમાં શક નથી. જૈનેન્દ્રકુમાર અને રવીન્દ્રનાથની એટલે ભારતીય વાર્તાઓ તો બધી જ રસોદ્બોધક નીવડે એવી છે. 'પશ્ચિમના સાહિત્યમાં ટૂંકી વાર્તા' એ સંગ્રહના આરંભે મૂકેલો સુલિખિત અભ્યાસપૂર્ણ માહિતીપ્રદ નિબંધ પશ્ચિમના વાર્તાસાહિત્યના વિકાસ અને સિદ્ધિનો ઇતિહાસલક્ષી તેમજ રસલક્ષી ધોરણે સંક્ષેપમાં સારો પરિચય કરાવે છે. એ તથા સંગ્રહને અંતે સંગ્રહમાં રજૂ થયેલા દેશી-વિદેશી વાર્તાકારો વિશે અપાયેલી ટૂંકી પરિચયનોંધો શ્રી. બ્રોકરનાં વાચનપ્રેમ અને અભ્યાસશીલતાનો વાચકોને ખ્યાલ આપશે.

★



# Vithaldas Haridas Co. [1947] Limited

## *Importers, Exporters,*
## *Cotton Ginners and Planters*



Cotton Ginners at :

**Kamuli Mbulamuti Kaberamaido, Kalaki**



Flour Mill at :

**KAMULI**



Plantations at :

**Mwanga, Namanyoni, Nagoje, Kikoma, Magala**

Holding in all 2500 acres of freehold land
Mostly under Cultivation of Coffee, Rubber,
Papin & Sugar-Cane



# Jaggery Mill at Mwanga Estate

**About 10 Miles From JINJA**

*Registered Office* . JINJA *(Uganda)*

Tele Add. "VIHCO" P. O. Box 191 Phone : 370

'ચરક'ની
લોકપ્રિય
ઔષધિ
નં. ૯૭

# પ્રભાત

પાયોરિયા માટે
દંતમંજન



હમેશના ચાલુ
વપરાશથી દાંત
મજબુત અને
ચકચકિત બને છે.

* સંપૂર્ણ શાસ્ત્રીય પદ્ધતિએ બનાવેલું, આયુર્વેદિક દંતમંજન 'પ્રભાત' દાંતમાંથી થતી રસી પેઢામાંથી નીકળ્યા કરતું લોહી, સવારમાં ઉઠતાં મ્હોંમાંથી નીકળતી બદબો વિગેરે ઉપર ખાસ ઉપયોગી દંતમંજન છે.

**સગવડ પડતી સાઇઝમાં સર્વત્ર મળે છે**

માત્ર 'ચરક'ની ઔ. નં ૯૭ પાયોરિયા માટેનું દંતમંજન'
એટલા શબ્દો વાંચીને ખરીદવા ખાસ વિનંતી છે.

કિંમત:

| ૧ તોલો | રા તોલા | ૫ તોલા |
|---|---|---|
| રૂ. ૦-૧૨-૦ | રૂ ૧-૮-૦ | રૂ. ૨-૮-૦ |

કુટુંબિક વપરાશ માટે ૦ાા અને ૧ રતલના પેકીંગમાં ફાયદાથી મળે છે.

**ચરક ભંડાર**
૪૯, હ્યુજીસ રોડ
મુંબઈ-૭.

નિસર્ગોપચારની દૃષ્ટિએ ચાલતું એકમાત્ર
ગુજરાતી માસિક

# તંદુરસ્તી

—: તંત્રીઓ :—
ડો. ભૂપતરાય મોહનલાલ દવે
ડો. શંકરલાલ મોહનલાલ દવે

વરસનું લવાજમ ફક્ત સાડાપાંચ રૂપિયા
વિદેશમાં શિલીંગ બાર (રૂપિયા આઠ)
નમૂનાની નકલ માટે આઠ આના મોકલો :-

ભારતી સાહિત્ય સંઘ લિ.
ગાંધીરોડ : ફ્રેનોન્ડીઝ બ્રીજ : અમદાવાદ, ૧

# નેપચુન

એસ્યોરન્સ કંપની લી.

[ સ્થપાઈ : ૧૯૩૦ ]

★ જીંદગી
★ આગ
★ મોટર અકસ્માત
★ અકસ્માત

—: કુલ અસ્કયામત :—
રૂ. ૧,૨૫ ૦૦,૦૦૦

: મુખ્ય ઑફિસ :
નેપચુન બિલ્ડીંગ, ૧૦૪, ઍપોલો સ્ટ્રીટ,
કોટ, મુંબઇ ૧.




# Pandya Business Group of East Africa

**MOMBASA :**
Hardware & Ironmongery Ltd. Box 253
Karachwalla Ltd. Box 148
Coast Properties Ltd. Box 168
Pandya & Co. Ltd. Box 135

**KAMPALA :**
Hardware & Ironmongery (Uganda) Ltd. Box 430
[illegible] Stores Ltd. Box 347
[illegible]
[illegible]
Box 430

**NAIROBI :**
Hardware Stores Ltd. Box 266
Karachiwalla (Nairobi) Ltd. Box 916
Elys Ltd. Box 411
Nairobi Steel Wares Ltd. Box 1733
Building & Hardware Ltd. Box 3911

**JINJA :**
Uganda Hardware Ltd. Box 109

**DAR-ES-SALAAM :**
Hardware & Ironmongery (Tanganyika) Ltd. Box 285
Elys (T) Ltd.

**TANGA :**
Hardware Stores (Tanga) Ltd. Box 209

**LONDON OFFICE :**
East Afrika Traders Corporation (London) Ltd. 234/238 Bishopsgate.




યોગાસનોના અભ્યાસથી

## નિરોગી અને સશક્ત બનો

રોગરહિત, સશક્ત તેમજ હમેશાં તંદુરસ્ત રહેવા માટે સારા આર્ટ ગ્લેઝ પેપર ઉપર છપાયેલ ઘેર સહેલાઇથી કરી શકાય તેવાં અનેક આસનોનો યોગાસન ચાર્ટ તુરત મંગાવો

કિંમત રૂા. ૧-૧૨-૦ (પોસ્ટેજ સાથે)
મનીઓર્ડરથી મોકલો.

**શ્રી રામતીર્થ યોગાશ્રમ** દાદર, મુંબઈ-૧૪

COTY. SRY: YOG. 4

અંક ૬ : સપ્ટે૦ '૫૫
સળંગ અંક : ૩૦૬
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૨૬
'નવરચના': વર્ષ ૨૦
સાહિત્ય પ્રેરતું સામયિક

ક્રમ



★

સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* છુટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**

ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પરેખ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.



દાદા ધર્માધિકારી

# પાંચ રાણીઓ

એક એકદંડીઆ મહેલમાં પાંચ સ્ત્રીઓ રહેતી હતી. નવા જમાનાની ફેશન મુજબ એમણે પણ બંધારણસભા ભરી અને નવું બંધારણ ઘડી કાઢ્યું. અને ભારે ધામધૂમથી જાહેરાત કરી કે આજથી આપણે પાંચેય રાણીઓ સ્વતંત્ર અને સાર્વભૌમ છીએ. પછી એમણે બજેટ પસાર કર્યું. પાંચ ચાંદીના હિંડોળા બાંધ્યા. ઉપર મખમલના ગાદીતકિયા ને વેલબુટ્ટાદાર સોનેરી જરી કસબની ઝૂલવાળી રેશમી ચાદર બિછાવી. અને બનીઠનીને પાંચે રાણીઓ તો પોતપોતાને હિંડોળે બેઠી. બેઠી તો ખરી, પણ પછી સવાલ થયો કે હિંડોળો ઝુલાવે કોણ? રાણીથી કાંઈ હીંચકા નંખાય? પણ રાણીઓ ભારે મુત્સદ્દી હતી. નવા જમાનાની સરકારો આવી અક્કલ કામ ન કરે એવી હાલત ઊભી થાય ત્યારે ધારાસભાઓમાં કેવા જવાબ આપે છે તે એમને બરાબર ખબર હતી. કોઈ કોકડું ઊકલે એવું ન હોય અને વિરોધ પક્ષવાળા બહુ પજવે ત્યારે સરકાર કહે છે કે વિશ્વની પરિસ્થિતિ બદલાશે ત્યારે આ પ્રશ્નનો નિકાલ થશે. રાણીઓએ પણ પોતાના મનને પટાવ્યું, 'પવન ફૂંકાશે એટલે હિંડોળો ચાલશે!'

પણ પછી તો બપોર થઈ. ભૂખ લાગી. હિંડોળો ઝુલાવવાનું તો વિશ્વની પરિસ્થિતિ પર છોડી શકાય, પણ ભૂખ વિશે તો કાંઈ કર્યે જ છૂટકો. એટલે બંધારણસભાની તાકીદની બેઠક બોલાવવામાં આવી. ગરમાગરમ ચર્ચા ચાલી: 'રોટલા કોણ ઘડે?' 'રાણીઓના મોભાનું શું?' 'નોકરાણી કોણ બને?' પાંચેય રાણી હતી. પાંચેય સ્વતંત્ર હતી. પાંચેય સર્વભૌમ હતી. સવાલ કપરો હતો. બંધારણીય કટોકટીનો મામલો કહેવાય. પણ ભૂખ કકડીને લાગી હતી. લાંબી વિચારણા પાલવે તેમ નહોતી. એટલે તાકીદનો

## રખડુ ડીરનોર

ચન્દ્ર — રાજહંસ

### વિશ્વનાગરિકોની પહેલ

સર્જનહારની કરામતોનો પાર પામવા મથે છે ફિલસૂફો ને કાં તો વૈજ્ઞાનિકો. એવા લોકો પોતાની મસ્તીમાં મશગુલ હોય છે આમ છતાં, બંનેને રાજસત્તાએ પજવ્યા છે, ત્રાસ આપ્યો છે, અપહરણ કર્યાં છે, જીવ પણ લીધા છે. એ વેદનામાંથી ફિલસૂફ વહેલો છૂટયો. વૈજ્ઞાનિક સત્તાને મદદ કરવા ગયો ને એ સકંજામાં આવી ગયો. એની શોધખોળોનું મધ્યબિંદુ ખસીને સંહારશક્તિ ખીલવવા તરફ વળ્યું. અને અણુબોંબે બે શહેરોનો વિનાશ કરી બતાવ્યો.

એ વાતને દસ વર્ષ વીતી ગયાં પછી અણુવિજ્ઞાનના નિષ્ણાતોનું સમેલન મળ્યું તે ખૂબ જ મહત્વની ઘટના છે. પોતપોતાને રસ્તે રહસ્યોની શોધમાં મસ્ત રહેનારા વૈજ્ઞાનિકો એકબીજાને કદાચ નામ માત્રથી ઓળખતા હોય. પણ આવા વિરલ પંથના સહયાત્રીઓ અચાનક ભેગા થઈ જાય અને તેમના વિચાર કે શોધનું બિંદુ ખસીને પાછું કલ્યાણ તરફ વળે એ કેવું સુભગ છે!

આપણા લેખક રમણલાલ દેસાઈએ સત્તાધારી અને વૈજ્ઞાનિકો વચ્ચેના ઘર્ષણની કલ્પના કરી છે અને સત્તાની ગુલામીમાંથી છૂટવાની ઝંખના વૈજ્ઞાનિકોમાં જાગશે એવી આગાહી પણ કરી છે. હાલમાં જે રીતે હવા વહે છે તે રીતે જોતાં ઘર્ષણ કદાચ ટળી જશે, અને કોઈ પણ દેશ કે સત્તાના દોર નીચેથી વૈજ્ઞાનિક મુક્ત થઈ જશે ને પ્રથમ નંબરના વિશ્વનાગરિકો હોવાનું બહુમાન મેળવી જશે.

### નવાં જોખમો ના લાવશો

આ અણુવૈજ્ઞાનિકો તથા બીજા સહુ વૈજ્ઞાનિકોને પેલા ફિલસૂફોની દૃષ્ટિ મેળવવી પડશે. એવી નજર નહિ ખૂલે ત્યાં સુધી એમણે શોધેલાં સત્યો સમજવા–

---

નિર્ણય લેવાયો: 'પાંચેય રાણીઓ, પાંચેય નોકરાણીઓ. પાંચેય જણી એકમેકની સેવા કરશે, ને પાંચેય જણી એકમેકની સેવા લેશે.' આને જ ભણેલા ગણેલા લોકો વર્ગવિહીન સમાજરચના કહે છે. આજકાલ એને સમાજવાદી સમાજરચના કહેવાની પણ ફૅશન શરૂ થઈ છે. સર્વોદય પણ એવી જ ગોઠવણ ઇચ્છે છે. પણ સર્વોદયને ખબર છે કે પાંચેય નોકરાણી થાય નહિ તો પાંચેય રાણી થાય નહિ. એટલે કે બધા જ ઉત્પાદક નહિ થાય તો બધા જ માલિક નહિ થઈ શકે. જ્યારે બધા મજૂર અને સેવક બને ત્યારે જ માલિકી ખરેખર સમાજની બને. બીજાં બધાં હવાતિયાં છે. હિંદુસ્તાનના બંધારણમાં બધાયને સ્વતંત્રતા અને સમાનતાનો દરજ્જો મળ્યો છે. એમ સાચી સમાજવાદી સમાજરચના કરવી હોય તો સમાજના બધા વર્ગોએ એક બીજાની સેવા કરવી પડશે, એક બીજાના જેવા થવું પડશે, સામ્યયોગી બનવું પડશે.*

*એક પ્રવચન પરથી



આચરના સહુએ જાગૃત રહેવું પડશે. એમણે એક વા બીજા સ્વરૂપમાં દેવ સ્થાપ્યા વિના ચાલવાનું નથી અને એની ભક્તિ કરતાં કરતાં એ માનવની શક્તિ ખીલવી શકશે.

સંહાર છોડીને કલ્યાણનાં સાધનોયે બેસમજ માનવી આગળ છૂટથી મૂકવામાં એવું જ જોખમ છે. ચાંદીનો સફળ ઇલાજ કરી આપ્યા પછીયે માણસો ફરીથી એ જ રસ્તે જવા જેટલા ભૂલકણા હોય તો વિજ્ઞાન એમને રઝળતા ફરવાની સગવડ કરી આપે અને આવી સગવડો માણસના હિતમાં નથી એ કેમ ભૂલી જવાય ?

ઝડપથી થતાં ઉત્પાદન કે વાહનવ્યવહાર, અકસીર ઇલાજો, સુખ ને ભોગનાં સાધનો, નવી જરુરીઆતોનો વિકાસ, શ્રમને સ્થાને આવતી રાહત, બનાવટોના ખર્ચમાં આવતી કસર, આવું કેટલુંયે વૈજ્ઞાનિકો આપશે, પણ એમનો લાભ લેનાં માણસને યંત્રનું દાસત્વ ભોગવવું પડે અગર તો મનનો સંતોષ ભાવના નિરાંત વિશ્વાસ એ જતાં કરવાં પડે ત્યારે એમણે આપ્યું શું ને છીનવી શું લીધું તે વિચારવા જેવું થઈ પડે.

આમ, વિજ્ઞાનમાંયે ધ્યેયવાદનો પ્રવેશ થવો જોઈશે. નહિ તો સંહારમાંથી નીકળી એ ભોગના દરવાજા ખુલ્લા કરી મૂકે કે માણસને નમાલો બનાવી મૂકે. નવાં યંત્રો રચતી વેળા એમણે ફિલસૂફીની સલાહ લેવી જોઈએ કે જેથી રાહત મળી રહે પણ માનવ-વિકાસમાં વિઘ્નો ના આવે.

## વૈજ્ઞાનિકો પોતાનું નિયંત્રણ રચે

અણુ વૈજ્ઞાનિકોના સંમેલન પછી આપણે ઇચ્છીએ કે સહુ વૈજ્ઞાનિકો ભેગા મળી એક ખતપત્ર રચે અને એ રીતે પોતાની જવાબદારીઓ આંકે, ધ્રુવ નિર્માણ કરે, હકોની ઘોષણા કરે અને સહપંથીઓની ખોજ ઉપર અંકુશો રાખે, સત્યોનાં સંશોધન ઉપર મૂલ્યાંકનોની પદ્ધતિઓ રચે, માહિતીઓના ગોપન અને પ્રકાશનના નિયમો રચે, શોધ ઉપરના ખાનગી હકોની મર્યાદા બાંધે.

એમને જોઈએ તો દુનિયાના શ્રેષ્ઠ વિચારકોની સહાય લે અને દુનિયાની સઘળી સત્તાઓ પાસે એનો સ્વીકાર કરાવે. રમતોમાં જેમ ખિલ્લેબંધીઓ નીકળી જઈ વિશ્વસ્પર્ધા રચી શકાય છે તેમ વૈજ્ઞાનિકોના ખતપત્ર નીચે નવી પ્રેરણા મેળવતા નાનામોટા સહુ વૈજ્ઞાનિકો પોતાની કામગીરી ઉપર પ્રજાનો વિશ્વાસ ને પ્રેમ મેળવે.

આજે એવી જ હવાની જરૂર છે કે લેખકો, સાહસિકો, વૈજ્ઞાનિકો, કલાકારો, લોકસેવકો, રાહતકાર્યોએ પોતાના ક્ષેત્રના વિશ્વસંપર્કો કેળવે અને સંકુચિત માનસ છોડી દઈ સામાન્ય માનવીના સર્વતોમુખી વિકાસની નવી ભૂમિકા બાંધી આ પૃથ્વી પર સ્વર્ગ ઉતારવાનું બીડું ઝડપે.

ભલે આજે આવી આશાઓનાં માત્ર બીજ દેખાતાં હોય, એમાંથી ઊગીને વૃક્ષો ફૂલેફાલે એ દિવસો અલભ્ય નથી જ. એવી શ્રદ્ધા હશે તો એવું થવાનું જ છે.

## સિદ્ધાંતો આહુતિ માગે છે

કુદરતના કેટલાક વિચિત્ર નિયમો હોય છે એમાંનો એક ગાંધીજીએ બતાવેલો કે દુષ્ટોના વાંકે નિર્દોષોને સહન કરવાની વાત માનવીના લલાટે લખાયેલી છે. આવી બીજી વાત ચર્ચિલે કરી છે કે રાષ્ટ્ર સંસ્કારી થવા માંડે એટલે એની નિર્બળતા વધવા લાગે. ભાવના અને પ્રગતિનો આગ્રહ રાખનારને કસોટી વેઠવી પડે એ ભલે કરુણતા હોય તોયે સત્ય છે.

આપણા દેશે દુનિયાની આગ ઠંડી પાડવા શાંતિનું જળ છાંટવા માંડ્યું ત્યારથી એની કિંમત ચૂકવવાનું પણ નિર્માણ થયેલું જ છે. આપણું એક નવું રાષ્ટ્ર અને તેમાંયે વર્ષોથી અર્ધભૂખ્યા અર્ધનગ્ન લોકોનું, એટલે કિંમત ચૂકવવી પડે તે કઠે એમાં શી નવાઈ?

સુધારકને ઘેરથી છોકરા–છોકરીઓનાં સામાજિક બંડ શરૂ થાય ને વસમું જણાય એમ આપણે નસીબે રાજકીય સુધારણા અંગે સહન કરવાનું લખાયું છે. લંકા, ગોવા, પૂર્વ ને દક્ષિણ આફ્રિકા, ચીન અને બ્રહ્મદેશ એમ દુનિયાના જુદાજુદા ભાગોમાં હિંદીઓ તરફ લોકો છિદ્રો ખોળવાની નજરે જોવા લાગ્યા છે.





અને આપણી જરા જેટલી ક્ષતિ બહાનું જડે તો એનો વાધ કરી નાખવાનું બૂમરાણ મચાવી દે છે, જોરશોરથી વગોવે છે. ઝઘડતા બે પક્ષો વચ્ચે ઊભા-રહેનારને ભાગે વધારે લાતો આવે, અને બન્નેનું સમાધાન થઈ જાય ત્યારે એ ભૂલાઈ પણ જાય એવા ઘાટમાં આપણે આવી ગયા છીએ.

ગોવાની લડતમાં સિદ્ધાંતોના પારાયણથી એવી નડતર આવી ગઈ કે ન તો કૉન્ગ્રેસ સત્યાગ્રહ કરી શકે ને ન તો સરકાર હથિયાર વાપરી શકે. આમ બીજા પક્ષોના હાથમાં બાજી ગઈ ને રાજકીય શેતરંજમાં એમનો દાવ આમળ ચાલ્યો એમણે ‘ હાટ કેક’ પીરસી દીધી—ના છોડાય ને ના ખવાય.

સત્યાગ્રહના શસ્ત્રમાં કુનેહને મોટું સ્થાન હોવા વિશે કોઈને વધુ ખ્યાલ રહ્યો હોય તો સરદારને. એમને શ્રદ્ધા પણ ખરી ને વેતરણ પણ ખરી. ભેંસ આગળ ભાગવત વાંચવા એ ના બેસે તેમ એને ભડકાવવા માટે ડબ્બો ખખડાવવાથી ચાલતું હોય તો ઢોલીને ના બોલાવે. આજે એવી કુનેહની જરૂર છે કે સત્યાગ્રહની શ્રદ્ધા ઝંખવાય નહિ ને લોક રહેંસાય નહિ.

આવી કુનેહ નથી એમ જણાય તો પછી ગોવાના ગોળીબારોથી દિલ દુભવવાનુ નહિ અને લાંબે ગાળે સૌનું સારું થાય તેનો આશાભર્યો સંતોષ રાખવાનો.

### ઉશ્કેરાયલી લાગણીઓ ઉપર સખ્તાઈ

પણ લોકોની નજર એટલે લાંબે નથી જતી. ને લાંબેનું જેને દેખાય નહિ તે મુંઝાય એ સ્વાભાવિક છે. ગોવાના ગોળીબારથી એમજ લોહી ઉકળી આવ્યું ને પડઘા રૂપે અહીં પણ ગોળીબારો કરવા પડ્યા. લોકોની વર્તણુંક ઉપર આગેવાનોએ રોષ કર્યો ને ધમકીઓ પણ આપી. એવે ટાણે સવાલ થાય છે કે લાગણી ઉશ્કેરાય ત્યારે લોકો કયાં સુધી જઈ શકે?

ગાંધીજી પકડાયા ને લોકો ઉશ્કેરાયા, એ વાત કોને ના ગમી? તે વખતે સામે પરદેશીઓ હતાં એટલે લોકલાગણી વગોવાઈ નહિ. હવે આપણી સરકાર છે ત્યારે લાગણીની માત્રા કે પ્રકારમાં દોષ જડે એ કેવું? લોકોને કેવું થશે, શું કરશે એ આગળથી ના સમજી શકાય એટલા બધા આગેવાનો વિખુટા પડી ગયા છે!

વિદ્યાર્થીઓ તોફાને ચડી જાય એવા કિસ્સા હમણાં હમણાં કેટલીવાર થયા. પણ શાથી આવું બને છે તેની ખુલ્લી ચર્ચા કરવાને બદલે એમને વગોવવાનું થાય? વિદ્યાર્થીઓ મજૂરો ખેડૂતો કે બીજા ધંધા-દારીઓની લાગણી શું ખરા ખોટાના ત્રાજવે જોખી હડપૂત કરી શકાશે? પ્રજાની લાગણીના પ્રવાહને વાળવાનું લાડ કરવાનું ઉત્તેજન આપવાનું પ્રેરવાનું એ કાર્ય સરકારનું કે આગેવાનોનું નથી શું?

લાગણી માપવા કાયદાનો ગજ વારંવાર ના વપરાય તે જ સારું. ઉશ્કેરાયલી લાગણીઓ એ પ્રજાના મન ઉપર લાગેલા ઘા છે તેમાં આક્ષેપો કરી મીઠું ના ભભરાવાય. પ્રજાની લાગણીઓને કેળવવી હોય તો એનો આવકાર કરતાં એ દુભાયેલી હોય ત્યારે બધુ દુભવ-વાનું યોગ્ય ના ગણાય. પ્રજાના પ્રતિનિધિઓ ઊઠીને સખ્તાઈ કરવા લાગે તો એમના નેમ કે સેવા ઉપર સત્તાનું પડ વીંટળાયું હોય એમ જ લાગવાનું.

### જ્ઞાતિ આમ નહિ જાય

જ્ઞાતિ વિહોણા સમાજની રચના કરવા કોન્ગ્રેસે હાકલ કરી પણ એમાં પ્રજાને વિશ્વાસ બેસતો નથી. પત્રિ-કાઓ, ઠરાવો, હુકમો નીકળ્યા છતાં જ્ઞાતિઓ ટકવાની છે એવો ખ્યાલ રહે એની પાછળ કારણો હોવાં જોઈએ. કયાં દુષણોને લીધે જ્ઞાતિ દૂર કરવી છે એમ પૂછાય તો લાગવગ મુખ્ય ગણાય. નોકરી આપવામાં કે મન ઉતરાવવામાં જ્ઞાતિનું જોર ચાલે છે પણ બીજી રીતે એ નાબુદ કરી શકાય એવુ છે. ખરાં દુષણો છે પ્રેતાન્ન, પહેરામણી કે પરઠણ, સ્ત્રીઓની કનડગત, લગ્ન પ્રસંગે ખાનગી આનંદનાં જાહેર પ્રદર્શન ફરજીઆત વૈભવ—એ કાઢવા તરફ લક્ષ જતું નથી. જે જરૂર છે તે બંધનો ઢીલાં કરી જ્ઞાતિની સીમાનો વિસ્તાર કરવાની અને એમાં ચાલતા રિવાજોને કલાના સાદાઈના ને ગંભીરતાના ધોરણે ફરીથી ખુલવવાની. જ્ઞાતિજનો એકબીજાને મદદરૂપ સહાયકારી પ્રવૃત્તિ ચલાવે તો એમાં ખોટું શું? બાપાલાલ વૈદ્ય



કહે છે કે ગુજરાતનાં સંતાનોમાં તેજ ને શક્તિ ઘટ્યાં છે કારણકે બહુ સાંકડી એવી જ્ઞાતિની મર્યાદામાં લગ્નો થાય છે. જ્ઞાતિમાં લગ્ન થાય તે રદ ગણવાની એમણે હિમાયત કરી છે, જે વાજબી છે પણ એવો કાયદો કરવાની આ સરકારની મતિશકિત નથી. બહુ ક્રાંતિકારક લાગે એવી બાપાલાલની વાતમાં પણ જ્ઞાતિઓ તો રહે જ છે, નહિ તો જ્ઞાતિની અંદરનું ને બહારનું એવાં લગ્નો સંભવે કેમ? પણ આપણે નાના ફેરફારો કે નવાં મૂલ્યાંકનો કરવાં નથી, પછી ક્રાંતિની તો વાત જ શી?

ખુબી તો એ છે કે જ્ઞાતિઓની સફાઈનું જરા જેટલું કામ ધ્યાન ઉપર નહિ લેનારા તે પછાતવર્ગ અને આદિવાસીઓની સુધારણા કરવા આગ્રહ કરે છે.

### ઓથોરીટીનું ભૂત

દિવાની કાયદાઓ માટેનો વિધિવાળો ભાગ ફરીથી તપાસી જવા એક પંચ નીમવાની જાહેરાત થઇ છે. ધુરંધર કાયદાશાસ્ત્રીઓ એની કામગીરી બજાવશે. એવે વખતે આપણને સ્વાભાવિક પ્રશ્ન થાય છે કે શું એકાદ વિભાગને ઠીક કરી લેવાથી આપણી ન્યાય પદ્ધતિ સુધરી જશે? એમાં બીજું યે તપાસવા જેવું નથી શું?

અંગ્રેજો આ દેશ છોડી ગયા ત્યારે જે કાંઈ સારું મૂકી ગયા હોય તેમાં ન્યાયપદ્ધતિની ગણના થાય છે. પણ બહુ ચોક્કસ એવી પદ્ધતિ ઉપજાવી કાઢતાં ન્યાય કેટલો નાણાંતરસ્યો ને કેટલો સમયભૂખ્યો બન્યો છે એ આપણે બરોબર જાણીએ છીએ.

ન્યાય ખાતામાં વકીલ અસીલ અને ન્યાયાધીશ એ સહુને ભારે જંજાળમાં નાખનારી ચીજ છે—ઓથોરીટી. એક જજે કોઈ કેસમાં કયાંકની કોર્ટમાં જે પૃથક્કરણ કર્યું તેનું પીંજણ બીજો જજ શા માટે બંધનકર્તા ગણે? દલીલો સમજવા વકીલો ભલે સરખી મત-લબના મુકદ્દમાઓનો અભ્યાસ કરે અને તર્ક પણ ઉડાવે. છતાં, અદાલતે એનો આધાર કબુલ રાખવો પડે, એમ શાથી? શું ન્યાયાધીશોની વિવેકબુદ્ધિમાં પુરતો વિશ્વાસ નથી? નિર્ણયોમાં કદાચ વિરોધી મંતવ્યો આવી પડે તો યે શું થઈ ગયું? એક વખત બંધન અસ્વીકાર્ય થઈ જાય પછી તો વિગતો તપાસી કાયદાનો યોગ્ય અર્થ લાગુ કરવાથી ન્યાયાધીશની બાહોશીનું માન વધવાનું છે.

નવું પંચ ઓથોરીટીઓના ભૂતને દફનાવી શકશે?

### બહેનનો દિવસ

રક્ષાબંધન સામે વિરોધ કરતાં કેટલીક પંજાબી સ્ત્રીઓએ જાહેર કર્યું કે આ પ્રથાના મૂળમાં ભાઈ પાસે પોતાનું રક્ષણ માગવામાં આવતું હતું જેની આ જમાનામાં જરૂર રહી નથી. સ્ત્રી–પુરુષોની સમાનતાના નામે આવી સૂગ ઉપજે તે શું સૂચવે છે?

રાખડી બાંધીને બહેન પોતાના ભાઈનું ક્ષેમકુશળ વાંછે છે એવો ભાવ કેમ ના રાખી શકાય? જ્યાં હોય ત્યાંથી પત્ર લખી બહેન રૂડું ઇચ્છે, ગામમાં જ હોય તો સવારથી બહેન પોતાના ઘેરથી ભાઈને ત્યાં આવી જાય, રાખડી બાંધે અને કુટુંબ આખું ભાઈબહેનની પ્રીત જોઈ હરખે, એ કેવી પ્રેમાળ ભાવના છે!

આપણે ત્યાં ભાઈનો દિવસ પણ છે. બહેનને ઘેર જઈ ભાઈ આદર પામે, જમે અને એને માટે એક પર્વ નક્કી થાય એ હિંદુ સમાજની ખુબી છે. ભાઈબહેનના દિવસો માફક માનો અને ભાભીનો દિવસ પણ મુકરર કરવા જેવા છે. વરસગાંઠો ઉજવવા કરતાં આ સામાન્ય પર્વનો મહિમા અને આનંદ ઘણો છે. સંયુક્ત કુટુંબની પ્રથા ઘસાતી જાય તેવે ટાણે આવાં પર્વો વિકસે તેમ સારું.

### સ્વ. પાઠક સાહેબ

વાર્તા કાવ્ય અને વિવેચન વડે ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરનાર શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠકના અવસાનની નોંધ લેતાં દુઃખ થાય છે. એક સુંદર સાહિત્યકાર ઉપરાંત પાઠક સાહેબ ઘણા કવિ–લેખકોના મિત્ર હતા અને એમની સાથે ઉમંગથી વાતો કરતાં ખૂબ ઉત્સાહ પ્રેરતા. વિનોદને લીધે એમના જ્ઞાનનો ભાર





પ્રો. અનંતરાય મ. રાવળ

# ગાંધીયુગના પંડિતવર્ય

પાઠક સાહેબ ચાલ્યા ગયા. ગુજરાતી સાહિત્યની ગઈ પેઢીનો છેલ્લો વારસ પણ જાણે ચાલ્યો ગયો. એમની વિદ્વત્તા અને બહુશ્રુતતા વિષે ક્યારેય બે મત નથી શ્રી રાવળસાહેબે તેમને આપેલી આ અંજલિ એટલે જ અધિકારી અંજલિ ગણાય તેવી છે........

વર્તમાન ગુજરાતના પ્રથમ પંક્તિના વિદ્વાન અને પીઢ સાહિત્યકાર શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠકનું ૬૮ની ઉંમરે હૃદયરોગના હુમલાથી અણધાર્યું અવસાન થતાં ગુજરાતના સૌ સાહિત્યરસિકો તથા સંસ્કારપ્રેમીઓએ શોકની લાગણી અનુભવી હશે.

શ્રી. પાઠક ગાંધીયુગના પંડિતવર્ય હતા. આગલા પંડિતયુગના સમર્થ મહારથીઓના જેવું બુદ્ધિતંત્ર અને વિદ્વત્તા એમની પાસે હતાં, એ સાથે એમની લખાવટ અને નિરૂપણમાં ગાંધીજી–પ્રભાવિત સીધાપણું અને સાદાઈ હતાં. એમનામાં પંડિતયુગ અને ગાંધીયુગનાં સૌ ઉત્તમ તત્ત્વોનું મંગલ મિલન થયું હતું.

સંસ્કારપ્રેમી અને વિદ્યાપરાયણ પ્રશ્નોરા જ્ઞાતિમાં ધર્મિષ્ઠ અને વિદ્વાન પિતાને ત્યાં જન્મેલા શ્રી. પાઠકે તત્ત્વજ્ઞાન સાથે પ્રથમ વર્ગમાં બી. એ. થઈ, કાયદાના પદવીધર બની, વકીલાત આરંભી ખરી, પણ એમની દેશભક્તિ અને પ્રકૃતિ એમને શિક્ષણ અને સાહિત્યના ક્ષેત્રમાં ખેંચી લાવી. ગાંધીજીની અસહકારની હાકલને માન આપી વકીલાત છોડી, બારડોલી સત્યાગ્રહ અને ૧૯૩૦ની લડત વેળા તે એમાં જોડાયેલા અને જેલવાસ પણ ભોગવી આવેલા એ ખરું પણ દેશસેવા પ્રત્યક્ષ સક્રિય રાજકારણમાં પડવા કરતાં પોતાની પ્રકૃતિ અનુસાર તેમણે શિક્ષણ અને સાહિત્યનાં ક્ષેત્રમાં પોતાની સેવા અર્પીને જ બજાવી છે.

અધ્યાપક તરીકે ગુજરાત વિદ્યાપીઠમાં કામ કરતાં એમણે પોતાનો અભ્યાસ વધારતા જઈ વિદ્યાર્થીઓની કાવ્યાભિરુચિ કેળવી આપી, એમને ન્હાનાલાલ પછી 'કાન્ત' અને બળવંતરાય ઠાકોરની કવિતા તરફ વાળી 'સુંદરમ્' જેવા તે વેળાના ઊગતા નવ કવિઓના પ્રેરણા ગુરુ તે બન્યા એ તેમની મોટી સેવા છે. બીજી સંસ્થાઓમાંના અધ્યાપન કાર્યથી તો સંખ્યાબંધ વિદ્યાર્થીઓના સાહિત્યગુરુ અને પ્રેરણાદાતા એ બન્યા હતા.

અધ્યાપન સાથે જ શરૂ થયેલી એમની સાહિત્યસેવા એમની શિક્ષણસેવા કરતાં વધુ વિશિષ્ટ અને સ્મરણીય છે. એમાં એમની મોટી સેવા વિવેચક તરીકેની છે. સૂક્ષ્મ દૃષ્ટિ અને વિશદતા એમનાં આ વિવેચનોનાં આગવાં લક્ષણો છે પણ વિવેચક પાઠક પાસે સારા સર્જકની મનોઘટના પણ હતી જેને પરિણામે સ્વાભાવિકતા જીવન અને માનવ વૃત્તિ વ્યાપારોની વાસ્તવિક રજૂઆત, પ્રયોગ વૈવિધ્ય અને હૃદયસ્પર્શિતાથી શોભતી અનેક પ્રથમ પંક્તિની વાર્તાઓ તેમણે 'દ્વિરેફ' ના ઉપનામથી ગુજરાતને આપી. આ કાવ્યજ્ઞ પંડિત પાસે સંવેદનશીલ કવિહૃદય પણ હળવો લાગતો.

મુંબઈ આવીને વસ્યા તે પછી અધ્યાપકી જીવનમાંથી સમય કાઢી એમણે રેડીઓદ્વારા ઘણા કાર્યક્રમો વડે લોકોમાં સાહિત્યનો રસ વધાર્યો હતો. એમને સાંભળતા હોઈએ ત્યારે વાણી સરળ રીતે વહેતી હોય અને એમાંથી ખોબે ખોબે રસ પીવાનો લ્હાવો મળતો હોય તેથી આનંદ થઈ જતો.

એમના અવસાનથી ઘણાને સ્વજન ગુમાવ્યા જેવું દુઃખ થયું હશે. શ્રી હીરાબહેનને આશ્વાસન આપતાં એક સાહિત્યકારની ઉમદા સેવા કરવા બદલ ધન્યવાદ પણ આપવા જોઈએ. ઈશ્વર એમના આત્માને શાંતિ આપો.





હતું. જેણે એમને સ્વસ્થ પ્રયોગશીલ સૌંદર્યોપાસક કવિ 'શેષ' બનાવ્યા. સૂક્ષ્મ અવલોકન શક્તિ સાથે કેળવાયેલી હાસ્ય રસેન્દ્રિય એમને વરેલી હોવાથી 'સ્વૈરવિહારી' તરીકે બુદ્ધિલક્ષી નર્મ મર્મ અને કટાક્ષના એ સારા લેખક બન્યા. આમાંનું ઘણું કાર્ય તેમણે 'પ્રસ્થાન' માસિક દ્વારા બજાવ્યું હતું. 'પ્રસ્થાન'નું એમણે એના તંત્રી તરીકે વર્ષો સુધી કરેલું સંપાદન સ્વચ્છ, સાત્વિક, દૃષ્ટિમંત સામયિક, સંચાલનનો આદર્શ ગુજરાતને શીખવી ગયું છે. 'યુગધર્મ'ના સંપાદક મંડળમાં રહીને પણ એમણે આવી જ સેવા બજાવી હતી.

વિવેચક, વાર્તાકાર, વિનોદ લેખક, કવિ અને તંત્રી તરીકે ઉજ્જવળ, સાહિત્યસેવા બજાવનાર શ્રી. પાઠક સ્વ. કેશવલાલ ધ્રુવ પછીના સમર્થ પિંગળશાસ્ત્રી હતા, અને 'પ્રાચીન ગુજરાતી છંદો,' 'નવી દૃષ્ટિએ પિંગળ' અને 'બૃહત પિંગળ,' એ એમની ત્રણ કૃતિઓ ગુજરાતી પિંગળના વિષયમાં છેલ્લો શબ્દ ગણાય એવી વિદ્વત્તાથી વિભૂષિત છે, અને ગુજરાતી સાહિત્યને તેમની ચિરસ્મરણીય ભેટ છે.

વ્યક્તિ તરીકે શ્રી. પાઠક એટલા જ મહાન હતા. એમની સહૃદયતા અને ઋજુ પ્રકૃતિને લીધે એ અનેક મોટેરાઓ, સમવયસ્કો અને નાનેરાઓનો એક સરખો આદર અને સદ્‌ભાવ જીતી શક્યા હતા. તર્કબળ ઘણું છતાં એમની પાસે અત્યંત લાગણીભર્યું સુકુમાર હૃદય હતું. પરિણામે એ અનેક શિષ્યો અને જુવાન સાહિત્યકારોના મુરબ્બી મિત્ર અને માર્ગદર્શક અને સૌના 'પાઠક સાહેબ.' બન્યા હતા. આવા સૌજન્યમૂર્તિ પીઢ સાહિત્યકાર ગુમાવી ગુજરાત જરૂર રંક બન્યું છે. એમની અનેકવિધ સ્મરણીય સાહિત્યસેવાને કૃતજ્ઞભાવે સંભારી સંભારી એ માટે એમનો ઉપકાર માની, એમના આત્માને અખંડ શાન્તિ ઇચ્છીએ.

*

ઓગસ્ટ માસના અંકમાં શ્રી ડાહ્યાભાઈ પટેલકૃત 'અપમાનિતા' ખૂબ જ ગમી. નિબંધ સાહિત્યમાં આત્મકથાનો આ પ્રકાર પ્રશંસનીય છે. મારાં તેઓને અભિનંદન પાઠવશો.

—નલિન છો. પંડ્યા. [હિંમતનગર] ૧૬-૮-'૫૫

## ગ્રાહકોને—

**'ઊર્મિ-નવરચના'**ના આ અંકથી દરેક ગ્રાહકનો ગ્રાહકનંબર બદલાય છે અને હવેથી નવો ગ્રાહકનંબર મળે છે. આપના આ અંકના રેપર ઉપરથી આપના નવા ગ્રાહકનંબરની **નોંધ કરી લેશો.** અને હવે પછી કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરો કે લવાજમ મોકલો ત્યારે આ નવો ગ્રા. નં. લખવો ભૂલશો નહિ. દરેક ગ્રાહકના સરનામાની પ્લેટ બનાવેલ છે એટલે એકાદ બે અંક પૂરતું સરનામું બદલવું હોય તો એ માટે પોસ્ટ ઑફિસ સાથે જ ગોઠવણ કરી લેવી. કાયમી સરનામું બદલવું હોય તો જ અમને લખવું. આ નોંધ જરૂર કરી લેશો.

—વ્યવસ્થાપક : ઊર્મિનવરચના



